# AMRITSAGUR

AND

# PRATAPSAGUR

## MEDICALWORK

Translated into Guzerati from the Jepoory and the Hindoostani languages

BY

BHOWSAR TRIBHOWNDASS GIRDHARDASS KHUMBATI

THE ASSISANT MASTER OF THE BORSUD TALOOKA SCHOOL

*SECOND EDITION*



NADIAD

NEW GUJARAT PRINTING PRESS.

Samvat 1944. Shaka 1809. A. D. 1888

Yajdejerdi 1257 Hijri 1305

*Price* Rs 4½

# જાહેર ખબર.

આ અમૃતસાગર નામે વૈદકનો ગ્રંથ બોરસદમાં ખંભાતી દરવાજાની આગળ તેમની યુરોપસોપ કીપરની દુકાને અગર લુહારવાડા આગળ ગ્રંથ છપાવનાર પાસેથી રોકડી કીમત રૂ. ૪ા કંપનીએ મળશે. અને નીચે લખેલા દેશાવર ખાતેથી કીમત ઉપરાંત ત્યાં ખાતે મોકલતાં થએલા ખર્ચ બદલ નિચે પ્રમાણે જાદે કીમતે મળશે.

અમદાવાદ–રાયપરમાં પંચમુખા હનમાન આગળ કોકડીઆની પોળમાં શેઠ મગનભાઈ કરમચંદની કન્યાશાળાના માજી હેડમાસ્તર. બુલાખીદાસ થાવરજીની પાસેથી રોકડી કીમ રૂ. ૪–૧૦–૦ એ મળશે.

અમદાવાદ–માંડવીની પોળમાં લાલાભાઇની પોળમાં લહીઆનું કામ કરનાર ભાવસાર કલ્યાણ નરોતમની પાસેથી રૂ ૪–૧૦–૦ એ મળશે.

સુરત–નાણાવટમાં ખોદાબખશ પ્રેસના માલીક અને બુકસેલર શેઠ મંનચેરજી જમશેદજી પોછ વાળા પાસેથી રોકડી કીમત રૂ.૪–૧૦–૦ એ મળશે.

રાંદેર–ચબુતરાની પાછળ સાંગી સેરીમાં ભટ બાળકૃશ્ન કૃશ્નદેવ પાસેથી રૂ. ૪-૨-૦ એ રોકડેથી મળશે.

મુંબાઇ–બહારકોટ દાદી શેઠની અગીઆરીના રસ્તાપર રા. રા. ભાઇશંકર નાનાભાઇના માળામાં "સ્વદેશવત્સળ" સોસાઇટીની ઓફીસમાંથી, અગર કોટમાં બજારગેટ ઘર નંબર ૬૮ મામાં રા. દામોદરદાસ છબારામ ભટ્ટ પાસેથી રૂ. ૪–૧૦–૦ રોકડેથી મળશે.

ખંભાત–પીરજપરમાં ભાવસાર લક્ષ્મીદાસ ખુશાલદાસ પાસેથી રૂ. ૪–૯–૦ એ રોકડેથી મળશે.

મુ॰ બોરસદ } ત્રીભોવનદાસ ગીરધરદાસ
જીલ્લે ખેડા } અ॰ વૈ॰ ભાષાન્તર કરતા.

# NOTICE

This work will be had at Borsad at the house of the Translator in the Luharwada or at his Europe shop at a ready price and the out Station subscribers will obtain it from the following places and prices.

AHMEDABAD—In Raipoor from Maganbhai Karmchand the late Head Mastar or the Girl School in the Kokadia street near Punchmookha Hanooman at Rs 4-10-0.

AHMADABAD—From Bhawsar Kalián Narotam Lahiá in Lálábhai's Pole in Modvi Pole at Rs 4-10-0.

SURAT—From Mr. Muncherji Jumsetji Postwalla Book-Seller and the owner of the Khoda Bukhas press in Nanawut at Rs 4-10-0.

BOMBAY—From the Swudasr Vussul Society office in the house of Mr. Bhaishanker Nanabhai on the road to Dadi Set's Agiari out fort Bombay and from Damodurdas Chabaram Bhut in fort Bajar gate house No, 68 at Rs 4-10-0.

CAMBAY—From Laxmidas Khoosaldas Bhawsar in Pirujpoor at Rs 4-10-0.

RANDER—From Balkrushna Krushnadev Bhut near Chuootra in Sami Sheri at Rs 4-10-0

CAMP BORSAD }
TALOOKA KHEDA }

*Tribhowundas Girdhurdas*
Translator

# પ્રસ્તાવના.

કુદરતનાં બનાવેલાં આદમીને વૈદક એ એક કેવી ઉપયોગી વિદ્યા છે, તે દરેક માણસને કંઇ પણ દરદની વખતે અનુભવથી માલમ પડે છે. આ વિદ્યાને સંપૂર્ણ કરવાને ઘણાએક વીદ્વાન વૈદ્ય અસલથીજ તજવીજ કરતા રહેલા છે તેમાંના આપણા દેશમાં અસલના વારામાં કેટલાએક હેવા તો પ્રખ્યાત અને કુશળ થઇ ગયા, કે આજના ઇંગ્રેજી સુધરેલા મોટા મોટા સર્જન, તથા મોટા મોટા રસાયણ શાસ્ત્રીઓ તો તેની કુચ્છ વિસાતમાં નહીં. તેમાં એક અસલના વારામાં " બ્યારામેહર „ નામે ભરવાડ એવો તો ચમત્કારીક પુરૂષ થઇ ગયો, કે તેણે આ પૃથ્વી ઉપરની તમામ ઔષધિ (અઢારભાર વનસ્પતિ) ને બોલાવી પોતપોતામાં કેવો ગુણ તથા કેવા અવગુણ છે. તે સર્વેનાં અમુક નામ ઔષધિ પાસે કેહેવડાવી તેના કહેવા પ્રમાણે જે જે રોગ ઉપર જલદી અસર કરનાર છે, તે તે રોગનાં નામ વગેરે લખી રાખી તેનું મોટું પુસ્તક બનાવ્યું. મતલબ કે એ ભરવાડ ઔષધિ ઓળખવામાં તથા તેના ગુણ પીછાનવામાં ઘણો કુશળ હતો. વળી દેવતાઓના વૈદ્ય અશ્વની કુમારનો છોકરો ધનવંત્રી વૈદ્ય એવો તો કુશળ થઇ ગયો કે તે રસ્તે ચાલતાં ચાલતાં માણસનો રોગ વરતતો અને તેનું મોત કહેતો હતો કે તે ફલાણે દહાડે મરણ પામશે. પણ તે પોતે જો ધારે તો દરદીને મરવા દેતો નહીં, એવો પોતે કુશળ હતો (એનો એક દાખલો, શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પૂરાણમાંનો) જનમેજય રાજાના પુત્ર પરિક્ષત રાજાને તક્ષત નાગ, શ્રાપ થયા પ્રમાણે કરડવાને જતો હતો, અને તેના રક્ષણ માટે આ ધનવંતરી વૈદ્ય જતો હતો, તે બંને રસ્તામાં એકઠા મળ્યાં. ત્યાં ધનવંતરીએ પુછ્યું તું કોણ છે? અને ક્યાં જાય છે? તેણે કહ્યું હું તક્ષત નાગ છું, અને પરિક્ષત રાજાને શ્રાપ થયા પ્રમાણે ડંક્ષ કરી કાળ કરાવા જાઉં છું. ત્યારે ધનવંતરીએ કહ્યું કે હું તેને કાળથી બચાવવા જાઉં છું. ત્યારે તક્ષતે કહ્યું. કે તમે શી રીતે બચાવશો? જો તમારામાં સત્તા હોય, તો હું આ વડને ડંક્ષ કરૂં ને તેને તું બચાવ. તેપરથી તેણે વડને ડંક્ષ કર્યો, તેથી વડ સુકાઇ ગયો. કે તરતજ તેણે એવી દવા છાંટી કે જેવો હતો તેવો લીલો થઇ ગયો તેથી તક્ષતને ફીકર થઇ, ને પુછ્યું કે તમે આવો છો, પણ તમારો કાળ શી રીતે છે? તેણે કહ્યું મારો સામે મોઢે કાળ નથી, પછવાડેથી થાય. ત્યારે પછી રસ્તામાં આગળ જતાં ધનવંતરી સુતા હતા, ત્યાં પાછળથી ડંક્ષ કર્યો તેથી મરણ પામ્યા. બાદ પરિક્ષત રાજાને તેણે ડંક્ષ કર્યો તેથી શ્રાપ થયા પ્રમાણે મરણ પામ્યા. મતલબ કે તે ઔષધિ વિદ્યામાં કુશળ હતો. અને રોગીની બારીકીથી ચિકિત્સા કરી એવું ઔષધ શોધી કાઢતો હતો કે તેને તે મારકજ આવે.

એક નિઘંટ નામે વૈદક રસાયણ સાસ્ત્ર વગેરેનું એવું તો બારીકીથી ઔષધ વગેરેના લંબાણ વર્ણનથી, તથા બારીકમાં બારીક રોગના પિછાન સાથે ઉપાયનું બનાવ્યું છે, કે તેની તુલના કોઇ સાથે થઇ શકતી નથી, કે જે શ્લોક સાથે મરાઠી ભાષામાં છપાઇ ત્રણ ભાગમાં બહાર પડ્યું છે, તે કેટલાકના જોવામાં તો આવ્યું હશે? એ તો ખરી વાત છે કે આપ

આ હિંદુસ્થાનમાં અસલના વખતમાં એટલા બધા મહાન વૈદ્ય થઇ ગયા છે કે જેનું આજ ગોએ બ્યાન લખવાથી ઘણું લંબાણ થઇ જાય. માટે તે અત્રે લખવાની જરૂર નથી. પણ હાલના વખતમાં તેમનાં લખેલાં પુસ્તકોના વિચાર પ્રમાણે સમજી શકે. તથા રોગો પારખી શકે, તથા વનસ્પતિ તથા ઓસડો તમામ પારખી શકે, તેવા વૈદ્ય જોવામાં આવતા નથી. તેમજ જવલે હાલમાં હશે, એટલુંજ નહીં પણ સંસ્કૃત વૈદ્યકનાં પુસ્તકો સમજી અર્થ કરી શકે, તેવા ભણેલાનો પણ દહાડે દહાડે લય થતો જાય છે. કારણ કે અગાઉના વખતમાં એ ભાષા શિખેલાઓને મોટા મોટા દેશી રાજાઓની તરફથી આદાર સનમાન સાથે આશ્રો મળતો હતો. તે હાલના વખતમાં બંધ થવાથી તેવી કડાકુટ ભરેલી ભાષા શિખવી છોડી દેઇ, માયાળુ ઇંગ્રેજ સરકારના તરફથી મદદ મળવાની આશાથી, નોકરી વગેરે મળવાની ખાએસ રાખી, ઇંગ્રેજી શિખવા ઉપર, અગાઉ સંસ્કૃત શિખવા જેમ અત્યંત મેહેનત લોકો લેતા હતા, તેમ લેવા લાગી ફતેહ પામ્યા. તેથી એ ભાષા શિખવાને એટલા બધા ઉતરી પડયા, કે અગાઉ સરકારને દરમાસે રૂ. ૧૦૦ ખરચતાં જેવો નોકર મળતો નહોતો તેવો હાલ રૂ. ૧૫માં મળી આવે છે. એ શું ! ઓછો રાજને ફાયદો છે ? અફસોસ !! છેકે દેશી વિદ્યાને દેશી રાજાઓના તરફથી કંઇ આસરો મળતો નથી, તેથી તેવી વિદ્યા દહાડે દહાડે નાસ પામવા માંડી. અને એમ ચાલ્યા કર્યું તો સંસ્કૃત ભાષામાં રચાએલાં ઘણાં ઉપયોગી પુસ્તકો કોઇ પણ આગળ સમજશે નહીં. તેથી તે પુસ્તકો નિરઉપયોગી થઇ પડયા વગર રહેશે નહીં. તો હાલના વખતમાં ઉપયોગી પુસ્તકોનો ગુજરાતી ભાષામાં તરજુમો થાય, તો હાલ અને આગળ ઉપર ઉપયોગી થઇ પડયા વગર રહે નહીં.

નામદાર ઇંગ્રેજ સરકારના તરફથી ઠામ ઠામ ધર્માદા દવાખાનાં, અંગ્રેજી મત પ્રમાણે ઇંગ્રેજી દવાઓ આપવાને સ્થાપન થવાથી. લોકોને મફત દવા મળવા લાગ્યાથી કોઇ પૈસા ખરચી દેશી વૈદ્યનો ઉપયોગ કરનાર નહીં મળવાથી. તેમના ગુજરાનને અડચણ પડવા લાગી. તેથી દેશી વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરવો મૂકી દઇ, બીજા નોકરી વગેરે ઉદ્યમે લાગ્યાથી દહાડે દહાડે દેશી વૈદ્યક વિદ્યાનો નાશ થવા લાગ્યો. તે જોઇ કયા દેશી સ્વદેશ હિતેચ્છુનું કાળજું બળ્યા વગર રહેશે? ઇંગ્રેજી અજાણ્યાં ઓષડોનો ઉપયોગ કરવાને કેટલાંક માણસો આનાકાની કરે છે; તેમજ ઇંગ્રેજી દવા દેસી દવાથી મોંઘી મળે છે તેથી ગરીબ લોકોને વાપરવી ઘણી ભારે પડે છે. તેમજ તેવી દવા મોટાં શેહેરો શિવાય મળી શકતી નથી તેમજ ત્યાં દેશીવૈદ્ય હોતો નથી તેથી ઘણું દુઃખ સોસવું પડેછે માટે દેશી વૈદ્યક શાસ્ત્રનું અગત્યનું જ્ઞાન આપનારૂં પુસ્તક આપણી ગુજરાતી ભાષામાં ન હોવાથી, શીખેલા વૈદ્યની ગેરહાજરીએ ભારી અડચણો શોષવી પડે છે, એવું જણાયાથી તથા એ ખોટ પૂરી પાડવાનું કામ વધારે કોઇ અનુભવી. અને કેળવાએલાને હાથે. આજ સુધી હંચકી નહીં લીધાથી કેટલાએક મિત્રોની મને ફરમાસ થવાથી, મેં આશરે ત્રણ વરસ ઉપર આરંભવાને બ્યાજબી ધાર્યું હતુ, પણ તેમાં કેટલીએક અડચણો આવી પડયા છતાં મેં કામ ચાલુ રાખું તે હમણાં પરમ કૃપાળુ ઇશ્વરની મદદથી પુરૂં કરવામાં આવ્યું છે.

આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર એવી મતલબથી કરવામાં આવ્યું છે, કે આપણા શાસ્ત્રનો નાશ ન થવા દેતાં બહોળો ઉપયોગ થાય; અને સર્વ ગરીબ, અને તવંગરને

સરખો ઉપયોગ થાય, અને જ્યાં દેશી વૈદ્યો મળી આવતા નથી, અથવા તેઓ મળી આવે ત્યાં સુધી દરદી પોતે અથવા તેનાં સગાં વહાલાં પોતે "છાસ પાસો" કરે છે, ત્યાં રોગને પારખી કાઢી તેના કારણો સોધી કાઢવામાં અને ખરા ઉપાયો શક્તિ પ્રમાણે ખરચના અથવા મફત ખેતર કે જંગલોમાંથી વનસ્પતિના બતલાવવામાં તે આવે. અથવા મુસાફરી કરતી વેળા રોગ આવી પડે, તો તેનો ઘટતો ઉપાય કરવાને આ પુસ્તક ઉપરથી બની આવે. અને બીજી સુવાણી વેળા કુટુંબના વડાએ રોગનાં કારણોને અટકાવવાને કેમ કોસીસ કરવી, અને કોશીશ કર્યા છતાં આવી પડે તો વૈદની મદદ મળી આવે ત્યાં સુધી શી રીતે વર્તવું, તે આ પુસ્તકનો અભ્યાસ કરવાથી માલમ પડશે. અગર કોઇને આ ધંધો શીખવાને મરજી હોય, તો તે આ પુસ્તકનો અભ્યાસ કોઇ હોંશીઆર વૈદની પાસે કરશે, તો મોટો કુશળ વૈદ્ય થશે.

આ પુસ્તક જો કે ઘણા દીવસ વ્યતિત થયા જે જયપુરના નામદાર મહારાજા શ્રી યુત સવાઇ પ્રતાપસિંહજી કે જેનો પ્રતાપ અને ઐશ્વર્ય સંપૂર્ણ દેશોમાં વિખ્યાત છે, તેમણે પોતાના મોટા મોટા વિદ્વાન વૈદ્ય લોકોની મારફત વૈદકના ચરક, સુશ્રુત, વાગભટ્ટ, આદિ અનેક પ્રમાણીક ગ્રંથોમાંથી ઉમદા ઉમદા જલદી અસર કરે એવા ઉપાયો સોધી કાઢી, ખાતરી કરી "અમૃતસાગર તથા પ્રતાપસાગર" નામે આ મોટો ગ્રંથ રચ્યો—એવું માલમ પડે છે કે આ મહારાજાએ જુદા જુદા વૈદ્યને જુદા જુદા રોગોના ઉપાય અજમાવી જોવાનો બંદોબસ્ત કરી આપ્યો હતો. તેથી તેમ કરતાં એ પુસ્તકના તમામ ઉપાયો અજમાવી જોવામાં પોતાની આખી જીદગી રોકી સદરહુ પુસ્તક ૧ લું છે. આ પુસ્તક રચ્યાને ૨૦૦ વરસ ઉપરાંત થઇ ગયાં નથી તેથી આમાં લખેલાં ઔષધો આજના લોકોને માફક આવવામાં કંઇ અડચણ નથી. અને આ પુસ્તક એવું તો ઉપયોગી છેકે તેની પ્રથમ મૂળ પ્રત જેપૂરી ભાષામાં મુંબઇમાં સન ૧૮૬૨ માં છપાઇ ત્યારથી તે આજ સુધીમાં તેની સાત આવૃતિયો સુધીમાં છપાઇ હજારો નકલો ખપી ગઇઓ છે, તેમજ એ પુસ્તકનું હિંદી ભાષામાં મહાન પંડીત મુનસી નવલ કિશોરે પણ ભાષાંતર કરી, ઉપલી સાલમાં હિન્દી પ્રાંતમાં પોતાના છાપખાનાંમાં છાપી બહાર પાડયું, ત્યારથી તે આજ સુધીમાં તેની પણ હજારો પ્રતો ખપી ગઇ છે, જો આ પુસ્તક ઘણું ઉપયોગી ના હોત તથા તેમાં લખેલા ઉપાયો જલદી ગુણ કરતા ના હોત તો ઉપર પ્રમાણે તેની હજારો પ્રતો ખપી જાત નહીં. માટે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ પુસ્તક ઘણું ઉપયોગી છે. વળી આ પુસ્તક છપાવતાં પહેલાં દેશાવરના ગ્રાહકોની તરફથી જે પ્રથમ આશ્રો મળ્યો છે તે ઉપરથી પણ આ ગ્રંથની કેવી મહતા અને જરૂર છે, તે પણ જણાઇ આવે છે.

૧. આ પુસ્તકની અંદર ૨૫ તરંગ છે. અને તેમાં પહેલા તરંગમાં પ્રથમ રોગ શાથી ઉત્પન્ન થાય છે. અને કેવી રીતે થાય છે, તે લખ્યું છે. પછી નાડી પરીક્ષા, સ્વપ્ન પરિક્ષા, દુતપરિક્ષા, સુકન પરિક્ષા, કાળજ્ઞાન વગેરે પરિક્ષાઓ કરવાથી, રોગીનો રોગ પારખવામાં મદદ મળે છે. ઔષધવિચાર, દેશ, કાળ, અવસ્થા, અર્થ, કર્મ, અગ્નિબળ, રોગીનો સાધ્ય અથવા અસાધ્ય વિચાર, રોગભેદ, રોગનીઉત્પતિ, એનું તમામ વ્યાન આ પહેલા તરંગમાં અનુક્રમે લખવામાં આવ્યું છે.

૨ આ બીજા તરંગમાં તમામ તાવ માત્રની ઉત્પત્તિ. લક્ષણ. અને ઉપાય લંબાણથી વિગતવાર દર્શાવવામાં આવ્યા છે. અને તેમાં સન્નિપાત જ્વર જે કાળ ૧૫ છે તેના ભેદ સહિત ઘણા ઉપાય બતાવવામાં આવ્યા છે.

૩ ત્રીજા તરંગમાં અતિસાર, સંગ્રહણી. હરસ, આ રોગોની ઉત્પતિ લક્ષણ, ઉપાય અને તેના ભેદ સહિત ઉપાયો વિસ્તારથી લખ્યા છે.

૪ ચોથ, તરંગમા અજીર્ણ. મંદાગ્નિ. ક્ષયરોગ, વિશુચિકા. અલસ. વિલંબિકા. કૃમિરોગ, પાંડુરોગ, આ સર્વ રોગો પેદા થવાનાં કારણો. તથા તે પિછાનવાનાં લક્ષણ. તથા તેને દૂર કરવાના ઉપાયો લંબાણથી છે.

૫ પાંચમા તરંગમાં રક્તપિત, રાજરોગ, ખાંસી. હિચકી, સ્વાસ. આ રોગો, પેદા થવાનાં મુખ્ય કારણો, તેઓની નીશાનીઓ અથવા પરિક્ષા, અને તેઓને દૂર કરવાના ઉપાય લંબાણથી લખ્યા છે.

૬ છઠ્ઠા તરંગમાં સ્વરભેદ, અરોચક, ઓકારી, મૂર્છા આદિ લઇ રોગો પેદા થવાનાં કારણ, તેની પરિક્ષા અને તેઓને દૂર કરવાના ઉપાયો રોગોના ભેદવાર લખવાનાં આવેલા છે.

૭ સાતમા તરંગમાં મદાત્યય જે ઘણો દારૂ પીવાથી રોગ થાય છે તે. ઉન્માદ એટલે દિવાના પણું, મૃગી.એટલે ફેફરૂં, અથવા વાઇ, એ રોગો શાથી પેદા થાયછે ને થાય તો તે ઓળખવાનાં લક્ષણ અને તે રોગોને દૂર કરવાના ઉપાયો વિષે જાતવાર વિસ્તારથી લખવામાં આવ્યું છે.

૮ આઠમા તરંગમાં ચોરાશી પ્રકારના વાયુ શાથી પેદા થાય છે. તે ઓળખવાનાં લક્ષણ, અને તેના ઉપાય વિગતવાર ખુલાસા બંધ લખવામાં આવ્યા છે.

૯ નવમા તરંગમાં ઉરૂસ્થંભ, આમવાત, પિતવ્યાધિ, એ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય વિગતવાર લખ્યા છે.

૧૦ દશમા તરંગમાં વાતરક્ત, શૂળ. પરિણામશૂળ, અન્નદ્રવજરત પિત્ત, એ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય વગેરે છે.

૧૧ અગીઆરમા તરંગમાં ઉદાવર્ત. અનાહ એટલે આફરો યા પેટનું ફુલવું, ગુલ્મ એટલે ગોળો. યકૃત પ્લીહ એટલે બરોળની ગાંઠ અને કાળજાના રોગ, અંતકર્ણનો રોગ આ રોગ પેદા થવાનાં કારણ તથા લક્ષણ અને ઉપાય વિસ્તારથી લંબાણમાં લખવામાં આવેલા છે. તે ઉપર પુરતુ ધ્યાન આપવાને દરેક વાંચનારને ભલામણ કરવામાં આવે છે.

૧૨ બારમા તરંગમાં મૂત્રકૃછ. મૂત્રાઘાત. અસ્મરી એટલે પથરી, શર્કરા એટલે રેત, પ્રમેહ, એ રોગોની ઉત્પતિ. લક્ષણ ઉપાય લખ્યા છે,તેમાં પ્રમેહ એટલે પરમીઆના રોગોના ઘણા ભેદ છે.તે દરેકનાં લક્ષણ તથા ઉપાય બતાવેલા છે. તે ઉપર બરાબર ધ્યાન આપી ઓળખીને વૈદ્ય તે રોગોનો ઉપાય કરશે તો તેમાં ઘણો કુશળ ગણાશે.

૧૩ તેરમા તરંગમાં મેદરોગ એટલે શરીરના ભારે પણાનો રોગ, કૃશ એટલે ક્ષીણ અથવા કમજોર પણાનો રોગ, અને ઉદરરોગ એટલે જળંદર વગેરે રોગો. એઓ શાથી થાયછે તથા તે રોગ ઓળખવાની નિશાનીઓ આનું છે ટે તેના ઉપાય લખેલા છે. તેમાં ઉદરરોગ મહા ભારે છે માટે તેના ઉપાયો પણ અસરકારક બતાવેલા છે તેની ખરીખર [illegible]

ને યોજના કરવી જોઈએ.

૧૪ ચાદમા તરંગમાં સોથ એટલે સોજાનો રોગ. અંડવૃદ્ધિ એટલે અંતરગળ, બદ, અંતરમુખા. કંઠમાળ, અપચી, ગ્રંથી એટલે ગાંઠ, અર્બુદ અને અધ્યર્બુદ; એ શરીરના ઉપરના રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય લખેલા છે.

૧૫ પંદરમા તરંગમાં શ્લીપદ, વિદ્રધિ. વ્રણસોથ એટલે સોજાનું પાકવું, શરીર વ્રણ એટલે શરીર ઉપરનાં ગડગુમડાં; ભગ્ન એટલે હાડકાનું ભાગવું. નાડીવ્રણ એટલે સડતા ઉંડા ગએલા ધારાં. એ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, વગેરે લખેલું છે.

૧૬ સોળમા તરંગમાં ભગંદર, ઉપદંશ એટલે ઇન્દ્રી ઉપર ચાંદી થાય છે તે, લિંગાર્શક એટલે લીંગ ગળી જાય અથવા લિંગ ઉપર હરસ એટલે મસ્સા થાય છે તે, કોઢરોગ, એ રોગો પેદા થવાનાં કારણ, ઓળખવાનાં લક્ષણ, અને એ રોગોને દૂર કરવાના ઉપાયો વિગત વાર લખવામાં આવેલા છે. પણ કોઢનો રોગ ઘણો ભારે છે. માટે તેના ઉપર ઉપાયો પણ ઘણા ભારે અસર કરે એવા લખવામાં આવેલા છે. પણ તે ચતુર માણસે સાવચેતીથી બનાવી યોજના કરવી જોઈએ.

૧૭ સત્તરમા તરંગમાં શીતપિત્ત, ઉદર્દકોઠ ઉકોઠ, અમ્લપિત્ત, વિસર્પ એટલે ખરજવું, સ્નાયુ એટલે વાળો તથા નારૂ. વિસ્ફોટક. ફિરંગવાયુ, મસુરિકા, શિતળા, અછબડા. ઓરી, એટલા રોગોની ઉત્પતિ, લક્ષણ. ઉપાય બાબતવાર દરેકમાં ઘણા લખવામાં આવેલા છે.

૧૮ અરાઢમા તરંગમાં ક્ષુદ્ર એટલે નાના નાના રોગો મસ્તકના રોગો, આંખોના રોગો, કાનના રોગો, મૂખના રોગો. હોઠના રોગો, નાકના રોગો, જીભના રોગો, તાળવાના રોગો, ગળાના રોગો, કંઠના રોગો, એ રોગોના ભેદનાં નામ, સંખ્યા, અને તેના વિગતવાર લક્ષણ, ઉપાય લંબાણથી લખવામાં આવેલા છે.

૧૯ ઓગણીશમા તરંગમાં તમામ સ્થાવર જંગમઝેર માત્રની ઉત્પતિ, અને તે માણસે ખાધુ હોય તેનાં લક્ષણ. ઉપાય વિગતવાર, જુદા જુદા ઝેર ઉપર જુદા જુદા લખવામાં આવેલા છે.

૨૦ વીશમા તરંગમાં સ્ત્રિયોના પ્રદરને આદિ લઇ તમામ રોગોની ઉત્પતિ, લક્ષણ લખવામાં આવેલાં છે.

૨૧ એકવીશમા તરંગમાં તમામ બાળકના રોગોની ઉત્પતિ, લક્ષણ લખવામાં આવેલાંછે.

૨૨ બાવીશમા તરંગમાં વાજીકરણાદિક એટલે પુરૂષો નપુંસક એટલે તેનું લિંગ નહીં કઠવાથી સ્ત્રી સંગ થાય નહીં, તેની ઉત્પતિ લક્ષણ. ઉપાય લખવામાં આવેલા છે.

૨૩ તેવીશમા તરંગમાં તમામ ધાતુઓ તથા ઉપધાતુઓ શુદ્ધ કરવાની રીત. તથા મારવાના પ્રકાર, તથા તે ખાવાનું પ્રમાણ, અનુપાન વગેરે લંબાણથી લખવામાં આવેલું છે.

૨૪ ચોવીશમા તરંગમાં આસવ એટલે દારૂ. તથા અરક બનાવવાની રીત, પાક બનાવવાની રીત, શિલાજીતને શોધવાની વિધિ. તમામ વનસ્પતિમાંથી ખાર કાઢવાની વિધિ. સ્નેહ વિધિ, શેક કરવાની વિધિ, વમન એટલે ઉલટી તથા ઓકારીની વિધિ, તથા વિરેચક એટલે જુલાબની વિધિ, લાડુ બનાવાની રીત, પિચકારી મારવાની વિધિ, હુક્કાને આદિ લઇ

ધુમ્રપાનની વિધિ, ધુપની વિધિ, ફસ ખોલાવવાની વિધિ, વગેરે ઘણું સમાવવામાં આવ્યું છે.

૨૫ પચીશમા તરંગમાં ઋતુઓનું વર્ણન તથા તેમાં આહાર વિહાર કરવાની રીતો. તથા રોજના નીયમો, તથા માણસના શરીરની અવસ્થા એટલે આપણા શરીરનું ટુંક વર્ણન અને છેવટે આ પૃથ્વી કેવી રીતે કેમ ઉત્પન્ન થઇ તેનું જ્ઞાન લખવામાં આવેલું છે. તેમજ બીજું કેટલુંક લખી આ પુસ્તકની સમાપ્તિ કરવામાં આવેલી છે.

ઉપર લખેલી તરેહવાર બાબતો આ ગ્રંથમાં સમાવામાં આવી છે. એ ઉપરથી સાફ સમજાય છે કે આ પુસ્તક ઘણું કરી યથાયોગ્ય પૂર્ણ છે, કારણકે એમાં તમામ નાના મોટા રોગોની બીના આવી ગએલી છે. તેથી શુદ્ધ ગુજરાતીભાષા જાણનારાઓને. તેમજ જેઓને સાધારણ વાંચતાં લખતાં આવડતું હોય તેઓને એક સરખી રીતે કામ આવે, અને ગામડાના લોકો જેઓને એવા પુસ્તકની ઘણી જરૂર છે. તેઓ એમાંની હરેક બાબત સેહેલાઇથી વાંચી તથા સમજી શકે એવા ઇરાદાથી આ પુસ્તક ઘણી સાદી ઇબારતમાં લખવામાં આવ્યું છે. માટે સઘળી વર્ણના ગુજરાતી વાંચનારાઓને બરાબર સમજ પડે એવી સાદી અને બને તેમ શુદ્ધ ઇબારત વાપરવાની કોશીશ કરવામાં આવી છે. તેમ કરતાં કદાચ અજાણતાં આ ભાષાના નિયમોને કોઇ રીતનું નુકસાન હોય તો તે વાંચનાર દર ગુજર કરશે એવી આશા રાખવામાં આવે છે.

ઇંગ્રેજ લોકોએ પોતાની પ્રકૃતિના નિયમ પ્રમાણે રચેલા વૈદક શાસ્ત્રના આધાર વડે. તેવીજ દવાઓથી. હાલ આપણા દેશનાં ઘણા લોકો તથા દાકતરો રોગોના ઉપાય કરે છે તેથી તે બરાબર માફક આવતાં નથી. ત્યારે આપણા દેશની આ બે દવા અને આપણા શરીરની પ્રકૃતિને લાયકની બાબતોનું બનેલું આ પુસ્તક ઘણું ઉપયોગી થતું જોઇએ. એવું ધારીને અગત્યની બાબતો અને દેશી દવાના સાચા ઉપાયોને એકઠા કરીને રચાયેલું આ એક પુસ્તક છપાવી બહાર પાડવાની કોશીશ કરી છે.

મેં પ્રથમ આ પુસ્તકનું ભાષાંતર લખવા માંડ્યું, તેમાં કેટલાક અઘરા શબ્દોમાં મને બરાબર સમજ પડી નહીં તેથી હાલ સહાયથી લખવા એવા ઇરાદાથી સરૂ કીધો કે કોઇ વિદ્વાન વૈદ્યને તુટી સુધારવાને સોધતાંતો ઝાઝી માથાકુટ પડે નહીં, ને ભાષાંતરનું કામ આગળ ચાલતું ગયું; એવામાં એક કબીરપંથના સાધુ પ્રેમદાસજીની પાસે અઘરા શબ્દોનો ખુલાશો કરવામાં સલાહ લેવા માંડી, પરંતુ તેમનાથી પુરતી રીતે ખુલાશો થઇ શક્યો નહીં, તોપણ રૂપીએ ચાર આના ખુલાશો મળ્યો તેથી તેની સલાહ લેવી જારી રાખી આગળ કેટલુંક કામ ચલાવ્યું, તેવામાં એક મહાન વિદ્વાન વૈદરાજનું આ શેહેરમાં આવવું થયું. જે રહેવાશી તો ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુઓનામોટા તિર્થ હરદ્વારે આગળના સાર પાર જીલ્લાનાં તે ગામના હતા. પણ તેમણે દેશાટણ કરી ગુજરાતી વગેરે ભાષાનું સારું જ્ઞાન મેળવ્યું હતું. તેમાં તે સંસ્કૃત તથા ફારસીમાં ઘણા પ્રવિણ હતા, અને ગુજરાતી, મરાઠી વગેરે ભાષામાં સાધારણ જેનો ઠીક માહીતગારી ધરાવતા હતા. અને તે વૈદકનો ધંધો તેની વંશપરંપરાથી ચાલતો આવેલા કહેતા હતા. સદરહુ વિદ્વાન વૈદ્ય જોડે મેં ઓળખાણ કરી સદરહુ ભાષાંતરની વાત કરીને કહ્યું કે તેમાંના અઘરા શબ્દોનો ખુલાશો અત્રે કોઇથી થતો નથી. ત્યારે તેણે કહ્યું

કે " મને પુછજો, એટલે હું તેનો ખુલાશો કરીશ ,, તો તે પ્રમાણે કરતાં તેનો સારો ખુલાશો થયો, તેથી તે સાહેબની સલાહ લેવા માંડી, તેમાં તેણે મને પોતાનો વખત ખોઇ સારી મદદ કરી છે. માટે તે હું આં ઠેકાણે ઘણા માન અને આભાર સાથે જણાવવાની રજા લેઉંછુ કે તેના ઉમદા વિચારો અને અનુભવી મતાથી આ પુસ્તકને કંઇ થોડો શણગાર મળ્યો નથી. એ શીવાય મારા પરમ પ્રિય મિત્ર પરીખ જીવરામ રાજારામ તથા પટેલ નરસીદાસ ખુશાલદાસે આ પુસ્તકમાં શ્રેષ્ટ મદદ કરી છે માટે એ બેઉ રાજ સુધાંતનો ઉપકાર માનુંછું. અને અત્રેની તાલુકાસ્કુલના પહેલા આશીસ્ટંટ પુરશોતમદાસ જગનાથ વગેરે મિત્રોએ આ પુસ્તક છપાવામાં ઠીક મદદ કીધી છે, માટે તેઓનો આ ઠેકાણે આભાર માનવામાં આવે છે.

વૈદક સાસ્ત્રના જેવી બારીક બાબતો સાદી અને સરળાને સમજ પડે એવી ગુજરાત ભાષામાં લખવાનો યત્ન કરતા છતાં કદાચ તેમાં કાંઇ ભૂલ જેવું જણાય, અથવા કોઈ બાબતનો શક ઉત્પન્ન થાય તો તેમાં નવાઇ જેવું નથી. તો પણ કાંઇ નુકશાન કારક ભૂલ ન થાય તેની અતીસે ચોકશી રાખવામાં આવી છે માટે નહીં અટકાવી શકાય તેવી નાની ભૂલ અંજાણ પણે આ પુસ્તકમાં થઇ હોય અથવા કોઇ શક ભરેલી ઇબારત માલમ પડે તો તે વિશે વાંચનારા આલમથી દરગુજર માગુ છું.

આ પુસ્તક અમોએ ઘણીજ ઉતાવળથી બહાર પાડયું છે તેથી તેમાં કેટલોક સુધારો કરવો રહી ગયો હશે તો તે આ વખત દેશી ભાઇઓ તરફથી સારો આસરો મળશે ને તમામ નકલો ખપી જશે તો બીજી આવૃતિમાં સારો સુધારો કરી બહાર પાડવાને ચૂકીશું નહીં. આ આવૃતિ ગુજરાતિ અક્ષરમાં છપાવી બહાર પાડી છે, પણ બીજી આવૃતિ બાળબોધ અંક્ષરે બહાર પાડવાનો વિચાર છે કે જેથી તમામ દેશના લોકોમાં ઉપયોગ થવામાં અડચણ પડે નહીં. આ પુસ્તકમાં કેટલાક દવા વગેરેના શબ્દો અઘરા છે માટે તેવાનો શબ્દાર્થ કોશ કરવાનો અમારો વિચાર હતો પણ તે કેટલીક બારે અડચણોને લીધે બની શક્યો નથી માટે તે બીજી આવૃતિ વખતે કાઢવા ઉપર વિચાર રાખ્યોછે.

| | |
|---|---|
| મુ૦ બોરસદ જીલ્લે ખેડા<br>તા૦ ૧૨મી ડીસેમ્બર સને ૧૮૯૮ | ભીખાભાઇ ગીરધરદાસ, ભાષાંતર કરતા |

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની બીજી આવૃતી છપાવાનો અમારો વિચાર બીલકુલ હતો નહીં. પણ પેહેલી આવૃતીની તમામ નકલો ખપી જવા છતાં. દેશાવર થી ભારે માગણી થવા લાગવાથી, તથા કેટલાક જણા અમોને બીજી આવૃતી છપાવાની ભારિ આગ્રહ સાથે ભલામણ કરવા લાગવાથી, આ પુસ્તકની બીજી આવૃતી છપાવાનો અમોએ ઠરાવ કીધો. આ પુસ્તકને આપણા દેશી ભાઇઓનો સારો આસરો મળવાથી પેહેલી આવૃતીની તમામ નકલો ખપી ગઇ. ને પેહેલી આવૃતી અમોએ, તે વખતે ઘણી ઉતાવળથી બહાર પાડી હતી. તેથી તેમાં કેટલોક સુધારો કરવો રહી ગયો હતો. તે સુધારો આ વખતે કરી. આ પુસ્તકની બીજી આવૃતી છપાવી બહાર પાડી છે. અને દવાઓ વગેરે શબ્દોનો શબ્દાર્થ કોશ કરી આ પુસ્તક સાથે છાપીને વધારો સુધારો કીધો છે. આ પુસ્તક બાળબોધ અક્ષરે છપાવાનો અમારો વિચાર હતો પણ તે બંધ રાખી ગુજરાતી અક્ષરે છાપી બહાર પાડયું છે. કારણકે કેટલાક, કાચા ભણેલા થી, અગર બાળબોધી અક્ષર નહીં શીખેલાથી. તેની પુસ્તક વાંચવાની ભારે આતુરતા છતાં. આ પુસ્તકની બીલકુલ મદદ લઇ શકાય નહીં, તેથી તેને ભારે ખેદ થાય. આ પુસ્તકને આ બીજી આવૃતીના પ્રરથમથી ઘરાકો સારા થવાથી ઠીક આશ્રો મળેલોછે. તેથી માલમ પડે. છેકે આ પુસ્તક દેશાવરમાં સારી પેઠે પ્રસરી ઉપયોગી થઇ પડયુંછે તેથી હવે પછીની બાકી રહેલી નકલો તાકીદે ખપી જશે એમ લાગે છે,

મુ૦ બોરસદ જીલ્લે ખેડા
તા. ૨૪ માંહે જાનેવારી શન ૧૮૮૮ } ત્રીભોવનદાસ ગીરધરદાસ.

## વૈદકજ્ઞાનની જરૂર વિષે.

જોકે વૈદક સાસ્ત્ર ઘણું પુરાણું છે, અને અસલના વખતમાં આ સાસ્ત્ર આપણા લોકોમાં ઘણું જાણીતુ હતું, અને તેમાં ઘણા નામાંકિત વૈદો થઇ ગયા છે, જેમનાં નામો વૈદક સાસ્ત્રમાં પુરવીણ તરીકે હાલના જમાનામાં પણ લેવામાં આવે છે. પણ હાલમાં જેમ જેમ જમાનો ફરતો જાય છે તેમ તેમ આ સાસ્ત્રનો લોપ થતો જાય છે. માટે વૈદક જ્ઞાનની આપણા લોકોમાં ઘણી અગત્ય છે.

હવે વૈદકજ્ઞાનની જરૂર વિશે બોલતાં પહેલાં જ્ઞાન એટલે શું તે સમજવું જરૂર છે કેમકે તે ઉપરથી વૈદકજ્ઞાનની જરૂર એની મેળે સહેલાઇથી દેખાઇ આવે છે.

"જ્ઞાન" એ શબ્દ ઘણો નાનો છે પણ તેની હદ એટલી તો બહોળી છે કે આંપણી આખી ઉમ્મર તે પાછળ એક સરખી ઘસી નાખીએ તો પણ તેને એક છેડેથી બીજે છેડે પહોંચી શકીએ નહીં. દુનિઆની હરેક ચીજ વિશે જ્ઞાન મેળવાની આપણામાં ખુદરતી વળણ હોય છે. બાળક નાનપણથી હરેક વાતની પુછપરછ કરવા માંડે છે, અને જેમ તે મોઠું થતું જાય છે તેમ તે વધારે અને વધારે જ્ઞાન મેળવવાંની રૂચી બાતાવે છે. માંટે જે માણસ દુનસાનમાં ખપવા માગતું હોય તેણે જ્ઞાન પાછળ પોતાનું મગજ પકવવું જોઇએ, કેમકે

જ્ઞાન ખુનસાનીયતનો પાયો છે.

પણ કદાચ કોઈ એમ સવાલ કરશે કે સર્વને પોતાના ધંધા સંબંધી જ્ઞાન હોય છે. ત્યારે આટલું બોલવાની શી જરૂર છે? એ સવાલ કરનારે જાણવું જોઈએ કે પોતાને કામ જોગનું જ્ઞાન મેળવીને ખાઈ પી દહાડા કહાડવાને ઈશ્વરે આપણને સરજાવ્યા નથી. પણ તેણે એવી નેમ રાખી છે કે. આપણી આસપાસની દરેક ચીજ વિશે આપણે જ્ઞાન મેળવીએ ત્યારે જે માણસ, જે જ્ઞાન તેનું ગુજરાન પેદા કરવાને માટે જરૂરનું હોય તેજ માત્ર મેળવીને આ દુનિઆની અનેક પ્રકારની વસ્તુઓ વિશે બે પરવાઈ બતાવે તો તે ઢોર કરતાં ઉતરતું ગણાય તેમાં શી નવાઈ?

આટલું દરેક વાંચનારની ખાત્રી કરવાને માટે બસ થશે કે સઘળી જાતનું પરચુરણ અથવા સામાન્ય જ્ઞાન દરેક માણસે મેળવવું જોઈએ, અને જ્યારે આપણી આસપાસની ચીજો વિશે આપણે જ્ઞાન મેળવવું જોઈએ ત્યારે આપણે પોતાના વિશે તો સઉથી પહેલાં જાણવું જોઈએ, યાને "વૈદકજ્ઞાન" મેળવવાની આપણી પહેલી ફરજ સમજવી જોઈએ.

સઘળા સામન્ય જ્ઞાનમાં વૈદક જ્ઞાન પહેલા દરજ્જો ધરાવે છે; કેમકે સઘળી વેળા અને સંસારની સઘળી હાલતમાં તેની જરૂર પડે છે. અને તેથી અતિ ઘણા ફાયદા થાય છે. એક તો એ કે આપણા શરીરના બાંધામાં કેટલી કળા કૌશલ્ય વાપરવામાં આવી છે તેનો સાંચો સહેલાઈથી અને વગર અડચણે જારી રાખવાને જે જે યુક્તિઓ કામે લગાડી છે. અને તેનો બચાવ કરવાને જે જે ઉપાયો આપણને બખશેલા છે, તેમાંની એકેક કળા કૌશલ્ય અને એકેક યુક્તિ આપણને આશ્ચર્યમાં નાખે છે, અને તે ઉપરથી આપણને તે મહા જ્ઞાની ઈશ્વરની અખુટ શક્તિ અને બેહદ ડહાપણના સઉથી સરસ અગણિત દાખલાઓ મળી આવે છે.

વળી પરમેશ્વરે આપણને આખા જગતમાં મોટા અને બળવાન ઠરાવી સઉથી ચઢતે વાંધેનો જીવ બખસ્યો છે, તે માટે આપણે તે જીવની સંભાળ કરવાને ફરજથી બંધાએલા છીએ; પણ જ્યારે તેને તનદુરસ્ત હાલતમાં રાખવાના કાયદા તોડીને તેથી ઉલટા ચાલીએ, ત્યારે આપણે તે કીરતારની નજરમાં બે વિશ્વાસુ અને પાપી ગણાઈએ તેમાં શી નવાઈ? એ કાયદા આપણને વૈદક શાસ્ત્ર શીખવે છે.

વૈદક શાસ્ત્ર ફક્ત દવા દારૂ વિશે જ્ઞાન આપે છે એમ નથી; પણ રસાયણ શાસ્ત્ર, વનસ્પતિ વિદ્યા, અને બીજાં ઘણાં શાસ્ત્રો તે શિખવે છે. દુનિઆમાં હરરોજ થતા તરેહવાર બનાવોનો ભેદ સહેલાઈથી અને ખાત્રી થાય એવી રીતે સમજાવે છે, વિચાર શક્તિને મજબુત કરે છે. દવાનો અમુલ્ય ઝરો મનમાં વહેતો રાખે છે. નાસ્તીકને ભ્રમણાંગમાંથી સીધો રસ્તો દેખાડે છે, અને દરેક વાતે સંપૂર્ણ બનાવે છે.

વૈદકનું જ્ઞાન મેળવવાથી આપણને પોતાને ફાયદા થાય છે એટલુંજ નહીં, પણ આપણા ભાઈબંધોને તેઓના દુઃખમાં મદદ કરવાને, તે આપણને લાયક બનાવે છે. એક નામીચા ડાકતરના બોલોમાં બોલીએ તો" એક મોટી દોલત એકઠી કરવાના કરતાં સઉથી નઠારા રોગોને સારો કરવાની કોઈ ચોકસ રીત શોધી કાઢવામાં વધારે સુખ છે એવું હું હમેશાં સમજું છું અને જે શાસ્ત્ર આ સુખ મેળવે છે તેને હું [illegible] [illegible] ગણું છું.

માટે વૈદ્યનો ધંધો ચલાવવાના હેતુથી નહીં; પણ તેના પરચુરણ જ્ઞાનનો લાભ પામવાની મતલબથી "વૈદક જ્ઞાન" મેળવવાની દરેક સમજુ માણસે કોશેશ કરવી જોઈએ. આ વાત કંઈ અજાણી નથી કે ઘણી વેળા એ તદબીર કીધાથી સુખીઆરાં અને તનદુરસ્તી ભરેલાં કુટુંબમાં રોગને જાણે હાથે કરીને તેડું કરવામાં આવે છે; અને એવા ઉપાયો કામે લગાડવામાં આવે છે કે જે રોગનું જોર નરમ પડવાને ઠેકાણે તેની જડને મજબુત કરે છે. માટે એવા ઉલટા ઉપાયોજ આપણે અટકાવી શકીએ, તનદુરસ્તી બગાડનારાં સાધનોને વળગી રહીને દરદ પેદા કરનારાં કારણોને આપણે વેગળાં રાખી શકીએ છીએ. અને શીખેલા વૈદ્યની ગેરહાજરીમાં એ રોગની સામાં નીભાવ કરી શકીએ તો તે કંઈ થોડો ફાયદો કરેલો કહેવાય નહીં. કેમકે અનુભવી વૈદ્યોનું મત છે કે અસરની રીતે આપેલો એક જુલાબ પણ રોગોનો માબાપ થઈ પડે છે. અને વખતસર મુકેલું એક રાઈનું પલાસ્તર અથવા જરૂરની વેળા સારેલી એક પિચકારી ભારી રોગોનું જોર તોડી પાડે છે, અને દુઃખી જીવને બહુ શાંતી આપે છે. આ વાત કોઈથી ના કહેવાશે નહીં. કે રોગીની આતુર અને ઉપકાર ભરેલી નજર, તેનાં સગાંને વધામણી દરતો ચહેરો. અને બાહ્યરોનું દુઃખ ઓછું કરવાના હરખથી ધડકતી છાતી જેટલો સંતોષ આપે છે તેટલો સંતોષ મોટી દોલત મેળવવાથી પણ મળતો નથી.

## દવાઓનું કોષ્ટક

આ ગ્રંથમાં જે વજનો હતાં તેને તોલાના આકારમાં અમોએ ફેરફાર કરી આણેલાં છે તે નીચેના આધાર વડે જે કોષ્ટક મુળ ગ્રંથોમાં તો નથી પણ તેમાં જે દવાઓનું વજન છે તેને મળતું આ કોષ્ટક છે માટે આ ઠેકાણે દાખલ કરેલું છે. આ પુસ્તકમાં જ્યાં શેર-એવા શબ્દ હોય ત્યાં ૬૪ તોલા ભારનો શેર જાણવો. પણ ગુજરાતનો જે ૪૦ તોલા ભારનો શેર છે તે જાણવો નહીં.

૮ સરસવનો... ૧ જવ.
૪ જવની...... ૧ રતી.
૬ રતીનો...... ૧ માસો
૪ માસાનો...... ૧ ટંક.
૮ ટાંકનો...... ૧ પૈસો તેના વહેવારીક. તોલા ૨.
૨ પૈસાનો...... ૧ પલ અથવા ટકો* જે વહેવારીક તોલા ૪ ભારનો છે.
૪ પલનો...... ૧ પાસેર જેના વેહેવારીક તોલા ૧૬
૪ પાસેરનો ... ૧ શેર ,, ૬૪
૪ શેરની...... ૧ આઢક ,, ૨૫૬
૪ આઢકનો... ૧ દ્રોણ ,, ૧૦૨૪

* હિંદુસ્થાનમાં બે પૈસાનો ટકો કહે છે અને ગુજરાતમાં પણ પૈસાને ટકો કહે છે.

# સૂચના.

આ પુસ્તકમાં જે શબ્દોના અર્થ કર્યા નથી તેનો ખુલાસો, અથવા સાવચેતી કરવી તે-નું નામ સૂચના છે. તેની યાદ લખીએ છીએ.

## उक्तानुक्त समजणो.

ઉક્ત એટલે આ ગ્રંથમાં કહ્યા એવા જે યોગ, ક્રિયા, સાધન, નિદાન, ચિકિત્સા, ઇત્યાદિક યાદ કરવાં તે, અને અનુક્ત એટલે આ ગ્રંથમાં કહ્યાં નથી એવાં જે યોગાદિક સાધન તેનો ખુલાસો સદ્વૈદ્યે વિદ્વાન કનેથી સાંભળીને વાકેફ થવું એટલા વાસ્તે સૂચના કરી છે.

## તેના હવે જુદા જુદા ભેદ કહુંછું.

યુક્તા યુક્ત વિચાર ૧. ઓસડ લેવાનો સમય ૨, ઓસડ પ્રતિનિધિ ૩, ઓસડો વિગરેના પરિમાણ ૪, ક્વાથાદિક ક્રિયા ૫, સ્નેહપાક ૬, પારો, ગંધક, આદિ લઇ ધાતુ શુદ્ધ કરવી ૭, નાડી આદિ લઇ અષ્ટવિધ પરીક્ષા ૮.

## યુક્તા યુક્ત વિચાર.

સર્વે કામમાં નવાંજ ઓસડ લેઇને યોજના કરવી; પરંતુ વાવડીંગ, પીપર, ગોળ, ધાણા, મધ, એટલાં એક વર્ષના જુનાં લેવાં. ગળો, લીમડો, કુડાની છાલ, અરડુસો, ભૂરૂ કોહોળું, સતાવરી, આસન, કોરાંટો, વરીઆળી, ચાંદવેલ, એ ઓસડો હમેશાં લીલાં લેવાં. પણ લીલાં જાણીને બમણાં લેવાં નહીં. બીજાં ઓસડો સુકાં ન મળે તો સુકાંના વજનમાં લીલાં હોય તો બમણાં લેવાં અને જે ઓસડોનું અંગ નથી કહ્યું તે ઠેકાણે પણ ઓસડનાં મુળ લેવાં, એવો વૈદ્ય સંપ્રદાય છે.

જ્યાં ઓસડો લેવાનો વખત કહેલો નથી ત્યાં સવાર જાણવી. તથા જે ઓસડોનું અંગ કહેલું નથી ત્યાં તેનું મુળ લેવું. જ્યાં ભાગ કહેલો નથી ત્યાં બરાબર ભાગ જાણવા. જ્યાં પાત્ર કહેલું નથી ત્યાં માટીનું વાસણ લેવું. પ્રયોગમાં એક ઓસડ બે વખત આવ્યા છતાં તે બમણું લેવું. ચુર્ણ તથા ઘી તથા તેલ વગેરે સ્નેહ પદાર્થો, તથા અવલેહમાં સુખડ કહી હોય તો ધોળી સુખડ લેવી. એક વર્ષ પછી ઓસડનું તેજ તથા ગુણ ઓછો થાય છે. તેમાં બે મહીના પછી ચુર્ણ નકામું પડે છે, તથા ગોળી અને અવલેહ એક વર્ષ પછી ઉપયોગ વિનાનાં થાય છે. ઘી અને તેલ વગેરે પણ ચાર મહીના પછી ગુણ વિનાનાં થાય છે. ઓસડો તથા હલકા પાક એ એક વરસ પછી ગુણ વિનાનાં થાય છે. આસવ અને સોના વગેરે સર્વે ધાતુની ભસ્મો, તથા રસાયણો, એ જેમ જેમ જુના થાય તેમ તેમ તેના ગુણો વધતા જાય છે. રોગો ઉપર ચુર્ણ ઉકાળા વગેરેની યોજના ગણ ઉપર કરવાની છતાં ગણોમાં એકાદુ ઓસડ રોગને અનુકુળ ન પડતું હોય અને તે ઓસડ દેવગણ વગેરે ઉપર અનુકુળ હોય તોજ કાઢી નાખવું, તથા એકાદુ ઓસડ ઘટારત છતાં ગણ પ્રમાણે ન હોય તોજ પોતાની બુદ્ધિએ કરી તેનો ઉપયોગ કરવો.

## ઓસડ લેવાનો વખત.

જે ઠેકાણે ઓસડ આપવાનો વખત કહ્યો ન હોય. તે ઠેકાણે ઓસડ પ્રભાતેજ આપવું. પણ અંગરસ, ઉકાળો, ચૂર્ણ વગેરે તો પ્રભાતેજ આપવાં જોઈએ તેમજ કલ્ક. તથા ફાંટ, તથા હીમ એતો વિશેષે કરી સવારમાંજ આપવાં. પિત્ત, કફ, એઓનો પ્રકોપ થયા છતાં પિત્તને જુલાબ અને કફને ઉલટી, તેમજ લેખન એટલે જાડાને પાતળો કરવાનું (એટલે વાયુ વગેરે દોષોને સ્નેહાદી વડે પાતળા કરવા) જાડા માણસને મધ તથા પાણી આપી પાતળો કરવો. એ બાબત પણ ઓસડ પ્રાતઃકાળેજ આપવું અને રોગીને સવારે ભોજન આપવું નહીં. (રેચક, ઊલટી થયા પછી પાતળો હલકો કાંજી જેવો ખોરાક આપવો.) ગુદા સંબંધી વાયુ બંધ પડયો હોય, તો ભોજન પહેલાં જરાવારે ઓસડ ભક્ષણ કરવું, અને અરૂચિ થઇ હોય તો તરેહ તરેહનાં અનાજો તથા ઘણાએક પ્રકારના તીખાં તમતમા, પદાર્થોની સાથે ઓસડો આપવાં (ભોજન કરતી વખત આપવું.) નાભી સબંધી વાયુ પ્રકોપ થયો હોય, તથા જઠરાગ્નિ મંદ પડયાં છતાં અગ્નિ પ્રદીપ્ત થાય એવું ઓસડ ભોજનનાં મધ્યમાં આપવું. અને સર્વ શરીર વ્યાપી વાયુ કોપ પામ્યો હોય. તો ભોજન થયા પછી ઓસડ આપવું, અને હેડકી તથા અક્ષેપક, તથા કંપ વાયુનો કોપ થયો છતાં ભોજનની પહેલાં તથા અંતે ઓસડ આપવું. કંઠ સંબંધી ઉદાન વાયુનો કોપ થઇ સ્વર ભગાદિ રોગ થયા છતાં સાંજના ભોજન વખતે કોળીઆની સાથે તથા બે કોળીઆમાં ઓસડ આપવું. પ્રાણવાયુ તથા છાતી માહેલા વાયુનો કોપ થયો છતાં ઘણું કરી સાંજનું ભોજ થયા પછી ઓસડ આપવું. તરસ, ઊલટી. હેડકી. સ્વાસ અને ઝેર દોશ, એ રોગ છતાં વારંવાર અનાજ વિના તથા અનાજની સાથે ઓસડો આપતાં જવું, એટલે ગ્રીવામૂળ તેના ઉપલે ભાગે કર્ણ રોગ તથા નેત્ર રોગ. તથા મુખરોગ, તથા નાસારોગ. ઇત્યાદિ રોગો બાબત તથા વૃદ્ધ વાયુ વગેરે દોષોના વધારા વાસ્તે રાત્રિના વિષે પાચન રૂપ તથા સમન રૂપ ઓસડ અનાજ વિનાનું આપવું. (ભોજનના આદિ અંતમાં)

## ઓસડ પ્રતિનિધિ.

ઊકાળાચૂર્ણ ઇત્યાદિ કોઇપણ ઓસડના યોગમાં હરેક ઓસડ મળે નહીં, તો ઓસડના અવેજમાં તત્સમાન (તેના જેવા) ગુણવાળું ઓસડ મેળવવું. જેમકે અતિવિષની કળીના અવેજમાં નાગરમોથો, અમલવેદના અવેજમાં ચુકો અથવા ચણખાર, કસ્તુરીના અવેજમાં જાવંત્રી. એ વીગેરે એસડોનું થોડું લીસ્ટ નીચે પ્રમાણે આપીએ છીએ.

| ઓસડ | પ્રતિનિધિ |
|---|---|
| અંતઃસમારજની | અજમો. અજમો |
| અતિવિષની કળી | નાગરમોથ |
| અભ્રકસત્વ | લોઢાનો કાટોડો |
| અષ્ટમૂત્ર | ગોમૂત્ર |
| અમલવેતસ | ચૂકો, ચણાની ખાટી |
| આસવ | મધ, દારૂ |
| ઉત્પલ | કમળ |

| | |
|---|---|
| ऋध्धि वृध्धि | कुकरकंद महाबला |
| अहंस्त्रा | मानकंद, मायानुं मूळ |
| कोकम | खाटुं दाडम |
| आमल | कांजी |
| कंद | सुरण |
| कस्तुरी | जावंत्री |
| मरीच कंकोळ | क्षीरकांकोली. आस० सतावरी |
| लोहानो काटोडो | गजवेल, पोलाद |
| कपूर | सूखड, राती सूखड |
| कास्मीरी | शीवण, महुडांनुं झाड |
| केळ | वगडाउ केळ |
| केसर | कुसुंब |
| खेरसार | कडवा लीमडानी छाल |
| गज पिपर | पीपरी मूळ |
| घउँ | बावटो |
| गोळ | राबडीओ गोळ |
| सुखड | वाळो, कपूर |
| चवक | गजपीपेर |
| चित्रक | दांती, नेपाळो |
| जावंत्री | लवींग |
| भोरींगणी | कडवो लीमडो |
| मरीज कंकोल | वेलची, जावंत्री |
| धमासो | दुरालभा |
| भोरींगणी | मोथ, रींगणी |
| कडवुं जीरुं | साहाजीरुं |
| धावडीनां फुल | महुडानां फुल |
| नखलो | लवींग |
| नागकेसर | कमलकेसर |
| कमळफुल | कुमोद पुष्प |
| पीपर | मरी |
| पुष्कळमूळ | कोष्ट |
| बकूळ | कलार, कमळ |
| बहिस मारजनी | अजमोद, अजमो |
| बावची | कुंवाडीआनुं बी |

| | |
|---|---|
| ભીલામો | ચિત્રક |
| ભદ્રમોથ | કપૂર |
| ભાંગરાનું મૂળ | રીંગણી મૂળ |
| મધ | જુનો ગોળ |
| મોરની ચોટલી | હિંમજ |
| જીરૂં | ધાણા |
| જીવક, રૂસભ | ભોંયકોહોળુ. વંસલોચન |
| જેઠી મધ | ધાવડીનાં ફુલ |
| તગર | કોષ્ટ |
| ચોખા | જૂવાર, સાહીચોખા |
| તાલીસ પત્ર | સ્વરણુ |
| તુવેર | કળથી |
| જાનું ઘી | તાજુ ઘી |
| દહીં | છાશ |
| દારૂહળદર | હળદર |
| બકરીનું દુધ તથા ગાડરાનું દૂધ | ગાયનું દૂધ |
| દરાખ | ખજૂર, સેવનનુ ફુલ એટલે શફરજન |
| મસૂર | અડદ |
| માક્ષીક | સોનાગેરૂ |
| મરી | લવીંગ |
| મગ | મઠ |
| ખાંડ | શાકર. જૂનું મધ |
| સોનું, સૂવર્ણ માક્ષીક | લોઢાની ભસ્મ |
| હિરો | વૈક્રાંતમણી |
| હરડે | આમળાં |
| મેદ, મહામેદ | જેઠીમધ તથા આસંન સતાવળી, પ્રસારણી |
| મોતી | મોતીની છીંપ |
| મોરવેલ | દાલચીની |
| રતીસુખડ | વાળો |
| રતાંજની | દારૂહળદર |
| આકડાનું દૂધ | આકડાના પાનનો રસ |
| રૂપુ | રૈપ્યમાક્ષીક. લોહભસ્મ |
| રીંગણી | મયુરશિખા |
| વરીના ચોખા | સાંમો |
| વટાણા | લાંગ |

| | |
|---|---|
| વારાહિકંદ | ડુક્કરકંદ |
| વાળો | નાગરમોથો |
| એખરો | નલ |
| વજ | મોરવેલ, કોલીજનં |
| શાકા | દૂધીઊં |
| સંચળ | મીઠુવાપરવાનુ, પંચલવણ |
| સુંઠ | આદુ |
| સોરઠી માટી | ફટકડી |
| સ્થૌણેય | કોષ્ટ, મટારો |

ક્ષારને ઠેકાણે સાટોડીનો રસ આપવો. જે પદાર્થોમળતા નથી તેઓના ગુણ દોષ જોઇ, તે વાજ ગુણો જે પદાર્થોના હોય, તે પદાર્થો તે તે ઠેકાણે યોજવા ઇત્યાદિ વિસ્તાર નિઘંટ પ્રકાશમાં જોવો.

## ઓસડ, વગેરેનું વજન.

જે ઉકાળા. ચૂર્ણ વગેરે ઓસડોમાં જણસોનું વજન કહેલું નથી ત્યાંસર્વ ઓસડો તોલમાં બરાબર લેવાં. પણ તે બરાબર કેટલાં લેવાં એ સંશય એવી રીતે મટાડવો કે જયાં સ્વરસએટલે જણસોનુ અંગરસ લેવા બાબત કહેલું છે ત્યાં સ્વરસની માત્રા હંમેશાં બે તોલા નીમવી(લેવી).

સ્વરસમાં મધ, ગોળ, ખાંડ, સાકર ઇત્યાદિ નાંખવાંના હોય તો તે તોલો અરધો (છ માસા) નાંખવું. પૂટપાકની માત્રા હમેશાં ચાર તોલા જોઇએ, તેમાં મધ નાખવું હોય તો એક તોલો નાખવું. અને કલ્ક ચૂર્ણાદિક નાખવું પડે તો સ્વરસની પેઠે અર્ધો તોલો અથવા છ માસા જોઇએ.

## ઊકાળાદિક ક્રિયા.

**ઊકાળો**--ઊકાળા માહેલાં સર્વ ઓસડો મળી નિત્ય ચાર તોલા લઇ ખાંડવાં.અને સોળ ઘણું એટલે ૬૪ તોલા પાણી નાખી ધીમાં તાપે હાંલ્લામાં ઉકાળવાં. પછી આઠમો ભાગ એટલે આઠ તોલા પાણી બાકી રાખી નવશેકો પીવો. કદાચ તેટલો સહન ન થાય તો તેનો અર્ધો એટલે ચાર તોલા લેવો અને નાના છોકરાંને પા તોલાથી એક તોલા સુધી આપવો. તે ઉકાળો નરણે કોઠે તથા અનાજનું પચન સારી પેઠે થયા પછી લેવો. ઉકાળામાં ખાંડ, શાકર નાખવાની હોય તો વાત, પિત્ત. કફ એ રોગો ઉપર અનુક્રમથી ચોથો આઠમો તથા સોળમો ભાગ નાખવો અને મધ નાખવાનું હોય તો ઉલટું એટલે કફ ઉપર ચોથો ભાગ, પિત્ત ઉપર આઠમો ભાગ, અને વાયુથી થએલા રોગ ઉપર સોળમો ભાગ એ પ્રમાણે નાખવું. જીરૂં, ગૂગળ, ખાર, શીલાજીત, હિંગ, વગેરે ઓસડો માસા ત્રણ સુધી નાખવાં. દૂધ, ઘી, ગોળ. તેલ, કલ્ક, ચૂર્ણ વગેરે ઓસડો ઉકાળામાં નાખવાં હોય તો, તોલો તોલો નાખવાં. અને હીમ, ફાંટ, એઓનું પણ વજન તથા તેમાં નાખવાની જણસોનું વજન, ઉકાળા પ્રમાણેજ જાણવું.

**હિમ**--એટલે જણસો રાતે પાણીમાં પલાળી સવારે ચોળીને જે પાણી લે છે તે.

**ફાંટ**--એટલે જણસો ખાંડી ઊંના પાણીમાં નાંખી તેજ વખત ચોળી ગાળી જે પાણી

લે છે તે.

**કલ્ક**--એટલે સુકું અથવા લીલું અથવા પલાળેલું ઓસડ લઇ પથરા ઉપર વાટે છે તેને કલ્ક કહે છે. તેનું પ્રમાણ ૧ તોલા સુધી છે. કલ્કમાં મધ, તેલ, ઘી વગેરે નાખવાં હોય તો કલ્કથી બમણાં જાઈએ. અને ખાંડ. સાકર, ગોળ એ બરાબર નાખવાં અને ઓસડ ચોથણું જોઇએ.

**ચૂર્ણ**--ઘણું સુકાએલું ઓસડ લઇ સારીપેઠે ઝીણું કરી લુગડા વડે ચાળવું; તે ચાળેલા ભુકાને ચુર્ણ કહે છે. તે મોટી ઉમ્મરના માણસને અડધા તોલા (એટલે છ માસા) થી ૧ તોલા સુધી, તથા નાના છોકરાંને ૧ માસાથી ૩ માસા સુધી વિચાર કરી ઘટારત પ્રમાણે આપવું. ચુર્ણમાં ગોળ નાખવો હોય તો ચૂર્ણ જેટલો નાખવો; અને સાકર બમણી નાંખવી. હિંગ નાખવી તે સેકીને નાખી હોય તો હાંફ અથવા મૂર્છા આવતી નથી. ઘી વગેરેની સાથે ચુર્ણ ચટાડવું પડેતો ચુર્ણથી બમણું ઘી વગેરે જોઇએ. પાણીમાં મેળવી ચુર્ણ લેવું હોય તો પાણી ચોગણું જોઇએ. ચુર્ણ. અવલેહ. ગોળી. કલ્ક. એ ખાધા પછી જે પાણી અથવા દૂધ પીવાનું તે વાત, કફ, એ રોગો ઉપર અનુક્રમે કરી બાર ૧૨ ૮--૪ તોલા પીવું. એટલે જેમ પાણી ઉપર તેલનું ટીપું પડતાં વેતજ ચારે તરફ ફેલાય છે, તેમ અનુપાનના જોર વડે ઓસડ પણ સર્વ અંગમાં ફેલાય છે. કોઇ ચુર્ણને કોઇ પણ લીંબુ વગેરેના રસની ભાવના એટલે પુટ દેવા પડે તો જેટલા રસમાં સર્વ ચુર્ણ પલળે તેટલુંજ ભાવનાનું પ્રમાણ સમજવું.

ઉપર ઉકાળા વગેરેનાં પ્રમાણો કહેલાં છે; તો પણ દેશ, વખત, પ્રકૃતિ, ઉમ્મર, અને શક્તિ વગેરેનો સારી પેઠે વિચાર કરી કહેલાં ઓસડોના વજનો વગેરે ઉપયોગમાં લાવવાં.

## સ્નેહ પાક.

કલ્ક કરતાં ચોગણું ઘી, અથવા તેલ, લઈતેમાં ચોગણું પાણી કિંવા બીજો દ્રવ પદાર્થ નાંખી પકવવું. તે તેલ અથવા ઘી માત્ર બાકી રહે ત્યાં સુધી તેનો પાક કરવો એટલે પકવવું.પછી એ તેલ અથવા ઘી લુગડા વડે ગાળી લેવું. પછી એ તૈયાર થએલા સ્નેહની માત્રા તોલા ચાર આપવી અથવા પીવી; પછીતો ઓસડોનો સ્વભાવ સમજીને આપવું.

જે જણસોનું તેલ અથવા ઘી કાઢવાનું હોય, તેનાથી ચોગણું પાણી નાંખી ચોથા ભાગનું બાકી રાખવું, અને તેની સાથે તેલ કિંવા ઘી તૈયાર કરવું—સુંવાળી જણસ હોય તો પાણી ચોગણું. અને કઠણ હોય તો ૧૬ ગણું પાણી નાંખવું. જ્યાં કેવળ પાણી, ઉકાળો અને સ્વરસ, એ વડે સ્નેહ તૈયાર કરવું છે, ત્યાં કલ્કનો ભાગ અનુક્રમે કરી ચોથો, છઠો, આઠમો નાંખવો. દૂધ. દહી, સ્વરસ, અને છાશ એઓની સાથે સ્નેહ તૈયાર કરવું હોય, તો ૮ મો ભાગ કલ્ક નીમવો, અને કલ્કનો સારો પાક થવા સારૂ તેમાં ચોગણું પાણી માખવું. જ્યારે કેવળ ઉકાળા વડે સ્નેહ તૈયાર કરવાનું છે તો અહીંઆં ઉકાળાના ઓસડોનોજ કલ્ક નાંખી સ્નેહ તૈયાર કરવું. જ્યાં દૂધ વડે સ્નેહ તૈયાર કરવાનું છે ત્યાં ઓસડો કરતાં આઠગણું દૂધ, અને દૂધથી ચોગણું પાણી નાંખી પકવવું--સ્નેહનું ટીપું અગ્નિ ઉપર નાંખી જોતાં તે તડતડ થવા લાગ્યું એટલે સિદ્ધ થયું એમ સમજવું. ફીણ આવવા લાગે એટલે સમજવું કે તેલ તૈયાર થયું, અને ફીણ આવીને મટી જાય એટલે ઘી તૈયાર થયું એવું જાણવું.

## ઓસડો લાવવાનો પ્રકાર.

પ્રાતઃકાળમાં ઉઠ સ્વસ્ત ચિત્તથી પવિત્ર થવું. પછી સારો દીવસ જોઈ દેવને નમસ્કાર તથા તેનું ધ્યાન કરી કોઇની સાથે કાંઇ ન બોલતાં જે ઓસડો લાવવાનાં હોય ત્યાં જઇ તે ઓસડોની ઉત્તર દિશાનું મૂળ અથવા છાલ કાઢી લાવવી જે ઓસડ રાફડા ઉપર ઉગેલું, તથા નરસી જગા ઉપરના તથા પાણીના આશ્રયથી હોયછે. તે તથા સ્મસાન ભુમિ ઉપર થાયછે, તે તથા જે જગા ઉપર ઘાસ થતું નથી તે જગા ઉપરનું ઓસડ, તથા બજાર વગેરે ઠેકાણે ઉગેલું હોય, તથા ઉધઇ લાગેલું, એવી પ્રકારનાં ઓસડો લાવવાં નહી; તેથી કાઇપણ કામ થવાનું નહીં. આસો. તથા કારતક મહિનામાં સર્વ ઓસડો રસથી ભરેલાં થાયછે. એ માટે હરએક કામ મ સારૂં તે બે મહિનામાં ઓસડો લાવી મૂકવાં. તથા જુલાબ અને ઉલટી થવા સારૂ જે ઓસડો જોઇએ, તે વૈસાખ તથા જેઠમાં લાવી મૂકવાં. જે ઝાડનું જાડું મૂળ છે તે મૂળની છાલ લેવી–તથા જે વનસ્પતિનું મૂળ પાતળું છે તેનું મૂળજ લેવું, અથવા પાન, ફુલ, મૂળો સુદ્ધાં પણ લેવાં. વડ તથા પીપરનાં ઝાડ, જાંબુ. અંબાડો. પીપળો વગેરેની છાલ લેવી.–બીઓ, ખેર, આસિંદરો. મહુડાં. બાવળ. વગેરે ઝાડોની અંતર છાલ લેવી. તાલીસપત્ર, તમાલપત્ર, કુંવાર. નાગરવેલ, વગેરેનાં પાંદડાં લેવાં ત્રિફળા, સોપારી, બોર, વગેરેનાં ફળો લેવાં. ધાવડી. ખાખરો. ગુલાબ વગેરેનાં ફુલો લેવાં. થોર, આકડો. વગેરેનું દૂધ લેવું. એ પ્રકારે ઓસડોનું ગ્રહણ કરવું.

## વખત તથા દેશના વિશે કીયા કીયા દોષોનું પ્રબળ હોય છે તે

ભાદરવો, શ્રાવણ. માહા. માગસર. પોસ, અષાડ, એટલા માસોમાં વાયુનું પ્રબળ જાણવું. વૈસાખ, આસો, જેઠ, કારતક, એ મહિનામાં પિત્તનું પ્રબળ જાણવું. ફાગણ, ચૈત્ર, એમાં કફનું જોર, તથા દક્ષિણ તથા પશ્ચિમ સમુદ્રના તીરે પિત્તનો વધારો અને પૂર્વ સમુદ્રના તીરે ગરમી હોયછે—ઉત્તર દેશમાં ઠંડ હોય છે. સૈહ્યાદ્રી પર્વતની તળાટીમાં પિત્ત વધારે હોય છે, અને તેના મથાળે કફનો વધારો હોયછે, કાવેરી નદીને દક્ષિણ તીરે ઉષ્ણપણું હોયછે–તુંગભદ્રા નદીને તીરે પિત્તનો વધારો હોયછે. કૃષ્ણા નદીને તીરે વાતનો વધારો હોયછે. ગોદાવરી નદીના બેઉ ભાગમાં ત્રિદોષનું શેળભેળ પણું હોય છે. તાપી નદીની તીરે તથા તાપીના દક્ષિણ ભાગમાં પિત્તનો વધારો. રેવા (નદી) તીરે તથા તેના દક્ષિણ ભાગમાં પિત્તનો વધારો. મહિ નદીને કાંઠે તથા તેના દક્ષિણ પડખે પિત્તનો વધારો. પાર્વતી નદી તીરે દોષથી સેળભેળ હોય છે. ગંગા તથા જમુના નદીના તીરે શરદી હોયછે. એ પ્રમાણે કાળ. દેશ એઓનો વિચાર કરી ઓસડ આપવું.

## વૈદ્ય લક્ષણ.

ગુરૂ પાસેથી સંપૂર્ણ વૈદ્યક શીખેલો, તથા રસાયણ વગેરે ઓસડો બનાવવામાં કુશળ તથા જશવાળો, લોભ વિનાનો અને જુલાબ ઉલટીની ક્રિયામાં કુશળ; ધર્મ કરનારો; ધિરજવાન. દયાવત, સારા આચરણ વાળો, કપટ વગરનો, અભિમાન વિનાનો, દેવની ભક્તિ કરનારો, આળસ વિનાનો, એવાં લક્ષણોથી સંયુક્ત જોઇએ. જેને એક એક રોગ ઉપર ૧૦૦ ઉપાયોની ખબર છે તેને વૈદ્ય કહેછે ૩૦૦ ઉપાયો જાણે છે તેને ચિકિત્સક કહે છે. અને ૭૦૦ ઉપા

યો જાણેછે, તેને ધનવંતરી કહેછે. એ કરતાં વધારે વદ્યોનાં લક્ષણો કોપાંતરોના વિશે જોવાં.

## વૈદ્યનો મુખ્ય વિચાર.

પ્રથમ વૈદ્યે સૂક્ષ્મ રીતનું રોગીને પુછી લેવું કે--રોગનું મૂળ કારણ, તથા રોગનું નામ કયું, રોગ કયા કારણથી થયો, એનો નિશ્ચય કરવો. પછી સાધ્ય, અસાધ્ય કષ્ટસાધ્ય એનો વિચાર કરવો. તેમાં સાધ્ય અથવા કષ્ટસાધ્ય રોગી હોય તો તેનો ઉપાય કરવો; અને અસાધ્ય હોય તો ઉપાય કરવો નહીં કારણ કે અસાધ્યનો ઊપાય હરિભજન છે.

### પથ્યા પથ્ય વીચાર.

રોગીને વૈદ્ય કહે તે અવસ્ય પથ્ય કરવી જોઇએ, અથવા રોગીઓ પોતાના મનમાં વિચાર કરી પથ્યતો કરેજ કારણ કે પથ્યના કરવાથી રોગ નીવારણ થાય છે. જ્યારે ઓસડ ખાઇને પથ્ય રહે ત્યારે તેનો રોગ તો નીવારણ થાય તેમાં સંદેહ પણ નહીં. અને જે રોગી પથ્ય કરનારો. જેને ઓસડ સેવન કરવાની ગરજ નહીં. તેમજ રોગી પથ્ય કરનારો નહીં તેને પણ ઓસડ સેવન કરવાની ગરજ નહીં કારણ કે અપથ્ય રોગી મરે, જીવે નહીં.

## મૂર્ખ વૈદ્યનુ ઓસડ લેવું નખેદ છે.

કોઇ પણ રોગીએ મૂર્ખ વૈદ્યના હાથનું ઓસડ લેવું નહીં. વ્યાધિથી પીડીત હોય, જવરથી દુખીત હોય તોપણ મૂર્ખ વૈદ્યનું ઓસડ લેવું નહીં. કારણ મૂર્ખ વૈદ્યના ઉપાયથી ગુણ આપવો તો કઠણ છે પણ ઊલટો અવગુણ તો જરૂર તરત થાય. એટલા વાસ્તે મૂર્ખ વૈદ્યનું ઓસડ લેવું નહીં, જેમ કૂળવાન પુરૂષ વિભિચારણી સ્ત્રીને ત્યાગી દે છે તેમ મૂર્ખ વૈદ્યના હાથનું ઓસડ ત્યાગી દેવું.



# અમૃત સાગર.

## તરંગ ૧.

શ્રી મન્મહારાજાધિરાજ મહારાજ રાજરાજેંદ્ર મહારાજ શ્રી સવાઇ પ્રતાપસિંહજી જેમણે મ નુષ્યોના રોગ દૂર કરવાને વાસ્તે સંસારનું હિત વિચારી અત્યંત કરૂણા કરી, ચરક, સુશ્રુત,વા ગ્ભટ્ટ. ભાવપ્રકાશ, આત્રેય આદિ વૈદ્યકના સંપુર્ણ ગ્રંથોને વિચારી તેનો સાર કાઢીને સર્વે રો ગોના નિદાન એટલે વૃત્તાંત પૂર્વક સંક્ષેપતાથી અમૃતસાગર નામે ગ્રંથ મારવાડી ભાષામાં ર ચ્યો. તેને સરલ ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી, તેની વચનિકા પ્રમાણે ઔષધોના અનેક પ્ર કારના અજમાયા અજમાયા વિચાર પૂર્વક ઉપાય લખીએછીએ.

## રોગ વિચાર.

રોગ એટલેશું?અનેક પ્રકારની પીડા થાય તેને રોગ કહેછે. એરોગ બે પ્રકારનાછે. એકતો કાયિ ક, અને બીજો માનસિક. કાયામાં રહે તે કાયિક, જેનું નામ વ્યાધિ છે, અને મનમાં રહે તે માનસિક, જેનું નામ આધિછે. એબંને શરીરમાં કોઈ પ્રકારના કુપથ્યથી વાત, પિત્ત, કફરૂપ દોશ, મિથ્યા અહાર, મિથ્યા વિહારને વસ થકી કોપથવાથી સર્વ રોગેને ઊપજાવેછે, અને એજ વાત, પિત્ત, કફ કોઇ પ્રકારના કુપથ્યથી બગડયાથી દેહને બગાડેછે અને એજ સારા પ્રકારે પથ્યના સેવનથી શરીરને પુષ્ટ કરેછે.

## રોગ પરીક્ષા.

પ્રથમ રોગોનિ પરીક્ષા તો આટલા પ્રકારથી થાયછે. નાડી પરીક્ષા ૧. મુત્રપરીક્ષા ૨.અને રોગોના વૃત્તાંતઆદિથી૩. એત્રણ પ્રકારનીછે અને રોગોના નિદાન એટલે તેના વૃત્તાંતથી પણ રોગનું જ્ઞાન થાયછે.

## નાડી પરીક્ષા.

પુરૂષ રોગી હોય તો, તેના જમણા હાથાની અનેસ્ત્રી રોગી હોય તો તેના ડાબા હાથની નાડી જોવી, પરંતુ વૈદ્યને ઉચિતછે કે એકાગ્રહ અને પ્રસન્ન ચિતે થઇને વિચાર પુર્વક રોગીના હાથને હાલવા ન દે એવી રીતે અંગુઠાની સમીપ જીવની સાક્ષી નાડીછે. એ નાડી જીવનાં સર્વે સુખ દુઃ ખને કહેછે, તેને વૈદ્ય સારા પ્રકારે પોતાની ત્રણ આંગળીઓથી જુવે. જેમ રાગના જાણનારને વીંણાની તાંતથી સર્વ રાગ વિદિત થઇ જાયછે, એવીજ રીતે નાડી પણ શરીરના સુખ દુઃખને બતાવેછે. અને તત્કાળ સ્નાન કરીને આવ્યો હોય, અથવા તત્કાળ ભોજન કર્યું હોય, અ થવા શરીરને તેલ લગાડયું હોય, યા સુતો ઉઠયો હોય,અથવા દોડતો આવ્યો હોય, અને ભૂખ્યા તરસ્યા ,કામાતુર,મળમુત્ર આદિથી વેગ યુક્ત હોય,એટલા પુરૂષની નાડી ગ્રંથના મતથી જોવી નહી જોઇએ.અને જો જુવે તો વૈદ્યને રોગીના રોગનું યથાર્થ જ્ઞાન નથી થતું.જેમ વૈદ્ય રોગી નાહાથની નાડી જુવે તેમજ રોગીના પગની પણ નાડી જુવે. શાસ્ત્રના સંપ્રદાયથી અને પોતા ની બુદ્ધિના પ્રભાવથી,જેમ ઝવેરી પોતાના અભ્યાસથી હીરાને આદિ લઈ ઝવેરના સાચા જૂ

ઠાને તથા મૂલને કહીદેછે તેમજ સદ્વૈદ્ય પણ શાસ્ત્રના અભ્યાસના બળથી રોગીના રોગની સાધ્ય અને અસાધ્યતા તથા શરીરના સુખ દુઃખની ચેષ્ટાને જાણીલેછે.

નાડીનુ પિછાન—(તેની ગતિનાં લક્ષણ) અંગુઠાને લગતી ત્રણ આંગળીઓમાં પેહલી આંગળી નીચે વાયુની મુખ્ય નાડી ચાલેછે, વચલી આંગળી નીચે પિત્તની,અને પાછલી આંગળી નીચે કફની નાડી વહેછે.જેમ સાપ,જળો આદિ જીવ વાંકા ચાલે છે તેમજ વાયુની નાડી પણ વાંકી તથા ત્રાંસી ચાલેછે,અને જેમ કાગ,કુલિંગ,દેડકા વગેરે કુદતા અને ઉતાવળ યુક્ત ચાલેછે,તેમજ પિત્તની નાડી ઉતાવળી તથા કુદતી ચાલે છે, અને જેમ રાજહંસ,બતક,મોર,કબુતર,કૂકડા,વગેરે જીવ મંદ મંદ ચાલેછે,તેમજ કફની નાડી પણ મંદ મંદ ચાલેછે, અને વારંવાર સર્પ તથા દેડકા જેવી ગતિ ચાલે તેને વાત પિત્તની નાડી જાણીએ,અને જે નાડીની સર્પ તથા હંસ જેવી ગતિ હોય તેને વાત કફની જાણીએ, અને વાંદરા,દેડકા,હંસ,એ ત્રણે જેવી ગતિ હોય તેને પિત્ત કફની જાણીએ અને જેમ સૂતાર કાષ્ટને અત્યંત વેગથી વહેરેછે તેમજ જે પૂરૂષની નાડી ચાલે અને ચાલતાં રહી જાય ને ફરિ ચાલવા લાગે તે નાડીને સન્નિપાતની જાણિએ, ને મંદ મંદ વાંકી વાંકી વ્યાકુળતા પૂર્વક સ્થિર સ્થિર હોય આધમની નાડી જીવનીછે.આ નાડી સૂક્ષ્મ થઈ જવાથી પૂરૂષને મારેછે, તે નાડિને સન્નિપાતની જાણીએ, ને જે પુરૂષને તાવનો કોપ હોય તેની નાડી બહુ ગરમ તથા જલદી જલદી ચાલેછે અને જે રોગીની નાડી એક ઢંગથી પોતાના સ્થાનપર ચાલે તે રોગી મરતો નથી.અને કામાતુર પુરૂષની નાડી ઉતાવળ યુક્ત ચાલેછે. તેમજ ક્રોધી પૂરૂષની પણ ચાલેછે અને ચિંતાતુર પુરૂષની નાડી ક્ષીણ ચાલેછે અને કોઇ પ્રકારથી ભયભિત થયેલા પુરૂષની નાડી મહા ક્ષીણ ચાલેછે અને મંદાગ્નિ તથા ક્ષીણ ધાતુ વાળા પુરૂષની નાડી મહા મંદ ચાલે છે.

લોહી વિકાર વાળા પુરૂષની નાડી કંઇએક ગરમ તથા ભારે ચાલેછે,અને જે પુરૂષના પેટમાં આમનો વિકાર હોય તેની નાડી અત્યંત ભારે ચાલેછે, જે પુરૂષને ભૂખ ઘણી લાગી હોય તેની નાડી ચપળ થાય છે. જે પુરૂષ અહાર ઘણો કરતો હોય તેની નાડી હલકી ને ઊતાવળી ચાલેછે. અને જે પુરૂષે ભોજન કર્યું હોય તેની નાડી ધીરી ચાલે છે,અને જે પૂરૂષને મળના ઊત્પાત થયા હોય તેની નાડી ઘણી ઉતાવળી ચાલેછે. સુખી મનુષ્યની નાડી પણ ધીરી અને બળયુક્ત ચાલેછે. "એવી એવી" નાડીની પરીક્ષા અનેક પ્રકારનીછે, તે બુદ્ધિવાન સદ્વૈદ્ય પોતાની બુદ્ધિથી નાડી દ્વારા એ શરીરનું સુખ દુઃખ વિચારી લે- જેમ જોગીને જોગનાં અભ્યાસે કરીને બ્રહ્મનું સાક્ષાત જ્ઞાન થઇ જાયછે. તેમજ સદ્વૈદ્યને નાડીના અભ્યાશે કરી શરીરના સર્વ રોગ અને સુખ દુઃખનું જ્ઞાન થઇ જાયછે. ઇતિ નાડી પરિક્ષા.

## મૂત્ર પરીક્ષા.

વૈદ્યને ઉચિત છેકે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે રોગીને ઉઠાડી,કાચના સફેદ વાસણમાં અથવા કાંસાના વાસણમાં મૂતરાવવો.પછી તે વાસણને લૂગડા વડે ઢાંકી રાખવું, સુર્યોદય થયા પછી વૈદ્યે તેની પરિક્ષા કરવી, રોગીનું મૂત્ર પાણી સરખું બહુ હોય તથા કંઇક કાળા વાદળી રંગનું હોય તો વાયુના વિકારનું મૂત્ર જાણીએ અને જે મૂત્ર લાલ કસુંબા સરખું હોય ને ગરમ અથવા પીળા કેસુડાનાં ફુલના રંગ સરખું તથા થોડું ઉતરે તો ગરમીના રોગનું મૂત્ર જાણીએ, અને જે રોગીનું ઠંડુ તથા સફેત તથા ચિકણું મૂત્ર ઉતરે તેને કફનારોગી જાણીએ અને ચાર ઘડી પાછલી રાતનું રોગીનું મુત્ર ચાર ઘડી સુધી તડકામાં રાખ્યા પછી વૈદ્ય તેમાં તેલ

નું બુંદ નાખી, તેલનું બુંદ મુત્રના ઊપર ફેલાઇ જાય તો તે રોગીને સાધ્ય જાણીએ, એ સારો થઇ જાય, અને જો તેલનું ટીપું મૂત્ર ઊપર ન ફેલાય ને સ્થિર થઈ રહી જાય તો તે રોગીને કષ્ટ સાધ્ય જાણીએ. અને જો એ ટીપુ મૂત્રમાં ડુબી જાય અથવા ચક્ર માફક ફરવા લાગેતો એ રોગી અવસ્ય મરે, અને જે રોગીના મૂત્રમાં તેલનું ટીપુ પડતાંજ છીદ્ર થઇ જાય અથવા ખડ્ગ યા દંડ યા ધનુષ્ય સરખો તેલના ટીપાનો આકાર થઈ જાયતો એ રોગી અવસ્ય મરે. અને રોગીના મૂત્ર ઉપર તેલનું ટીપુ તળાવને આકારે થઇ જાય, અથવા હંસના આકારે હોય, અથવા પદ્મ, અથવા હાથી, અથવા છત્ર, યા ચમ્મર, યા તોરણને આકાર ટીપુ થઇ જાયતો એ રોગી સાજો થાય. અને જેનાં મૂત્ર સરશીઆ તેલ સરખાં હોય તેને વાત પિત્તના રોગ જાણીએ. અને જેનું કાળું તથા પરપોટાવાળું હોય તેને સન્નિપાતના રોગ જાણીએ; અને મૂતરતાં જે રોગીની લાલ ધાર ઉતરે તેને માહા રોગી જાણવા. અને જેની ધાર કાળી નીકળે તે રોગી મરી જાય. અને જેના મુત્રમાં બકરીના મૂત્ર સરખી વાસ આવે તેને અજીરણના રોગી જાણીએ. અને જેનુ મૂત્ર ગરમ ને લાલ અથવા કેશર સરખુ પીળું હોય તેને તાવના રોગી જાણીએ. અને જેનાં કુવાના પાણીસરખાં મૂત્ર ઉતરે તેને નીરરોગી જાણીએ. ઇતિ મૂત્ર પરીક્ષા સંપૂર્ણ હવે રોગોના વૃતાંત તથા પ્રસંગ કહીએ છીએ.

## અથ રોગોની પરિક્ષા.

રોગીની પરિક્ષા આટલા પ્રકારથી થાયછે.—જોવાથી.સ્પર્શકરવાથી, કિંવા અડકવાથી, પુછવાથી.સ્વપ્નાથી,દૂતથી, સુકનથી, કાળજ્ઞાનથી, ઔશધી,દેશ, કાળ, અવસ્થા, અગ્નિ બળના વિચારથી, સાધ્ય અસાધ્ય આદિ પ્રકારથી રોગીની પરિક્ષા કરવી ઊચિતછે તે અનૂક્રમે લખુંછે.

પીળીઆ આદિ કંઇએક રોગ રોગીને જોવાથીજ વૈદ્યને વિદીત થાયછે. અને તાવ ઇત્યાદી કંઇએક રોગ રોગીને સ્પર્શ કર્યા બિના વૈદ્યને માલમ પડતા નથી. અને ઉદરસૂળ, પાસાસૂળ મસ્તકપીડા,હરસ, ઉપદંશ એટલે ગરમી અથવા ચાંદી, ઘેલછા અને ભૂતાદીકનું વળગવું, પ્રમેહ આદી લઇ કંઇએક રોગ રોગીના કહ્યા વિના વૈદ્ય યર્થાર્થ જાણી શકતા નથી.

## સ્વપ્ન પરિક્ષા.

રોગીને આવાં સ્વપ્નાં આવેતો સારાં નહીં—અગર રોગી સ્વપ્નામાં નાગા સન્યાસી, તથા મૂડેલા, તથા લાલ કાળાં વસ્ત્ર પેહેરેલાં મનુષ્ય દેખે, તથા કાન કાપેલા, બુચા, તથા કાણા, તથા આયુધવાળા તથા ફાંસીએ દીધેલા, મારતાં છતાં પુરૂષ દેખેતો એ રોગી અસાધ્ય જાણીએ. અને ભેંસો, ઊંટ, ગધેડાં, એપર બેઠેલાં દક્ષિણ દિશાએ જતાં સ્વપ્નામાં માણસ દેખેતો એ રોગી સારો થાય નહી. અને ઊંચેથી નીચે પડે, જળમાં ડુબી જાય, અગ્નિમાં બળી જાય તથા સિંહને આદિ લેઈ કોઇ હિંસક જીવ તેને ખાતોહોય, દિવાને ઓલવતો દેખે, તેલ, દારૂ પીતો દેખે, લોઢાને લેતો દેખે, પકવાનને ખાતો જાય તથા કુવામાં પડે એવાં સ્વપ્નાં રોગીને આવેતો એ રોગી અસાધ્ય જાણીએ. એવાં સ્વપ્નાં દેખે તો સ્વપ્ન દેખનાર કોઇને કહે નહી અને પરભાતમાં ઉઠતાંજ ભસ્માદીકથી સ્નાન કરે અને સ્વપ્ન માફક હોમ, દાન, પાઠ આદિ કરે તો સ્વપ્ન દોષ દુરથાય.

**સારાં સ્વપ્નાં**—ઇંદ્રાદી દેવતા,રાજા, જાચક,મીત્ર, બ્રાહ્મણ, ગાયો,અગ્નિ, તીર્થ દેખેતો, એ રોગી જલદી સારો થાય. અને સ્વપ્નાંમાં કીચડને ઓળંગી જાય તથા શત્રુને જીતે, મેહેલ, રથ.

પર્વત આદિના ઉપર ચઢેતો એ રોગી જલદી સારો થાય. અને સ્વપ્નામાં સફેત લુગડાં તથા સફેત ફુલ પેહેરે, અને માંસ, મીણુ, ફળ. ખાય, તો એ રોગી જલદી સારા થાય. અને સ્વપ્નામાં અગમ્યા ગમન કરે તથા શરીરે વિષ્ટાનો લેપ કરે, તથા રડે, તથા પોતાનું મૃત્યુ દેખે, તથા સ્વપ્નામાં કાચુ માંસ ખાય, તો એ રોગી જલદી સારા થાય. અને જળો. સર્પ ભમરા, મધ ઉપરની કાળી માંખ્યો "રાતી માંખ્યો, ચાંચડ વગરે" જેને સ્વપ્નામાં કરડે તે રોગી પણ જલદી સારા થાય. અને જોએસ્વપ્નાંસારા ભલા નીરોગી મનુષ્યોને પણ થાયતોસુભજાણીએ. ઇતિસ્વપ્નપરીક્ષાસંપુર્ણ.

## અથ દૂત પરિક્ષા.

વૈદ્યને બોલાવવાને વાસ્તે જે દૂત મોકલે તેકાણો, ખોડો.નકટો આદિ ન હોય; કેમકે એવાને મોકલવાથી તે રોગી જલદી સારા નથી થતા. અને જે ચતુર માણુસ તથા નીરમળ વસ્ત્ર પેહેરી, તથા સુખ પુર્વક ઘોડે, રથ આદિ ઉપર બેસીને વૈદ્યને તેડવા જવું. કેવો માણુસ વૈદ્યને તેડવા જાય તો સારો?-ઉત્તમ જાતનો, સારો ચેષ્ટાવાન, ચતુર પૂરૂપ જેનો ડાબો સૂર ચાલતો હોય તે વખતે વૈદ્યની પાસે એકલો જઈ ઉભો રહે, એવો દૂત વૈદ્યને તેડવા જાય તો તે રોગી જલદી સાજો થાય. ઇતિ દૂત પરિક્ષા સંપુર્ણ.

## અથ સુકન પરિક્ષા.

જે વૈદ્ય રોગીની ચિકિત્સા કરવાને જતો હોય તેને તે વખત સન્મુખ સીતળ સુકન થાયતો સારા; અને જો અગ્નિ આદિ લઈ ગરમ સુકન સામા મળેતો રોગી સાજો ન થાય. અને જો રોગીના તરફનો માણુસ વૈદ્યને બોલાવા જતો હોય તેને પાણી આદિ શીતળ શુકન સન્મુખ મળેતો તે રોગી સાજો થાય નહી. અને દૂતને અગ્નિ વગેરે ગરમ વસ્તુ મળેતો રોગી જલદી સાજો થાય. ઇતિ શુકન પરીક્ષા સંપુર્ણ.

## અથ કાળજ્ઞાન.

જે રોગીને રાત્રીમાં ગરમી અને દિનમાં શીત લાગે, તથા રોગીના કંઠમાં કફ બોલે તે રોગી નીશ્ચય મરે. અને જે રોગીના નાકની અણી શીતળ હોય, તથા તેના હાથ, પગ, હ્રદયય શીતળ હોય.તથા માથામાં શૂળ ચાલે, તો તે રોગી પણ નીશ્ચય મરે.અને જેરોગીની કાન્તી તથા, પ્રતાપ, તથા લજ્જા જાતી રહે, તથા સ્વભાવમાં અધિક થઇ જાય, તો તે રાગી છ મહીનામાં મરે. અને જે રોગીનું અંગ કંપતૂ હોય, તથા ગતિ ભંગ હોય, તથા શરીરનો વર્ણ કંઇનો કંઈ થઇ જાય, તથા સુગંધ દૂરગંધનું જ્ઞાન ન રહે તે રોગી નીશ્ચય મરે. અને ઝાડમાં તથા તેની ડાળીઓમાં રોગીને અગ્નિના સરખુ દેખાય તે રોગી પણ છ મહીનામાં મરે. અને જે રોગી કામે કરીને હીણુ હોય, તથા પસીનો નહી આવે તે રોગી ત્રણુ મહીનામાં મરે. અને જે રોગીના કાનના છિદ્રને બંધ કરવા છતાં શબ્દ સંભળાય નહી, તે રોગી નીશ્ચય મરે. અને જે રોગીની આંખ, દેહ, મૂખનો વર્ણ બદલાઈ જાય, તે રોગી પણ નીશ્ચય મરે. અને જે રોગીને પોતાની જીભ તથા નાકનો અગ્ર ભાગ, તથા ભૃગુટીની મધ્ય દેખાય નહી, તે રોગી.નીશ્ચય મરે, અને જે રોગીના મોઢાનો વર્ણ બદલઈ જાય, તથા નાકની અણી વાંકી થઇ જાય, તથા આંખો લાલ થઇ જાય, તે રોગી પણ નીશ્ચય મરે. અને જે રોગીની ઇંદ્રીઓ પોતપોતાના વીષયને ગ્રહણ ન કરે, તે રોગી પણ અવશ્ય મરે. અને જે રોગીની વાણી બોલવાથી થાકી જાય, તથા સામર્થ્ય ઘટી જાય, તે રોગી પણ અવશ્ય મરી જાય. અને જે રોગીને કાચમાં તથા પાણીમાં પોતા

ની છાયા દેખાય નહી. તે પણ અવશ્ય મરે. અને રોગીનું મોં લાલ પદ્મ સરખું થઇ જાયે, તથા જેની જીભ કાળી થઇ જાય, તથા જેના શરીરમાં પીડા ઉઠી આવે, તે રોગી નીશ્ચય મરે. અને જે રોગીનું હ્રદય, તથા નાભી, તથા ખાંધ કાંપવા લાગી જાય તે રોગી નીશ્ચય મરે. અને જે માણસનો અશ્લેસા. સતભિષા,આર્દ્રા,સ્વાતિ. મૂળ, પુર્વાફાલગુન. પુર્વાષાઢ. પુર્વાભાદ્રપદ, ભરણી, એનક્ષત્રોમાં;તથા રવિ.શનિ, મંગળવાર;તથા ચોથ, છઠ, બારસ એ તિથિઓમાં રોગ ઉપ્તન્ન થાયતો તે રોગી નીશ્ચય મરે. અને જે રોગીને બીજાની આંખની પુતળીમાં પોતાનું સ્વરૂપ નહીં દેખાય, તો તે રોગી નીશ્ચય મરે. અને જે રોગીને સુર્યોદયમાં જમણો તથા સાયંકાળે ડાબો સુર ચાલે, તે રોગી મરે નહીં. ઇતિ કાળજ્ઞાન સંપુર્ણ.

## ઔષધ વિચાર.

વૈધને ઉચિતછે કે—ઔષધનો ગુણા ગુણ વિચારી રોગીને રોગના પ્રમાણ માફક ઔષધ આપે,તે એવી રીતે આપવું કે—જો રોગ થોડો હોય તો,ઔષધ અધિક આપવું નહીં, અને જો રોગ અધિક હોયતો થોડું ન આપવું —અને જો કડવું, કરેડું, ઔષધ રોગી ન ખાય, તથા તે ઉપર દ્વેષ કરેતો એવા રોગી જીવે નહીં.ઇતિ ઔષધ વિચાર સંપુર્ણ

## દેશ વિચાર

દેશ ત્રણ પ્રકારના છે,અનૂપ ૧, સાધારણ ૨, જંગલ ૩. જ્યાં સદાએ બહુંસું પાણી વેહેતું હોય, અને જે દેશમાં કફની અધિક્તા હોય, એવો જે પુર્વ દેશ તેને અનુપ કહીએ. અને એવા પ્રકારના લક્ષણ જ્યાં કંઇ બીજા દેશમાં હોય તેને પણ અનૂપક કહીએ,અને જે દેશમાં વાત, પિત્ત, કફ બરાબર હોય, તેને સાધારણ કહીએ. અને જે દેશમાં વાયુ અધિક હોય તેને જંગલ કહીએ. અને જે દેશમાં જે મનુષ્ય ઉપ્તન્ન થાય તેની તેજ દેશના અનુસાર પ્રકૃતિ થાયછે. ઇતિ દેશ વિચાર સંપૂર્ણ.

## કાળ વિચાર.

કાળ ત્રણ પ્રકારના થાય છે—શીત કાળ ૧,ઉષ્ણકાળ ૨, વર્ષાકાળ ૩. હવે તેનો વિચાર લખુંછું. —શીતકાળમાં ઠંડી થોડી પડે યા વધારે પડેતો રોગ ઉત્પન્ન થાય; અને શીતકાળમાં ગરમીનું પડવું પણ વિપરીત છે, એ પણ સારૂં નહી, એથી પણ રોગ થાયછે, એજ પ્રકારે ઊનાળામાં ગરમી થોડી પડે અથવા ઘણી પડે અથવા ઠંડી પડે. તો રોગની ઉપ્તતિ થાય. તેમજ ચોમાસામાં વરસાદ થોડો પડે, અથવા ઘણો પડે, અથવા આવે નહીં તો માણસોને રોગ પેદા થાય. ઈ. કા. સં.

## અથ અવસ્થા વિચાર.

અવસ્થા તો ઘણા પ્રકારનીછે પરંતુ તેમાં ત્રણ મુખ્યછે. ૧લી બાળ, ૨ જી તરૂણ,૩ જી વૃદ્ધા અવસ્થા.એ ત્રણમાં ઉતમ,મધ્યમ,અધમ મનુષ્ય થાયછે,તેને જે રોગઉત્પન્નથાય,તેનાશરીર તથા અવસ્થા માફક સદ્વૈધ ઊપાય કરે. ઇતિ અવસ્થા વિચાર સંપુર્ણ.

## અર્થ વિચાર.

અર્થ પાંચ પ્રકારનાછે. પ્રથમ શબ્દ ૧. બીજો સ્પર્શ ૨. ત્રીજો રૂપ ૩. ચોથો રસ ૪. પાંચમો ગંધ ૫. શબ્દનું સ્થાનતો કાનમાં, અને સ્પર્શનું સ્થાનતો ચામડીમાં, રૂપનું સ્થાનતો આંખમાં, ર

રસનું સ્થાંન જીભમાં, ગંધનું સ્થાંન નાકમાં. સાંભળવાનું સામર્થ ઘટવાથી થોડું સાંભળે અથવા ઘણું સાંભળે અથવા મીથ્યા સાંભળે,યા કંઇનું કંઈ સાંભળે.અને સ્પર્શનું સામર્થ ક્ષીણ થયાથી થોડો સ્પર્શ કરે અથવા મિથ્યા સ્પર્શ કરે કીંવા કંઇનું કંઈ સ્પર્શ કરે ૨; જોવાનું સામર્થ નુન્ય થવા પછી થોડું જુએ અથવા ઘણું જુએ અથવા મીથ્યા જુએ યા કાંઇનું કંઈ જુએ ૩; ૭ રસના ખાવાનુંસામર્થઘટવાથી થોડું ખાય અથવાઘણું ખાય અથવા મીથ્યાખાય અથવા કાંઈનું કંઇ ખાય ૪; સુંઘવાનું સામર્થ ઘટવા છતાં થોડું સુંઘે અથવા ઘણું સુંઘે અથવા મીથ્યા સુંઘે અથવા કાંઇનું કંઇ સુંઘે તો નિશ્ચય રોગનિ ઉત્પતિ થાય- અને આ સાથેનું ભેળું સાધન કરવાથી મનુષ્ય સદાએ નીરોગ્ય રહેછે ઇતિ અર્થ વિચાર સંપુર્ણ-

## કર્મ વિચાર.

કર્મ ત્રણ પ્રકારના છે. એકતો કાયક ૧,બીજુ માનસિક ૨, ત્રીજું વાચિક ૩. કાયામાં રહે તે કાઇક. અને મનમાં રહે તે માનસિક, વચનમાં રહે તે વાચિક. કાયાનું કર્મ સામર્થ થાકવાથી થોડાં કર્મ કરે અથવા ઘણાં કર્મ કરે અથવા કાંઈનાં કાંઇ કર્મ કરે ૧, અને મનનું સામર્થ ઘટવાથી થોડી ઇચ્છા થાય યા બહુ થાય અથવા કંઇની કંઇ થાય ૨, અને બોલવાનું સામર્થ ઘટવાથી થોડું બોલે અથવા મિથ્યા બોલે કીંવા કંઇનું કંઇ બોલેતો મનુષ્યને રોગની ઉત્પત્તિ થાય ૩, અને એ ત્રણે કર્મોને મનુષ્ય સદા સારા પ્રકારથી એકસા વરતેછે તો તે મનુષ્ય સદાએ નીરોગ્ય રહે. ઇતિ કર્મ વિચાર સંપુર્ણ

## અગ્નિ બળ વિચાર.

અગ્નિ પાંચ પ્રકારના છે. એક મંદાગ્નિ ૧, બીજો તીક્ષણાગ્નિ ૨, ત્રીજો વિષમાગ્નિ ૩, ચોથો સમાગ્નિ ૪, પાંચમો ભષ્માગ્નિ ૫, જેની કફની પ્રકૃતિ થાયછે તેનો મંદાગ્નિ થાયછે, આ કફના રોગોને ઉત્પન્ન કરેછે તે સારો નહી ૧. જેની પિત્તની પ્રકૃતિ હોય તેનો તીક્ષણાગ્નિ થાયછે, તે સારોછે, ખાધેલું સર્વ પચાવી દેછે, પરંતુ એ પણ ગરમીના રોગને ઉત્પન્ન કરેછે ૨, જેની વાત પ્રકૃતિ હોય તેનો વિસમાગ્નિ થાય, તેએ વાયુના રોગોને ઉત્પન્ન કરેછે કદી અન્ન પચાવેછે, અને કદી અન્ન નહીં પચાવેછે ૩, ચોથો સમાગ્નિછે તે સંપુર્ણ અગ્નિઓથી શ્રેષ્ટ છે, સારે પ્રકારે મનુષ્ય ભોજન કરે તેને પચાવી દેછે, તથા કોઇ રોગને ઉત્પન્ન કરતો નથી ૪—અને ભષ્માગ્નિ ભષ્મક રોગને ઉપજાવેછે ૫. આ પ્રકારે કદી ઔષધીના સંયોગથી શરીરમાં કફ ઘટી જાય અને પિત્તનું અગ્નિરૂપ વધી જવાથી વાયુના સંયોગથી પ્રેરીત મહાતીવ્ર અગ્નિને ઉપજાવેછે, ત્યારે એ ભષ્મક અગ્નિ થઇ જાયછે, તે અગ્નિવાળાને જ્યારે વખતસર ખાવા નહીં મળે, તો તરસ, પસીનો, દાહ, મૂર્છા આદીએ કરીને મનુષ્યને મારી નાખેછે. એમાં મનુષ્ય અગ્નિ બળના વિચાર પુર્વક ઉપાય કરે,અથવા ભોજનાદિક કરે,તો તેને અવસ્યજ રોગ થાય,અને તેની ચિકિત્સા સફળ નથી થતી.૫

## અસાધ્ય રોગીની પરીક્ષા.

જે રોગીને રાત્રિમાં નિંદ્રા નહીં આવે અને કંઠમાં કફ બોલે તથા શરીરમા દાહ હોય,નાડી મંદ હોય, બોલવામાં જીભ થાકી જાય, સર્વ ઇંદ્રિઓ પોત પોતાના ધર્મને છોડી દે,તો તે રોગી અવસ્ય મરે. જે રોગીનો મંદાગ્નિ થઈ પ્રકૃતિ બગડી જાય, તે રોગીના રોગને પણ અસાધ્ય જાણિએ. જેની આંખ લાલ થઇ જાય, સ્વાસ ઉઠી આવે હ્રદયમાં સુળ હોય, તથા તંદ્રા, તથા હિચકી અને તૃષા ઘણી હોય, ઘણું સુએ,અત્યંત દાહ હોય, પસીનો અધિક અને ચિકણો આવે, તે રોગી નિશ્ચય મરે.

## સાધ્ય રોગીની પરીક્ષી.

જે રોગીની પ્રકૃતિ ઠેકાણા પર રહે અને અગ્નિ તીવ્ર થાય, તથા કોઇ ભાતના રોગનો ઉપદ્રવ ન હોય, એકજ દોષનો કોઇ રોગ હોય, અને એ રોગીની ચિકિત્સાના ચાર ઉપાય મળે, એવા કે એકતો સારો સદ્વૈદ્ય, બીજુ એજ રોગને દૂર કરવા વાળી ઔષધિ અને તેવોજ ચતુર ચાકર મળે, તથા તેવોજ રોગી સુજાણ જીતેંદ્રિય અને રોગને ઘટવા વધવાનો જાણનારો હોય તે રોગીને સાધ્ય જાણીએ.

## રોગોના ભેદ.

જે રેગ કાયામાં રહેછે તેનું નામ વ્યાધિછે તે રોગો ચૌદ ૧૪ પ્રકારનાછે તે લખીએ છીએ સહજ રોગ ૧, ગર્ભરોગ ૨, જાતજાત રોગ ૩, પીડાજનિત ૪, કાલજનિત રોગ ૫, પ્રભાવજનીત ૬, સ્વભાવ જનિત ૭, દેશ જનિત ૮, આગંતુક રોગ ૯, કાયિક રોગ ૧૦, અંતર રોગ ૧૧. કર્મજરોગ ૧૨, દોષજરોગ ૧૩, કર્મદોષજ રોગ ૧૪;

આ રોગોના જુદા જુદા લક્ષણો.–મા બાપના વિર્યના દોષથી તેના સંતાનને પણ એજ રોગ થઇ આવેછે "જેવાકે" હરસ, કોઢ આદિ સહજ રોગ કહીએ ૧. ગર્ભમાંથી કુબડા, પાંગળા, છ આંગળા, રાવણખંજાને આદિ લઈ રોગ થાય, તેને ગર્ભજ રોગ કહેછે ૨. એ ગર્ભ છતાં માતાના મિથ્યા અહાર, તથા મિથ્યા વિહારના કરવાથી બાળકને રતવા, તથા ખુરૂશરીર, મુગાપણાને આદિ લઇ જે રોગ થાય તેને જાત જાત રોગ કહીએ ૩. શસ્ત્રાદિકના પ્રહારથી ઉપજ્યો જે હસ્તી ભંગ પીડા આદિ રોગ, તેને પીડાજનીત રોગ સમજવા જોઈએ. ૪. શિયાળો ઉનાળો, અને ચોમાસુ. તેનાથી પેદા થતા જે રોગ, જેવાકે શિયાળામાં અધીક ઠંડી, ઉનાળામાં તડકો અધિક, અને ચોમાસામાં અધિક ભીજવું, એથી ઉપજ્યા જે રોગ તેને કાલજ રોગ કહે છે ૫. દેવતા, ગુરૂ, તથા વડાના શ્રાપથી, તથા ગ્રહના પ્રતીકૂળ પણાથી જે રોગ ઉત્પન્ન થાય તેને પ્રભાવજ રોગ કહીએ ૬. ક્ષુધા, તૃષા, જરા, આદીથી પેદા થયો જે રોગ, તેને સ્વભાવજ રોગ કહેછે ૭. ભૂતાદીક તથા કામ, ક્રોધ, રાગ, દ્વેષ, લોભ, મોહાદીકે જેના શરીરમાં પ્રવેશ કર્યો હોય. તેથી ઊપજ્યા જે રોગ તેને આગંતુક રોગ કહેછે ૮, જ્વરાદિ વિષ પ્રયંત મુખ્ય રોગછે તેને કાયિક, રોગ કહેછે ૯. હૌલદિલને આદિ લઇ અર્ધ્ધ વિક્ષિપ્ત થઇ જાય તેનેઅંતર રોગ કહીએ ૧૦. જે દેશમાં કાળેકાળાં, તથા લાલેલાલ, તથા ભુરેભુરાં મનુષ્ય પેદા થાય તેને દેશજ રોગ કહીએ ૧૧. પુર્વે જન્મમાં અથવા આ જન્મમાં બ્રહ્મહત્યાદિક પાપથી, જે રોગ ઉત્પન્ન થાય, તેને કર્મજ રોગ કહીએ ૧૨, અને વાત, પીત, કફથી પેદા થયા જે રોગ તેને દેશજ રોગ કહીએ ૧૩. અને બ્રહ્મહત્યાદિક જે દોષ, તથા વાત, પિત્ત, કફ આદિક જે દોષ એ બંને મળ્યાથી ઉપજ્યા જે રોગ તેનેકર્મદોષજ રોગ કહેછે ૧૪. હવે એ સંપુર્ણ રોગ બે પ્રકારનાછે, તેમાં એકતો સાધ્ય, અને બીજો અસાધ્ય. એ સાધ્ય પણ બે પ્રકારનાછે, તેમાં એકતો ઘણા ઉપાયથી જેવો તેવો સારો થાયછે ૧. અને બીજો થોડાજ ઉપાય કરવાથી સારો થાયછે, તે સાધ્યછે ૨. તેમજ અસાધ્ય રોગ પણ બે પ્રકારના છે, એકતો જાપ્ય, જેવાકે ગંભીરાદિક હરસ, મૃગી, અર્ધાંગ, ક્ષય, સ્વાસાદિક, તથા જેમાં અધિક રોગ મળ્યા હોય, તે પુરૂષ ઔષધી ખાયા કરે અને પથ્યથી ચાલે, તથા ભલા વૈદ્યના કહ્યા પ્રમાણે જ્યાં સુધી રોગનો અંત થાય ત્યાં સુધી ચાલ્યા કરે, એ રોગોને જાપ્ય કહેછે. એક એવો રોગ પેદા થાયછે કે જેની ચિકિત્સાજ નહીં, તે મારી નાંખેછે; તથા તે

મહા અસાધ્ય અને અપ્રીતીકારક છે, એવા એવા રોગના ભેદતો અનંતછે જેનો પાર નહીં, તે રોગોનું જ્ઞાનતો ઇશ્વરનેજ છે;પરંતુ સદ્વૈધ પણ સાસ્ત્ર બળ તથા પોતાની બુદ્ધિના બળથી, એ સર્વ રોગોને ૧૪. રોગોના અંતર્ગતજ જાણી લે. એ સર્વ રોગમાં અંતર ભુતજ છે.

## બીજા પ્રકારથી સંપુર્ણ રોગોત્પત્તિની બીજી વિધિ.

જે મનુષ્ય સર્વ વાતોથી સાવધાનછે, અને ૧૪ પ્રકારના વેગોમાંથી કોઇ વેગ વ્રથા પ્રગટ કરે નહી; તથા સ્વતઃ સિદ્ધ પ્રગટ થયાછે તેને રોકે નહીં; તથા તેનુ કાર્ય કરેતો. મનુષ્યને રોગ થાય નહીં. એ ૧૪ ને વ્રથા પ્રગટ કરે, તથા તેના પ્રગટ થવાથી તેને ધારણ કરે, તો રોગ અવસ્ય થાય. આ ૧૪ વેગ લખીએ છીએ.

**૧૪ વેગ**—અધોવાયુ ૧, દીસા બાધા ૨. મુત્રબાધા ૩, ઓડકાર ૪, છીંક ૫, તૃષા ૬, ક્ષુધા ૭, નીંદ ૮, શ્વાસ ૯, ખેદ નોશ્વાસ ૧૦, બગાસાં ૧૧, ઓકારી ૧૨, આંસુ ૧૩, કાંમદેવ ૧૪. આ ૧૪ વેગછે એ વેગોને વૃથા રોકે તથા તેથી ઉપ્તન્ન થએલા વેગને ધારણ કરે, તો નીશ્ચય મનુષ્યને રોગ ઉપ્તન્ન થાય. તે ક્રમથી લખીએ છીએ—જે **પુરૂષ અધોવાયુને રોકે**, તેને ગોળાનો તથા ફીયાનો અને ઉદરમાં આફરાનો, પેટમાં પીડાનો, એ રોગ થાય; પછી તેને અધોવાયુ સારી પેઠે થાય નહીં; અને મૂત્રકૃચ્છ, તથા બંધકોષ તથા નેત્રરોગ તથા મંદાગ્નિ તથા ત્હદય પીડા; એ રોગ થાય. એ પ્રમાણે અધોવાયુ રોકવાથી રોગોઉત્પતિ થાયછે.

**ઝાડો રોકવાથી થતા રોગ**—જે માણસ ઝાડાની બાધાને રોકે તેને આ રોગ થાયછે.—હાથ પગમાં કળતર, પીનસ,મસ્તકપીડા, અને વાયુની ઉર્ધ્વ ગતિ, તથા અધોવાયુની પ્રવૃત્તિ સારી પેઠે થાય નહીં, અને હદય પીડા, ઉદાવર્ત્ત તથા ગોળો, ફીઓ, ઉદર રોગ, ઉદર પીડા, મૂત્રકૃચ્છ, બંધકોષ, નેત્રરોગ, મંદાગ્નિ, આ પણ રોગ થઇ આવે એ રીતે ઝાડોરોકવાથીરોગોત્પત્તિથાયછે,

**મૂત્ર રોકવાથી થતા રોગો**—જે માણસ મુત્રની બાધાને રોકે તેને આ રોગ થાય—અંગમાં કળતર તથા પથરી તથા લિંગેંદ્રિને વિષે દુઃખ તથા વળણની સંધીમાં દુઃખ અને ગોળો,ફિયો આદિ જે ઉપર ઝાડો રોકવાથી રોગ કહ્યાછે, તે પણ આ મૂત્રના રોકવાથી ઉત્પન્ન થાયછે ૩, એ રીતે મુત્ર રોકવાથી રોગો ત્પત્તિ થાયછે.

**ઓડકાર રોકવાથી થતા રોગો**—જે મનુષ્ય ઓડકાર આવતો રાકેછે તેને આટલા રોગ થાયછે—અરૂચિ, શરીર કંપે, ત્હદય રોકાય, આફરો, ખાંસી, હિચકી ઈત્યાદી રોગ થાયછે ૪. એ-રીતે ઓડકાર રોકવાથી રોગોત્પત્તિ થાયછે.

**છીંક રોકવાથી થતા રોગો**-જે માણસ છીંકના વેગને રોકે તેને આ રોગ ઉત્પત્ર થાયછે.-મસ્તક રોગ, તથા શરીરની સંપૂર્ણ ઈંદ્રી દૂર્બળ થઈ જાય તથા ગર્દન મરડાય નહીં, અને મૂખ વાંકુ થઇ જાય પણ એ પ્રમાણે છીંકનો વેગ રોકવાથી રોગોત્પતિ થાયછે.

**તરસ રોકવાથી થતા રોગો**-જે પુરૂષને તરસ લાગી હોય તેને જો રોકે તો આ રોગ થાય. -મુખશોષ, તથા સર્વ અંગમાં કળતર, તથા બેહેરાપણુ, તથા મોહ, ભ્રમ, અને હૈયું દુખે. એ રીતે તરસ રોકવાથી થાય છે.

**ભુખ રોકવાથી થતા રોગો** —જે પુરૂષને ભૂખ લાગી હોય, ને ખાય નહીંતેને આટલા રોગ. થાય -સર્વ અંગ તૂટવા લાગી જાય, અરૂચિ થઈ આવે અને સર્વ વસ્તુઓ ઉપર અભાવ, શરીર

કૃપ, શુળ, ભ્રમ અને વગર શ્રમ કરે શ્રમ. તથા સર્વ ઇંદ્રી સિથળ થઇ જાય, તથા શરીરનો વ ર્ણું બદલાઇ જાય ૭. ભૂખ રોકવાથી એ રીતે થાય છે.

**ઊંઘ રોકવાથી થતા રોગો**—જે મનુષ્ય ઊંઘ આવતી હોય તેને રોકે, તો તેને આ રોગ ઉત્પન્ન થાય છે—મોહ, તથા મસ્તક, નેત્ર ભારે; આળસ, બગાસાં, અંગપીડા, ઇત્યાદિ રોગ થાય ૮. ઊંઘ રોકવાથી એ અનર્થો થાય છે.

**ખાંસી રોકવાથી થતા રોગો**—જે માણુસ આવતી ઉદરસને રોકે તેને ખાંસી, શ્વાસ, અરુચિ, હૃદય રોગ, હિચકી આદિ રોગોની વૃદ્ધિ થાયછે૯. એરીતે ખાંસી રોકવાથી રોગો પેદા થાય છે.

**શ્રમનો સ્વાસ રોકવાથી થતા રોગો**--જે પુરૂષ શ્રમના શ્વાસને રોકે તેને આટલા રોગ થાય છે. - ગોળો, હૃદય રોગ, મોહ, પ્રમેહ થાય ૧૦. શ્રમનો સ્વાસ રોકવાથી ઈત્યાદિ પ્રકારે થાયછે.

**બગાસાં રોકવાથી થતા રોગો**--જે મનુષ્ય આવતા બગાસાંને રોકે તેને મસ્તક રોગ, ઇંદ્રીઓની દુર્બલતા, તથા ગર્દન, તથા મુખનું વાંકાપણું થાય ૧૧. બગાસાં રોકવાથી એટલું થાયછે.

**આંસુ રોકવાથી થતા રોગો**--જે પુરૂષ આંસુ રોકે તેને પીનસ, નેત્ર રોગ, મસ્તક પીડા, હૃદય અને ગર્દનમાં પીડા; અરૂચિ, ભ્રમ, ગોળો એ રોગ થાય ૧૨.

**ઓકારી રોકવાથી થતા રોગો**—જે માણુસ આવતી ઓકારીના વેગને રોકે તેને રતુઆ, પિત્તિ, કોઢ, નેત્રરોગ, ખુજલી, પાંડુરોગ, જવર, ખાંસી, સ્વાસ, હૃદય શુળ; મુખ પર ખીલ અથવા મુખ છાયા. આ રોગ ઓકારીના રોકવાથી થાય છે ૧૩.

**કામદેવ રોકવાથી થતા રોગો**—જે પુરૂષ કામદેવના વેગને રોકે તેને શુજાખ પ્રમેહ, લિંગેંદ્રીમાં પીડા; અને લિંગશોથ (સોજો) ચિંતા; ભોજનમાં અરૂચિ. એટલા રોગ થાય છે ૧૪. બીજા પ્રકારથી સર્વે રોગોને ઉત્પન્ન થવાના હેતુ સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજા ધિરાજ મહારાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃત સાગર નામ ગ્રંથે રોગ વિચાર; નાડી, મૂત્રરોગ સ્વપ્ન, શુકન, કાળજ્ઞાન, દૂત, ઔષધિ વિચાર, દેશ, કાળ, અવસ્થા, અર્થ, કર્મ, અગ્નિબળ, રોગીનો સાધ્યા સાધ્ય વિચાર; રોગના ભેદ, રોગોની ઉત્પતિ નિરૂપણ નામ પ્રથમ તરંગ સામાપ્ત.

**તરંગ ૧ લુ સમાપ્ત.**

# તરંગ ૨

શારિક રોગમાં સર્વે રોગ માત્રનો રાજા જે જ્વર (તાવ) છે તેના વૃત્તાંત પુર્વક લક્ષણ તથા ઉપાય ક્રમથી લખીએ છીએ.

## પ્રથમ તાવની ઉત્પતિ (જ્વર)

સતીજી એટલે પાર્વતીના પિતા દક્ષપ્રજાપતિએ એક વખત યજ્ઞ કરવા માંડયો તેમાં અહંકારના જોરથી, ત્રિલોકના ધણી, જે સાક્ષાત શિવજી તેને પોતાના યજ્ઞમાં બોલાવ્યા નહીં. પરંતુ બીજા સઘળા દેવતાને બોલાવી યજ્ઞનો પ્રારંભ કર્યો, એટલે યજ્ઞ કરવા માંડયો. ત્યાં સતીજી પોતાના પિતા દક્ષે ન બોલાવ્યા છતાં, તેમજ શિવજીના મોકલ્યા વગર ગયાં. ત્યારે પ

જી વિષે તેના પિતાએ સતીજીનો અનાદર કર્યો એટલે આદરમાન કર્યું નહીં, ત્યારે ત્યાં પાર્વતી એ જોગ બળથી પોતાના શરીરનો ત્યાગ કર્યો, (બાળી ભસ્મ કર્યું અથવા પોતે બળી મરી ) ત્યારે આ વાત શિવજીએ જાણી એટલે શિવજીને ક્રોધ ઉપજ્યો ત્યારે શિવજીને ક્રોધ ઉપજતાં જ લિલાટમાં ત્રીજું નેત્ર ઉઘડી ગયું. તે નેત્રમાંથી વીરભદ્ર નામે ગણ પ્રગટ થયો. એ વીરભદ્ર ગણનું વર્ણન એવું છેકે—ઘણો ક્રોધી, તથા જેનું શરીર પીળું છે, નેત્ર જેને ત્રણ, ભસ્મ લગાવેલી, પ્રલય રૂપ, પીળી જેની આંખો, વાઘાંબર (વાઘનું ચામડું) ધારણ કરેલું. અગ્નિ જેવું જેનું રૂપ. નહાની જાંગ ત્રણ, પેટ મોટું, એવો વીરભદ્ર પ્રગટ થયો. તેણે શિવજીને અરજ કરીને કહ્યું કે શી આજ્ઞા છે? ત્યારે શિવજીએ આજ્ઞા કરી કે તમો દક્ષ પ્રજાપતિના યજ્ઞનો નાશ કરો. ત્યારે તેણે દક્ષને મારી તેના યજ્ઞનો નાશ કર્યો અને એ યજ્ઞની સઘળી સામગ્રી પોતે ખાઇ ગયો. તેથી એ વીર ભદ્રનું નામ શિવજીએ તાવ પાડયું. તે આ તાવ છે તે માણસને મિથ્યા વિહારથી નાભી અને સ્તનની મધ્યમાં જે આમનું ઘર તેમાં રહેતા જે વાત, પિત, કફ. તેને રોગીના શરીમાં આમાશયની જગામાં દુષ્ટ કરે છે. અને આમાશયની જગામાં રહેતા જે આહાર તેથી ઉપજ્યો જે રસ તેને પણ બગાડે છે, અને અમાશયના સ્થાનમાં રહેતો જે અગ્નિ તેને પેટમાંથી બહાર કાઢી રોગીના સંપુર્ણ શરીરને અગ્નિ રૂપ તાતુ કરી દેછે. એજ તાવ રૂપ થઇને શરીરના બળને ખાઇ જાય છે. આ તાવ ૮ પ્રકારના છે. વાતજ્વર ૧, પિતજ્વર ૨, કફ જ્વર ૩. વાતપિતજ્વર ૪. વાતકફજ્વર ૫ કફપિત્ત જ્વર ૬, સન્નિપાત જ્વર ૭ આગંતુક જ્વર ૮, આ આઠ પ્રકારના તાવ છે તેના હવે જુદાં જુદાં લક્ષણ લખું છું:–

**તાવ માત્રનાં સામાન્ય લક્ષણ**--જેના શરીરમાં એકજ વખતે આ શોળ લક્ષણ થાય તેને તાવ કહેવો જોઈએ. શરીર ઉનું થઈ આવે, પરસેવો પણ નહીં આવે, ભૂખ જતી રહે સઘળું શરીર સજડ જેવું થઇ જાય, માથુ દુખે, હાથ પગમાં કળતર થાય અથવા ચુસાય, કંઇ પણ મન લાગે નહીં, એવાં ૧૬ લક્ષણ જે રોગીમાં હોય તેને તાવ કહીએ ૧. આ સર્વ તાવનાં લક્ષણ છે.

**જ્વરનુ પુર્વ રૂપ**--હાથ પગ તોડાય. માથું દુખવા લાગે. બગાસાં આવે. વગર શ્રમે શરીરમાં ખેદ થાય, એવાં લક્ષણ જે માણસને થાય, તો જાણવું કે તાવ આવશે. એ લક્ષણ વૈદ્યે જાણવાં જોઇએ.

**જ્વરનાં વિશેષ લક્ષણ**=પ્રથમ વાત જ્વરનાં લક્ષણ—શરીર કંપે, તાવનું જોર વધારે હોય, કંઠ, હોઠ સુકાય, ઉંઘ અને છીંક આવે નહીં. શરીર લુખું થઇ જાય, માથું ભારે, શરીરમાં પીડા, મોંમાંથી છ રસનો સ્વાદ જતો રહે, ઝાડો ઉતરે નહીં. પેટમાં શુળ તથા આફરો હોય, તથા બગાસાં ઘણાસાં આવે, તો વાતજ્વર જાણીએ.

## સામાન્ય તાવ માત્રના ઊપાય.

ગરમ પાણી પાવું, તથા ઝાડાના બળ માફક સારી હલકી લાંઘણ, અને લઘુ પ્રથ્ય કરાવવું. તથા જે જગાએ પવન ન આવતો હોય તે જગાએ રોગીને રાખવો. સારા ઝીણાં લુગડા ઉપર સુવાડે, તો તાવ જાય, અને ત્રણ દીવસ સુધી તો તાવમાં કડવું, કરેલું, જુલાબ વગેરેનું કોઇ ઔષધ આપવું નહીં એવી રીતે ઉપાય કર્યાં પછી, સુંઠ માસા ૨, ધાણા માસો ૧, એનો ક્વાથ કરી પાય તો, તાવ જતો રહે; અને ભૂખ પણ લાગે.

**વાત જ્વરના ઉપાય**—આટલા પુરૂષોને લાંધણ કરાવવી નહીં—વાતજ્વરવાળાને તથા તીક્ષ્ણ જઠરાગ્નિ વાળાને, તથા ક્ષયરોગ વાળાને, ગર્ભિણી સ્ત્રી, તથા દૂર્બળ આદમી, તથા બાળક, તથા ધરડો, તથા ભયભિત, તથા ત્રૂષાવાળાને; એટલા માણુસોને લાંધણ કરાવવી નહીં, ને હલકું પથ્ય પળાવવું. વાતજવર વાળાને કરીઆતુ, નાગરમોથ, નેત્રવાળો, બંને રીંગણી ( રીંગણી અને ભોરીંગણી ) ગળો, સુંઠ એ સર્વ ઓસડો છદામ છદામ ભાર (૦ાા તોલો) લઇને ખાંડીને કવાથ દિન ૫ સુધી આપે, તો વાતજવર દૂર થાય. ૨

**વાતજવર દુર કરવાના બીજા કવાથ**—સુંઠ, લીમડાની છાલ, ધમાસો, પાઠ, કચુરો, અરડુસો, એરંડાનું મૂળ, પુષ્કરમૂળ, એ સર્વ ઓસડો છદામ છદામ (૦ાા તોલા) ભાર લેઈ કૂટી તેનો કવાથ કરી આપે, તો વાતજવર દુર થાય ૩. હિંગળેશ્વર રસથી વાતજવર તત્કાળ દુર થાયછે.—હિંગળો, પીપેર, સોધ્યો,વચ્છનાગ, એ ત્રણે બરાબર લઇ બારીક વાટી પાણીમાં અર્ધી અર્ધી રતીને વજને ગોળીઓ બનાવી પ્રતિ દિન એક એક ખાય, તો પાંચ ગોળીઓમાં વાતજવર નીશ્ચય જાય. વાતજવર વાળાને મગ, મસુર, કુલથ, મઠ, એ સર્વની દાળનું ઓસામણ (પાણી) પથ્યમાં આપવું. અને સતાવળી, ગળો, એ બંને છદામ છદામ (૦ાા તોલા) ભાર લઈ તેનો કવાથ કરી તેમાં જૂનો છદામ (૦ાા તોલા) ભાર ગોળ નાખીને દિન પાંચ સુધી પીએ, તો વાતજવર જાય. અને કાળી દરાખ, પીપર, પિત્તપાપડો, વરીઆરી, એ સર્વ છદામ છદામ (૦ાા તોલા) ભાર લઇને કવાથ કરી આપે, તો વાતજવર જાય. એ પ્રમાણે વાતજવરના ઊપાય કહ્યા.

## પિત્તજવરનાં લક્ષણો.

આંખમાં બળતરા થાય, મુખ કડવું રહે, તરસ ધણી હોય, ફેર આવે, બકારો ઘણો કરે, શરીર ગરમ રહે, તાવનો વેગ પણ ધણો હોય, ઝાડો પાતળો હોય, ઉલટી થાય, ઊંઘ આવે નહીં, મોઢું શુકાય, તથા પાકી જાય, પરસેવો આવે, તથા મળ, મૂત્ર, નેત્ર, એ પીળાં થાય. આ લક્ષણ જે પુરૂષમાં હોય તેને પિત્તજવર જાણીએ.

**પિત્ત જવરના ઊપાય**—નાગરમોથ, ધમાસો, પિત્તપાપડો, નેત્રવાળો, કરીઆતું, લીમડાની છાલ; એ સર્વે ઓસડોને છદામ છદામ (૦ાા તોલા) ભાર લઇને ખાંડી કવાથ કરી આપે, તો પિત્તજવર દૂર થાય૧. અથવા ગરમ પાણીની સાથે ખેરસારનું ચૂર્ણ છદામ (૦ાા તોલા) ભાર લઇ તથા બે માસા કડુ, તથા ટંક ૨ સાકર એનું ચુર્ણ કરી આપે, તો પિત્તજવર જાય ૨. અથવા ચંદન ટંક ૧, વીરણ વાળો ટંક ૧, એને બારીક વાટી, ફાલસાના આઠ તોલા ભાર સરબતમાં તોલા ૪ ભાર સાકર નાખીને પીએ, તો પિત્તજવર દુર થાય ૩, આ ઉપાય ત્રિસંતિ નામે ગ્રંથમાં લખ્યાછે. અથવા ચોખાની ધાણીના પાણીમાં સાકર મેળવીને પીએ, તો પિત્તજવર દુર થાય ૪. અથવા કડુ, ગરમાળાનો ગોળ, નાગરમોથો, હરડેની છાલ, પિત્તપાપડો, એ સર્વને છદામ છદામ (૦ાા તોલા) ભાર લઇને, જો કુટીને કાઢો કરી આપે, તો પિત્તજવર અને તરસ, દાહ, મૂર્છા, પ્રલાપ, ચકરી, એ સર્વ રોગોને આ કવાથ દુર કરેછે. એ વૈદ્યવિનોદમાં કહ્યાછે ૫. અથવા ધઉંના લોટને ખૂબ ભિંજવીને તેમાં સાકર નાખીને પાતળી રાબડી કરી આપે તો પિત્તજવર દુર થાય ૬. અથવા મીઠા દાડમનું સરબત આપે, તો પિત્તજવરની દાહ દુર થાય ૭. અથવા એજ દાહજવર હોય તો મહા સુંદરી સ

ર્વ ગુણે કરી સંયુક્ત એવી જે સોળ વર્ષની સ્ત્રી, ફૂલનો જેનો આભરણ, તથા મહા સુંદર જેનાં વસ્ત્ર, તેમજ મહા ચતુર, એવી સ્ત્રીથી સંભોગ કરે, તો દાહની વ્યથા દુર થાય. અને આટલી વસ્તુઓ દાહની વ્યથાને દુર કરેછે—પોપટ, મેનાં, અને બાળકની વાણી; તથા મનોહર બાગ, ફૂલનો હાર, કમળનાં ફૂલ, મનોહર શ્રૃંગારરસની કથા, કપૂરનું લગાવવું, સુંદર સ્ત્રીઓનો સંગ, ફૂવારા આદિ. આ સર્વ દાહની વ્યથાને દુર કરેછે ૮. અથવા ફાલસાના શરબતમાં સિંધવખાર નાખી પીએ, તો પિત્તજ્વર જાય ૯. અથવા મગની દાળના પાણી (ઓસામણમાં) સાકર નાખી પીએ તો પિત્તજ્વર દૂર થાય ૧૦. અથવા કાળી દરાખના સરબતમાં સાકર નાખી પીએ, તો પિત્તજ્વર દુર થાય ૧૧, અથવા પિત્તપાપડો, નાગરમોથો, કરીઆતું, એ સર્વને ટંક ૫ લઇ કવાથ કરી દિન ત્રણ પીએ. તો પિત્તજ્વર દુર થાય ૧૨. આ સર્વ ઉપાય જ્વરતિમિર ભાસ્કરમાં લખ્યાછે. અથવા રક્ત ચંદન, પદ્માષ, ધાણા, લીમડાની છાલ, ગળો એ સર્વ ઓસડોને છદામ છદામ (ાા તોલા) ભાર લઈ, જો ખાંડી દિન ૫ કાઢો કરી પીએ, તો પિત્તજ્વર, દાહ, તરસ, ઓકારી, એ સર્વ રોગ દુર થાય ૧૩. આ ઉપાય લોલિંબરાજમાં લખ્યાછે, અને એજ પિત્તજ્વર ઘણો દાહકારક જ્વર હોય, તો કમળના ફુલની સજ્જાપર અથવા કેળનાં પાત્રાંપર સુવાડે, તો દાહજ્વર દુર થાય ૧૪. અથવા રળીઆમણા વન, યા ખસની ટટ્ટીમાં ખસનાજ પંખાથી વા કરે, તો દાહજ્વર દુર થાય ૧૫. આ ઉપાય લોલિંબરાજમાં લખ્યાછે: અથવા ગુલાબનાં ફુલની પાંખડીને તેલમાં પાંચ સાત પૂટ દઇ, એનું તેલ ચંબેલીના તેલની માફક કાઢે તેને હકીમ ગુલાબ રોગન કહેછે, અને હિંદુ ગુલાબનું તેલ બોલેછે; તેનું દાહજ્વર વાળાને મરદન કરે., તો દાહજ્વર બંધ થાયછે, ૧૬. અથવા ૧૦૦ યા હજાર વાર ધોયેલું ઘી શરીરે મસળે, તો દાહજ્વરની વ્યથા તત્કાળ દુર થાય ૧૭. અથવા લીમડાનાં કોમળ પાનને પીસીને તેમાં પાણી નાંખી વલોવીને તેમાં ફીણ લાવી દાહજ્વર વાળાના શરીરે લેપ કરે, અથવા એ ફીણમાં બેહેડાંની બે મીંજ મેળવી લેપ કરે, તો દાહની પીડા તત્કાળ દુર થાય ૧૮. આ ઉપાય વૈદ્ય જીવન તથા વૈદ્યવિનોદમાં લખ્યાછે; એ પ્રમાણે પિત્તજ્વર તથા દાહજ્વરનાં લક્ષણ અને ઉપાય કહ્યાછે;

**કફજ્વરના લક્ષણ**—અન્નમાં અરૂચી, શરીર ભારે અને રોમાંચ હોય, અને જેનું મૂત્ર, તથા નખ સફેદ હોય; ઉંઘ ઘણી આવે, શરીર ઠંડુ, અને મોઢું મીઠું (ગલચટું) હોય, જ્વરનો વેગ કમ હોય, આળસ, સ્વાસ, ઉદરસ, પીનસ, આદિ લક્ષણ જેમાં હોય તેને કફજ્વર કહીએ.

**કફજ્વરના ઊપાય**—લીમડાની છાલ, સુંઠ, ગળો, ભોરીંગણી, પૂષકર મૂળ, કડુ, કચુરો, અરડુસો, કાયફળ, પીંપર, સતાવરી, એ સર્વને છદામ છદામ ( ાા તોલા) ભાર લઈ ખાંડી દીન સાત ક્વાથ કરી આપે, તો કફજ્વર દૂર થાય ૧. અથવા કાયફળ, પીપર, કાકડાસીંગી, પૂષ્કર મૂળ. એ સર્વ ઓસડોને બારીક વાટી લૂગડે ચાળીને છદામ ( ાા તોલા ) ભાર મધમાં ચટાડે, તો કફજ્વર, સ્વાસ, કાસ, આદિ દૂર થાય. આ ઉપાય વૈદ્યવિનોદમાં કહ્યાછે ૨. અને કફજ્વર વાળાને ગરમ શેરનું પોણોશેર કરેલુ પાણી થોડું થોડું પાવું; અને ૧૨ લાંઘણ કરાવવી; પછી મગ, મઠ અથવા કુલથના પાણીનું પથ્ય કરાવવું, અને દાહડે સુવા ન દે, તથા બીજોરા

ની ભીતરના જીરામાં, સિંધવ ખાર, આદુ મેળવીને પથ્યમાં આપે, અથવા આ પાચન વસ્તુ એ આપે-સુંઠ, મરી, પીપર, ચિત્રક, પીપરી મુળ, બંને જીરૂ (જીરૂ અને સાહજીરૂ, લવંગ, ઇલાયચી, સેકી હીંગ, અજમો, અજમોદ એ સર્વેને સમાન લેઈને ચૂર્ણ કરીને છદામ (૦॥ તોલા) ભાર ગરમ પાણીથી આપે, તો પાચન થઇ કફ જવર જઈ ભૂખ લાગે ૩. અથવા ભોરીંગણી, ગળો સુંઠ, પુષ્કર મુળ, અરડુસો, એ સર્વે ઓસડોને તોલા તોલા ભાર લઇને જો ખાંડી કવાથ કરી દિન સાત સુધી આપે, તો કફજવર જાય; આ **क्षुद्रादि काथछे ४.** અથવા ભોરીંગણી, પીપર, કાકડસીંગી, ગળો, અરડુસો એ સર્વે ઓસડોને ટંક ૨ લઇને કવાથ કરી દિન ૧૦ આપે, તો કફજવર, સ્વાસ, મંદાગ્નિ, એ "સર્વ રોગને આ કવાથ દૂર કરેછે ૫. અથવા અરડુસાનો ઉકાળો છદામ (૦॥ તોલા) ભારના તોલને પ્રમાણ દિન ૧૦ આપે, તો કફજવર નિશ્ચય તત્કાળ દૂર થાય ૬. અથવા બે રતી શીતભંજીરસ અરડુસા, અને સુંઠના કવાથના અનુપાનથી દિન સાત આપે, તો કફજવર નિશ્ચય તત્કાળ દુર થાય ૭.

**કફજવરને શીતભંજીરસ-***હીંગળામાંથી કાઢેલો સોધ્યો પારો ટંક ૫, સોધ્યો ગંધક ટંક ૫, તાંમ્રભસ્મ ટંક ૫, સોધ્યો વચ્છનાગ ટંક ૨, સુંઠ ટંક ૫, મરી ટંક ૫, પીપર ટંક ૫, સોધ્યો ટંકણ ખાર ટંક ૫, એ સર્વેને બારીક વાટી ચીત્રકના રસના પૂટ ૩ ત્રણ દેવા, પછી આદાના રસના પૂટ ૭ સાત દઇ, ને પાનના પૂટ ત્રણ દઇ એક એક રતીની ગોળીઓ બનાવવી. આ **शीतभंजि रसछे** એથી કફજવર અને શીતાંગ તથા સર્વ વાયુના રોગ દૂર થાય છે. ઇતિ કફજવરનાં લક્ષણ તથા ઉપાય સંપુર્ણ.-

## વાતપિત જવરનાં લક્ષણ.

જે માણસને વાતપિત્ત જવર થાય, તેને મૂર્છા, ફેર, દાહ થાય; તથા ઉંઘ આવે નહીં માથું દુખ્યા કરે, કંઠ, મુખ સુકાય; ઓકારી, રોમાંચ, અરૂચિ અને આંખે અંધારાં આવે; સર્વ અંગમાં પીડા થાય, તથા બગાસાં, અને બકારો થાય. એ લક્ષણ જે જવરમાં થાય તેને વાત-પિત જવર કહીએ.

**વાતપિત જવરના ઊપાય-**ખરેંટી (કોરાંટા) ગળો. એરંડાનું મૂળ. નાગરમોથ, પદ્માસ, ભારંગ, પીપર, વીરણવાળા, રક્તચંદન, એ સર્વ ઓસડોને પાંચ પાંચ માસા પ્રમાણે લઇ,પછી ખાંડી એનો છદામ છદામ (૦॥ તોલા) ભારનો કવાથ દિન ૧૨ બાર સુધી આપે, તો વાત-પિત્ત જવર દૂર થાય ૨. અથવા ગળો પીત્તપાપડો, કરીઆતું નાગરમોથ, સુંઠ એ સર્વેને બરાબર લેઇ ખાંડી છદામ છદામ (૦॥ તોલા) ભારનો કવાથ પ્રતિદિન બાર આપે, તો વાતપિત્ત જવર દૂર થાય ૩.

આ **पंचभद्र नामे काथ छे.** અથવા ગળો, પિત્તપાપડો, સુંઠ, નાગરમોથ, અરડુસો, એને

* હીંગળો તોલા ૭ લઇને લીંબુના રસમાં પોહોર બે ખલ કરવો પછી માટીના હાંલ્લાં નંગ બે લઈ, તેમાંના એકને તળીએ હીંગળાની લુગદી લગાવી દેવી, પછી બીજા હાંલ્લાને મોઢે મોઢું જોડીને કપડમટી તેને મોંઢે દઇ ચુલે ચઢાવી. સાધારણ આંચ દેવી; અને ઉપલા હાંલ્લાને પાણીનું પોતું પોહોર એક ફેરવવું પછી શીતળ થએ ઉતારી હાંલ્લાં ખોલતાં ઉપલા હાંલ્લામાં પારો આટા સરખો નીકળશે તે શુધ પારોછે એમ જાણી લેજો-આ હિંગળામાંથી સુધ્ધ પારો કાઢવાની રીતછે.

બરાબર લેઇ ખાંડી છદામ (ાા તોલા) ભારનો ઉકાળો કરી આપે, તો વાત પિત્તજ્વર જાય ૪. અથવા પડોળ, લીમડાની છાલ, ગળો, કડુ, આ સર્વને બરાબર લેઈ ખાંડી છદામ (ાા તોલા) ભારનો ઉકાળો કરી દિન ૧૨ સુધી આપે, તો વાતપિત્ત જ્વર દુર થાય ૫. અથવા મહુડાં, જેઠી મધ, લોદર, ઉપલસરી, નાગર મોથ, ગરમાળાનો ગોળ એ સર્વને બરાબર લેઇ ખાંડી છદામ (ાા તોલા) ભારનો ક્વાથ દિન ૧૨ સુધી આપે, તો વાતપિત્ત જ્વર જાય ૬. અથવા ચોખાની ધાણીના પાણીમાં સાકર તથા મધ મેળવીને દિન ૧૦ આપે, તો વાતપિત્ત જ્વર દુર થાય ૭. અથવા સુંઠ મરી, પીપેર એ સઘળાની સમમાત્રા લેઇને સઘળાની બરાબર સાકર મેળવી ચૂર્ણ કરી રોજ તોલા એક ભાર મધની સાથે દિન ૧૦ સુધી ખાય, તો પિતજ્વર દુર થાય ૮. એ પ્રમાણે વાતપિત જ્વરના ઉપાયછે.

## વાતકફ જ્વરનાં લક્ષણ.

જે માણસને તાવમાં આ લક્ષણ થાય—ઉદરસ, અરૂચી, સાંધે સાધે તથા મસ્તકમાં પીડા. પીનસ, સંતાપ, અંગને મુંજારો, શરીરનું ભારે પણું. ઊંઘ નહીં આવે; પરસેવો, સ્વાસ, અને પેટમાં શુળ થાય; તથા જે માણસની નાડી સર્પ અથવા હંસની ચાલ ચાલે; ધૂમાડા જેવું અથવા ધોળું તથા ચીકણું અથવા સૂરમા જેવું મૂત્ર, તથા ઝાડો જેનો કાળો અને ચીકણો હોય; આંખ ધૂમાડા જેવી; તથા મોઢું સ્વાદ વગરનું કરેડું અથવા ગળચટુ; અને જીભ કાળી અથવા ધોળી ભીની કંઠમાં કફ તથા ભારે બોલે, શરીર ઠંડું; આ લક્ષણ જેમાં હોય તેને વાતકફ જ્વર જાણીએ આ લક્ષણ જ્વરતિમિર ભાસ્કરમાં લખ્યોછે ૧.

**વાતકફ જ્વરના ઊપાય**—આ જ્વરવાળાને દશ ૧૦ લાંધણો કરાવવી. અને અધોટા પાણી પાય. અને દિન ૧૦ પછી કરીઆતું, નાગરમોથ, ગળો, સુંઠ, એ સઘળાં બરાબર લઇને ખાંડી છદામ (ાા તોલા) ભારનો ક્વાથ આપે, પછી તેને પથ્ય પળાવે, તો કોઇ ઉપદ્રવ ઉત્પન્ન થાય નહીં. અને આ જ્વરમાં ત્રણ દિવસ પછી આ ક્વાથ આપે, તો તે તાવને દુર કરેછે તે લખીએ છીએ–કાયફળ. દેવદારૂ, ભારંગ, નાગરમોથ, ધાણા, પિત્તપાપડો, હરડેની છાલ, સુંઠ, કાચકીનું મૂળ, એ સઘળાં ઔષધો બરાબર લઈ ખાંડી ટંક બેનો ઊકાળો કરીને આપે, તો વાતકફ જ્વર, ઉદરસ, સોજો, સ્વાસ, એ સઘળાંને દુર કરેછે ૧. અથવા નાગરમોથ, સુંઠ. ગળો પિતપાપડો, ધમાસો, એ સઘળાંને બરાબર લઇને ખાંડી એનો ક્વાથ છદામ (ાા તોલા) ભારનો કરી દિન ૧૦ સુધી આપે, તો વાતકફ જ્વર, ઓકારી, દાહ, મુખશોષ ઇત્યાદિને, આ ઉકાળો દુર કરેછે ૨. અથવા ભોરીંગણી સુંઠ, પીપર, ગળો, આ સઘળાં છદામ છદામ (ાા તોલા) ભાર લઈ કાઢો કરી આપે, તો વાતકફ જ્વર જાય ૩. અથવા શાલપર્ણી, પૃષ્ટપર્ણી, ભોરીંગણી, રીંગણી, ગોખરૂં, બીલાનો મગજ, અરણી, અરલુ, કુંભાર, પાઢ, આ દશ મૂળછે, એને ખાંડીને ઉકાળો કરી, તેમાં પીપર મેળવી દિન ૧૦ દશ સુધી આપે, તો વાતકફ જ્વર દુર થાય ૪. અથવા આ તાવમાં મુખ અને તાળવું સુકાઈ જાય, જીભ લઠરા જાય, તો બીજોરાના જીરામાં સિંધવખાર, તથા મરી લગાવી જીભે લેપ કરે, તો મુખ અને તાળવાનો શોષ તથા જીભની લઠરતા, આ લેપ દુર કરેછે ૫. અથવા કરીઆતુ, ગળો, દેવદારૂ, કાયફળ, વજ એ બરાબર લઈ છદામ (ાા તોલા) ભારનો ક્વાથ કરી આપે, તો વાતકફ જ્વર જાય ૬. આ ઉપાય જ્વરતિમિર ભાસ્કરમાં લખ્યાછે. ઇતિ વાતકફ જ્વરના ઉપાય સંપૂર્ણ.

## કફપિત જ્વરનાં લક્ષણ.

મુખ તથા જીભ કફથી ખરડાએલી હોય, તંદ્રા, મોહ, ખાંસી. અરૂચિ. તરસ અધિક હોય; વારંવાર શરીરમાં દાહ. તથા શીત તથા પીડા થાય; હ્રદય દુખે, ફેર આવે. ભૂખ લાગે નહીં, શરીર સજડ સરખું થઈ જાય, નાડી જેની હંસ અથવા દેડકા જેવી ચાલ ચાલે;અને જેનું મુત્ર ધોળાસ તથા લાલાસ પર ચિકણું હોય.અને ઝાડો પણ લાલાસ પર હોય; નેત્ર દેડકાના રંગ સરખાં હોય. મુખ ગળચટુ અથવા કડવું રહે. જીભ લાલાશ પર ધોળી હોય. જે માણસને આ લક્ષણ થાય તેને કફપિત જ્વર કહીએ. આ લક્ષણ જ્વરતિમિર ભાસ્કરમાં લખ્યા છે.

**કફપિત જ્વરના ઉપાય**–આ તાવ વાળાને ૧૪ લાંઘણ કરાવવી તથા અષ્ટા વશેષ પાણી પીવા આપવું; તથા આ ઓસડોનો ઉકાળો આપવો -ગળો, રક્તચંદન, સુંઠ. નેત્રવાળો, કાયફળ, દારૂહળદર આ ઓસડોને બરાબર લઇ ખાંડી છદામ (૦ાા તોલા ભાર લઇ ઉકાળો કરી દિન ૧૦ સુધી આપે તો.કફપિત જ્વર દુર થાય ૧.અથવા લીમડાની છાલ, રક્તચંદન, પદ્માશ, ગળો, ધાણા, એ ઓસડોનો ઉકાળો કરી દિન ૧૦ આપે, તો એ તાવ, તથા દાહ,તરસ, ઉલટી એ સર્વ દુર થાય ૨. અથવા ગળો, ઇંદ્રજવ. લીમડાની છાલ, પડોળ, કડુ, સુંઠ, સફેદચંદન, નાગરમોથ પીપર,એ સઘળાંને બરાબર લઇ બારીક ચૂર્ણ કરી માસા ચાર,અષ્ટાવશેષ પાણીની સાથે આપે, તો તાવ, શ્વાસ, ઉષ્ણતા. હ્રદયશુળ, અરૂચિ. ખાંસી, આદિ રોગોને આ ચુર્ણ દુર કરેછે ૩. અથવા ગળો, રીંગણી. ભોરીંગણી, કચુરો, દારૂહળદર, પીપેર, અરડુસો. પડોળ, લીમડાની છાલ, કરીઆતુ એ સઘળાં ઓસડોને બરાબર લઇ ખાંડી છદામ (૦ાા તોલા ) ભારનો ઉકાળો કરી બંને વખત દિન ૧૦ સુધી લે, તો કફપિત્ત જ્વર દૂર થાય ૪. અથવા દરાખ. ગરમાળાનો ગોળ, ધાણા, કડુ. નાગરમોથ, પીપરીમૂળ, સુંઠ, પીપર, એ સઘળાં ઓસડોને બરાબર લઇ ખાંડી છદામ (૦ાા તોલા) ભારનો ઉકાળો કરી બંને વખત દિન ૧૧ સુધી આપે, તો. શૂળ, ભ્રમ, મુર્છા અરૂચિ, ઓકારી, પિત્તકફ જ્વર, એટલા રોગોને આ ઉકાળો દૂર કરેછે ૫. અથવા આ રસથી તાવ તરતજ જાય છે તે લખીએ છીએ-હીંગળામાંથી કાઢેલો પારો ટંક ૫; સોધેલો ગંધક ટંક ૫; કાળાંમરી ટંક ૫, સોધ્યો ટંકણખાર ટંક ૫, એ સઘળાંને બારીક વાટી આદાના રસના પૂટ ૭ દેવા,પછી પાનના રસના પૂટ ૭ દેવા,પછી રતી ચારના પ્રમાણમાં ગોળીઓ કરી ગોળી એકેક પ્રતિદિન સવાર સાંજ દિન ૭ સુધી ખાય, તો કફપિત્ત જ્વર નિશ્ચય દૂર થાય. એ કફપિત્ત જ્વરના ઉપાય કહ્યા.

## સન્નિપાત જ્વર

**સન્નિપાત જ્વરની ઉત્તિ**–જે માણસ ઘણાં ચિકણાં, અને ખાટાં, તથા અધિક ગરમ, તીખાં, મીઠાં, લુખાં, ભોજન કરે અને વિરૂદ્ધ વસ્તુ ખાય; અથવા અધિક ભોજન કરે, તથા નઠારૂં પાણી પીએ, તથા ક્રોધવંતી. રોગીલી સ્ત્રીની સાથે સંભોગ કરે, તથા દુષ્ટ અને કાચુ માંસ ખાય; તથા શીત, તડકો. દેશ, રૂતુ. ગ્રહ, એના વિપરીત થવાથી માણસને સન્નિપાતનો રોગ થાય છે. આતો એની ઉત્પત્તિ છે.

**સન્નિપાતનાં લક્ષણ**–અકસ્માત કદી ક્ષણેકમાં દાહ થઇ આવે, કદી ક્ષણેકમાં શીત લાગે સ્વભાવ ફરી જાય, તથા સર્વ ઇંદ્રીઓ પોત પોતાની ફરજ છોડીદે. શરીરનાં હાડ હાડમાં, તથા સાંધે સાંધામાં, તથા માથામાં ઘણી પીડા થાય; તથા આંખમાં આંસુ આવ્યા કરે, તથા

આંખો કાળી તથા લાલ થઇ જાય, કાનમાં તમરાં અને પીડા થાય; કંઠમાં કાંટા પડી જાય; તંદ્રા, મોહ, સ્વાસ, કાસ, અરૂચિ, ભ્રમ, એ પણ હોય અને જીભ કાળી ખરબચડી થઇ કરી લહરી જાય અને લોહી મળેલા ગળફા થૂકે. દહાડે ઊંઘ આવે, રાતે જાગે, પરસેવો ઘણો આવે, અગર ન આવે, ઓચિંતો ગાય. નાચે, હસે, રડે. માથું ધૂણાવે, તરસ અધિક લાગે, હૃદય દુઃખે, મળ, મૂત્ર, ઉતરે નહીં અને જો ઉતરે તો થોડાં ઉતરે. શરીર કૃપ થઇ જાય, કંઠમાં કફનો ઘુઘરો બોલે, બોલવું બંધ થઈ જાય. હોઠ આદિ અંગ પાકી જાય. પેઠ ભારે થઇ જાય, નાડીની ગતિ મહા મન્દ, શીતળ. મહા સુક્ષ્મ, તુટીસી થાય, અને પેસાબ હલદર જેવો યા કાળો, યા લોહી સરખો, અને ઝાડો કાળો. ઘોળાસપર હોય, અથવા ભૂંડના માંસ સરખો હોય, એટલાં લક્ષણ જે જ્વરમાં હોય, તેને સન્નિપાત જ્વર કહીએ. તે આ સન્નિપાત જ્વર કાળ સ્વરૂપ છે. એવા સન્નિપાત જ્વરનો જે વૈદ્ય, ઔષધ, રસ. તથા મંત્ર. યંત્ર, તંત્ર, તથા બીજા દંભદંશને આદિ લઇ કોઇ પણ રીતે (આ સન્નિપાત જ્વરને ઉપાય કરી દુર કરે, તે વૈદ્યથી પૈસા વિગેરે આપી. કોઇપણ તરેહ રોગી ઉરણ નથી થતા.

* આ સન્નિપાત જ્વરનાં લક્ષણ કહ્યા.

**સન્નિપાત જ્વરના ઉપાય**–સન્નિપાત જ્વર વાળા માણસને અર્ધ્ધાવશેષ સારા કુવાના પાણીમાં ટંક ૧ સુંઠ નાખીને દીવસનું ઉકાળેલું દીવસે, અને રાતનું ઉકાળેલું રાતે પાવું, અને ચતુર આદમીને પાસે રાખવો. જેમાં પવન ન આવતો હોય એવી જગામાં રોગીને રાખવો, ઠંડા ઉપાઓ કદી કરવા નહીં. અને શિવ વગેરેનું પુજન; તથા હવન, મંત્ર, મણિધારણ દાનાદિક કરાવવું. અથવા ૭ સાત દીવસ પછી–કાયફળ, પીપળીમૂળ, ઈંદ્રજવ, ‡ ભારંગ સુંઠ. કરીઆતું, કાળાં મરી. પીપર. કાકડસિંગ પુષ્કર મૂળ. રાસણા. રીંગણી, ભોરીંગણી, અજમોદ, છડછડીલો, વજ, પાઢ. ચવક, એ સઘળાં ઓસડોને સમાન લઈ ખાંડીને ટંક બેનો ક્વાથ કરી સાંજ સવાર મળી બંને વખત આપ્યો હોય તો સન્નિપાતને, તથા સર્વ વસ્તુની અજ્ઞાનતા, તથા અધિક પરસેવો, શીતાંગ, તથા વિક્ષિપ્તતા, ઉદરશુળ. આફરો, વાયુ અને કફના રોગ, તથા સૂવારોગ; એ સઘળા રોગને આ કવાથ દૂર કરે છે ૧. અથવા આકડાનું મૂળ, જવાસો, કરીઆતુ. દેવદાર, રાસણા, નિર્ગુડી, વજ, અરણી, સરગવો, પીપર. પીપરીમૂળ, ચવક, ચીત્રક, સુંઠ. અતિવિખની કળી, જળ ભાંગરો,

* જ્વરના ભેદ તો ૨૫ પ્રકારનાછે. જેમાં મુખ્ય મુખ્ય આઠ પ્રકારના કહ્યાછે. અને ત્રીદોષ એટલે વાત, પિત્ત, કફ. એ ત્રણેના મળવાથી સન્નિપાત જ્વર થાયછે. જેમાં ભેદતો અનેક છે. પણ સંતત, સતત, અન્યદ્યુ. ત્રીજીઓ, ચોથીઓ, એ પાંચ પ્રકારછે. અને સન્નિપાતમાં આગંતુક નામે જ્વાવર છે તેના ૧૩ પ્રકારના ભેદ આગળ કહીશુ.

‡ભારંગનું ઝાડ આસરે એક માણસ પૂર ઊંચું થાયછે, તેનો વિસ્તાર બે અઢી હાથ અને, પાતાં મહુડાનાં પાત્રાં જેવાં છે, પણ તેને બબ્બે આંગળને અંતરે કાંગરી હોયછે. ભારંગના કુમળાં પાત્રાંની ભાજી કરેછે એનું મુળ ઔષધના કામમાં આવેછે. વૈદકમાં આ ઝાડને મોટી વનસ્પતિ માનેલી છે. એને મોર આવેછે. તેને તોરા એમ કહેછે. તોરાનો રંગ ચિત્રવિચિત્ર હોય છે. તે જોવામાં ઘણો સારો દેખાય છે. અને તેની ભાજી પણ કરી ખાયછે. ઊદ્ભિદ પદાર્થ પ્રષ્ટ ૧૪૫

એ સર્વ ઓસડોને બરાબર લઇ. ખાંડી ટંક ૨ ના પ્રમાણનો બંને વખત ઉકાળો કરી આપે, તો મહા સન્નિપાત જ્વર, ધનુર્વાયુ. તથા દાંત બંધાઇ ગયા હોય તેને, શીતાંગ, તથા સુવારો ગને, સ્વાસ, ખાંશી, અને વાયુના રોગને આ ઉકાળો દૂર કરે છે.આ ઉપાય લોલિંબરાજમાં લખ્યા છે ૨. અથવા સન્નિપાતમાં જીભ જડ થઇ ગઇ હોય. તો જીભને બિજોરાના કેસરમાં.સિંધવખાર, તથા મરી મેળવીને લેપ કરે, તો જીભની જડતા દૂર થાય ૩. અથવા જે સન્નિપાત માં જ્ઞાન જતું રહ્યું હોય તેનો ઉપાય આ છે કે—વજ, મહુડાં, સિંધવખાર, મરી, પીપર એ સર્વ બરાબર લઇને બારીક વાટી ગરમ પાણીમાં નાસ દે, તો જ્ઞાન થઇ આવે ૪.

**સન્નિપાતને દૂર કરવાનો બીજો નાસ**—પારો ટંક ૫, ગંધક ટંક ૫, એ બંનેની ખલમાં કાજળી કરવી; પછી એ બંનેની બરાબર સુંઠ, પીપર, મરી. બારીક વાટી, એ પાચેને મેળવી ધંતુરાના ફળના રસના પુટ ૩ દેઇ એક દિવસ ખલ કરવો. આ **उन्मत नाम रस** છે એનો નાશ દે, તો સન્નિપાત દૂર થાય ૫.

**સન્નિપાત દૂર કરવાનાં અંજન**—જમાલગોટાનો મગજ ટંક ૧૦. કાળાં મરી ટંક ૧.પીપરી મૂળ ટંક ૧, એ ત્રણેને જંબીરી લીંબુના રસમાં સાત દિવસ સુધી ખલ કરવો.પછી તેનું અંજન કરે. તો સન્નિપાત દૂર થાય ૬. અથવા પારો. ગંધક. કાળાં મરી, પીપર. આ સઘળાં બરાબર લે,અને એ ચારેનો ચતુર્થાંસ જમાલ ગોટા લેઇને, પારા ગંધકની ખલમાં બારીક કાજળી કરવી, પછી એ બંનેને કાજળીમાં મેળવી એ સઘળાંને જંબીરીના રસમાં દિન ૮ સુધી ખલ કરવો. પછી એનું અંજન કરે, તો સન્નિપાત દૂર થાય.અને ઉપદ્રવ મટે. આ અંજનનું નામ **भैरवांजन** છે આ વૈદ્યરહસ્યમાં લખ્યાં છે ૭. અથવા સિરસનાં બીજ, પીપર, કાળાં મરી. સિંધવખાર, લસણ મનસિલ, વજ, એને બરાબર લેઇને બારીક વાટી ગોમુત્રમાં એક દિવસ સુધી ખલ કરવો પછી એનું અંજન કરે, તો સન્નિપાત દૂર થાય ૮.

**સન્નિપાત દૂર થવાને** પંચવક્ર નામે રસ -હિંગળામાંથી કાઢેલો પારો ટંક ૫, સોધેલો ગંધક ટંક ૫. સોધ્યો વચ્છનાગ ટંક ૫, સોધ્યો ટંકણખાર ટંક ૫. પીપર ટંક ૫. કાળાં મરી ટંક ૫ લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરીને. પછી એ કાજળીમાં એ સર્વ ઓસડોને મેળવીને ધંતુરાના બીજના તેલમાં ચાર ઘડી ખલ કરીને રતી ૧ ના પ્રમાણમાં ગોળીઓ કરી ગોળી ૧ આદાના રસમાં આપે. તો સન્નિપાત દૂર થાય. એના ઉપર દહીં ભાત ખવરાવવો. આ ઉપાય વૈદ્યરહસ્યમાં છે ૯.

**સન્નિપાત દૂર થવાને** ચંડ **ભૈરવ રસ**—હિંગળામાંથી કાઢેલો પારો. ટંક પાંચ, સોધ્યો ગંધક ટંક ૫, સોધ્યો વચ્છનાગ ટંક ૫, જાયફળ ટંક ૨. પીપર ટંક ૧૦. પ્રથમ પારા ગંધકની કાજળી કરી, પછીથી એ સઘળાં ઓસડોને એમાં મેળવી આદાના રસમાં દિન એક સુધી ખલ કરવા પછી રતી એક પ્રમાણે આપે, તો સન્નિપાત જ્વર, શીત જ્વર, વિશુચિકા, વિષમજ્વર, જીર્ણજ્વર.મંદાગ્નિ, મસ્તક રોગ એ સઘળાને આ રસ દૂર કરેછે. આ વૈદ્યરહસ્યમાં લખ્યોછે૧૦.

**સન્નિપાતમાં શીત ઉત્પન્ન થયું હોય તેનું મર્દન**—મરી, પીપર, સુંઠ, હરડેની છાલ. લોદર. પુષ્કરમુળ. કરીઆતુ. કડુ. ઉપલેટ, કચુરો. ઇંદ્રજવ, એ સઘળાંને બરાબર લઇને અત્યંત બારીક વાટી શરીરે મર્દન કરે, તો પરસેવાને. તથા શીતાંગને દૂર કરે ૧૧. અથવા પારો ટંક ૫, વચ્છનાગ ટંક ૫, મરી ટંક ૨૦, ધંતુરાના જીંડવાની રાખ ટંક ૪૦, એ સઘળાંને બારીક વા

ડીને શરીરે મર્દન કરે, તો અતિસે પરસેવો, તથા શીતાંગ, અને સન્નિપાત દૂર થાય ૧૨.

**મહા સન્નિપાત દુર કરવાના ઉપાય**–પારો, વચ્છનાગ, કાળાં મરી, નવસાર, મોરથુથુ, એ સઘળાંને બરાબર લઈ બારીક વાટી ધંતૂરા અને લસણના રસમાં રોટલો કરી. એ રોટલો હજામત કરાવીને રોગીના મસ્તક ઉપર એક પોહોર સુધી મૂકે તેટલામાં જો શરીરમાં ગરમાવો થઇ આવે. તથા ચૈતન્ય થઈ જાય, તો આ રોગી જીવે; અને જો ગરમાવો, તથા ચૈતન્ય ન થાય, તો આ પુરૂષ નિશ્ચય મરે ૧૩. અથવા લસણ, રાઇ, સરગવાનું મુળ, એ સર્વને ગાયના મૂત્રમાં બારીક વાટી રોટલો કરી આ રોટલો હજામત કરાવી બે પહોર સુધી માથે મૂકવો, જો ચૈતન્ય તા તથા ગરમાવો એને નહીં થાય. તો એ જીવે નહીં. આ ઉપાય વૈદ્યવિનોદમાં લખ્યા છે ૧૪.

**સન્નિપાત દુર કરવાના ઉપાય**–મહા ભયંકર સન્નિપાત વાળાને વિંછી કરડાવે. તો સન્નિપાત દૂર થાય ૧૫, અને સન્નિપાત વાળાને સર્પ પણ કરડાવવો લખ્યો છે. પરંતુ લોક વિરૂધ છે તેથી આ ચિકિત્સા કરવી નહીં ૧૬. અથવા સન્નિપાત વાળાને લોઢાની સળી અત્યંત ગરમ કરી તેને પગ તળીએ, તથા ભમરની અને લિલાટની વચમાં એનો ડામ દે, તો સન્નિપાત દુર થાય ૧૭. આ વૈદ્યવિનોદમાં લખ્મા છે. મંત્ર, યંત્ર, વગેરેના સાધનથી પણ સન્નિપાત દૂર થાય છે. સુશ્રુત, ચરક, વાગ્ભટના મતથી તો સન્નિપાત જ્વર એકજ પ્રકારનો છે. પરંતુ બીજા ઋષિઓના મતથી ૫૨ પ્રકારના છે. તેમાં ૧૩ મુખ્ય છે, તેનાં જુદાં જુદાં નામ, તથા લક્ષણ, તથા ઉપાય લખીએ છીએ.

## ૧૩ સન્નિપાતના નામ.

સંધિગ ૧, અંતક ૨, રૂગ્દાહ ૩, ચિતભ્રમ ૪. શીતાંગ ૫. તન્દ્રિક ૬, કંઠકુબ્જક ૭, કર્ણક ૮, ભગ્નનેત્ર ૯, રક્તષ્ટીવી ૧૦, પ્રલાપ ૧૧, જીહ્વક ૧૨, અભિન્યાસ ૧૩, હવે એનું આયુર્બળ લખીએ છીએ–સંધિક દિન ૭ સાત રહે, અંતક દિન ૧૦ દશ રહે, રૂગ્દાહ દિન ૨૦ વીશ રહે, ચિતભ્રમ દિન ૧૧ રહે, શીતાંગ દિન ૧૫ રહે. તન્દ્રિક દિન ૨૫ રહે, કંઠકુબ્જક દિન ૧૩ રહે. કર્ણક ગહીના ૩ ત્રણ રહે, ભગ્નનેત્ર દિન ૮ આઠ રહે. રક્તષ્ટીવી દિન ૧૦ રહે, પ્રલાપ દિન ૧૩ યા ૧૪ રહે, જીહ્વક દિન ૧૬ રહે, અભિન્યાસ દિન ૧૫ રહે. આ ૧૩ સન્નિપાતનું આયુર્બળ કહ્યું. પરંતુ એમાં જો કાંઇ ઉપદ્રવ ઉઠી આવે, તો માણસ તત્કાળજ મરી જાય. અને સન્નિપાત જ્વર વાળા માણસને ઠંડા ઉપાયો કરવા નહીં, અને દિવસે સુવા દેવો નહીં, અને અર્દ્ધાવશેષ પાણી પાવું, અને આમ કફ ઘટે એવા ઉપાય કરવા, તથા સન્નિપાતના દોશ માફક લાંઘણ કરાવવી. *

**સંધિક સન્નિપાતનાં લક્ષણ**–જે માણસને સંધિ સન્નિપાત ઉપજે તેના શરીરના સાંધે સાંધામાં ઘણું શુળ ચાલે. તથા શરીર સુજી જાય. પેટ ભારે થઇ જાય. અંગસિથિલ પડી જાય, બળ જાતું રહે, વાત. કફનો કોપ બહુ થાય, ઊંઘ આવે નહીં આ લક્ષણ સંધિક સન્નિપાતનાં

---

* श्लोक सान्निपातस्य काळस्य कश्चिद्भेदोनाविद्यते; चिकित्सको जयेद्यस्तं तस्मान्कोस्ति प्रतापवान्.

અર્થ–સન્નિપાત અને કાળ એમાં કાંઇ ભેદ છે નહીં જે વૈદ્ય, એ સન્નિપાતને જીતે તેના જેવો પ્રાક્રમી કોઇ બીજો નહીં. જેના ઉપકારને વાસ્તે સર્વત્ર આપવા છતાં પ્રત્યુપકાર થાય નહીં, સન્નિપાતને લૌકિકમાં મુંઝારો કહે છે.

જાણિએ ૧.

**સંધિગ સન્નિપાતના ઉપાય**–રાસ્ણા,હરડેની છાલ, ગળો, સરગવો, ચિત્રક, લાજાલૂ, સુંઠ, દેવદારૂ, કડુ, કચુરો, અરડુસો, વાવડીંગ, સાલપર્ણી, પ્રષ્ટપર્ણી, બન્નેરીંગણી, બીલાનો મગજ, અરણી અરલૂ, કુંભેર, પાઢ, પીપર, આ સર્વ બરાબર લઇ ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી બંને વખત આપે, તો સર્વ લક્ષણ સંયુક્ત સંધિગ સન્નિપાત દુર થાય ૧.

**અંતક સન્નિપાતનાં લક્ષણ.** શરીરમાં દાહ ઘણી, તથા શરીર કાંપે, તથા મસ્તક દુખે, એ થાય. ખાંશી તથા હિચકી આવે તથા બકારો ઘણો, જ્ઞાન જતું રહે, ત થા શ્વાસ થઇ આવે, એ લક્ષણ જેમાં થાય તેને અંતક સન્નિપાત કહિયે એનો ઉપાય છે નહીં. એ સન્નિપાત વાળો માણસ જીવતો નથી. ૨.

**રૂગ્દાહ સન્નિપાતનાં લક્ષણ.** બકે, શરીરમાં દાહ ઘણો થાય, પેટમાં શૂળ ચાલે, શરીર વ્યાકુળ થાય, તરસ ઘણી લાગે. આ લક્ષણ જેમાં હોય તેને રૂગ્દાહ સન્નિપાત જાણુએ. આ પણ અસાધ્ય છે ૩.

**રૂગ્દાહ સન્નિપાતના ઊપાય.** હરડેની છાલ, પિત્તપાપડો, લીમડાની છાલ, કડુ, દેવદાર, ગરમાળાનો ગોળ, કાળી દ્રાક્ષ, નાગરમોથ, આ સર્વ બરાબર લઈ ખાંડીને ટંક બેનો ક્વાથ બંને વખત દિન ૧૫ આપે, તો રૂગદાહ સન્નિપાત દુર થાય.

**ચિત્તભ્રમ સન્નિપાતનાં લક્ષણ.** જેને ભ્રમ, ઉન્મદ, સંતાપ, મોહ, સ્વાસ એ ઘણો હોય લવરી કરે, બાવરાના (વિક્ષિપ્ત) જેવી આંખ થઇ જાય, તથા હસે, ગાય, નાચે, આ જેમાં લક્ષણ હોય તેને ચિત્તભ્રમ સન્નિપાત જાણીએ ૪.

**ચિત્તભ્રમના ઊપાય.** બ્રાહ્મી, વજ, લાજુલુ, ત્રિફળા, કડુ, ખરેંટી, ગરમાળાનો ગોળ, લીમડાની છાલ, નાગરમોથ, કડવા તુરીઆની જડ, કાળી દ્રાક્ષ, સાલપર્ણી, બંને રીંગણી, ગોખરૂં, બીલાનો મગજ, અરણી, અરલુ, કુંભેર, પાઢ, આ સર્વ બરાબર લઇ, જ્યારે ખાંડીને ટંક એનો ઊકાળો બંને વખત (સાંજ સવાર) દિન ૧૧ આપે, તો ચિત્તભ્રમ સન્નિપાત દુર થાય ૩.

**શીતાંગ સન્નિપાતનાં લક્ષણ**–જે મનુષ્યનું સઘળું શરીર શીતળ પાલા જેવું થઈ જાય, અને કંપે, હિંચકી આવે, અંગ શિથિળ થઇ જાય, સ્વાસ, ખાંસી, અને ઓકારી થાય, મોઢામાંથી લાળ પડે, જેને આ લક્ષણ થાય તેને શીતાંગ સન્નિપાત જાણિએ. આ પણ મહા અસાધ્ય છે;આ સન્નિપાત વાળો જીવે નહીં તેથી તેના ઈલાજ છે.તોપણ તેના ઉપાય લખીએ છીએ ૫.

**ઊપાય**– આ સન્નિપાત વાળાને વિંછી કરડાવવો; તથા વચ્છનાગ તેલમાં મેળવી, ખૂબ શરીરે મર્દન કરવું; અને વચ્છનાગ, લસણ, રાઈ એને ગાયના મૂત્રમાં પીસી રોટલો બનાવી, રોગીને અગ્રામર્ત કરાવી, તેને માથાપર મુકવો. જ્યાં સુધી શરીર ગરમ નહીં થાય ત્યાં સુધી રોટલો માથાપર મુકી રાખવો. જો (એ રોટલો મુક્યાથી) ગરમાવો ન આવે, તો એ રોગી મરી જાય ૪. હવે તેનું મર્દન લખીએ છીએ–પારો ટંક ૫, વચ્છનાગ ટંક ૫, કાળાં મરી ટંક * ૨૦, ધંતૂરાના જીંડવાની રાખ ટંક ૪૦. એને બારીક પીસી શરીરે મર્દન કરે, તો શી

*કાળાં મરી ટંક ૫• અમૃતસાગરનો હિંદીમાં તરજુમો થયોછે તેમાંછે, અને મારવાડી મુળમાં ઉપર પ્રમાણે ટંક ૨૦ છે. એ બેમાંથી જે ખરૂં હોય તે બુદ્ધિમાનો વિચારી સુધારી લેશે એવી ભાષાંતર કરતાની વિનંતી છે. ત્રી. ગી.

તાંગ દૂર થાય ૫.

**તંદ્રિક સન્નિપાતનાં લક્ષણ.** જેમાં તંદ્રા ઘણી થાય, તથા તાવનું જોર, તથા તરસ અધિક હોય; જીભ કાળી, તથા ખરબચડી થાય, સ્વાસ, અતિસાર, દાહ, કાનમાં પીડા; આ લક્ષણ જેને થાય તેને તંન્દ્રિક સન્નિપાત જાણિયે ૬.

**તંદ્રિકના ઊપાય.** ભારંગ, ગળો. નાગરમોથ, ભોરીંગણી. હરડેની છાલ, પુષ્કર મૂળ એને બરાબર લઈબારીક વાટીને ટંક ૨ નો ઉકાળો કરી દિન ૧૫ આપે. તો તન્દ્રિક સન્નિપાત દૂર. થાય ૬.

**કંઠ કુબ્જવર સન્નિપાતનાં લક્ષણ.**–માથું ઘણું દુખે, દાહ તથા દાઢમાં પીડા થાય, શરીર બહુ ગરમ રહે, મુર્છા થાય. ગળું રોકાય તથા સૂકાઇ (પાકી) જાય અને તેની શરીરમાં પીડા થાય; તથા લવરી કરે. આ લક્ષણ જેને થાય તેને કંઠ કુબ્જવર શન્નિપાત જાણિએ. આ સન્નિપાત કષ્ટ સાધ્ય છે ૭.

**કંઠ કુબ્જવર સન્નિપાતના ઊપાય.**–કાકડસિંગી, ચિત્રક, હરડેની છાલ, અરડુસો. કચૂરો, કરીઆતુ, ભારંગ, દારૂહળદર, ભોરીંગણી. પુષ્કળ મૂળ, નાગરમોથ, કુડાની છાલ, ઇંદ્રજવ. કડુ, કાળાંમરી એ સઘળાં ઓસડોને બરાબર લઈને જ્યારે ખાંડી ટંક ૨૫ નો ઊકાળો કરી બંને વખત દિન ૮ આઠ સુધી આપે. તો કંઠ કુબ્જવર સન્નિપાત, બીજા પણ ઊપદ્રવ સમેત જાય ૭.

***કર્ણક સન્નિપાતનાં લક્ષણ.**–કંઠમાં પીડા અને શરીર ખેદયુક્ત, તથા અતિ ગરમ રહે; ખાંસી, શ્વાસ, અને કર્ણમૂળમાં સોજો, તથા ઘણી પીડા. આ લક્ષણ જે કોઇમાં હોય તેને કર્ણક સન્નિપાત જાણિયે ૮.

**કર્ણક સન્નિપાતના ઊપાય**–રાસ્ણા, આસન. નાગરમોથો, બંને રીંગણી, ભારંગ, કાકડસિંગી, હરડેની છાલ. વજ, પુષ્કરમૂળ. કડુ, એ સર્વને બરાબર લઇ જ્યારે ખંડી ટંક ૨ાનો ઉકાળો કરી બંને વખત દિન ૨૦ સુધી આપે. તો કર્ણક સન્નિપાત જાય ૮.

**અથવા બીજા ઊપાય**–હળદર, હિંગોરાનું મૂળ, ઉપલટ. ગવાનું મૂળ. સિંધવખાર, દારૂહલદર, દેવદાર, ઇંદ્રવરણાનું મૂળ, એ ઓષધિઓને બરાબર લઇ જ્યારે ખાંડીને આકડાના દુધમાં બારીક ખલ કરી, અને કર્ણમૂળ આગળ ઠંડોજ લેપ કરે, તો કર્ણ મૂળ બેસી જાય, અને કર્ણ મૂળનો રોગ દૂર થાય ૯. અથવા કર્ણ મૂળ થતાંજ જળો લગાવી કર્ણ મૂળ માફક લોહી કઢાવે, તો કર્ણમૂળ જાય ૧૦.

**ભગ્નનેત્ર સન્નિપાતનાં લક્ષણ.** જે રોગીનું સ્મરણ જતું રહે. જ્વરનોવેગ હોય. વાંકી અને ચંચળ આંખ થઇ જાય; અને ભ્રમ. તથા પ્રજારો થાય; લવરી કરવા લાગે. આ કુલક્ષણ જેને થાય તેને ભગ્નનેત્ર સન્નિપાત જાણીએ. આ પણ અસાધ્યછે ૯.

**ભગ્નનેત્ર સન્નિપાતના ઉપાય**–દારૂહળદર, પડોળપત્ર, નાગરમોથો. ભોરીંગણી. કડુ, હળદર, લીમડાની છાલ, ત્રિફળા એ સર્વને બરાબર લઇ ટંક બેનો ઉકાળો કરી બંને વખત દિન ૧૫ સુધી આપે, તો ભગ્નનેત્ર સન્નિપાત દૂર થાય ૧૧.

**રક્તષ્ઠીવી સન્નિપાતનાં લક્ષણ.** લોહી ઘણું થુંકે (ઓકે) તરસ અધિક લાગે, મોહ, શ્વાસ

*આ નિશાનીનો ખુલાશો પૃષ્ઠ ૨૧ માંના છેલ્લા ભાગપર જે ખુલાશો લખ્યો છે તે વાંચીવાથી જો માલમ પડશે.

ઘણો, પેટમાં શુળ, ભ્રમ, ઓકારી, આફરો થાય, આ જેમાં લક્ષણ હોય તેને રક્તષ્ટીવી સન્નિપાત જાણીએ. આ મહા અસાધ્યછે ૧૦.

**રક્તષ્ઠીવી [સન્નિપાત] ના ઉપાય**--નાગરમોથો, પદ્માખ, પિત્તપાપડો, રક્તચંદન, મહુડાં, નેત્રવાળો, સતાવરી, મળીઆગર ચંદન, બકાન લીમડીનીછાલ એ સર્વને બરાબર લઈ, જ્યારે તેને ખાંડી ટંક ૨॥ નો ઉકાળો દિન ૧૫ આપે, તો રક્તષ્ટીવી સન્નિપાત દુર થાય ૧૨. અથવા દરોનો રસ કીંવા દાડમનાં ફુલનો રસ, એનો નાસ દે, તો રક્તષ્ટીવી સન્નિપાત દુર થાય ૧૩.

**પ્રલાપ સન્નિપાતનાં લક્ષણ**-શરીર કાંપે, તથા બહુ ગરમ રહે, તથા લવરી ઘણી કરે; દાહ ઘણો થાય, તાવનો વેગ ઘણો થઇ સંજ્ઞા જતી રહે; સઘળું શરીર વ્યાકુળ થઇ જાય આ લક્ષણ પ્રલાપ સન્નિપાતનાં જાણીએ ૧૧.

**પ્રલાપ સન્નિપાતના ઊપાય**--નાગરમોથો, નેત્રવાળો, સાલપર્ણી, પૃષ્ટપર્ણી, રીંગણી, ભોરીંગણી, બીલાનો મગજ, અરલુ, કુંભેર, પાઠ, સુંઠ, પીત્તપાપડો, ચંદન, અરડુસો, એ સર્વને બરાબર લેઈ, જ્યારે ખાંડીને ટંક ૨॥ નો ઊકાળો બંને વખત દિન ૧૦ સુધી આપે, તો પ્રલાપ સન્નિપાત દુર થાય ૧૪.

**જીહ્વક સન્નિપાતનાં લક્ષણ***--જેમાં શ્વાસ, કાસ થાય; તાપ ઘણો હોય, જીભ લઠરી જાય, તથા કાંટા પડી જાય; બોલવું બંધ, તથા બેહેરો થઇ જાય, બળ જતુંરહે આ જેમાં લક્ષણ હોય તેને જીહ્વક સન્નિપાત કહીએ. એ પણ કષ્ટસાધ્ય છે ૧૨.

**જીહ્વક (સન્નિપાત)ના ઊપાય**--વજ, ભોરીંગણી, જવાસો, રાસ્ણા, ગળો, નાગરમોથ, સુંઠ, કડુ, કાકડસિંગી, પુષ્કળમૂળ, બ્રાહ્મી, ભારંગ, લીમડાની છાલ, અરડુસો, કચૂરો, એ સઘળાં બરાબર લઇ, જ્યારે ખાંડીને ટંક ૨॥ પ્રમાણનો ઉકાળો કરી દિન ૧૦ સુધી આપે, તો જીહ્વક સન્નિપાત દુર થાય ૧૫.

**અભિન્યાસ સન્નિપાતનાં લક્ષણ**--ઊંઘ આવે નહીં, સ્વાસ ઘણો ઊતાવળો ચાલે, શરીર કાંપે, શરીરની સઘળી ચેષ્ટા જતી રહે, ઘોઘરૂં બોલે, લાકડા સરખો જડ થઈ જાય. આ જેને લક્ષણ થાય તેને અભિન્યાસ સન્નિપાત કહિયે. તે મહા અસાધ્ય તથા મૃત્યુ રૂપ છે ૧૩.

**અભિન્યાસ સન્નિપાતના ઊપાય**--ભારંગ, રાસ્ણા, પડોળ, દેવદારૂ, હળદર, સુંઠ, મરી, પીપરો, અરડુસો, ઇંદ્રવરણાનું મૂળ, બ્રાહ્મી, કરીઆતુ, લીમડાની છાલ, નેત્રવાળો, કડુ, વજ, અરનૂ, દારૂહલદર, ભોરીંગણી, ગળો, નસોતર, ભેંણીની જડ, પુષ્કળમૂળ, ત્રાયમાણ, નાગરમોથ, જવાસો, ઈંદ્રજવ, ત્રિફળા, કચૂરો, એ સર્વને બરાબર લઇ જ્યારે ખાંડી ટંક ૨॥ નો ઉકાળો કરી, બંને વખત (સવાર સાંજ) દિન ૧૭ સુધી આપે, તો અભિન્યાસ સન્નિપાત દુરથાય ૧૬.

**સન્નિપાત દુર કરવાનું અંજન--લક્ષણ**, પીપર, વજ, અરલુનાં બીજ, સિંધવખાર, એ સઘળાંને બરાબર લઇ ગાયના મૂત્રમાં બારીક વાટીને આંખમાં અંજન કરે, તો સર્વ સન્નિપાત દુર થાય ૧૭.

---

*દાકટરોના મતમાં એમ છે કે,--વાયુના સંનિપાતનું જોર ઘણું હોય તો દિન ૧૪ દરદ રહે. પિત્તનાનું જોર દિન ૨૦. કફનામાં દિન ૨૪ દરદ રહે છે. અને સંનિપાતના આદિમાં, તથા મધ્યમાં, તથા અંતમાં, કાનની નીચે ગાંઠ થઇ સોજો ઘણો થાય; ચરકા ઘણા થાય, તો કોઇને સારા કરે,અથવા કોઇને ઘાત પણ કરેછે.

સન્નિપાતનો નાસ (સુંઘવાનું)--કાળાંમરી, સિંધવખાર, મહુડાં, ચિત્રક, કાયફળ, પીપર, એ સર્વને બરાબર લઈ બારીક વાટી ગરમ પાણીમાં નાસ દે, તો સન્નિપાત દુર થાય ૧૮.

આઠે જવરને દુર કરવાનો ચિંતામણિ રસ—હિંગળામાંથી કાઢેલો પારો, સોધ્યો ગંધક, અબરખ, તાંમ્રભસ્મ, સુંઠ, કાળાં મરી, પીપર,હરડેની છાલ, બેહેડાની છાલ, આંમળાં, સોધ્યા જમાલ ગોટા, એ સર્વને બરાબર લઇ, દડધલના પાનના રસમાં ખલ કરી એ પોહોર પછી તડકામાં સુકવી રતી ૧ ના પ્રમાણમાં ગોળીઓ કરી, ગોળી ૧ આપે તો આઠે જવર દુર થાય, તથા ઊદરશૂળ, અજીર્ણ, આમવાયુ, આ પણ સર્વ દુર થાય. આ ઉપાય વૈદ્ય રહસ્ય તથા વૈદ્ય વિનોદમાં લખ્યોછે ૧૯. ઇતિ चिंतामणी रस

મૃત સંજીવની ગુટિકા—હિંગળામાંથી કાઢયો પારો ટંક ૨, સોધ્યો ગંધક ટંક ૩, સોધ્યો વચ્છનાગ ટંક ૧, સોધ્યો ટંકણખાર ટંક ૨, તાંમ્રભસ્મ ટંક ૪, કાળાં મરી ટંક ૪. પ્રથમ પારા ગંધકની કાજળી કરવા પછી બાકીની આ સઘળી ઔષધી મેળવી સર્વને બ્રાહ્મીના રસમાં ૧ પૂટ આપવો, પછી આદાના રસના પૂટ ૨ દેવા, પછી સુંઠ, મરી, પીપર, એ ત્રણેને ઉકાળી પૂટ એક દેવો, પછી ચિત્રકનો પૂટ એક દઇ તદનન્તર એની રતી ૧ ના પ્રમાણમાં ગોળીઓ બાંધી ગોળી ૧ આદાના રસમાં આપે, તો સન્નિપાત અને મૂર્છાને દુર કરે.આ રસ મરતા પુરૂષને જીવાડેછે, અને આમવાત, વાયુશૂળ, સાહદાગ, વીસમજવર, મંદાગ્નિ, સન્નિપાત, એ સર્વને પણ આ મૃતસંજીવની ગુટિકા દુર કરેછે. એ રસ મંજરીમાં લખ્યોછે ૨૦. ઇતિमृतसंजीवनी गुटिका.

કાલારિ રસ—સોધ્યો પારો માસા ૧૨. સોધ્યો ગંધક માસા ૨૦, સોધ્યો વચ્છનાગ માસા ૧૨, કાળાં મરી માસા ૨૦, પીપરો માસા ૪૦, લવીંગ માસા ૧૬, ધંતૂરાનાં બીજ માસા ૧૩, સોધ્યો ટંકણ ખાર માસા ૨૦, જાયફળ માસા ૨૦; અક્કલકરો માસા ૨૦, પ્રથમ પારા ગંધકની કાજળી કરવી પછી તે કાજળીમાં એ સઘળાં ઔષધ બારીક વાટીને મેળવી આદાના રસમાં તદનન્તર ત્રણ દિવસ ખલ કરવો પછી લીંબુના રસમાં ત્રણ દિવસ ખલ કરવો, પછીકેળાંના રસમાં ખલ કર્યા પછી રતી ૧ પ્રમાણે ગોળી બાંધી ગોળી ૧ ખાય તો વાયુ અનેસન્નિપાત રોગ દુર થાય. ઇતિ कालारि रस આ રસ યોગચિંતામણીમાં લખ્યાછે ૨૧.

ત્રિપૂરભૈરવ રસ—સુંઠ તોલા ૮, કાળાં મરી તોલા ૮, સોધેલો તેલીઓ ટંકણખાર તોલા ૬, સોધ્યો વચ્છનાગ તોલા ૨, એ સર્વને બારીક વાટી ત્રણ દિવસ લિંબુના રસમાં ખલ કરવો. પછી આદાના રસમાં ૫ દિવસ સુધી ખલ કરવો. પછી પાનના રસમાં ત્રણ દિવસ સુધી ખલ કરવો. પછી રતી એકના પ્રમાણમાં ગોળીઓ બાંધી ગોળી એક આદાના રસમાં આપે. તો સન્નિપાત દુર થાય. ઇતિ त्रिपुरभैरव रस

સંજ્ઞાકરણ રસ—સોધેલો વચ્છનાગ, સિંધવખાર, કાળાં મરી, રૂદ્રાક્ષ, ભોરીંગણી, કાયફળ, મહુડાં, સમુદ્રફળ, આ સર્વ ઔપધો બરાબર લઇ બારીક વાટી આકડાના ખારના ત્રણ પૂટ દેવા, પછી રતી ૧, યા ૨, યા ૩, કાનના છિદ્રમાં, યા નાકમાં મુકીને ફૂંકી દે, તો સંજ્ઞા અથવા ચૈતન થઇ આવે અને સન્નિપાત દુર થાય ૨૩. ઇતિ संज्ञाकरण रस.

બ્રહ્માસ્ત્ર રસ—પારાનું ભસ્મ ટંક ૩, સોધ્યો ગંધક ટંક ૩ ત્રણ એ બંનેની બરાબર સોધેલો વચ્છનાગ, અને એની બરાબર કાળાં મરી લઈ સુધળાનો એક રસ કરી, કલહારીની છાલ અને જવાળા મુખી જડીના રસમાં, તથા આદાના રસમાં, પુટ ૨૧ દઇને એ રસ તૈયાર કર

વો, પછી રતી એકના પ્રમાણમાં આ રસ આપે. તો સન્નિપાત દુર થાય ૨૪.
તિ ब्रह्मास्त्र रस ઇતિ સન્નિપાતના ઉપાય સ. પૂર્ણ

## આગંતુક જ્વર.

**આગંતુક જ્વરનાં નામ તથા ઉત્પત્તિ લક્ષણ.** –સસ્ત્રાદિકની ચોટ વાગવાથી ૧. તથા ભૂતાદિકના વળગવાથી ૨. તથા વિષ આદિકના ખાવાથી ૩, આધિ એટલે માનસી વ્યથાથી ૪. તથા રાજા. ગુરૂ, માતા. પિતા. આદિના તિરસ્કારથી ૫, તથા કામ, ક્રોધ, શોક, ભય, સ્નેહ, દ્વેષ, એ સર્વથી ઉપજ્યો જે જ્વર તેને આગંતુક જ્વર કહે છે.

**સસ્ત્રાંદિકના ઘાવથી ઊત્પન્ન થએલા તાવનાં લક્ષણ**–સસ્ત્રાદિકના વાગવાથી ઉત્પન્ન થઇ જે પાડા, તેથી થયો જે વાયુનો કોપ, એ લોહીને બગાડે છે, પછી તેને પીડા. તથા સોજો થાયછે, તથા શરીરનો વર્ણ બદલાઇ જાયછે, તદન્તર એ વાયુ શરીરમાં તાવ કરેછે ૧.

સસ્ત્રાંદિકના વાગવાથી ઉપજેલા તાવના ઉપાય–આ જ્વર વાળાને લાંઘણ કરાવવી નહીં, તથા કરેડી અને ગરમ વસ્તુઓ ખાવા દેવી નહીં; મધુર એટલે સ્વાદીષ્ટ. ચિકણી વસ્તુ ખંવરાવવી, તથા શેક કરવો. ઘાને શીતી ટેમા દેવા; પાટો બાંધવો આદી યથા યોગ્ય ઉપાય કરવા, સેરવો વગેરે ખવરાવવો ૧,

## ભૂતજ્વર

ભૂતાદિકના વળગવાથી **ઊત્પન્ન થએલા** તાવનાં લક્ષણો–શરીરમાં ઉદ્વેગ થઇ આવે, કદી હશે. કદી રડે. કદી કંપે, ચિત્ત સ્થિર ન રહે તેને ભૂતાદિકનો પ્રવેશ જાણવો ૨.

* ભૂત **આદિકને દુર કરવાના ઊપાય**–જેને ભૂતાદિક વળગ્યાં હોય તેને બાંધવો, સતાવવો, વગેરે કરીને મંત્ર, જંત્ર, તંત્ર. કરે તથા નાસ દે. આથી એ દૂર થાયછે.

## ભૂતાદિક દૂર થવાને થોડા થોડા અજમાવેલા ઉપાય લખીએછીએ

**પ્રથમ** ભૂતાદિકને કાઢવાનો મંત્ર– ॐ नमो ॐ ह्रां ह्रीं हूं नमो भूतनायक समस्त भूवन भूतानि साधय २, हुं ३, આ મંત્ર ભણી મોરના પીંછાથી ઊંજણી નાંખે, તો ભૂતાદિક નાશિ જાય ૧. અથવા

**ભુતાદિક કાઢવાનો બીજો મંત્ર**–ॐनमो नारसिंहाय हिरण्यकाशिपुवक्षस्थल विदारणाय त्रिभूवन व्यापकाय भूतप्रेत पिशाच्च शाकिनी किलोन्मूलनाय स्तंभोद्भव समस्तदोषान् हनऽ२, सर‡२, चल २, कंप २, मथ २, हुं फट ३, ठहठह महारूद्रोजापयति स्वाहा. આ નૃસિંહ રક્ષા મંત્રને ભણીને મોરના પીંછાથી ઊંજણી નાંખે, તો ભુતાદિ

*ભુત પ્રેતાદિકનો ઉપાય લખ્યોછે, તે હિંદુસ્થાની ઘણા વૈદ્યનો મતતો મંત્ર યંત્રાદિકથી સારૂં થવાનો છે. અને ઘણા ખરા એને ઢોંગ બતાવેછે. પણ એ એલમવાળા એલમિ હાલ થોડા દિશેછે બાકી ઢોંગી, ધુતારા, ઠગતો ઘણાછે; તે ધન ઠગવાને વાસ્તે હાથમાં લોઢાનું કડું, કપાળમાં સિંદૂરનું તિલક, લાલ આંખ કરી લેછે, તેથી બિચારા ભોળા મનુષ્ય અને સ્ત્રીઓને ડરાવતા ફરેછે.

‡ મંત્રોમાં જે જે શબ્દોની આગળ .૨–૩ વગેરે આંકડા મુકયા છે તે તે શબ્દને તેટલી વાર બોલવો. જેમ સર સર ચલ, ચલ, કંપ કંપ, મથ મથ.

ક રહે નહીં ૨, ઇતિ नृसिंह रक्षा मंत्र

**ભુતાદિકને બોલાવાનો મંત્ર**-ऑं नमो भगवते भूतेश्वराय किल २ तार्क्ष्याय रौद्र दंष्ट्राकरालवक्त्राय त्रिनयनभूषिताय धगधगित प्रसग ललाट नेत्राय तीव्रकोपानलाय मिततेजसे पासशूल खड्वांगडमरूक धनुर्बाण मुद्गरभूपदंड त्रासमुद्रा व्यग्रदशदोर्दंड मंडिताय कपिलजटाजूटकूटार्धचंद्रधारिणे भस्मराग रंजितविग्रहाय उग्रफणिपत्ति घटाटोप मंडित कंठदेशाय जय २ भूत डामरेश आत्मरूपंदर्शय २ नृत्यय २ सर २ चल २ पाशेनबंध २ हुंकारेण त्रासय २ वज्रदंडेन हन २ निशितखड्गेन छिंधी २ शूलाग्रेण भिन्धि २ मुद्गरेण चूर्णय २ सर्वग्रहाणां आवेशय २.

**આ મંત્રથી ગાયના** ઘીમાં ગુગળ મેળવી, ભુતાદિક વળગ્યું હોય તેની પાસે ઘણોસો ધુપ દેવો; **અને આ મંત્રથી અડદને** મંત્રી એ અડદ, તેને મારે તો, આ મનુષ્ય નક્કી બોલીને જેવું હોય તેવું **કહે. પછી એજ** મંત્રથી લખી કરીને લીમડાનાં પાન, તથા સાપની કાંચળી મેળવીને ધુપ દેવો ૩.

**ભુતાદિકને કાઢવાને નાશ તથા અંજન**-હિંગને લસણના પાણીમાં વાટી તેનો નાસ દે, **તથા અંજન કરે. તો** ભુતાદિક દૂર થાય ૪. આ તંત્રોપચાર નામના ગ્રંથમાં લખ્યો છે.

**ભુતાદિક કાઢવાનો** તંત્ર-તુલશીનાં પાન ૮, કાળાં મરી ૮, સહદેઇની જડ રવીવારે પવિત્ર **થઇને લે; પછી એ ત્રણે** મેળવી કંઠે બાંધે. તો ભુતાદિક દૂર થાય ૫.

**ક્રોધ જ્વરનાં લક્ષણ**--શરીર કંપે, માથું દુખે, અને પિત્તજ્વરનાં લક્ષણ પણ આ તાવમાં **થાય તેને ક્રોધજ્વર કહિયે ૬.**

**ક્રોધ જ્વરના ઊપાય**-સારાં મીઠાસ ભરેલાં વચને કરી, તથા મનને પ્યારા લાગે એવા લોભે **કરી આ તાવ દૂર થાય** છે ૬.

**માનસ જ્વરની ઉત્પત્તિ તથા લક્ષણ**.--ઇષ્ટ. પૂત્ર. મિત્ર, સ્ત્રી. ધન. એ વગેરે જેનાં નાસ થઇ **ગયાં હોય; અથવા** રાજા, તથા મોટા જેનો તિરસ્કાર કરે તેને, આ માનસ જ્વર થાય છે ૪.

**લક્ષણ-શોચ ઘણો** થાય, અતિસાર તથા સર્વ વસ્તુમાં ગ્લાનિ, ચિત્તભ્રમ, તથા સ્વાસ. તથા **આંસુ આદિક થઇ આવે;** આ સર્વ લક્ષણ માનસ જ્વરનાં જાણીએ ૫.

**માનસ જ્વરના ઊપાય**.--આ જ્વરના મુખ્ય ઉપાય જ્ઞાન. તથા ધૈર્યતા રાખવી યોગ્ય છે. **મિષ્ટાન તથા નાના પ્રકારનાં** રૂચિકારી ભોજન. તથા વ્યંજન ખાય, તો આ જ્વર દુર થાય ૭-

**પુરૂષના કામ જ્વરનાં લક્ષણ**-જેને કામ જ્વર, પ્રગટ થયો હોય તેને ભોજનાદિકમાં અ**રૂચિ, તથા મનમાં** દાહ થાય; તથા લાજ, ઉંઘ, બુદ્ધિ, ધૈર્ય, આ સર્વ જતાં રહે. હૃદય દુખે, સંભો**ગમાંજ ધ્યાન રહે,** નિઃસ્વાસ થઇ આવે, આ લક્ષણ જેને થાય તેને કામજ્વર કહિયે ૬-

**કામ જ્વરના ઊપાય**-સર્વ ગુણે કરીને સંયુક્ત, અત્યંત સુંદર જેનાં નેત્ર, મઝા ગાઢા અને **ઊંચા જેનાં સ્તન,** સર્વ ગુણ સંપન્ન, નવ યોબના, સોળ ૧૬ વર્ષની, મોટીઆર, મહાસુખ સ્ત્રી **સાથે સારી પેઠે સંભોગ** કરે, તો કામજ્વર દુર થાય ૮.

**સ્ત્રીના કામજ્વરનાં** લક્ષણ--જે સ્ત્રીને કામજ્વર પ્રગટ થયો હોય તેને મૂર્છા થઇ આવે, **તથા તેના સઘળા** શરીરમાં આળસ (અંગ મરોડે) આવે, તરસ લાગે, આંખો ચંચળ થઇ જાય

સ્તન મસળાવાની મનમાં ઇચ્છા થાય, પ્રસેવો તથા હૈયામાં દાહ, તથા ભોજનમાં અરૂચિ થાય; લજ્જા, ઉંઘ, અને ધૈર્યતા જાતી રહે; જે સ્ત્રીને આ લક્ષણ થાય તેને કામ જ્વર કહિયે ૭.

**સ્ત્રીના કામજ્વરના** ઊપાય–જે સ્ત્રીને કામજ્વર પ્રગટ થયો હોય તેણે સારા પ્રકારથી **સર્વ અલંકાર સંયુક્ત થઇને** પોતાના ધણી સાથે સંભોગ કરે, તો કામજ્વર દૂર થાય ૯.

**ભયજ્વરના લક્ષણ**–જેને ભયજ્વર પ્રગટ થયો હોય તેને પ્રલાપ, અતિસાર, તથા ભોજનમાં અરૂચિ થાય; અને ચિત્ત ઠેકાણે ન રહે. આ લક્ષણ જેમાં હોય તેને ભયજ્વર કહિયે ૮.

**ભયજ્વરના** ઊપાય–તેને આનંદની વાતો કહિને તેના કોઇ પણ પ્રકારથી ભયને દૂર કરે, તો ભયજ્વર જાય ૧૦.

**વિષમ જ્વરનાં** લક્ષણ–જે પુરૂષને તાવ આવ્યા પછી કોઇ તરેહના કુપથ્યથી રસ ધાતુને છોડી, લોહીઆદિ ધાતુને પ્રાપ્તી થયા, જે પિત્ત, કફ, એ વિષમ જ્વરને કરે છે, અથવા જ્વર આવ્યા વિના પણ જે પુરૂષને તાવ થઇને શીત, દાહ થઇ આવે; તથા તરસ અથવા દાહનો ઘણા થોડાનો નિયમ, તેમજ વખતનો પણ નિયમ ન રહે; ગમે તે વખત આવીજાય, તેને વિષમ જ્વર કહિયે; એ વિષમજ્વર ચાર પ્રકારના છે એકતો સંતત એટલે જે રોજ આવેતે ૧. બીજો એકાંતરીઓ એટલે જે એક દિવસ વચમાં ખાલીજવા દઇ આવેતે ૨. ત્રીજો ત્રીજીઓ એટલે જે ત્રીજે દહાડે આવ તેને ત્રીજીઓ કહિયે ૩, અને ચોથે દહાડે આવે તેને ચોથીઓ કહિયે ૪. વિષમ જ્વરના ભેદતો ઘણાછે પરંતુ ચારે મુખ્યછે તેજ અહીં લખ્યાંછે ૯.

**વિષમ જ્વરના** ઊપાય વિષમ જ્વરવાળાને મગની અથવા મઠની દાળનું પાણી આપવું. ભોજન હલકું રાખવું. ઉકાળેલું પાણી પાવું; અને પડોળ, હરડેની છાલ, લીમડાની છાલ, ઇન્દ્રજવ, ગળો, જવાસો, એ સઘળાં ઓસડો બરાબર લઇ જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી બંને વખત દિન ૭ સુધી આપે, તો રોજનો (સંતત) જ્વર દૂર થાય ૧૧. અથવા શીતજ્વર વાળાને આ વૃહત ક્ષુદ્રાદિ કવાથ આપે, તો શીતજ્વર દૂર થાય, તે લખીએ છીએ.

ભોરીંગણી, ધાણા, સુંઠ, ગળો, નાગરમોથ, પદ્માષ, રતાંદળી, કરીઆતુ, પડોળપત્ર, અરડુસો, પુષ્કરમૂળ, કડુ, ઇન્દ્રજવ, લીમડાનીછાલ, ભારંગ, પીત્તપાપડો, એ સઘળાં ઓસડોને બરાબર લઇ, જ્યારે ખાંડી ટંક ૨ પ્રમાણનો ઉકાળો કરી રોજ બંનેવખત દિન ૧૦ દશ સુધી આપે, તો શીતજ્વર દૂર થાય ૧૨. અથવા ષોડસાંગચૂર્ણ–

**ષોડશાંગ ચુર્ણ**—કરીઆતુ, લીમડાની છાલ, કડુ, ગળો, હરડેની છાલ, નાગરમોથો, ધાણા, અરડુસો, ત્રાયમાણ, ભોરીંગણી, કાકડસીંગી, સુંઠ, પિત્તપાપડો, ધઉલો, પડોળ, પીપર, કચુરો એ સઘળાં ઓસડો બરાબર લેઇ બારીક વાટી લુગડે ચાળી ટંક ૧. શીતળ પાણીમાં દીન ૮ સુધી ખાય, તો વિષમજ્વર દુર થાય.૧૩ અથવા કરીઆતુ, કડુ, નસોતર, નાગરમોથો, પીપર, વાવડીંગ, સુંઠ, લીમડાની* છાલ, હરડેની છાલ, એ સઘળાં બરાબર લેઇ બારીક વાટી ચુર્ણ કરીને ટંક ૧ ગરમ પાણીની સાથે દિન ૭ સુધી આપે, તો વિષમ જ્વર દુર થાય;અને ભુખ લાગે ૧૪–અથવા શીત, દાહ,એકાંતરીઓ, ત્રિજીઓ, આદિ જ્વરને જ્વરાંકુશ રસ દુર કરેછે તે લખીએ છીએ.

**જ્વરાંકુશ રસ**–સોમલને મારૂ રીંગણાના પેટમાં ચૌદ વાર પકાવીને તેનું ભરતોંઓં કરી. ૫

*લીમડાની છાલ લખીછે તે જુનો અને અતિ કડવો એવાની અંતર છાલ લેવી યોગ્યછે.

છી તેની બરાબર પીપર અને હિંગળો લઇ, એ ત્રણેની રાઈ જેટલી ગોળીઓ બાંધી ગોળી ૧ પતાસામાં, ત્રણ ૩ યા ૪ દિવસ સુધી આપે, તો શીતજવર, એકાંતરો, ત્રીજીઓ, એ સર્વને દૂર કરે ૧૫.

**જીર્ણ જવરનાં લક્ષણ**–૨૧ દિવસ ઊપરાંત જેના શરીરમાં ઝીણો થઇને જવર રહે. અને ભુખ જતી રહે, શરીર દુર્બળ થઇ જાય, પેટમાં પ્રિયો થઇ આવે તેને જીર્ણ જવર કહિયે.૧૦.

**જીર્ણ જવરના ઊપાય**–પ્રથમતો વસંતમાલતીરસ જીર્ણજવરાદિકને દુર કરેછે તે લખીએ છીએ–

**વસંત માલતી રસ**–સોનાના વરક ૧ ભાગ, બુકકાના મોતી ૨ ભાગ, હિંગળો ૩ ભાગ, કાળાંમરી ૪ ભાગ, ગોમૂત્રમાં સોધ્યું ખાપખારીયું ૮ ભાગ એ શઘળાંને ખલમાં બારીક વાટી, પછીથી તેને ગાયના માખણમાં તોલ માફક ખલ કરવો, પછી લીંબુના રસમાં જ્યાંસુધી ચીકાસ ન મટે ત્યાં સુધી ખલ કરવો, એ પ્રકારે એને તૈયાર કરીને રતી ૧,યા ૨ રતી પીપર અને મધની સાથે આપે, તો જીર્ણજવર, ધાતુના વિકાર, તથા ગરમીના રોગ, સંગ્રહણી, મુત્રકૃચ્છ, સ્વાસ, કાસ, પ્રદર, એ રોગોને અનુપાનના સંયોગથી દૂર કરે ૧૬. અથવા

રીંગણી, ગળો, સુંઠ, એ ત્રણેનો ઉકાળો દિન ૧૦ સુધી આપે, તો જીર્ણજવર જાય ૧૭. અથવા કચરો, પિત્તપાપડો, સુંઠ, નાગરમોથ, કડુ, ભોરીંગણી, કરીઆતુ, એ સઘળાં ઓસડોને બરાબર લઈ ખાંડી ટંક ૨ નો ઉકાળો બંને વખત રોજ ૧૧ દિવશ સુધી આપે, તો જીર્ણજવર, વિષમજવર જાય ૧૮. આ વૈદ્યવિનોદમાં લખ્યાછે

**લાક્ષાદિ તૈલ**–પીપળાની લાખ શેર ૧*, મીઠુંપાણી શેર ૬, લોદર ટંર ૧૦ એને મધુરી **આંચથી** ઉકાળી એનો ચતુર્થાંસ કાઢવો. પછીથી એ રસમાં ગાયના દહીંનું પાણી શેર ૧, મીઠુ તેલ શેર ૧, વરીઆરી ટંક ૨, આસન ટંક ૨, દેવદારૂ ટંક ૨, હળદર ટંક ૨, નગોડ ટંક ૨, પિત્તપાપડો ટંક ૨, કડુ ટંક ૨, મૂર્વા (મૂર્ચ્આ) ટંક ૨, જેઠીમધ ટંક ૨, રતાંદળી ટંક ૨.રાસ્ણા ટંક ૨, સર્વ ઔષધિયોને બારીક પીસી, એ તેલમાં નાંખવી. પછીથી એ સર્વનો એક રસ કરી મધુરી આંચે ઊકાળવું, "તે એમ કે" જ્યારે રસ બળી જાય ને તેલમાત્ર આવી રહે ત્યારે ઉતારી લેવું, પછી એ તેલનું મર્દન કરે, તો જીર્ણજવર, વિષમજવર, એ બંન્ને દૂર થાય, અને શરીરમાં બળ આવે ૧૯.

અથવા પ્રથમ ત્રણ પીપરથી રોજ એક એક ૨૧ દિન સુધી વધારે, અને એજ પ્રમાણે એક એક ઘટાડે, જ્યારે પાછી ત્રણ પર આવી જાય ત્યાં સુધી ઘટાડતાં જવું. એને **वर्द्धमान पीपली** કહેછે. એથી પણ જીર્ણજવર; વિષમજવર રોગ દૂર થાયછે. અને પથ્યમાં રેહેવું ૨૦. અથવા ખકરીના દૂધના ફીણથી પણ જીર્ણજવર જાય છે ૨૧.

**નિંબાદિચૂર્ણ**–અથવા લીમડાના પાન, ત્રિફળા, સુંઠ, કાળાંમરી, પીપર, અજમોદ, સિંધવખાર, સંચળ ખાર, વિડલૂણ, જવખાર, ચિત્રક, કરીઆતુ, પિત્તપાપડો, એ સર્વ ઔષધિયોને બરાબર લઈ બારીક વાટી લૂગડે ચાળી ટંક ૧ સવારમાં પાણી સાથે લે, તો વિષમજવર,

*રાજ૦ સ્થા. ગ્રં. માં લાખ સેર ૧ લેવી લખીછે ને તેના હિંદીમાં થએલા તરજુમામાં પાશેરછે એ બેમાં જે ખરૂં હોય તે વિદ્વાનોએ વિચાર કરી લેવું જોઇએ એવી અમારી અરજછે. ભા. કર્તા

જીર્ણજવર દૂર થાય. ૨૨. આ **निंबादि चूर्ण.** છે

**સુંદર્શન ચૂર્ણ**-ત્રિફળા, દારૂ હળદર, બંને રીંગણી, કચૂરો, સુંઠ, કાળાંમરી, પીપરો, પીપરીમૂળ, મૂર્વા, ગળો, ધાણા, અરડુસો, કડુ, ત્રાયમાણ, પિત્તપાડો, મોથ્યો, નેત્રવાળો, લીમડાની છાલ, પૂષ્કળમૂળ, જેઠીમધ, અજમો, ભારંગ, ઇંદ્રજવ, સરગવાનાં બીજ, ફટકડી, વજ, તજ, કમળકાકડી, પદ્માખ, ચંદન, અતિવીખનીકળી, ખરેંટી, વાવડીંગ, ચિત્રક, દેવદારૂં, પડોળ, ચવક, લવંગ, વંશલોચન, તમાલપત્ર, એ સર્વ ઔષધિયો બરાબર લઇ એ સધળાંથી અર્ધો ભાગ કરીઆતુ લઇને બારીક વાટી લૂગડે ચાળી ટંક ૧ શીતળ પાણીથી લે, તો વિષમજવર, જીર્ણજવર, તથા સર્વ જવર માત્રને દૂર કરે. આ **सुंदर्शन चूर्ण.** છે. ૨૩.

અથવા કોઇ તરેહથી વિષમજવર, જીર્ણજવર, જતા દીશે નહીં, તો તેના રોગ માફક જુલાબ અને ઓકારી કરાવે, ત્યારે વિષમ જવર તથા જીર્ણજવર જાય. ૨૪.

**અજીર્ણજવરનાં લક્ષણ.**-વારંવાર પાતળો ઝાડો, ખાટા ઓડકાર આવે; ઉલટીની ઈચ્છા રહે, પેટમાં પીડા, તથા આફરો, તથા ધડધડાટ શબ્દ થાય, તો અજીર્ણજવર જાણીએ. ૧૧.

**અજીર્ણજવરના ઊપાય.**-અજમોદ, હરડેદળ, સંચર, કચૂરો, એ સર્વને બરાબર લઇ બારીક ચૂર્ણ કરી ટંક ૧, ગરમ પાણીની સાથે લે, તો અજીર્ણજવર જાયૂ. ૨૫.

**દ્રષ્ટિજવરનાં લક્ષણ**-બગાસાં ઘણાં આવે, પેટમાં પીડા થાય, હાથ પગ તોડાય, શરીરની સક્તી જતી રહે, તો દ્રષ્ટિજવર જાણીએ ૧૨.

**દ્રષ્ટિ જવરના ઊપાય.**-સેકેલી હિંગ, કાળાંમરી, પીપરો, સુંઠ, એ સર્વેને બારીક વાટી ગરમ પાણી સાથે ટંક ૨, લે તો દૃષ્ટિજવર દુર થાય ૨૬. અથવા મૂહરા આદિનું પાણી પાય, તો દ્રષ્ટિજવર દૂર થાય ૨૭.

**બગડેલા લોહિના તાવનાં લક્ષણ.**-શરીરમાં કળતર થાય, મોઢેથી સ્વાસ આવે, શરીર શીથળ, તથા આંખો લાલ થાય.મૂર્છા, તરસ, આફરો થાય. જેમાં આ લક્ષણ હોય તેને લોહીનો જવર જાણીએ. ૧૩.

**લોહિજવરના ઊપાય.**-દરાખ, અરડુસો, રીંગણી, હળદર, ગળો, હરડેદળ એ સધળાંને બરાબર લઇ ખાંડી ટંક ૨ નો ઊકાળો કરી જ્યારે શીતળ થઇ જાય ત્યારે તેમાં તોલા ૧ ભાર મધ મેળવી દિન ૭ સુધી પીએ, તો બગડેલા રૂધિરનો જવર જાય ૨૮.

**મળજવરનાં લક્ષણ.**-જેમાં મુખ શોષ, દાહ, ભ્રમ, ઉલટી, મૂર્છા, મસ્તક પીડા, અને હિંચકી, પેટમાં શૂળ; એ લક્ષણ જે માણસને થાય, તેને મળજવર જાણીએ ૧૪.

**મળજવરની ઔષધી.**-કડુ, પીપરીમૂળ નાગરમોથ, હરડેની છાલ, ગરમાળાનો ગોળ, આ સર્વ ઔષધિ બરાબર લઈ, જ્યારે ખાંડી ટંક ૨ નો રોજ ઊકાળો કરી પાય. તો મળજવ દૂર થાય. આ **किरमाळा पंचक.** છે. ૨૯.

**ગર્ભીણી સ્ત્રીના જવરના ઊપાય.**-રતાંદળી, દ્રાખ, ઉપલસરી, ખસ, જેઠીમધ, મહુડાં, ધાણા, નેત્રવાળો, સાકર એ સર્વેને બરાબર લઈ ખાંડી ઊકાળો કરી દિન ૭ આપે, તો ગર્ભીણી સ્ત્રીનો જવર જાય ૩૦.

**પ્રસુતિકા ( સુવાડીના ) જવરનાં લક્ષણ.** અંગમાં હાડકાં કળે, શરીર ગરમ, ધ્રૂજારો, ત

રસ, શરીર ભારે, સોજો, અતિસાર થાય. એ લક્ષણ જે સ્ત્રીમાં હોય તેને પ્રસૂતિકા જ્વર કહીયે.

## પ્રસૂતિકા જ્વરની ઔષધિ.

અજમોદ, જીરૂ, વંશલોચન, ખેરસાર, વિજયસાર, વરીઆળી, ધાણા, મોચરસ, એ સર્વને બરાબર લઇ જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી દીન ૧૦ સુધીઆપે, તો પ્રસૂતિકા જ્વર દૂર થાય ૩૧. અથવા દશ મૂળનો ઉકાળો આપે તો પ્રસૂતિકા જ્વર જાય તે લખીએ છીએ.

**દશ મળનો ઉકાળો**—સાલપર્ણી, પૃષ્ટપર્ણી, રીંગણી, ભોરીંગણી, ગોખરૂ, બીલાનોમગજ, અરણી, અરલુ, કુંભેર, પાઢ, પીપર, એ સર્વે બરાબર લઇ જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી દિન ૧૦ આપે, તો પ્રસૂતિકા રોગ જાય ૩૨.

## બાળકના જ્વરની ઉત્પતિ લક્ષણ.

બાળકની માતા અથવા ધાય કુપથ્ય કરે, તથા ગરમ વસ્તુઓ ખાય, તો બાળકને નાના પ્રકારના રોગ, તથા તાવ થાય; અને બાળકના રડવાથી, તાવ પ્રત્યક્ષ વિદિત થાય છે.

## બાળકના જ્વરના ઉપાય.

બાળકની માતા અથવા ધાયને પથ્યથી રાખવી, તથા હલકું ભોજન આપે; અને જો માતાને દૂધ ન આવતું હોય, તો બકરીનું દૂધ આપવું; અથવા નાગરમોથ, હરડેદળ, પડોળ, જેઠીમધ, એ સર્વને બરાબર લઇ માસા ૧ ભારનો ઉકાળો દિન ૭ સુધી આપે. તો બાળકનો જ્વર જાય ૧. અથવા જેઠીમધ, ખીલ, છડછડીલો, મહુડાં, એનું બારીક ચૂર્ણ કરી બાળકને માસો ૧, મધની સાથે આપે, તો બાળકનો જ્વર દૂર થાય ૨. અથવા બાળકને અતિસારની સાથે તાવ આવે, તો અતિવિખનીકળી, બીલાનો મગજ, ઇન્દ્રજવ, ધાવડીનાં ફુલ, લોદર, ધાણા, નેત્રવાળો, એ સર્વેનો માસા બે ભારનો ઉકાળો આપે, તો બાળકનો જ્વરાતિસાર દૂર થાય ૩. અથવા બાળકની દૂંટી પાકી ગઇ હોય તો ઘીથી શેકે તો સારી થાય ૪.

**પેટમાં કરમીઆ પડી ગયા હોય તેથી ઉત્પન્ન થયો જે તાવ તેનાં લક્ષણ**—તાવ થઇ આવે, શરીરનો વર્ણ બદલાઇ જાય, પેટમાં શૂળ, તથા હૈયામાં પીડા, ઉલટી, ભ્રમ, ભોજનમાં અરૂચિ, અતિસાર આ સર્વ થાય, તો તેને પેટમાંના કરમીઆથી થયો જ્વર જાણીએ.

**ઉપરના જ્વરના ઉપાય**—પલાસપાપડો, લીમડાની છાલ, સરગવાનુંમૂળ, નાગરમોથો, દેવદારૂ, વાવડીંગ, એ ઓસડોને બરાબર લઈ જ્યારે ખાંડીને ટંક ૨ નો ઉકાળો કરી દીન ૭ સુધીઆપે, તો પેટના કરમીઆ દૂર થાય, અને એ તાવ જાય ૧.

**કાળજ્વરનાં લક્ષણ**—તાવનો વેગ ઘણો હોય, ઉર્ધ્વ સ્વાસ ચાલે, શરીરની કાંતી જાતીરહે, પરસેવો આવે, શરીર સીથીલ થઈ જાય, નાડી હાથ લાગે નહીં, સર્વ ઇદ્રિયોનો ધર્મ જાતો રહે,* તો કાળજ્વર જાણીએ.

## કાળજ્વરના ઉપાય.

ગાય, પૃથ્વી આદિનું શ્રદ્ધાપૂર્વક દાન, તથા પરમેશ્વરનું સ્મરણ, તથા સન્નિપાતના ઉપાય જે

* રોગીને રાતમાં તો દાહ હોય, ભય લાગે, દિવસમાં તો શીત થઇ સમાધાની રહે; કંઠમાં તો કફ બોલે, મોઢાનો વર્ણ જતો રહે, લાલ નેત્ર થઇ જાય. જીભ કાળી અને કઠણ થઇ જાય, નાડી તો મંદી તેજી(ઝપડ) ચાલે તેવાને (રોગીને) જરા વૈદ્યે રામનામની ઔષધિ આપવી અને બીજીઔષધિ પણ કરવી કારણકે સ્વાસ ત્યાં લગી આસછે.

પાછળ લખ્યાછે તે કરે.

**જ્વરના ૧૦ ઉપદ્રવનાં નામ**–તરસ ઘણી લાગે ૧, ખાંશી ૨, સ્વાસ ૩, હિંચકી ૪, ઉલટી ૫, અતિસાર ૬, અરૂચિ ૭ બંધકોશ ૮, આફ્રો ૯, મૂર્છા ૧૦, આ તાવના ઉપદ્રવ છે.

**ઉપદ્રવનાં લક્ષણ**–પ્રથમ તાવ આવે, પછી બીજા રોગ થાય, અને તે તાવના ઊપાય કરવા દે નહીં તેને જવર ઊપદ્રવ કહિયે. ભૂખ, તરસ, તો તાવની સ્રીછે. અને કાસ, સ્વાસ, જવરનાં છોકરાં. હિંચકી અને ઉલટી તાવની છોડી. અતિસાર જવરનો ભાઇ. અરૂચિ જવરનીબેન. બંધકોશ જવરનો ભાણેજ. આફ્રો એ જવરનો સસરો. મૂર્છા એ જવરની લુંડીછે. એમાં જે બળવાન હોય તેનો ઉપાય કરવો.

**જવર અને અતિસાર એ બંને એકઠાં હોય તેના ઉપાય**–સુંઠ, અતીવિખનીકળી, નાગરમોથો, કરીઆતુ, ગળો, કુડાની છાલ. એ સર્વને બરાબર લઈ, જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો રોજ દિન ૭ સુધી આપે, તો એ દૂર થાય ૧. અથવા પીપેરો, પીપર મૂળ, ચવક, ચિત્રક, સુંઠ, બીલાનો મગજ, નાગરમોથો, કરીઆતુ, કુડાની છાલ, ઇંદ્રજવ, એ સર્વને બરાબર લઈ, જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી દિન ૭ સુધી લે, તો જવરાતિસાર, મુખશોષ, હિંચકી તરસ, સ્વાસ, કાસ, એ સર્વ દૂર થાય ૨.

**જવરમાં તરસ અધિક લાગે તેના ઉપાય**–ધાણા, નાગરમોથો, પિત્તપાપડો, એને બરાબર લઇ, જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી દિન ૭ સુધી આપે, તો તરસ, દાહ, અતિસાર આ સર્વ દૂર થાય ૩. અથવા વડની કુંપરો, ચોખાની ધાણી, કમળ કાકડી, એ સર્વને બરાબર લઇ બારીક વાટી મધમાં ગોળીઓ બાંધી ગોળી ૧ મોંમાં રાખે, તો તરસ દૂર થાય ૪.

**જવરમાં ઉદરસ થઈ જાય તેના ઉપાય**–પીપર, પીપરીમુળ સુંઠ, ભારંગ., ખેરસાર, શીંગણી, અરડુસો, કોલીજન, બેહેડાં એ સગળાંને બરાબર લઇ ખાડી ટંક ૧ નો ઉકાળો કરી દીન ૭ સુધી આપે, તો તાવની ઊદરસ જાય ૫.

**તાવમાં સ્વાસ હોય તેનો ઉપાય**–સુંઠ, મરી, પીપર, નાગરમોથો, કાકડસીંગી, ભારંગ, પુષ્કરમુળ, આ સર્વને બરાબર લઇ ખાંડી ટંક ૧ નો ઉકાળોં કરી દિન ૭ આપે, તો જવરનો સ્વાસ દુર થાય ૬.

**તાવમાં હિંચકી થાય તેના ઉપાય**–પાણીમાં સિંધવખારને ઝીણો વાટી નાસદે, તો હિંચકી દુર થાય ૭. અથવા મોરના ચાંલ્લાની રાખ, પીપર, મધમાં ચાટે, તો હિંચકી અને ઓકારી દુર થાય ૮.

**તાવમાં ઓકારી આવે તેના ઊપાય**–ગળો ટંક ૧ નો ઉકાળો મધમાં મેળવી આપે, તો જવરની ઉલટી બંધ થાય ૯. અથવા માખોની હઘાર રતી ૨ મધમાં ચટાડે, તો ઓકારી દુર થાય ૧૦. અથવા ચોખાની ધાણી, પીપર મધમાં ચટાડે, તો પણ ઓકારી દૂર થાય ૧૧.

**તાવમાં મુર્છા થાય તેના ઉપાય**–ગરમાળાનો ગોળ, દરાખ, પિત્તપાપડો, હરડેદળ, એને બરાબર લઇ ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી આપે, તો મૂર્છા દુર થાય ૧૨.

**તાવમાં બંધકોશ યા આફ્રો હોય તેના ઉપાય**–સાબુની દીવેટ કરી ગુદામાં મૂકે, તો બંધકોષ, તથા આફરો એ બંને દુર થાય.

**તાવમાં મુખશોષ તથા જીભમાં વિરસપણું થાય તેના ઉપાય**–સાકર અને દાડમનાં બી

જના કોગળા કરે, અથવા દરાખ અને દાડમનાં બીજના કોગળા કરે, તો મુખશોષ તથા જી ભનું વિરસપણું દુર થાય ૧૪.

**તાવમાં ઊંઘ જતી રહે તેને આવવાના ઉપાય**—આલુબુખારા ૧, સેકી ભાંગ રતી ૧ ભા ૨, મધમાં ચટાડે તો ઊંઘ આવે; તથા અતિસાર, સંગ્રહણી દૂર થાય, ભુખ લાગે ૧૫. અથ વા પીપરીમૂળ ટંક ૧ ગોળમાં ખાય, તો અવસ્ય ઊંઘ આવે ૧૬. અથવા દીવેલ, અને અળ-શીનું તેલ, એ બંને કાંસાની થાળીમાં ઘસી અંજન કરે, તો અવસ્ય ઊંઘ આવે ૧૭.

**તાવ ઉતરી ગયો હોય તેનાં લક્ષણ.**—સર્વે શરીર હલકુ થઇ જાય, માથામાં ચેળ આવે. ઓ ઠમાં પોપડી પડી જાય. સર્વ ઇંદ્રિઓ પોતપોતાના વિષયને ગ્રહણ કરવા લાગી જાય, શરીરની સઘળી વ્યથા જાતિ રહે, સઘળા શરીરમાં પ્રસેવો આવે, ભૂખ ઘણી લાગે, છીંકો આવે, ઝાડા ની પ્રવૃત્તિ થાય, આ લક્ષણ જ્યારે થાય ત્યારે નિશ્ચય તાવ દુર થયો જાણીએ.બુદ્ધિવાન માણ સે તાવ ગયા પછી પણ શરીરમાં જ્યાં સુધી બળ ન આવે ત્યાં સુધી પથ્યમાં રહેવુ. કસરત, બોજો ઉઠાવવો, અતિભોજન ઇત્યાદિ નકરવું.ઇતિશ્રી આઠેજ્વરની ઉત્પત્તિ,લક્ષણ,ઉપાય.સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેન્દ્ર શ્રી સવાઇપ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે સર્વ જ્વરની ઉત્પત્તિ, લક્ષણ, અને સર્વ જ્વરના મુખ્ય મુખ્ય ઉપાય, નિરૂપણ નામ.દ્વીતિયસ્તરંગ સમાપ્ત ૨.

**તરંગ ૨ જું સમાપ્ત.**

# તરંગ ૩ જુ

## અતિસાર રોગ.

**અતિસાર રોગની ઊત્પતિ**—માણસોને આટલી વસ્તુઓથી અતિસારનો રોગ થાયછે-ભા રે વસ્તુઓ, મેંદા વગેરેના ખાવાથી; ઘણી ચિકણી, લુખી, ગરમ, પાતળી, શીતળ, અને વિ રૂદ્ધ વસ્તુથી;તથા ભોજન ઉપર ભોજન કરવાથી, તથા ઝાડાની બાધા રોકવી આદિથી માણસો ને અતિસારનો રોગ ઉત્પન્ન થાયછે.

**અતિસારનું સ્વરૂપ**—માણસના શરીરમાં આ કૂપથ્યથી જળ ધાતુ વધે, તો પેટની અગ્ની ને શાંતી કરે; અને એ જળ પવનને પ્રેરિત ઝાડાની સાથે મળી ગુદાને રસ્તેથી પાતળો થઇને નીચે અધિક ઉતરે તેને અતિસારનો રોગ કહીયે. એ અતિસાર રોગ છ પ્રકારનાછે. વાયુનો ૧ પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, શોચનો ૫, આમનો ૬.

**અતિસારનું પૂર્વ રૂપ**—પ્રથમ દૂંટી, હૈયું, પેટ, પેઢું, ગુદા. એમાં પીડા થાય; શરીરમાં કળતર થાય, ગુદાનો પવન રોકાઇ જાય; બંધકોષ, તથા આફરો થાય, અન્ન પચે નહીં ત્યારે જાણજો કે માણસને અતિસાર થશે.

**વાયુના અતિસારનાં લક્ષણ.**—કાંઇ એક લાલાશપર ઝાડો ઉતરે, તથા ઝાડામાં ફીણ

મળેલું હોય; તથા લૂખો તથા થોડો થોડે વારંવાર આમ સહિત આવે, અને ઝાડો થતી વખત પેઢૂમાં પીડા થાય; તો વાયુનો અતિસાર જાણીએ.

**વાયુના અતિસારના ઉપાય.**–વજ, અતીવિખની કળી, નાગરમોથો, ઇન્દ્રજવ, સુંઠ એ સર્વ બરાબર લઈ, જ્યારે ખાંડી ટંક ૨નો કાઢો દિન ૭ સુધી પીએ, તો વાયુનો અતિસાર દૂર થાય ૧. અથવા ઇન્દ્રજવ, નાગરમોથો, લોદર, બીલાનો મગજ, કેરીની ગોટલી, ધાવડીનાં ફૂલ, એ સર્વને બરાબર લઇ ખાંડી બારીક ચૂર્ણ કરી, ટંક ૨ ભેંસની છાશમાં દિન ૭ સુધી લે, તો વાયુનો અતિસાર દૂર થાય ૨,

**પિત્તના અતિસારનાં લક્ષણો.**–ઝાડો પીળો, લાલ, કાળો, તથા દુર્ગંધિ સંયુક્ત, પાતળો જાય; તથા ગુદા પાકી જાય; શરીરમાં પ્રસેવો આવે, તરસ લાગે; શરીરમાં દાહ, તથા મૂર્છા થાય, એ લક્ષણ જેમાં હોય તેને પિત્તનો અતિસાર જાણિએ ૨.

**પિત્તના અતિસારના ઉપાય**––બીલાનો મગજ, ઇન્દ્રજવ, નાગરમોથો, નેત્રવાળો, અતીવિખની કળી, એને ખાંડી ટંક ૨નો ઉકાળો દિન ૮ સુધી આપે, તો પિત્તનો અતિસાર જાય. ૧. અથવા રસોત, અતીબિખની કળી, ઈદ્રજવ, ધાવડીનાં ફૂલ, સુંઠ એ સઘળાંને બરાબર લઇ બારીક ખાંડી ચૂર્ણ કરી, ચોખાના ધોવરામણમાં ટંક ૨ા, મધ મેળવી દિન ૭ સુધી આપે. તો ભયંકર પણ પિતનો અતિસાર જાય ૨. અથવા બીલાનો મગજ નેત્રવાળો, મોથો, ઈદ્રજવ, અતખિની કળી, એ ઓષધિયોનો ટંક ૨ા નો ઉકાળો કરી, દિન ૭ સુધી આપીએ, તો પિત્તનો અતિસાર *જાય ૩.

**અને** પિત્તાતિસારનો રક્તાતિસાર પણ ભેદ છે–જે અત્યંત ગરમ વસ્તુઓ ખાવાથી પિત્ત વધિ જઇ લોહિને બગાડેછે ત્યારે તેનો ઝાડો રૂધિરથી મળેલો ઉતરેછે, તેને રક્તાતિસાર કહેછે.

**રક્તાતિસારના ઉપાય**–કુડાની છાલ, દાડમનાં છોડાં, એ બંને ટંક ૨ ભાર લઇ તેનો ઉકાળો કરી તેમાં મધ ટંક ૫ મેળવી દીન ૭ લે, તો રક્તાતિસાર જાય ૧. અથવા કુડાની છાલ, અતીવિખ નીકળી, મોથ, નેત્રવાળો, લોદર, રક્તચંદન, ધાવડીનાં ફૂલ- દાડમનાં છોડાં, પાઠ, એ સર્વને બરાબર લઇ જ્યારે ખાંડી ટંક ૩નો ઉકાળો કરી તેમાં ટંક ૨ મધ મેળવી દિન ૭ આપે, તો દાહ તથા શૂળ સંયુક્ત રક્તાતિસાર દૂર થાય છે ૨. અથવા સફેત ચદન ટંક ૧ ને બારીક વાટી તેમાં મધ ટંક ૨, તથા સાકર ટંક ૨ મેળવી દિન ૮ ચાટે, તો રક્તાતિસાર જાય છે, ૩. અથવા મીઠાં દાડમનો પુટપાક કરી ટંક ૧, મધ મેળવી ચાટે, તો રક્તાતિસાર જાય ૪-અથવા બકરીના દૂધમાં માખણ, શાકર, અને મધ મેળવી પીએ, તો રક્તાતિસાર બંધ થાય ૫.

**ગુદા પાકી ગઈ હોય તેના ઉપાય.**–પડોળ, જેઠીમધ, મહુડાં એને પાણીમાં ઉકાળી ઠંડું કરી એ પાણીથી ગુદા ધૂવે, તો ગુદાનો પાક સારો થાય ૧. અથવા બકરીના દૂધમાં

*અતિસારને અનારરસ પણ યોગ્યછે તે લખુછુ. જુનું અફીણ તોલો ૧, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, પીપરીમુળ તોલો ૧, સાકર તોલા ૪, એ ઓસડોને ખાંડી બારીક કરવા પછી કાચા દાડમના ફળમાં ભરવાં, પછી ઉપર કપડ મટી દઇને અગ્નિમાં પકવે, પછી તેને કાઢી ખલ કરી ગોળીઓ બોર પ્રમાણે કરી ગોળી ૧, શીતળ જળની સાથે આપે, તો અતિસાર જાય.

મધ. શાકર મેળવી એથી ગુદા ધૂએ. તો પણ ગુદાનો પાક સારો થાય ૨, અથવા ચણાના આટામાં ધી, મેળવી પાણીથી કસણું, એથી ખમતો ખમતો શેક કરે, તોગુદાનો પાક સારો થાય ૩,

**કફાતિસારનાં લક્ષણ**—જે માણસનો ઝાડો ચિકણો તથા સફેદ, ઝાડો. દુર્ગંધિવાળો, શીતળ, થોડી પીડાની સાથે ઉતરે; તથા શરીર ભારે રહે ભોજનમાં અરૂચિ હોય; આ લક્ષણ જેમાં હોય તેને કફાતિસાર કહીએ.

**શ્લેષ્માતિસારના ઉપાય**—કફાતિસાર વાળાને બે ચાર લાંધણ કરાવવી, અથવા મગનું થોડું સુ પથ્ય આપવું. પછી ચવક, અતિવિખની કળી, ઉપલેટ, કડુ, બીલાનો મગજ, સુંઠ, કુડાની છાલ, તજ એને જવારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી દિન ૭ સુધી આપે, તો કફાતિસાર જાય ૧. અથવા સેકેલી હિંગ. સંચળ, સુંઠ. કાળાં મરી. પીપર, અતિવિખની કળી, એ સર્વને બરાબર લઇ ખાંડી ચુર્ણ કરી ટંક ૧ા દિન ૭ સુધી લે, તો શ્લેષ્માતિસાર જાય ૨.

**સન્નિપાતના અતિસારનાં લક્ષણ**—જેનો ભુંડના માંસ સરખો ઝાડો હોય; તથા અનેક રૂપ સરખો દેખાય, અને એ પુરૂષને નેત્રમાં તંદ્રા, તરસ, મૂખશોષ. ભ્રમ, મોહ, એ સર્વ લક્ષણ બાળક અથવા વૃદ્ધ, અથવા સ્ત્રીને થાય, તો એ અસાધ્ય જાણીએ.

**સન્નિપાતના અતિસારના ઊપાય**—પીપર, પીપરીમુળ, ચવક, ચિત્રક, સુંઠ, ખરેંટી, બીલાનો મગજ, ગળો, મોથો, પાઢ. કરીઆતુ, કુડાની છાલ. ઇન્દ્રજવ, એને ખાંડીને ટંક બેનો ઉકાળો કરી દિન ૧૦ સુધી આપે, તો સન્નિપાતનો અતિસાર જાય ૧. અથવા હીમજી હરડે, સુંઠ, મોથો, એ સર્વને બરાબર લઇ બારીક વાટી જુના ગોળમાં ટંક ૨ દિન ૭ ખાય, તો ત્રિદોષનો અતિસાર દુર થાય ૨. અથવા કુડાની છાલ લઈ તેનો પુટપાક કરી રસ કાઢી ટંક ૫ મધમાં મેળવી દિન ૧૦ લે, તો સન્નિપાતનો અતિસાર જાય ૩.

**શોકના અતિસારનાં લક્ષણ**—જે પુરૂષ પૂત્ર, મિત્ર, ધન, સ્ત્રી આદિના નાશથી શોક કરે, આ શોક પેટની અગ્નિને મંદ કરેછે, તથા શરીર બહારનું તેજ પેટામાં જઇને રૂધિરને બગાડે છે ને લોહી ઝાડા.સાથે મળીને, અથવા ન મળીને ગુદાદ્વારાએ ચણોઠી જેવો નીકળે, તો તેને શોકનો અતિસાર જાણીયે. એ શોક દૂર થવાથી જાયછે. અને એવીજ રીતે કોઇ પ્રકારના ભયથી ઉપજ્યો જે ભયાતિસાર તેને પણ જાણી લેવો.

**શોક તથા ભયાતિસારના ઊપાય**—એ વાયુના અતિસારના ઉપાય કરવાથી જાય છે, માટે તે કરવા, તે જાણી લેજો.

**આમાતિસારનાં લક્ષણ**—જે માણસને પ્રથમ ભોજનનું અજીર્ણ થાય, અને પછી ભારે એટલે ન પચે એવા પદાર્થો ખાય, તો તેને કોઠામાં વાયુ, પિત્ત, કફ. આ ત્રણે ધાતુના સમૂહને. તથા ઝાડાને બગાડેછે. એ ઝાડો શૂળ સંયુકત, દૂરગંધ સાથે અનેક રંગનો ગુદા દ્વારા કાઢેછે તેને વૈદ્ય આમાતિસાર કહેછે. અને એ ઝાડો જળમાં તરે, અને આમ પાણીમાં ડુબી જાય, અથવા દૂર્ગંધતા સંયુક્ત સફેદ ચિકાસપર હોય, આ પણ એનાં લક્ષણછે.

**આમાતિસારના ઉપાય**—ધાણા, સુંઠ, બીલાનો મગજ, નાગરમોથ, નેત્રવાળો, એ સર્વને બરાબર લઇ, જવારે ખાંડીને ટંક રનો, ઉકાળોકરી દિન ૭, અથવા રોગ માફક દિન ૧૦ તથા ૧૫ આપે, તો આમાતિસાર, અને શુળને એ દૂર કરેછે.આ **धाणा पंचक** છે ૧.

અથવા હીમજી હરડે, મોથ, સુંઠ, અતિવિખની કળી, દારૂહળદર એ સર્વને બરાબર લ

૪ જ્યારે ખાંડી ટંક એનો ઉકાળો કરી દિન ૭ આપે. તો આમાતિસાર દુર થાય ૨. અથવા હીમજી હરડે, અતિવિખની કળી, શેકેલી હીંગ, સંચળખાર, સિંધવખાર એ સર્વને બરાબર લઇ, તેને બારીક વાટી ટંક ૨ ગરમ પાણીમાં લે. તો આમાતિસાર દુર થાય ૩.

**પકવાતિસારના ઊપાય**--લોદર, ધાવડીનાં ફૂલ, બીલાનો મગજ, મોથ, કેરીની ગોટલી ઇન્દ્રજવ, એ સર્વ બરાબર લઇ બારીક પીસી ટંક ૨ ભેંસની છાશમાં લે, તો પકવાતિસાર દુર થાય ૪. અથવા અજમોદ, મોચરસ, સુંઠ, ધાવડીનાં ફૂલ, જાંબુડાના કળીઆ, કેરીની ગોટલી, એ સર્વને બરાબર, લઈ બારીક પીસી ટંક ૨, ગાયની છાશની સાથે લે, તો પકવાતિસાર દુર થાય. આ लघूगंगाधर चूर्णछे ૬.

**સોજાતિસારના ઉપાય**--સાટીનું મૂળ, ઇંદ્રજવ, પાઠ, વાવડીંગ, અતીવિખની કળી, નાગર મોથ કાળાંમરી, એ સર્વને બરાબર લઈ, જ્યારે ખાંડી ટંક ૨ નો ઉકાળો કરી. દિન ૭ આપે, તો સોજાતિસાર જાય ૬.

**અતિસારમાં ઊલટી થઇ જાય તેના ઊપાય.**--કેરીની ગોટલી, બીલાનો મગજ. એ બંને ને ટંક ૨ લઇ ઉકાળો કરી તેમાં મધ ટંક ૨, શાકર ટંક ૨. મેળવી દિન ૭ લે, તો ઉલટી, અતિસાર સમેત દુર થાય ૭. અથવા શેકેલા મગ, ચોખાની ધાંણી, એ બંને ને ઉકાળી તેમાં શાકર અને મધ મેળવી દિન ૫ પીએ, તો ઉલટી, અતિસાર, દાહ, તાવ, દુર થાય ૮.

**અતિસા નો ભેદ મરડોછે તેનાં** લક્ષણ. -કુપથ્યના કરનારા પુરૂષને વાયુ વધીને કફમાં મળી મરડાને કરેછે. જ્યારે પુરૂષને ક્ષણ ક્ષણમાં અમળાઇને થોડો અથવા ઘણો ગુદાને રસ્તે ઝાડાને કાઢે તેને મરડો કહેછે. એ મરડો ચાર પ્રકારનો છે; વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, લોહિનો ૪.

૧ જેમાં ઘણી પીડા થઇને ઝાડો ઉતરે તેને વાયુનો કહિયે, અને

૨ જેમાં દાહ ઘણી હોય તેને પિત્તનો મરડો કહીયે. અને

૩ જેમાં કફ સંયુક્ત ઝાડો થાય તેને કફનો મરડો કહિયે. અને

૪ જેમાં લોહિ સંયુક્ત ઝાડો ઉતરે તેને લોહિનો મરડો કહિયે.

**એ ચારેના ઉપાય.**--બીલાનો મગજ, લોદર, કાળાં મરી એ ત્રણેને તોલા તોલા ભાર લઇ બારીક પીસી ટંક ૧ મધમાં ચાટે; તો મરડો દુર થાય ૧. અથવા ધાવડીનાં ફૂલ ટંક ૨ બારીક પીસી દહિંની સાથે દિન ૭ ખાય, તો મરડો જાય ૨. અથવા કોહાનો રસ ટંક ૫, મધમાં દિન ૭ ખાય, તો મરડો દુર થાય ૩. અથવા લોદર ટંક ૨, દહિંની સાથે દિન ૭ ખાય, તો મરડો જાય ૪. એ સર્વ લક્ષણ તથા ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

***આમાતિસારના બીજા ઉપાય**--હરડેદળને બારીક વાટી, ટંક ૨ મધમાં દિન ૫ ખા

*અતિસારના રોગને વૃદ્ધ ગંગાધર ચૂર્ણ પણ આપેછે તે લખીએ છીએ--નાગરમોથ, ટેંડુ, સુંઠ, ધાવડીનાં ફુલ. લોદર, વાળો. બીલાનો મગજ. મોચરસ, પાઠ, ઇન્દ્રજવ, કુડાની છાલ, કેરીની ગોટલી, અતિવિખની કળી, લાજાલુ, આ ચૌદ ઔષધનું ચૂર્ણ કરી, ચોખાના ધોવરામણમાં મધ મેળવીને પીએ, તો અતિસાર જાય. આ **વૃદ્ધ ગંગાધર ચૂર્ણ** છે. એ સંગ્રહણીને પણ મટાડે છે. એ ચૂર્ણ નદીનાં વેગ જેવો અતિસારનો વેગ હોય તો પણ બંધ કરે છે.

૫, તો આમાતિસાર દૂર થાય ૧. અથવા ભાંગરાનો રસ ટંક ૫, દહીંની સાથે દિન ૭ ખાય. તો સર્વ પ્રકારના અતિસારને દૂર કરે ૨. અથવા ટંક ૨ રાળમાં સાકર ટંક ૧૦ મેળવી દિન ૧૦ ખાય, તો ઘણા દિવસનો પણ અતિસાર જાય ૩. અથવા બીલાનો મગજ ટંક ૨, બકરીના દૂધની સાથે દિન ૭ પીએ, તો રક્તાતિસાર જાય ૪. એ ઉપાય વૈદ્યવિનોદમાં લખ્યાછે. અથવા ધાણા, સુંઠ, પીપેર, સિંધવખાર, અજમોદ, શેકીહિંગ, જીરૂં, એ સર્વને બરાબર લઇ બારીક વાટી દહીંના પાણી સાથે ટંક ૨ લે, તો સઘળા અતિસાર, શૂળ, આમ ઈત્યાદિ દૂર થાય, ભૂખ લાગે, અને રૂચિ થાય, એ વૃંદમાં લખ્યુંછે ૫.અથવા

સુંઠને પાણીમાં બારીક વાટી ગોળો કરી એ ગોળાને એરંડાના પાનમાં લપેટી ઊપર દોરા બાંધી કપડમટી કરી મધુરી આંચથી પકવવો, પછી તેની માટી વગેરે સર્વ કાઢી અંદરથી સુંઠ કાઢી લઈ ઠંડી કરી ટંક ૨. મધમાં દિન ૭ ખાય, તો આમાતિસાર જાય ૬. અથવા એક ભાગ અફિણ, બે ભાગ હીંગ, ત્રણ ભાગ લવંગ, ચાર ભાગ મોચરસ, ત્રણ ભાગ સાકર, એને બારીક વાટી રતી ૧, યા ૨, સાઠી ચોખાના પાણીમાં, અથવા છાશ સાથે લે, તો ભયંકર પણ અતિસાર જાય ૭ અથવા નાગરમોથો, મોચરસ, ધાવડીનાં ફુલ, બીલાનો મગજ, ઈંદ્રજવ, અફિણ. સોધેલો પારો, સોધેલો ગંધક, એ સર્વને બરાબર લઇ. પ્રથમ પારા, ગંધકની ખલમાં કાજળી કરવી, પછી એ સઘળાં ઓસડો બારીક વાટી એ કાજળીમાં મેળવી રતી ૩ ત્રણને પ્રમાણ છાશ સાથે દિન ૧૦ લે, તો અતિસાર, મરડો, સંગ્રહણી, એ સઘળાંને આ દૂર કરેછે. આ गंगाधर रस छे ૮.

અથવા સુંઠ. જાયફળ, અફિણ, કાચા દાડમનાં છોડાં, એ સઘળાંને બરાબર લઇ એકઠાં કરી કાચા દાડમમાં ભરવાં, પછી તેનો પુટપાક કરી તેની ગોળીઓ ચણોઠી જેવડી બાંધી ગોળી ૧ ગાયની છાશમાં દિન ૭ ખાય, તો પકવાતિસાર દૂર થાય ૯ અથવા અફિણને ઠીંકરામાં મધુરી આંચથી શેકીને અનુમાન માફક આપે, તો અતિસાર નિશ્ચય દૂર થાય ૧૦. અથવા જાયફળ, લવંગ, ધાવડીનાં ફુલ, બીલાનો મગજ, નાગરમોથો, સુંઠ, મોચરસ. હીંગળો, અફીણ. એ સઘળાં ઓસડોને બરાબર લઇ બારીક વાટી અફીણનાં ડોડવાંના પાણીમાં રતી ૧ યા ૨ ને પ્રમાણ ગોળીઓ કરી ગોળી ૧ ચોખાના ધોવરામણ સાથે, અથવા છાસ સાથે દિન ૭ લે, તો નિશ્ચય સર્વ અતિસાર જાય ૧૧. અથવા જાયફળ, ખારેકો, અફિણ, એ ત્રણે બરાબર લઈ નાગરવેલના પાનાના રસમાં રતી ૧ પ્રમાણની ગોળીઓ કરી ગોળી ૧ છાસની સાથે દિન ૭ ખાય, તો ભયંકર પણ અતિસાર દૂર થાયછે ૧૨.

જેને અતિસાર થાય તે નવું અન્ન, ગરમ વસ્તુ. ભારે અને ચિકણું ભોજન; તડકો, ખેદ, મૈથુન, નહાવું, ચિંતા આદિ ન કરે, એ વૈદ્યવિનોદમાં લખ્યા છે ૧૩.

**અતિસારનાં અસાધ્ય** લક્ષણ=ભૂંડ અથવા ડુકરના માસ સરખો ઝાડો હોય અને તરસ, દાહ. અરૂચિ, સ્વાસ, હિંચકી, પસવાડામાં શૂળ, મૂર્છા ઈત્યાદિ હોય; અને કોઇ વાતમાં મન લાગે નહીં, ગુદા પાકી જાય, અગ્નિ મંદ થાય. તરસ જેને ઘણી લાગે. અને તાવ પણ રહે, તથા મુત્ર બંધ હોય. તથા શરીરનું બળ જતું રહે. એ લક્ષણ જે પુરૂષમાં હોય તેપુરૂષ મરી જાય

**અતિસાર જતો રહ્યો હોય** તેનાં લક્ષણ– જે માણસને ઝાડો થયા વિના મુત્ર ઉતરે. ગુદાનો પવન સારી પેઠે ચાલે, અને સારી ભૂખ લાગે. તથા કોઠો હલકો થયો હોય. આ લક્ષ

ણુ થાય, તો અતિસાર રોગ દૂર થયો જાણિયે. ઇતિ અતિસાર રોગની ઉત્પતી. લક્ષણ સંપુર્ણ.

## સંગ્રહણી

**સંગ્રહણી રોગની ઉત્પતિ લક્ષણ**–પ્રથમ માણુસને અતિસાર થઇ જતો રહ્યો હોય, તે માણુસને કુપથ્ય કરવાથી "એટલે વાયડી તથા ભારે વસ્તુ ખાય" તેથી તેનો મંદ થયો જે અગ્નિ, તે પુરૂસના પેટમાં રહેનારી જે છઠ્ઠી કળા, જેનું નામ સંગ્રહણી છે; એ કળા અગ્નિનું સ્થાન છે અને તે ખાધેલા અનાદિકને ગ્રહણ કરે છે એ મંદાઅગ્નિ તે કળાને બગાડીને કાચા અંનને ગ્રહણ કરી પાકા અંનને ગુદા દ્વારા કાઢે છે. એ કારણથી વૈદ્ય લોક એ રોગને સગ્રહણી કહે છે. એ સંગ્રણી કળામાં અગ્નિનું બળ છે, તે આ કળા અગ્નિને બગાડે છે.

**સંગ્રહણીનાં લક્ષણ**–પ્રથમ સંગ્રહણી ચાર પ્રકારની છે. વાયુની ૧, પિત્તની ૨, કફની ૩, સન્નિપાતની ૪. આ વાયુ પિત્ત કફ છે તે અધિક કુપથ્યથી, તથા અધિક ભોજન કરવાથી, એ ગ્રહણી કળા ઘણું ખાય. પણ તે કાચા અન્નને ગુદાને રસ્તે કાઢે છે. અથવા પાકા અન્ન કાઢે, તો પણ કદી પીડા, અને કદી ઝાડો પાતળો, અને કદી કઠણુ ઉતરે એજ સંગ્રહણી રોગના લક્ષણ છે. અતિસાર અને સંગ્રહણીમાં એ ભેદ છે કે અતિસાર વાળો તો પાતળો ઝાડો જાય, અને સંગ્રહણી વાળો આકરો ઝાડો પીડાની સાથે જાય.

**વાયુની સંગ્રહણીનાં ઉત્પતિ સમેત લક્ષણ**–જે પુરૂષ વાયડી વસ્તુઓનું ઘણું શેવન કરે, અને મીથ્યા અહાર વિહાર મૈથુનાદિક અધિક કરે, તે પુરૂષને વાયુ કુપિત્ત થઇને જઠરાઅગ્નિને બગાડી વાયુની સંગ્રહણીને કરે છે તે પુરૂષને ખાધેલું અન્ન અર્ધું પચે, અને કંઠ. મુખ. સુકાય; ભૂખ, તરસ લાગે; કાનમાં શબ્દ, અને પસવાડાં, જાંગ, પેડું, અને ખાંધમાં પીડા થાય. અને કદી કદી વિશૂચિકા થાય, હૈડું દુઃખે, શરીર દુર્બળ થાય, જીભનો સ્વાદ જતો રહે, ગળ્યા વગેરે સર્વ રસ ખાવાની ઇચ્છા રહે, અને ભોજન કરે તો જીવને ચેન પડે, અને પેટમાં ગોળા ફ્રીયાના આકાર હોય. પગ દુઃખવા લાગે અને થોડોસો ફીણુ સમેત પવન સરતાંજ વારંવાર ઝાડો થાય; અને સ્વાસ કાસ પણુ થાય.એ સર્વે લક્ષણુ હોય તેને વાયુની સંગ્રહણી કહીએ ૧.

**વાયુની સંગ્રહણીના ઉપાય**=સુંઠ, ગળો. નાગમોથ, અતિવિખની કળી. એ સર્વેને બરાબર લઇ જયારે ખાંડીને ટંક ૨ નો ઉકાળો કરી દિન ૧૫ આપે, તો આમ સમેત વાયુની સંગ્રહણી જાય અને ભૂખ વધે ૧. અથવા ગાયની છાશમાં સુંઠ. પીપરી મૂળ, પીપર, ચિત્રક, ચવક, એ સર્વેને બરાબર લઇ ચૂર્ણ કરી ટંક ૨ રોજ મેળવી ખાય અને છાશનું શેવન કરે, તો વાયુની સંગ્રહણી મુક્કર જાય ૨. અથવા સોધેલો ગંધક ટંક ૨, પારો ટંક ૨ એ બંનેની કાજળી કર્યા પછી સુંઠ માસા ૧૦, કાળાં મરી ટંક ૨, પીપર માસા ૧૦, પાંચે ખાર માસા ૧૦, સેકેલી અજમોદ ટંક ૫. સેકેલું જીરૂ ટંક ૫, હીંગ સેકેલી ટંક ૫, સેકેલો ટંકણ ખાર ટંક ૫, સેકેલી ભાંગ તોલા ૮ ભાર, એ સઘળાંને બારીક વાટી પેલ. પારા ગંધકની કાજળીમાં મેળવવા પછી એ સર્વે મેળવેલાને દિન ૨ સુધી ખલ કરે, તો આ લાહી ચૂર્ણ થાય. એને માસા ૨ તથા ૪ ગાયની છાશમાં આપે. તો વાયુની સંગ્રહણી, મંદાગ્નિ, અતિસાર, હરસ, પેટના કરમીયા, અને ક્ષય, એ સર્વેને આ लाही चूर्ण દૂર કરે ૩.

**પિત્તની સંગ્રહણીનાં ઉત્પતિ લક્ષણ** જે માંણુસ પિત્તકારી મસી વગેરે ગરમ વસ્તુઓ; અને

તીખી ખાટી, ખારી, વસ્તુઓ ઘણી ખાય તેનું પિત્ત દુષ્ટ થઇને જઠરા અગ્નિને બુઝાવી દેછે, ત્યારે લીલો, કાળો, પીળો, પાતળો જળ સહિત કાચો ઝાડો નીકળે. અને ખાટા ઓડકાર આવે; હ્રદય અને કંઠમાં દાહ; અને અંનમાં અરૂચી થાય તરસ લાગે એ લક્ષણ જેમાં હોય તેને પિત્તની સંગ્રહણી કહિએ.

**પિત્તની સંગ્રહણીના ઉપાય**--*રસોત, અતિવિખની કળી, ઇંદ્રજવ, તજ, ધાવડીનાં ફૂલ, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ચૂર્ણ કરી ટંક ૨॥ ગાયની છાશમાં અથવા મધમાં, અથવા ચોખાના ધોવરામણ સાથે દિન ૧૫ ખાય તો પિત્તની સંગ્રહણી જાય ૧ અથવા જાયફળ, ચિત્રક, સફેત ચંદન, વાવડીંગ, ઇલાયચી, બરાસ કપૂર, વંશલોચન, જીરૂ, સુંઠ, કાળાં મરી, પીપર, તગર, તમાલ પત્ર, લવંગ, એ સર્વ ઓસડોને બરાબર લઇ બારીક વાટી, એ સર્વથી બમણી સાકર મેળવવી; અને સર્વ ઓસડોની બરાબર વિના શેકી ભાંગ મેળવીને; સર્વ ઓસડોને બારીક પીસી માસા ૪, યા ૬, ગાયની છાશ સાથે દિન ૧૫ લે તો પિત્તની સંગ્રહણી જાય ૨, એ વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

**×કફની સંગ્રહણીનાં ઉત્પત્તિ લક્ષણ**--ભારે અતિ ચીકણી, અને શીતળ વસ્તુઓનું જે માણસ ભોજન કરીને સુઇ જાય, તે માણસને કફનો કોપ થવાથી અન્ન અર્ધુ પચે, હ્રદય દુખે, અને ઉલટી તથા અરોચકતા થાય; મોઢું મીઠું રહે; ખાંસી અને પીનસ થાય; પેટ ભારે રહે, મીઠા ઓડકાર આવે, સ્ત્રી પ્યારી લાગે નહીં; આમ સહિત ઝાડો ઉતરે; બળ વિના શરીર પુષ્ટ દેખાય, આળસ ઘણું આવે એ જેમાં લક્ષણ હોય તેને કફની સંગ્રહણી કહિયે.

**કફની સંગ્રહણીના ઉપાય**--હરડેની છાલ, પીપર, સુંઠ, ચિત્રક, સંચળખાર, કાળાં મરી, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ચૂર્ણ કરી ટંક ૨॥, રોજ છાશની સાથે દિન ૧૫ ખાય તો કફની સંગ્રહણી જાય ૧.

**સન્નિપાતની સંગ્રહણીનાં લક્ષણ**--જેમાં વાયુ, પિત્ત કફ એ ત્રણેની સંગ્રહણીના સઘળાં લક્ષણ મળે તેને સન્નિપાતની સંગ્રહણ કહિયે.

**સન્નિપાતની સંગ્રહણીના ઉપાયો**--બીલાનો મગજ, મોચરસ, નેત્રવાળો, નાગરમોથો, ઇંદ્રજવ, કુડાની છાલ, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ટંક ૨॥ બકરીના દૂધમાં દિન ૨૫, પીએ, તો સન્નિપાતની સંગ્રહણી જાય ૧ અથવા દાડમના દાણા ૩ તોલા ભાર, સંચળ ૪ તોલા ભાર, ધાણા ૨ તોલા ભાર, સુંઠ ૨ તોલા ભાર, કાળાં મરી ૨ તોલા ભાર, જીરૂ ટંક ૧, સાકર ૨ તોલા ભાર. એ સર્વને બારીક વાટી ટંક ૨॥ ગાયની છાશમાં માશ એક પીએ, તો સન્નિપાતની સંગ્રહણી અને આમાતિસાર પસવાડાની પીડા અરૂચિ, ગોળાનો આજાર, એ સઘળા રોગ દુર થાય છે અથવા.

**અભ્રક ગુટિકા**--સોધેલો પારો, સોધેલો ગંધક, વચ્છનાગ, સુંઠ, કાળાં મરી, પીપર, શેકેલો ટંકણખાર, લોહભસ્મ, અજમોદ, અફીણ, એ સર્વને બરાબર લઇ. એ સર્વની બરાબર અભ્રક

---

× श्लोक ग्रहणी पंच धामता; पृथक दोषैः सन्निपाता तथा चामने पंचमी [illegible] પાંચ પ્રકારની છે જેમાં ચાર પ્રકાર તો મુખ્ય છે. અને ત્રિદોષની સન્નિપાત સં[illegible] આમ સંગ્રહણી છે, તે એનો ભેદ છે તેનાં લક્ષણ આગળ લખ્યાં છે.

* દારૂહળદરનો ઉકાળો આઠમો ભાગ રાખી તેમાં બકરીનું દુધ ચોથા ભાગનું નાખી તાપ ઉપર મુકી સુકુ કરે તે રસોત અથવા રસાંજન

ખ લેવી, પછી એ સર્વેને ચિત્રકના ઊકાળાના રસમાં દિન ૧ ખલ કરવો પછી કાળાં મરી બરાબર ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ એક માસ સુધી ખાય, તો સંનિપાતની સંગ્રહણી જાય છે. આ अब्रक गुटिका छे અથવા

**સંગ્રહણી કપાટ રસ**—સોધ્યો ગંધક, પારો, અભ્રક, હીંગળો, લોહસાર, જાયફળ, બીલાનો મગજ, મોચરસ, સોધેલો વચ્છનાગ, અતિવિખની કળી, સુંઠ, કાળાં મરી, પીપર, ધાવડીનાં ફુલ, ઘીમાં શેકેલી હરડેની છાલ, કોઠું, અજમોદ ચિત્રક દાડમના દાણા ઇન્દ્રજવ, ધંતુરાનાં બીજ, કાયફી, અફીણ, એ સર્વને બરાબર લઈ; પ્રથમ પારા ગંધકની કાજળી કરવી પછી આ કાજળીમાં એ ઓષધિ બારીક વાટી મેળવી, પછી મરી પ્રમાણે અફીણનાં દોડવાનાં રસમાં ગોળીઓ બાંધી ગોળી ૧ નિત્ય દિન ૧૫ સુધી આપે, તો સન્નિપાતની સંગ્રહણી, અતિસાર, વિશુચિકા, શૂળ એ સર્વને દૂર કરે. આ संग्रहणीकपाट रस छे એ વૈદ્યવિનોદમાં લખ્યાછે

**ત્રિદોષની સંગ્રહણીનો ભેદ આમવાતની સંગ્રહણી છે તેનાં લક્ષણો**—પાતળો, સફેદ, ચિકણો, અને આમ સહિત ઝાડો થાય, અને કેડમાં પીડા ચાલે, વાયુ અધિક સરે, કદી મટી જાય, અને કદી મહીના પંદર દિવસ પછી ફરી થઇ આવે, અથવા હમેશાં આ રોગ થએલો રહે. પેટમાં આંતરડાં બોલ્યા કરે, આળસ આવ્યા કરે શરીર દુર્બળ થઇ જાય, પેટમાં પીડા રહે તે દહાડે પીડા અને રાતે સારૂં થઇ જાય. એ લક્ષણ જેમાં હોય તેને આમ્વાતની સંગ્રહણી કહિયે પણ અસાધ્ય છે; એનો અને સન્નિપાતની સંગ્રહણીનો ઉપાય એકજ છે તે જાણી લેજો

**સંગ્રહણીનો ભેદ ઘટી યંત્ર છે તેનાં લક્ષણ**—શરીર સુન્ન રહે, પસવાડામાં શૂળ ચાલે, પેટ બોલ્યા કરે. અને સંગ્રહણીના પણ લક્ષણ થાય તેને ઘટી યંત્ર કહીયે. આ પણ અસાધ્ય છે. અને જે અતિસારનાં અસાધ્ય લક્ષણ તથા સારા સારાં ઉપાય પાછળ લખ્યા છે તે આ સંગ્રહણીના પણ જાણી લેવા જોઈએ.

**સંગ્રહણીના બીજા વિસેષ ઉપાય**—કોઠાના ૮ ભાગ, સાકરના ૬ ભાગ, અજમોદ ૩ભાગ, પીપર ૩ ભાગ, બીલાંનો મગજ ૩ ભાગ, ધાવડીનાં ફુલ ૩ ભાગ. દાડમના છોડાં ૩ ભાગ, ડાંસરા ૩ ભાગ, સંચળ ૧ ભાગ, નાગકેસર ૧ ભાગ, ધાણા ૧ ભાગ ૧, તજ ૧ ભાગ, તમાલપત્ર ૧ ભાગ, મરી ૧ ભાગ. અજમો ૧ ભાગ, પીપરી મુળ ૧ ભાગ, નેત્રવાળો ૧ ભાગ, ઇલાયચી ૧ ભાગ. એ સર્વને બારીક વાટી ગાયની છાશમાં ટંક ૨ લે. તો સંગ્રહણી, અતિસાર, ગોળો એ સઘળાંને આ ચૂર્ણ દૂર કરે. આ कापित्थाष्टकचूर्ण છે. અને સંગ્રહણીના રોગવાળા એ આટલી વસ્તુઓ ખાવી નહીં ભારે વસ્તુઓ, જે આમ કરે તથા ભુખ બંધ કરે, તથા અતિસારમાં જે વસ્તુઓ વરજીતની છે તે ખાવી નહીં. અને જે વસ્તુઓથી ભૂખ લાગે એવી ખાય, તો સંગ્રહણી જાય ઇતિ સંગ્રહણી રોગની ઉત્પતિ લક્ષણ અને ઉપાય સંપૂર્ણ

## હરસ.

**હરસના રોગની ઉત્પતિ લક્ષણ**—માણસને ગુદા સ્થાન છે, તે શંખની અંદરની ઘુંટીની માફક સાડા ચાર આંગળના ૩ ત્રણ આંટા છે. એક ઉપલો આંટો. બીજો વચલો. ત્રીજો નીચેનો ઉપલા આંટાનું નામ પ્રવાહિની, તે તો પવન આદિને બાહાર કાઢે છે. અને વચલો આંટો ઝાડો, પવન આદિકોને છુટા પાડી દે છે ત્રીજો નીચેનો આંટો, એ ઝાડો પવન વગેરેને છોડયા પછી ગુદાને જેમની તેમ ઢાંકી દેછે. આ ત્રણે આંટામાં હરસ ઉત્પન્ન થાય છે એ હરસનું સ્થાન છે પેહે

લા આંટામાં હરસ થાય તો સાધ્ય, અને વચલામાં થાય, તો કષ્ટ સાધ્ય; અને માંહેલા આંટામાં થાય તે અસાધ્ય. એ હરસના રોગ ૬ પ્રકારનો છે.વાયુનો ૧. પિત્તનો ૨. કફનો ૩, સન્નિપાતનો ૪, લોહીનો ૫. અને એક એ જે શરીરની સાથેજ ઉત્પન્ન થાય ૬.

વાયડી અથવા ગરમ અથવા કફ કરનારી ચિકણી. ગળી વસ્તુઓ જે પુરૂષ ઘણી ખાય;અને વાયુ, પિત્ત. કફને કરનારા મિથ્યા અહાર, મિથ્યા વિહારે કરીને કોપને પ્રાપ્તિ થયા જે વાયુ, પિત્ત કફ દોષ. આ ગુદાના ત્રણે આંટા ઉપરની ચામડી, માંસ, મેદને બગાડીને નાના પ્રકારના માંસના અંકુરને મસ્સાને આકારે ગુદા ઉપર કરે છે તેને વૈદ્ય હરસ કહે છે તે ૬ પ્રકારના છે પરંતુ લૌકિકમાં બે પ્રકારના પ્રસીદ્ધ છે એકતો ખુની, અને બીજા વાદી જેમાં ઘણું લોહી જાય તે ખુની અને જેમાં રૂધિર તો નહી જાય, પરંતુ પીડા, ચિમચિમી, અને ચેળ આદિ થાય તે વાદી. એ બને પેલા છએના ભેદ છે.

સર્વ હરસનું પુર્વ રૂપ--અંનનો પરિપાક સારી પેઠે થાય નહીં અને કુખમાંજ રહે; બંધ કોશ, તથા મંદાગ્નિ થાય; ઓડકાર ઘણા આવે. શરીર કૃશ થઇ જાય, કુખમાં આફરો હોય અંગમાં પીડા રહે. એ લક્ષણ જેને થાય તેને હરસ જાણિયે—

**વાયુના હરસનાં લક્ષણ**--જેની ગુદાના મસ્સા ચિમચિમી, અને લાલાશ પર, ખરબચડા, કઠોર, વાંકા. તીક્ષ્ણ, કુટેલા મોઢાના ગુદા ઉપર હોય. અને નાના બોરે, અથવા કપાસીઆ અથવા કદમના ફુલ સરખા હોય; અને માથું, પાંસળી, ખાંધો, કેડ, જાંગ, પેડું,એમાં વ્યથા હોય-છીક, તથા ઓડકાર આવે નહીં હૃદય દુખે, ભૂખ લાગે નહીં કાસ, સ્વાસ, મંદાગ્નિ, કાનમાં, તમરાં,ભ્રમ, ગોળો, ફિયો. ઉદરરોગ હોય જેમાં આ લક્ષણ હોય તેને વાયુના હરસ જાણિયે.

**વાયુના હરસના ઉપાય**--સૂરણને માટીથી લપેટી ભરસારમાં ખુબ ભરત કરી તેલ યા ઘીથી ચોપડી તોલા ૪ ભાર નિત્ય દિન ૩૦ ખાય. તો વાયુના હરસ અવશ્ય દૂર થાય. એ ભાવપ્રકાશમાં લખ્યો છે ૧. અથવા

આકડાનાં નવાં પાંદડાંમાં પાંચે ખાર અને તેલ, ખટાશ અનુમાન પ્રમાણે લગાલી એને બાળી રાખ કરવાં. પછી ગરમ પાણીથી એ રાખ ટંક ૧, યા ૨. દિન ૧૫ ખાંય. તો વાયુના હરસ જાય ૨, એ વૈદ્યવિનોદમાં લખ્યો છે અથવા

ગાયની છાશમાં સિંધવખાર અનુમાનપ્રમાણે મેળવી સારી પેઠે ઘણા દિવસ સુધી સેવન કરે, તો વાયુના હરસ જાય ૨ અને શરીર પુષ્ટ રહે. એ ભાવપ્રકાશમાં લખ્યોછે ૩. અથવા હરડેની છાલ તોલા ૨૦ ભાર, ચિત્રક તોલા ૫ ભાર, સુંઠ તોલા ૫ ભાર. સોધ્યાભિલામા તોલા ૨૦ ભાર, કાળાં મરી તોલા ૫ ભાર. પીપરીમુળ તોલા ૫ ભાર. પીપર તોલા ૫ ભાર. જીરૂ તોલા ૫ ભાર. ચવક તોલા ૫ ભાર, ચિતક તોલા ૫ ભાર, રાંધેલુ સૂરણ પાશેર. જવખાર તોલા ૨૧ ભાર, એ સર્વેને લઈ બારીક વાટી સવથી બમણો ગોળ લઈ મેળવી તેની તોલા ૫ ભારની ગોળીઓ બાંધી ૧ રોજ ખાય,તો વાયુના હરસ નિશ્ચય જાય ૫.આ गोळ कांकायन मुनीए कह्यो છે ૪.અથવા બંદાલ (વનાલ)ના પાનને ઉકાળી તેના પાણીથી ઝારે, તો હરસના મસ્સા દુર થાય ૫. અથવા બંદાલનાં દોડવાં અને સિંધવખારને કાંજીમાં વાટી હરસને લગાવે, તો મસ્સા દુર થાય ૬. અથવા લીમડાનાં પાન, અને કરેણાનાં પાન, ગોળ. કડવી તુમડીનું મુળ, એ સર્વેને કાંજીના પાણીમાં વાટી મસ્સાએ લેપ કરે, તો મસ્સા દૂર થાય ૭. અથવા હળદર, કડવા

તુરીઆનું મુળ, આકડાનાં પાન, સરગવાનું મુળ એને કાંજીના પાણીમાં બારીક વાટી મસ્સા ઉપર લેપ કરે.તો મસ્સા ખરી પડે ૮. અથવા એરંડાનું મુળ, જેઠીમધ. રાસણા, અજમો, મહુડાં, એને કાંજીમાં વાટી ગરમ કરી લેપ કરવો, અથવા એથી મસ્સાએ શેક કરે તો મસ્સા ની ચિમચિમી જાય, અને મસ્સા ખરી પડે ૯. આ ઉપાય વૈદ્યરહસ્ય તથા વૈદ્યવિનોદમાં લખ્યા છે; અથવા

ક્ષાર તૈલ--હીરાકસી, સિંધવખાર, પીપેર, સુંઠ, ઉપલટ, કરીહારીનું મુળ, પાષાણભેદ, કરેણનું મુળ. વાવડીંગ. દાંત્યુણી (દંતી), ચિત્રક, હડતાલ. ચોખ. એ સર્વને બરાબર લઇ બારીક વાટી એનાથી ત્રણ ઘણું તેલ લઇને. થોર, તથા આકડનું દુધ, અને ગાયનું મુત્ર. એ ત્રણે તે લથી ચાર ઘણા લઇ. એ સઘળાંને ભેગાં કરી " તેને ચુલા ઉપર મુકી પકવવાં તે એવી રીતેકે" જ્યારે એ બળી જાય અને તેલ ઉપર આવી રહે, ત્યારે ઉતારી તેલ કાઢી લઇ હરસના મસ્સા એ મર્દન કરે; તો મસ્સા દુર થઇ હરસ જાય, અને આમળ દુખે નહીં. આ क्षार तैल વૈદ્યરહસ્યમાં લખ્યુંછે ૧૦.

વૃહ્ત સુર્ણ મોદક--પકવેલું સુરણ ૧૬ ભાગ, ચિત્રક ૮ ભાગ, સુંઠ ૮ ભાગ, કાળાં મરી ૪ ભાગ. ત્રિફળા ૮ ભાગ. પીપરી મૂળ ૮ ભાગ, સોધ્યા* ભિલામા ૮ ભાગ. ઇલાયચી ૪ ભાગ, વાવડીંગ ૮ ભાગ, સતાવળી ૧૬ ભાગ, વધાયરો ૮ ભાગ. ભાંગ ૪ ભાગ,.એ સઘળાંઓ ને બારીક વાટી સર્વ ઓસડોથી બમણો ગોળ મેળવી ટંક ૫ પ્રમાણે ગોળીઓ કરી, ગોળી એક રોજ એક માસ સુધી ખાય, તો હરસ, હિચકી. સ્વાસ, ઉદરસ. રાજ રોગ, પ્રમેહ. ક્ષિયે: એ સઘળા રોગોને દૂર કરે છે આ बृहत सुर्ण मोदक छे ११.એ વૈદ્ય રહસ્યમાં લખ્યો છે.

પિત્તના હરસનાં લક્ષણ; મસ્સાનાં મોઢાં લાલ. તથા નીલાં. પિળાં. ધોળાશપર હોય; અને મસ્સામાં ઝીણી ધારથી ગરમ ગરમ લોહી નીકળે, અને બારીક કોમળ મસ્સા હોય. એ મસ્સા ના મોં જળો સરખાં હોય, અને શરીરમાં દાહ થાય, અને તાવ પણ રહે, તથા પરસેવો આવે, તરસ ઘણી લાગે; મૂર્છા, અરૂચિ થાય, અને કોમળ લિલો, પીળો, લાલ. ઝાડો ઉતરે; અને ચામડી, નખ, આંખ જેનાં પીળાં થાય, એ જેમાં લક્ષણ હોય તેને પિત્તના હરસ જાણજો ૧.

રૂધિરના હરસનાં લક્ષણ--ગુદાના મસ્સા ચણોઠીના રંગ સરખા હોય; અને મસ્સામાં થી લોહીની ધાર ગરમ અને બહુ પડે, અને એ કોમળ ઘાડું, કાચું લોહી નીકળે, અને લોહિના ઘણા જવાથી રોગીના શરીરનો રંગ દેડકાના રંગ જેવો થઈ જાય. અને તેનું બળ વર્ણ ઊત્સા પરાક્રમ. એ સર્વે જતાં રહે, શરીર લુખું થઇ જાય; ગુદાનો પવન સારી

૧ અથ ગંધક સુદ્ધ કરવાની વિધિ લખીએ છીએ--ચોખો આમલસારો ગંધક લઇ ખાંડી કડછીમાં ગાયનું ઘી નાંખી સારૂં તપાવતાં પાતળું થાય એટલે તેમાં ગંધકનું ચૂર્ણ નાંખવું તે ગંધક ઘીની સાથે મળે એટલે ગાયના દુધમાં રેડવો એટલે સુદ્ધ થાયછે. ગંધક પાતળો કરવો તે થોડી આંચે કરી લેવો કારણકે ઘણી આંચથી કાળો પડે છે. માટે એવી રીતે સુદ્ધ કરવો.

*ભિલામા શુદ્ધ કરવાની રીત --ચોખ્ખા તાજા અને જાડા ભિલામાં લાવી, તેની ટોપી માથા ઉપરથી તજવીજથી ઉતારવી પછી ચપ્પુથી મોટા મોટા ટુકડા કરવા પછી ઈંટાળાના સારા કાકરવાળા કાંકરા અને ભિલામાના કકડા એ બંને ટાટની કોથળીમાં ભરી ખંખેરવા, પછી કાઢી ગરમ પાણીમાં ધોઇને ગાયના દુધમાં ઉકાળે તો શુદ્ધ થઇ એનું ઝેર મટે.

પેડે ચાલે નહીં. અને મસ્સામાંથી લોહિ જતાં ક્ષીણ થઇ આવે; કેડ, જાંગો, અને કુખમાં પીડા થઇ આવે; શરીર દૂર્બળ થઇ જાય, તો લોહિના હરસમાં વાયુનો પણ મેળાપ "છે એમ" જાણવું.

અને જેનો ઝાડો ધોળો, ચિકણો, ભારે, અને ઠંડો હોય; અને મસ્સામાંથી લોહિની ધાર મોટી અને ગરમ પડે. અને ગુદામાં કફ સરખું વળગ્યુંજ રહે, તો રૂધિરના હરસ કફ સંયુક્ત જાણીએ.

**હરસનું લોહિ જતું હોય તેને સ્થંભાવાની ઔષધિ**--વડનાં પાન તોલા ૮ ભાર. સુકાં આમળાં તોલા ૮ ભાર. લઇને પાશેર ગાયના માંખણને લોઢાની કઢાઈમાં ખૂબ તપાવવું એ ઘી ખૂબ તપી જાય ત્યારે એ બંને વસ્તુઓને ઘીમાં નાંખવી. પછી જ્યારે ત્રણે વસ્તુઓ બળી જાય ત્યારે એ તાવડો ઉતારી ઠંડો કરીને ધાતુના વાસણમાં ઘાલી રાખવું. પછી એ સઘળાંને ખલમાં નાખી બારીક વાટી એક જીવ કરવાં. પછી એ હરસના રોગવાળા રોગીને રોજ માસા ચાર પ્રમાણે દિવસ ૨૧ સુધી સવારમાં આપે, પછી પાણીના કોગળા કરે, પણ એ કોગળાનું પાણી પીવું અથવા પેટમાં જવા દેવું નહીં. અને ગરમ વસ્તુઓ બાજરો, કારેલાં, મરી, પેંડા, અથાણું, રીંગણાં, કેરાં, અડદ વગેરે ખાય નહીં, તો હરસથી જતું લોહિ સ્થંભી જાય ૧. અથવા

**રૂધિર રોકવાનો બીજો ઉપાય**–લીંબોળીની મીંજ અને એળીઓ એ બંને બરાબર લઈ ખલમાં પાણીથી બારીક વાટી રતી ૧ પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ રસોતના પાણીમાં રોજ સવારમાં દિન ૧૧ સુધી લે, તો હરસનું લોહિ નિશ્ચે સ્થંભે ૨. અથવા

**હરસના મસ્સા દૂર કરવાની ઔષધિ**--રસોત, ચાંણિયું કપૂર, લીંબોળીની મીંજ, એ ત્રણેને પાણીમાં બારીક વાટી હરસના મસ્સાએ લગાવ, તો હરસના મસ્સા મૂરઝાઈ થાય; પછી મોરથૂથુ લગાવે, તો હરસના મસ્સા દુર થાય ૩.

**પિત્ત તથા લોહિના હરસના ઊપાય એકજ છે તે લખીએ છીએ**--રસોતને બારીક વાટી ટંક ૨, પાણીમાં ઘડી ૪ પલાળીને, પછી એ પાણીને ગાળી એ તોલ પ્રમાણે મહીના એક સુધી પીએ, તો પિત્ત તથા લોહિના હરસ અવશ્ય જાય ૪. અથવા પીપલાની લાખ. હળદર, જેઠીમધ, મજીઠ, કમર કાકડીની મીંજ, એ સર્વને બરાબર લઇ બારીક વાટી રોજ ટંક રા પ્રમાણે દિન ૪૯ લે, તો એ બંને હરસ જાય ૫ અથવા નાગકેશર. શાકર. એ ટંક ૫, રોજ દિન ૪૯ લે. તો બંને હરસ જાય ૬. અથવા નાગકેસર. માખણ, શાકર. એ ટંક ૫ રોજ બકરીના દુધમાં દિન ૪૯ લે. તો બંને હરસ જાય ૭.

**કુડાની છાલનો અવલેહ**–*કુડાની છાલ તોલા ૪૦૦ ભાર લઇને વાટી ૧૬ શેર પાણીમાં ઉકાળતાં જ્યારે એ પાણીનો ૮ મો ભાગ રહે ત્યારે ઉતારી રસ ગાળી લેવો પછી એ રસમાં નાગરમોથો તોલા ૪ ભાર, સુંઠ તોલા ૪ ભાર, કાળાં મરી તોલા ૪ ભાર, પાપેરો તોલા ૪ ભાર. ત્રિફળા તોલા ૧૨ ભાર, રસોત તોલા ૮ ભાર, ચિત્રક તોલા ૮ ભાર, ઇંદ્રજવ તોલા ૮

* કુડાનું ઝાડ મોટું ઔષધિ છે એના ફુલોનું તથા શિંગોનું શાક બનાવે છે. એના ફળ સફેદ અને સરગવાના ફુલ જેવા દેખાય છે. એનો સ્વાદ કડવો લાગે. એનું શાક વાયુનાસક છે, માટે લોકો પ્રીતિથી ખાય છે એને કડો કહે છે

ભાર, વજ તોલા ૪ ભાર, એ સર્વેને બારીક વાટી મેળવીને ગોળની ચાસણીમાં મેળવવાં. પછી તેમાં શેર ૧ મધ, તથા શેર ૧ ગાયનું ઘી મેળવીને તોલા ૪ ભાર રોજ ખાય, તો બંને તથા સર્વે પ્રકારના હરસ. અને અમલપિત્ત. અતિસાર, પાંડુરોગ, સંગ્રહણી, ક્ષિણતા, સોજો, એ સર્વે રોગોને જુદા જુદા અનુપાનથી તથા ઉપર છાશના સેવનથી દૂર કરે છે ૮. આ कुडानी छालनो अवलेह છે. અથવા

બકામલીમડાનાં ફળ ૬, તથા ૭. તથા ૮, રોજ સાકરની સાથે મહિના એક યા બે સુધી લે, તો બંને પ્રકારના હરસ જાય ૯. અથવા ગળોનું સત્વ, સોધ્યો પારો, સોધ્યો ગંધક, રક્ત બોળ, મોચરસ, એ સર્વ બરાબર લઇ, પ્રથમ પારા ગંધકની કાજળી કરવી, પછી એ કાજળીમાં એ સર્વ ઓસડો મેળવીને માસા ત્રણ નીત્યં મધ સાથે દિન ૨૧ લે. તો બંને હરસ, અતિસાર, પ્રમેહ, સ્ત્રીનું પ્રદર, ભગંદર,એ સર્વે રોગ જાય. આ बीजाबोलद्भव रसछे. ૧૦ અથવા

વસંતમાલતી રસ રતી ૨, પીપર નંગ ૨ તથા ૪, મધ અને સાકર સાથે દિન ૨૫ લે, તો બંન્ને હરસ તથા સંગ્રહણી જાય ૧૧. એ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે. અથવા

હરસથી બંધકોષ થઇને મસ્સા ઊંચા થઇ આવે, અને ચેળ આવે, તથા લોહિની ધાર પડે, ત્યારે એ મસ્સાએ જળો લગાવીને લોહિ કાઢી નાંખે, તો એ હરસ જાય. આના જેવો બીજો કોઈ ઉપાય છે નહીં. એ વૈદ્યરહસ્યમાં લખ્યો છે ૧૨. પિત્ત તથા લોહિના હરસને ખૂની હરસ જાણજો. અને બીજા સર્વે હરસને વાદી જાણી લેજો.

**કફના હરસનાં લક્ષણો**—ગુદાના મસ્સા મોટા અને મંદમંદ પીડા સહિત ઊંચા તથા ભારે કફથી લપેટાએલા હોય; ખજુરી અથવા ચેળ ઘણી પ્યારી લાગે, પેડુંમાં આફરો, તથા ગુદામાં ઘણી ચેળ આવે; તથા કાસ, શ્વાસ. હૃદય પીડા, અરૂચિ, પીનસ. તથા પ્રમેહ, મૂત્રકૃચ્છ, મસ્તક પીડા, મંદાગ્નિ, એ સર્વ થાય. અને શીત લાગે તથા ઊલટી પણ થાય. અને કફથી લપેટાયલો ઝાડો ઉતરે, અને ગુદાના મસ્સામાંથી લોહિ જાય નહીં, અને શરીરનો રંગ પીળો, અને ચિકણો, તથા આમવાત સયુંક્ત થાય. એ જેમાં લક્ષણ થાય તેને કફના હરસ જાણવા.

**કફના હરસના ઊપાય.**—૪ તોલા ભાર આદાનો ઉકાળો કરી દિન ૨૧ લે, તો કફના હરસ જાય ૧. અથવા હળદરને થોરના દૂધના સાત પુટ દઇ એ હળદરનો મસ્સા ઉપર લેપ કરે, તો મસ્સા દૂર થાય ૨. અથવા ત્રિફળા, દષમૂળ, ચિત્રક, નસોતર, દાત્યુણી, એ પાંચે શેર ૧ લઇને ખાંડી ૨૦ શેર પાણીમાં નાખવાં અને એ ઔષધિ સાથે ગોળ શેર ૭ પણ પાણીમાં નાંખવો. પછી દારૂના યંત્રમાં દારૂની માફક અર્ક કાઢવો; પછી એને ટંક ૧ ભાર રોજ લે, તો કફના હરસ જાય ૩ આ दात्यूणिनो अर्कछे અને તે વ્રંદ નામે ગ્રંથમાં લખ્યાછે.

**સન્નિપાતના હરસનાં લક્ષણ**—વાયુ, પિત્ત, કફના હરસને મળતાં જે લક્ષણ છે, તેજ લક્ષણ આના પણ જાણી લેવાં.

**સન્નિપાતના હરસના ઊપાય**--આદુ તોલા ૯ ભાર, કાળાંમરી તોલા ૪ ભાર, પીપરો શેર ૦।, ચવક તોલા ૫ ભાર, નાગકેશર ટંક ૫, પીપરીમૂળ તોલા ૫ ભાર, ચિત્રક તોલા ૫ ભાર, ઇલાયચી તોલા ૫ ભાર, અજમોદ તોલા ૫ ભાર, જીરૂ તોલા ૫ ભાર, એ સઘળી ઔષધિ બારીક વાટી ગોળ તોલા ૧૨૦ ભારમાં, ગોળીઓ ટંક પાંચ પ્રમાણે વાળી ગોળી ૧ સવારમાં

ખાઇને ભોજન કરી, પથ્યમાં રહે, તો સન્નિપાતના હરસ, મૂત્રકૃછ,વાયુના રોગ, વિષમજ્વર, પાંડુરોગ, ગોળો, કૃિયો, કાસ, સ્વાસ, ઊલટી,અતિસાર, હિંચકી,એ સઘળા રોગોને જૂદાજૂદા અનુપાનથી તત્કાળ દુર કરેછે. જેમ પાણીમાં તેલનું ટીપું નાખતાંજ ક્ષણેકમાં ફેલાઇ જાયછે તેમજ ઔષધિ પણ અનુપાનના બળથી તત્કાળ ફેલાઇ જાય છે-આ **प्राणदा गूटिका** છે. એ સર્વ સંગ્રહમાં લખ્યાછે ૧. અથવા ત્રિફળા, સુંઠ, કાળાંમરી, પીપર, તજ, તમાલપત્ર, એળચિ, વજ, સેકી હિંગ, પાઠ, સાજી, જવખાર, દારૂહળદર, ચવક, કડુ, ઇન્દ્રજવ, વરીઆળી, પંચખાર, પીપરીમૂળ, બીલાનો મગજ, અજમોદ, એ સર્વને બરાબર લઈ બારીક વાટી ગરમ પાણીમાં ટંક ૨ રોજલે, તો સન્નિપાતના હરસ, સ્વાસના રોગ, શોષ, હિંચકી ઉદરસ; ભગંદર, પસવાડાનાં શૂળ, ગોળો, ઊદરના રોગ, પ્રમેહ, પાંડુ રોગ, અંતરવૃદ્ધિ, સંગ્રહણી, વિષમજ્વર, જીર્ણજ્વર, ઉન્માદ એ સર્વ રોગને જૂદા જૂદા અનુપાનથી આ **विजय नामे चूर्ण** દૂર કરેછે ૨. એ ભાવપ્રકાશમાં લખ્યું છે. અથવા

સોધ્યો પારો તોલા ૫ ભાર, સોધ્યો ગંધક તોલા ૫ ભાર, તાંબેશ્વર તોલા ૧૩ ભાર, મારેલું પોલાદ તોલા ૧૩ ભાર, સુંઠ તોલા ૧૩ ભાર, કાળાં મરી તોલા ૯ ભાર, પીપરો તોલા ૯ ભાર, સોધ્યો વચ્છનાગ તોલા ૫ ભાર, દાત્યુણી તોલા ૫ ભાર, ચિત્રક તોલા ૯ ભાર, બીલાનો મગજ તોલા ૯ ભાર, જવ ખાર તોલા ૧૦ ભાર, ટંકણ ખાર તોલા ૯ ભાર, સિંધવખાર તોલા ૧૦ ભાર, ગાયનું મૂત્ર તોલા ૧૨૮ ભાર, થોરનું દૂધ તોલા ૧૨૯ ભાર, એ સઘળાંને એકઠાં કરી કઢાઇમાં ધીમી આંચે ચૂલા ઉપર મૂકી પકવી લેવાં પછી તેનાં ચોસલાં થઇ જાય ત્યારે માસા બે ભાર,ગરમ પાણી સાથે લે,તો અસાધ્ય પણ હરસ જાય ૩. આ **कूठार रस छे.** એ જોગ તરંગિણીમાં લખ્યોછે.

## શિવજીના મતથી બનાવેલો લોહસાર જેથિ હરસ વગેરે ઘણા રોગ જાયછે તે લખીએ છીએ.

હરસનો મહા અસાધ્ય રોગ જાણીને માણસના રોગ દૂર કરવાને વાસ્તે નારદજીએ શ્રી મહાદેવજીને પૂછ્યું કે, હે મહારાજ સોમલ વગેરેના લગાવાથી ગુદાના મસ્સા દૂર થાયછે, પરંતુ એથી માણસ મરી મથીને ઘણા કષ્ટે બચેછે,એ વાસ્તે એથી કોઇ બીજો સુગમ ઉપાય કે જેથી હરસ જાય તેવો બતાવો? ત્યારે શ્રી મહાદેવજીએ ઘણી કરૂણા કરી નારદજીને આ સાર બનાવાની ક્રિયા બતાવી. તેના કરવાથી હરસ વગેરે અનેક રોગ જાયછે તે લખીએ છીએ—

કાંતી લોઢું અથવા ગજવેલનું લોઢું લઇ તેનાં પતરાં કરાવી તેને તેલ, છાશ, ગાયનું મૂત્ર, *કાંજી,ત્રિફળા, એમાં સાત સાતવાર પ્રથમ સોધવાં; પછી તેને ઘસી રેતી(લોચન) કરી તેની બરાબર મનસીલ,સોનામખી લઇ પછી એ બંનેને રેતી કરેલાં લોહના સરવામાં ભેલીને અગ્નિઝીલ (અગ્નિ છાલ) ના રસથી (તે બંનેને) અનુમાન માપક કસણી રેતી કરેલા લોઢામાં નાંખી

---

***કાંજી બનાવવાની વિધિ**—માટીની નવીન મટકી લઇ તેમાં અંદર સરસીઊં તેલ ચોપડવું. પછી તેમાં નિર્મળ પાણી ભરીને રાઇ, જીરૂ, સિંધવ. હિંગ,સુંઠ, હળદર, એનું ચુર્ણ તથા ઓસામણ સમેતભાત, કળથીનો ઉકાળો, વાંસના પાન એ અનુમાન માફક નાખવાં; ઘીથી તળેલાં વડાં થોડાંસાં નાખી દિન ૩ એને રાખી મૂકે તો એ પાણી ખાટું અને સ્વાદિષ્ટ થાય છે. તેને કાંજી કહે છે.

(તે બંનેને સરવામાં ઘાલી) સરવાને બંધ કરી લુહારી કોયલામાં મૂકી ધમણથી ખુબ ધમે તે જ્યારે એ બંને બળી જાય અને વાસ આવવી બંધ થઇ જાય ત્યારે તેને કાઢી લેવું; એવી રીતે એને દશેક વાર બાળી દેવું. પછી ત્રિફળાના રસથી પારાને તથા રેતી કરેલા લોહના આઠમાં ભાગને ચરાવે એ વિધિથી વારવાર, ફરી ભસ્મ કરવું. પછી એ સઘળાંને ખલમાં બારીક વાટવાં. જ્યારે એ લોહસાર પાણીમાં તરનારો થઇ જાય ત્યારે લોહના સરવામાં એ સારને વિષ ખાપરાના રસના પુટ ૧૦ એજ વિધિથી આપવા, પછી ત્રિફળાનો પૂટ ૧ દે, પછી આદાના રસના પુટ ૧૦ દે, સૂરણના રસના ૧૦ પુટ દેવા. પછી ખાખરાના રસના પૂટ ૧૦,પછી થોરના દુધના પૂટ ૧૦,પછી સાટીના રસના પુટ ૧૦,પછી સતાવળીના પુટ ૧૦, પછી ગળોના રસના પુટ ૨૦, પછી જાંબુડાની છાલના પુટ ૭, પછી ઉમરડાની છાલના પૂટ ૭,કુવરનાં પાઠાના પુટ ૭,પછી તીંદુ (હિ૦ તેંદુ)ના પુટ ૭,પછી આમળાંના રસના પૂટ ૨૦,લિંબુના રસના પુટ ૨૦,પછી ખાખરાની છાલના રસના પૂટ ૧૦ દેવા પછી સારનો બારમો ભાગ હિંગળો નાખીને તેને કુંવરના પાઠાના રસમાં મેળવી તેના પુટ ૧૦ દેવા. પછી તેને ઘીના પુટ ૧૦ દે. પછી મધનાં પૂટ ૧૦ દે. અને હરેક પુટમાં ખલ કરતાં જવું, એવી રીતે એ સારને સિદ્ધ કરવો. પછી એ સારને રતી ૧ પ્રમાણે મધ અને પીપરની સાથે લે,અને શિવજીનું પુજન કરે અને ॐ अमृत भक्षयामि स्वाहा આ મંત્રથી ખાય. અને એની પરમ માત્રા ચઢતી બળ માફક લે, તો રતી ૩ પ્રભાત કાળેજ લે, અને એનાં ઉપર ખેરેંટીનો ઉકાળો પીવો. એવી રીતે મહિના ત્રણ સુધી એનું સેવન કરે, તો હરસ માત્ર તથા બુઢાપણું જઇને એ પુરૂષ તરૂણ થઇ જાય. અને એના સેવનથી મંદાગ્નિ, સ્વાસ, કાસ, પાંડુરોગ.વાત રક્ત,મૂત્રકૃચ્છ, અંતરગળને આદિ લઇ અસાધ્ય પણ રોગ જાય. અને બળ વર્ણ ઘણાં વધે; શરીરમાં પુષ્ટતા થાય, આયુર્બળ વધે; સર્વ રોગ માત્ર જાય, અને આ સારનુ સેવન કરનારા કોહોળુ, તેલ. અડદ. રાઇ. દારૂ, ખટાસ, એટલી વસ્તુઓ ના ખાય. આ વિધિ વડા આત્રેય અને ભાવપ્રકાશમાં લખીછે ૪.

અથવા મોટી હરડેની છાલ ટંક રા. પુરાણો ગોળ ટંક ૫. એ બંને ને મેળવી પાણી સાથે રોજ લે. ઊપરથી ગાયની છાશનું સેવન કરે, તો આ હરસ જાય ૫. અથવા અંધાહેલી (હિંદિ) (રાજ૦આંધાહેલી) નીલા ફૂલની જડ, ચીકણા, દારૂહળદર, પૃષ્ટપર્ણી, ગોખરૂ, ઇન્દ્રજવ, સાલરીનાં ફૂલ,વડની કૂંપરો, ઉમરડાની કૂંપરો, અને પીપળાના કોમળપાન, એ સર્વે ઓસડોને તોલા ચાર ચાર ભાર લઈ ખાંડી ટંક રાનો ઉકાળો કરી ગાળી લેવો; પછી તેમાં જીવંતીનું મૂળ,કડુ,પીપરીમૂળ, કાળાં મરી.સુંઠ,કમલકાકડીની મીંજ,મજીઠ,રીંગણી, બીલાનો મગજ, મોચરસ. દેવદારૂ, સતાવળી, ચંદન રસોત,કાયફળ, ચિત્રક, મોથો. ગહુલો, ચીકણા, સાલપર્ણી, પાઢ. એ સઘળી ઔષધિ તોલા તોલા ભાર લઈ બારીક વાટી શેર ૪ આ ઔષધિના ઉકાળાનો રસ લઇ તેમાં ગાયનું ઘી. શેર ૧ નાંખી. બંનેને કઢાઇમાં નાખી ઓટાવે, તે જ્યારે ઉકાળો બળી જાય ને ઘી રહી જાય, ત્યારે ઉતારી ગાળીને તોલા ૮ ભાર રોજ ખાય, તો હરસ જાય ૬. અથવા સોધ્યો પારો, સોધ્યો ગંધક, એ બંને બરાબર લઇ કાજળી કરવી; પછી એ કાજળીને ઘી ચોપડવું. પછી. એ બંનેથી બમણો રક્ત બોળ કાજળીમાં નાંખી. ફરી રગડીને તેની ટીકીટો કરવી, પછી એ ટીકીટોને લોઢાના વર

સણમાં આંચ દઈને પાતળી કરી કેળના પાન ઉપર ઢાળીને તેની પોપડી કરવી, એટલે એ નું નામ **पर्पटी रस** થયું. એ રસનું સેવન રોજ ૩ રતી પ્રમાણે દિન ૧૫ કરે, તો સ ન્નિપાતના હરસ જાય ૭. એ વૈદ્યવિનોદમાં લખ્યાછે.

અને ગુદાના મસ્સા સિવાય બીજા શરીરમાં કોઇ ઠેકાણા ઉપર મસ્સા થાય, જેને ચર્મખીલ કહેછે, તેને અગ્નિથી તથા ખારથી દુર કરવા.

**મસ્સાના બીજા ઉપાય**–ખાવાનો (કળી) ચુનો, સાજી, ટંકણખાર, મોરથુથુ, એ સર્વને બ રાબર લઇ લીંબુના રસમા દિન ૩ સુધી પલાળી રાખે, પછી મસ્સાએ લગાવે, તો મસ્સા અવ- શ્ય દૂર થાય ૮. અથવા શીશાની ગોળીને ગાયના ઘીમાં ઘશી હરસના મસ્સાએ દિન ૧૦ લ- ગાવે, તો હરસ ડબાઇ જાય ૯. અથવા વિષ્ણુક્રાતાજડી ટંક ૨॥, કાળાં મરી ટંક ૨૦, ભાંગ મા સો ૦॥, રોજ ઘુંટીને પીએ, તો હરસ ડબઈ રહે*૧૦.

**હરસના અસાધ્ય લક્ષણ**-જેના હરસમાં સોજો, અતિસાર, ઉલટી, અંગમાં પીડા, તરસ, તાવ, અરૂચિ, અગ્નિમંદ, ગુદાનું પાકવું,હૈયામાં શુળ, એ લક્ષણ જે હરસવાળાને થાય તે નિ- શ્ચય મરી જાય.

અને હરસવાળા મળ મુત્રનું રોકવું, સ્ત્રીથી અધિક સંભોગ, ઘોડાપર સવારી, અદુકડુ બેસ વુ, કેરાં, કારેલાં, બાજરો વગેરે ગરમ વસ્તુઓનું ખાવું, એટલી વસ્તુઓ કરવી નહી. ઇતિ હર સ રોગની ઉત્પતિ લક્ષણ, ઉપાય સંપૂર્ણમ.

ઇતિશ્રી મન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંન્દ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે અતિસાર, સંગ્રહણી, હરસની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, નિરૂપણ નામ ત્રયયસ્તરંગઃ સમાત્પ.

## તરંગ ત્રીજું સમાપ્ત.

---

# તરંગ ૪ થું

---

## અજીર્ણ.

**અજીર્ણ રોગની ઊત્પતિ**–પ્રથમ મનુષ્યને જઠરાગ્નિ ૪ પ્રકારની છે, મંદાગ્નિ ૧, તીક્ષણા ગ્નિ ૨, વિષ્માગ્નિ ૩. સમાગ્નિ ૪. જે પુરૂષની કફની પ્રકૃત્તિ હોય તેને મંદાગ્નિ ૧. અને જે ની પિત્તની પ્રકૃતિ હોય તેને તિક્ષણાગ્નિ ૨, અને જે પુરૂષને વાયુની પ્રકૃતિ હોય તેને વિષ્મા ગ્નિ હોય ૩. અને જેને વાયુ. પિત્ત. કફ, એ ત્રણેની ભેગી પ્રકૃતિ હોય તેને સમાગ્નિ હોય ૪.

**મંદાગ્નિનાં લક્ષણ.**–મંદાગ્નિવાળાને થોડું હિતકારી પણ ખાવા છતાં ભોજન સારી પેઠે પચતું નથી. અને તેનું માથું તથા પેટ ભારે રહ્યા કરે; અને અંગમાં કળતર રહ્યા કરે ૧.

---

*હરસના મસ્સા કાઢવાને ઘણા ધુતારા ઠગ લોક ફરછે અને તે હાથ ચાલાકીથી મસ્સા જડ સમેત કાઢી દેખાડેછે તે ભુલછે. મસ્સાને ખારની ઔષધિ લગાવીને તે જીવડાને આકારે નસ્તર થી કાઢેછે. પણ કોઈ જાનવરનું આંતરડુ હસ્તક્રિયાથી દેખાડીને ઠગેછે. માટે આ વાંચીને અક્ કલવાળા માણસો ઠગાસે નહીં એવી આશાછે.

**તીક્ષ્ણાગ્નિનાં લક્ષણ.**–અત્યંત પણ ભોજન કર્યા છતાં સારી પેઠે પચી જાય. એ અગ્નિ સારો જાણવો ૨.

**વિષ્માગ્નિનાં લક્ષણ**–કદી સારી પેઠે, અને કદી ભોજન સારી પેઠે પચે નહીં–અને આફ્રો ચઢી આવે, પેટમાં શૂળ ચાલે, પેટ ભારે રહે અતિસાર થઇ આવે, અને પેટ બોલ્યા કરે; એ લક્ષણ થાય તો વિષ્માગ્નિ જાણીએ ૩.

**સમાગ્નિનાં લક્ષણ.**–જેને સમાગ્નિ થાય છે, તેને પ્રમાણનું ભોજન, તથા અજીર્ણમાં પણ ઘણું ખાધેલું ભારે અન્ન પચે. એ સમાગ્નિ ત્રણે અગ્નિથી શ્રેષ્ટ છે. એ અગ્નિથી કોઇ પ્રકારનો વિકાર થતો નથી, અને લાગી ભૂખને કાંઇ કારણથી રોકે તો પણ તત્કાળ રોગ પેદા કરે નહીં અને તીક્ષ્ણાઅગ્નિ ભૂખને રોકતાંજ તત્કાળ પિત્તના રોગને ઉત્પન્ન કરેછે, વાસ્તે સમાગ્નિ શ્રેષ્ટ છે ૪. અને મંદાગ્નિથી કફના રોગ, તથા તિક્ષ્ણાગ્નિથી પિત્તના રોગ, તથા વિષ્માગ્નિથી વાયુના રોગ, અને સમાગ્નિથી કોઈ પણ રોગ થાય નહીં.

**ભસ્મક રોગની ઊત્પતિ**–તીખી વસ્તુઓને આદિ લઇ લૂખાં અન્ન જે ખાય, તેને કફ ઘટે અને વાયુ પિત્ત વધે છે ત્યારે પિત્ત પવનથી પ્રેરિત થઇને ભષ્મક અગ્નિને રોગ રૂપ ઊત્પન્ન કરે છે તે સમય જે ખાય તે એક ક્ષણ માત્રમાં ભસ્મ થઈ જાય છે. તેને ભસ્મક રોગ કહે છે. એ તૃષા, દાહ, મૂર્છાને પ્રગટ કરી, કરેલા ભોજનને, તથા સર્વે ધાતુઓને ખાઇને માણસને મારી નાંખે છે ૫.

**અજીર્ણ રોગની ઊત્પતિ**–ઘણું પાણી પીએ *વિષમાસનથી ભોજન કરે, મળમૂત્રના વેગને રોકે, દિવસે સુવે, અને રાતમાં જાગે. એવા પુરૂષને પથ્યનું પણ ભોજન સારી પેઠે પચે નહીં. અથવા (આટલી વસ્તુથી માણસને સારી પેઠે અન્ન પચે નહીં,) જેને આઠે પોહોર ઇર્ષા, ભય, ક્રોધ, લોભ, અથવા કોઇ રોગ, દિનતા, એ રહ્યા કરે તથા સારૂ મનસાફક ભોજન મળે નહીં, તે પુરૂષને ભોજન સારી પેઠે પચે નહીં.

**અજીર્ણનાં સામાન્ય લક્ષણ**–મનમાં નબળાઇ, શરીર ભારે, પેટમાં આફ્રો, પ્રમેહ, ભ્રમ રહે, ગુદાનો પવન સારી પેઠે શરે નહીં, બંધકોષ થઇ આવે, અથવા વારંવાર પાતળા ઝાડાની પ્રવૃતિ થાય; એ જેમાં લક્ષણ હોય તેને અજીર્ણ જાણીએ.

**અજીર્ણના ભેદ**—અજીર્ણ છ પ્રકારના છે. એકતો આ જે ગળ્યું કાચુંજ ભોજન ગુદા દ્વારા જાય, અને કફ પ્રકૃતિએ કરી મંદાગ્નિ હોય તેને આમ કહે છે ૧. બીજો કાંઇક બળ્યો ખટાશવાળો ઝાડો ગુદા દ્વારા જાય, અને પિત્તની પ્રકૃતિએ કરી તિક્ષ્ણાગ્નિ હોય, તેને વિદગ્ધ કહેછે ૨. ત્રિજો એ જે ખાધેલું અન્ન કુખમાંજ રહે પચે નહીં; પેટમાં આફ્રો, તથા શૂળ કરે; અને કાચુંજ અન્ન ગુદા દ્વારા જાય, અને વાયુની પ્રકૃતિએ કરી વિષ્માગ્નિ હોય તેને વિષ્ટબ્ધ કહેછે ૩, ચોથો એ જે ભોજન કરેલું સારી પેઠે પચે નહીં ઝાડો પાતળો જાય તેને રસ શેષ કહે છે ૪. પાંચમો એ જે ભોજન ૧ રાત દિવસમાં પચે, બીજે દહાડે ભૂખ લાગે એ સારો નિર્દોષ છે, એને દિન પાક કેહેછે ૫. છઠો જે સ્વતઃ સિદ્ધ સદાએ રહે, તેને પ્રતિવાસર કહેછે એ અજીર્ણ ડાબા પસવાડાના સુવાથી, તથા ગરમ પાણી પીવાથી, અને શ્રમ કરવાથી, અને હરડેના ખાવાથી જાય છે ૬.

---

* વખત થયા વિના થોડું અથવા વધારે ખાવું તે વિષમાસન કહેવાય.

**આમાજીર્ણનાં લક્ષણ**–શરીર ભારે રહે, ઊલટીની ઇચ્છા રહે, જેવું ભોજન કર્યું હોય તેવા ઓડકાર આવે, ઝાડો કાચોજ જાય ૧.

**દગ્ધાજીર્ણનાં લક્ષણ**–ભ્રમ, તરસ, ગરમીના નાના પ્રકારના રોગ થાય, અને ધૂમાડા સહિત ખાટા ઓડકાર આવે-દાહ અને પરસેવો થાય ૨.

**વિષ્ટબ્ધ અજીર્ણનાં લક્ષણ**–પેટમાં શૂળ, આફરો, અને વાયુની નાના પ્રકારની પીડા થાય; તથા ઝાડો, અને અધો વાયુ રોકાઇ જાય, શરીર સજ્જડ થઇ જાય ૩.

**રસ શેષ અજીર્ણનાં લક્ષણ**–અન્નમાં અરૂચિ, હૃદય દુઃખે, શરીર ભારે રહે ૪.

**અજીર્ણના ઊપદ્રવ**–મૂર્છા, પ્રલાપ, ઉલટી, અંગમાં પીડા, ભ્રમ, એ ઉપદ્રવ થાય, તો તે મરી જાય ૬.

મૂર્ખ માણસ અજીર્ણમાં પશુની માફક ભોજન કરે તો, તેનો સ્વલ્પ આમ, દોષોથી બંધ થઇને જ્યારે અગ્નિના માર્ગને રોકતો નથી ત્યારે અજીર્ણમાં પણ ભૂખ લાગે છે. એ કાચી ભૂખમાં જે પુરૂષ ખાય તે અનેક રોગ યુક્ત થઇને મરી જાય ૬.

***વિશુચિકાનાં લક્ષણ**–જે પુરૂષને મંદાગ્નિમાં પ્રથમ આમાજીર્ણ થાય, અને પછી તેમાં મૂર્ખાઇથી પશુની માફક ઘણી ગરિષ્ટ વસ્તુઓ ખાય, તો તેને વિશચિકા, મૂર્છા અતિસાર, ઉલટી, તરસ, પેટમાં અથવા બીજે ઠેકાણે પણ શૂળ, ભ્રમ, પીડા, પીંડીઓમાં કળતર, બગાસાં, દાહ, અને શરીરનો વર્ણ બદલાઇ જાય; કંપારો, હૃદય, અને માથામાં પીડા, સઘળા શરીરમાં, સોયો ભોંકાય, એ લક્ષણ હોય તેને વિસુચિકા કહીયે લૌકીકમાં એને મોડચિ કહેછે.

એના ઉપદ્રથી, ઊંઘ આવે નહીં, સર્વત્ર અપ્રીતિ, શરીર કંપે મુત્ર રોકઇ જાય, સંજ્ઞા જાતી રહે, આ ઉપદ્રવ જેમાં થાય તે મરી જાય.

---

*વિશૂચિકા રોગ છે તે સંસ્કૃતમાં નામ છે અને હિંદીમાં ઘણા લોકો આ રોગને વાસી, મરી, તથા મરકી, તથા મોર્ડચ, તથા માહામારી, તથા જરીમરી, તથા હૈજોક રોગ પણ કહેછે, અને દાકટર લોકો કોલેરા, મારબસ કહેછે. આ રોગની ઉત્પતિ અજીર્ણથી, તથા ગંદી બદબોથી, પેટમાં મળ બગડવાથી થાય છે. એ વાસ્તે ચોખું ભોજન, ધોએલાં કપડાં, સફાઇદાર જગા નિર્મળ, હવા તથા પાણી, સારી ખસબોઈ એવી જગાએ, આ રોગ થાય નહીં ને થાય તો થોડો થાય છે.

વિશૂચિકા, કોગળીઊં, પઠકી, એ મુડસીથીજ થાય છે કેમકે મોડસીના અને કોગળીઆનાં લક્ષણો તથા નિદાન ઘણું કરી એકજ જાતના હોય છેઅને જે ઓસડો મોડસી ઉપર કહેલાં છે તેમાંથી કેટલાંએક ઓસડો કોગળીઆ ઊપર આપેલાં અને તેથી તે માણસો તે રોગમાંથી બચેલાં છે. પણ પ્રાણ વાયુ તથા અપાન વાયુ એઓની સાંકળ છુટયાના પેહેલાં ઉપાય કરવો જોઇએ. એ રોગ ઘણું કરી ધાસ્તીથી ઘણો વધે છે, તથા મુશ્કેલથી રોગી બચેછે. બદબોથી જે હવા તથા પાણી ખરાબ થાયછે તેથી તાવ વગેરે ઘણા રોગ ઊત્પન્ન થાયછે, એવું ઘણા લોકનું મતજ છેજ. તો પણ જ્વર અને કોગળીઆ રોગના ખરાબ થએલાં હવા પાણી એતો મુખ્ય કારણો છે. કોગળીઆનો રોગ જેટલો શેહેરમાં વ્યાપક થાય છે તેટલો ગામડામાં થતો નથી, તથા જ્યાં મેળા, જાત્રા ભરાય છે ત્યાં માણસોના અતિ જમાવથી મળ, મૂત્ર, પસીનો, (બફારો) એ વધારે ગંદકીની સાથે ફેલાય છે, તે દુર્ગંધી યુકત હવા તથા પાણી, એ થકી કોગળીઆનો રોગ ફેલાય છે. એક વિદ્વાને એવો સુમાર કાઢેલો છે કે કાળા મોંઢાના એટલે ઝેરી મોંના કીરમ તે દુર્ગંધીથી તથા ખરાબ થએલા હવાના બફારાથી પેટમાં થઈ જલદીથી વધે છે. એ રોગ એકનો બીજાને વળગે છે. બીજું એવું કે એ રોગ થયાં છતાં બચવાની આશા નથીજ તેથીજ એકની અવસ્થા જોઇ ધાસ્તીથી બીજાને થાય છે.

**આલસનાં લક્ષણ**–પુરૂષને વિષ્ટબ્ધ વાયુના અજીર્ણથી પેટમાં આફરો થાય,આંતરડાં, બોલે, પવન ફરતો રોકઇને કૂખમાં ફરે, ઝાડો, મુત્ર, અને ગુદાનો પવન, પણ રોકઇ જાય, તરસ ઘણી લાગે, ઓડકાર ઘણા આવે; જે પૂરૂષમાં આ લક્ષણ થાય તેને આલસ જાણિયે ૨.

**વીલંબિકાનાં લક્ષણ**–જે ભોજન કરયું હોય તે પચે નહીં, ઉપર નીચે જાય નહીં.(તેને વિલંબિકા)કહે છે (આ ત્રણે એમાં લક્ષણ થાયતો તે મરી જાય) દાંત, હોઠ,નખ, એ કાળા હોય; સંજ્ઞા જાતી રહે, ઓકારી થાય, આંખો ઉંડી ધુસી જાય, સ્વર મોઘરો થઇ જાય, શરીરની સંજ્ઞા શિથળ થઇ જાય. આ જેમાં લક્ષણ થાય તે મરી જાય.

**અજીર્ણ જાતું રહ્યું હોય** તેનાં લક્ષણ–ઓડકાર સુદ્ધ આવે, શરીરમાં ઉત્સાહ થાય, મળ, મૂત્ર, અને પવનની સારી પેઠે પ્રવૃતિ થાય,શરીર હલકુ થાય. ભુખ,તરસ સારી પેઠે લાગે ત્યારે જાણવું કે અજીર્ણ દુર થયું છે.

## મંદાગ્નિને આદિ લઇ અજીર્ણ, વિશુચિકાના ઉપાય.

હરડેની છાલ, સુંઠ,એ બંનેને ટંક રાા લઇ બારીક વાટી,ટંક ૧૦ ગોળની સાથે પાણીથી પ્રતિદિન લે, તો આમાજીર્ણ દુર થઇજાય અને ભૂખ વધે ૧. અથવા હરડેદળ, સિંધવ, એનું સેવન રોજ પ્રતિદિન કરે, તો અજીર્ણ જાય, અને ભુખ વધે ૨. અથવા ચિત્રક, અજમોદ,સિંધવ, સુંઠ, કાળાંમરી, એ સર્વને બરાબર લઇ બારીક વાટી, ટંક રાા ગાયની છાશની સાથે, દિન ૧૫ લે, તો ભૂખ વધે, મંદાગ્નિ, પાંડુ રોગ, અને હરસ જાય ૩. અથવા આમાજીર્ણ હોય તો વજ, અને પંચલવણની ઉલટીથી જાય.વિદગ્ધાજીર્ણ હોય તો લાંધણથી જાય.વિષ્ટબ્ધા જીર્ણ હોયતો શેક કરવાથી જાય ૪. અથવા

**હિંગાષ્ટક ચુર્ણ**–સુંઠ,કાળાંમરી,પીપર,અજમોદ,સિંધવખાર,બંનેજીરૂ, સેકીહિંગ,એ સર્વને બરાબર લઇ ચુર્ણ કરી ટંક ૧ા તથા અઢી ખીચડીમાં ઘીથી મેળવી પેહેલા કોળીઆની સાથે પ્રતિદિન ખાય, તો અજીર્ણ કદી પણ થાય નહીં અને ભૂખ વધે,ગોળો, ફિયો દૂર થાય. આ हिंगाष्ठक चूर्णछे. ૫. અથવા

**અગ્નિમુખ ચુર્ણ**–જવખાર, સાજી. ચિત્રક, પાંચેખાર. એલચી, તમાલપત્ર, ભારંગ, શેકી હિંગ, પુષ્કરમુળ, કચુરો, નસોતર, મોથો. ઇન્દ્રજવ, ડાંસરા, અમલવેદ, જીરૂ. આમળાં, હરડેની છાલ, અજમો, પીપર, તલનો ખાર, સરગવાનો ખાર, ખાખરાનો ખાર, લોહભસ્મ એ સર્વે ઓસડો બરાબર લઇ બારીક વાટી લુગડે ચાળીને બીજોરાના રસના પુટ આઠ દઇને સિદ્ધ કરીએ ચુર્ણને ટંક રાા પાણી સાથે પ્રતિદિન લે, તો બહુ ભુખ લાગે અને અજીર્ણ, ગોળો,ઉદર વ્યાધિ, અંત્રવૃધ્ધિ,વાતરક્ત, એ સઘળા રોગોને આ अग्नि मुख चूर्ण દૂર કરેછે ૬. અથવા

**વૈશ્વાનર ચુર્ણ**–થોર, આકડો, ચિત્રક, એરંડાનો ખાર, સાટી, તલ, અંઘેડી, કેળ, ખાખરો ડાંસરા, એ સર્વના જુદાજુદા ખાર કાઢી; અને અજમો, અજમોદ, જીરૂ, સુંઠ, કાળાંમરી, પીપર, શેકેલીહિંગ. એ સર્વને બરાબર લઇ બારીક વાટી આદાના રસના પુટ ૫ દેઈ આ वैश्वानर चूर्ण તૈયાર કરવું. પછી એને ટંક ૧,શીતળ પાણી સાથે પ્રભાત સમયલે, તો અજીર્ણ કદી રહે નહીં અને ભૂખ ઘણી વધે. અને જુદાજુદા અનુપાનથી અનેક રોગને દુર કરેછે ૭ અથવા

**લવણભાષ્કર ચુર્ણ**–સામ્હરૂલુણ તોલા ૮ ભાર, સંચળતોલા ૪ ભાર,વાવડીંગ ટંક ૫, સિં

ધવ ટંક ૫,ધાણા ટંક ૫,પીપેર ટંક ૫,પીપરીમૂળ ટંક ૫,તમાલપત્ર ટંક ૫,કાળીજીરી ટંક ૫, નાગકેશર ટંક ૫,ચવક ટંક ૫,અમલવેદ ટંક ૫,કાળાંમરી ટંક ૨॥, જીરૂં ટંક ૨,સુંઠ ટંક ૨ દા ડમના દાણા ટંક ૧૦, તજ ટંક ૧,ઈલાયચી ટંક ૧, એ સઘળાનું બારીક ચૂર્ણ કરી માસા ચા ૨ ગાયની છાસમાં અથવા કાંજીમાં લે. તો ગોળો,ફિયો, ઉદર રોગ,હરસ,સંગ્રહણી, બંધકોશ શૂળ, સોજો, શ્વાસ, કાસ, આમના વિકાર, પાંડુરોગ, મંદાગ્નિ, સર્વ પ્રકારના અજીર્ણ માત્ર એ સર્વને આ लवणभाष्कर चूर्ण દુર કરેછે ૮.

**વડવાનળ ચૂર્ણ**–સિંધવખાર ટંક ૧, પીપરીમૂળ ટંક ૨; ચવક ટંક ૩, ચિત્રક ટંક ૪, સુ ઠ ટંક ૫, હરડેદળ ટંક ૬, એની બરાબર સાકર લઈ, પછી એ તોલથી ચર્ણ કરી ટંક ૨॥ પ્ર તિ દિન લે, તો અજીર્ણ દુર થઇ ભૂખ બહુ લાગે ૯. આ वडवानळ चूर्णछे.

**ક્રવ્યાદિ રસ**–સોધ્યો ગંધક તોલા ૯ ભાર, પારો તોલા ૫ ભાર,લોહસાર ટંક ૫,તામ્રભ સ્મ ટંક ૫, પ્રથમ પારા ગંધકની કાજળી કરવી, પછી એ બંનેને એ કાજળીમાં મેળવવાં તદનન્તર આ ચારેને લોઢાના વાસણમાં અગ્નિપર ચઢાવીને પીંગળાવવાં. પછી એવી રીતે પીગળાવ્યા પછી, ચતુરાઇથી એરંડાના પાંદડાં પર ઢાળવાં, પછી એને બારીક વાટીને ખલમાં નાખી તોલા ૪૦૦ ભાર જંભિરી લીંબુનો રસ અંદર શોષાવવો, પછી તેમાં બીજોરાનો રસ તોલા ૪૦૦ ભાર શોષાવવો પછી એમાં પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, એનો ઉકાળો કરી એ ઉકાળાના પુટ ૫૦ દઇને સુકવી લેવું, પછી એને ચુકાના રસના પુટ ૫૦ દેવા, પછી એને અમલવેદના રસના પુટ ૫૦ દેવા, પછી જ્યારે એ સર્વ સુકઇ જાય, ત્યારે એ સર્વની બરા બર શેકેલો ટંકણખાર નાખવો, અને ટંકણખારથી અર્ધો સંચળ મેળવવો, અને એ સર્વની બરાબર કાળાંમરી નાંખવાં, પછી એને ચણાના ખારના પુટ સાત દેવા, પછી એને તૈયાર કરી આ કવ્યાદિ રસને અત્યંત જાપતાથી સારા સુંદર વાસણમાં મુકી રાખવો, પછી એ રસમાંથી માસા ૨ લે અને ઉપર સિંધવ મેળવી ગાયની છાસ પીએ, તો અજીર્ણ માત્ર તત્કાળ દૂર થાય. અને અતિ ગરીષ્ટ ભોજન કર્યૂં હોય, તો પણ તત્કાળ પચી જાય. અને શૂળ, ગોળો, આફરો, ફીયો, ઉદર રોગ આદિકોને પણ એ રસ દૂર કરેછે ૧૦ ઇતિ क्रव्यादि रस. અથવા

**જવાળાનળ રસ**–જવખાર. સાજી, ટંકણખાર, પારો, સોધ્યો ગંધક, પીપરો, પીપરીમૂળ, ચવક, ચિતક, સુંઠ, એ સર્વને બરાબર લઇ. એ બધાંની બરાબર શેકી ભાંગ, અને ભાંગનો અ ર્ધો ભાગ સરગવાનુ મૂળ લેવું, પછી પ્રથમ પારા ગંધકની કાજળી કરવી. પછી એ કાજળીમાં બાકીના સર્વ ઓસડો મેળવી બારીક વાટી, તેને ભાંગના રસમાં દિન એક ખલ કરવો, પછી સરગવાના મૂળના રસમાં દિન ૧ ખલ કરવો. પછી ચિતકના રસમાં દિને ૧ ખલ કરી તડકા માં સુકવવો પછી એને સરવા (સકોરા )માં મેલી ઉપર કપડ મટી દઇ ફુંકી દે, પછી એને કાઢી દિન ૭ આદાના રસમાં ખલ કરીએ ज्वाळा नल रस તૈયાર કરવો; પછી એ રસને રતિ એ ક તથા ૨ મધ સાથે લે, અને ઉપરથી ગોળનો ક્વાથ લે, તો તત્કાળ સર્વ અજીર્ણ માત્ર, અને અ તિસાર, સંગ્રહણી, કફના રોગ, ઉલટી, અરૂચિ, એ સર્વ રોગોને આ રસ દૂર કરેછે, અને ભૂ ખ ઘણી વધારે છે ૧૧. આ ज्वाळानल रस. છે. એ સર્વ ભાવ પ્રકાશમાં લખ્યા છે. અથવા

સોધ્યો ગંધક, કાળાં મરી, સૂકો,સંચળ ખાર, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ટંક ૧ પાણીની સાથે લે; તો બંધ કોષ દૂર થાય ૧૨- અથવા

રામબાણ રસ-પારો ટંક ૫,સોધ્યો ગંધક ટંક ૫,સોધ્યો વચ્છનાગ ટંક ૫,કાળાં મરી ટંક ૧૦, જાયફળ ટંક ૨, પ્રથમ પારા ગંધકની કાજળી કરી તે કાજળીમાં પેલાં બાકીનાં સર્વે ઓસડો મેળવીને ડાંસરાંના રસમાં દિન ૫ ખલ કરવો,પછી એ રસને રતી ૧ પ્રમાણે રોજ ખાય, તો ભૂખ ઘણી વધે અને અજીર્ણ તત્કાળ મટે. આ रामबाण रस છે ૧૩. અથવા

અગ્નિ તુંડાવતી ગોળી-સોધ્યો પારો, સોધ્યો ગંધક, અજમોદ, ત્રિફળા, સાજી, જવખાર, ચિત્રક, સિંધવખાર, જીરૂં, સંચળ, વાવડીંગ, સાંભરો લુણ, સુંઠ, કાળાં મરી, પીપેર, એ સર્વેને બરાબર લેવાં, અને એ સઘળાંની બરાબર બકામલીમડાનાં ફળ લઇ, પ્રથમ પારા ગંધકની કાજળી કરવી, પછી કાજળીમાં એ મેળવવાં, પછી જંબીરીના રસમાં દિન ૭ ખલ કરીને રતી ૧ પ્રમાણે ગોળી બનાવીને તે ગોળી ૧ પ્રતિ દિન ખાય,તો ભૂખ ઘણી લાગે, એના ઉપર હરડેની છાલ, સુંઠ, ગોળ, એનો ઉકાળો લે, તો સર્વે રોગ માત્રને દૂર કરેછે. આ अग्नि तुंडावती गोळी છે ૧૪. અથવા

ક્ષુદ્ર બોધ રસ-સુંઠ ૧ ભાગ, કાળાં મરી ૨ ભાગ, પીપેરો ૩ ભાગ, સિંધવખાર ૪ ભાગ, સોધ્યો ગંધક ૫ ભાગ, એ સર્વેને બારીક વાટી લીંબુના રસમાં દિન ૧૦ ખલ કરવો, પછી તેની રતી ૧ પ્રમાણમાં ગોળીઓ વાળી ગોળી ૧ રોજ ખાય, તો ભૂખ ઘણી વધે. આ क्षूद्र बोध रस છે ૧૫. અથવા

વિડલુણ, સંચળ, અજમો, બંને જીરૂ, હરડેની છાલ, સુંઠ, કાળાં મરી, પીપેરો, ચિત્રક, અમલવેદ, અજમોદ, ધાણા, ડાંસરા, એ સર્વેને બરાબર લઇ,બારીક વાટી ચુર્ણ કરી ટંક ૨ રોજ ખાય, તો પથ્થર પણ પચી જાય, તો ભોજનનું શું કહેવું ૧૬. અથવા સોધ્યો ગંધક, કાળાં મરી, પીપેરો, સુંઠ, સિંધવખાર, જવખાર, લવંગ, એ સર્વેને બરાબર લઇ બારીક વાટી લીંબુના રસમાં દિન ૧૦ ખલ કરવો, પછી તેની રતી ૧ પ્રમાણની ગોળીઓ કરી ગોળી ૧ પ્રતી દિન ખાય, તો ભૂખ ઘણી વધે ૧૭. અથવા હરડાની છાલ ૬ ભાગ, પીપેરો ૪ ભાગ ચિત્રક ૨ ભાગ, સિંધવખાર ૨ ભાગ. એ સર્વેનું બારીક ચુર્ણ કરી ટંક ૨॥ પાણી સાથે રોજ લે, તો અજીર્ણ જાય અને ભુખ લાગે ૧૮.

અજીર્ણ કંટક રસ-સેકેલો ટંકણ ખાર ટંક ૨॥,પીપેરો ટંક ૨॥, સોધ્યો વચ્છનાગ ટંક ૨॥, હિંગળો ટંક ૨॥, કાળાં મરી ટંક ૨॥, એ સઘળાં ઓસડોને બારીક વાટી લીંબુના રસમાં દિન ૧૦ ખલ કરવો, પછી એની મટર પ્રમાણે ગોળી ૧ તથા ૨ પાણી સાથે ખાય, તો તત્કાળ અજીર્ણ અને વિશુચિકા દૂર થાય. આ अजीर्ण कंटक रस છે ૧૯. અથવા

ક્રવ્યાદિ રસ-*સોધ્યો વચ્છનાગ ટંક ૨॥, સેકેલો ટંકણ ખાર ટંક ૨॥, કાળાં મરી ટંક ૨॥, સિંધવખાર ટંક ૨॥, એ સઘળાંને બારીક વાટી,પછી એમાં આદાનો રસ શેર ૦॥ સુકવવો (શોષાવવો), તથા દહીંને બાંધી એનું પાણી શેર એક એમાં સોસાવી દેવું.તથા લીંબુનો રસ ૫

---

* આ ક્રવ્યાદિ રસમાં સોધ્યો વચ્છનાગ પારાના વજન પ્રમાણે મેળવે તો બહુ ગુણ કરે છે. તે સોધવાની વિધિ લખીએ છીએ-પ્રથમ તેલીઆ જાતનો વચ્છનાગ તોલા ૭ લેવો પછી તેના નાના નાના કકડા કરી બારીક કપડામાં પોટલી બાંધીને ડોળાયંત્રમાં ધરવી, તેમાં ગાયનું દૂધ નાંખી પકવવી, પછી કાઢી લેવી એટલે શુદ્ધ થાય છે, પછી એને છાંયડે સુકવી લેવા.

ડોલ (સુલો)

શુ શેર એક એમાં સુકવી દેવો. પછી એની ગોળી રતી ૨ ને પ્રમાણે બાંધી ગોળી ૧ પ્રતિ દિન પાણી સાથે લે, તો અજીર્ણ તત્કાળ દૂર થાય, અને એનું સેવન કરે, તો આફરાનો રોગ, ઉદર રોગ, ગોળાપિયો, શુળ એ સઘળા રોગ દૂર થાય અને ભુખ વધે. આ क्रव्यादि रस छे ૨૦. અથવા

ક્રવ્યાદિ ચૂર્ણ–દાલચિની ટંક ૧૦, ઇલાયચી ટંક ૧૦, લવંગ ટંક ૧૫, શેકેલો ટંકણખાર ટંક ૧૦, ચિત્રક ટંક ૧૦, કાળાં મરી ટંક ૫, સિંધવખાર તોલા ૧૦ ભાર, એને બારીક વાટી ટંક ૧ના પ્રમાણમાં ગરમ પાણી સાથે લે, તો તત્કાળ અજીર્ણ જાય. આ પણ क्रव्यादि चूर्ण छे ૨૧. આ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે. અથવા

ક્ષુધા સાગર રસ–સુંઠ, કાળાંમરી, પીપર, ત્રિફળા, પાંચે ખાર, સેકેલો ટંકણખાર, જવખાર, સાજીખાર, પારો, સોધ્યો ગંધક, સોધ્યો વચ્છનાગ એ સર્વને બરાબર લઇને પ્રથમ પારા ગંધકની કાજળી કરી, એ કાજળીમાં બાકીનાં સર્વે ઓસડોને આદાના રસના પુટ ૭ દઇને રતી ૧ પ્રમાણની ગોળી બાંધી ગોળી ૧ તથા ૨ લવીંગના ક્વાથની સાથે લે, તો અજીર્ણ તત્કાળ જાય અને ભૂખ વધે. આ क्षुधासागर रस छे ૨૨. અથવા

અમૃત હરિતકી–મોટી હરડે નંગ ૧૦૦ લઇને ગાયની છાસમાં ઊકાળવી; પછી એ હરડેની ગોટલી કાઢી એ હરડેમાં (જે ઓસડો ભરવાં તે લખીએ છીએ) સુંઠ, કાળાં મરી, પીપર, ચવક, ચિત્રક, દાલચીની, પાંચેખાર, શેકેલીહિંગ, જવખાર, સાજી, બંને જીરૂં, અજમોદ, નસોતર, એ સર્વ બરાબર લઇ બારીક વાટી લીંબૂના રસના પુટ દેવા, અને એની બરાબર એમાં ચૂકો* મેળવીને પેલી હરડેમાં ભરવાં. પછી એને તડકે સુકવી હરડે ૧ પ્રતિદિન ખાય, તો અજીર્ણ ૧ હરડથી જાય. અને મંદાગ્નિ, ઊદર રોગ, ગોળો, શૂળ, સંગ્રહણી, બંધકોષ, આફરો, આમવાત, એ સઘળા રોગને આ હરડે દૂર કરી ભૂખ ઘણી વધારે છે ૨૩. આ *अमृतहरितकी છે. અથવા

લવંગામૃત ગુટિકા–કાળાં મરી ટંક ૭, અજમો તોલા ૯ ભાર, ચિત્રક તોલા ૯ ભાર, પીપર ટંક ૭ા, સંચળખાર ટંક ૨ા, સાંભરો લુણ ટંક ૨ા, સિંધવખાર ટંક ૨ા, પારો તોલા ૫, ભારસોધ્યો ગંધક તોલા ૫ ભાર, પીપરીમૂળ તોલા ૯ ભાર, સુંઠ તોલા ૧૦ ભાર, હરડેની છાલ તોલા ૧૦ ભાર, બેહેડાંની છાલ ટંક ૫, જીરૂં તોલા ૪ ભાર, ચવક ટંક ૫, આ સર્વથી અર્ધાં લવંગ લઇ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી, પછી એ કાજળીમાં બાકીનાં ઓસડોને બારીક વાટી કાજળીમાં મેળવી આદાના રસના પુટ ૧૦ દેવા. એ સર્વની બરાબર ચૂકો મેળવી માસા એ પ્રમાણની ગોળી કરી ગોળી ૧ પાણી સાથે ખાય, તો અજીર્ણ તત્કાળ જાય, અને એનું સેવન રોજ કરે, તો ભૂખ ઘણી વધે, અને સર્વ રોગ માત્ર એથીદૂર થાય, અને શરીર પુષ્ટ કરે આ लवंगामृत गुटिकाछे ૨૪. આ સઘળા ઉપાય વૈદ્યવિનોદમાં લખ્યા છે -અથવા

રાજ વલ્લભ ચૂર્ણ–દાલચીની ટંક ૫. લવીંગ ટંક ૧૦, બંને જીરૂં ટંક ૧૦, સુંઠ ટંક

---

* ચૂકો ના મળે તો કઠોડી નાંખવી.

* ઉપર કહી જે અમૃત હરીતકી તે ઊત્યમ મોટી હરડે નંગ ૧૦૦ લઈ તેને મંદ આંચથી છાસમાં પકવવી. પછી તેની ગોટલી તજવીજથી કાઢવી તે એમ કે, હરડે આખી સાબૂત રહે. પછી તેમાં ઓસડોનો મસાલો ખુબ ઠાંસીને ભરવો અને ઉપર દોરા બાંધવા.

૧૦, કાળાંમરી ટંક ૫, અજમોદ ટંક ૫, હરડેની છાલ ટંક ૫, તમાલપત્ર ટંક ૫, ડાંસરા ટંક ૧૦, સિંધવખાર ટંક ૨૦, સંચર ટંક ૨૦, નસોતર ટંક ૩૫, સોનામુખી શેર ૦ા દાડમના દાણા શેર ૦ા. એ સઘળાંને બારીક વાટી લીંબૂના રસના પુટ ૧૦ દેવા, પછી એ સર્વ બરાબર ચૂકો મેળવી સૂકવી જાપતાથી અમૃત વાસણમાં ભરી મૂકવુ. પછી ટંક ૧ પાણીથી લે, તો અજીર્ણ તત્કાળ મટી જાય. અને એનું સેવન કરે, તો બંધકોષ, મંદાગ્નિ, ઉદરરોગ, ગોળો, ક્રિયો આદિ સર્વ રોગોને આ દુર કરે છે. આ ચુર્ણનું નામ **राज वल्लभ** ૨૫. અથવા હરડાની છાલ, પીપર, સંચરખાર, એ સર્વેને બરાબર લઇ બારીક વાટી ટંક ૨ા, ગરમ પાણીથી લે, તો આફરા આદિ સર્વે અજીર્ણ જાય ૨૬. અથવા કાળીદ્રાખ,હરડેદળ સાક ૨, એ ત્રણેને બરાબર લઇ મધમાં ટંક ૨ પ્રમાણની ગોળી બાંધી ગોળી ૧ પાણી સાથે લે, તો અજીર્ણ જાય; એ વૃંદ નામે ગ્રંથમાં લખ્યા છે ૨૭; અથવા

**જરકાદિ ચુર્ણ**–જીરૂ, સંચર,સુંઠ, મરી, પીપરો, સિંધવખાર, અજમોદ, શેકેલીહિંગ, હરડેદળ, એ સઘળાં તોલા તોલા ભારના પ્રમાણમાં, અને નસોતર તોલા ૮ ભાર લઇને બારીક વાટી ચુર્ણ કરી ટંક ૨ ગરમ પાણી સાથે લે, તો તત્કાળ અજીર્ણ જાય, અને ભુખ લાગે આ **जीरकादि चूर्ण** છે. એ જોગતરંગિણીમાં લખ્યુંછે. ૨૮.

**અજમોદાદિક ચુર્ણ**–અજમોદ, હરડાંની છાલ, ચિત્રક,લવંગ, દાલચિની, સિંધવખાર, એ સઘળાંને બરાબર લઇ બારીક વાટી ટંક ૨. પાણી સાથે લે, તો અજીર્ણ જાય, અને ભુખ વધે. આ **अजमोदादिक चूर्ण** છે ૨૯. એ સર્વ સંગ્રહમાં લખ્યાં છે. અથવા

**ગંધક વટી**–સોધ્યો ગંધક તોલા ૫ ભાર, ચિત્રક ટંક ૨ા. કાળાં મરી ટંક ૨ા, પીપેર ટંક ૨ા, સુંઠ ટંક ૫,જવખાર ટંક ૨ા, સિંધવખાર ટંક ૧ા. સંચળ ટંક ૧ા, સાંભરો લુણ ટંક૧ા. એ સર્વેને ઝીણાં વાટી લીંબુના રસમાં ૭ દિવસ ખલ કરી ટંક ૧ા ના પ્રમાણમાં ગોળીઓ વાળી ગોળી ૧ પાણી સાથે લે, તો અજીર્ણ,શુળ, આમના દોષ, ગોળો,આફરો, આદિ સઘળાં તત્કાળ, દૂર થઇ જાય, આ **गंधक वटी** છે ૩૦ આ સર્વ સંગ્રહમાં લખી છે.

ઇતિ મંદાગ્નિ અને અજીર્ણના ઉપાય સપૂર્ણ.

## વિશુચિકાના ઉપાય

**જીરકાદિ (ચુર્ણ)**–એક કળીવાળા લસણનાં જીંડવાં, જીરૂ, સોધ્યો ગંધક,સિંધવખાર, સુંઠ,કાળાં મરી. પીપેરો, શેકી હિંગ, એ સઘળાંને બરાબર લઇ ખલમાં બારીક વાટી લીંબુના રસના પુટ ૫૦ દેવા પછી એની ગોળીઓ નાના બોરના પ્રમાણમાં કરી ગોળી ૧ પાણી સાથે આપે, તો વિશુચિકા તત્કાળ જાય, અને અજીર્ણ મટે, ભુખ લાગે ૩૧. એ **जीरकादि** છે અથવા

**સંજીવની ગુટિકા**–વાવડીંગ, સુંઠ, પીપેરો, હરડેદળ, આમળાં, બેહેડાં, વજ, ગળો, સોધ્યાભિલામા, સોધેલો વચ્છનાગ, એ સઘળાંને બરાબર લઇ, ખલમાં બારીક વાટી ગાયના મૂત્રમાં દિન ૧ ખલ કરીને ફરી આદાના રસમાં દિન ૧ ખલ કરવો પછી ગોળી રતી ૧ ના પ્રમાણમાં બાંધી ગોળી ૧ આદાના રસ સાથે અજીર્ણ વાળાને આપે, તો અજીર્ણ જાય, અને ગોળી ૨ આપેતો વિશુચિકા જાય, અને ગોળી ૩ આપેતો સાપનું કરડવું મટી જાય, અને ગોળી ૪ આપેતો સન્નિપાત જાય. એ **संजीवनी गुटिका** છે ૩૨.

અગ્નિકુમાર રસ—શેકેલો ટંકણખાર ટંક ૫, પારો ટંક ૫, સોધ્યો ગંધક ટંક ૫,સોધેલો વચ્છનાગ ટંક ૫. પીળી કોડીની રાખ ટંક ૨ા,સાજીખાર ટંક ૨ા, પીપરો ટંક ૨ા. સુંઠ ટંક ૨ા, કાળાં મરી ટંક ૨ ભાર. પ્રથમ પારા ગંધકની કાજળી કરવી; પછી એ સર્વે ઓસડોને જંબીરી લીંબુના રસમાં દિન ૮ ખલ કરી રતી ૧ ના પ્રમાણમાં ગોળી બાંધી ગોળી ૧ વિશુચિકા વાળાને આપે, તો વિશુચિકા તત્કાળ સારી થાય. આ અગ્નિકુમાર રસ છે, ૩૩. અથવા આકડાનાં પાનનો રસ સેર ૧, ધંતુરાનાં પાનનો રસ સેર ૧, થોરીઆનું દુધ સેર ૧, સરગવાનાં મૂળનો રસ સેર ૧ ઉપલેટ તોલા ૮ ભાર, સિંધવખાર તોલા ૮ ભાર, તેલ શેર ૧. કાંજીનું પાણી શેર ૪. એ સઘળાંને એકઠાં કરી કઢાઇમાં મધુરી આંચથી પકવવાં. જ્યારે રસ માત્ર બળી જાય અને તેલ રહી જાય,ત્યારે ઉતારી એ તેલનું મર્દન કરે, તો વિશુકા, અને પક્ષઘાત એ બંને જાય ૩૪. એ સર્વે વૈદ્યરહસ્યમાં લખ્યું છે, અથવા

કાચકીનું મૂળ, અંગેડીનું મૂળ,લીમડાની છાલ, ગળો, કુડાની છાલ,એ સર્વેને બરાબર લઇ ટંક ૨ા નો ઉકાળો કરી દિન ૩ લે, તો વિશુચિકા જાય ૩૫. અથવા હરડેદળ, વજ, સેકેલી હિંગ, ઇંન્દ્રજવ, ભાંગરો, સંચળ, અતિવિખની કળી, એ સર્વેને બરાબર લઇ બારીક વાટી ૨ા ટંક પાણીથી લે, તો વિશુચિકા જાય, ૩૬. અથવા ઇલાઇચી માસા ચાર, લવંગ માસા ૪, અફીણ માસો ૧, જાયફળ માસા ૧૦ એઓને બારીક વાટી ગરમ પાણી સાથે લે, તો વિશુચિકા તત્કાળ જાય ૩૭. અથવા ચુકાને ઉકાળીને તેનો શેર ૧ રસ કાઢી તેમાં સિંધવ ટંક ૫. ઉપલેટ ટંક ૧૦, તેલ શેર ૦ા, એ સઘળાંને એકઠાં કરી મંદાગ્નિથી પકવવાં, તે એમ કે જ્યારે રસ માત્ર બળી જાય, અને તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી એ તેલનું મર્દન કરે તો વિસુચિકા દૂર થાય ૩૮. અથવા જવનો લોટ તોલા ૮ ભાર, જવખાર ટંક ૫ ને છાસમાં સીજવી ગરમ ગરમ લેપ કરે, તો પેટનું શૂળ, વિશુચિકા, તથા તેનું શૂળ, દૂર થાય ૩૯. અથવા કડવા તેલનું ગરમ ગરમ મર્દન કરે, તો કૂખનું દરદ દૂર થાય ૪૦. અથવા વિશુચિકામાં તરસ ઘણી લાગે, તો લવંગનો ઉકાળો આપવાથી તરસ દૂર થાય ૪૧. અથવા વિશુચિકા ઘણી વધે, તો તેના પસવાડામાં ડામ દે, તો વિશુચિકા દૂર થાય ૪૨. અથવા બિજોરાનું મૂળ, સુંઠ, કાળાં મરી, પીપર, હળદર, કાચકીનાં બીજ (કાચકાં) એને બરાબર લઇ કાંજીના પાણીમાં બારીક વાટી અંજન કરે, તો વિશુચિકા જાય ૪૩. એ ઉપાય સર્વ સંગ્રહમાં લખ્યા છે. ઇતિ વિશુચિકાના ઉપાય સંપૂર્ણ.

## અલસ વિલંબિકાના ઉપાય.

સાબુ ટંક ૬, મોરથૂથૂ ટંક ૧, એને પાણીમાં બારીક વાટી ગુદામાં લગાવે, તો તત્કાળ બંધ છુટે, અને અલસ વિલંબિકા જાય ૪૪. અને દારૂહળદર,ચોખ, કુટ, વરીઆળી,હિંગ, સિંધવખાર, એને બરાબર લઇને કાંજીના પાણીમાં બારીક વાટી ગરમ કરી પેટે લેપ કરે,તો અલસ વિલંબિકા દૂર થાય ૪૫. જવનો આટો સેર ૦)= (નવટાંક) એમાં સાજીખાર તોલા ૫ ભાર, નાંખી પકવીને કૂખે ગરમ લેપ કરે, તો વિશૂચિકા અને અલસ વિલંબિકા દૂર થાય ૪૬.

ઇતિ વિશુચિકા અને અલસ વિલંબિકાના ઉપાય સંપૂર્ણ.

## કૃમિરોગ.

કૃમિ રોગની ઊત્પતિ લક્ષણ—પ્રથમ કૃમિ બે પ્રકારના છે. એકતો બહારના ૧, બીજા બી

તરના ૨, બહારવાળાનો જન્મ ૨ જગાએ છે. એકતો ઝાડાથી ઊપજે ૧, બીજો પરસેવાથી, જેમ જુ, લીખ, ચામજુ.

ભીતરના કૃમિની ઉત્પતિ–અજીર્ણમાં ભોજન કરે. અને રોજ મીઠું,ખાટું પાતળું ખાય; અને ભોજન કરીને પરિશ્રમ કરે નહીં, તથા દહાડે સુએ, અને વિરૂદ્ધ ભોજન કરે, તે પુરૂષને પેટમાં કૃમિઆ પડી જાય છે, એ કૃમિઆ ગિંડોલા વગેરે ૨૦ પ્રકારના છે.

જેના પેટમાં ગિંડોલા વગેરે ક્રમિયા પડી ગવા હોય તેનાં લક્ષણ–તાવ થઇ આવે શરીરનો રંગ બદલાઇ જાય. પેટમાં શુળ ચાલે, હૈઉં દુખે. ઉલટી અને ભ્રમ થઈ આવે.ભોજનમાં અરૂચિ અતિસાર થઈ આવે.એ લક્ષણ જેને થાય તેને જાણવું કે પેટમાં ક્રમિયા ગિંડોલાછે ૧.

## ક્રમિરોગને દુર કરવાના ઉપાય

ખુરાસાણી અજમો ટંક ૨ા વાસી પાણી સાથે દિન ૭ લે,તો પેટના ક્રમિઆ ઝાડા વાટે નીકળી જાય ૨. અથવા ટંક ૧ા પલાસપાપડાને પાણીમાં વાટી મધ ટંક ૨ા નાંખી દિન ૫ પીએ તો પેટના ક્રમિયા જાય ૩.અથવા વાવડીંગ ટંક ૨ા બારીક વાટી રોજ દિન ૭ મધ સાથે લે, તો પેટના ક્રમિયા જાય ૪. અથવા વાવડીંગ, સિંધવખાર,હરડેદળ, જવખાર, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ટંક ૨ા, છાશ સાથે દિન ૭ પીએ, તો પેટના ક્રમિયા નીકળી પડે ૫. અથવા ટંક ૧૦ લીમડાના પાનના રસમાં ટંક ૧ સંચળ મેળવીને દિન ૭ પીએ, તો પેટના ક્રમિયા જાય ૬. અથવા પારો ટંક ૧, સોધ્યો ગંધક ટંક ૨, ખુરાસાણી અજમો ટંક ૩, બકામ લીમડીના ફુળ ટંક ૪, પલાસ પાપડો ટંક ૫, એ સર્વને બારીક વાટી ટંક ૨ા, મધ ટંક ૫. સાથે રોજના દિન૭ ચાટે;તો પેટના ક્રમિયા જાય૭.આ સર્વ ઉપાય સર્વ સંગ્રહમાં લખ્યા છે અથવા નાગરમોથ, ત્રિફળા, દેવદારૂ, સરગવાનું મુળ, એ સઘળાંને બરાબર જ્યારે ખાંડી ટંક ૫, નો ઉકાળોદિન ૭ લે, તો પેટના ક્રમિયા જાય ૮. અથવા વાવડીંગ, સિંધવખાર, ફુલાવેલી હિંગ, પીપેરી, કંપીલો, સંચળ; એ સર્વને બરાબર લઈ બારીક વાટી ટંક ૨ા, ગરમ પાણી સાથે દિન ૭ લે તો પેટના ક્રમીયા જાય ૯. એ સર્વ વૈદ્ય વિનોદમાં લખ્યા છે.

માથામાં જુ,લીખ. પડી ગઇ હોય તેને દુર કરવાના ઉપાય–ધંતુરાનાં પાનના રસમાં અથવા નાગરવેલનાં પાનના રસમાં પારો મેળવીને વાળમાં જુ પડી હોય ત્યાં લેપ કરે,તો જુ, લીખ, મરી જાય ૧.

ગુદામાં ચામજુ પડી ગઈ હોય તેના ઉપાય–લસણ, મરી,સિંધવખાર, હીંગ, એ સર્વને બરાબર લઇ પાણીમાં વાટી ગુદામાં લેપ કરે તો ચામજુ જાય ૧. અથવા મહુડાનાં ફુલ. વાવડીંગ, કરિહારીનું મુળ. મીંઢળ. સંચળ, રાળ, વીરણવાળો,કોષ્ટ, ભીલાંમા, લોબાન; એ સર્વને બરાબર મેળવી ધુણી દે, તો મચ્છર, માંકણ. ચાંમજુ, એ સર્વ ઘરમાંથી બાહાર જાતાં રહે ૨. એ વૈદ્ય રહસ્યમાં, તથા વૈદ્ય વિનોદમાં લખ્યાં છે. ઈતિ શ્રીક્રમિ રોગની ઉત્પતિ, લક્ષણ અને ઉપાય સંપુર્ણ.

## પાંડુ, કમળો, હલીમક રોગો.

### પાંડુ રોગ.

પ્રથમ પાંડુ એટલે પીંડ રોગ પાંચ પ્રકારથી ઉપજે છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સંનિપાતનો ૪, માટી ખાવાનો ૫.

પાંડુ રોગની ઉત્પતિ-ઘણા ખેદના કરવાથી, ઘણી ખટાસના ખાવાથી. દહાડે સુવાથી. ઘણી તીખી વસ્તુઓ ખાવાથી (એટલા પ્રકારની વસ્તુઓ સેવવાથી) વાયુ, પિત્ત, કફ. પુરૂષના લોહીને બગાડી શરીરની ચામડી પીળી કરી દે છે ૧.

પાંડુ રોગના પુર્વ રૂપનાં લક્ષણ-ચામડી ફાટવા લાગી જાય,શરીરમાં પીડા થાય, માટીખાવાની ઇચ્છા રહે, આંખો ઉપર કંઇક સોજો હોય મળ મુત્ર, પીળાં હોય, અન્ન પચે નહીં. એ લક્ષણ જેને થાય તેને વૈદ્ય બતાવી દેકે તમને પાંડુરોગ થશે. એ પાંડુરોગને લૌકીકમાં પંડચ અથવા પીળાચો પણ કહે છે.

વાયુના પાંડુ રોગનાં લક્ષણ-જેની ચામડી, મુત્ર, નેત્ર, લુખાં અથવા કાળાં અથવા લાલ હોય. અને શરીરમાં કંપારો. પીડા આફરો અને ભ્રમાદિક થાય,તો વાયુનો પાંડુ રોગ જાણીયે ૧.

પિત્તના પાંડુ રોગનાં લક્ષણ-મળ, મૂત્ર, નેત્ર, જેનાં પીળાં હોય, શરીરમાં દાહ, તરસ, અને તાવ પણ હોય; અને ઝાડો પાતળો ઉતરે. શરીરની ચામડી પીળી થાય, ત્યારે જાણવું કે પિત્તનો પાંડુ રોગ છે ૨.

કફના પાંડુ રોગનાં લક્ષણ-મોઢેથી કફ નીકળે, શરીરમાં સોજો હોય. તંદ્રા, આળસ, અને શરીર ભારે થાય. ચામડી, મૂત્ર, નેત્ર, ધોળાં થાય, તો કફનો પાંડુ રોગ જાણીયે ૩.

સન્નિપાતના પાંડુ રોગનાં લક્ષણ-કરેડી માટી ખાધાથી વાયુનો કોપ થાય છે. અને મીઠી માટી ખાવાથી કફનો કોપ થાય છે. પછી એ ખાધેલીજ માટી સાતે ધાતુઓને તથા ખાધેલા ભોજનને લુખાં કરી નાખે છે. પછી એજ (ખાધેલી) માટી પેટમાં બગડીને પાકી થઇ નસોને પુલાવી દે છે, અથવા વહેતો રસ બંધ કરી દે છે, ત્યારે સઘળી ઇંદ્રીઓનું બળ જતું રહેછે. અને શરીરનું વીર્ય તથા પ્રાક્રમ પણ જતાં રહે છે. ત્યારે પેટમાં ખાધેલી માટી શરીરની ચામડીને પીળી કરીને બળ, વર્ણ. અગ્નિ એનો નાસ કરે છે. ત્યારે તેને તંદ્રા, તથા આળસ. સ્વાસ. કાસ, શળ, હરસ, અરૂચિ, અને આંખો, પગ, પેટ. ઇંદ્રી, (લીંગ) એટલા અંગપર સોજો થાય; પેટમાં કૃમિયા, અતિસાર, તથા ઝાડો, કફ, લોહિ, આદિથી મળેલા, હોય, એ સઘળાં લક્ષણો થાય તો માટી ખાવાનો પાંડુરોગ જાણિયે ૫.

પાંડુરોગનાં અસાધ્ય લક્ષણ-શરીરનું લોહી જતું રહે. શરીર ધોળું થઇ જાય. દાંત. નખ. નેત્ર પીળાં થઇ જાય. અને સર્વ પદાર્થ જેને પીળા પીળા દેખાય. અને સઘળા શરીરમાં સોજો,તથા અતિસાર,અને તાવ પણ થઇ આવે. એવો પાંડુરોગ હોય તો એ રોગી મરી જાય.

## કમળો

કમળા રોગનાં લક્ષણ-જે પાંડુ રોગી ગરમ વસ્તુઓ ઘણી ખાય છે તેનું પિત્ત, લોહિ અને માસને દગ્ધ કરે છે. અને નેત્ર, ચામડી, નખ મોં,આદિ અંગ હળદરના રંગ સરખાં પીળાં કરી દેછે. અને મળ મૂત્ર. રૂધિર જેવાં ઉતરે છે; દેડકાના વર્ણ જેવો થઇ જાય. ઈંદ્રીઓનું બળ જતું રહે; દાહ થઇ આવે, અન્ન પચે નહીં, દુર્બળતા અને અરૂચિ થાય. એ લક્ષણ થાય તો કમળો રોગ જાણીએ.

હલીમક રોગનાં લક્ષણ-જે પાંડુરોગીને વાયુ, પિત્ત, વધે ત્યારે તેની ચામડી લીલી, પીળી, કાળી થઇ જાય; તથા બળ ઉત્સાહ જતાં રહે, તથા તંદ્રા, મંદાગ્નિ, સૂક્ષ્મજ્વર, દાહ,

તરસ, અરૂચિ, ભ્રમ એ સર્વે થઇ આવે; સ્ત્રી સંગ પ્યારો લાગે નહી. અંગમાં પીડા થાય. તો હલીમક રોગ જાણીએ ૨.

## પાંડુ રોગના ઊપાય.

લોહસારને ગાયના મૂત્રમાં દિન ૭ પકવવો, પછી બારીક વાટી પાણીથી ટંક, ૧ ગોળ સાથે દિન ૧૫ સુધી લે. તો પાંડુરોગ જાય ૧. અથવા મંડુરને ગાયના મૂત્રમાં પકવી ટંક ૧ ગોળની સાથે દિન ૧૫ ખાય, તે પાંડુરોગ જાય ૨. અથવા

**પુનર્નવાદિ મંડુર રસ**—સાટીનું મૂળ, નસોતર, સુંઠ, મરી, પીપેર, વાવડીંગ, દારૂહળદર, ચિત્રક, કડુ, હળદર, ત્રીફળા, દંતી, ચવક, ઇંદ્રજવ, કડુ, પીપરીમૂળ, નાગરમોથો, કાકડ સિંગુ, કરમાળીઅજમો, કાયફળ, એ સઘળાં ઓસડો તે.લા ચાર ચાર ભાર લઇ બારીક વાટી એ સર્વથી બમણો મંડુર મેળવવો. પછી એ સર્વને આઠગણા ગાયના મૂત્રમાં પકવીને **ગોળી ટંક ૧** ના પ્રમાણની બાંધી ગોળી ૧ ગાયની છાસમાં મેળવીને દીન ૧૫ લે, તો અસાધ્ય પણ પાંડુરોગ જાય. અને કમળો, હલીમક, સ્વાસ, કાસ, રાજરોગ, તાવ, સોજો, શુળ, પ્રિયો, આફરો, હરસ, સંગ્રહણી, કમિરોગ, વાતરક્ત, કોઢ, એ સઘળા રોગોને એ દુર કરેછે. આ **પૂનર્નવાદી મંડૂરરસ** છે ૩. અથવા

**નવાયસ ચૂર્ણ**- હરડેની છાલ ટંક ૫, પીપેર ટંક ૫. બેહેડાંની છાલ ટંક ૫, આમળાં ટંક ૫, સુંઠ ટંક ૫, કાળાંમરી ટંક ૫, નાગરમોથ ટંક ૫, વાવડીંગ ટંક ૫, ચિત્રક ટંક ૦૫, લોહ ભસ્મ તોલા ૧૮ ભાર, એ સઘળાંને બારીક વાટી તેમાં લોહસાર મેળવી રતી ૯ લઇ મધ સાથે, અથવા ઘીની સાથે, અથવા ગાયની છાસ સાથે, અથવા ગાયના મૂત્રની સાથે લે તો પાંડુ રોગ, સોજો, અગ્નિમંદ, હરસ, અરૂચિ, એ સઘળા રોગોને દૂર કરે. ખાવાનું આ પ્રકારે છે કે, પ્રથમ પેહેલે દહાડે એને રતી ૨ ખાવી, પછી રોજ બબે રતીને હિસાબે ૧૮ રતી સુધી વધારતા જવું. આ **નવાયસ ચૂર્ણછે** ૪.

અથવા અરડુસો, ગળો, લીમડાની છાલ ત્રિફળા, કરીયાતુ, કડું, એ સર્વને બરાબર લઈ જે ખાંડીને ટંક ૨॥ નો ઉકાળો કરી મધ મેળવી દીન ૧૦ લે, તો પાંડુરોગ, રક્તપિત્ત, કમળો, હલીમક આ સર્વે રોગોને એ દૂર કરે છે ૫. અથવા ત્રિફળાના રસ, અથવા ગળોના રસ, અથવા દારૂ હળદરના રસ, અથવા લીમડાના રસમાં મધ મેળવી દિન ૧૦ પીએ. તો પાંડુરોગ કમળો, હલીમક, એ સર્વે રોગ જાય ૬. અથવા * દડધલનો રસ આંખમાં આંજે, તો પાંડુ રોગ, કમળો, હલીમક, એ રોગ દૂર થાય ૭. એ વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

**અષ્ટા દશાંગ અવલેહ**– કરીઆતું, કડુ દેવદાર, નાગરમોથો, ગળો, પડોળ, ધમાસો, પિત્તપાપડો, લીમડાની છાલ, સુંઠ, કાળાં મરી, પીપેર, ચિત્રક, ત્રિફળા, વાવડીંગ, એ સર્વે ઓસડોને બરાબર લઇ બારીક પીસી, એની બરાબર એમાં લોહસાર મેળવી ટંક ૧, મધ સાથે, અથવા છાસ સાથે પ્રતિદિન ખાય, તો પાંડુરોગ, કમળો, હલીમક, સોજો, પ્રમેહ, સંગ્રહણી, શ્વાસ, કાસ, રક્તપિત્ત હરસ, આમવાત, ગોળો કોઢ, આ સઘળા રોગોને આ **અષ્ટા દશાં**

---

* દડધલ નામે ઔષધિ છે. જેને રાજસ્થાન, મારવાડ માં દડધલ અથવા કુકરડી કહે છે. જેને સિંગો ઉપરથી લાલ, નિચેથી ધોળી આવેછે. અને સિંગોમાં બીજ કાળાં અને નાનાં બારીક હોય છે. જેનાં પાન તીખાં તીખાં, કોરો ઉપર કાકરવાળાં, નિચેથી ગોળ હોય છે. અને મારવાડ દેશમાં દડધલનું શાક કરે છે, અને કઢી પણ કરે છે. કુકરડી અથવા દડધલ પ્રસિદ્ધ છે.

ગ અવલેહ દૂર કરે છે ૮. આ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યો છે. અથવા કડવી તૂંબડીના ગર્ભના રસનો નાશ આપે, તો તત્કાળ પીળીઓ દૂર થાય ૯.

અને પાંડુરોગ વાળાએ જવ, ઘઊં, ચોખા, મગ, તુવેર, મસૂર, એ અનાજને ખાવાં ૧૦.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજરાજેંદ્ર શ્રીસવાઇ પ્રતાપ સિંહજી વિરચિતે અમૃત સાગર નામ ગ્રંથે અજીર્ણ મંદાગ્નિ, ભસ્મક, વિશૂચિકા, અલસ, વિલંબિકા, કૃમિરોગ, પાંડુ રોગ એઓની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય નિરૂપણ નામ ચતુર્થ સ્તરંગ સમાપ્ત ૪.

## તરંગ ચોથું સમાપ્ત.

---

# તરંગ ૫ મું

---

### *રકત પિત.

**રક્તપિત્તની ઊત્પત્તિ લક્ષણ**-ઘણા તડકામાં રહેવાથી–ઘણા ખેદથી-ઘણા ચાલવાથી–ઘણા મૈથુન તથા સોચથી–તીખી; ગરમ, ખારી, કડવી, વસ્તુઓ તથા લૂણ ખટાસના ખાવાથી –પિત દગ્ધ થઇને શરીરના લોહિને દગ્ધ કરે છે. ત્યારે તેનું લોહિ બે પ્રકારથી પ્રવર્ત થાય છે. એક ઊપર, બીજુ નીચે. ઊપર તો નાક, નેત્ર, કાન, મોંઢામાં; અને નીચે લીંગ, યોની, ગુદામાં થઈને પ્રવ ર્ત થાય છે અને જ્યારે ઘણું લોહિ કુપિત્ત થાય, તો સર્વ વાળમાં પ્રવર્ત થાય છે.

**રકત પિત્તનું પૂર્વ રૂપ**—અંગમાં પીડા તથા ઉલટી થાય, ઠંડું સારૂં લાગે, માંડામાંથી ધુમાડો નીકળે, અને મોઢામાંથી લોહી આવે, તો જાણવું કે રક્તપિત્ત થશે.

**કફના રકત પિતનાં લક્ષણ**–શીતળ, જાડું, પીળું, ચીકણું, મોરનાં પીછાં શરખું લોહી હોય, તો કફનો રક્ત પિત્ત જાણિયે ૧.

**વાયુના રકત પિતનાં લક્ષણ**—કાળું, ફીણુસમેત ઝીણી ધારથી લુખુ લોહી હોય તો વાયુનો રક્ત પિત્ત જાણિયે ૨.

**પિત્તના રક્તપિત્તનાં લક્ષણ**–કાથાના કાઢા સમાન કાળું, ગાયના મૂત્ર, તથા સાહી સરખું ચીકણું લોહી હોય, તો પિત્તનો રક્તપિત્ત જાણીએ ૩.

ઉપર કહેલા ત્રણે જાતનાં સર્વ લક્ષણ લોહીમાં મળેલાં હોય, તો સન્નિપાતનો રક્તપિત્ત જાણીએ ૪.

નાક મોંઢું આંખ કાનમાં થઈને લોહી જાય તો સાધ્ય જાણીએ,અને ગુદા,લિંગ,યોનીમાં થઇને જાય તો જાપ્ય જાણીએ, અને બંન્ને માર્ગથી લોહી જાય; તો અસાધ્ય જાણીએ.

**રક્તપિત્તના ઊપદ્રવ**–જેનું શરીર રોગોથી ક્ષીણ, તથા ઘરડો તથા દૂર્બળ હોય-અને લાંઘણ કરતો હોય, તો અસાધ્ય છે, અને કાસ, સ્વાસ, તાવ,ઉલટી,મદયુક્ત પાંડુ રોગના સરખી દા

---

* રક્તપિત્તનો રોગ અસાધ્ય છે જેથી હાથ, પગ, નખ, કેશ,નાક, રોમરોમ, ગુદા, ઇન્દ્રી, યોની, એ માર્ગોથી વાયુ, પિત્ત, કફથી બગડ્યાથી લોહિ અનેક પ્રકારના રંગ સાથે શરીરમાંથી નીકળવા લાગી જાય છે, અને શરીર બગડી જાય છે, તેથી એ રોગ વાળાને બિલામા સંબંધી ઔષધિ જાપતાથી આપે તો ઘણો ગુણ કરે છે.

હ, મૂર્છા અને ધૈર્યવાનની માફક હૃદય શૂળ, તરસ અને અતિસાર વાળાની માફક ભોજનમાં અરૂચિ થાય, તો ઉપદ્રવ જાણીએ. અને રક્ત પિત્તવાળાને આકાશ પણ લાલ દેખાય, અને આંખ લાલ હોય, તથા લોહીના ઓડકાર આવે, તથા સર્વત્ર લોહી જેવું દેખાય, તો અસાધ્ય જાણીએ.

## રક્તપિત્તના ઊપાય

નાકશીર વાળાને મોઢામાંથી લોહી જાય તો,હરડે,ત્રિફળા,નસોતર,ગરમાળો,એનો જુલાબ આપે,તો રક્તપિત્ત જાય,૧.અને નીચલા માર્ગનો રક્તપિત્ત ઉલટી કરાવ્યાથી જાય છે ૨. અથવા વીરણવાળો, કમળકાકડી, અરડુસો, ગળો, જેઠીમધ, મહુડાં, નાગરમોથ, રક્તચંદન, ધાણા એ સર્વે ઓસડોને બરાબર લઇ જ્યારે ખાંડી ટંક રા નો ઉકાળો મધ નાંખીને લે,તો રક્તપિત્ત જાય ૩. અથવા ગહુલો, લોદર,રસોત, ચાકની માટી, અરડુસો એ સર્વને બરાબર લઇ ટંક રા નો ઉકાળો, કરીમધ સાકર મેળવી દિન ૧૦ લે, તો રક્તપિત્ત જાય ૪.અથવા દરોના રસનો, અથવા દાડમના ફુલના રસનો, અથવા ગરમાળાના રસનો, અથવા હરડેને ઠંડા પાણીમાં વાટી તેના રસનો નાસ આપે, તો નાકશીર વેહેતું દૂર થાય ૫. અથવા દરો અને આમળાંને વાટી મસ્તકે લેપ કરે, તો નાકશીર તત્કાળ બંધ થાય ૬.-અથવા પાકાં ઊમરડાનાં ફળ, અથવા ખારેકો, અથવા દરાખ એ મધથી ખાય. તો રક્તપિત જાય ૭. એ સર્વ વૈદ્ય વિનોદમાં લખ્યા છે. અથવા ધાણા. આમળાં, અરડુસો,દરાખ, પિત્તપાપડો. એ સર્વને બરાબર લઇ, પછી ટંક ૫ ઠંડા પાણીમાં ભીજવી પાણીમાં વાટી ગાળી લઇ પીએ, તો રક્તપિત, તાવ, દાહ. તરસ. શોષ, એ સર્વ જાય ૮. અથવા બોલ્લ વદ્ધ વસંત માલતી રસ. પર્પટીરસ જે પાછળ લખ્યા છે તેથી પણ નાકશી, સારી થાય છે ૧૦. અથવા ડુંગળી પ્યાજ) ના રસ નો નાસ લે, તો નાકશીર બંધ થાય છે ૧૧.અથવા ૧૦૦ પાણીએ ધોએલા ઘીનો મસ્તકે લેપ કરે તો નાકશીર બંધ થાય ૧૨.

કુષ્માંડાવલેહ–મોટું પાકું કોહોળુ લઈને તેના બીજ છોતરાં દૂર કરી પાણીમાં પકવી ઠંડું કરી જાડા લુગડા વડે તેનું પાણી ગાળીને એ પાણીને જુદા વાસણમાં રાખવું, અને કોહોળાને કઢાઇમાં ઘી નાખી તળી લઇ બળે નહીં એવી રીતે કરવું. પછી એ કોહોળાના રસમાં (પાણીમાં) શાકરની ચાસણી કરી તેમાં પેલા તળી ખરા કરેલા કોહોળાને નાંખવું, અને પીપેર તોલા ૮ ભાર, સુંઠ તોલા ૮ ભાર જીરૂં તોલા ૮ ભાર ધાણા ટંક ૫,તમાલપત્ર ટંક ૫,ઇલાયચી ટંક ૫, કાળાં મરી ટંક ૫. તજ ટંક ૫, વંશલોચન ટંક ૫. એ સર્વને બારીક વાટી શેર ૦। મધની સાથે તે ચાસણીમાં મેળવવાં. પછી એમાંથી તોલા ૪ ભાર તથા તોલા આઠ ભાર પ્રતિદિન ખાય, તો રક્તપિત્ત, જ્વર. તરસ, દાહ, પ્રદર. ક્ષીણતા. ઉલટી. સ્વરભંગ, કાસ. સ્વાસ, ક્ષય, એ સર્વ ળા રોગોને આ કુષ્માંડાવલેહ દૂર કરી શરીરને પુષ્ટ કરે છે ૧૩. ઇતિ कूष्मांडा वलेह. અથવા

એલાદિ ગુટિકા.–ઇલાયચી. તમાલપત્ર વંશલોચન, તજ, દરાખ. પીપર. એ સર્વને બે બે તોલા ભાર લઈ બારીક વાટી; શાકર તોલા ૪ ભાર, જેઠી મધ તોલા ૪. દરાખ તોલા ૪ ભાર, ખારેકો તોલા ૪ ભાર. લઇ બારીક વાટી તેમાં મેળવી, મધમાં ટંક રા ની ગોળીઓ બાંધી ગોળી ૧ પ્રતિદિન ખાય તો રક્તપિત્ત સ્વાસ, કાસ.પિતજ્વર. હિચકી, મૂર્છા, મંદાગ્નિ,તરસ, પસવાડાનું શૂળ. અરૂચિ, શોષ, સ્વરભંગ. ક્ષય. એ સર્વ રોગોને આ येलादि गुटिका. દૂર કરે અને દેહને પુષ્ટ કરે છે. આ येलादि गुटिका. છે. એ વૈદ્યરહસ્યમાં લખ્યા છે. ઇતિ રક્તપિત્ત

ની ઊત્પત્તિ લક્ષણ. ઊપાય સંપૂર્ણ.

## રાજરોગ તથા શોષ રોગ (ક્ષય)

**રાજ રોગ તથા શોષ રોગની ઊત્પતિ**–રાજ રોગ પાંચ પ્રકારના છે.વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતને ૪, હૃદયમાં ચોટ લાગવાનો ૫. અને શોષ રોગ ૭ પ્રકારના છે. એકતો અત્યંત સ્ત્રી સંગથી ૧, બીજો ઘણા શોચથી ૨, ત્રીજો ગંભીરાદિક વ્રણ તથા હૈયામાં ઘણી ચોટ લાગ્યાથી ૩, ચોથો ઘણા મારગના ચાલવાથી ૪.પાંચમો અત્યંત ખેદથી ૫ છઠો વૃદ્ધાવસ્થાથી ૬. ઇત્યાદિ કારણોથી ૭ પ્રકારના છે.

**રાજ રોગની ઊત્પતિ**–મળ મૂત્ર તથા અધો વાયુનું રોકવું-વિર્યની ક્ષીણતા ઘણા- સાહસનું કરવું–સામર્થ્યથી બહાર (વધારે) કામના કરવાથી–કુ વખત અત્યંત ભોજન કરવું- ઇત્યદિ કારણો રસ ને વહેવાની નાડીને રોકીને વીર્યને ક્ષીણ કરે છે.એ કારણથી એ રોગમાં કફ પ્રધાન છે. અને એ કફ ઘણા સ્ત્રી સંગ કરવાથી ત્રિદોષ રૂપ રાજ રોગ થઇને પેદા થાય છે અને તે રસને વહેવાની નાડીઓને રોકીને, તથા વીર્યને ક્ષીણ કરીને, પછી સાતે ધાતુઓને ક્ષીણ કરે છે. ત્યારે આ માણુસ પ્રતિદિન સૂકાતો જાય છે. આ રાજ રોગની ઊત્પતિ છે.

**રાજ રોગનું પૂર્વ રૂપ**–સ્વાસ–અંગમાં પીડા–ખાંસીમાં કફ થુંકવો–તાળવાનો શોષ–ઊલટી–અગ્નિની મંદતા-પીનસ-ઉદરસ- અત્યંત નિંદ્રા–આંખમાં ધોળાશ–માંસ ખાવાની, તથા મૈથુન કરવાની ઇચ્છા રહે. આ લક્ષણ માણુસને થાય તો જાણીએ કે રાજરોગ પેદા થનારો છે ૧.

**રાજ રોગનાં લક્ષણ**–પસવાડામાં, તથા ખાંધોમાં સંતાપ-હાથ પગમાં બળતરા-સર્વ અંગમાં તાવ રહે–આ લક્ષણ થાય તો રાજરોગ જાણીએ. અથવા ભોજન માત્રમાં અરૂચિ અને સ્વાસ, કાસ હોય–તાવ આવે–મોંમાં લોહી આવે–સ્વર ભંગ હોય.આ લક્ષણ હોય તો રાજરોગ જાણીએ ૨.

**વાયુના રાજરોગનાં લક્ષણ**–સ્વર ભેદ, તથા શૂળ હોય–ખાંધો તથા પસવાડાં તણાય (સંકોચ)– આ લક્ષણો થાય તો વાયુનો રાજરોગ જાણીએ ૧.

**પિત્તના રાજ રોગનાં લક્ષણ**–તાવ, દાહ, અતિસાર, હોય–મોંમાં લોહી આવે, તો પિત્તનો રાજરોગ જાણીએ ૨.

**કફના રાજરોગનાં લક્ષણ**– માથું ભારે રહે–ભોજનમાં અરૂચિ, ઉદરસ થાય-કંઠથી બોલી શકાય નહીં, તો કફનો રાજરોગ જાણવો ૩.

જે આ સર્વ ૧૧ અગીઆરે લક્ષણ ભેગાં મળે, તો સન્નિપાતનો રાજરોગ જાણવો ૪.

**હૃદયમાં ચોટ લાગવાથી પેદા થયો જે રાજરોગ તેનાં લક્ષણ**–માથામાં પીડા. મોમાંથી લોહીની ઉલટી. શરીરમાં લૂખાશ હોય, તે રાજરોગી અસાધ્ય જાણીએ ૧–અથવા જેની આંખો ધોળી ધોળી હોય– અન્નમાં અરૂચિ હોય-અને સ્વાસનો રોગ, તથા પ્રમેહ વધિ જાય– અને ઘણું મૂતરે તે રાજરોગી મૃત્યુવસ થાય છે ૨.

**એ રાજરોગની અવધિ**– સારા શાસ્ત્ર વેત્તા. સર્વ ઉપાય વગેરે ક્રિયામાં કુશળ અને ચતુર વૈદ્ય મળે–અને રાજરોગી તરૂણ, તથા ધનૂવાન, તથા વૈદ્ય કહે તે કરે, તથા જીતેંદ્રી હોય, તોપણ એક હજાર ૧૦૦૦ દિવસ સુધી જીવે. તે ઊપરાંત જીવે નહીં.

કાંઈક સાધ્ય રાજરોગીનાં લક્ષણ-જેને તાવ હોય નહીં, અને બળવાન હોય—વૈદ્ય કડવી કરેડી ઔષધિ આપે તે ખાઇ જાય—અને ભૂખ જેની તિવ્ર હોય, અને શરીર પુષ્ટ હોય એવા રાજરોગીના ઉપાય કરવા જોઇએ ૧.

ઘણા મૈથુનથી ઊત્પન્ન થયો જે શોષરોગ તેનાં લક્ષણ—લિંગેંદ્રી તથા આંડમાં પીડયા હોય-અને મૈથુન કરવાની શક્તિ ન રહે.-પછી હાડકાંનો નાશ થાય-અને પાછળ રાજરોગના જે ઉપદ્રવ કહેલા છે, તે પણ હોય-શરીર પીળું તથા ચિંતા ગ્રસ્ત થઇ જાય-અને શરીર શીતળ હોય —એ લક્ષણ થાય ત્યારે જાણવું કે એને મૈથુન કરવાથી શોષરોગ ઉત્પન્ન થયો છે. અને શોચ કરવાથી જે શોષરોગ થાય છે તેનાં પણ એજ લક્ષણ છે. એમાં ફક્ત વીર્યનો ક્ષય નહીં ૨.

જરા શોષીનાં લક્ષણ- કૃષ થઇને વીર્ય,બુધ્ધિ અને બળ એ જતાં રહે—શરીર કંપે-ભોજનમાં અરૂચિ થાય--ઘોઘરૂં બોલે-કફ ઘણો થુંકે--શરીર ભારે, પીનસ અને શરીર લુખું થાય. એ જેમાં લક્ષણ હોય તો જાણવું કે જરા શોષી છે ૩.

માર્ગ શોષીનાં લક્ષણ-આ પણ જરા શોષીના લક્ષણથી મળતાં છે. પરંતુ જરા શોષીમાં હૈયામાં પીડા થાય નહીં અને માર્ગ શોષીમાં થાય છે ૪.

ગંભીરાદિક વ્રણથી પેદા થએલા શોષનાં લક્ષણ-ઘણી તિરંદાજીથી તથા ભારના ઉઠાવવાથી હૃદયમાં જોર આવવાથી તથા અત્યંત મૈથુન કરીને લુંખું ભોજન કરે તેને પણ હૈયામાં એ રોગ પેદા થાય છે. અને હૈયું ઘણું દુખે, પસવાડાં દુખે. અંગ સુકાય. શરીરમાં કંપારો થાય, અને વીર્ય બળ, વર્ણ, રૂચિ. અગ્નિ. એ સર્વ ઘટી જાય અને લોહી થુંકે, લોહીજ ઓકે, અને લોહીજ મુતરે,તથા ઝાડામાં જાય, અને પસવાડું, પીઠ. કમર દુખે, તાપ થઈ આવે, સુકઇને માહા કંગાલ સરખો થઇ જાય. અતિસાર અને ઉદરસ થઈ આવે. આ સર્વ લક્ષણ થાયતો વ્રણશોષનો રોગ જાણીએ ૫.

## રાજ રોગ તથા શોષ રોગના ઉપાય.

વંશલોચન ટંક ૮, પીપર ટંક ૪, ઈલાયચિ ટંક ૨. તજ ટંક ૧, સાકર ટંક ૧૬ એને બારીક વાટી મધ અને માખણની સાથે ચાટે, તો રાજરોગ, સ્વાસ, કાસ, પિત્તજવર, પાસાશુળ, મંદાગ્નિ, અરૂચિ, હાથ પગની બળતરા, રક્તપિત, એ સર્વે રોગોને દૂર કરે છે. આ शितोपलादि अवलेह छे १. અથવા ગળોનું સત્વ, લોહસાર, એ બંને ટંક ૧ લઇ મધ અને માખણની સાથે ચાટે, તો રાજરોગ જાય ૨. અથવા

રાજ મૃગાંક રસ--મારેલો પારો ત્રણ ભાગ, સોનાનું ભસ્મ ૨ ભાગ, મનશિલ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, એ સર્વને એકઠાં કરી. મોટી પીળી કોડીમાં ભરવાં. પછી બકરીના દૂધમાં ટંકણખારને વાટી એ ટંકણખારથી કોડીનું મોં બંધ કરવું. પછી એ કોડીઓને એક કુલડામાં મુકી બંધ કરી ગજ પુટની આંચમાં મુકી ફુંકી દે. પછી શીતળ કરીને કાઢી લે. આ राजमृगांक रस છે.એને રતી ૪ પ્રમાણે મહીના એક સુધી વર્ધમાન પીપર એટલે પીપર ૩ થી ૨૧ સુધી મધ માખણ મેળવી જે ખાય તો રાજરોગ અવસ્ય જાય. આ राजमृगांक रस, છે ૩. અથવા

કર્પૂરાદિક ચૂર્ણ-બરાસ કપૂર ટંક ૫, તજ ટંક ૫, કંકોળ ટંક ૫, જાયફળ ટંક ૫, ઘ

હીંગ ટંક ૫, નાગકેસર ટંક ૭, મરી ટંક ૮, પીપર ટંક ૮, સુંઠ ટંક ૯,એ સર્વ બારીક વાટી સર્વેની બરાબર સાકર મેળવી મધ વગેરે અનેક અનેક અનુપાનથી ટંક ૧ લે, તો રાજ રોગ, અરૂચિ, ક્ષય, સ્વાસકાસ, ગોળો, હરસ, ઉલટી, અને કંઠનારોગ, એ સઘળા રોગોને એ દુર ક

રે છે ૪.આ कर्पूरादि चूर्ण છે અથવા

કુમુદેશ્વર રસ–સોધ્યો ગંધક ટંક ૫, અભ્રક ટંક ૫, સોધ્યો પારો ટંક ૫ હિંગળો ટંક ૨. મનશીલ ટંક ૨. પ્રથમ પારા ગંધની કાજળી કરવી પછી એમાં એ ઓસડો મેળવવાં, પછી એ સર્વથી અરધો એમાં લોહસાર મેળવવો.પછી એ સર્વને ખલમાં નાખી સતાવરીના રસના પૂટ ૧૪ દઇને સુકવી લેવું. પછી રતી ૨ તથા ત્રણ સાકરની સાથે પ્રાતઃકાળમાં ખાય, તો રાજરોગ, વાયુ પિત કફના રોગો,અને સર્વ તાવને દૂર કરે છે ૫. આ कुमुदेश्वर रस છે. એ સઘળા વૈદ્યરહસ્યમાં લખ્યા છે. અથવા તાંદળજાની ભાજીને રાંધીને ખુબ ઘી મેળવીને

નિત્ય ભોજન કરે તો રાજરોજ, બહુ મુત્રતા દૂર થાય.

ચીમન પ્રાસ અવલેહ–મોટાં પાકાં લીલાં પાંચશે ૫૦૦ આમળાંને પાણીમાં પકવી એ નો રસ કાઢવો. પછી એ રસમાં ૨૦૦ તોલા ભાર, સાકરની ચાસણી ચાંદીના વાસણમાં કર વી. પછી એ ચાસણીમાં જે ઓસડો નાંખવાનાં તે લખીએ છીએ,કાળીદરાખ,અગર ચંદન, કમળકાકડી, ઈલાયચી, હરડેનીછાલ, કાકોલી. ક્ષીર કાકોલી, રીદ્ધિ, વૃધ્ધિ મેદ. માહામેદ, જીવક, રીષભ, ગળો. કાકડસીંગી. પુષ્કરમુળ, કચુરો, અરડુસો, ભાંયકોહોળુ,ચીકણા જીવંતી, સાલપર્ણી, પૃષ્ટપર્ણી, બંને રીંગણી,બીલાનો મગજ, અરણી. અરડુ, કુભેર, પાઢ. નાગરમો થો, એ સર્વ ઓસડોને ચાર ચાર તોલા લઇ અત્યંત બારીક વાટીને આમળાના સંયોગની સાકરની ચાસણીમાં મેળવવાં, પછી એ ચાસણીમાં ૨૪ તોલા ભાર મધ નાંખવું, પછી પીપ ર ટંક ૧, તજ ટંક ૨ા, તમાલ પત્ર ટંક ૨ા. નાગકેસર ટંક ૨ા ઈલાઇચી ટક ૨ા, વંશ લોચન ટંક ૨ા એ સર્વ બારીક વાટી નાખવાં. પછી એનો એક રસ કરી તોલા ૪ ભાર પ્રિતિ દિન ખાય, તો રાજરોગ, શોષરોગને દૂર કરી બળ, કાંતિ, પુષ્ટતા, અને વૃદ્ધનો તરૂણ અ

ચીમનપ્રાસ અવલેહ કરે છે ૭. ઇતિ चिमनप्रास अवलेह સંપૂર્ણઃ અથવા

અરડુસાનો રસ અને ભોરીંગણીનો રસ તોલા ૫ ભાર લઈ તેમાં મધ તોલા ૫ ભાર, પીપ રો તોલા ૧૦ ભાર મેળવી પ્રતિદિન ખાય, તો રાજરોગ દૂર થાય ૮. અથવા

કુમુદેશ્વર રસ–મૃગાંક ૧ ભાગ, પારો ૧ ભાગ. અવિંધમોતી ૨ ભાગ સોધ્યો ગંધક ૨ ભા ગ. પ્રથમ પારા ગંધકની કાજળી કરી. બાકીનાં સર્વઓસડો મેળવી કાંજીના પાણીમાં દિન ૧ ખલ કરવો. પછી એનો ગોળો કરી એક સરવામાં મૂકીને કપડ છાંણુ કરી એ કપડ માટી કરેલા સરવાને એક મીઠાથી ભરેલા હાંલ્લામાં મૂકી એક દિન સુધી અગ્નિ દેઇને પકવી લેવો, જ્યારે સ્વાંગ શીતળ થાય ત્યારે કાઢીને રતી ૧ યા, ૨ ને પ્રમાણ પ્રાતઃકાળ શાકરની સાથે લે,

તો રાજરોગ જાય ૯. આ कुमुदेश्वर रस છે. એ વૈદ્ય વિનોદમાં લખ્યા છે. ૪ અથવા

કપર્દિકેશ્વર રસ–મોટી પાળી કોડીઓ, અને પારો, ગંધક બરાબર લઇ તેની કાજળી કરી

તેને કોડીઓમાં ભરી. એ કોડીઓનું મોં શેકેલા ટંકણખાર વડે બંધ કરવું. પછી એ કોડીઓને સરવામાં બંધ કરી ગજ પુટમાં ફુંકી દે, પછી જ્યારે ઠંડુ થાય ત્યારે કાઢી એમાંથી રતી એક પ્રમાણે ખાય, તો રાજરોગ, શોસ. કાસ, સંગ્રહણી, જવરાતિસાર. એ સઘળા રોગોને એ દૂર કરે. એ कपर्दिकश्वररस છે.અને એ રૂદ્રદત્ત નામે ગ્રંથમાં લખ્યા છે १० અથવા

રાજરોગ તથા શોષ રોગવાળાને સાઠી ચોખા, ઘઊં જવ, મગ, હરણનું માંસ. કુવળ બકરીનું દૂધ, મીઠું દાડમ, આંમળાં, એ હિતકારી એટલે ફાયદાકારક વસ્તુઓ છે. એ વ્રંદમાં લખ્યોછે ११. અથવા

શુધ્ધ શિલાજીતના સેવનથી રાજરોગ જાય १२.એ ચરકમાં લખ્યો છે.

મહા તાલીસાદિ ચુર્ણ-અથવા તાલીસપત્ર १० ટંક ચિત્રક ટંક १०, હરડેની છાલ ટંક १०, દાડમના દાણા ટંક १०, ડાંસરા ટંક १०, અજમોદ ટંક રા ગજપીપરો ટંક રા અજમો ટંક રા, ખેંચુંનીજડ ટંક રા, જીરૂં ટંક રા. ધાણા ટંક રા. જાયફળ ટંક રા. લવીંગ ટંક રા. તજ ટંક રા. તમાલપત્ર ટંક રા, ઇલાયચી ટંક રા, એ સર્વની બરાબર શાકર મેળવાને ઔશોક વાટી ટંક ૨ બે રોજ બકરીના દૂધમાં ખાય તો રાજરોગ ક્ષયરોગ, પીનસ. કીચો અતિસાર. મુત્રકૃછ, પાંડુરોગ, વાયુ,પીત કફના રોગ, ને પ્રમેહ એ સઘળા રોગોને આ ચુર્ણ દૂર કરે છે १३. ઇતિ महा तालिसादि चर्ण એ હારીતમાં લખ્યું છે.

સુંઠયાદિ ચૂર્ણ-અથવા સુઠ કાળાં મરી. પીપર, તજ તમાલપત્ર, ઇલાચી, લવીંગ. જાયફળ. વંશલોચન. કચુરો, બાવચી, દાડમના દાણા એ સર્વને બરાબર લઇ બારીક વાટી તેની બરાબર એમાં ચોખો લોહસાર મેળવવો. પછી એ સર્વની બરાબર શાકર મેળવી ટંક રા, પ્રતિદિન બકરીના દૂધની સાથે ખાય તો રાજરોગ મંદાગ્નિ. વિશ, પ્રમેહને એ દૂર કરીને શરીરને પુષ્ટ કરે છે ૪- ઇતિ सुंठयादि चूर्ण १४. અથવા

લવાંગાદિ ચુર્ણ-લવીંગ, કંકોળ, મરી, વીરણવાળા. ચંદન, તગર, કમળકાકડી. કાળીજીરી, ઇલાયચી, અગર, નાગકેસર. પીપર. સુંઠ, ચિત્રક, નેત્રવાળો, બરાસકપુર. જાયફળ, વંશલોચન. એ સર્વને બરાબર લઇ, અને સર્વથી અર્ધો ભાગ શાકર લઇને એ 'સર્વને ખાંડો" ટંક ૧. રોજ ખાય, તો રાજરોગ. મંદાગ્નિ, સ્વાસ, કાસ, હીચકી. સંગ્રહણી અતિસાર ભગંદર, પ્રમેહ, એ સર્વ રોગને એ દૂર કરે છે १५. ઇતિ लवंगादि चूर्ण છે. અથવા

શૃંગારીભૃક ગુટિકા-મારેલી અબરખ તોલા ૯ ભાર, બરાસકપુર માસા ૪ ભાર. જાવંત્રી માસા ૪, વીરણવાળો માસા ૪,તેજપાત માસા ૪. લવીંગ માસા ૪, તાલીસપત્ર માસા ૪, જાયચીતી માસા ૪, દાલચિનીનાં ફુલ માસા ૪,ધાવડીનાં ફુલ માસા ૪, હરડેના છાલ માસા ૬, આમળાં માસા ૪, બેહેડાંની છાલ માસા ૬. સુંઠ માસા ૬. પ્રથમ પારા ગંધકની કાજળી કરી, પછી એ સર્વ ઓસડોને બારીક વાટી એક રસ કરી એમાં મેળવી પાણીથી ચણા પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૪ રોજ ઠંડા પાણી સાથે ખાય, તો રાજ રોગ, સ્વાસ શોષ કાસ, સૂળ પ્રમેહ, ઉલટી. અમલપિત્ત અરૂચિ, સંગ્રહણી વાત રક્ત. એ સઘળા રોગોને એ ગોળી દૂર કરીને શરીરને પુષ્ટ કરે છે १६. આ शृंगारी भृक गुटिका છે. અથવા

મહાપંચક હરડેના ક્રિયા-દશ મુળ. પીપર, ચિત્રક, કૌચનાં બીજ. બેહેડાંની છાલ કાયફળ, કાળાં મરી, પીપરી મુળ. રોહિષ, દંતી, દ્રાક્ષ, બંને જીરૂ, હળદર, આમળાં, વાવડીંગ, કાકડ

સીંગી, દેવદારૂ, સાઠીનું મુળ ધાણા, લવીંગ, ગરમાળાનો ગોળ, ગોખરૂ, વર્ધારો. ઉપલટ, ધ્ધ્વરણું, એ સર્વે ઓસડો તોલા ૮-૮ (આઠ આઠ તોલા) ભાર લઇ જ્યારે ખાંડી શેર ૧૬ પાકા (૩૨ શેર) પાણીમાં એ ઓસડોને નાખીને ઓસડોની સાથે ચોખી મોટી હરડો પાકા શેર ૪.૮ શેર) નાખી હાંલ્લામાં ઘાલી મધુરી આંચથી ઉકાળવી. ઊકાળ્યા પછી એ હરડોને પાણીમાંથી કાઢી ઠંડી કરવી, પછી ચોખા મધમાં દિન ૫ સુધી રાખી મુકવી. પછી એને મધમાંથી કાઢી બીજા મધમાં એવી નાખવી કે ડુબી રહે, એવી રીતે નાખી દિન ૧૫ સુધી રાખી કાઢીલેવી, પછી એને ફરી બીજા મધમાં ડુબી રહે એવી રીતે નાખી એક માસ સુધી રાખવી. પછી હરડો સમેત મધના વાસણમાં તજ, તમાલપત્ર, નાગકેસર, ઇલાયચી, પીપર. એ સર્વેને બારીક વાટી તોલા ૩૨ ભાર ચુર્ણ મેળવીને હરડ ૧ રોજ ખાય, તો રાજરોગ, શોષરોગ કાસ, સ્વાસ. હીચકી, ઉલટી, તાવ, મુત્રકૃછ, પ્રમેહ, વાતરક્ત, હરસ, સંગ્રહણી રક્તપિત્ત દાહ, વિમૂતી વ્યૌચી, કોઢ, મૃગી, પાંડુરોગ, એ સઘળા રોગોને આ मधुपक्व हरडे દૂર કરેછે ૧૭ ઇતિ मधुपक्व हरडे નો વિધિ પરીપુર્ણ. આ ધન્વંતરી સંહિતામાં લખી છે. અથવા

આદાનો અવલેહ–પુરાણો ગોળ શેર ૦ા, તથા આદાનો રસ શેર ૧, એ રસમાં મધુરી આંચથી ગોળની પાતળી ચાસણી કરવી પછી એ ચાસણીમાં તજ. તમાલપત્ર, નાગકેસર ઇલાયચી, લવીંગ,સુંઠ, કાળાંમરી, પીપર, એ સર્વે ઓસડોને તોલા ચાર ચાર ભાર લઇને બારીક વાટી મેળવીને તોલા ૨ ભાર રોજ ખાય. તો રાજરોગ.મંદાગ્નિ કાસ,અરૂચિ,એ સઘળા રોગોને દૂર કરેછે ૧૮. ઇતિ आदानो अवलेह અથવા

બકરાના દૂધમાં તેના બરાબર પાણી નાખીને પીપેરો નંગ ૩, નાખવી. અને એક એક રોજ માસ ૧ સુધી વધારતાં જવું. પછી રોજ એકેકજ પીપર ઘટાડતાં જવું. જ્યારે પાણી બળીજાય અને દૂધ બાકી રહે ત્યારે પેહેલાં તો પીપર ખાવી,પછી એ દૂધને પી જાય તો રાજરોગ, સ્વાસ. કાસ, એ સર્વ રોગ જતા રહે. આ ઉપાય કાસીનાથ પદ્ધતિમાં લખ્યો છે ૧૯ અથવા

દરાખનો આસવ-કાળીદરાખ શેર ૪ પાકા (૮ શેર) લઇ મણ૧ પાણીમાં ઊકાળવી,તે જયારે ચતુર્થાંશ શેષ રહી જાય ત્યારે તેમાં પુરાણો ગોળ,વાવડીંગ ગહુલો,તજ,તમાલપત્ર ઇલાયચી નાગકેર. એ સર્વ ચાર ચાર તોલા ભાર નાખીને દારૂના યંત્રથી એનો અર્ક કાઢી તોલા પાંચ ભાર સેજ લે તો રાજરોગ, સ્વાસ, કાસ, દૂર થાય ૨૦. આ दराखनो आसव છે. એ જોગતરંગીણીમાં લખ્યો છે. અથવા

પંચામૃત રસ=મૃગાંક ૧, રૂપરસ ૨, તાંબેશ્વર ૩.પારાનું ભસ્મ ૪,અબરખ ૫. એ સર્વે એકેકથી એકેક ભાગ વધતો લઇ એકઠાં મેળવી એમાં જુદા જુદા હેઠે લખેલાં ઓસડોનો એક એક પુટ દેવો. તે ચુાં પ્રથમ વાવડીંગનો ૧.નાગરમોથેનો ૧, નિર્ગુંડીનો ૧ દશ મૂળનો ૧, ચિત્રકનો ૧. ઉંદરનો ૧.કાળાંમરીનો ૧.સુંઠનો ૧.પીપરનો ૧, એસર્વના પુટ દઇને ૦ા–૦ાઅર્ધી રતીની ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ખાય, તો રાજરોગ. ઉદરસ. ફીયે, ગોળો, ઇત્યાદિ જાય. એ पंचामृत रस છે. એ સાર સંગ્રહમાં લખ્યો છે ૨૧. અથવા

મોટા શંખની રાખને ગાયના મૂત્રમાં કસણી મોટી.બે પ્યાલીઓ બનાવીને તેમાં પારો ટંક ૫, ગંધક ટંક ૫, એ બંનેની કાજળી કરીને પ્યાલી માં ભરવી. પછી એ પ્યાલીને કપડ મટી કરીગજ પુટમાં મુકી દેવી. પછી પ્યાલી સમેતને વાટી રતી ૧, મધ સાથે ખાય, તો રાજરોગ

જાય ૨૨. એ રસરાજસુંદરમાં લખ્યો છે અથવા.

ક્ષુદ્રાદિક્ખાર–થોરનાં લીલાં લાકડાં શેર૦, સિંધવખાર તોલા ૫, સંચળખાર તોલા ૫, સાંભરો લુણ તોલા ૫ રીંગણાં શેર ૧, ચિત્રક તોલા ૮ ભાર, એ સર્વને એકઠાં કરી બારીક વાટી મોટા સરવામાં મૂકીને ગજ પુટમાં ફુંકી દેવું. પછી એમાંથી માસો ૧ ભોજન કર્યા પછી પાણી સાથે લે, તો તત્કાળ ભોજન પચે. અને રાજરોગ, સ્વાસ, હરસ,જાય. અને આમ તત્કાળ ભસ્મ થઇ છુટી જાય આ क्षुद्रादिक खार છે ૨૩. એ રસ રાજલક્ષ્મિગ્રંથમાં લખ્યો છે. અથવા

શંખાદિ–શંખની રાખને લીંબુના રસમાં ઓલવીને એ રાખમાંથી તોલા ૪ લઇ તેમાં ચવક ટંક ૧૦, જવખાર ટંક ૧૦, પાંચે ખાર ટંક ૧૦. શેકેલી હીંગ ટંક ૧૦, સુંઠ ટંક ૧૦, કાળાં મરી ટંક ૧૦ા. પીપરો ટંક ૧૦, પારો ટંક ૧૦, ગંધક શોધેલો ટંક ૧૦,શોધેલો વચ્છનાગ ટંક ૧૦,એ સઘળાં ઓસડો લઈ પ્રથમ પારા ગંધકની*કાજળી કરી એ કાજળીમાં બાકીના સર્વે ઓસડો મેળવવાં. પછી લીંબુના રસમાં ચણા પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧ પ્રતિદિન લવીંગના પાણીમાં લે તો રાજરોગ,સંગ્રેહણી શુળ,ગોળો, એ સઘળા રોગો દૂર થાય ૨૪.આ शंखवटी જોગ તરંગિણીમાં લખી છે. અથવા

અગસ્ત હરડેનો વિધિ–દશ મુળ, કૌચનાં બીજ, શંખાવળી, કચુરો, ચીકણા, ગજ પીપર. અંઘેડી,પીપરી મુળ. ચિત્રક. ભારંગ,પુષ્કરમુળ. એ સર્વે ઓસડો તોલા ૮-૮, અને મોટી હરડો નંગ ૧૦૦ લઇને. એ ઓસડોને જ્યારે ખાંડીને શેર ૨૦ પાણીમાં ઓસડો તથા હરડો સામેલ કરી ઉકાળવું. જ્યારે પાણી ચતુર્થાંસ એટલે પાંચ શેર બાકી રહે ત્યારે ઊતારી તેમાંથી હરડો કાઢી લઇ તેની ગોટલી કાઢી એ હરડોને પીસવી. પછી પુરાણા ગોળ તોલા ૪૦૦ ભારનીચાસણી કરી, એ ચાસણીમાં હરડોનું ચુર્ણ મેળવીને ગાયનું ઘી તોલા ૩૨ ભાર મેળવવું. પછી એને તોલા ૪ યા ૫ ભાર રોજ ખાય તો રાજરોગ, શોષરોગ, કાસ,સ્વાસ. હિચકી વિષમજ્વર, સંગ્રહણી. હરસ. અરૂચિ, પીનસ. એટલા રોગોને આ અગસ્થ હરિતકી દૂર કરીને શરીરનેપુષ્ટ કરી ભૂખને વધારી,કોઠાને સુદ્ધ કરે છે. આ अगस्त हरडे ની વિધિ વૃંદમાં લખ્યો છે ઇતિ अगस्त हरड ની વિધિ ૨૫.

અથવા * ૪૦૦ તોલા ભાર અરડુસાનો ઉકાળો કરી તેનો ચતુર્થાંસ બાકી રાખી જુદો ગાળી રાખવો. પછી એ ઉકાળાના રસમાં ૪૦૦ તોલા ભાર ગોળની ચાસણી કરી તેમાં ૩૨ તોલાભાર તલનું તેલ, તથા ૩૨ તોલા ભાર ગાયનું ઘી મેળવવું. પછી એ ચાસણીમાં મોટી હરડો નંગ ૧૦૦ ની છાલનું ચુર્ણ મેળવવું. પછી પીપર ટંક ૨ા, પીપળીમુળ ટંક ૨ા, કાળાંમરી ટંક ૨ા, પુષ્કરમૂળ ટંક ૨ા, ચવક ટંક ૨ા, ચિત્રક ટંક ૨ા. સુંઠ ટંક ૨ા. એ સર્વેને બારીક વાટી એ ચાસણીમા નાંખવાં. પછી એ સર્વેને એક જીવ કરી તોલા ૫ પ્રમાણે રોજ ખાય. તો રાજરોગ નિશ્ચય દુર થાય અને હરસ, ઉદરસ,સ્વરભેદ, સોજો, અમલપિત્ત, પાંડુરોગ, ઊદરરોગ અગ્નિમંદ, નપુસકતા, એ સઘળા આ ઓષધિથી જાય છે. એ ચરકમાં લખી છે ૨૬. ઇતિ રાજરોગ, શોષરોગ, ક્ષયરોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપુર્ણ.

## કાસરોગ.(ઊદરસ)

*ચારસેં તોલા ભાર અરડુસો લાવી તેનો ઉકાળો કરવો, પણ એમ ન સમજવું કે ઊકાળાનું પાણી ઉપર કહ્યા પ્રમાણે લેવું.

કાસરોગની ઉત્પતિ લક્ષણ–મુખમાં ધુમાડો, તથા ધુળ જવાથી-લુખા અન્નના ખાવાથી–ભોજનના કુપથ્યથી–મળ, મુત્ર, તથા છીંકના રોકવાથી, ચીકાસ, મુળા આદિ (ખાઈ) ઊપર પાણીના પીવાથી ખાંસી ઉત્પન્ન થાય છે. પછી એ ખાંસી છાતીના પ્રાણ પવનમાં મળે છે; પછી એ પ્રાણ પવન કંઠના ઉદાન પવનથી મળી એ બંને પવનોને બગાડે છે. ત્યારે બગડેલો પવન એના શબ્દને કાંસાના ફુટેલા વાસણ સમાન કરીને મોઢામાંથી વેગ (વિલંબથી) કાઢે છે, ત્યારે માણસો એને ખાંસી અથવા ઉદરસ યા કાસ કહે છે. એ કાસરોગ પાંચ ૫ પ્રકારનો થાય છે–વાયુનો ૧. પિત્તનો ૨, કફનો ૩, ચોટલાગવાનો ૪. ક્ષયરોગનો ૫. અને અનુક્રમથી કાસ છે તે એક એકની અપેક્ષા બીજો બળવાન જાણજો. તે એમ કે પ્રથમ વાયુથી પિત્તનો કાસ બળવાનછે. તેમજ બીજા અનુક્રમે એકેકથી વધારે બળવાન જાણી લેજો.

ખાંસીનું પુર્વ રૂપ–કંઠમાં, ગળામાં કાંટાસા પડી જઈ ચેળ આવે; ભોજન કર્યું જાય નહીં ત્યારે જાણવું કે ઉદરસ અથવા ખાંસી થશે.

વાયુની ખાંસીનાં લક્ષણ–હૃદય, લમણાં માથું, પેટ, પાંસળામાં એ સર્વમાં શુળ ચાલે; મોહું ઉતરી જાય; અને બળ, પરાક્રમ, સ્વર. એ ક્ષીણ પડી જાય; અને અન્નનો કોળીઓ ખાવામાં કંઠમાં વ્યથા થાય; સુકો ખાંસે-ખોખરો સ્વર બોલે; એ લક્ષણ થાય ત્યારે જાણવું કે વાયુની ખાંસીછે .

પિત્તની ખાંસીનાં લક્ષણ–હૈયામાં દાહ તથા તાવ આવે; મુખ સુકાય તથા કડવું રહે, તરસ યુક્ત થાય, અને કડવી કડવી ઉલટી કરે-અને શરીર પીળુ થઈ જાય. આ લક્ષણ થાય તો પિત્તની ખાંસી જાણીએ ૨.

કફની ખાંસીનાં લક્ષણ–કફથી મુખ લીંપ્યું રહે, મસ્તક દૂખે, ભોજનમાં અરૂચિ–શરીર ભારે. કંઠમાં ચેળ ચાલે. કફની ગાંઠો થૂંકે, આ લક્ષણ થાય તો કફની ખાંસી જાણીએ ૩.

ક્ષતજ કાસની ઊતપતિ લક્ષણ–ઘણો સ્ત્રી સંગ કરવાથી–ભાર ઉપાડવાથી- માર્ગના ચાલવાથી-યુદ્ધના કરવાથી=ઘોડા હાથીના- (ઉપર બેસી દોડાવવાથી–લૂખાં ભોજન કરવાથી વાયુ હૃદયમાં જઈને ઉદરસને પ્રગટ કરે છે. એ પ્રથમ લૂખો ખાંસે. પછી લોહિ થુંકે કંઠ ઘણો દૂખે–શુળ ચાલે- સાંધેસાંધામાં પીડા ચાલે–તાવ, સ્વાસ, તરસ હોય સ્વર ઘોઘરો બોલે, ખબુતરની માફક બોલ્યા કરે એ લક્ષણ થાય તો ક્ષતની ઉદરસ જાણવી ૪.

ક્ષયરોગથી ઊપજી જે ઊદરસ તેનાં લક્ષણ–કુપથ્ય, તથા વિમાસન આદિ કરે–અને બહુ મૈથુન કરે-મળ મુત્રને રોકે–ઘણો શોચાદિ કરે–ઘણું સુવે–તે માણસને મંદાગ્નિ થઈને વાયુ પિત્ત કફ, એ ત્રણેના કોપથી ક્ષય રોગની ઉદરસ ઉત્પન્ન થાય છે. એ ઉદરસ શરીરને ક્ષીણ કરીને તાવ દાહ મોહને કરે છે. ત્યારે એ પ્રાણનો નાસ કરે છે, સૂકો ખાંસે, દુર્બળ થતો જાય શરીરનું રૂધિર તથા માંસ સુકાઈ જાય-- પરુ થુંકે ત્યારે અસાધ્ય જાણિએ ૫.

ઊદરસનાં અસાધ્ય લક્ષણ–વાત, પિત્ત, કફ એ ત્રણેની ઉદરસ સાધ્ય; અને ક્ષત રોગ, તથા ક્ષય રોગની ઉદરસ અસાધ્ય; અને બુઢા માણસની ઉદરસ પણ અસાધ્ય જાણવી.

## ઉદરસના ઊપાય.

લવીંગાદિની ગોળી–લવીંગ ટંક ૫ કાળાં મરી ટંક ૫. બેહેડાંની છાલ ટંક ૫. ખેરસાર ટંક ૫. એ સર્વને બારીક વાટી બાવળની છાલના ઊકાળામાં ગોળીઓ રતી બે પ્રમાણે કરી ગોળી

૧, યા ૨, યા ૩, રોજ દિન ૭ ખાય, તો ઉદરસ જાય. આ लवंगादिनी गोळि લોલિંબ રાજમાં લખી છે ૧. અથવા

પારો ટંક ૧, શોધ્યો ગંધક ટંક ૨, પીપરો ટંક ૩, હરડેની છાલ ટંક ૪, બેહેડાંની છાલ ટંક ૫, કાકડસિંગી ટંક ૬, એ સર્વ ઓસડોને બારીક વાટી બાવળની છાલના ઉકાળાના પુટ ૨૧ દઈને ગોળી ટંક ૧ા ભારની કરી ગોળી ૧ રોજ ખાઈને ઉપરથી સુંઠનો ઉકાળો કરી પીએ, તો ઉદરસ અવશ્ય જાય ૨. આ રસ સમુહ ગ્રંથ તથા યોગ ચિંતામણી ગ્રંથમાં લખ્યા છે. અથવા કાળાં મરી ટંક ૨ા, પીપરો ટંક ૨ા, દાડમના છોડાં ટંક ૧૦. ગોળ તોલ ૧૦ ભાર, જવખાર ટંક ૧ા, એ સર્વને બારીક વાટી ગોળી ચણા પ્રમાણે કરી ગોળી ૨ યા ૪ રોજ ખાય, તો ઉદરસ જાય ૩. અથવા પીપર, પુષ્કર મૂળ, હરડેની છાલ, સુંઠ, કચુરો, નાગરમોથો. એ સર્વ ઓસડોને બારીક વાટી ગોળમાં ગોળી રતી ૩ પ્રમાણે કરી ગોળી ૧, યા ૨, યા ૩, ખાય તો ઉદરસ જાય ૪. અથવા સુંઠના ઊકાળાથી ઉદરસ જાય ૫. અથવા આદાના રસમાં મધ મેળવીને ખાય, તો ઉદરસ, જાય ૬. ક્ષુદ્રાદિકનો કાઢો— અથવા ભોરીંગણી, ગળો, સુંઠ, પુષ્કરમૂળ, એ સર્વ ઓસડોને બરાબર લઈને તેમાં અરડુસો મેળવી ઊકાળો કરી પીએ, તો ઉદરસ જાય આ क्षुद्रादिक कोढा છે ૭. અથવા નાની રીંગણીનું ભરત કરી તેનો રસ કાઢી એ રસમાં પીપરનું ચૂર્ણ મેળવી રોજ પીએ, તો ઉદરસ, સ્વાસ જાય ૮. અથવા હરડેની છાલ, પીપર, સુંઠ, કાળાં મરી, એ સર્વને બારીક વાટી ગોળમાં ગોળી કરી ગોળી ૧, તથા ૨ તથા ૩ રોજ ખાય તો ઉદરસ જાય ૯. અથવા હરડેની છાલ, ટંક ૨ા, સુંઠ ટંક ૨ા, કાળાંમરી ટંક ૨ા. પીપર ટંક ૨ા, અમલ વેતસ ટંક ૨ા, ચવક ટંક ૨ા, ચિત્રક ટંક ૨ા, જીરૂં ટંક ૨ા, ડાસરા ટંક ૨ા, તજ માસા ૪, તમાલપત્ર માસા ૪, નાગકેસર માસા ૪ એ સર્વને બારીક વાટી ગોળ સેર ૦ા માં ગોળી ટંક ૨ા પ્રમાણે વાળી ગોળી ૧ સવારમાં રોજ ખાય, તો ઉદરસ, સ્વાસ જાય ૧૦. અથવા

લવીંગાદિ ચૂર્ણ—લવંગ ટંક ૨ા, પીપેર ટંક ૨ા, જાયફળ ટંક ૨ા, કાળાં મરી ટંક ૫ સુંઠ તોલા ૧૬, એ સર્વની બરાબર શાકર લેવી પછી સર્વને બારીક વાટી ટંક ૨ા, પાણી સાથે ખાય, તો ઉદરસ, તાવ, પ્રમેહ, અરૂચિ, સ્વાસ, મંદાગ્નિ, સંગ્રહણી, એ સઘળા રોગોને આ ચૂર્ણ દૂર કરેછે. ઈતિ लवंगादि चूर्ण ૧૧. અથવા

*હિંગળો, કાળાં મરી, નાગરમોથ, સોધ્યો વચ્છનાગ. એ સર્વને બરાબર લઈ બારીક વાટી જંભીરીના રસમાં, અથવા આદાના રસમાં મગ પ્રમાણે ગોળી બાંધી ગોળી ૧ રોજ ખાય, તો સ્વાસ, અને ઉદરસ જાય ૧૨. અથવા કાળાં મરી, નાગરમોથો, ઉપલેટ, વજ, સોધ્યો વચ્છનાગ, એ સર્વને બરાબર લઈ આદાના રસમાં બારીક વાટી મગ પ્રમાણે ગોળી કરી ગોળી ૧ રોજ ખાય, તો ઉદરસ મૂળ, કફના રોગ, સુવા રોગ, સંગ્રહણી એ સઘળા રોગોને આ ગોળી દૂર કરે છે ૧.

* હીંગળો છે તે મુખ્ય પારો છે. અમલસાર (ગંધક), તથા પારો એ બંને પચે ત્યારેજ હીંગળો થાય છે. તેથી વૈદ્યના હાથ વિના હીંગળાનું ઔષધ લેવું નહીં. કારણ કે ધાતુ ચીજ છેતે ઝેર છે. પણ તે ક્રિયાથી અમૃત થાય છે, અને એ ક્રિયા વૈદ્ય લોક જાણે છે. આ ગ્રંથમાં નવાં ટીપણ કર્યાં છે તેમાં વર્તમાન યથોક્તિ લખી છે. રસાયણ ઔષધિ વૈદ્યના હાથ શિવાય લેવી યોગ્ય નથી. માટે આ ગ્રંથ વાંચી વાકેફ થવું. પણ મોટી ઔષધિ તો વિદ્વાન વૈદ્યની સહાયતાથી લેવી.

કાસ કર્તરી-વંગ ટંક ૧, પીપર ટંક ૨, હરડેની છાલ ટંક ૩, બેહેડાની છાલ ટંક ૪, અરડુસો ટંક ૫, ભારંગ ટંક ૬, એ સર્વની બરાબર ખેરસાર લેવો. પછી એ સર્વને બારીક વાટી બાવળની છાલના ઉકાળાના પુટ ૨૧ દઇને મધથી ગોળી ચણા પ્રમાણે બાંધી ગોળી ૧ રોજ ખાય તો સ્વાસ, કાસ, ક્ષય, એ સર્વ રોગો જાય ૧૪. ઇતિकास कर्तरी. અથવા

કર્પુરાદિ ગુટિકા-બરાસકપુર ટંક ૧।, કસ્તુરી ટંક ૧।, લવંગ ટંક ૧।, મરી ટંક ૨।।, પીપે ૨ ટંક ૨।।, બેહેડાંની છાલ ટંક ૨।।, કોલીજન ટંક ૨।।, દાડમનાં છોડાં ટંક ૧।, એ સર્વની બરાબર ખેરસાર એમાં નાખીને બારીક વાટી પાણીથી ચણા પ્રમાણે ગોળી બાંધી ગોળા ૧ રોજ ખાવ તો ઉદરસ જાય ૧૫. ઇતિ कर्पूरादि गुटिकाઆ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાંલખ્યા છે અથવા આકડાનાં ફૂલની વચલી ફલી, અને તેની બરાબર મરી લઇએ બંનેને બારીક વાટી ચણોઠી પ્રમાણે ગોળી બાંધી ગોળી ૧ રોજ ખાય તો ઉદરસ જાય ૧૬, અથવા આંકડાનાફૂલમાંની વચલી ફૂલી તથા તેની બરાબર લવંગ લઇને ગોળી રતી ૧ ના પ્રમાણમાં બાંધી ગોળી ૧ રોજ ખાય તો ઉદરસ જાય ૧૭. એ ઉપાય રૂદ્રદત્તમાં લખ્યા છે.

ભૃગુ હરીતકી-પસર રીંગણીના પંચાંગમાં શેર ૪ પાણી નાખી ઉકાળો કાઢી એ ઉકાળામાં મોટી હરડો નંગ ૧૦૦ સો પકવવી. જ્યારે સીજી જાય ત્યારે ઉકાળામાંથી કાઢી લઇ શીતળ કરી ગોટલી કાઢી વાટી નાખવી. પછી ૪૦૦ તોલા ભાર પુરાણા ગોળની ચાસણી કરી એ ચાસણીમાં પેલી હરડોનો ભૂકો મેળવવો.પછી એ ચાસણીમાં જે ઓસડો નાખવાના તે લખીએછી એ સુંઠ તોલા ૪ કાળાં મરી તોલા ૪, પીપેરો તોલા ૪, તજ તોલા ૪ તમાલપત્ર તોલા ૪, નાગકેસર તોલા ૪ ભાર, ઇલાયચી તોલા ૪ ભાર, એ સર્વને બારીક વાટી એ ચાસણીમાં નાખવાં પછી અચ્છેર મધ મેળવીને એક રસ કરી તોલા ૪ ભાર રોજ ખાય તો સર્વ પ્રકારની ઉદરસ જાય ૧૮ भृगु हरीतकी છે.

ભોરીંગણીનો અવલેહ-૪ શેર ભોરીંગણીનો ઉકાળો કરી એ ઉકાળાના પાણીમાં ૪ શેર શાકરની ચાસણી કરી આ ઓસડો નાખવાં. ગળો તોલા ૪ ભાર, કાકડસિંગ તોલા ૪ ભાર, ચવક તોલા ૪ભાર, ચિત્રક તોલા ૪ ભાર, નાગરમોથો તોલા ૪ ભાર, સુંઠ તોલા ૪ ભાર, પીપર તોલા ૪ ભાર, ધમાસો તોલા ૪ ભાર, ભારંગ તોલા ૪ ભાર, કચુરો તોલા ૪ ભાર, એ સર્વને બારીક વાટી, એ ચાસણીમાં મેળવવાં.પછી શેર ૧મધ, તથા શેર ૦। પા વંશલોચન નાખીને તોલા ૪ રોજ ખાય, તો સર્વ પ્રકારની ઉદરસ જાય ૯- ઇતિ भोरींगणीनो अवलेह. સંપૂર્ણઆ ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા અરડુસાના ઉકાળામાં મધ નાખી પીયે, તો ઉદરસ જાય ૨૦. અથવા આકડાના પાન, મનશીલ, સુંઠ, કાળામરી, પીપર, એ સર્વને બરાબર લઇ ગોળમાં ગડાકુ તમાકૂની માફકબનાવીને હુકકામાં પીએ, તો ઉદરસ નિશ્ચય દૂર જાય ૨૧. અથવા પારો, સોધ્યો ગંધક, હીંગળો, સોધ્યો વચ્છનાગ, સુંઠ, કાળાંમરી, પીપેરો, શેકેલો ટંકણખાર, એ સર્વને બરાબર લઇ. પ્રથમ પારા ગંધકની કાજળી કરી, પછી એ ઓસડો બારીક વાટી કાજળીમાં મેળવીને એ કાજળીને ભાંગરાના રસમાં દીન ૧ ખલ કરવો. પછી બીજોરાના રસમાં દીન ત્રણ ખલ કરવો. પછી એની ગોળી રતી અડધી પ્રમાણે કરી ગોળી ૧ રોજ દીન દશ ખાયતો ઉદરસ ક્ષય, સંગ્રહણી, સન્નિપાત, મૃગી એ રોગોને એ રસ દૂર કરેછે ૨૨. ઇતિ आनंद भैरव रस સંપૂર્ણ ઇતિ ઉદ

રસના રોગની ઉત્પત્તિ લક્ષણ ઉપાય સંપુર્ણ.

## હિચકી

**હિચકી રોગની ઊત્પતિ લક્ષણ**–ગરમ, વાયડી, ભારે, લુખી, સીળીને આદિ વસ્તુઓ ખાવાથી–તથા મોઢામાં રજના જવાથી–મૈદના કરવાથી–માર્ગ ચાલવાથી–મળ. મુત્રના રોકવાથી ભૂખ્યા રહેવાથી.–એ કારણથી માણસને હિચકી, સ્વાસ, ઉદરસ, ઉત્પન્ન થાયછે.

**હિચકીનું સ્વરૂપ**–વાયુ બન્ને પસવાડાં તથા આંતરડાંને દુ:ખ દઇ મોંમાં થઈને મોટા શબ્દ સહિત પ્રાણનો નાશ કરનારો મુખમાંથી ભયંકર શબ્દ કાઢેછે તેને માણસો હિચકી કહેછે તે આ વાત, કફથી મળીને પાંચ (૫) પ્રકારની હિચકીને કરેછે. અન્નજા ૧, યમલા ૨, ક્ષુદ્રા ૩, ગંભીરા ૪, મહતી ૫.

**હિચકીનું પુર્વ રૂપ**–કંઠ અને હૃદય ભારે રહે–મોઢું બગડી જાય–કુખમાં આફરો થાય તો જાણવું કે એને હિચકી પેદા થશે.

**અન્નજા હિચકીનાં લક્ષણ**–અન્ન ઘણું ખાય, પાણી ઘણું પીએ તેણે કરી વાયુ વેગ દઈ કોપિત થઇને ઉર્ધ્વગામી થઇ માણસને અન્નજા હિચકીને પેદા કરેછે ૧.

**યમલા હિચકીનાં લક્ષણ**–રહી રહીને બબે હિચકી ચાલે માથું તથા ખાંધને કંપાવે તેને યમલા હિચકી કહીએ ૨.

**ક્ષુદ્રા હિચકીનાં લક્ષણ**–રહી રહીને મંદ મંદ હિચકી, કંઠ અને હૈયાની સંધીથી ચાલે તેને ક્ષુદ્રા હિચકી કહીયે ૩.

**ગંભીરા હિચકીનાં લક્ષણ**–દૂંટીથી ભયંકર શબ્દ ઉઠે, અને પીડા ઘણી થાય, અને અનેક ઉપદ્રવ કરે તેને ગંભીરા હિચકી કહેછે ૪.

**મહતી હિચકીનાં લક્ષણ**–સર્વ મર્મસ્થાનોમાં પીડા કરતી, તથા સઘળા ગાત્ર (શરીર અવયવ ને કંપાવતી ચાલે તેને મહતિ હિચકી કહેછે ૫.

**હિચકીનાં અસાધ્ય લક્ષણો**–હિચકી ચાલતાં જેનું શરીર કંપી ઉઠે, તથા ઉંચી દૃષ્ટિ થઇ જાય, તથા આંખે અંધારાં આવી જાય,–તથા ક્ષીણ થઇ જાય-તથા ભોજનમાં અરૂચિ થઈ જાય.–છીંકો ઘણી આવે એવી ગંભીરા તથા મહતિ એ બન્ને હિચકી અસાધ્ય જાણીએ.

## હિચકીના ઉપાય.

પ્રાણાયામના કરવાથી–કોઈ પ્રકારથી ભય ભીંત થવાથી-ભયંકાર વાતના સાંભળવાથી-વાયુ, કફ ઘટાડનારી વસ્તુના ખાવાથી હિચકી દૂર થાય છે ૧. અથવા બકરીના દુધમાં સુંઠને*પકવી, સુંઠ સહિત દૂધ પીએ, તો હિચકી જાય ૨. અથવા બીજેરાના રસમાં જવની ધાણીનો લોટ અને સિંધવ ખાર મેળવીને ખાય તો હિચકી જાય ૩. અથવા સુંઠ અને પીપરો મધથી ચાટે તો હિચકી જાય ૪. અથવા માંખોની હઘારને દુધમાં વાટી નાસ લે તો હિચકી જાય ૫. અથવા ગોળ, અને સુંઠ પાણીમાં વાટી નાસ લે તો હિચકી જાય ૬. અથવા કાસના મૂળના રસ

દુહો.– સુઠ. મળા, અને પાંપળા શ્રીધર જવનો ખાર; જુને ગોળ ગોળી કરી (ખાયતો) ખાંસીજાય તત્કાળ.

ચોપુલી રવી ફુલની ૧ તક્રમાં ત્રીકટુ*ઘાલ; શ્રીધર ગોળ સંગ દીજીએ જવખાર એક વાલ. જુના ગોળમાં ગોળી બોર પ્રમાણે કરી આપવી. એટલે ખાંસી જાય. તક્ર એટલે છાસ.* ઘાલી અથવા નાખી.

માં મધ મેળવી નાસ લે તો હિચકી જાય ૭. અથવા મોરનાં પીછાંની રાખ મધ સાથે ચાટે તો હિચકી જાય ૮. અથવા બીજોરાના કેસરને સિંધવ ખારમાં મેળવીને ખાય. તો હિચકી જાય ૯. અથવા કુવરના પાઠાના રસમાં સુંઠ મેળવી ખાય, તો હિચકી જાય ૧૦. અથવા પુષ્કરમૂળ. જવખાર, કાળાં મરી. એ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક રાા ગરમ પાણી સાથે લે, તો હિચકી જાય ૧૧. અથવા હળદર અને અડદને વાટી વગર ધુંધવાતા અંગારા પર મુકી હુકામાં ધુમાડો પીએ તો ભયંકર પણ હિંચકી જાય ૧૨. એ વૈદ્ય વિનોદમાં લખ્યા છે. અથવા

સણની છાલનું ચૂર્ણ કરી ચલમમાં મૂકી હુકો પીએ તો હિચકી જાય ૧૩. અથવા સુંઠ, કાળાંમરી, પીપર, જવાસો, કાયફળ, પુષ્કરમૂળ, કાકડસિંગુ, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ટંક રાા, મધ સાથે ચાટે, તો હિચકી, ખાંસી, સ્વાસ જાય ૧૪. અથવા પિત્તપાપડો, પીપેરો, એ બંને ટંક રાા. અને ગોળ ટંક ૫, એનો ઉકાળો આપે તો હિચકી જાય ૧૫. અથવા ૧૦ ટંક અસાળીઆનો ઉકાળો કરી ગાળીને પીએ, તો હિચકી તત્કાળ દૂર થાય ૧૬. એ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે. અથવા

જેઠીમધ ટંક ૧, મધની સાથે ચાટે તો હિચકી જાય ૧૭. અથવા પીપર ટંક ૧ સાકરની સાથે ખાય, તો હિચકી જાય ૧૮. અથવા દૂધમાં ઘી નાખી ગરમ ગરમ પીએ, તો હિચકી જાય ૧૯, એ સુશ્રુતમાં લખ્યા છે. અથવા

બીજોરાનો રસ, મધ, સંચળ, મેળવીને ખાય, તો હિચકી નિશ્ચય દૂર થાય ૨૦. આ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યો છે. અથવા

કોઠાના રસ અથવા આંમળાંના રસમાં મધ મેળવીને પીએ, તો હિચકી સ્વાસ જાય ૨૧. એ કાશીનાથ પદ્ધતિમાં લખ્યો છે. અથવા

ઇલાયચી ૧, દાલચીની ૨, નાગકેશર ૩, કાળાંમરી ૪, પીપર ૫, સુંઠ ૬, એ અનુક્રમે નામ પ્રમાણે એકેક ભાગ વધતો વધતો લઇ બારીક વાટી ઘી મેળવવું. અને એ સર્વની બરાબર સાકર મેળવી ટંક રાા પાણીમાં લે. તો હિચકી. અજીર્ણ, ઉદરરોગ, હરસ, સ્વાસ, કાસ, એ સઘળા રોગોને આ ચૂર્ણ દૂર કરે છે. આ एलादि चूर्ण વૃંદમાં લખ્યું છે ૨૨. ઇતિ હિચકી રોગની ઉત્પત્તિ લક્ષણ ઉપાય સંપૂર્ણ.

## સ્વાસ રોગ.

**સ્વાસ રોગની ઉત્પતિ લક્ષણ**–જે વસ્તુઓ ખાવાથી હિચકી પેદા થાય તેજ વસ્તુઓ ખાવાથી સ્વાસ રોગ થાયછે. આ સ્વાસ રોગ પણ પાંચ( ૫) પ્રકારનોછે. એકતો મહા સ્વાદ ૧ ઉર્ધ્વ સ્વાસ ૨, છિન્ન સ્વાસ ૩, તમક સ્વાસ ૪, ક્ષુદ્ર સ્વાસ ૫.

**સ્વાસ રોગનું પૂર્વ રૂપ**–છાતી દુખે, સૂળ હોય, આફરો, હોય મળ મૂત્ર ઉતરે નહી મોંમાં રસોનો સ્વાદ આવે નહીં લમણાં દૂખે તો જાણવું કે સ્વાસ રોગ થશે.

**સ્વાસ રોગનું સ્વરૂપ**–સર્વ શરીરમાં ફરનારો જે વાયુ તે કફમાં મળી સર્વ નસોને રોકે છે ત્યારે એ વાયુ ફરતો બંધ થઇને સ્વાસને પ્રગટ કરેછે.

**મહા સ્વાશનાં લક્ષણ**–જ્યારે માણુસ સ્વાસ યુક્ત થઇને ઊંચે પ્રકાર મસ્ત બળધની માફક નિરંતર સ્વાસ લે, અને જેની સંજ્ઞા તથા જ્ઞાન નષ્ટ થાય; આંખો તરતરાટ કરે-અને સ્વાસ

લેતાં મોઢું તથા આંખો ફાટી જાય, અને મોંઢે બોલાય નહીં ને ગરીબ થઈ જાય. તથા સ્વાસ નો શબ્દ વેગળો સંભળાય. આ લક્ષણ જેને થાય તેને મહા સ્વાસ જાણીએ૧. આ સ્વાસ વા ળો તત્કાળ મરી જાય ૧

**ઊર્ધ્વ સ્વાસનાં લક્ષણ**–ઉંચો સ્વાસ લે-નીચો આવે નહીં. કફથી મોં ભરાઈ જાય-ઉંચી દ્રષ્ટિ થઇ જાય-આંખો તતરાટ કરે. આ સ્વાસથી દુ:ખી થવા છતાં નેત્ર ભ્રમતા, મોહ. નબળાઇ થ ઇ આવે. આ લક્ષણ થાયતો ઊર્ધ્વ સ્વાસ જાણીએ. એ સ્વાસ માણસને મારી નાખેછે ૨.

**છિન્ન સ્વાસનાં લક્ષણ**–સર્વ શરીરના પાંચે પવનથી પીડિત માણસ તુટો સ્વાસ લે, અથવા દૂખી થઇને સ્વાસ લે નહી. અને તેનું મર્મસ્થાન તુટી જાય ત્યારે આફરો થઇ આવે. અને પર સેવો થઇને તથા સ્વાસ લેતી વખત આંખો લાલ થઇને ફાટી જાય--ચેતનતા જતી રહે. શરીર નો વર્ણ બદલાઇ જાય. તે પ્રાણી તત્કાળ મરી જાય ૩.

**તમક સ્વાસનાં લક્ષણ**–શરીરનો પવન ઉલટો ફરી જઇને નાસિકાને રોકી દે, ત્યારે ખાં ધ, અને માથાને પકડીને કફને પ્રગટ કરે. ત્યારે એ કફ કંઠમાં જઇને ઘુરઘુર શબ્દ કરેછે. પ છી પ્રાણનાશક સ્વાસ પ્રગટ કરેછે. ત્યારે માણસને સ્વાસના વેગથી નબળાઇ પ્રાપ્ત થાયછે. અને જ્યારે તેની અગ્નિ રોકાઈ જાય ત્યારે તે ખાંસે ત્યારે તે માણસને સ્વાસ લેતી વખત મો હની પ્રાપ્તી થાય. આ અને કફ પણ છુટેછે ત્યારે દૂખી થઇને મોંઢામાંથી કફ નીકળી જાય, ત્યારે એ ઘડી બે એક સુખ પામેછે, તથા તેનાથી બોલ્યું પણ જાયછે-અને જ્યારે એ સૂવે ત્યા રે સ્વાસ થઇ આવે, ઊંઘ આવે નહીં. બેઠાંજ ચેન પડે--ગરમી ખમાય–આંખો ઉપર સોજો હોય. લલાટમાં પરસેવો આવે-મુખ સુકાય-ધમણની માફક સ્વાસ લે–વરસાદનો પવન તથા શીતળ વસ્તુથી તથા મધુર ખાવાથી વધે. આ લક્ષણ થાયતો તમક સ્વાસનાં લક્ષણ જાણીએ આ સ્વાસ જાય્છે ૪.

**ક્ષુદ્ર સ્વાસનાં લક્ષણ**–લુખી વસ્તુઓ ખાવાથી--ખેદ કરવાથી--કોઠાના પવનથી-ક્ષુદ્ર સ્વાસ પ્રગટ થાયછે, ત્યારે તે માણસને બહુ દુ:ખ દે નહીં અને માણસના ખાનપાનની ગતિ રોકે ન હીં તથા ઇંદ્રિઓને પીડા કરે નહીં આ લક્ષણ ક્ષુદ્ર સ્વાસનાં જાણીએ ૫.

આ ક્ષુદ્ર સ્વાસ બળવાન પુરૂષને થાયતો સાધ્યછે. અને તમક સ્વાસ કષ્ટ સાધ્યછે. અને મ હા સ્વાસ, તથા છિન્ન સ્વાસ તથા ઊર્ધ્વ સ્વાસ એ ત્રણે અસાધ્ય એટલે પ્રાણના હરનારાછે.

## સ્વાસ રોગના ઉપાય.

મીઠામાં તેલ નાંખી ખમતો ખમતો છાતીએ શેક કરે, તો સ્વાસ દબાઇ જાય ૧. અથવા આદાનો રસ મધમાં મેળવી ચાટેતો સ્વાસ જાય ૨.અથવા આદાનો રસ શેર૧ તેમાં સુંઠ પાશે ૨ બેહેડાંની છાલ શેર પા (૦।),બકરીનું મૂત્ર શે ૨ ૨ એ સર્વને ગરમ કરી જરા જાડું થવા દઇ,એ માં મધ શેર ૦॥ મેળવી તોલા ૫ રોજખાય, તો કાસ, સ્વાસ, જાય ૩. અથવા દશમુળ, કચુ રો, રાસણા, પીપેર, સુંઠ, પુષ્કરમૂળ, ભારંગ, કાકડસિંગુ, ગળો. ચિત્રક, એ સર્વે બરાબર લઇ ટંક ૨॥ ભારનો રોજ ઉકાળો કરી પીએ, તો કાસ, સ્વાસ, પસવાડાનું શુળ, એ રોગો નિશ્ચય જાય, ૪. અથવા કોહોળાના મુળનું ચૂર્ણ કરી ટંક ૧॥ ગરમ પાણી સાથે લે, તો સ્વાસ, કાસ, એ નિશ્ચય જાય ૫. અથવા હળદર, કાળાંમરી, દરાખ, પીપર, રાસણા, કચૂરો. એ સર્વને બરા બર લઇ, બારીક વાટી ટંક ૧॥ ગોળ, યા કડવા તેલની સાથે ચાટે. તો સ્વાસ, રોગ નિશ્ચય જા

૫ ૬. અથવા

**ભારંગનો અવલેહ**–શેર ૧ ભારંગને ઉકાળી રસ કાઢીને તેમાં તોલા ૪૦૦ ભાર ગોળની ચાસણી કરી, એ ચાસણી પાકતાં હરડેની છાલનું ચુર્ણ શેર ૧ નાખવું. પછી ચાસણી ઠંડી થાય ત્યારે તોલા ૨૪ ભાર મધ નાખવું. પછી સુંઠ તોલા ૫, કાળાં મરી તોલા ૫, પીપર તોલા ૫. તજ તોલા ૫. તમાલપત્ર તોલા ૫. નાગકેસર તોલા ૫. જવખાર ટંક ૨ા એને બારીક વાટી એ ચાસણીમાં મેળવવાં પછી તોલા ૨ ભાર રોજ ખાય તો સ્વાસ. ઉદરસ, હરસ, ગોળો, ક્ષય, ઉદરનારોગ, એ સર્વે રોગોને આ ઉપાય દૂર કરેછે ૭. આ भारंगेनाअवेलह છે. આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

**સ્વાસ કૂઠાર રસ**=અથવા--પારો ટંક ૨ા. શોધ્યો ગંધક ટંક ૨ા. શોધ્યો વચ્છનાગ ટંક ૨ા, સેકેલો ટંકણખાર ટંક ૨ા. મનસિલ ટંક ૨ા, કાળાં મરી ટંક ૨ા, સુંઠ ટંક ૨ા. પીપરો ટંક ૨ા, એ સર્વે ઓસડો લઇ. પ્રથમ પારા ગંધકની કાજળી કરી તેમાં બાકીનાં એ ઓસડો મેળવવાં. પછી એને આદાના રસનો પુટ ૧ દઇને રતી ૧ રોજ ખાય તો સ્વાસ જાય ૮. ઇતિ स्वास कूठार रस અથવા ધંતુરાના બીજ ૧ વધારીને ૫ સુધી દિન ૩૦ ખાયતો સ્વાસરોગ જાય ૯. અથવા

**સૂર્યાવર્ત્ત રસ**–પારો ૧ ભાગ, ગંધક ૦ાા ભાગ, એની બરાબર તામ્ર ભસ્મ લઇને, પછી એ ત્રણેને કુંવારના પાઠાના રસમાં ખલ કરવો. પછી એને તાંબાની ડબીમાં ઘાલી વાલુકા યંત્રમાં દિન ૧ પકવી સિદ્ધિકરી રતી એ પ્રમાણે પાનમાં મૂકી ખાય તો સ્વાસ રોગ જાય- ઇતિ सुर्यावर्त रस છે એ વૈદ્યવિનોદમાં લખ્યાછે ૧૦. અથવા

કાકડસિંગુ, સુઠ, પીપેરો, નાગરમોથ, પુષ્કર મૂળ, કચૂરો, કાળાં મરી, એ સર્વને બરાબર લઇ, સર્વની બરાબર શાકર લેવી. પછી બારીક વાટી ટંક ૨ા પ્રમાણ ગળો, અરડુસો, પીપરો, પીપળી મૂળ, ચવક, ચિત્રક, સુંઠ, એના ઉકાળાની સાથે એચૂર્ણ લે તો સ્વાસ રોગ જાય ૧૧. આ ચક્ર દત્તમાં છે. અથવા

પીપર, પુષ્કર મૂળ, હરડેની છાલ, સુંઠ, કચૂરો. કમળકાકડી. એ સર્વ ઓસડોને બરાબર લઇ ચૂર્ણ કરી; એની બરાબરના ગોળમાં ચણા પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧, યા ૨, યા ૩. નિત્ય ખાય તો સ્વાસ જાય ૧૨. અથવા **મહોદધી રસ**=પારો, ગંધક. શોધ્યો લોહસાર, સુંઠ, કાળાં મરી, પીપર. તમાલપત્ર. નાગકેસર. નાગરમોથ. વાવડીંગ, નગોડ, કંપીલો. પીપળી મૂળ. આ સર્વે પારા. ગંધક, લોહસાર. એ ત્રણેથી બમણાં લેવાં- પછી એ સર્વને બારીક વાટી જળભીપરના રસના પુટ ૩ દેવા. પછી એની ચણા પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧, રોજ ખાય. તો સ્વાસ, કાસ. હરસ, ભગંદર, હૈયા તથા પાસાનું સૂળ. સંગ્રહણી. ઉદર રોગ. પરમેહ માત્ર. એ સઘળા રોગોને આ મહોદધિ રસ દૂર કરે છે. ઇતિ महोदधि रस. આ સર્વ સંગ્રહમાં લખ્યા છે. ૧૩, અથવા

*સ્વાસનો રોગ મહા કઠણ છે. અને એ ઉપર અનેક પ્રકારના રસાદિ તથા કાષ્ટદિક ઉપાય કહ્યાછે, પરંતુ એ રોગ જવો મુશ્કેલ છે. જુવાની અવસ્થામાં એ રોગ થાયતો સાધન પથ્ય ઔસધિથી દબાઇ જાય છે. પણ બુઢાપામાં થાય તો પરમેશ્વરની કૃપાથી, વિદ્વાન વૈદ્યની સહાયતાથી દબાય. બુઢાપામાં સ્વાસ રોગ લાગતાં છતાં અફીણનું સાધન સુખદાઇ થાય છે.

**અમૃતાર્ણવ રસ**—પારો, સોધ્યો ગંધક. લોહસાર. ટંકણખાર. રાસણા. વાવડીંગ, ત્રિફળા, દેવદારૂ, સુંઠ, કાળાંમરી, પીપર, ગળો, કમળકાકડી, સોધ્યો વચ્છનાગ. એ સર્વ ઓસડો બરાબર લેવાં. પછી પ્રથમ પારા ગંધકની કાજળી કરી, એ કાજળીમાં બાકીની વસ્તુઓ બારીક વાટી નાખી મધમાં રતી ૧. યા બે પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી એક રોજ ખાય, તો સ્વાસ રોગ જાય. ૧૪ ઇતિ **अमृतार्णव रस** આ વૈદરહસ્યમાં લખ્યો છે.

**મેઘ ડમર રસ**—અથવા પારો, અને ગંધક બરાબર લઇ તેની કાજળી કરી તાંદળજાની ભાજીના રસમાં દિન ૫ ખલ કરવો. પછી વજ્રમૂસડીમાં ઘાલીને વાલુકા યંત્રમાં પકવવો. પછી દિન ૧ પછી એમાંથી રતી બે પાનમાં ખાયતો સ્વાસ હિચકી દૂર થાય ૧૫ ઇતિ **मेघडमर रस.** આ રૂદ્રદત્તમાં લખ્યોછે.

ઇતિશ્રી મન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે મૃતસાગર નામ ગ્રંથે રક્તપિત્ત, રાજરોગ, ક્ષયરોગ, સોષ રોગ, કાસરોગ, હિચકી, સ્વાસ રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, નિરૂપણ નામ પંચમ સ્તરંગ સંપૂર્ણ.

## તરંગ પાંચમું સમાપ્ત.

# તરંગ ૬ ઠું.

## સ્વર ભેદ.

**૧ સ્વરભેદ રોગની ઊત્પતિ લક્ષણ**— માણસને ઘણું બોલવાથી—ઝેર વગેરેના ખાવાથી—ઊંચા સ્વરે ભણવાથી—કંઠને કોઇ તરાહની ચોટ લાગવાથી કોપને પ્રાપ્ત થયા જે વાયુ, પિત્ત, કફ, તે કંઠના સ્વરને વહેવા વાળી જે નસો તેમાં રહીને સ્વરને ભંગ કરે છે. એ સ્વરભંગ છ પ્રકારના છે, વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, શરીરના મોટાપણાનો ૫, ક્ષયરોગનો ૬.

**વાયુના સ્વરભંગનાં લક્ષણ**—જેની આંખો, મુખ, મળ, મૂત્ર, કાળાં હોય. તુટેલો શબ્દ બોલે, ગધેડાના જેવો શબ્દ થાય તો વાયુનો સ્વરભંગ જાણીએ ૧

**પિત્તના સ્વરભંગનાં લક્ષણ**—જેની આંખો, મોંઢું, મળ, મૂત્ર, પિળાં હોય; અને બોલતી વખત ગળામાં બળતરા થાય તો પિત્તનો સ્વરભંગ જાણીએ ૨.

**કફના સ્વરભંગનાં લક્ષણ**—સદાએ કંઠ કફથી રોકાઇ રહે, અને મંદમંદ અર્ધું બોલાય—અને રાતમાં વધી જાય તો કફનો સ્વરભંગ જાણીએ ૩.

**સન્નિપાતના સ્વરભંગનાં લક્ષણ**—જેમાં વાયુ, પિત્ત, કફનાસ્વરભંગના સર્વ લક્ષણ મળે તો સન્નિપાતનો સ્વરભંગ જાણીએ, એ અસાધ્ય છે ૪.

**ક્ષયરોગનાં સ્વરભંગનાં લક્ષણ**—બોલતાં મોંઢામાંથી ધુમાડો નિકળે તો ક્ષય રોગનો સ્વરભંગ જાણીએ. આ પણ અસાધ્યછે ૫.

**શરીરનાં મોટાપણાથી ઉપજ્યો જે સ્વરભંગ તેનાં લક્ષણ**—ગળાંની અંદરજ બોલે-શબ્દ

---

૧ સ્વરભંગ એટલે સાદ અથવા ઘાંટો બેસી જઇ બરાબર ઉચ્ચાર થાય નહીં તે. તેમાં પ્રથમ કફથી સાદ જાડો થઇ પછી બેસી જાય છે.

સમજાય નહીં. ફિરે બોલે ગળું ગજે. તરસ ઘણી લાગે. જેને આ લક્ષણ થાય તેને શરીરના મોટાપણાનો સ્વરભંગ જાણીએ ૬. એ પણ સારો નહીં.

## સ્વરભંગના ઉપાય.

વાયુનો સ્વરભંગ થાય તો મીઠાની અને તેલની વસ્તુઓ ખાવાથી જાય ૧. પિત્તનો સ્વરભંગ ઘી અને મધના ખાવાથી જાય ૨. કફનો સ્વરભંગ કડવી. ખારી વસ્તુઓ, તથા મધ વગેરેના ખાવાથી જાય ૩. અથવા ગળાનું, તાળવાનું પારા ( દાંતના ) નું લોહિ કઢાવાથી સ્વરભંગ જાય ૪. અથવા ગરમ પાણીના પીવાથી વાયુનો સ્વરભંગ જાય ૫. અથવા ઘી ગોળના ખાવાથી વાયુનો સ્વરભંગ જાય ૬. અથવા ગરમ દૂધના પીવાથી પિતનો સ્વરભંગ જાય ૭. અથવા પીપર, પીપળી મુળ, કાળાંમરી, એને ગાયના મૂત્રમાં પીએ તો કફનો સ્વરભંગ જાય ૮. અથવા ભોરીંગણી તોલા ૪૦૦ ભાર, લઇ; એનાથી અરધો ભાગ પીપરીમુળ, અને એનાથી અરધું ચિત્રક, ચિત્રક બરાબર દશમુળ લઇ એને એક મણ પાણીમાં ઉકાળતાં જ્યારે શેર ૪ પાણી રહી જાય ત્યારે ગાળીને એ પાણીમાં તોલા ૪૦૦ ભાર જુના ગોળની પાતળી ચાસણી કરવી. પછી એ ચાસણીમાં પેલાં સર્વે ઓસડો બારીક વાટી નાખવાં. અને મધ શેર ૧ નાંખવું. પછી તોલા ૯, થી ૧૩ સુધી રોજ ખાય તો સર્વ પ્રકારના સ્વરભંગ સ્વાસ, કાસ, મંદાગ્નિ ગળાના રોગ, આફરો મુત્રકૃચ્છ્ એ સઘળા. રોગોને આ **भोरिंगणीनो अवलेह.** દૂર કરેછે ૯. આ સર્વ ઉપાયો ભાવ પ્રકાસમાં લખ્યા છે. અથવા.

અજમોદ, હળદર. ચિત્રક, જવખાર, આમળાં એ સર્વ બરાબર લઈ બારીક વાટી ટંક ૨॥ ઘી અને મધની સાથે ચાટે તો ભયંકર પણ સ્વરભંગ જાય ૧૦. અથવા હરડેની છાલ, વજ, પીપર, એને બારીક વાટી ગરમ પાણીમાં લે તો મેદનો. ક્ષય રોગનો સ્વરભંગ જાય ૧૧. આ વૈદ્ય વિનોદમાં લખ્યા છે. અથવા

બેહેડાંની છાલ, પીપર, સિંધવ ખાર, આંમળાં એ સર્વને બારીક વાટી ગાયની છાસમાં અથવા ગાયના મુત્રમાં લે તો સ્વરભંગ જાય ૧૨. આ વૃંદમાં લખ્યો છે. અથવા

**જાયફળનો અવલેહ**--અથવા જાયફળ, પીપેરો, ખીલ (ચોખાની ધાણી), બીજોરાનું કેસ ૨ એ સર્વ બારીક વાટી મધની સાથે ચાટે. તો સ્વર ભંગ જાય, અને સ્વર અત્યંત સુંદર ઝીણો જાય. આ **जायफळनो अवलेह** છે. એ સર્વ સંગ્રહમાં લખ્યોછે ૧૩. અથવા

કોલીંજન મોમાં રાખી તેનો રસ પીએ તો સ્વરભંગ જાય ૧૪. અથવા

**ચવકાદિ ચૂર્ણ**=ચવક, અમલવેત, સુંઠ, કાળાં મરી, પીપરો, ડાંસરા, તમાલપત્ર, તજ, છુરું, ચિત્રક, ઇલાયચી એ સર્વ બરાબર લઈ બારીક વાટી ટંક ૨॥, જુના ત્રણ વરસના ગોળમાં લે. તો સ્વરભંગ. પિનસ. કફના રોગ, અરૂચિ. એ સઘળા જાય ૧૫. ઇતિ **चवकादि चूर्ण.**

**ગોરખનાથજીની ગોળી**--અથવા પારાની રાખ, તામૃભસ્મ, લોહસાર. એ ત્રણેને બરાબર લઇ; પછી એમાં ભોરીંગણીના રસના પુટ ૨૧ દેવા. પછી એની ગોળીઓ મગ પ્રમાણે બાંધી ગોળી ૧ મોંઢામાં રાખે, તો સ્વરભંગ દૂર થાય . આ **गोरखनाथजीनी गोळी** છે ૧૬. અથવા બ્રાહ્મી, વજ, હરડેની છાલ, અરડુસો, પીપરો, એ સર્વને બરાબર લઈ બારીક વાટી ટંક ૨॥. મધની સાથે દિન ૧૪ લે, તો સ્વરભંગ નિશ્ચય જાય અને એનો સ્વર કોયલના જેવો થઇ જાય ૧૭. આ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.ઇ

તિ સ્વરભંગ રોગની ઉત્પત્તિ લક્ષણ, ઉપાય સંપુર્ણ.

## અરૂચિ.

**અરોચક રોગની ઉત્પતિ લક્ષણ**–શોચથી–ક્રોધથી–મોહથી–અતિ લોભથી–ડરવાથી–ચિત્તને રોકનારાભોજનથી–અને નઠારા પ્રકારના રૂપના દેખવાથી–અને નઠારી ગંધના સૂંગવાથી–માણસને વાયુ,પિત્ત, કફ,એ ત્રણે અરૂચિ નામે રોગને ઉત્પન્ન કરે છે. આ અરૂચિ પાંચ પ્રકારનીછે. વાયુની ૧, પિત્તની ૨. કફની ૩, સન્નિપાતની ૪. શોકાદીકની ૫.

**વાયુની અરૂચિનાં લક્ષણ**–ખાટું, તુરૂ મુખ હોય-હૈયામાં શૂળ ચાલે–ભોજનમાંથી રૂચિ જતી રહે તો વાયુની અરૂચિ જાણીએ ૧.

**પિત્તની અરૂચિનાં લક્ષણ**–કડવું, ખાટું, ગરમ. વિરસ, ખારૂં જેનું મુખ હોય-અને શરીરમાં દાહ, તથા મુખશોષ થાય, તો પિત્તની અરૂચિ જાણીએ ૨.

**કફની અરૂચિનાં લક્ષણ**–મોઢું ગળચટું થાય–તથા ચીકણું થઇ ચોંટી જાય. એવું થાય અરૂચિ થાય-શરીર ભારે રહે બંધકોપ થાય--લાળ ગળે-શરીરમાં ઠેકાણે ઠેકાણે પીડા થાય-ભોજનમાં અરૂચિ હોય તો કફની અરૂચિ જાણીએ ૩. અને વાયુ પિત્ત કફનો અરૂચિમાં જે લક્ષણ થાયછે તે સર્વ ભેળાં મળે તો સન્નિપાતની અરૂચિ જાણીએ ૪.

**શોકાદીકની અરૂચિનાં લક્ષણ**–પેટમાં ભૂખ લાગે પણ મોઢે ખવાય નહી; તો શોકાદિકની અરૂચિ જાણીએ ૫.

**૧ અરૂચિનું સ્વરૂપ**–મૂખમાં અન્નનો કોળીયો લેતાં પૂરૂપને કાંઇ પણ સ્વાદ આવે નહીં ત્યારે જાણવું કે અરૂચિનો રોગ છે.

**ભક્તદ્વેષનાં લક્ષણ**–ભોજનને ચિન્તવન કર્યું અથવા ભોજનને જોવાથી ભોજન રૂચે નહીં ત્યારે તેને ભક્તદ્વેષ કહેછે.

---

## અરૂચિના ઊપાય

ભોજનના પેહેલાં સિંધવખાર, લગાવી આદૂ ખાયતો અરૂચિ જઈ ભુખ લાગે, અને કંઠ, જીભ, શુદ્ધ થઇ જાય ૧. અથવા મધને આદાના રસમાં મેળવીને પીએ તો અરૂચિ, સ્વાસ, ખાંસી, જાય ૨. અથવા પાકી આમલીનું શરબત શાકર નાખી કરી તેમાં ઇલાયચી, લવીંગ, બરાસ કપૂર એનો પ્રતીવાસ દઇ એ સરબતને પીએ તો અથવા કોગળા કરે તો અરૂચિ જાય ૩. અથવા રાઇ, જીરૂ, શેકેલી હીંગ, સુંઠ, સિંધવખાર. એ સર્વેને બારીક વાટી અનુમાન માફક, ગાયના દહીની છાશ કરી તેમાં નાખીને પીએ તો અરૂચિ જઇને ભૂખ વધે ૪. અથવા

**દાડિમાદિ ચુર્ણ**–દાડમના દાણા તોલા ૮, શાકર તોલા ૩૨ ભાર, સુંઠ તોલા ૪, કાળાં મરી તોલા ૫, પીપરો તોલા ૫ ભાર, તજ ટંક રા ભાર, તમાલપત્ર ટંક રા, નાગકેસર ટંક રા, એ સર્વને બારીક વાટી ટંક ગા પ્રમાણ, પાણીમાં રોજ લે. તો અરૂચિ, ઉદરસ, જાય ૬. ઇતિ

---

૧–અરૂચિનો રોગ મહા નઠછે અગ્નિમંદ થઇને શરીરનું બળ જતું રહે. અને બીજા અનેક ઉપદ્રવ ઊઠે. એ વાસ્તે લીંબુનો રસ,સિંધવખાર. આદાનો રસ એ ત્રણે ઓસડો સંમભાગ રૂચિ માફક લે. તો અન્ન ઉપર રૂચિ આવે, ભુખ વધે, ચિત્ત ખુશી રહે; અને ચિંતાની અરૂચિ તો ચિંતા દુર થાય ત્યારેજ મટે અને ચિંતા તો જ્ઞાન વિના જવી કઠણ છે અને સતસંગથી પણ જાય.

दाडीमादि चूर्ण. અથવા

શિખરણીની ક્રિયા—ગાયના દહીને લુગડે ગાળીને તેમાં શાકર, ઇલાયચી, લવીંગ, બરાસ કપુર, કાળાં મરી, એ અનુમાન માફક, (બારીક) વાટી મેળવીને તે પીએ તો અરૂચિ તત્કાળ જાય ૫. ઇતિ शिखरणीनी क्रिया. અથવા

લવંગાદી ચુર્ણ—લવીંગ, કંકોળ, મરી, વીરણવાળા, ચંદન, તગર, કમળકાકડી, કાળીજીરી, નેત્રવાળો, અગર, નાગકેસર, પીપરો, સુંઠ, ચિત્રક, ઇલાયચી, બરાસકપુર, જાયફળ, વંશલોચન. એ સર્વે બરાબર લેવાં—અને એનાથી અર્ધી શાકર લેવી, પછી બારીક વાટી ટંક ૧ રોજ પાણીની સાથે લે, તો અરૂચિ, મંદાગ્નિ, ક્ષીણતા, બંધકોષ, ખાંસી, હિચકી. રાજરોગ, સંગ્રહણી, અતિસાર, પ્રમેહ એ સઘળા રોગોને આ લવીંગાદિ ચૂર્ણ દૂર કરેછે. लविंगादि चूर्ण. ૭ આ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યાછે. અથવા

વૃદ્ધદેલાદિક ચૂર્ણ—વરીઆરી, જીરૂ, કાળાંમરી, ડાંસરા, અમલવેદ, સંચરખાર, ગોળ, મધ, બીજોરાનું કેસર, તજ, તમાલપત્ર, વંશલોચન, ડોડાંના બીજ, દાડમના દાણા, જીરૂં, એ સઘળાં તોલા તોલા ભાર લેવાં—અને પીપરો, પીપરીમુળ, ચવક, ચિત્રક, સુંઠ, કાળાં મરી, અજમોદ, ડાંસરા, અમલવેદ, આસન, અજમો, કોઠું, એ પણ. તોલા તોલા ભાર. અને શાકર, તોલા ૧૭ ભાર લેવી. એ સર્વેને બારીક વાટી ટંક ૨॥ પ્રતિદિન પાણી સાથે લે, તો અરૂચિ, સ્વાસ, ખાંસી, શૂળ, ઉલટી, રક્તપિત્ત, એ સઘળા રોગોને આ દૂર કરેછે. ઇતિ वृह देलादिकचूर्ण. એ સાર સંગ્રહમાં લખ્યુંછે. અથવા

અગ્નિ કુમાર રસ—જવખાર, સાજીખાર, સેકેલો ટંકણખાર, પાંચે ખાર, સુંઠ, કાળાં મરી, પીપરો, ત્રિફળા, લોહસાર, બરાસ કપૂર, લવીંગ, ચવક, ચિત્રક, દાડમના દાણા, ડાંસરા, આદુ એ સર્વે બરાબર લઇ બારીક વાટી અજમાના અર્કના પુટ ૩ દેવા. પછી લીંબુના રસના પુટ ૫ દેવા. પછી અમલવેદના રસના પુટ ૩ દેવા. પછી એ રસની ચણા પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ખાય તો અરૂચિ, મંદાગ્નિ, ગોળો. પ્રમેહ, સ્વાસ. ઊદરસ, અને કફના રોગોને નાના અનુપાનથી આ अग्निकुमार रस દૂર કરેછે. ઇતિ अग्निकुमार रस ૯. ઇતિ અરૂચિ રોગની ઉત્પત્તિ લક્ષણ ઉપાય સંપુર્ણ.

## ઊલટી.

ઊલટીની ઉત્પતિ લક્ષણ—ઘણી પાતળી, તથા ચીકણી વસ્તુઓ ખાવાથી—દુર્ગંધ વાળી વસ્તુઓ ખાવાથી—પેટમાં કૃમિઆના પડવાથી—ખેદ કરવાથી—ભયથી—અજીર્ણથી—આમના દોષથી દુર્ગંધીની વસ્તુઓ જોવાથી—સ્રીને ગર્ભ રહેવાથી—અતિ ઉતાવળા ભોજન કરવાથી વાયુ.

ઊપર શીખરણીએ નંબર ૫ નો ઉપાય છે, અને એ શીખરણી પેહેલાંનો ઉપર લખેલો નંબર ૬ નો દાડમતા ચુર્ણનો ઊપાયછે. પણ લખતાં ભૂલ થવાથી અવારનો અવાર ઉપાય થઇ ગયોછે તે જાણજો.

૧ છર્દિ રોગ સંસ્કૃતમાં નામછે. અને દેસ ભાષામાં એનું નામ ઊલટી કહેછે. અથવા છાદણી, વમન, વાસી, ધરતી દેખણું કહેછે. અને દક્ષિણીમાં એને વાંતી તથા વામીટ, અને ગુજરાતીમાં ઓકારી કહેછે. આ રોગ વાસી તથા મરીના રોગથી જુદો છે. મરીનો રોગ અજીર્ણથી થાયછે. જેને વિશુચિકા કહેછે. ઉલટી વાળાને શુદ્ધ મૃત્તિકાનીગોળી નંગ ૭૦ ને અગ્નિમાં લાલ કરી પાણીમાં બુઝાવી એ પાણી પાયતો ઉલટી જાય.

પિત્ત, કફ દૂષ્ટ થઇને અંગને પીડા કરીને મોંઢા નજીક દોડી મુખને રસ્તે ખાધેલું પીધેલું સર્વ કાઢેછે, ત્યારે તેને માણસો ઊલટી કહેછે. તે આ ઉલટી ૫ પ્રકારની છે. વાયુની ૧ પિત્તની ૨, કફની ૩, સન્નિપાતની ૪, દુર્ગંધિવાળી વસ્તુઓ વગેરેના જોવાથી ૫.

**ઉલટીનું પૂર્વ રૂપ**–છાતીએથી ખાટું, તથા ખારૂં ખારૂં પ્રથમ નિકળે, અને ઓડકાર આવે નહીં,-લાળ પડવા માંડે–મુખ ખારૂં થઈ જાય-અન્ન પાન ઉપરથી રૂચિ જતી રહે ત્યારે જાણવું કે ઉલટી થશે.

**વાયુની ઊલટીના લક્ષણ**--હૈયા અને પસવાડામાં પીડા થાય--મુખ શોષ હોય--મસ્તક અને નાભિ દુખે--સ્વાસ અને સ્વરભેદ હોય ઓડકારનો અવાજ ઊંચો (ઘણો) હોય--ઉલટીમાં ફીસોટા આવે--ઉલટીનો રંગ બગડેલો હોય- અને ઘણા વેગથી થોડી ઉલટી કરે. ઓકતાં દુઃખ ઘણું પામે આ લક્ષણ જે માણસને થાય તેને વાયુની ઊલટી જાણીએ. ૧.

**પિત્તની ઊલટીનાં લક્ષણ**--મૂર્છા, તૃષા, મુખ શોષ થાય, મસ્તક ગરમ રહે-તાળવા અને આંખોમાં ગરમી રહે- આંખે અંધારાં, તથા ફેર આવે. અને ગરમ, લીલું, લાલ ઓકે. આ લક્ષણ થાય તો પિત્તની ઉલટી જાણીએ ૨.

**કફની ઊલટીનાં લક્ષણ**–તંદ્રા, તથા મૂખ ગળચટું થાય–કફ ઓકે– ઊંઘ આવે–ભોજનમાં અરૂચિ હોય–શરીર ભારે રહે–ચીકણી, ગળી, જાડી, સીતળ, અને કફ યુક્ત ઉલટી કરે રોમાંચ રહે–આ લક્ષણ થાયતો કફની ઉલટી જાણીએ ૩.

**સન્નિપાતની ઉલટીનાં લક્ષણ**–શૂળ હોય. અન્ન પચે નહી–અરૂચિ, દાહ, તરસ. સ્વાસ, પ્રમેહ. એ સર્વ નિરંતર અધિક રહે–અને ખાટી, ખારી, લીલી, જાડી, ગરમ, લાલ ઉલટી કરે; તો સન્નિપાતની ઉલટી જાણીએ ૪.

**દૂર્ગંધિત વસ્તુઓ વગેરે જોવાથી ઉપજી જે ઉલટી તેનાં** લક્ષણ–ઉતક્લેદ થઇને ઓકવા મંડી જાય ૫.

## ઊલટીના ઉપાય

ધાણા, સુંઠ, દશમુળ, એનો ઉકાળો કરી પીવાથી વાયુની ઉલટી જાય ૧. અથવા ઘીમાં સિંધવખાર નાખીને પીએતો વાયુની ઉલટી જાય ૨. અથવા મગ, આંમળાં એ બન્નેને ઉકાળી એનો રસ કાઢી એ રસમાં ઘી. તથા સિંધવખાર નાખી પીએ, તો વાયુની ઉલટી જાય ૩. અથવા મગ, મસૂર, જવ, એના આટાની રાખ કરી તેમાં મધ નાખી પીએ તો પિત્તની ઉલટી જાય ૪. અથવા આંમળાંના રસમાં ચંદન, મધ. એ મેળવીને પીએ, તો પિત્તની ઉલટી જાય ૫. અથવા પિત્તપાપડાના કવાથમાં મધ, નાખીને પીએ,તો પિત્તની ઉલટી જાય ૬. અથવા ગળો, લીમડાની છાલ. પડોળ, ત્રિફળા, એનો ઉકાળો કરી મધ નાખી પીએ. તો પિત્તની ઉલટી જાય ૭. અથવા માંખોની હધાર શાકર, ચંદન, એ મધમાં ચાટે, તો પિત્તની ઉલટી જાય ૮. અથવા ચોખાની ધાણીનો લોટ, ઘી, શાકર, મધ મેળવી ખાય તો પિત્તની ઉલટી જાય ૯. અથવા શેકેલા મશૂરનો લોટ શાકર મેળવી ખાય તો પિત્તની ઉલટી જાય ૧૦. અથવા દાડમના રસમાં મધ નાખીને પીએ તો વાયુ, પિત્ત, કફની ઉલટી જાય ૧૧. અથવા ચોખાના ધોવરાણમાં મધ નાખી પીએ તો પિત્તની ઉલટી જાય ૧૨. અથવા ઇલાયચી, નાગરમોથ, નાગકેસર. ચોખાની ધાણી, ઊપલસરી, ચંદન, બાહુફલી, બોરના ઠળીઆ, લવીંગ, પીપેરો, એ સર્વને મ

રાબર લઈ બરીક વાટી ટંક ૧ા. તથા રાા, મધમાં ચાટે, તો ત્રિદોષની ઉલટી જાય ૧૩. અથવા પીપળાના છોડાંને બાળી પાણીમાં ઓલવી, એ પાણી રાખ સુદ્ધાં પીએ, તો ઉલટી જાય ૧૪. અથવા બોરના કળીઆની મીંજ, પીપેરો, માખીની હગાર એનો ઊકાળો કરી તેમાં મધ, શાકર, મેળવી પીએ, તો ઉલટી જાય ૧૫. આ સર્વ ઉપાય વૈદ્યવિનોદમાં લખ્યા છે. અથવા

જાંબૂડાના, તથા આંબાના પાંદડાં પાણીમાં ઉકાળી એ પાણીમાં ચોખાની ધાણીનો લોટ નાખી મધ મેળવી પીએ, તો ભયંકર પણ ઉલટી જાય ૧૬. અથવા દૂર્ગંધિ આવે એવી વસ્તુઓથી ઉપજી જે ઊલટી તે સારી વસ્તુઓ જેવાથી જાય ૧૭. અથવા આમ ઉપજી જે ઉલટી તે લાંઘણ કરવાથી જાય ૧૮. આ ઉપાય ભાવપ્રકાશમાં છે.

અથવા કેસર માસો ૧, ઇલાયચી માસા ૨, હીંગળો રતી ૨, એને મધમાં ચાટે તો ઉલટી જાય ૧૯. ઇતિ ઉલટી રોગની ઉત્પતિ, લક્ષણ ઉપાય સંપૂર્ણ.

## તૃષારોગ (તરસ)

(તૃષા રોગની ઊપ્તત્તિ લક્ષણ ઉપાય)

**તરસ રોગની ઊત્પતી લક્ષણ**—ભયથી—ખેદથી- નિર્બળતાથી વધ્યુ જે પિત્ત તે વાયુ મળી તાળવામાં જઇને તૃષા રોગને ઉત્પન્ન કરે છે. અને તે પાણીને વહેવાની નસોને રોકીને વાયુ, પિત્ત, કફ, એ ત્રણે સાત પ્રરારની તૃષાને કરે છે. વાયુની ૧, પિતની ૨, કફની ૩, શસ્ત્રાદિકની ચોટની ૪, નિર્બળતાની ૫, આમની ૬, ભોજન કરવાની ૭.

**તૃષા રોગનું સ્વરૂપ**—વારંવાર પાણી પીએ પણ તૃપ્તિ થાય નહીં ને પાણી પીવાની મનમાં ઇચ્છા રહે ત્યારે જાણવું કે તૃષા રોગ છે.

**વાયુની તરસનાં લક્ષણ**—મુખ ઉતરી જાય--લમણાં તથા માથામાં પીડા થઇ આવે--નાસીકા રોકાઇ જાય—મોંમાંથી રસનો સ્વાદ જતો રહે--તાઢું પાણી પીવાથી તરસ વધે ત્યારે જાણવું કે વાયુનો તરસ રોગ છે ૧.

**પિત્તની તરસનાં લક્ષણ**—મૂર્છા થાય—ભોજન પ્યારૂં લાગે નહીં--દાહ થાય--મુખમાં શોષ ઘણો પડે-શીતળતા પ્યારી લાગે-મોઢું કડવું થાય--શરીમાં તાવ આવે--મળ, મૂત્ર. નેત્ર, એ પીળાં હોય--એવાં લક્ષણ થાય ત્યારે પિતનો તૃષા રોગ જાણીએ ૨.

**કફની તરસનાં લક્ષણ**—જઠરાગ્નિને કફ રોકે છે ત્યારે આ અગ્નિની ગરમી, પાણીને વહેવાની નસોને શૂકવી કફની તરસને પેદા કરે છે. ત્યારે માણસ એ તૃષાથી પીડિત થઇને ઉંઘ અને શરીરના ભારેપણાને પ્રાપ્ત થાય છે. તથા મુખ ગળચટું અને એ માણસ શૂકાતો જાય ત્યારે જાણવું કે એને કફની તૃષા છે. ૩.

**શસ્ત્રાદિકની ચોટથી ઊપજી તરષાનાં લક્ષણ**—શસ્ત્રાદિકના વાગવાથી શરીરનું રૂધિર નિકળવાથી અતિપીડા થાયછે. ત્યારે તેને ઘણી તરસ લાગે છે ૪.

**ક્ષીણતાની તરષાનાં લક્ષણ**—છાતી દુખે – કંપ થાય--મુખ શૂકાય-- શરીરમાં શૂન્યતા હોય-તરસ ઘણી લાગે પીતો પીતો ધરાય નહી ૫- અને એજ લક્ષણ આમની તરસનાં જાણવાં ૬.

**ભોજન ઊપરાંત તરસ લાગે તેનાં લક્ષણ**—ઘણું ચીકણું, ખાટું, ખારૂં, ભારે અન્ન ખાધું હોય ત્યારે તત્કાળ તરસ લાગેછે ૭.

**તરસનાં ઊપદ્રવ**—મુખનો સ્વર બેશી જાય--કંઠ, ગળું, તાળવું એ શૂકાય--- અને તાવ.

મોહ, શ્વાસ, ખાંસી, એ થાયતો એ તરસ વાળો મરી જાય.

## તરસના ઉપાય.

વાયુની તરસવાળાને ગરમ અન્ન અને સારૂં પાણી આપેતો વાયુની તરસ જાય ૧. અથવા દહીં અને ગોળ મેળવીને ખાય તો વાયુની તરસ જાય ૨.

**પિતની તરસના ઉપાય**–સોનું રૂપું ગરમ કરી પાણીમાં ઓલવી એ પાણી પીએ તો પિતની તરસ જાય ૩. અથવા શાકરના ઠંડા શરબતથી પિત્તની તરસ જાય ૪. અથવા ધાણા રાતે પલાળીને સવારમાં ધુંટી શાકર મેળવીને પીએ તો પિત્તની તરસ જાય ૫. અથવા દાડમનાં સરબતમાં શાકર મેળવીને પીએ તો પિત્તની તૃષા જાય ૬. અથવા શીતળ જગામાં રહેવાથી તથા જળ ક્રીડાથી. શીતળ વસ્ત્ર પહેરવાથી પિત્તની તરસ જાય ૭. અથવા કપૂર, ચંદન, અગર આ લગાવવાથી પિત્તની તરસ જાય ૮.

**કફની તરસના ઉપાય**–તીખી, કડવી, ગરમ વસ્તુઓ ખાવાથી કફની તરસ જાય ૯. અથવા લવીંગના કવાથથી કફની તરસ જાય ૧૦. અથવા જીરૂં, સુંઠ, સંચળ, એનું ચૂર્ણ પાણીમાં લે તો કફની તરસ જાય ૧૧. અથવા સુંદર દારૂના પીવાથી કફની તરસ જાય ૧૨.

**ક્ષીણતાની તૃષાના ઉપાય**–શેરડીના રસથી તરસ દૂર થાયછે ૧૩. અથવા વડની કુંપળો, જેઠી મધ, ખીલ, કમળકાકડી. એને બારીક વાટી ગોળીઓ મોંમાં રાખે તો તરસ જાય ૧૪. અથવા મહુડાંનો ગુંદર મોંમાં રાખે તો તરસ જાય ૧૫. અથવા બીજોરાનું મૂળ. કોઠ. દાડમનું મૂળ, ચંદન, લોધરનું મૂળ, બોરડીનું મૂળ, એને પાણીમાં બારીક વાટી માથે ચોપડે તો તૃષા, દાહ, શોષ, એ સઘળાં જાય ૧૬.

**શસ્ત્ર પ્રહારથી ઊપજી જે તૃષા તેના ઉપાય**–બકરાનાં લોહીના પીવાથી આ તરસ જાય ૧૭. અથવા બકરાના શેરવામાં મધ મેળવીને ખાયતો શસ્ત્ર પ્રહારની તૃષા જાય ૧૮. અથવા ખીરમાં શાકર મેળવી ખાયતો આ તરસ જાય ૧૯.

**આમની તૃષાના ઊપાય**–વજ અને બીલીના ઉકાળાથી આમની તરસ જાય ૨૦.

**દુર્બળ આદમીની તરસના ઊપાય**–દૂધના પીવાથી આની તરસ જાય ૨૧. તૃષાથી દુઃખી પુરૂષ મોહને પ્રાપ્ત થઇને પ્રાણને છોડે છે વાસ્તે એ અવસ્થાને વિષે માણસ પાણીની તરસને રોકે નહીં ને થોડું થોડું સદાયે પીએ. આ ઉપાય વૈદ્યવિનોદમાં, તથા ભાવપ્રકાશ વિગરે સર્વ ગ્રંથમાં લખ્યા છે. ઇતિ તૃષા રોગની ઉત્પત્તિ લક્ષણ ઉપાય સંપૂર્ણ

---

## મૂર્છા

## મૂર્છા, મોહ, ભ્રમ, તંદ્રા, સન્યાસ રોગ.

[અથ મૂર્છા, મોહ, ભ્રમ. તંદ્રા. નિંદ્રા. સન્યાસ, રોગની ઉપ્તતિ લક્ષણ ઉપાય લખીએ છીએ]

**મૂર્છાની ઊત્પતિ લક્ષણ**–ક્ષીણ પુરૂષને ઘણા કુપથ્ય કરનારાને મળ મૂત્રના રોકવાથી -ચોટના લાગવાથી પુરૂષની બહારની જે આંખ, કાન, આદિ ઇંદ્રિઓછે, તેમાં વાયુ. પિત, કફ, ઘુશી જઇ સંજ્ઞા કરનારી નસોને તત્કાળ અંધકાર પ્રાપ્ત કરેછે. ત્યારે માણસને લાકડાની માફક પૃથ્વી પર નાખી દે છે. ને તેને કાંઇ સુખ દુખનું જ્ઞાન રહેતું નથી આ રોગને વૈદ્ય મૂર્છા તથા

મોહ કહેછે. એ મુર્છા છ પ્રકારની છે. વાયુની ૧, પિત્તની ૨, કફની ૩, રૂધિરની ૪, મદ્યની ૫, વિખની ૬. આ છએ મુર્છા વિશે પિત્ત છે તે મુખ્ય પ્રધાન છે.

**મુર્છાનું સામાન્ય સ્વરૂપ**–કુપથ્યના સેવન કરનારા, તથા હીણ પ્રાક્રમવાળા, તથા ક્ષીણ પુરૂષ, તથા દારૂ આદિકના પીનારા, એવા પુરૂષનો અજ્ઞાનનો હેતુ જે તમોગુણ પિત, તે વૃદ્ધિ પામી જ્ઞાન રૂપ જે સતો ગુણ, તથા રજો ગુણ. તેને આચ્છદાન કરી દશ ઇંદ્રીના સ્થાનમાં રહેનારા જે વાયુ, પિત. કફ; એ જ્ઞાનને ચલવિનારી નસોને આચ્છદાન કરી સુખ દુઃખના નાસના હરવા વાળાં, એવાં અજ્ઞાનનું કારણ જે તમો ગુણ છે તે વધી વેગથી માણસને લાકડાની માફક પૃથ્વી પર નાખી દે છે. તેને વૈદ્ય લોક મુર્છા કહે છે ૨.

**મૂર્છાનું પૂર્વ રૂપ**–હ્રદય દુખે-બગાસાં ઘણાં આવે મનમાં ગ્લાની થઇ આવે–સંજ્ઞા એટલે ચેષ્ટા ઘટી જાય ત્યારે જાણીએ કે આ માણસને મુર્છાનો રોગ થશે.

**વાયુની મૂર્છાનાં લક્ષણ**–આકાશ નીલું, અથવા કાળું, અથવા લાલ, જેને દેખાઇ કરીને પછી અંધકારમાં પ્રવેશ થઇને જ્ઞાન થાય, તદન્તર શરીર કાંપે–અંગમાં કળતર થાય–હૈડું દુખે-શરીર કૃશ થઇ જાય-લાલ, કાળી જેને છાંયા દેખાય. આ લક્ષણ જેને થાય તેને વાયુની મૂર્છા જાણવી ૧.

**પિત્તની મૂર્છાનાં લક્ષણ**–આકાસ જેને લાલ તથા લીલું, પીળું દેખાય; પછી મૂર્છા થઇને પસીનો આવે. ત્યારે જ્ઞાન થઇને તરસ લાગી શરીર ઠંડા પસીનાથી યુક્ત થાય, તથા શરીરમાં સંતાપ થાય- લાલ પીળી જેની આંખો હોય- મોંમાંથી અક્ષર તુટા નિસરે-શુદ્ધ બોલી શકાય નહીં-શરીરની કાંતિ પીળી થઇ જાય તો પિત્તની મુર્છા જાણીએ ૨.

**કફની મુર્છાનાં લક્ષણ**–મેઘની ઘટા યુક્ત સુ ( વરસાદના વાદળથી ઘેરાયલું) આકાશ દેખાય. પછી તેને મૂર્છા આવે. અને મોડું જેને જ્ઞાન (ભાન) થાય, તથા શરીર જાડા, ઠંડા, પસીનાથી ભરાઇ જાય, તથા લાળ ઘણી પડે, ને કડવું ગરમ, થુંકે, તો કફની મૂર્છા જાણીએ ૩.

૧ ઊપર જે ત્રણે જાતની મૂર્છાનાં લક્ષણનું -વર્ણન કર્યું છે, તે સઘળાં લક્ષણો એકઠાં મળ્યાં હોય તો સન્નિપાતની મૂર્છા જાણવી. આ મૂર્છા મૃગીની તુલ્ય છે. દુર્ગંધિ વાળી વસ્તુઓ જોયા વગેરેથી થાય છે ૪

**લોહીની મૂર્છાનાં લક્ષણ**–માણસને લોહીની દુર્ગંધિ આવીને પૃથ્વી અને આકાશ અંધકાર રૂપજ દેખાય તથા સર્વત્ર લોહિની વાસ આવે-નિશ્ચળ દૃષ્ટિ થઇ જાય. તથા સ્વાસ સારી પેઠે આવે નહી. પછી મૂર્છા આવે તો રૂધિરની મૂર્છા જાણીએ. એવી રીતે ચંપાના ફૂલ આદિના સુંઘવાથી પણ મૂર્છા જાય છે. એ એનો સ્વભાવ છે ૫.

**મદ્ય [દારૂ]ની મુર્છાનાં લક્ષણ**-અધિક દારૂ પીને માણસ બહુ બકે અને પછીથી સુઇ જાય પછી સંજ્ઞા જતી રહે ને જમીન ઉપર હાથ પગ પછાડે. તે એટલે સુધી કે જ્યાં સુધી એ દારૂનો અમલ શરીરમાં રહે ત્યાં સુધી શરીર કાંપે--સુએ ઘણો–તરસ અધિક લાગે. આ લક્ષ

---

મૂર્છાનો રોગ ઘણો અસાધ્ય છે. અને જે માણસ મૂર્છિત થઇ જાય તે તળાવમાં, વાવમાં કૂવામાં. વનમાં, ઘરમાં, ક્યાંહી હોય પણ તેનું જેને ભાન નહીં રહે છે. અને દાંત બંધાઈ જાય છે. જડ સરખો થઇ જાય છે. એ વાસ્તે ચતુર વૈદે સણના કાગળની ભૂંગળી બનાવી અગ્નિથી સળગાવી મૂર્છિતના નાકે લગાવી બળતી બાજુ વૈદ્ય ફૂંકી દે તો તત્કાળ જાગ્રત થાયછે.

ણુ દારૂની મૂર્છાનાં જાણીએ ૬.

**ઝેરની મુર્છાનાં લક્ષણ**—જેણે ઝેર ખાધું હોય તેનું શરીર કંપે. ને ઊંઘ ઘણી આવે – તરસ ઘણી લાગે—સંજ્ઞા જતી રહે—મોંઢું કાળું પડી જાય—અતિસાર થઇ જાય—ભોજનમાંથી રૂચિ જતી રહે. આ જેને લક્ષણ થાય તેને ઝેરની મૂર્છા જાણીએ ૬. અને તમો ગુણ તથા પિત્તના અધિક પણાથી મૂર્છા થાયછે.

**ભ્રમનાં લક્ષણ**--રજો ગુણ અને વાયુ પિત્ત જ્યારે મળે છે ત્યારે ભ્રમ થાયછે.

**તંદ્રા(ઘેન)નાં લક્ષણ**-તમો ગુણ અને વાયુ કફ જ્યારે મળેછે ત્યારે તંદ્રા થાયછે. એમાં અર્ધી આંખો ઊઘાડી રહેછે.

**નિંદ્રાના લક્ષણ**=તમો ગુણ તથા કફ મળવાથી માણસનું ચિત્ત ખેદ યુક્ત થાય છે. અને દશે ઇંદ્રીઓ પણ ખેદને પ્રાપ્ત થઈને પોત પોતાના વિષયને ગ્રહણ કરે નહીં ત્યારે માણસ સુએ છે, અથવા ઉંઘેછે,

**સંન્યાસનાં લક્ષણ**--હૈયામાં રહેનારા જે વાયુ,પિત્ત, કફ, એ ત્રણે દોષોથી વાણી. દેહ, મનની ચેષ્ટાને ગ્રહણ કરી નિર્બળ પુરૂષને લાકડાની માફક મૂર્છિત કરેછે તેને સન્યાસ રોગ કહેછે.

---

## મૂર્છાના ઊપાય

તલ આદિકના શેકથી વાયુની મૂર્છા જાય ૧.

**પિતની મૂર્છાના ઊપાય**–શીતળ સરબત માત્રથી પિત્તની મૂર્છા જાય ૨. અથવા ચમત્કારી મણિના ધારણથી મૂર્છા જાય ૩. અથવા કપૂર, ચંદન આદિ શીતળ વસ્તુના લેપથી મૂર્છા જાય ૪.અથવા બોરની મીંજ,ચીણીકબાલા,વીરણવાળો.નાગકેસર,એ ચારે ટંક ૫ લઇ શીતળ પાણીમાં પલાળી સરબત કરી તેમાં મધ શાકર મેળવી પીએ, તો મૂર્છા જાય ૫. અથવા મીઠાં દાડમના સરબતમાં શાકર મેળવીને પીએ, તો મૂર્છા જાય ૬. અથવા કાળી દરાખના સરબતમાં શાકર મેળવીને પીએ, તો મુર્છા જાય ૭. અથવા સાબુને પાણીમાં ઘસી આંખમાં આંજે,તો મુર્છા જાય ૮. અથવા સિરસના બીજ, કાળાંમરી, પીપરો, સિંધવખાર, એ સર્વને ગાયના મુત્રમાં વાટી અંજન કરે,તો મુર્છા જાય ૯. અથવા મનસિલ,વજ,લસણ,એ ત્રણેને ગાયના મુત્રમાં વાટી આંખમાં અંજન કરે તો મુર્છા જાય ૧૦. અથવા મનસીલ. મહુડાં,સિંધવખાર, વજ, કાળાં મરી, એ સર્વ લઇ એને પાણીમાં બારીક વાટી નાસ આપે, તો મુર્છા જાય ૧૧.

**રૂધીરની મુર્છાના ઉપાય**–સર્વ શીતળ ઉપાયોથી આ મુર્છા જાયછે ૧૨.

**દારૂની મુર્છાના ઉપાય**–સર્વ શીતળ ઉપાયોથી આ પણ મુર્છા જાય ૧૩. મદિરાની મુર્છામાં બીજી થોડીસી મદિરા પીએ તો મદિરાની મુર્છા જાય ૧૪.

**ઝેરની મુર્છાના ઉપાય**–ઝેરની મુર્છા વાળાને મીંઢળની અથવા મોરથુથાની.અથવા ફટકડીની. અથવા ગરમ પાણી, પીપેરો આદિની કોઈ પ્રકારથી ઉલટી કરાવે, તો ઝેરની મુર્છા જાય ૧૫. અથવા પીપર, મારેલો પારો, તામ્ર બસ્મ. વીરણવાળો. નાગકેસર, એ બરાબર લઇ ખાંડી એમાંથી ૧, રતીને પ્રમાણ શીતળ પાણીમાં આપે તો સર્વ પ્રકારની મુર્છા જાય ૧૭.

**ફેર અથવા ચકરિના ઉપાય**–ધમાસાના ઉકાળામાં ઘી નાખીને પીએ, તો ચકરી જાય ૧૮. અથવા હરડે અને આંમળાંના ઉકાળામાં ઘી નાખીને પીએ,તો ચકરી જાય ૧૯. અથવા સુંઠ,

પીપેરો, વરીઆરી, હરડેની છાલ, એ સર્વે એસડો ચાર ચાર તોલા ભાર લેવાં, અને ગોળ તોલા ૨૫ ભાર લઇને ગોળીઓ ટંક ૫. ભારની બાંધી ગોળી ૧ રોજ ના ખાયતો ચકરી જાય ૨૦.

[ઘેન] **તંદ્રા. અતિ નિંદ્રાના ઊપાય**-સિંધવખાર, કપુર, સરસવ, મનસિલ, પીપરો, મહુડાનાં ફુલ, ને ઘોડાની લાળમાં બારીક વાટી અંજન કરે, તો તંદ્રા જાય, તથા અતિ નિંદ્રા એ બને જાય ૨૧. અથવા સરગવાના બીજ, સિંધવખાર, સરસવ, ઉપલેટ, એને બકરાના મુત્રમાં બારીક વાટી નાસ દે, તો તંદ્રા અને અતિ નિંદ્રા એબંને જાય ૨૨. અથવા કાળાં મરી, સરગવાના બીજ, સુંઠ, પીપેરો, એ સર્વે બરાબર લઈ અગથિઆના રસમાં બારીક વાટી નાસ દે, તો તંદ્રા જાય ૨૩. આ સર્વે ઉપાય ભાવપ્રકાશમાં લખ્યાછે. અથવા

સુંઠના રસમાં મધ શાકર મેળવીને પીએ, તો મુર્છા જાય ૨૪. અથવા કૌચની શીંગો (કાતરા) લગાવાથી મુર્છા જાય ૨૫

ઇતિ મૂર્છા, ભ્રમ, તંદ્રા, નિદ્રા, સંન્યાસ રોગોની ઊત્પતિ લક્ષણ ઉપાય સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રીસવાઇપ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે સ્વરભેદ, અરોચક, છર્દિ (ઊલટી) મૂર્છા ને આદિ ભેદ સંયુકત ઉત્પતિ લક્ષણ, ઉપાય નિરૂપણ નામ ષષ્ટઃસ્તરંગઃ ૬.

**તરંગ છઠું સમાપ્ત.**

# તરંગ ૭ મું.

## મદાત્યય રોગ.

**મદાત્યય રોગની ઊત્પતિ લક્ષણ**—જે ગુણ ઝેર ભક્ષણમાંજ છે, તે ગુણ મધ પીવામાં પણ છે. નઠારે પ્રકાર અત્યંત કુપથ્યની સાથે જે પુરૂષ ઘણું દારૂ પીએ તેને મદાત્યયને આદિ લઇ ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. એ વાસ્તે દારૂ સારી રીતે એટલે માફકસર પીવો યોગ્ય છે. એને સારે પ્રકાર પીએ તો અમૃતના જેવો ગુણ કરે, અને નઠારે પ્રકાર પીએતો રોગને ઉત્પન્ન કરી ઝેરની મ ફક અવગુણ કરી માણસને મારી નાખે છે. **તેનું દ્રષ્ટાંત એ છે કે**—જેમ માણસ વખત સર સારે પ્રકાર પોતાની ભૂખ માફક અન્નનું ભોજન પ્રમાણું પૂર્વક કરે, તો તે ભોજન અમૃતની તુલ્ય ગુણદાયક છે, અને શરીરને નિરોગ્ય કરે છે. અને એજ અન્નનું ભોજન પશુની માફક ખાય અને થોડા ઘણાનો વિચાર નહીં રાખે, તો એજ ભોજન વિશૂચિકાને આદિ લઇ અને રોગોને ઉપજાવેછે, અનેક માણસને તત્કાળ મારી નાખે છે. તેમજ દારૂ તથા ઝેર આ બંને પ્રાણના હરતા છે. પરંતુ એને યુક્તિપૂર્વક સેવન કરે, તો એ બંને અમૃતની તુલ્ય ગુણ કરેછે, અને સર્વે રોગ માત્રને દૂર કરી સદા પુરૂષને તરૂણ રાખેછે.

**વિધિથી દારૂ પીવાનો ગુણ**—સવારના પોહોરમાં શૌચાદિક દુર કરી નહાઈ તોલા ૮ ભાર રીતિથી દારૂ પીવો અને મધ્યાન સમય ચીકણાં ભોજનની સાથે તોલા ૧૬ ભાર પીવો. અને સાંજે પોહોર રાતે ભોજનના વખતે તોલા ૩૨ ભાર દારૂ પીએ, તો એ દારૂ અમૃત જેવો ગુણ કરીને ભુખને તથા વીર્યને વધારેછે અને રોગોને સમીપ આવવા દેતો નથી. અને એ દારૂ ચોખો, સારો નિરસાવાળો કાઢેલો પીવો. અને સારા ભોજનની સાથે પ્રસન્ન ચિત્ત રાખી વખતે વખતે પીએ,તો જેવા દારૂમાં ગુણ કહ્યાછે તેવાજ ગુણ કરેછે. તે લખીએ છીએ-કામવધારે,મન પ્રસન રાખે-અને તેજ બુદ્ધિ-પરાક્રમ-સ્મૃતિ-હર્ષ-સુખ-ભોજન-ઊંઘ-મૈથુન-એ સર્વને સારી રીતે પીધો દારૂ વધારેછે; અને અન્યથા પીયે તો મદાત્યને આદિ લઇ અનેક રોગોને અનેક વાતે ઉત્પન્ન કરેછે' તે પણ લખીએ છીએ.

બકવા લાગી જાય, સ્મરણ જતું રહે-વાણી તથા શરીરની ચેષ્ટા ગાંડાની જેમ કરવા લાગી જાય-આળસ આવે નહીં, ન કહેવાની વાત કહી દે-લાકડાની માફક પડયો રહે- અગમ્યા ગમન કરે મોહોટાને ગણે નહીં-અભક્ષ્ય ભોજન કરે- સંજ્ઞા જતી રહે-ગુહ્ય વાત પ્રગટ કરી દે, અને રોગોને ઉપજાવીને શરીરની નિર્બળતા કરેછે. આ અયોગ્ય રીતિથી થાયછે. અને જેમ માણસો પીએછે તે પ્રકાર લખીએ છીએ.

ભોજન વગર પીયે. નિરંતર પીયા કરે-ક્રોધ કરી પીયે-ભય કરી પીયે-તરસ યુક્ત થઇને પીયે-ખેદ યુક્ત થઇને પીયે-મળ મૂત્રના વેગ યુક્ત થઈ પીયે-ઘણી ખટાસની સાથે પીયે-નિર્બળતામાં પીયે-કોઈ પ્રકારની ગરમીથી પીડિત થઇને પીયે,તો તે પુરૂષને મદાત્યયને આદિ લઇ ઘણા રોગ થાયછે.

**વાયુનાં મદાત્યય રોગનાં લક્ષણ**=હિચકી અને સ્વાસ હોય--મસ્તક કંપે-પસવાડામાં શુળ હોય--નિંદ્રા આવે નહીં-- બહુ બકે- આ લક્ષણ હોય તો વાયુનો મદાત્યય જાણીએ ૧.

**પિત્તના મદાત્યયનાં લક્ષણ**-તૃષા ઘણી લાગે-- દાહ અને તાવ હોય-- પસીનો, મોહ, અતિસાર હોય--ફેર આવે--શરીરનો વર્ણ પીળો થઇ જાય તો પિત્તના મદાત્યયનાં લક્ષણ જાણીએ ૨.

**કફના મદાત્યયનાં લક્ષણ**- ઓકારી અને અરૂચિ થાય- ખાટું ખારૂ ઓકે તંદ્રા હોય. શરીર ભારે રહે. આ લક્ષણ થાય તો કફનો મદાત્યય જાણીએ ૩.

અને આ સર્વે (વાયુ. પિત્ત, કફના મદાત્યયનાં) લક્ષણ મળ્યાં હોય તો સન્નિપાતનો મદાત્યય જાણીએ ૪.

**પરમદનાં લક્ષણ**-પિનસ,-- મસ્તક પિડા-- અંગમાં પીડા થાય-- શરીર ભારે રહે-- મુખનો સ્વાદ જતો રહે -- મળ મુત્ર રોકાઇ જાય તંદ્રા. અરૂચિ, તૃષા, હોય-- આ લક્ષણ થાય તો પરમદ જાણીએ ૫.

**પાનાજીર્ણનાં લક્ષણ**-- અત્યંત આફરો--ઉલટી, દાહ અને અજીર્ણ હોય. આ લક્ષણ થાય તો પાનાજીર્ણ જાણીએ ૬.

**પાન વિભ્રમનાં લક્ષણ**--હૈડું દુખે--અંગમાં પીડા થાય- કફ થૂંકે-- મોંમાંથી ધુમાડા નીકળે--મુર્છા તાવ, ઓકારી, અને મસ્તકમાં પીડા થાય-- મીઠાઇ અને દારૂમાં રૂચિ હોય, આ લક્ષણ થાય તો પાન વિભ્રમ જાણીએ ૭.

**મદાત્યયનાં અસાધ્ય લક્ષણ**-નિચલો હોઠ લટકી જાય, શરીર ઉપરથી ટંડું લાગે--શરીર

માં અંદર દાહ થાય, અને મોંમાં તેલની વાસ આવે--જીભ, હોઠ, દાંત, એ કાળાં પડી જાય-. અને આંખો લીલી, પીળી અને લાલ થઈ જાય.=હિચકી, તાવ, ઉલટી, પસવાડામાં શુળ, ખાંસી ચક્કરી, આ લક્ષણ થાય, તો મદાત્યય અસાધ્ય જાણીએ.

---

## મદાત્યયના ઊપાય.

( મદાત્યય. પરમદ, પાનાજીર્ણ. પાનવિભ્રમ એઓના ઉપાય. )

દારૂની વિધિથી કાઢેલા સુંદર આસવના સેવનથી વાયુના મદાત્યય જાય, અહીં દૃષ્ટાંત છે કે જેમ અગ્નિના દાઝેલા માણસને દેવતાથી તપાડે તો સારૂં થાય છે તેમજ આ છે. અથવા બીજોરાનું કેસર, અમલવેદ, મીઠાં બોર, મીઠું દાડમ, અજમો, જીરૂં, સુંઠ, આ ત્રણે, (અજમો, જીરૂં, સુંઠ,) ને બારીક વાટી બીજોરાદિકના રસના એને પુટ આપવા, પછી એ ચૂર્ણને અનુમાન માફક સુંદર ચોખ્ખા દારૂમાં નાખીને વિધિ પૂર્વક પીયે, અથવા એમાં સિંધવ મેળવી, અથવા શેકેલા જવના લોટની સાથે દારૂ પીએ અને તે પૂરાણો પીએ. ૧ અથવા સંચળ, સુંઠ. કાળાં મરી, પીપેરો, એને બારીક વાટી ચર્ણુ કરી અનુમાન માફક દારૂમાં મેળવી પીયે, તો વાયુનો મદાત્યય જાય ૨. અથવા ચવક, શંચળખાર, શેકેલી હિંગ, સુંઠ અજમો, એનું બારીક ચૂર્ણ કરી દારૂમાં મેળવીને પીયે. તો વાયુનો મદાત્યય જાય ૩. અથવા લાબરા, તેતરા, મરઘાના માંસના ભક્ષણથી વાયુનો મદાત્યય જાય ૪. અથવા સર્વ ગુણ સંપન જોબનવંતી સોળ વર્ષની સ્ત્રીની સાથે સંભોગ કરે, તો વાયુનો મદાત્યય જાય ૫. આ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે-અથવા

દરાખ, દાડમ, ખારેકો, મહુડાં, એનો દારૂ સાકરના સંયોગથી પીયે, તો વાયુનો મદાત્યય જાય ૬- અથવા ગાયના દહીંના પાણીમાં સાકર મેળવી પીયે, તો વાયુનો મદાત્યય જાય ૭. આ ઉપાય સારસંગ્રહમાં લખ્યા છે.

**પિતના મદાત્યયના ઊપાય**--સર્વ શીતળ ઉપાયોથી પિત્તનો મદાત્યય જાય ૮. અથવા શીતળ પાણીમાં મધ શાકર મેળવીને પીયે, તો પિત્તનો મદાત્યય જાય ૯. અથવા મીઠા દાડમના રસમાં શાકર મેળવી પીયે, તો પિત્તનો મદાત્યય જાય ૧૦. અથવા સસો, હરણ. લાબરો, એનું માંસ ખાય તો પિત્તનો મદાત્યય જાય ૧૧. અથવા બકરાના શેરવામાં સાઠી ચોખા ખાવાથી પિત્તનો મદાત્યય જાય ૧૨.

**કફના મદાત્યયના ઊપાય**-ચંદન. વીરણવાળો, એના લેપથી કફનો મદાત્યય જાય ૧૩. અથવા જવ. ઘઊં, કુલત્થ, એના ખાવાથી કફનો મદાત્યય જાય ૧૪. અથવા કડવી, ખાટી, ખારી. વસ્તુઓ ખાવાથી કફનો મદાત્યય જાય ૧૫. અથવા ઊલટી તથા લાંઘણ કરવાથી કફનો મદાત્યય જાય ૧૬. અથવા સંચળ, જીરૂં, અમલવેદ, તજ, ઇલાયચી, જળાંમરી. શાકર, એ સર્વને બરાબર લઇ બારીક વાટી પાણીની સાથે ખાય. તો કફનો મદાત્યય જાય ૧૭.

**સન્નિપાતના મદાત્યના ઉપાય**-આંમળાંના રસમાં પારા ગંધકની કાજળી ટંક ૧ મેળવી પીયે તો, સન્નિપાતનો મદાત્ય જાય ૧૮.

**પાન વિભ્રમના ઉપાય**-દરાખના સરબતમાં અથવા. કોઠાના સરબતમાં, અથવા દાડમાના સરબતમાં મધ શાકર મેળવીને પીયે, તો પાન વિભ્રમ જાય. ૧૯. એ વૃંદમાં લખ્યાછે.

**ધંતુરાના ચડવાના મદનોઉપાય**-કોહોળાના રસમાં ગોળ મેળવી પીયે, તો ધંતુરાનો મદ જાય ૨૦

અથવા દુધમાં શાકર નાંખીને પીયે, તો ધંતુરાનો તથા ભાંગનો મદ જાય ૨૧.

**ભાંગના મદનો ઉપાય**-કપાશના મૂળનો રસ, અથવા વેગણના મૂળનો રસ, અથવા પાતળી છાશ, અથવા ઘી, અથવા લીંબુનો રસ, સાકરના સરબતમાં મેળવીને પીયે, તો ધંતુરાનો તથા ભાંગનો મદ જાય ૨૨. અથવા દુધ સાકર પીયે, તો ભાંગનો મદ જાય ૨૩.

**ઝેરના મદના ઊપાય**-લીંબોળીઓની મીજ, અને મોરથૂથૂ માસા ૨, એ બંનેને વાટી કાંજીના પાણીમાં મેળવી પીયે,તો સર્વે ઝેર માત્રનો મદ દૂર થાય ૨૪.આ ઉપાય વૈદ્યોપચારમાંછે

ઇતિ મદાત્યય, પાનાજીર્ણ, પાન વીભ્રમ, ધંતુરો, ભાંગ, ઝેર, દાર. એ સર્વેની ઉત્પત્તિ લક્ષણ ઉપાય સંપુર્ણ.

## દાહરોગ બળતરા.

**દાહરોગની ત્પતિ લક્ષણ**-દાહરોગ ૭ પ્રકારનોછે. પિત્તનો ૧, દુષ્ટ રૂધિરમા વધવાનો ૨, સસ્ત્રા દિકથી નીકળ્યું જે રૂધિર તેથી પુરાયો જે કોઠો તેનો ૩, મદિરાદિક પીવાનો ૪, તરસને રોકવાનો ૫, ધાતુક્ષયનો ૬, મર્મની ચોટ લાગવાનો ૭. ઇતિ.

**પિત્તના દાહનાં લક્ષણ**-જેમાં પિત્તજ્વરનાં સર્વ લક્ષણ મળે તેને પિત્તનો દાહ જાણીએ ૧.

**રૂધિરના દુષ્ટપણાથી ઊપજયો જે દાહ તેનાં લક્ષણ**-સર્વ શરીરમાં દાહ લાગી જાય અને સર્વ ધુમાડો સો નિકળે. અને શરીરની તાંબા જેવી આકૃતિ થાય, તથા તાંબાના રંગ સરખી આંખો હોય મુખમાં લોહીના સરખી ગંધ આવે, અને સર્વ અંગ અગ્નિની માફક બળે આ લક્ષણ થાય તો દુષ્ટ રૂધિરનો દાહ જાણીએ ૨.

**સસ્ત્રાદિકથી નિસર્યું જે રૂધિર તેથી પુરાયો જે કોઠો તેના દાહનાં લક્ષણ**-લોહીથી કોઠો ભરાઇ જાય.અને દાહ લાગી જાય. આ અસાધ્યછે. એથી તે માણસ મરી જાય ૩.

**મધુપાનાદિકના પીવાના દાહનાં લક્ષણ**-છાતીનો પવન પિત્ત અને રૂધિરથી મળી સઘળો ચામડીમાં આવી પ્રાપ્ત થઇને સઘળા શરીરમાં ભયંકર દાહને કરેછે ૪.

**તરસને રોકવાનાં દાહનાં લક્ષણ**--તરસને રોકવાથી શરીરના જળ અને ધાતુ ક્ષીણ થાય છે, ત્યારે શરીરમાં ગરમી વધીને શરીરને દગ્ધ કરે છે, ત્યારે તેનું ચિત મંદ થાય છે. અને ગળું, તાળવું શુકાઇને જીભ બહાર કાઢીને કાંપવા લાગેછે ૫.

**ધાતુક્ષયના દાહનાં લક્ષણ**-ધાતુક્ષયના દાહથી મૂર્છા અને તરસ થઇને મોઢાનો સ્વર બેસી જાય- શરીરનું સામર્થ જતુ રહે, તો આ દાહ અસાધ્ય છે.

**મર્મની ચોટ લાગવાના દાહનાં લક્ષણ**- માથું, હ્રદય. પેઢાને આદિ લઇ મર્મસ્થાનમાં ચોટ લાગવાથી જે દાહ ઉપજે થાય તે અસાધ્ય જાણીએ ૭.

**દાહનાં અસાધ્ય લક્ષણ**- શરીર ઠંડુ થઇ જાય, ભીતર દાહ હોય તો તે માણસ મરી જાય.

## દાહના ઉપાય.

એક હજાર ૧૦૦૦ વાર, અથવા ૧૦૦ સો વાર પાણીએ ધોએલા ઘીનું શરીરે મર્દન કરે,

તો શરીરની દાહ જાય ૧. અથવા શેકેલા જવના લોટમાં શાકર મેળવી ખાય, તો દાહ જાય ૨. અથવા આમળાંનાં પાણીમાં લૂગડું પલાળી ઓઢે. તો શરીરની દાહ જાય ૩. અથવા વીરણવાળો અને રક્તચંદન ઘસીને શરીરે લેપ કરે, તો દાહ જાય ૪. અથવા કેળાનાં પાંદડાંની અથવા કમળની પાંખડીઓની પથારી કરી ઊપર સુએ, તો દાહ જાય ૫. અથવા ફુવારા, ચાદર, આદિ જળક્રીડાથી દાહ જાય છે ૬. અથવા ખસ ખાનામાં રહેવાથી પણ દાહ જાય છે ૭. અથવા શીતળ પાણીના પીવાથી દાહ જાય છે ૮. અથવા ઉપવન વગેરે શીતળ સ્થાનમાં રહેવાથી દાહ જાય છે ૯. અથવા ચંદન, પીત્તપાપડો, વીરણવાળો, કમળકાકડી, ધાણા, વરીઆરી, આંમળાં, એનો ટંક ૨॥ ભારનો ઉકાળો કરી તેમાં મધ શાકર મેળવીને પીએ, તો દાહ તત્કાળ દૂર થાય ૧૦. અથવા ધાણાને રાતે પલાળી સવારે એજ પાણીમાં વાટી ગાળી શાકર મેળવી પાએ તો દાહ દૂર થાય ૧૧. આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

**રૂધિરના બગડવાના દાહના ઊપાય**– એને ફસ ખોલાવે, તો દુષ્ટ લોહીનો દાહ જાય ૧૨. અથવા પારો, શોધ્યો ગંધક, બરાસ કપુર, ચંદન. વીરણવાળો, નાગરમોથો, એ સર્વે ઓસડો બરાબર લઇ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સર્વે ઓસડો નાખવાં. પછી એની પાણીમાં ગોળીઓ બાંધી ગોળી ૧ મોંમાં રાખીને ચૂશે, તો શરીરની બીનરનો દાહ જાય. આ दाहने दूर करवानो रस छे ૧૩. અથવા પારો તોલો ૧. તામ્રભસ્મ તોલો ૧॥, અભ્રખ તોલો ૧, અને શોધ્યો ગંધક તોલા ૨, પ્રથમ પારા ગંધકની કાજળી કરી બાકીનાં સર્વે ઓસડો એ કાજળીમાં મેળવવાં. પછી એને નાગરમોથોના રસનો પુટ ૧ દે પછી મીઠા દાડમના રસનો પુટ ૧ દેવો. પછી વડની કુપરોનો પુટ ૧ દે. પછી કેવડાના અર્કનો પુટ ૧ દે. પછી સહદઇના રસનો પુટ ૧ દેવો. પછી પીપેરોના રસનો પુટ ૧ દેવો પછી ચંદનના રસનો પુટ ૧ દેવો. પછી દરાખના રસના પુટ ૭ દેવા. પછી એને છાંયામાં સૂકવી ચણા પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧ નિત્ય ખાય, તો દાહ, અમ્લપિત્ત, મૂત્રકૃછ, પ્રદર. પ્રમેહ, આ સઘળા રોગોને આ चंद्रकळा रस દૂર કરે છે ૧૪. ઇતિ चंद्रकळा रस. એ વૈદ્યરહસ્યમાં લખ્યોછે ઇતિ દાહ રોગની ઊતપત્તિ લક્ષણ ઉપાય સંપૂણ.

---

## ઊન્માદ (દીવાના પણું)

**ઊન્માદ રોગની ઊત્પતિ લક્ષણ**–વિરૂદ્ધ ભોજનથી, દુષ્ટ ભોજનથી–અપવિત્ર ભોજનથી (માણસનું ચિત્ત બગડે છે ૧) તથા દેવ ગુરૂ. બ્રાહ્મણ, તપસ્વી રાજા, એ સર્વના તિરસકારથી (માણસનું મન બગડે છે ૨) તથા કોઇ પ્રકારના ભયથી તથા હર્ષથી પણ (માણસનું મન બગડે છે ૩) તથા ધંતૂરા, ભાંગ, આદિના ખાવાથી પણ માણસનું ચિત બગડેછે. પછી એ બગડેલું ચિત્ત વાયુ, પિત્ત, કફ એ ત્રણેમાં મળીને માણસને મદ યુક્ત કરી દેછે એટલે ગાંડો કરી દેછે. તેને લૌકિકમાં હૌલદિલ કહેછે, આ રોગ છ ૬ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨. કફનો ૩, સંનિપાતનો ૪, મનના દુઃખનો ૫, ઝેર ખાધાનો ૬.

**ઊન્માદનું સ્વરૂપ**–ક્ષીણ પુરૂષને વિરૂદ્ધ ભોજનાદિક જે ઉપર કહ્યા તે કર્યા પછી વાયુ, પિત્ત કફ દુષ્ટ થઇને બુદ્ધિનો નાસ કરે છે, પછી તેના હ્રદયમાં પીડા કરીને મનને લઇ જનારી નસોને એ દોષ મોહિત કરેછે, ત્યારે માણસનું ચિત ડામાડોળ થઇને સ્થિર નહીં રહેછે તેને હૌલદિલ

અથવા ઘેલછા કહેછે.

ઊન્માદનુ પૂર્વ રૂપ—બુદ્ધિ સ્થિર રહે નહીં--શરીરનું પ્રાક્રમ જતું રહે-નજર ઠેકાણેહ રહેન ધૈર્યતા જતી રહે-સારી પેઠે બોલે નહીં-હ્રદય સુનું થઈજાય. આ લક્ષણ થાય તો જાણવું કે પુરૂષને ઉન્માદ થશે.

**વાયુના ઉન્માદનાં લક્ષણ**-લુખી તથા ઠંડી અધિક વસ્તુઓ ખાવાથી—ઘણા જુલાબના લેવાથી, ધાતુના ક્ષીણપણાથી વાયુ વધે છે, એટલે એ વાયુ હૈયાને બગાડીને બુદ્ધિ તથા સ્મરણને તત્કાળ નાસ કરેછે, ત્યારે માણસ વિના કારણ હસે, ગાય. નાચે, અને હાથ મૂખથી વાંદરા જેવી ચેષ્ટા કરવા લાગી જાય - અને રડવા લાગી જાય, શરીર કઠોર અને કાળું લાલ પડી જાય-અને ભોજન પચ્યા પછી એ રોગ વધે. આ લક્ષણ થાય તો વાયુનો ઉન્માદ જાણીએ ૧.

**પિત્તના ઊન્માદનાં લક્ષણ**--અજીર્ણમાં ભોજન કરવાથી અને કડવા, ખાટા, ગરમ ભોજનથી પિત્ત વધીને માણસના હૈયાને બગાડીને ઉન્માદને કરેછે. ત્યારે આ પુરૂષ કોઇની વાતને માને નહીં, અને નાગો થઈજાય-મારવા લાગી જાય—અને ડોલવાલાગી જાય, અને શરીર ગરમ થઇ જાય-અને શીતળ વસ્તુઓ ખાવાની ઇચ્છા રહે અને શરીરની આકૃતિ પીળી થઈ જાય. આ લક્ષણ થાય તો પિત્તનો ઉન્માદ જાણીએ ૨.

**કફના ઊન્માદનાં લક્ષણ**=ભૂખ મંદ હોય અને ઘણું ખાય ત્યારે પુરૂષને કામ કરતાં ઘણું આળશ આવે, ત્યારે તેનું પિત કફમાં મળીને મર્મસ્થાનને વધારે છે, ત્યારે પુરૂષની બુદ્ધિ તથા સ્મરણનો નાશ કરીને તેના ચિત્તને બગાડી ઉન્મત કરીદેછે ત્યારે એ માણસ કમ બોલેછે અને ભૂખ જતી રહે—સ્ત્રીઓ પ્યારી લાગે-એકાંત સ્થાનપ્યારૂ લાગે- ઊંઘ ઘણી આવે- ઓકારી હોય—બળ જતું રહે—નખ વગેરે ધોળા થઈજાય. આ લક્ષણ થાય તો કફનો ઉન્માદ જાણીએ ૩

(ઉપર જે વાયુ, પિત્ત, કફ એ ત્રણે ઉન્માદનાં જે લક્ષણો કહ્યાં તે ) આ સર્વ લક્ષણો એકઠાં હોય તો સન્નિપાતનો ઉન્માદ જાણીએ ૪.

**મનના દુઃખના ઊન્માદનાં લક્ષણ**--ચોરોના ભયથી, રાજાના ભયથી, પ્રબળ શત્રુના ભયથી, અને ભયાનક કર્મના ભયથી અથવા ધન પુત્રાદિકના નાસથી-અધિક મૈથુનથી જ્યારે પુરૂષના ચિત્તમાં ચોટ લાગે છે ત્યારે તે પુરૂષના મનમાં ચોટ લાગીને મનને બગાડીને ઉન્મત્ત કરી દેછે. ત્યારે તે પુરૂષ જે ચાહે છે તે એ અસ્તવ્યસ્ત બકેછે, અને સંજ્ઞા જતી રહે—અને ગાવા હસવા લાગી જાય. આ લક્ષણ થાય તો મનના દુઃખનો ઉન્માદ જાણીએ ૫.

**ઝેર ખાવાના ઉન્માદનાં લક્ષણ**—લાલ આંખો હોય શરીરનું બળ, અને સર્વ ઇન્દ્રિયોની કાંતી જતી રહે—ગરીબ થઈજાય, મુખ કાળું પડી જાય-આ લક્ષણ થાય તો ઝેર ખાવાનો ઉન્માદ જાણિયે. આ ઉન્માદ વાળા મરી જાય ૬.

**ઉન્માદ માત્રનાં અસાધ્ય લક્ષણ**-કંઇ તો નીચું મુખ રાખે,અને કાંઇ તો ઊંચુંજ મૂખ રાખે અને શરીરનાબળ, માંસ જતાં રહે. ઊંઘ આવે નહીં ને જાગ્યાજ કરે. આ લક્ષણ હોય તો એ પુરૂષ મરી જાય ૭.

**ભુતાદિકના વળગવાથી ઉપજ્યો જે ઉન્માદ તેનાં લક્ષણ**—જે પુરૂષને ભૂતાદિક વળગ્યાં હોય તે પુરૂષની બોલવાની ઢબ માણસના જેવી નહી હોય, પણ વિચિત્ર હોય, અને તેનું પરાક્રમ, તથા શરીરની ચેષ્ટા, તથા તેનું જ્ઞાન, વિજ્ઞાન પણ વિચિત્ર હોય. આ લક્ષણ હાય, તો ભૂ

તાદિકને વળગ્યાનો ઉન્માદ જાણિયે ૧.

**જેના શરીરમાં કોઈ દેવનો પ્રવેશ થયો હોય તેના ઉન્માદનાં લક્ષણ**-સર્વ વાતે સંતુષ્ટ તથા પવિત્ર રહે. અને સુંદર ફુલ વગેરેના હાર ધારણ કરે-અને સુંદર અત્તર સૂંઘ્યા કરે-તથા આંખો બંધ ન હોય-અને વગર ભણે સંસ્કૃત બોલે-અને શરીરમાં તેજ વધે- જે માગે તેને વચન (વર) આપે બ્રાહ્મણ થઈ જાય, જેમાં આ લક્ષણ હોય તેને દેવતાના પ્રવેશનો ઉન્માદ જાણિયે ૨.

**જેના શરીરમાં અસુરે પ્રવેશ કર્યો હોય તેના ઊન્માદનાં લક્ષણ**—પશીનો આવે. તથા બ્રાહ્મણ. ગુરૂ, દેવતા. એમાં દોષ કાઢે કુટિલ જેની દૃષ્ટિ હોય- કોઇ પ્રકારનો ભય હોય નહીં; ખોટા માર્ગમાં દૃષ્ટિ હોય-કોઇ પ્રકારે તૃપ્તિ થાય નહીં, ભોજનાદિકમાં દૂષ્ટાત્મા હોય, આ લક્ષણ જેમાં હોય તેને અસુર વળગ્યો જાણિએ ૩.

**ગંધર્વ વળગ્યાથી ઉપજયો જે ઉન્માદ** તેનાં લક્ષણ–દુષ્ટાત્મા હોય, તથા પુલીન વનમાં રહેવાથી ચિત્ત પ્રસંન રહે, આચારમાં મન રહે, ગાવું અને નાચવું ગમે-થોડું બોલે-આ લક્ષણ થાય, તો ગંધર્વ વળગ્યો જાણિયે ૪.

અને આજ જક્ષ ગ્રહનાં લક્ષણ જાણીએ ૫.

**જેના શરીરમાં પિતરાઈનો દોષ થયો હોય તેનાં લક્ષણ**–ડાભના ઉપર પિંડ મેલ્યા કરે-સતોગુણ થઇ જાય–તર્પણ કર્યા કરે-માંસમાં, તેલમાં, ગોળમાં, અને ખીરના ભોજનમાં રૂચિ રહે-આ લક્ષણ હોયતો પિત્રાઇનો દોષ જાણિયે ૬.

**સતીનો દોષ જેને હોય તેનાં લક્ષણ**–મન નીશ્ચળ રહે નહીં-સંતાનાદિકનો અવરોધ કરે-સતીની વાર્તા ગમે-બોલે નહીં, ને બોલે તો વર્દાન આપે તથા પવિત્ર રહે -સારી વસ્તુઓમાં મન રહે. આ લક્ષણ હોય તો સતીનો દોષ જાણિયે ૭.

**ક્ષેત્રપાલના દોષના ઉન્માદનાં લક્ષણ**-મુખ, નાસીકામાં રૂધિર ચલાવે-મસાણની રાખ મસ્તકમાં લગાવે- ખોટાં સ્વપ્નાં આવે-પેટમાં પીડા રહે- સાંધે સાંધામાં પીડા રહે-ચિત્ત સ્વસ્થિર રહે નહીં–આ લક્ષણ થાયતો ક્ષેત્રપાળનાં દૂષણ જાણિયે ૮.

**વિઝાસણી દેવીના દોસથી ઉપજયો જે ઉન્માદ** તેનાં લક્ષણ-પક્ષઘાત થાય-શરીર તથા રૂધિર સુકાઈ જાય મુખ અને પગ વાંકા થઇ જાય-શરીર ક્ષીણ થઇ જાય- સ્મર્ણાદિક જતાં રહે. આ લક્ષણ થાય તો વિઝાસણી દેવીનો દોષ જાણિયે ૯.

**કામણના દોશથી ઉપજ્યા જે ઉન્માદ** તેનાં લક્ષણ-ખાંધ અને મસ્તક ભારે હોય. મન સ્થિર રહે નહીં. સર્વ અંગ ક્ષીણ પડી જાય. નાસીકા. અને આંખ, હાથ, પગોમાં દાહ હોય વીર્યનો નાશ હોય. શરીરનાં આઠે અંગમાં સોય જેવા ખટકા ચાલતા રહે-શરીર સુકાઇ જાય. આ લક્ષણ થાય તો કામણના દોષના ઉન્માદ જાણિયે ૧૦.

**ડાકણ સાકણના વળગવાથી ઉપજયો જે ઊન્માદ તેનાં લક્ષણ**–સઘળા અંગમાં પીડા હોય આંખ ઘણી દૂખે-મૂર્છા હોય-શરીર કંપે, રડે. બકે. ભોજનમાં અરૂચિ હોય. હસે સ્વરભંગ

૧ ભૂતાદિકનો ઊન્માદ રોગ છે, કે જેને વાસ્તે ઉપાય મંત્ર. તંત્ર. ધુપ. ઉતાર વગેરે કરી ઘણા ધુતારા લોક ઠગતા ફરેછે.પરંતુ તેને વાસ્તે આ ગ્રંથમાં જે ઊપાય લખ્યા છે તે યથા યોગ્યછે. અને દેવનો ઉન્માદ રોગ છે તે. તો પવિત્ર છે તે ઉત્તમ ઉપાય કરે આરામ થાય છે. વાસ્તે આ ગ્રંથને સારી પેઠે વાંચી વિચારશે, તો તેને ઘણો ફાયદો થશે.

હોય. શરીરનું બળ, અને ભૂખ જતાં રહે. ફેર આવે. તાવ પણ હોય. આ લક્ષણ થાય તો સા કણ ડાકણનો દોષ જાણીયે ૧૧.

**કુગતિથી મુઆ પુરૂષ જે પ્રેત થાય તેથી ઉપજ્યા જે ઊન્માદ** તેનાં લક્ષણ-સવારેજ ઘ રમાંથી ઉઠી ઉઠીને નાસે. ખોટાં વચન કાડે. બહુ બકે. શરીર કંપે. રડે. અને ખાય પીએ ન હીં-નઠારે પ્રકાર સ્વાસ લયા કરે-પોતાના મનમાં આવે તે ખાય આ લક્ષણ થાય તો પ્રેતનો દો ષ જાણિયે ૧૨.

**જેને રાક્ષસ વળગ્યો હોય તેના ઊન્માદનાં લક્ષણ**-માંસ ખાવામાં તથા લોહી પીવામાં જેની રૂચિ રહે-તથા દારૂ પીવામાં પણ રૂચિ રહે-નિર્લજ ઘણો રહે-બહુ દુષ્ટતાથી બોલે-ઘણું ક સૂર ચઢી જાય. ક્રોધ ઘણો હોય. રાતે એકલો ફરે. અપવિત્ર રહે. આ લક્ષણ થાય તો રાક્ષસ વળગ્યો જાણિયે ૧૩.

**બ્રહ્મ રાક્ષસ જેને વળગ્યો હોય તેના ઊન્માદનાં લક્ષણ**=દેવ, બ્રાહ્મણ, ગુરૂ, એની ઉપ ર શત્રૂતા રાખે. વેદ તથા વેદાન્તનો જાણનારો પોતે થઇ જાય, અને પોતાના શરીરને પોતેજ દૂખ દે અને મારે નહીં. આ લક્ષણ થાયતો બ્રહ્મ રાક્ષસ વળગ્યોછે એમ જાણવું ૧૪.

**પિશાચ વળગ્યાના ઊન્માદનાં લક્ષણ**-ઉંચા હાથ રાખ્યા કરે-શરીર કૃશ થઇ જાય. કંઇનું કંઇ મિથ્યા બકે, શરીરમાં દુર્ગંધિ આવે અ પવિત્ર રહે- અતિ ચંચળ થઇ જાય,-ઘણું ખાય- ઊ ઘામાં મન રહે, ભમે ઘણો. રડે; આ લક્ષણ થાય તો પિશાચ વળગ્યું જાણિયે ૧૫.

**ઊન્માદનાં અસાધ્ય લક્ષણ**-આંખો ફાટીસી થઇ જાય-ડોલ્યા કરે. મોઢે ફીસોટા આવે. નિંદ્રા ઘણી આવે પડી પડી જાય-કંપે-આ લક્ષણ થાય તો અસાધ્ય જાણિયે.

અને પુનમે આજાર ઘણો થાય તો દેવનો દોષ જાણિએ. અને સાંજુકો કોઇ વળગે તો અ સૂરનો દોષ જાણીએ-અને અમાસે આ લક્ષણ થાય તો પિત્રાઇનો દોષ જાણીએ-અને આઠમ, નોમે એ લક્ષણ હોય તો ગંધર્વનો દોષ જાણીએ-અને પડવે એ વિકાર હોય તો જક્ષનો દોષ જાણીએ રાતમાં એ લક્ષણ થાય તો રાક્ષસ, પિશાચનો દોષ જાણીએ.

**આ સર્વના વળગવાના પ્રકાર લખીએ છીએ**-જેમ માણસ વગેરેનું પ્રતિબિમ્બ દર્પણાદિ કમાં પ્રવેશ કરેછે તેમજ પ્રાણી માત્રમાં શીતોષ્ણ (ઠંડક, ગરમી) ઘુસી જાયછે. અને જેમ આ ગીઆ આતસી કાચમાં સૂર્યના કીરણ પ્રવેશ કરી અગ્નિને ઉત્પન્ન કરેછે, તેમજ માણસ વગેરેના શરીરમાં ભૂત પ્રેતાદિક ઘુશી જાયછે. પણ દેખતા નથી. પરંતુ ચેષ્ટાદિકોથી જાણ પડેછે.

---

## ઉન્માદને આદિ લઇ એ સર્વના યથા યોગ ઉપાય.

ઘી આદીના પીવાથી વાયુનો ઉન્માદ જાય ૧. સારા જુલાબના લેવાથી પિત્તનો ઉન્માદ જા ય ૨. ઉલટીનાં કરવાથી કફનો ઉન્માદ જાય ૩. અને લીંગ તથા ગુદામાં ઓસડોની પિચકારી લગાવાથી ઊન્માદ જાય. एने वास्तिकर्म કહેછે ૪. અથવા લુણીની ભાજીનો રસ કાઢી તેની બરાબર એમાં ગોળ મેળવી તેમાં ગાયની છાશ નાખીને પીયે, તો ઉન્માદ જાય ૫. અથવા ચીકણા કે કાસકીની ડાળીઓનો રસ કાઢી પીયે, તો ઉન્માદ જાય ૬. અથવા કડવા તેલનું મ ર્દન કરીને તડકામાં બેસે તો ઉન્માદ જાય ૭. અથવા કોઈ અદ્‌ભુત વસ્તુઓ દેખાડે, અથવા કોઇ ઇષ્ટમિત્રનું નામ સુણાવે, તો ઉન્માદ જાય ૮. અથવા ગરમ ઘી, અથવા ગરમ તેલ, યા ગર

મ પાણીનો સ્પર્શ કરાવે, તો ઉન્માદ જાય ૯. અથવા કૌચના કાતરાનો સ્પર્શ કરાવે, તો ઉન્માદ જાય ૧૦. અથવા કોરડાનો માર મારે તો ઉન્માદ જાય ૧૧. અથવા શસ્ત્રથી, હાથીથી, સિંહથી, સાપથી, યા રોકવાથી; કોઇ પ્રકારે ડરાવે, તો ઉન્માદ જાય ૧૨. જે પ્રકારે ચિત્ત ઠેકાણે આવે તે સર્વ દુઃખથી પ્રાણને રાખવો ઉત્તમ છે. એ કારણ આ ઉપાય સારા છે. અથવા.

સારસ્વત ચૂર્ણ--ઉપલેટ, આસન. સિંધવ ખાર, અજમોદ, બંનેજીરાં, સુંઠ, કાળાં મરી, પીપેરો. પાહાઢ, સંખાવળી એ સર્વને બરાબર લઇ. એ સઘળાંની બરાબર વજ લેવી; પછી સર્વને બારીક વાટી તેને બ્રાહ્મિના રશના પુટ ૧૦ આપવા, પછી છાંયડે સૂકવી ટંક ૨॥ પ્રમાણ ઘી મધની સાથે આ સારસ્વત ચુર્ણને દિન ૧૫ લે, તો સર્વ પ્રકારના ઉન્માદ જાય. અને આ ચૂર્ણ સર્વ વાયુના વિકાર તથા પ્રમેહને દૂર કરી બુદ્ધિને વધારીને કવિતા બનાવવાની શક્તિ કરે છે. આ ચૂર્ણ બ્રહ્માજીએ બનાવ્યું છે, ઇતિ सारस्वत चूर्ण १३.અથવા

કલ્યાણ ઘૃત-ત્રિફળા, પિત્તપાપડો. દેવદારૂ, સાલપર્ણિ, જવાસો, તગર, હળદર, દારૂહળદર, ઇંદ્રવરણાંનું મૂળ, ઉપલસરી, ચંદન. પદ્માખ, ઉપલેટ, કમળકાકડી, ઇલાયચી, ભોરીંગણી, મજીઠ. તમાલપત્ર. નસોતર, વાવડીંગ. રૂદંતી, નાગકેસર, જેઠીમધ, પ્રષ્ટપર્ણિ, જાયનાં ફુલ. આ સર્વ ઓસડો એક એક તોલા ભાર લેવાં; પછી એ સર્વ ઓસડોને ૪ શેર પાણીમાં ખાંડી નાંખવાં; અને એમાં શેર ૧ (૬૪ તોલા) ગાયનું ઘી નાંખીને મધુરી આંચે પકવે, તે એમ કે જ્યારે પાણી, સઘળું બળી જાય અને ઘી માત્ર આવી રહે ત્યારે ઉતારી લેવું; પછી રોજ ભોજનની સાથે ટંક ૫, ખાય તો, ઉન્માદ, મુગીનો રોગ. પાંડુરોગ, એ સર્વને આ ઘૃત દૂર કરેછે. ઇતિ कल्याण घृतं १४. અથવા સુંઠ કાળાં મરી. પીપેરો હીંગ, વજ, સીરસના બીજ, સિંધવખાર, સરસવ, આ સર્વને બરાબર લઇ ગાયના મુત્રમાં બારીક વાટી અંજન કરે. તો ઉન્માદ જાય ૧૫. આ ઉપાય વૈદ્યવિનોદમાં છે. અથવા

વિશ્વાંઘ ચૂર્ણ--સુંઠ. અજમોદ, હળદર, દારૂહળદર, જેઠીમધ, સિંધવખાર, વજ, ઉપલેટ, પીપરો, જીરૂં. આ સર્વે બરાબર લઈ ગાયના મુત્રમાં બારીક વાટી ટંક ૨॥ લઈ ઘીની સાથે ખાય, તો ઉન્માદ જાય. અને તેની જીભ ઉપર સરસ્વતિ આવી બેસે ઇતિ विश्वांघचूर्ण આ ભાવપ્રકાશમાં લખ્યું છે અથવા

બ્રાહ્મીનો રસ અથવા કોહોળાનો રસ. અથવા પીપરીમુળનો રસ, અથવા સંખાવળીનો રસ ટંક ૧૦ પીએ તો ઉન્માદ જાય ૧૭. અથવા ઉપલટ. વજ, સંખાવળી, ધંતૂરાનું મૂળ એ સર્વ બરાબર લઇને એને બ્રાહ્મીના રસના પુટ ૭ દેવા, પછી ધંતૂરાના બીજના તેલમા પુટ ૫ દેવા. પછી એનો નાસ દે તો ઉન્માદ દુર થાય આ સર્વ વૈદ્યરહસ્યમાં લખ્યા છે ૧૮. અથવા સિરસનાં ફુલ, મજીઠ, પીપરો, સરસવ, વજ, હળદર, સુંઠ. એ સઘળાંને બરાબર લઈ બકરીના

---

૧ વૈદ્યકમાં આ પુસ્તકના પેલા ભાગમાં લખવા પ્રમાણે ૬૪ તોલાનો શેર હોય છે.

૨ કલ્યાણ ઘૃત છે તે મહા ગુણવાન છે અને તેને સેવવાથી ઘણો ફાયદો થાયછે. તથા તેથી ઘણા ઘણા રોગો નાશ પામે છે જેવાકે-- વાયુ, ક્ષય રોગ, તાવ. ઉન્માદરોગ, વાતરક્ત, ઉદરસ અગ્નિમંદ, સંગ્રહણી, કેડનું શૂળ. તરીઓ તાવ. ચોથીઓ તાવ, મૂત્રકૃચ્છ ખરજવું પગે થાય છે તે રોગ. પાંડુરોગ. સાપ વિગેરેના ઝેરીવિકાર, વચ્છનાગ, વગેરે વિખનો વિકાર, પ્રમેહ એ રોગ દૂર થાય છે. તથા એ ઘી વાંઝણી સ્ત્રીને છોકરૂં આપે છે. તથા એ ઘીથી ભૂત બાધા દૂર થાય છે. વૈ. સા.

મૂત્રમાં બારીક વાટી ગોળીઓ બાંધી ગોળી ૧ ઘસીને અંજન કરે તો ઉન્માદ જાયએ ૧૯. એ જોગ રત્નાવળીમાં છે. અથવા

ફુલાવેલી હીંગ, સંચર, સુંઠ, કાળાં મરી, પીપરો, એ સર્વે બરાબર તોલા આઠ આઠ ભાર લેવાં, પછી ગાયનું ઘી શેર ૪, તથા ઘીથી ચાર ઘણું ગાયનું મુત્ર લઇ એ સઘળાં ને એક ઠાં કરી મધુરી આંચે પકવવાં તે એમકે જ્યારે એમાંથી ગાયનું મૂત્ર બળી જાય અને ઘી મા ત્ર આવી રહે ત્યારે ઉતારો ટંક ૫ ભોજનનાં વખતે ખાય, તો ઉન્માદ દુર થાય ૨૦. ઇતિ ઉ ન્માદ રોગની ઉત્પતિ લક્ષણ ઉપાય સંપુર્ણ.

---

**ભુતાદિકના ઉન્માદના મંત્ર તંત્ર સર્વ શાસ્ત્રના અનુસાર લખીએ છીએ.**—પ્રથમ ભુતા દિકના જે ઉપાય કરે તે પોતે પવિત્ર થઇ પોતાની રક્ષા કરીને ઉપાય કરે.

કાળાં મરી, પીપર, સિંધવખાર, ગોરૂં ચંદન, એને બારીક વાટી મધમાં અંજન કરે, તો ભૂત પ્રેત જાય ૧. અને તાવના પ્રકરણમાં ભૂત જ્વરના ઉપર શ્રી નૃસિંહજીનો દિવ્ય મંત્ર લખ્યોછે તેથી ભૂત પ્રેતાદિકના સર્વે ઉન્માદ દૂર થાયછે. માટે તે જોઇ (કરવો)લેજો અથ ઉર્ડી સમાં એના સાબર મંત્ર જંત્ર શ્રી મહાદેવજીએ લખ્યાછે તે લખીએ છીએ-

ॐ नमोभगवते नारसिंहाय अतुलवीर पराक्रमाय घोर रौद्र माहिषासुर रूपाय त्रै लोक्य डम्बराय रौद्र क्षेत्रपालाय होहो० क्रीं क्रिं क्रिं कृमिति ताडय ताडय मोहय मोहय द्राभि द्राभि क्षोभय क्षोभय आभि आभि साधय साधय ह्रीं हृदये आशक्त यप्रीति ललाटे बंधय बंधय ह्रीं हृदये स्तंभय स्तंभय किलि किलि ईं ह्रीं डाकि नी प्रच्छादय प्रच्छादय, शाकीनी प्रच्छादय प्रच्छादय, भूतं प्रच्छादय प्रच्छादय, अभूति अदूति स्वाहा; राक्षसं प्रच्छादय प्रच्छादय, ब्रह्मराक्षसं प्रच्छादय प्रच्छा दय, आकाशं प्रच्छादय प्रच्छादय, सिंहनी पुत्रं प्रच्छादय प्रच्छादय एते डा किनी गृहं साधय साधय, शाकिनी गृहं साधय साधय, अनेन मंत्रेण डाकिनी शा किनी भूत प्रेत पिशाचादि एकाहिक द्वाहिक त्रयाहिक चातुर्थिक पंचमक वातिक पैत्तिक श्लेष्मिक सन्निपात केसरी डाकिनी प्रहादि मुंच मुंच स्वाहा गुरूकी शक्ति मोरी भक्ति फुरो मंत्र ईश्वरो वाचा આ મંત્રથી ૨૧ વાર મોરના પીંછાથી, અથવા લો ઢાની વસ્તુથી, અથવા છાપરાના પાણીથી ઊંજણી નાંખે, તો ભૂતાદિકના સર્વે ઉન્માદનો દોષ દૂર થાય ૨.

અથ ડાકણ સાકણને બોલાવાનો મંત્ર— उँ नमो आदेश गुरूकुं ॐ नमो जय जय नृसिंह तीनलोक चौदा भोवनमां हाथचाव होठचाव नयन लाल लाल सबे वे रि पछाडमार भक्तनकी पण राख आदेश आदेश पुरूषको—આ મંત્રની क्रिया—

---

ઉન્માદ રોગ ઉપર ઉપાય કહ્યાછે, તે ઉત્તમ ઉન્માદને તો ઉત્તમજ જેવાકે નારાયણ કવચ. સ પ્તસતી, દુર્ગા, મૃત્યુંજય ઇત્યાદિક. અને નેષ્ટ.ઉન્માદને ઊતાર વગેરે ક્ષેત્ર પાલાદિક કહ્યાછે. પરં તુ ઔષધિ ઉપાય, તો તત્કાળ સિદ્ધછે. અને વિદ્વાન પૂરૂષોનો સત્સંગ છે તે પણ તત્કાળ સાધ નછે. પરંતુ ગુરૂ, બ્રાહ્મણ, દેવના પુજનથી. આશીર્વાદથી પણ ઉન્માદનો રોગ જાયછે.

આ મંત્ર ભણી રોગીને બેસાડી મંત્રથી પાણી મંત્રી પોતે પવિત્ર થઇ તે રોગીને પાય, પછી તેને પુછે, તો ડાકણ સાકણ નિશ્ચય બોલે સહી ૩.

ડાકણ બોલાવાનો મંત્ર-ऊँ नमो चढो चढो सूरवीर धरती चढ पाताल चढ पग पाली चढा कोण कोण वीर चढया, हनुमंत वीर चढया, धरती चढी पग पानी चाढे ऐडी चढी एडी चढी, मुखे चढी मुखे चढी, पीडीं चढी पिंडी चढी, गोडा चढी गोडा चढी, जांघ चढी जांघ चढी, कटि चढी काटे चढी, पेट चढी पेट चढी, पेटथी धराणि चढी धराणि चढी, धराणिथी पांसळी चढी, पांसळिथी हैये चढी, हैयेथी छाती चढी, छातीथी खभे चढी, खभाथी कंठ चढी, कंठेथी मुख चढी, मूखथी जिव्हा चढीं, जिव्हाथी कानो चढी, कानोथी आंखो चढी आंखोथी ललाट चढी, ललाटथी सीस चढी, सीसथी कपाळ चढी, कपाळथी चोटली चढी, हनूमान नारसिंह करबारात्मा चल्यावीर समदवीर, दीठवीर आग्यावीर सोसंतावीर ए वीर चढया. આ મંત્રથી બોલાવે તો તે પુરૂષમાં એ નિશ્ચય આવી બોલે ૪,

ડાકણને ચોટ લાગવાનો મંત્ર-ऊँ नमो महाकाया जोगिनी जोगिनी पार साकिनी कल्पवृक्षीय दृष्टिजोगिनी सिद्धि रूद्रायकालदंडेन साधय साधय, मारय, मारय, चूरय चूरय, अपहर अपहर, शाकिनी सपरिवारं नमः ऊंग्रि ॥६॥ ऊं-ह्वीद-हो-होटफट स्वाहा,

આ મંત્રની ક્રિયા–પવિત્ર થઇને ૭ વાર ગુગળને મંત્રીને ખાઇણીઆમાં નાંખી સાંબેલાથી ખાંડે, તો એ ચોટો અથવા ઘા ડાકણને વાગે. અને આ મંત્રથી ૧ "ઢીંચણ" મુડીએ તો ડાકણનું માથું મુડાઇ જાય. અને આ મંત્રથી અડદને મંત્રીને નાખે તો તેને ઘેર આવી "રમે" અને એ મંત્રથી પાણીને મંત્રી આંખોમાં છાંટે તો તે બોલી ઉઠે ૫.

ડાકણનો દોષ દૂર થવાની ઉજણી–આ ઉજણી મોરના પીછાંથી અથવા લોઢાની છરીથી નાંખવી–ऊँ नमो आदेश गुरूकुं डाकिनी सिंहारी किसने मारी जती हनुमन्तने मारी, कहां जाय दवकी कोन देखी जती हनुमन्तने देखी सातवे पाताल गई सातवे पातालथी कोण पकडी लाव्या जती हनुमन्त पकडी लाया जती हनुमन्त पकडी लाया एकताल दे एक कोठा तोडया दो ताल दे दो कोठा तोडया, तीन ताल दे तीन कोठा तोडया, (तनि तालदे तनि कोठा तोडया) चारि ताल दे चारि कोठा तोडया, पांच ताल दे पांच कोठा तोडया, छ ताल दे छ कोठा तोडया, सातमो कोठो तोडी देखे तो खुणामां खडी छे डाकीनी सिंहारी भूत् प्रेत चल्या जती हनुमन्त तेरे झाडेले चल्या ऊं नमो आदेश गुरूकुं गूरूकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरोवाच ६.

---

૧ મારવાડી ભાષાના આ પુસ્તકમાં "ઢીંચણ" અને એજ ગ્રંથના હિંદિમાં થએલા તરજુમામાં માથું મુડવું લખ્યું છે. ૨ અને આ નિશાનીથી એ મંત્રનો વિષય પુરો થતાં સુધીનું વાક્ય મા૦--પુ૦--માં છે. અને તેને બદલે હિ૦--પુ૦-માં 'तेने घेर आवो बोले, अनेबळवा लागे, તથા એજ અડદને મંત્રીને આંખોમાં મારે તો તે બોલી ઉઠે. મતલબ કે ધુણી ઉઠે એમ લખ્યું છે. માટે એમાં જે ખરૂં હોય તે વિદ્વાનો સુધારીને વાંચશે એવી આશા છે.

## ડાકણને દુર કરવાના જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૭ | ૭ | ૯ | ૮ |
| ૬ | ૫ | ૪ | ૬ |
| ૪ | ||| | ૬ | ૧૧ |
| ૭| | ૫ | ૧|| | || |

આ જંત્રને પવિત્ર પાણીમાં ધોળી પીવડાવે તો ડાકણી દૂર થાય.

| | | | |
|---|---|---|---|
| ૧૬ | ૬૬ | ૧ | ૫ |
| ૭ | ૪ | ૭ | ૮-૧ |
| ૬ | = | ૦। | ૦।૦ |
| ૮ | ૧ | ૬ | ૪૦ |

૭ આ જંત્રને બાળકને ગળે બાંધવો.

પ્રત્યક્ષ હાજરાયત લખીએ છીએ– हाजरायत (मरवानो) मंत्र-ॐ नमः कामाख्यायै सर्वे सिद्धिदायै अमुक कर्म कुरू कुरू स्वाहा . अस्य मंत्रस्य बाल्हिक ऋषिः जगती छंदः कामारव्यः देवता प्रणवः शक्तिः अव्यक्तं कीलकं अमुक कर्माणि जपे विनियोगः ॐनमः अंगुष्ठाभ्यांनमः कामाख्यायै तर्जनीभ्य नमः स्वाहा सर्व सिद्धिदायै मध्यमाभ्यां वषट् अमुक कर्म अनामिकाभ्यांनमः हुं कुरु कुरु कनिष्टकाभ्यां वौषट् स्वाहा करतलकर पृष्टाभ्यां अस्त्राय फट ॐ नमो हृदयाय. कामाख्यायै सिरसे स्वाहा सर्व सिद्धिदायै शिखायै वषट् अमुक कर्म कवचायहुं कुरु कुरु नेत्रत्रयाय वौषट स्वाहा अस्त्रयफट्. ॥

ધ્યાન--योनिमात्र शरीराया कुंगवासिनिकामदा रजस्वला महातेजा कामाक्षी ध्यायतां सदा अस्य मंत्रस्य सहस्त्रं जपः॥

ગુદહલનાં ફુલોની ૧૦૦૦ આહુતિ, મીંઢળની રાખ કરી રાખી રૂ માં મેળવીને તેની દીવેટ કરી, એ દીવેટને તેલના દીવામાં મૂકી, એ દીવાની પૂજા કરવી. એ દીવાની આગળ ૮ વર્ષ નો અથવા દશ ૧૦ વર્ષનો બાળક પવિત્ર શુદ્ધ વંશનો દેવ ગણનો સ્થાપન કરવો (બેસાડવો). અને પોતે પણ પવિત્ર થઇને "મીંઢળના ડ ફુલના" ઉપર આ મંત્રના સંકલ્પનું પાણી છાંટવું (નાખવું). અને દીવાની આગળ આ જંત્રનું પૂજન કરવું. અને એ જંત્ર બાળકને તેની હથેલીમાં દેખાડવો. અને મીંઢળની રાખ તેલમાં કાલવી એ બાળકની હથેલીમાં મસળવી. પછી તેને પુછવું એટલે જે એ દેખે તે સાચે સાચા સમાચાર સર્વ કહે. અથવા આઠ દશ વર્ષની પવિત્ર કુળની દેવ ગણની કન્યાને બેસાડવી તેને દેખાય તે કહે. દશાંશ માર્જન, દશાંશ તર્પણ દશાંશ બ્રાહ્મણ ભોજન. ઇતિ હાજરાયતની વિધિ સંપૂર્ણ. ૭.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૮ | ૩ | ૮ | ત |
| ૫ | ૬ | ૩ | ૬ | ૨ |
| ૭ | ૨ | ॰ | ૨ | ક |
| ૭ | ૪ | ૫ | ૪ | લ! |

आ जंत्र हाजरायतनो(बांध्यो) छे.

આ સત્યહા

*સાબર મંત્ર, અથવા ઉત્યમ જંત્ર. અથવા જંત્રાદિક, તંત્રાદિક, નાટક, ચેટક, ચતુરાઇ ઇત્યાદિક ઘણા એલમ સંસારમાં માણસો પેટ ભરવાને વાસ્તે કરેછે, પણ અમો કહીએ છીએ કે શ્રી હરબારે આ પુસ્તકમાં ફરમાવ્યાછે તે સત્ય છે. પણ એ એલમતો કોઇ સિદ્ધ પુરૂષ, બ્રહ્મજ્ઞાનંદ,જીતેંદ્રી હોય,તથા સત્ય બોલે એવા કને હશે. બીજા સર્વ મિથ્યા છે. એવું નક્કી જાણવું.

ડ ૧ મા૦ પુ૦ માં 'મીંઢળના ફળ'' અને હિંદુી પુસ્તકમાં 'મીંઢળનાં ફૂલ ઉપર' મંત્રના સંકલ્પનું પાણી છાંટવું લખ્યું છે. માટે એ બેમાં જે ખરૂં હોય તે વિદ્વાનો સુધારી વાંચસે એવી આશા રાખીએ છીએ.

જરાયત છે. એ સર્વ ઉર્ફીસમાં લખ્યુંછે. અથવા લીમડાના પત્ર, વજ, હીંગ, સાપની કાંચળી, સરસવ. એની ધુણી દે. તો ડાકણ ભુતાદિક સર્વ દોષ જાય ૮. અથવા કપાસનાં કાલાં, મોરનાં ચાંલ્લા. ભોરીંગણી, શિવનો નિર્માલ્ય, મરૂવા. તજ. છડછડીલો, બળધનો દાંત, બિલાડાની હધાર, તુપ, વજ, વાળ, સાપની કાંચળી, ગાયનું સિંગડુ, હાથી દાંત, હીંગ, કાળાં મરી, એ સર્વેને બરાબર લઇ ખાંડીને એની ધુણી દે, તો સર્વ પ્રકારના ભૂતાદિકના જે દોષ હોય તે, સઘળા દૂર થાય, આ महेस्वरघुपछे અને એ ચક્રદત્તમાં લખ્યાછે ૯. અથવા પીપરો, કાળાં મરી, સિંધવખાર, ગોરૂ ચંદન, એને મધમાં વાટી અંજન કરે, તો સર્વ ભૂત વગેરેનો દોષ દૂર થાય ૧૦. અથવા કાચકીનું મૂળ, દારૂહળદર, સરસવ,ઉપલટ, હીંગ, વજ, મજીઠ, ત્રિફળા, સુંઠ, કાળાં મરી, પીપરો, ગહુલો, એ સર્વને બરાબર લઇ બકરાના મુત્રમાં વાટી નાસ દે, અથવા અંજન કરે, તો સર્વ ભૂતાદિકનો દોષ જાય ૧૧. અથવા ગોરખ કાકડીને ગાયના મુત્રમાં વાટી નાસ લે, તો બ્રહ્મ રાક્ષસનો દોષ જાય ૧૨. અથવા સંખાવળીના મૂળને ચોખાના ધોવરાણમાં, અથવા ઘીમાં વાટી તેનો નાસ દે તો ભૂતાદિકના દોષ જાય ૧૩. ઇતિ ભુતાદિકના ઉન્માદની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપુર્ણમ્.

## મૃગીરોગ. (ફેફરૂં)

**મૃગીની ઉત્પતિ લક્ષણ.**—ચિંતા અને શોકાદિકે કરીને ક્રોધને પ્રાપ્ત થયા જે વાયુ, પિત્ત,કફ તે હૃદયની નસોમાં પેસી સ્મરણ માત્રનો નાશ કરી મૃગીના રોગને પ્રગટ કરેછે. આ મૃગી રોગ ૪ પ્રકારનાછે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪.

**મૃગીનું પુર્વ રૂપ તથા લક્ષણ**—હૃદય કંપે, તથા સૂન્ય થઇ જાય-પસીનો આવે અને ધ્યાન લાગી જાય-મૂર્છા થઇ આવે, જ્ઞાન જતું રહે-નિંદ્રા આવે નહીં. આ લક્ષણ થાય, તો જાણવું કે એને મૃગીનો રોગ થશે. અને તેને સર્વેલ અંધકારજ દેખાય, સ્મર્ણ જતું રહે, અને હાથ પગને આદિ લઇ સઘળા અંગને પ્રથ્વી પર પટક્યા કરે ત્યારે જાણવું કે મૃગી રોગ થયો ૧.

**વાયુની મૃગીનાં** લક્ષણ—કંપારો થાય-દાંત ચાવે (કકડાવે) મુખમાં ફીસોટા આવે-સ્વાસ થાય.કાળું, પીળું,દેખે. આ લક્ષણ થાય, તો વાયુની મૃગી જાણિયે ૧.

**પિત્તની મૃગીનાં** લક્ષણ—મોઢે પીળા ફીસોટા આવે, અને શરીરની ચામડી તથા મોઢું, આંખો એ પીળાં પડી જાય. તથા તેને સર્વત્ર લાલ પીળું દેખાય-તરસ ઘણી લાગે-સર્વ શરીર ગરમ રહે, અને તેને સવત્ર અગ્નિ બળતીશી દેખાય. આ લક્ષણ થાય તો પિત્તની મૃગી જાણિયે ૨.

**કફની મૃગીનાં** લક્ષણ—મુખમાં સફેદ ફીસોટા આવે. શરીરની ચામડી, મુખ, આંખો એ ધોળાં પડી જાય. શીત લાગે. રોમાંચ થાય. અને તેને સર્વત્ર ધોળે ધોળુંજ દેખાય. આ લક્ષણ થાય, તો કફની મૃગી જાણિયે ૩.

**સન્નિપાતની મૃગીનાં લક્ષણ**—ઉપર કહ્યાં જે (ત્રણે પ્રકારની મૃગી રોગનાં) સઘળાં લક્ષણો થાય. તો સન્નિપાતની મૃગી જાણિયે. ૪.

મૃગીનાં **અસાધ્ય લક્ષણ**—જેનું શરીર ઘણું ફરકે, તથા ક્ષીણ થઇ જાય. ભવાં ચઢવાં લાગાં જાય. નેત્રોની વિકૃતિ બદલાઇ જાય. તે મૃગી રોગ વાળો મરી જાય.

મૃગીનો **સમય**—બારમે દહાડે આવે તો વાયુની જાણીયે. અને પંદરમે દહાડે (થઇ) આવેતો પિત્તની મૃગી જાણીયે. માસ ૧. એકે આવે તો કફની જાણીયે, અહી, દ્દષ્ટાંત લખીએ છીયે

જેમ ઇંદ્ર પાણી વરસાવેછે ત્યારે સર્વ વસ્તુઓ ઉપજેછે; પરંતુ જવ, ઘઊં ચણાને આદિ લઇ પ્રથ્વી પર શરદ ઋતૂમાંજ ઉત્પન્ન થાયછે. તેમજ શરીરમાં એ મૃગી રોગ રહે તો સદાએ છે, પણ જ્યારે તેનો સમય આવેછે ત્યારે કોપ કરેછે.

## મૃગીના ઉપાય.

તલની સાથે લસણ ખાય. તો વાયુની મૃગી જાય ૧. દૂધની સાથે સતાવરી ખાય તો પિત્તની મૃગી જાય ૨. બ્રાહ્મીનો રસ મધની સાથે ખાય, તો કફની મૃગી જાય ૩. અથવા રાઇ અને સરસવ ખાય. અથવા ગાયના મૂત્રમાં લાટી શરીરે લેપ કરે, તો મૃગી જાય ૪. અથવા તેલ શેર ૧. સરગવાનો રસ શેર ૪, કુંવારના પાઠાનો રસ શેર ૪, હંધેડીનો રસ શેર ૪, લીમડાની છાલનો રસ શેર ૧, ગાયનું મુત્ર શેર ૪, એ સર્વમાં તેલ મેળવીને પકવવું (તે એમ કે) જ્યારે એ સર્વે રસ બળી જાય ને તેલ માત્ર બાકી રહી જાય ત્યારે (ચુલા પરથી ઊતારી) તેલને વાસણમાં જુદું રાખી મુકી એ તેલનું મર્દન કરે, તો મૃગી જાય ૫. અથવા મનસિલ, લીલ કંઠની હધાર, અથવા ખબુતરની હધાર, એ બંનેને બારીક વાટી અંજન કરે, તો મૃગી જાય ૬. અથવા પારો, મારેલી અબરખ, લોહસાર, શોધ્યો ગંધક, મારેલું મનસિલ, મારેલી હડતાલ, રસોત એ સઘળાં બરાબર લઇ પછી એને ગાયના મુત્રમાં દિન ૧ ખલ કરવો, પછી લોઢાના વાસણમાં એ સર્વેથી બમણો ગંધક મેલી એ ગંધકની વચે એને અધ્ધર એટલે ઉપર નીચે ગંધક મેલી પહોર ૧ માં અગ્નિથી પકવી લે, પછી ઉતારી ઠંડું કરી રતી ૧ પ્રતિદિન ૭ સુધી ખાય, તો મૃગી જાય ૭. અથવા સુંઠ, કાળાંમરી, પીપેરો, સંચર, શેકી હીંગ, એને બરાબર લઇ બારીક વાટી ટંક ૨॥ રોજ ઘીની સાથે દિન ૧૫ લે તો, મૃગી જાય ૮. અથવા જેઠીમધને બારીક વાટી ટંક ૨॥ કોહોળાના રસમાં દિન ૭ પીએ, તો મૃગી જાય ૯. અથવા વજ, ઉપલેટ એ બન્નેને બારીક વાટી ટંક ૨॥ ને પ્રમાણ બ્રાહ્મીના રસમાં અથવા સંખાવળીના રસની સાથે, અથવા જુના ગોળની સાથે દિન ૧૫ પીએ, તો મૃગી જાય ૧૦. અથવા ગાયનું ઘી શેર ૧, કહોળાનો રસ શેર ૧૮. જેઠીમધને ઉકાળી પાણી ૧ એ ત્રણેને પકવવાં તે એમ કે, જ્યારે એ બંને રસ બળી જાય અને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે (ઉતારી લઇ) એ ઘી ખાય, તો મૃગી જાય *૧૧. અથવા સરગવાની છાલ, ઉપલેટ, નેત્રવાળો, જીરું, લસણ, સુંઠ, કાળાં મરી, પીપેરો, હીંગ. આ સઘળાં બબ્બે તોલા ભાર લેવાં; અને તેલ શેર ૦॥, બકરાનુ મૂતર શેર ૨. "એ પરમાણે લીધા પછી" એ સર્વને મધુરી આંચે પકવવાં તે એમકે, જયારે એ સઘળાં બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એનો નાસ દે, તો મૃગી જાય ૧૨. આ સર્વ ઉપાય ભાવપ્રકાસમાં લખ્યા છે.

અથવા પીપરો, પીપરીમુળ, ચવક, ચિત્રક, સુઠ, ત્રિફળા, વાવડીંગ, સિંધવ ખાર, ધાણા,

* મૃગી એ એક જૂલમી રોગ છે. એ કપાળમાં મગજનો રોગ છે. જે ઉપર અનેક પ્રકારના ઉપાય છે, અને એ રોગથી માણુસ બેહોસ થઈ જાય છે. અને એ રોગ વિષે કોઇક મસ્તકમાં કીડો પણ કહે છે; તથાપી બહુધા પ્રમાણ છે નહીં. બહુધા તો એ રોગ હૃદયથી ઉપજ્યો કહેછે,—એવા રોગ વાળા માણુસનો ઘણો જાપતો રાખવો જોઇએ. અસાધ્ય મૃગી રોગનો ઉપાય છે નહીં. આ રોગને આપણે વાયુ આવેછે અથવા ફેફરાનો અથવા અપરમારનો રોગ એવું કહીએ છીએ.

અજમો, ૭૩. એ સઘળાંને બરાબર લઇ બારીક વાટી ટંક રા, પ્રમાણે ગરમ પાણી સાથે લે તો મૃગી, સંગ્રહણી ઉન્માદ, હરસ, એ સઘળા રોગોને આ ચુરણ દુર કરેછે. ૧૩.

અથવા પુષ્ય નક્ષત્રને દિવસે કૂતરાનો પિત્તા કાઢી તેનું અંજન કરે અથવા ઘીની સાથે એ નો ધુપ દે, તો મૃગી જાય ૧૪. આ યોગતરંગિણીમાં લખ્યા છેઃ અથવા

વજનું ચૂર્ણ ટંક રા દૂધની સાથે, અથવા મધની સાથે માસ ૧ એક પીએ, તો મૃગી જાય ૧૫. એ પણ યોગતરંગિણીમાં છે. અથવા

નોળવાની હધાર. બિલાડાની હધાર, કાગડાની હધાર, એની ધૂણી દે, તો મૃગી જાય ૧૬. આ ચક્રદત્તમાં લખ્યો છે.

ઇતિ મૃગી રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેં શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે મદાત્યય ઉન્માદ, મૃગીએના સર્વ ભેદ સંયુક્ત ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય, નિરૂપણ નામ સ્પ્તમ સ્તરંગ : ૭. ૪

**તરંગ સાતમું સમાપ્ત.**

# તરંગ ૮ મું.

## વાત વ્યાધી

**વાયુ રોગની ઊત્પત્તિ**–વાસી, કડવી, તીખી, વસ્તુઓના ખાવાથી, સ્વલ્પ ભોજનથી-લુખી વસ્તુઓ ખાવાથી-ખેદથી- શીતળ ભોજનથી- ઘણા મૈથુનથી-ધાતુના ક્ષીણ પણાથી. મળ મૂત્રના રોકવાથી-શોચ તથા ભયથી-ઘણા લોહીના કઢાવાથી-માંસના ક્ષીણપણાથી-ઘણી ઉલટી તથા જુલાબથી-આમના દોષથી-વૃદ્ધપણથી માણસોને વર્ષા ઋતુમાં ત્રીજે પોહોર અથવા પોહોર પાછલી રાત રહે ત્યારે માણસોના શરીરની ખાલી નસોમાં બળવાન વાયુ પેસીને કોપિત થઇને સર્વ અંગમાં, અથવા એક એક અંગમાં નાના પ્રકારના ૮૪ રોગોને ઉત્પન્ન કરેછે. તે રોગ લખીએ છીએ. સિરોગ્રહ ૧. અલ્પકેશ ૨, અધિક બગાસાં ૩, ડાઢી મરડાય નહીં ૪, જીભ હાલે નહીં ૫, તોતડું યા ડચકા ખાતું બોલે ૬, ધિમે (હળવે) બોલે ૭, મૂંગાપણું થાય ૮, ખોટું જ બોલે ૯, ઘણું બકે ૧૦, જીભનો સ્વાદ જતો રહે ૧૧, બેહેરો થઇ જાય ૧૨, કાનમાં ગંણગણાટ શબ્દ થાય ૧૩.*ચાંમડીમાંથી સ્પર્શનું ગ્નાન જતું રહે ૧૪, અર્દિત રોગ ૧૫, ખાંધ મરડાય નહીં ૧૬, હાથ સુકાઈ જાય ૧૭, હાથ મરડાય નહીં ૧૮, ચર્ચિત રોગ ૧૯, વિશ્વાચી રોગં ૨૦, ઉર્ધ્વ વાયુ ઓડકાર ઘણા આવે ૨૧, આફરો ચઢે ૨૨, પ્રત્યાધ્માન રોગ ૨૩, અષ્ટીલારોગ ૨૪, પ્રત્યષ્ટીલા રોગ ૨૫, તૂની ૨૬, પ્રતિતૂની ૨૭, અગ્નિની વિષમતા ૨૮, આટોપરોગ ૨૯, પસવાડામાં શૂળ ૩૦, પીઠમાં શૂળ ૩૧, બહુ મૂત્રતા ૩૨, મુત્ર રોકાઇ જાય ૩૩, ઝાડો ધાડો થ

*એટલે ચામડી બેર મારી જાય. ૧ પેટ ચઢે તે

ઇ જાય ૩૪, ઝાડો ઉતરે નહીં ૩૫, ગ્રધ્રસી રોગ ૩૬, કલાપ ખંજતા રોગ ૩૭. ખોડાપણું ૩૮, પાંગળા પણું ૩૯, ક્રોષ્ટ્રશીર્ષક ઢીંચણ (પગ નો રોગ ૪૦. ખલ્લી રોગ ૪૧, વાત કંટક રોગ ૪૨, પગનો સોજો ૪૩, પગ બળ્યા કરે ૪૪, અક્ષેપક રોગ ૪૫, દંડક રોગ ૪૬. વાતા ક્ષેપક રોગ ૪૭, પિત્તાક્ષેપક રોગ ૪૮, દંડાવતાનક રોગ ૪૯, અભિઘાતા ક્ષેપક ૫૦, અંતરાયામ ૫૧, બાહ્યાયામ ૫૨, ધનુર્વાયુ ૫૩, કુબ્જક ૫૪, અપતંત્ર ૫૫, અપ્તાન ૫૬, પક્ષાઘાત ૫૭. આંખ (ખી) લાગીક ૫૮, કંપ ૫૯, સ્તંભ ૬૦, વ્યથા ૬૧, લોદ ૬૨, ભેદ ૬૩, અસ્ફુરણ ૬૪. લુખાપણું ૬૫, કાળાપણું ૬૬, ક્ષીણપણું ૬૭, શીતળપણું ૬૮, રોમાંચ ૬૯, અંગમર્દ ૭૦, અંગવિભ્રમ ૭૧, નસોનો સંકોચ ૭૨, અંગશોષ ૭૩, ડરવા પણું ૭૪, ઉન્માદપણું ૭૫, મોહપણું ૭૬ નિંદ આવે નહીં ૭૭, પસીનો આવે નહીં ૭૮, બળની હાંની ૭૯, વીર્યનો નાશ ૮૦, સ્ત્રી ધર્મ (અડકાવ, રજસ્વલા) નો નાશ ૮૧, ગર્ભનો નાશ ૮૨, વિના શ્રમે શ્રમ ૮૩, શ્રમનાશ ૮૪.

## વાત વ્યાધિના સર્વ રોગોનાં લક્ષણ તથા ઉપાયો.

**પહેલાં સામાન્ય ઉપાય લખીએ છીએ.** "(આટલી વસ્તુઓ કરવાથી વાયુના સર્વ રોગો નાશ પામેછે) મીઠી, ખારી, ચીકણી, ગરમ વસ્તુઓ, આમળાં એઓના ખાવાથી-તથા ઊંઘવાથી-તડકાના સેવ્યાથી, પસીનો લાગ્યાથી-તૃપ્તિ ભોજનથી-ગરમ મર્દનથી-તેલના મર્દનથી-ઓસડો ખાવાથી. "(આ વસ્તુઓ સેવવાથી)" સામાન્ય વાયુના રોગો દુર થાયછે.

**શિરો ગ્રહનાં લક્ષણ**–વાયુ લોહીથી મળીને મસ્તકની નસોને લૂખી કરેછે. પછી તેમાં ઘણીક પીડા કરીને નસોને કાળી કરી દેછે. આ રોગ અસાધ્યછે ૧.

**શિરો ગ્રહના ઉપાય**–દશ મુળનો ઉકાળો કરી તેનો રસ કાઢે, તથા બીજોરાનો રસ કાઢી એ બંને રસમાં તેલ પકવીને એ તેલનું મર્દન કરે તો શિરોગ્રહ દુર થાય ૨. અથવા ઉપલેટ, એરંડાનું મુળ, ધંતૂરાનું મૂળ, સરગવાનું મુળ, સુંઠ, કાળાં મરી, પીપરો, વચ્છનાગ, આ સઘળાં ઓસડો બરાબર લઇ બારીક વાટી (ગરમ ખમતો લેપ કરે તો શિરોગ્રહ રોગ દુર થાય એ મા૦ પુ૦ માં લખ્યુંછે ) ઉકાળો કરી અનુમાન માફક તેલ નાખીને મધુરી આંચેથી પકવવું, જ્યારે તેલ માત્ર રહી જાય ત્યારે તેને ઊતારી મર્દન કરે. તો શિરોગ્રહ જાય. (એવું હિં.પુ. લખ્યુંછે) ૩.

**અલ્પ કેશીની ચિકિત્સા**–દેશી ગોખરૂ, તલનાં ફુલ એને બરાબર લઇ, એની બરાબર મધ અને ઘી લઇ તેમાં આ બંનેને બારીક વાટી વાળોએ લેપ કરે, તો વાળ ઘણા વધે ૧. અથવા જેઠીમધ, કાળાં કમળનું મૂળ, કાળી દરાખ; એને તેલ, ઘી, દુધમાં બારીક વાટી વાળે લેપ કરે, તો વાળ ઘણા લાંબા થાય ૨. અને આ ઓસડથી છછુંદરનો પણ દોષ દુર થાય ૨.

**બગાસાંનાં લક્ષણ**–મોઢાના એક સ્વાસને પ્રથમ મુખમાં પીજાય. પછી એ સ્વાસ એકદમ ઓચિંતો વેગ લઇ કાઢે, અને તે આળસ તથા ઊંઘની સાથે આવે તેને બગાસું કહેછે. ૩

**બગાસાં ઘણાં આવે તેના ઉપાય**–સુંઠ, પીપરો, કાળાં મરી, અજમોદ, સિંધવખાર. એ ઓસડોને જુદાં જુદાં અથવા એકઠાં બારીક વાટી ગરમ પાણી સાથે લે, તો બગાસાંનો રોગ દુર થાય ૧. અથવા કડવા તેલનું મર્દન કરે. અથવા મીઠાં ભોજન કરે, અથવા "(નાગરવેલના," પાન ખાય, તો બગાસાંનો રોગ દુર થાય ૨..

**હનુગ્રહ રોગનાં લક્ષણ**–દાતણની ચીરી વડે જીભને ઘણી ઘસવાથી. તથા ચવાંણાના ખાવાથી, અથવા કોઇ પ્રકારની ચોટથી દાઢીના મૂળમાં રહેતો જે વાયુ તે કોપિત થઇને મોઢાને

ફાટેલુંજ રાખી દે, અથવા બંધજ રાખી દે, ત્યારે પુરૂષ બોલવામાં તથા ખાવામાં વડા કષ્ટે સમર્થ થાયછે. તેને વૈદ્ય અનુગ્રહ રોગ કહેછે ૪.

**અનુગ્રહ રોગના ઉપાય**–જેનું મોં બીડાઇ ગયું હોય તેને ચિકણી વસ્તુઓથી શેક કરી પશીનો લાવે, તો મોં ઉઘડી આવે ૧. અથવા જેનું મોં ફાટ્યું રહી જાય તેને શીતળ વસ્તુઓથી આરામ થાયછે ૨. અને જેની દાઢી મરડાય નહીં તેને પીપરો અને આદુ ચવડાવી ચવડાવી થુંકીનખાવે, તો દાઢી મરડાવાનો રોગ દૂર થાય ૩. અથવા ગરમ પાણીના કોગળા કરાવે, તો એ રોગ દૂર થાય ૪. અથવા તેલમાં લસણને તળીને સિંધવખાર લગાવીને ખાય તો અનુગ્રહ રોગ દૂર થાય ૫. અથવા અડધના વડાંમાં લસણ, સિંધવખાર, આદુ, હીંગ; મેળવીને તેલમાં તળી ખાય તો હનુગ્રહ રોગ જાય ૬. અથવા તેલને ગરમ કરી ખમતું ખમતું માથે મર્દન કરે, તો અનુંગ્રહ રોગ જાય ૭. અથવા પ્રસારણી તેલના મર્દનથી આટલા રોગ જાયછે તે તેલ લખીએ છીએ

**પ્રસારણી તેલ**–ખીપનો પંચાંગ તોલા ૪૦૦ ભાર લઇને ખાંડી ૧૬ શેર પાણીમાં ઉકાળતાં બાકી જ્યારે એનો ચોથો ભાગ પાણી આવી રહે ત્યારે ઉતારી ગાળી એ પાણીમાં તલનું તેલ તોલા. ૪૦૦ ભાર, તથા તેમાં દહીંની છાસ તોલા ૪૦૦ ભાર, તથા કાંજીનું પાણી ૪૦૦, તોલા ભાર, અને તેલથી ચોથણું ગાયનું દૂધ નાંખવું; અને ચિત્રક, પીપરી મૂળ, મહુંડાં, સિંધવ ખાર, વજ, વરીઆરી, દેવદારૂ, રાસ્ણા, ગજ પીપર, છડછડીલો, રક્ત ચંદન, એરંડાનું મૂળ. ખરેંટીનું મૂળ, સુંઠ, એ સઘળાં ઓસડોને તોલા ચાર ચાર ભાર લઇ ઉકાળો કરી એ ઉકાળાનો રસ પેલા તેલમાં નાખવો. અને ખીપનો રસ શેર ૧ નાખીને મધરી આંચે પકવે, જ્યારે સઘળો રસ બળી જાય ને બાકી તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને ઉતારી લેવું. પછી એ તેલનું મર્દન કરે અથવા નાસ દે, અથવા ખવરાવે, અથવા એનો શેક કરે, તો સર્વ વાયુના વિકારને, હનુંસ્થંભ, પાંગળાપણું, જીભ્યાસ્થંભ, અર્દિત રોગ, તોતડાપણાનો રોગ, ખાંધસ્થંભ, પીઠનું શૂળ, ગૃધ્રસી, ખોડાપણા, આંચલા, ધનુર્વાયુ, કુબડાપણું, એટલા વાયુના રોગોને આ તેલ દૂર કરે છે. ઇતિ प्रसारणी तैलं. ૮

**જીભ્યા સ્થંભનાં લક્ષણ**–વાણીને લઇ જનારી જે નસો, તેમાં રહેતો જે પવન તે કોપ પામીને જીભને સ્થંભિત કરે છે. ત્યારે એ જીભ પાણી (ગળામાં) પીવામાં અને બોલવામાં સમર્થ નહીં થાય છે. એને જીભ્હાસ્થંભ રોગ કહેછે ૫.

**જીભ્યા સ્થંભના ઊપાય**--મીઠારસ, ખાર, ખટાસ. ચીકણી ગરમ એટલી વસ્તુઓથી જીભને યથાયોગ્ય મર્દમ કરે, અથવા ખમતા ખમતા ગરમ પાણીથી કોગળા કરે, તો જીભ્હા સ્થંભનો રોગ દુર થાય છે.

**મુગાપણું, ગુંગણું પણું, તોતડું બોલવાનાં લક્ષણ**–કફે કરીને જે સંયુક્ત વાયુ તે ધમની નાડીને લઇ ચાલનારી જે નસો તેને આચ્છાદિત કરી માણસોને મૂંગાપણું, તથા નાંકમાજ બોલવું તથા તોતડૂં ડચકાં ખાતું બોલવું, એટલા રોગોને કરે છે ૬-૭-૮-

**ગુંગાપણું તથા ડચકા ખાઇને તોતડું બોલે એસરવના ઊપાય**-- ગાયનું ઘી શેર ૧, સરગવાનું મૂળ, તોલાં ૪, વજ તોલા ૪, સિંધવ ખાર તોલા ૪, ધાવડીનાં ફુલ તોલા ૪, લોદર તોલા ૪ ભાર, એ સઘળાંને ખાંડીને બકરીના ૪ શેર દુધમાં શેર ૧ પ્રથમ ગાયનું ઘી નાખવું પછી પેલા ખાંડેલાં ઓસડો મેળવી મધુરી આંચે પકવે "એમકે" જ્યારે દૂધ

અને ઓસડો બળી જાય ને ઘી માત્ર બાકી રહી જાય ત્યારે તેને કાઢીને એ ઘીને **सरश्वती मंत्र** થી વિધિપૂર્વક સેવન કરે તો ગુંગાપણું, ગણગણાપણું, તથા તોતડાપણું આ સઘળા રોગો દૂર થાય, અને સ્મૃતિ, બુદ્ધિ, મેધાકાંતિ ઘણી વધે ઇતિ **सारश्वतघृत.**

**સરસ્વતી મંત્ર–ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यैनमः** આ સરસ્વતી મંત્ર સિધ્ધ છે. અને આ અક્ષરોની બરાબર સહસ્ત્ર (૧૦૦૦) જપ કરે, તો આ મંત્ર સિધ્ધ થાય. એ મંત્રથી આ ઘી ખાય ૧; અથવા માલકાંકણીનું તેલ ખાય, તો સર્વ રોગ જાય, અને તેની બુધ્ધિ તત્કાળ ચમત્કારી થઇ જાય ૨. અથવા હળદર, વજ, ઉપલેટ, પીપેરો, સુંઠ. જીરૂ, અજમોદ. જેઠીમધ, મહુડાં, સિંધવ ખાર, એને બરાબર લઇ બારીક વાટી ટંક રા. માખણની સાથે રોજ દિન ૨૧ સુધી ખાય, તો સર્વ રોગ દુર થાય. અને એ પુરૂષ શ્રુતિધર થઇ ૧૦૦૦ (એક હજાર) શ્લોક રોજ કંઠ કરે-ઇતિ **कल्पकावलेह ३.**

**પ્રલાપ તથા વાચાલ રોગનાં લક્ષણ**–પોતાના કુપથ્યથી કુપિત્ત થયો જે વાયુ તે અર્થ રહિત કાંઇનું કાંઇ વચન બોલે, તો પ્રલાપ રોગ જાણવો ૯.

અને અર્થ સહિત ખોટા શબ્દ મૂખથી બોલે તેને વાચાળ કહેછે. ૧૦

**પ્રલાપ તથા વાચાલ રોગના ઊપાય**–તગર. પિત્તપાપડો. કડુ, નાગરમોથો, આસન, બ્રાહ્મી, દરાખ, અગર, દશમૂળ, સંખાવળી, આ સર્વને બરાબર લઇ જ્યારે ખાંડી એનો કાદો કરી આપે, તો પ્રલાપ અને વાચળ રોગ દુર થાય ૧.

**જીભના રસાજ્ઞાનનાં લક્ષણ**–જે મધુર રસને આદિ લઇ છ રસના ખાવામાં જીભનું યથાર્થ જ્ઞાન જતું રહે, ને જાણે શું એ ખાઇએ છીએ તેને રસાજ્ઞાન રોગ કહેછે ૧૧.

**જીભના રસાજ્ઞાન રોગના ઉપાય**–સુંઠ. કાળાં મરી, પીપરો, સિંધવખાર, અમલવેદ, ચુકો એ ઓસડોને બારીક વાટી એક રસ કરી જીભે સારી પેઠે લેપ કરે, તો રસાજ્ઞાનનો દોષ દૂર થાય ૧. અથવા બ્રાહ્મી, પલાસપાપડો, રાઇ, કાળી જીરી, પીપરો, પીપરી મુળ. ચિત્રક, સુંઠ. એને બારીક વાટી જીભે વારંવાર લગાવે, અથવા એનો ઉકાળો કરી કોગળા કરે, તો રસાજ્ઞાનપણાનો દોષ દુર થાય ૨.

**શરીરની ચામડી બહેરી થઈ ગઇ હોય તેનાં લક્ષણ**–જે પુરૂષને શીત, ઉષ્ણ, કોમળ, કઠીણતાનું જ્ઞાન જતું રહે તેને ચામડી બેહેર મારી ગયાનો રોગ જાણવો ૧૪.

**ચામડી બેહરી થઈ ગઈ હોય તેના ઉપાય**–ચામડીની બહેરાશ વાળાને લોહી કઢાવે, તો એ રોગ જાય ૧. અથવા મીઠું, ધમાસો, એ બંનેને તેલમાં મેળવીને શરીરે મર્દન કરે. તો એ રોગ જાય ૨.

**અર્દિત રોગનાં લક્ષણ**–ઉંચેથી પડતી ભારે વસ્તુને ઉંચુ મોઢું કરી હાથોથી ગ્રહણ કરે, અથવા કડવી વસ્તુઓ ઘણી ખાય અથવા ઘણું હસે બગાસાં લે, અથવા માથાથી બોજો ઘણો ઉપાડે, અથવા વિષમ સ્થાનમાં સુએ તે પુરૂષને માથામાં, નાકમાં. હોઠમાં, દાઢીમાં, લલાટમાં, આંખમાં, આ સ્થાનોમાં રહેતો જે વાયુ, તે પુરૂષના મોઢામાં અર્દિત રોગને ઉત્પન્ન કરેછે ત્યારે પુરૂષનું મોઢું અર્ધું વાંકું થઈ જાય, અને ખાંધ મરડાય નહીં, અને માથું હાલ્યા કરે, સારી પેઠે બોલાય નહીં, તથા જોવાય નહીં. અને ખાંધ, દાંત, દાઢીમાં પીડા રહે. જેમાં આ લક્ષણ હોય તેને અર્દિત રોગ કહીએ. તે વાયુ, પિત્ત, કફ. એ ભેદોથી ત્રણ પ્રકારનાછે. ૧૫.

**વાયુના અર્દિત રોગનાં લક્ષણ**—લાળ ઘણી પડે, શરીરમાં પીડા ઘણી થાય-શરીર કંપે તથા ઘણું ૫રકે, દાઢી મરડાય નહીં, હોઠ સુજી જાય. આ લક્ષણ હોય તો વાયુનો અર્દિત રોગ જાણવો ૧.

**પિત્તના અર્દિત રોગનાં લક્ષણ**—મોઢું પીળું થઇ જાય. તાવ થઈ આવે. તરસ ઘણી હોય, તો પિત્તનો અર્દિત જાણીએ ૨.

**કફના અર્દિત રોગનાં લક્ષણ**—મોહ ઘણો થઇ આવે. ગળું, માથું, આંખ, એ ત્રણે ઠેકાણામાં સોજો થઇ આવે. અને એ ત્રણે આમતેમ મરડાય નહીં, તો કફનો અર્દિત રોગ જાણીએ ૩.

**અર્દિત રોગનાં અસાધ્ય લક્ષણ**—ક્ષીણ પૂરૂષને નિમેશ નહીં લાગે, અને તે પુરૂષથી બોલી શકાય નહીં, તથા શરીર કાંપતાં ત્રણ વર્ષ થઈ ગયાં હોય, તો અર્દિત રોગ અસાધ્ય જાણવો

## અર્દિત રોગના ઉપાય

આર્દિત રોગવાળાને ચિકણું ખવરાવવું. નારાયણ અને વિષગર્ભને આદિ લઇ તેલનું મર્દન કરાવવું. તથા ગરમ વસ્તુઓનું સેવન કરાવવું. ડામ દેવરાવવા. ગરમ ઓસડોથી પસીનો લેવડાવવો. માથાપર વાયુનું તેલ નાંખવું. એટલી વસ્તુઓથી અર્દીત રોગ જાયછે ૧.

**વાયુના અર્દિત રોગના ઊપાય**—દશમૂળના ઉકાળાથી વાયુનો અર્દિત રોગ જાય ૧. અથવા બીજોરાનો રસ સેવ્યાથી વાયુનો અર્દિત જાય ૨. અથવા ખરેંટી, પીપરો, પીપરીમુળ, ચવક. ચિત્રક, સુંઠ,એના ઉકાળાથી વાયુનો અર્દીત જાય ૩. અથવા અડદના વડામાં હીંગ આદુ, લસણ મેળવીને ખાય, ને ઉપરથી માંસનો સેરવો પીયે, તો વાયુનો અર્દીત જાય ૪.

**પિત્તના આર્દિત રોગના ઊપાય**—ઘીની (પીચકારી મારવી) વસ્તિ કર્મ કરવી. અથવા દુધનું સેવન કરે, તો પિત્તનો અર્દીત દુર થાય ૧.

**કફના અર્દિત વાયુના ઊપાય**—ઉલટી કરાવવાથી કફનો અર્દીત જાય ૧. અથવા તલના તેલમાં લસણ મેળવીને ખાય, તો સર્વ પ્રકારના અર્દીત તત્કાળ જાય ૨.

**૧ મન્યા સ્તંભનાં** લક્ષણ—દિવસે સૂવાથી-ઘણી વાર બેઠું રહેવાથી વિકારને પ્રાપ્ત થયો જે કફ તે વાયુમાં મળી બાંધને મરડાવા દે નહીં તેને મન્યા સ્તંભ રોગ કહેછે ૧૬.

***મન્યા સ્તંભના ઉપાય**—દશમૂળના ઉકાળાથી, અથવા પંચમુળના ઉકાળાથી મન્યાસ્તંભ જાય ૧. અથવા પસીનો લાવ્યાથી અથવા નાસના લેવાથી મન્યા સ્તંભ જાય ૨. અથવા તેલનું મર્દન કરીને ઉપર એરંડાનાં પાન બાંધે, તો મન્યા સ્તંભ દુર થાય ૩. અથવા કુકડીના ઇંડાના રસમાં સિંધવ અને ઘી મેળવી બાંધે મર્દન કરે, તો મન્યા સ્તંભ જાય ૪.

**બાહુ શોષનાં** લક્ષણ—બાંધોમાં રહેતો જે વાયુ તે કોપિત થઇને હાથને સુકવીને સ્તંભિત કરી દે તેને બાહુશોષ કહેછે ૧૭.

**બાહુશોષના ઉપાય**—પાછળ જે કલ્યાણ ઘૃત ઉન્માદ રોગમાં લખ્યુંછે તેના સેવનથી બાહુ

૧ એટલે ગરદન ઝલાયછે તે.

* દશમુળનો ઉકાળો અથવા પંચમૂળનો ઉકાળો માત્ર વાયુના રોગને સારા કરેછે પણ એ ઔષધિ પ્રસુતિકા એટલે સુવાવડના રોગ ઉપર મૂખ્યછે.અને એ ઓષધોને જાદાં જાદાં આ ગ્રંથમાં ઘણી જગાએ લખ્યાંછે. માટે વૈદો સાંકળીઆમાં જોશે તો મળી આવશે.

શોષ રોગ જાય ૧. અથવા ચીકણાના ઊકાળામાં સિંધવખાર મેળવીને પીયે, તો બાહુશોષ તથા મન્યાસ્તંભ રોગ જાય ૨.

**અવબાહુક** રોગનાં લક્ષણ–ખાંધોમાં રહે તો જે વાયુ તે કુપિત થઇને તેને બાંધનારા કફને સુકવી નસાને ખેંચી અવબાહુક નામે રોગને ઉત્પન્ન કરેછે ૧૮.

**અવબાહુક** રોગના **ઉપાય**–શીતળ પાણીનો નાસ દે, તો અવબાહુક રોગ જાય ૧. ગુગળ મોઇ જડીની જડનો ઉકાળો કરી તેમાં ગુગળ મેળવીને નાસ દે, તો અવબાહુક રોગ જાય ૩. અથવા અડદના પાણીનો નાસ દે તો અવબાહુક રોગ જાય. અથવા અડદ, અલસી, જવ, કટસેલો, રીંગણી, ગોખરૂ, અન્લુ, કૌચનું મુળ, કપાસીઆ, સણનું બીજ, કુલત્થ, બોરડીનું મુળ, સાટીનું મુળ, ખીપનું મૂળ, રાષ્ણા, ખરેંટીનું મૂળ, ગળો, કડુ એને તેલમાં પકવીને એ તેલનું મર્દન કરે, તો અવબાહુક રોગ જાય ૪. ઇતિ **मासतैलं.**

**વિશ્વાચી** રોગનાં લક્ષણ–હાથની આંગળીઓની નિચે ખસ થાય. તથા હાથની પાછળ ખસ થઇને હાથને નકામો કરી દે. તેને વિશ્વાચી રોગ કહેછે ૨૦

**વિશ્વાચી** રોગના **ઉપાય**–દશમુળ, ખરેંટી, અડદ, એનો ઉકાળો કરી તેમાં તેલ મેળવીને પીએ, તો વિશ્વાચી રોગ જાય ૧. અથવા અડદ, સિંધવખાર, ખરેંટી, રાષ્ણા, દશમુળ, હિંગ, વજ, સુંઠ, એને બારીક વાટી પાણીમાં ઉકાળે-પછી એ પાણીમાં તેલ નાખીને, એ તેલને પકવવું ને જ્યારે પાણી બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી એ તેલનું મર્દન કરે, તો વિશ્વાચી, બાહુશોષ, અવબાહુક, પક્ષઘાતને આ **माषादि तैल** દૂર કરેછે ૨.

**ઊર્ધ્વ વાયુ** રોગનાં લક્ષણ--કુપથ્યના સેવનથી અધો વાયુ કુપિત થઇ મોંઢાના કફમાં મળી વાર વાર ઓડકાર ઘણા ખાય તો ઉર્ધ્વ વાયુ રોગ કહીએ ૨૧.

**ઉર્ધ્વ વાયુના ઉપાય**--સુંઠ ૧૦ ભાગ. વધાયરો ૧૦ ભાગ, હરડેની છાલ ૫ ભાગ, આસન ૧ ભાગ, સેકેલી હીંગ ૧ ભાગ, સિંધવખાર ૧ ભાગ, નસોતર ૫ ભાગ. આ સર્વની બરાબર ચિત્રક લઇ બારીક વાટી ચૂર્ણ કરી. ટંક ૨॥ ગરમ પાણીની સાથે લે, તો ઊર્ધ્વવાયુ રોગ જાય ૧.

**આધ્માન** રોગનાં **લક્ષણ**–સર્વ પેટમાં આફરો તથા પીડા ઘણી થાય. અને ગુદાનો પવન રોકઈ જાય તેને આધ્માન રોગ કહેછે ૨૨.

**આધ્માન** રોગના **ઉપાય**–આ રોગમાં લાંઘણો કરાવવી. પાચન તથા ભુખ વધવાનાં ઓસડો આપવાં. વસ્તિકર્મ કરાવવું ૧.

નારાયણ ચુર્ણ–અથવા પીપરો ટંક ૨॥, નસોતર ટંક ૧૦, સાકર ટંક ૧૦, એનું ચુર્ણ કરી ટંક ૨॥ મધની સાથે ખાય, તો આફરાનો રોગ જાય. આ **नारायण चूर्ण छे.**૧ અથવા વજ, કોટ, વરીઆરી, સેકી હીંગ, સિંધવખાર, આ સર્વ બરાબર લઇ એનું ચૂર્ણ કરી. કાંજીમાં બારીક વાટી ગરમ કરી ખમતો ખમતો પેટપર લેપ કરે. તો આફરો દૂર થાય ૩. અથવા માહા નારાચ રસથી આફરો જાય તે લખીએછીએ.

**માહાનારાચ રસ**–હરડેની છાલ તોલા ૫. ગરમાળાનો ગોળ તોલા ૫, આમળાં તોલા ૫,

૧ વાયુના રોગ ઉપર પ્રસ્વેદ કર્મ લખ્યું છે. તે કોઇ પણ આસડના યોગથી પશીનો લાવવો તેને પ્રસ્વેદ કર્મ કહેછે. અને વસ્તિકર્મ એટલે એ કમમાં લખ્યા પ્રમાણે ઓસડોનો રસ, તથા ઉકાળો, તથા પાતળું તેલ, રસ ઘી ને આદિ લઇ, પીચકારીમાં ભરી મૂળદ્વારમાં (ગુદા) અથવા ઇન્દ્રીમાં ઓસડોનો પ્રવેશ કરે તેને વસ્તિકર્મ કહેછે.

દંતિ તોલા ૫, કડુ તોલા ૫, નસોતર તોલા ૫, નાગરમોથો તોલા ૫, થોરનું દૂધ તોલા ૯ ભાર, આ સઘળાંને બારીક વાટી શેર ૪ પાણીમાં ઊકાળતાં જ્યારે પાણીનો આઠમો ભાગ બાકી રહે ત્યારે એ પાણીમાં જમાલગોટા એટલે નીપાળાની દીવેલીનાં છોતરાં કાઢી તોલા ૫ ભાર બારીક લુગડામાં બાંધી આસ્તે આસ્તે (એ નીપાળાની દીવેલીને) પકવતાં જ્યારે પાણી બળી જાય ત્યારે તેને કાઢી લેવી. પછી એ નીપાળાની દીવેલીના આઠ ભાગ, સુંઠ ત્રણ ભાગ, કાળાં મરી બે ભાગ, પારો ૧ ભાગ, સોધ્ગો ગંધક ૧ ભાગ લઇ પ્રથમ પારાગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સઘળાં ઓસડો મેળવી એક પહોર સૂધી ખલ કરી રતી ૧ પ્રમાણે ગોળીઓ કરી ગોળી ૧ નિત્ય શીતળ પાણી સાથે ખાય, તો આફરાને, શૂળને, આનાહ, પ્રત્યાધ્માન, ઉદાવર્ત્ત ગોળાને, તથા ઉદરના રોગોને આ **महानाराच रस** દૂર કરેછે. એના ખાવાથી દસ્ત (ઝાડા) લાગી ચૂકે ત્યારે દહીંમાં સાકર મેળવી ખવરાવવું. પછી ભાતને દહીં મેળવી અનુમાન માફક એમાં સિંધવખાર મેળવી થોડોસો ખવરાવે, તો આધ્માન રોગ જાય ૫.

**પ્રત્યાધ્માનનાં લક્ષણ**–પસવાડામાં તથા હૈયામાં તો આફરો હોય નહીં, પરંતુ દૂંટીથી લઈને પેટ સુધી આફરો હોય તેને પ્રત્યાધ્માન કહીએ ૨૩.

**પ્રત્યાધ્માનના ઉપાય**--લાંઘણ કરાવવી. પાચનાદિક ઓસડો આપવાં. વસ્તી કર્મ કરાઇએ, તો પ્રત્યાધ્માન જાય ૧.

**વાતષ્ટીલાનાં લક્ષણ**–દુંટીની નીચે પવનની ગાંઠ પથ્થર સરખી બંધઇ જાય. આ ગાંઠ મળમૂત્રને રોકી દે તેને વાતષ્ટીલા કહેછે ૨૪.

**પ્રત્યાષ્ટીલાનાં લક્ષણ**–દુંટીની નીચે પવનની ગાંઠ પાષાણના જેવી બંધઇને મળમૂત્રને રોકી દે અને તે સ્થાન પર પીડા ઘણી કરે તેને પ્રત્યાષ્ટીલા કહેછે ૨૫.

**એ બંનેના ઉપાય**–શેકી હીંગ, પીપરીમૂળ, ધાણા, જીરૂં, વજ, ચવક, ચિત્રક, પાઢ. કચુરો, અમલવેત. સંચર, સિંધવખાર, સામરૂમીઠું, સુંઠ, કાળાંમરી, પીપરો. જવખાર, સાજી, દાડમનાદાણા, હરડેનીછાલ, પુષ્કરમૂળ, ડાસરા, ખેણીની જડ, એ સર્વને બરાબર લઇ બારીક વાટી આદાના રસના પૂટ ૩ દેવા; પછી એ ચૂર્ણને છાંયામાં સુકવી ટંક ૨ા ગરમ પાણીની સાથે લે, તો વાતષ્ટીલા તથા પ્રત્યાષ્ટીલા સર્વ જાય ૧.

**તુનીરોગનાં** લક્ષણ–મળમૂત્રના સ્થાનમાં રહેનારો જે પવન તે ગુદા, લિંગમાં પીંડા કરેછે તેને તૂની કહેછે ૨૬.

**પ્રતિતુની રોગનાં** લક્ષણ--ગુદા, અને લીંગમાં રહેતો જે પવન તે ગુદા, લિંગમાં પીડા કરી પેડુમાં જઇ પીડા કરેછે તેને પ્રતિતુની રોગ કહેછે ૨૭.

**એ બંનેના ઉપાય**–આ બંનેને તેલની પીચકારી લગાવે. તો તૂની તથા પ્રતિતુની રોગ જાય ૧. અથવા સુંઠ, પીપરો, કાળાં મરી. સેકી હીંગ, જવખાર, સાજી. સિંધવખાર, એને બારીક વાટી ટંક ૨ા ગરમ પાણીથી લે, તો તુની અને પ્રતિતુની રોગ જાય ૨.

**ત્રિકશુળનાં** લક્ષણ–કેડના ત્રણે હાડકાંમાં, તથા પીઠનાં ત્રણે હાડકાંમાં, તથા બરડાના ત્રણે હાડકાંમાં, શૂળ થાય તેને ત્રિકશૂળ કહેછે ૩૦–૩૧.

**ત્રિકશુળના ઉપાય**–વાલુ રેતથી શેક કરાવે અથવા અડાયાં નામે છાંણાની રાખથી ખમતો ખમતો સેક કરાવે, તો ત્રિકશુળ જાય ૧. અથવા ગળ્દી બોલીના મુળની છાલ, આસન,

એંણીની છાલ. ગળો, સતાવરી, ગોખરૂ. રાસ્ણા, નસોતર, વરીઆરી, કચુરો. અજમો, સુંઠ, એ સર્વને બરાબર લઇ, એ સર્વની બરાબર શોધ્યો ગૂગળ, અને ગૂગળથી ચોથો ભાગ ઘી લઈ સઘળાં મેળવી, એક રસ કરી રોજ ૫ માસા દારૂની, અથવા ગરમ પાણી, અથવા માંસના સેરવાની સાથે ખાય. તો ત્રિકશૂળ. જાનુગ્રહ. ભૂજાસ્તંભ. સંધિગત વાયુ થઇ જેનાં હાડ તુટી ગયાં હોય તેને, ખોડા પણું, ગૃધ્રસી, પક્ષઘાત, એ સઘળા રોગોને આત્રયોદશાંશ ગૂગળ દૂર કરેછે. ઇતિ **त्रयोदशांश गूगळ.**

**વસ્તિવાતનાં લક્ષણ**-પેડુનો પવન કુપિત્ત થઈને મુતને સારી પેઠે ઉતરવા દે નહીં, તથા ઘણા રોગોને ઉત્પન્ન કરે તેને વસ્તિવાત રોગ કહેછે. ૩૨--૩૩.

**એના ઉપાય**--ખરેટીનાં મૂળની છાલ, તેની બરાબર શાકર મેળવી ટંક રા ગાયના દૂધની સાથે ખાય, તો વારંવાર મુતરવાનો રોગ જાય ૧. અથવા ત્રિફળાનું ચૂર્ણ કરી તેની બરાબર લોહસાર મેળવી માસા ૪ મધની સાથે ચાટે, તો વારંવાર મુતરવાનો રોગ દૂર જાય ૨.

**મુત્ર રોકાઈ ગયું હોય તેના ઉપાય**-જવખાર માસા ૫ સાકર ઘી સાથે ખાય તો મૂત્રનો બંધ છુટે ૧. અથવા કહોળાનાં બીજ. તેવરસીના બીજ, એ બંનેને પાણીમાં વાટી, માસા ૨ જવખાર નાખીને સાકરની સાથે ખાય, તો મુત્ર રોકાઈ ગયું હોય તેનો બંધ છુટે ૨. અથવા ચીણીયા કપુરની દીવેટ કરી લિંગમાં, અથવા ભગમાં આપે, તો મુત્રનો બંધ છુટે ૩.

**ગૃધ્રસી રોગનાં લક્ષણ**-- પહેલાં ફૂલામાં પીડા થાય- પછી કેડમાં પીડા થાય. પછી પીઠમાં પીડા થાય. પછી જાંઘમાં પીડા થાય. પછી ઢીંચણમાં પીડા થાય. પછી પગને સ્થંભીત કરી દે અને પગ અત્યંત હળવે હળવે ઉપડે તેને ગૃધ્રસી રોગ કહીએ. એ બે પ્રકારના છે. એકતો વાયુનો ૧. અને બીજો વાયુકફનો ૨. વાયુનામાં તો પીડા ઘણી થાય. અને શરીર વાંકુ થઇ જાય. અને ઢીચણમા, જાંઘમાં, અને સાંધે સાંધે ફરક ફરક થઇ સ્થંભિત થઇ જાય- અને વાતકફની ગૃધ્રસીમાં શરીર ભારે રહે. અગ્નિ મંદ થઇ જાય અને તંદ્રા આવે. લાળ ઘણી પડે ૩૬.

**ગૃધ્રસીના ઉપાય**-ઉલટી કરવાથી ગૃધ્રસી રોગ જાય ૧. વસ્તિકર્મથી ગૃધ્રસી રોગ જાય ૨. શરીરને હરડેના જુલાબથી નિરામ કરીને પછી વસ્તિકર્મ કરવું ૩. અથવા દીવેલીનું તેલ અને ગાયનું મુત્ર મેળવીને એક મહીના સુધી પીએ, તો ગૃધ્રસી રોગ જાય ૪. અથવા તેલ. ઘી. આદાનો રસ બિજોરાનો રસ. ચુકો, ગોળ એ અનુમાન માફક મેળવી મહીના એક સુધી પીએ.તો ગૃધ્રસી રોગ જાય અને એથી કેડ અને જાંગની પીડા, ત્રિકશૂળ, ગોળો ઉદાવર્ત એ રોગ પણ જાય છે ૫. અથવા દીવેલીની બીજને દુધમાં ખીર કરી એક મહીના સુધી ખાય. તો ગૃધ્રસી રોગ, વક્ષણનું શૂળ દૂર થાયછે ૬. અથવા એરંડાનું મુળ, બીલાનો ગરભ, રીંગણી, એનો ઉકાળો કરી એમાં તેલ મેળવી પીએ, તો ગૃધ્રસીને, આંડના શૂળને દુર કરે ૭. અથવા વીડલુણ, સંચર, એને બારીક વાટી ગાયના મૂત્ર અને એરંડીના તેલમાં મેળવીને પીએ, તો કફવાયુની ગૃધ્રસી જાય ૮. અથવા અરડુસો, દાંતી, ગરમાળાનો ગોળ એનો ઉકાળો કરી તેમાં દીવેલ મેળવીને પીએ, તો ગૃધ્રસી રોગ જાય ૯. અથવા નિર્ગુંડીનાં પાનના ઉકાળાથી ગૃધ્રસી રોગ જાય ૧૦. અથવા રાસણા તોલા ૨૦, ગુગળ તોલા ૨૦, એ બંનેને વાટીને ઘીમાં ગોળીઓ માસા ૪ ની કરી ગોળી ૧ રોજ ખાય, તો ગૃધ્રસી રોગ જાય ૧૧. અથવા **રાસ્ણાદિ કવાથ**-ગળો, રાસ્ણા, ગરમાળાનો ગોળ. દેવદારૂ, ગોખરૂ, એરંડાનું મુળ. સાટીનું મુળ, સુંઠ એનો ઉકાળો કરી આપે, તો ગૃધ્ર

સી રોગ, જાંગની પીડા, પેટની પીડા, પાસાશૂળ, આટલા રોગોને આ ઉકાળો દુર કરેછે ૧૨. ઇતિ रास्नादि क्वाथ

**ખોડા પાંગળા રોગનાં લક્ષણ**=*કેડમાં રહે તો જે વાયુ તે જાંગને પકડી એક પગને સ્તંભિત કરી દે તેને ખોડો કહેછે ૩૮.

અને કેડમાં રહેતો જે વાયુ તે જાંગની નસોને ગ્રહણ કરી બંને જાંગોનો નાશ કરે,અને ચાલવા દે નહીં તેને પાંગળો કહેછે ૩૯.

**આ બંનેના ઉપાય**-જુલાબનાં લેવાથી, ઓસડોના ગરમ પસીનાથી, યોગરાજ આદિ ગુગળના ખાવાથી, તેલ વગેરેના મર્દનથી, વસ્તિકર્મથી આ બંને રોગો જાય ૧.

**કલાપખંજ રોગનાં લક્ષણ**-ચાલતામાં શરીર કંપે, અને ખોડા અથવા લંગડા સરખો દેખાય ત્યારે જાણવું કે નસોએ પોતાનું ઠેકાણું છોડી દીધુંછે. એને કલાપખંજ રોગ કહેછે ૩૭.

**એના ઊપાય**-વિષગર્ભાદિક તેલના મર્દનથી એ રોગ જાય.

**ક્રોષ્ટુશીર્ષ રોગનાં લક્ષણ**-વાયુ અને રૂધિરના વિકારથી ઢીંચણમાં સોજો થઇ પીડા ઘણી થાય, અને શીઆળના માથા સરખું કઠોર થાય તેને ક્રોષ્ટુશીર્ષ (જાનવો) રોગ કહેછે ૪૦.

**એના ઉપાય**-ગળો ટંક ૨ાા, ત્રિફળા ટંક ૧૦, એ બંનેનો ઉકાળો કરી તેમાં ગોળ ટંક ૨ાા નાખી, એ તોલ પ્રમાણે મહીના ૧ સુધી પીએ, તો ક્રોષ્ટુશીર્ષ રોગ દુર થાય ૧. અથવા ૦ાા શેર દૂધમાં દીવેલ ટંક ૧૦ નાખીને મહીના ૧ સુધી પીએ, તો ક્રોષ્ટુશીર્ષ રોગ દુર થાય ૨. અથવા વધાયરાનું ચૂર્ણ ટંક ૨ાા, ગાયનાં ૦ાા શેર દુધની સાથે પીએ, તો ક્રોષ્ટુશીર્ષ રોગ જાય ૩. અથવા તેતરાના માંસના શેરવામાં ટંક ૨ાા ગુગળ નાખી ખાય, તો એ રોગ જાય ૪. અથવા કીશોર ગુગળના સેવનથી આ રોગ જાય ૫.

***ઢીંચણ દુખે તેના ઉપાય**-તેલનું મર્દન કરી તે ઉપરથી વાટેલી સુંઠનું મર્દન કરવું, પછી એના ઉપર એરંડાના પાંદડાંને તેલ ચોપડી ગરમ કરી બાંધે, તો ઢીંચણ દુખતાં બંધ થાય ૧. અથવા કૌચનાં બીજ ટંક ૨ાા, દહીંની સાથે દિન ૭ અથવા ૧૪ ખાય, તો ઢીંચણ દુખતાં બંધ થાય ૨.

**ખલ્લી રોગનાં લક્ષણ**-પગમાં, જાંગમાં, પહોંચામાં, કાખમાં, વાયટાં આવે તેને ખલ્લી રોગ કહેછે ૧૪.

**ખલ્લી રોગના ઉપાય**-ઉપલેટ, સિંધવખાર, એનો ઉકાળો કરી, એ ઉકાળાના રસમાં તેલ તથા અમલવેદ નામે લીંબુનો રસ નાખીને એ તેલને મધુરી આંચે પકવવું "તે એમ કે" જ્યારે રસ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલનું મર્દન કરે તો ખલ્લી રોગ જાય ૧.

**વાતકંટક રોગનાં લક્ષણ**-ઉંચી નીચી જગોમાં પગ મેલતાં પીડા થાય, પછી ઢીચણમાં પી

---

* હાથ પગનાં સાંધામાં પીડા થાયછે તે અનેક કારણથી થાયછે. પરંતુ ઉપદંશનો રોગ લાગ જે વાસ્તે મુર્ખ વૈદ્યછે તે રસ કપુર તથા પારો,તથા બીજી કાચી ધાતુની ઔષધિ આપીને તર્ત ફાયદો કરેછે, પણ પછી સાંધા પકડાયછે. તે વખત તે બહુ દુઃખ પામેછે.એ વાસ્તે મુર્ખ વૈદ્યની ઔષધિ લેવી નહીં.

*આ રોગમાં ઢીચણ દુખે એમ લખ્યુ છે,પણ તેમાં પગનો પણ સમાવેશ થાયછે માટે પગ દુખતા હોય તો પણ આ ઉપાય કરવા.

ડા થઇ આવે તેને વાત કંટક રોગ કહેછે ૪૨.

**એના ઊપાય**-ઢીચણુમાં નસ્તરથી ખોતરી લોહી કઢાવઙાવે, તો વાતકંટક રોગ જાય ૧. અથવા દીવેલ ૫ ટંકને મહીના ૧ સુધી નિત્ય પીએ, તો વાતકંટક રોગ જાય ૨.

**પાદ દાહનાં લક્ષણ**-વાયુ પિત્ત, રૂધિર એ ત્રણે મળી પગનાં તળીઆંમાં દાહ કરે તેને પાદ દાહ રોગ કહેછે ૪૪.

**પાદ દાહના ઊપાય**-મસૂરની દાળને બારીક પરતી ઉકાળવી. પછી તેને અત્યંત ઠંડું કરી તેમાં (એ દાળમો )આટો કાલવી પાંચ સાત ચાર પાતળો લેપ કરે, તો પાદદાહ જાય ૧. અથવા માખણને પગને તળીએ મર્દન કરી અગ્નિથી તપાડે, તો પાદ દાહ જાય ૨. અથવા એરંડીઓને ગાયના દુધમાં બારીક વાટી હથેળી કિંવા પગને તળીએ લેપ કરે, તો અત્યંત પણ દાહ જાય ૩.

**પાદહુષનાં લક્ષણ**-જેના બંને પગ ઝણઝણાટ થઇ પછી *પડી જાય, અને કોઇ પ્રદ્દ્હ્કા બાવાથી જાગી ઉઠે તેને પાદહર્ષ રોગ જાણીએ ૪૩.

**એના ઊપાય**-કફ અને વાયુને દૂર કરનારા ઉપાય કરે, તો પાદ હર્ષ રોગ જાય ૧.

**પગના હાડ* કળતરના ઊપાય**-તલ, સાંમરોલુણ, હળદર એ બરાબર લઇ એને ધંતુરાના બીજનાં પાણીમાં પીસી એ ત્રણેની બરોબર ગાયનું માખણ લેવું; પછી એને પકવવું ને પાકતાં એમાં ચોગણું ગાયનું મૂત્ર નાખી પકવે "તે એમ કે" જ્યારે એ સર્વ બળી જાય અને ઘી માત્ર આવી રહે ત્યારે એ ઘી પગના તળીઆએ મર્દન કરે, તો પગનું કળતર દુર થાય ૧.

**પિત્ત સહિત વાયુના આક્ષેપ રોગનાં લક્ષણ**-પિત્તનું સ્થાન જે પેટ વગેરે તેમાં રહેતો જે વાયુ તેને સ્તંભિત કરી દંડની માફક કરી દે. અથવા કફમાં મળ્યો જે વાયુ તે ધમની નાડીમાં રહીને શરીરને સ્તંભિત કરી દે. એ કષ્ટ સાધ્ય છે. ૪૫-૪૬

**કેવલ વાયુના આક્ષેપનાં લક્ષણ**-હાથ, પગ, મસ્તક, પીઠ, જાંગ એને સ્તંભિત કરી દે. અને વાયુ એમાં પીડા પણ ઘણી કરે, તો એ અસાધ્યછે. ૪૭.

**ચોટ લાગવાથી ઊપજ્યો જે વાયુ તેના આક્ષેપનાં લક્ષણ**--જ્યાં શસ્ત્રાદિકની ચોટ લાગી હોય તેથી ઉત્પન્ન થયો જે વાયુ આ તેની માફક સાધ્ય જાણીએ. ૪૮

**એના ઊપાય**-ખરેંટીનું મુળ, દશમુળ, જવ, બોરડીનું મૂળ, કુલત્થ, એ સર્વનો અષ્ટાવશેષ ઉકાળો કરી તેમાં તેલ નાખી ધીમી આંચે પકવી તેલ તૈયાર કરવું,અને જે ઓસડો ફરી મેળવવાં તે લખીએ છીએ-સિંધવખાર, અગર, રાળ દેવદારૂ, મજીઠ, પદ્‌માષ, કોષ્ટ, ઇલાયચી છડ છડીલો, તમાલપત્ર. તગર, ઉપલસરી, સતાવરી, આસન, વરીઆરી. સાટીનું મુળ, એ ઓસડો તેલના પ્રમાણ માફક નાખી પકવી લેવું, પછી એ મહાબલા તેલનું મર્દન કરે. તો સર્વ પ્રકારના આક્ષેપનાં રોગ, સર્વ પ્રકારના વાયુના રોગ, હિચકી, સ્વાસ, અંતરગળ. ક્ષીણતા, ટુટેલા હાડ, ખેદ, આ સર્વ રોગોને આ **महाबला तैल** દૂર કરેછે ૧.

**અંતરાયામ રોગનાં લક્ષણ**.--પગની આંગળી, ઢીચણ, પેટ, હૈયુ, ગળું, એમાં રહેતો જે વાયુ તે વડી નસોના સમુહને શરીરની ભીતર પકવે છે. પછી તેની આંખો ફાટીને નિશ્ચળ થઇ

---

*મતલબ કે બેહેર મારી જાય પણ તેને કંઇ સ્પર્શ કરવાથી યા થવાથી ચેતન્ય થઇ આવે.

*પગ તોડાય યા ચુસાય યા તેમાં પીડા થાય.

જાયછે. અને દાઢી મરડાય નહીં. પાંસળાં ટુટાં જેવાં થઇ જાય. કફ ઓકે. શરીર કમાનની માફક વાંકુ થઇ જાય. જેને આ લક્ષણુ થાય તેને અંતરાયામ રોગ કહીએ ૫૧.

બાહ્યાયામ રોગનાં લક્ષણ.--ઘણી વાયડી વસ્તૂ ખાવાથી કુપિત થયો જે વાયુ તે શરીરની સઘળી નસો. ખાંધ. પીઠ એને સુકવી માણુસના શરીરને કમાનની માફક વાંકૂ કરી દે છે. અને તેનાં હૈયા અને જાંઘને એ વાયુ તોડી નાંખે છે. આ જેમાં લક્ષણુ હોય તેને બાહ્યાયામ રોગ કહીએ.

અર્દીત રોગના જે ઉપાય લખ્યાછે છે. તેજ આ રોગના પણુ જાણુવા જોઈએ.

ધનુસ્તંભનાં લક્ષણુ --કમાનની માફક શરીર થઇ જાય, અને શરીરનો વર્ણુ બદલાઈ જાય. મોઢું બંધ થઇ જાય. દેહ સિતળ થઈ જાય. ચૈતન્યતા જતી રહે. પસીનો આવે તેને ધનૂસ્તંભ રોગ કહેછે આ રોગવાળો ૧૦ દિવસ જીવે ૫૩.

કૃબ્જક રોગનાં લક્ષણુ.--કોપને પ્રાપ્ત થયો જે વાયુ તે હૈયાને ઉંચુ કરીને હૈયામાં ઘણી પીડયા કરે છે. તેને કુબ્જક રોગ કહે છે ૫૪.

અથ આ ત્રણે રોગને--દૂર કરનાર પ્રસારણી તૈલ આ પ્રકરણુમાંજ લખ્યુ છે તેથી ધનૂસ્તંભ, બાહ્યાયામ, અંતરાયામ, વાતવ્યાધિ સરવ પ્રકારના દૂર થાયછે.

અપતંત્ર રોગનાં લક્ષણુ-વાયડી વસ્તુઓના સેવવાથી કોપને પ્રાપ્ત થયો જે વાયુ તે પોતાના સ્થાનનેં છોડીને હૈયામાં જઇને પ્રાપ્તિ થઇ માથા અને લમણામાં પીડા કરેછે, અને કમાનની માફક શરીરને નમાવી દે છે. તથા તે મોહને પ્રાપ્ત થઇને વડા કષ્ટથી ઉંચેનો શ્વાસ લે. અને નેત્ર ફાટી મીચાઇ જાય. અને કંઠ ખબુતરની માફક થઇ જાય.સંજ્ઞા જતી રહે. જેને આ લક્ષણુ થાય તેને અપતંત્ર રોગ થયો જાણીએ.

અપતંત્ર રોગના ઉપાય--કાળાં મરી, સરગવાનાં બીજ, વાવડીંગ, અફીણ, મહુડાં, એ સર્વ બરાબર લઇ બારીક વાટી નાસ લે, તો અપતંત્ર રોગ જાય ૧. અથવા હરડેની છાલ, વજ, રાળ. સિંધવખાર, અમલવેદ એને બારીક વાટી ટંક ૨॥, ઘીની સાથે; અથવા આદાના રસ ની સાથે લે, તો અપતંત્ર રોગ જાય ૨.

અપતાનક રોગનાં લક્ષણ–આંખો ફાટયા જેવી થઇ જાય-સંજ્ઞા જતી રહે-કંઠમાં કફ બોલે સંજ્ઞા થઇ આવે ત્યારે ચેન પડે; અને અજ્ઞાન આવે ત્યારે ફરી પણુ મોહ થાય. આ ભયંકર રોગછે. અને એ સ્ત્રીને ગર્ભપાતથી થાયછે; અને પુરૂષને ઘણું લોહી નિકળવાથી થાયછે. અથવા ભારે (ઘણી) ચોટ લાગવાથી થાય. આ રોગ અસાધ્યછે ૫૬.

એના ઊપાય–દશમુળના ઉકાળામાં પીપરો નાખીને પીએ તો અપતાનક રોગ જાય ૧. અથવા તેલના મર્દનથી (એ રોગ) જાય ૨. અથવા તીખી વસ્તુઓનો નાસ લે, તો અપતાનકરોગ જાય ૩. અથવા ઘીના પીવાથી અપતાનક રોગ જાય ૪. અથવા સ્નેહની વસ્તુ લેવાથી અપતાનક રોગ જાય ૫.

પક્ષઘાત રોગનાં લક્ષણુ–કંઈ કારણુથી કુપિત વાયુ થઇને માણુસના અર્ધા શરીરને પકડી સર્વ શરીરની નસોને સૂકવી દેછે,અને અર્ધા શરીરની નસોને તો અત્યંતજ ઢીલી કરી દે છે,અથવા સર્વ શરીરની નસોને અત્યંત ઢીલી અને નકામી કરી દે છે, તે નસોનુ જ્ઞાન જતુ રહેછે. આ લક્ષણુ થાય, તો તેને પક્ષઘાત રોગ એટલે•અર્ધાંગ વાયુ કહે છે એ રોગમાં જમણુ અંગ,

અથવા ડાબુ અંગ નિર્જીવ થઇ જાય. આ પક્ષઘાત રોગ બે પ્રકારના છે. તેમાં એકતો પીત્ત-વાયુનો ૧, બીજો કફવાયુનો ૨, શરીરની બહાર અને ભીતર દાહ હોય, તો પીત્તનો પક્ષઘાત જાણવો

અને શરીરની ભીતર અને બહાર શીત લાગે, સોજો હોય; શરીર ભારે રહે, તો કફવાયુનો પક્ષઘાત જાણીએ. ૫૭.

પક્ષઘાતનાં સાધ્ય લક્ષણ.--કેવળ વાયુથી પક્ષઘાત ઉપજ્યો હોય, તો કષ્ટ સાધ્ય જાણિએ.

પક્ષઘાતનાં અસાધ્ય લક્ષણ --ગર્ભીણી અથવા સુવાવડી સ્ત્રીને પક્ષઘાત થાય, તો અસાધ્ય જાણીએ.

અથવા બાળક, વૃદ્ધ, ક્ષીણ પુરૂષ, ધાવવાળાને, જેનું લોહી નિકળી ગયું હોય તેને, શુન્ય શરીરવાળાને પક્ષઘાત થાય તો અસાધ્ય જાણિએ.

*પક્ષઘાતના ઉપાય.--અડદ, કૌવચનાં બીજ, એરંડાનું મૂળ, ખરેંટીનું મૂળ, એનો ઉકાળો કરી તેમાં શેકી હીંગ, સિંધવખાર મેળવીને પીએ, તો પક્ષઘાત દૂર થાય ૧. અથવા.

ગ્રંથિકાદિ તૈલ--પીપરો, ચિત્રક, પીપરી મુળ, સુંઠ, રાસ્ણા, સિંધવખાર, અડદ એનો ઉકાળો કરી, એ ઉકાળાના રસમાં તેલ પકવવું " તે એવી રીતે કે" જ્યારે રસ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલનું મર્દન કરે, તો પક્ષઘાત જાય ૨. ઇતિ ग्रंथिकादि तैलं

માસાદિ તૈલ--અડદ, કૌચનાં બીજ, અતિવિખની કળી, એરંડાનું મુળ, રાષ્ણા, વરીઆરી, સિંધવખાર, એને બારીક વાટી ઉકાળો કરી, એ ઉકાળામાં તેલ પકવવું " તે એમકે " જ્યારે સર્વ રસ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે મર્દન કરે, તો પક્ષઘાત રોગ જાય ૩. ઇતિ मासादि तैल આ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા કૌચનાં બીજ, ખરેંટીનું મુળ, એરંડાનું મૂળ, અડદ, સુંઠ, સિંધવખાર, એનો ઉકાળો કરી ગાળીને પીએ, તો પક્ષઘાત જાય ૪. આ વૈદ્યવિનોદમાં લખ્યાછે. અથવા

મહુડાંનો રસ ટંક ૫, ગુગળ ટંક ૫, બીજા બોળ ટંક ૫, બકરીની લીંડીએ ટંક ૫, ભોરીંગણીનો રસ ટંક ૫, પલાસ પાપડો ટંક ૫, આંબાહળદર ટંક ૫, ટંકણખાર ટંક ૫, બીજોરાનું મૂળ ટંક ૫, એને બારીક વાટી શરીરે લેપ કરે, પછી કમ્મર બરાબર ખાડો ખોદી તેમાં અગ્નિ ધીકાવી લાલ કરી એ ખાડની આસપાસ નીચે આકડાનાં પાંદડાં મૂકવાં. પછી પેલા પક્ષઘાતના લેપ કરનારા માણસને ખાડામાં બેસાડવો; તે જ્યારે તેને પસીનો આવી જાય, તો પક્ષઘાતનો રોગ એજ દિવસે જતો રહે.

નિંદ્રા નાસ રોગના ઉપાય--શેકેલી ભાંગનું ચુર્ણ બારીક વાટી રાતમાં અનુમાન માફક મધમાં ચાટે, તો નિશ્ચય નિંદ્રા આવે, અને અતિસાર, સંગ્રહણી પણ જાય, અને ભૂખ ઘણી લાગે ૧. અથવા પીપળી મુળનું ચુર્ણ ગોળની સાથે લે, તો ગએલી પણ નિંદ્રા આવે ૨. અથવા કાગસ હરીનું મૂળ માથે બાંધે, તો નિંદ્રા આવે ૩. અથવા કાંસકીથી ખમતું ખમતું મા

* પક્ષઘાતના રાગછે તે વાયુ રોગમાછે. પક્ષઘાત એ સંસ્કૃતમાં નામછે. લકવાનો રોગ, તેમજ અર્ધાંગ વાયુ પણ એને કહેછે, અને દેશ ભાષામાં બીજાસણીનો રોગ તથા માવડીનું વિમાણ પણ કહેછે. એ રોગવાળાને મંત્રાદિકથી આરામ થાયછે એવી લોક પ્રસિદ્ધ વાત ઘણીછે અને એ વાસ્તેજ સમડી નામના ઝાડને પાણી રેડે, તથા પુજન કરેછે; તેમજ બીજા પણ તંત્રાદિક ઘણાંછે. પરંતુ ઔષધિછે તે તો સિદ્ધ રૂપજછે.

શું ઓળે તો નિંદ્રા આવે ૪. અથવા કોમળ હાથથી પગના તળીઆંને પંપાળે. તો નિંદ્રા આવે ૫. અથવા વેગણના ભરતમાં મધ મેળવીને ખાય. તો નિંદ્રા તત્કાળ આવે ૬. અથવા તેલની કાંજીની સાથે, અથવા ખટાસની સાથે રીંગણાનું ભરત રાતે ખાય. તો નિંદ્રા તત્કાળ આવે ૭. અથવા એરંડીઉં તથા આળસીનું તેલ એ બંનેને બરાબર લઇ કાંસાની થાળીમાં ખુબ ઘસીને અંજન કરે, તો નિંદ્રા ઘણી આવે ૮. અથવા વરીઆરી અને ભાંગને બારીક વાટી બકરીના દુધમાં કોકરવરણો ખમતો લેપ કરે તો નિંદ્રા આવે ૯. અથવા બકરીના દુધથી પગનાં તળીઆં ધુવે. તો નિંદ્રા આવે, અને પગનાં તળીઆંની બળતરા દૂર થાય ૧૦. અથવા કસ્તુરીને સ્ત્રીના દૂધમાં બારીક વાટી અંજન કરે, તો ઘણા દિવસની ગએલી પણ નિંદ્રા આવે ૧૧. આ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યાછે ને

સર્વાંગમાં વાયુ હોય તેનાં લક્ષણ–સર્વ અંગમાં કોપને પ્રાપ્ત થયો જે વાયુ તે સઘળા શરીરમાં પીડા કરે.

એના ઊપાય–ત્રિષગર્ભને આદિ લઈ તેલથી સર્વાંગ વાયુ જાય ૧,

સાતે ધાતુઓમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં જુદાં જુદાં લક્ષણ, તથા ઉપાય–ચામડીને શૂન્ય, તથા પીળી કરીને શરીરે કૃશ અને પીડા કરે ૧.

રૂધિરમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ–શરીરમાં પીડા ઘણી હોય, વરણ બદલાઇ જાય, શરીર કૃશ અને ભારે હોય. અરૂચિ હોય, મોંપર ખીલ હોય. ભોજન પચે નહી ૨.

માંસમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ–શરીર ભારે હોય. પીડા થાય, શરીર સ્તંભિત હોય ૩.

મેદમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ=શરીરમાં ફોલ્લા કરે ૪.

હાડમાં રહેતો જે કુપિત વાયુ તેનાં લક્ષણ–સાંધે સાંધામાં પીડા હોય. માંસ બળી જાય. ઊંઘ આવે નહી ૫.

અને મજ્જા–(ધાતુ) માં વાયુ હાડના વાયુની માફક જાણવો ૬.

વીર્યમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ–પ્રિસંગ કરે તો વીર્ય તત્કાળ ગરી પડે. ગર્ભને બગાડે અથવા ન બગાડે ૭.

એ સર્વના ઊપાય–રસમાં બગડયા વાયુ વાળાને તેલનું મર્દન કરાવે ૧. અને લોહીમાં બગડેલા વાયુ વાળાને શીતળ લેપ કરે અથવા જુલાબ આપીને. અથવા લોહી કઢાવીને શાંતિ કરી દે ૨. માંસ. મેદમાં રહેલો જે વાયુ તેને જુલાબથી શાંતિ કરીયે ૩. હાડમાં બગડેલા વાયુ વાળાને ચિકણી વસ્તુઓ ખવરાવવાથી, અથવા લગાવાથી શાંતિ કરીયે ૪. અને મજ્જામાં બગડયો જે વાયુ એ પણ ચિકણી વસ્તુઓના ખાવા તથા લગાવાથી સારો થાય ૫.

વીર્યમાં બગડયો–જેનો વાયુ તે પુષ્ટાઇના ઓસડો ખાવાથી સારો થાય ૬.

કોઠામાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ–પેટમાં રહેતો જે નઠારો વાયુ તે મળ મૂત્રને રોકીને હૃદય રોગ, બદ, ગોળો, હરસ, પસવાડામાં શુળ એ સર્વને ઉપજાવેછે ૮.

એના ઊપાય–પાચનાદિક ઓસડોથી એના ઉપાય કરવા અથવા દૂધ પાઇયે.

આમાશયમાં રહેતો જે વાયુ તેનાં લક્ષણ–હૈયામાં પસવાડાંમાં, પેટમાં નાભિમાં, એમાં પીડા થાય; તરસ લાગે. ઓડકાર ઘણા આવે. વિશુચિકા તથા ખાંસી હોય. કંઠ, મોંઢું સુકાઇ જાય. શ્વાસ થાય.

એના ઊપાય-દીપન અને પાચનના ઓસડો આપવાં. લાંધણ તથા ઉલટી કરાવવી. જુલાબ આપવો. ખાવામાં જુના મગ, ચોખા ને આપવા. અથવા રોહિષ, હરડેની છાલ, કચુરો, પુષ્કર મુળ, બીલાનો મગજ, ગળો, દેવદાર, સુંઠ, વજ, અતિવિખની કળી, પીપરો, વાવડીંગ, એ સર્વ બરાબર લઇ એનો ઉકાળો કરી આપે, તો આમાશયનો વાયુ જાય ૧.

પકવાશયમાં રહેતો જે વાયુ તેનાં લક્ષણ-આંતરડાં બોલે, પેટમાં શુળ, તથા આફરો હોય. મળ મુત્ર કષ્ટથી ઉતરે પીઠમાં પીડા હોય.

ગુદામાં રહેતો જે દુષ્ટ વાયુ તેનાં લક્ષણ-મળ મુત્ર પવનથી રોકઇ જાય. પેટમાં શુળ ચાલે, આફરો હોય. પથરીનો રોગ થઇ જાય. જાંગ પસવાડું, એમાં પીડા થાય.

એના ઊપાય-વસ્તિકર્મથી આ રોગ જાય.

હ્રદયમાં પ્રાપ્ત થયો જે વાયુ તેના ઊપાય-ગળો, મરી એ બંનેને બારીક વાટી કોકરવરણા પાણીથી પીએ, તો એ વાયુ જાય ૧. અથવા આસન, બેહેડાંની છાલને બારીક વાટી ગોળમાં મેળવી ખાય, તો એ વાયુ જાય ૨. અથવાં દેવદાર અને સુંઠને બારીક વાટી કોકરવરણા પાણીથી પીએ, તો એ રોગ જાય ૩.

કાન વગેરેમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ-એ કાન વગેરે ઇંદ્રીઓનો નાસ કરેછે.

એના ઊપાય-સેક તથા તૈલાદિકના મર્દનથી એ વાયુ જાય ૧.

શરીરની નસોમાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ-નસોમાં શુળ ચાલીને નસો એકઠી થઇ જાય.

એના ઊપાય-ફસ ખોલવાથી એ રોગ જાય ૧.

સાંધામાં પ્રાપ્ત થયો જે વાયુ તેનાં લક્ષણ-સાંધે સાંધામાં શુળ થઇને સાંધાને બગાડી દે.

એના ઊપાય-સેક તથા તેલના મર્દનથી એ વાયુ જાય ૧. અથવા ઇંદ્રવરણાનું મૂળ અને પીપરો ટંક ૨ા, ગોળની સાથે ખાય, તો સંધિગત વાયુ જાય ૨.

## વાતવ્યાધિના સામાન્ય ઊપાય.

નારાયણ તેલની વિધિ-આસન, ખરેંટીનું મુળ, બીલાનો મગજ, પાહાડ, રીંગણી, ભોરીંગણી, ગોખરૂ, ગંગેરણીની છાલ, લીમડાની છાલ, અરલુ, સાટીનું મૂળ, ખીપ, અરણી, એ સઘળાં ઓસડોને ૪૦ (ચાળીસ) તોલા ભાર લઇને (અદકચરાં કરી) ૧૬ શેર પાણીમાં (એ ઓસડો) નાંખી ધીરે ધીરે પકવતાં જ્યારે ઉકાળો ચોથા ભાગનો બાકી રહે ત્યારે (ગાળી લઇ તેમાં તલનું તેલ શેર ૪, તથા સતાવરીનો (અંગ) રસ શેર ૪, તથા તેલથી ચોગણું એટલે ૧૬ શેર ગાયનું દુધ નાંખવું; પછી એને મધુરી આંચે પકવવું અને પાકતાંજ " એમા નાખવાનાં ઓસડો એવાં કે" કાષ્ટ તોલા ૮, એળચી તોલા ૮, રક્તચંદન તોલા ૮, વજ તોલા ૮, છડછડીલો તોલા ૮, સિલાજીત તોલા ૮, સિંધવખાર તોલા ૮, આસન તોલા ૮, ખરેંટી તોલા ૮, રાસ્ણા તોલા

બીજા પણ વાત વ્યાધિ ઉપર ઉપાય તો ઘણાએછે, પણ મુખ્ય મુખ્ય તો આ ગ્રંથમાં લખ્યાછે. તોપણ સ્વેદ વિધિ લખીછે, તે તપાસ કરીને કરશે તેને ઘણો ફાયદો થશે. મહા અસાધ્ય વાતવ્યાધિ હોય તેને વાસ્તે જમીનમાં ખાડો ખોદી જેમાં જુનું કાંટાનુ બાળું લઇને (ખાડામાં) બાળીને ગરમ કરવો. પછી રોગીને યથાયોગ્ય ખાડામાં, તપાસ કરી દેહનું બળ અબળ જોઇને બેસાડે તો વાતરોગ જાય.

૮, વરીઆરી તોલા ૮, ઇન્દ્રવરણું તોલા ૮, સાલપર્ણી તોલા ૮, પૃષ્ટપર્ણી તોલા ૮. માષપર્ણી તોલા ૮, ઊંદરપર્ણી તોલા ૮, રાસ્ણા તોલા ૮. એ સઘળાં બરાબર લઇ એમાં મેળવી મધુરી આંચે પકવવું, તે એમકે જ્યારે સર્વ રસ બળી જાય ને તેલ માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેવું. પછી એ તેલનું મર્દન કરે, અથવા ખાય, અથવા વસ્તિકર્મ કરે, તો પક્ષઘાત એટલે અર્ધાંગ વાયુ, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, બેહેરાસ, ગતિભંગ, કટિગ્રહ, ગાત્રશોષ, નષ્ટશુક્ર, વિષમજ્વર, અંતરગળ, શિરોગ્રહ, પાસાશૂળ, ગૃધ્રસી, અને સંપૂર્ણ વાયુના રોગ, આ નારાયણ તેલથી દૂર થાયછે. ઇતિ नारायण तैलं.

યોગરાજ ગુગળની વિધિ--સુંઠ, પીપરો, ચવક, પીપરી મુળ, ચિત્રક, સેકી હીંગ, અજમોદ, જીરૂ, સેહાજીરૂં, સરસવ, નગોડ, ઇન્દ્રજવ, પાઢ, વાવડીંગ ગજ પીપેર, કડુ અતિવિખની કળી, ભારંગ, વજ, મૂરૂવા. આ સઘળાં ઓસડો ચાર ચાર માસા પ્રમાણે લેવાં, અને સર્વ ઓસડોથી બમણું ત્રિફળા લેવું. પછી એ સર્વ ઓસડોને બારીક વાટી ચુર્ણ કરી લુગડે ગાળી તેની બરાબર શુદ્ધ કરેલો ગુગળ લઈએ સર્વ ઓસડોનો એક જીવ કરી માસા ચાર ચાર ભારની ગોળીઓ કરી ઘીના ચિકણાં વાસણમાં રાખી મુકવી પછી રાસ્ણા દિકનાં ઉકાળાથી ગોળી ૧ લે. તે ઉકાળો લખીએ છીએ.--

રાસ્ણા. સાટીનું મૂળ, સુંઠ, ગળો, એરંડાનું મુળ, એના ઉકાળાથી યોગરાજ ગૂગળ લે. તો વાયુના સર્વ વિકાર જાય. અને કીરમાળા પંચકના ઉકાળાથી લે, તો કફના રોગ જાય, અને દારૂહળદરના ઉકાળાની સાથે લે, તો પ્રમેહના રોગ જાય. અને એને ગાયના મૂત્રમાં લે, તો પાંડુરોગ જાય. અને મધની સાથે લે, તો વાયુ અને લોહી (રક્ત)ના રોગ જાય, અને પુનર્નવાદિના ઉકાળાથી લે, તો સર્વ ઉદરના રોગ જાય. અને ગૂગળનાં સેવન કરનારા મૈથુન કરે નહીં. અને ખટાસ વિગેરે ખાય નહીં. ઇતિ योगराज गूगळनी વિધિ સંપૂર્ણ ૨. અથવા

લસણનો રસ તોલા ૪ ભાર કાઢી તેમાં તેની બરાબર તેલ મેળવી અનુમાન માફક સિંધવખાર નાંખી પીએ, તો વાયુના સર્વ રોગ જાય ૩. અથવા દૂધની સાથે, અથવા ઘીની સાથે અથવા તેલની સાથે, અથવા માંસના શેરવાની સાથે લસણ દિન ૧૪ સુધી ખાય. તો સર્વ પ્રકારના વાયુ રોગ જાય. અને વિષમજ્વર, શુળ, ગોળો, અગ્નિમંદતા, ક્ષીયો માથાનો રોગ, વીર્યરોગ એને આ લક્ષણ પુર્વોક્ત ઓસડોના સંયોગથી દૂર કરેછે. ઇતિ लसण कल्प. અથવા

મહા રાસ્નાદિ ક્વાથ—રાસ્ણા, ધમાસો, ખરેટીનું મૂળ, એરંડાનું મૂળ, દેવદાર, કચુરો, વજ, અરડુસો, હરડેનીછાલ, ચવક, નાગરમોથો, સાટીનું મુળ, ગળો, વધાયરો, વરીઆરી, ગોખરૂ, આસન, અતિવિખની કળી, ગરમાળાનો ગોળ, સતાવરી, પીપરો, સરગવાની છાલ, ધાણા, રીંગણી, ભોરીંગણી એ સર્વ બરાબર લઇ એનો કાઢો કરી, એની સાથે યોગરાજ ગુગળ લે, તો સર્વ પ્રકારના વાયુના વિકાર જાય. ઇતિ महा रास्णादि क्वाथ. આ સઘળા ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે. ૪.

અષ્ટાંગ તેલ-થોરનાં પાનનો રસ, એરંડાના પાનનો રસ, બકાન લીમડીના પાનનો રસ, નગોડનાં પાનનો રસ, સરગવાનાં પાનનો રસ, કરેણાનાં પાનનો રસ, અને સઘળા રસનો ચોથો ભાગ તેલ નાંખીને પકવે, પછી એમાં સુંઠ નાંખે, જ્યારે એ સર્વ બળી જાય અને તેલ માત્ર આવી રહે ત્યારે (ઉતારી લેવું પછી) એ તેલનું મર્દન કરે તો સર્વ પ્રકારના વાયુ રોગ જાય.

अष्टांग तैलं ६. અથવા

विषगर्भ તૈલ—ધંતૂરાનું મુળ, નીગુંડી. કડવી તુંબડીનું મુળ, આસન. કુમાડીઓ. ચિત્રક સરગવાંનું મુળ, કરીહારીનું મુળ, લીમડાની છાલ, બકામલીમડીની છાલ. દશમુળ. સતાવરી, ચિરપોટથી, ઉપલસરી, ભોંયકોહોળું, થોરીઆનાં પાન, આકડાનાં પાન. મીંડીઆવળ, બંને કરેણાં (લાલ ધોળો) ની છાલ, હંધેડી, ખીપ, આ સર્વ ઓસડો બાર બાર તોલા ભાર લે, અને એ ઓસડોની બરાબર કાળા તલનું તેલ લે, અને એટલુંજ એરંડીયું લે, અને એમાં ચોગણું પાણી નાંખવું, પછી સર્વ ઓસડો ખાંડીને એમાં મેળવીને ધીમી આંચે પકવે. "તે એમ કે" જ્યારે એ સર્વ ઓશડો પાણી સમેત બળી જાય અને તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી લેવું. પછી એ તેલમાં ( જે ઓસડો નાંખવાનાં તે લખીએ છીએ) સુંઠ, મરી, પીપરો, આસન. રાષ્ણા, કોષ્ટ, નાગરમોથો, વજ, દેવદારૂ, ઇંદ્રજવ, જવખાર, પાંચેખાર, મોરથૂથૂ, કાયફળ. પહાડ ભારંગ, નવસાર, ગંધક. પુષ્કરમુળ, સિલાજીત, હરતાળ. આ સઘળાં ઓસડો તોલા તોલા ભાર લે, અને વચ્છનાગ તોલા ૮ ભાર લઇ એ સર્વેને બારીક વાટી તેલમાં નાંખવાં પછી એ તેલનું મર્દન કરે, તો સર્વ વાયુના રોગ દૂર થાય. અને કુખ, ભૃગુટી, પીઠ. જાંગ, અને સાંધે સાંધાનો સોજો, અને પગનો સોજો, ગૃધ્રસી રોગ, માથાનો રોગ, હાડ કળતર, કાનનું શુળ, કંઠમાળ, એ સર્વ રોગોને આ વિષગર્ભ તૈલ દુર કરેછે. ઇતિ विषगर्भतैलम् ६ અથવા

લક્ષ્મીવિલાસ મહા સુગંધી તૈલ—મજીઠ, દેવદારૂ. ચીઢ, રીંગણી. વજ, તજ, નમાલપત્ર, શુદ્ધ ગંધક, કચુરો. હરડેની છાલ, બેહેડાંની છાલ, આંમળાં નાગરમોથો, આ સર્વ ઓસડો તોલા ચાર ચાર ભાર લઇ વાટી ઊકાળી રસ કાઢી લેવો. પછી એ રસમાં તેલ શેર એક નાંખીને મધુરી આંચથી પકવવું. "તે એમકે" જ્યારે એ રસ બળીને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલમાં (જે ઓસડો નાંખવાનાં તે એ કે ) છડછડીલો, મુરા. મીંઢળ. ચંપાનું મુળ, તજ, પીપરી મૂળ, નેત્રવાળો, સંચર ખાર, આ સર્વ આસડો તોલા આઠ આઠ ભાર લેવાં; અને લોબાન, બોર, જવ, આસન, નખલા, છડડીલો, એ સર્વે તોલા ચાર ચાર ભાર લેવાં; અને ઇલાયચી, લવંગ, ચંદન, જાયની કળીઓ, કંકોળ, અગર, નાગકેસર, એ સઘળાં તોલા બબે ભાર, અને કસ્તુરી ટંક ૨ લઇને સર્વને બારીક વાટી તેલમાં મધુરી આંચે પકવવાં. "તે એમકે" જ્યારે સઘળો રસ ઓસડો સમેત બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે ( એ તેલને ઉતારી) એમાં કપૂર ટંક ૨ા વાટીને નાંખવું. પછી એ તેલનું મર્દન કરે, તો સર્વ પ્રકારના વાયુના રોગ, તથા, સર્વ પ્રકારના પરમીઆના રોગો, અને સોજો, ગોળો, તાવ. એ સર્વેને આ તૈલ દુર કરેછે. ઇતિ लक्ष्मी विलास महासुगंधि तैलं, ७, એ ચક્રદત્તમા લખ્યાછે. અથવા

શુંઠ તોલા ૨૮ ભાર, અને તેની બરાબર એક કળીના લસણનાં જીંડવાં લઇ સુંઠને બારીક વાટી બરાબરના* ઘીમાં શેકી લે. પછી લસણને વાટી તેમાં મેળવી એમાં ચોખું તોલા ૨૮ ભાર મધ નાખવું. પછી એ સર્વનો એક જીવ કરી તોલા ચાર ચાર ભાર રોજ ખાય, તો પક્ષ

*નારાયણ તેલ, યોગરાજ ગુગળ. રાસ્નાદિ ક્વાથ, વિષગર્ભતૈલ, લક્ષ્મીવિલાસ મહાસુગંધિતૈલ, વિજય ભૈરવ તૈલને આદિ લઇ જે જે ઉપાય કહ્યાછે તે તે વાત વ્યાધિને વાસ્તેબળવાન છે. તો પણ ઓસડો વિચાર કરી લેવાં. તેમાં ઓસડો લીલાં હોય. તો વજનથી બમણાં લેવાં. ને સુકાં હોય, તો વજન બરાબર લેવાં જોઇએ. પછી મધુરી આંચથી પકવવાં જોઇએ. કારણ કે ઓસડોનો ગુણ ક્રિયામાંજ છે.

ઘાત, કટીભંગ, હનુસ્તંભ હાથની પીડા; અને સઘળા વાયુના રોગો; એ સઘળાને આ લક્ષણ દુર કરેછે. ૮.

**વિજય ભૈરવ તેલની વિધિ**–માલકાંકણી, અસાળીઓ, કાળી જીરી, અજમો, મેથી, તલ, આ સર્વે બસબર લઇ ઘાંચીની ઘાણીમાં ( પીલી ) એનું તેલ કઢાવીને એ તેલનું મર્દન કરે, તો સર્વે વાયુના રોગ જાય ૧. ઇતિ **विजय भैरव तैलं.** અથવા

પારો, ગંધક, હરતાલ, મનસિલ એ સર્વે બરાબર લઇ ત્રણ દિવસ સુધી કાંજીમાં બારીક વાટવાં; પછી ૧ હાથ ઝીણા કપડામાં એ ચારેનો લેપ કરવો. પછી એ કપડાની દીવેટ કરી તે ઉપર સુતર લપેટવું પછી તે ઉપર ચોઘણું તલનું તેલ નાંખીને તે દિવેટને નિચી કરી બાળી દે તેની નીચે લોઢાનું વાસણ રાખવું. તેમાં જે ટપકાંનું તેલ પડે તેને જુદા વાસણમાં ભરી લે. પછી એ વિજય ભૈરવ તેલનું મર્દન કરે, તો સર્વે પ્રકારના વાયુના રોગ જાય. ૨. ઇતિ **विजय भैरव तैलं.** ૯.

**વિજય ભૈરવ રસ**—હરડેની છાલ તોલા ૧૨ ભાર, ચિત્રક તોલા ૧૨ ભાર, ઇલાયચી, તજ, તમાલપત્ર, નાગરમોથો, આ ચારે તોલા તોલા ભાર લે; અને નગોડ ટંક ૫, નાગકેસર ટંક ૨ાા, સુંઠ ટંક ૧૦, કાળાં મરી ટંક ૧૦, પીપેરો ટંક ૧૦' પીપરી મૂળ ટંક ૧૦, શુદ્ધ કરેલો વચ્છનાગ ટંક ૧૦, લોહસાર ટંક ૧૦, વંશલોચન ટંક ૧૦, પારો ટંક ૧૦, શુદ્ધ ગંધક ટંક ૧૦; પ્રથમ પારા ગંધકની કાજળી કરવી; પછી એ કાજળીમાં બાકીનાં સર્વે ઓસડો નાંખવાં પછી એ સર્વે ઓસડોમાં જુનો લીવર્યો ગોળ તોલા ૨૦૦ ભાર મેળવીને એક રસ કરવો પછી ઘીમાં એની ગોળીઓ બોર યા તેના કળીઆ પ્રમાણે વાળી એ ગોળીઓને ઘીના રીઢા વાસણમાં રાખી મુકવી. પછી ગોળી ૧, તથા ૨, તથા ૩, નિત્ય મહિના બે સુધી ખાય, તો કફના અને પિત્તના સર્વે રોગ જાય. અને એ રસને મહિના ૪ સુધી સેવન કરે, તો વાયુના સવ રોગ જાય. એને એક ૧ વર્ષ એ રસનું સેવન કરે, તો સર્વે રોગ જાય. અને બે વર્ષ સેવન કરે, તો ઘૈડપણ દુર થઇને તરૂણ થઇ જાય. અને ત્રણ વરશ સેવન કરે, તો આયુશ બળ ઘણું વધે અને શરીર નીરોગ રહે.. ઇતિ **विजय भैरव रस १०.**

**વાતારી રસ**–પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, ત્રિફળા ૩ ભાગ, ચિત્રક ૪ ભાગ, શુદ્ધ ગુગળ ૫ ભાગ, આ સર્વેને એરંડીના તેલમાં દિન ૧ સુધી ખલ કરવો. પછી એમાં હિંગાષ્ટક ચૂર્ણ નાખીને વળી એક દિન ખલ કરવો પછી એની ગોળીઓ ટંક ૨ાા પ્રમાણ બાંધી ગોળી ૧; લવીંગ, સુંઠ, એરંડાના મૂળના ઉકાળા સાથે નિત્ય પ્રતિદિન મહીના ૧ સુધી લે, અને બ્રહ્મચર્યમાં રહે (મૈથુન ન કરે) તો સર્વે પ્રકારના વાયુના રોગ જાય. અને સાધારણ વાયુ તો એના સાત દિન સેવન કરવાથીજ દુર થાય. ઇતિ **वातारि रस ११.**

**સમીર પન્નગ રસ.**–શુદ્ધ ગંધક, શુદ્ધ વચ્છનાગ, સુંઠ, કાળાં મરી, પીપરીં, પારો આ સર્વે બરાબર લઇ પ્રથમ પારાગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સર્વે ઓસડો નાખી ભાંગરાના રસના પુટ ૭ દેવા. પછી એની રતી ૧ પ્રમાણ ગોળીઓ કરી ગોળી ૧ આદાના રસ સાથે લે, તો સર્વે પ્રકારના વાયુ જાય ઇતિ **समीर पन्नग रस १२.**

**સમીર ગજ કેસરી રસ**—નવું ચોખું અફીણ, ઝેર કચોલાં, કાળાં મરી, આ સર્વે બરાબર લઇ એ સર્વેને બારીક વાટી રતી ૧ પ્રમાણે ગોળી પાનના રસમાં બાંધી ગોળી ૧ સવાર

માંજ ખાય ને ઉપરથી પાન ચાવે, તો સર્વ પ્રકારના વાયુ જાય, અને શોજો, વિશુચિકા, અ રૂચિ. મૃગી, એ સધળાં જાય. ઇતિ समीर गज केसरी रसः १३. આ સધળા વૈદ્યરહસ્ય માં લખ્યા છે.

વૃદ્ધચિંતામણી રસ--ખુરાસાણી અજમો, જીરૂં, અજમોદ, કાકડસિંગી. આસન, આ સર્વ બરાબર લઇને બારીક વાટી માસા ૧ પ્રમાણ ગરમ પાણીની સાથે લે. તો સર્વ પ્રકારના વાયુ દુર થાય. અને સ્વાસ, ઉદરસ, પ્રલાપ, અતિ નિંદ્રા, અરૂચિ, આ સધળા જાય ઇતિ वृद्ध चिंतामणी रसः १४.

અમૃત નામ ગુટિકા—ચિત્રક તોલા ૧૨ ભાર. હરડેની છાલ તોલા ૧૨ ભાર, પારો તોલા ૪, સુંઠ તોલા ૪, કાળાં મરી તોલા ૪. પીપરો તોલા ૪, પીપરી મૂળ તોલા ૪. નાગરમોથ તો લા ૪, જાયફળ તોલા ૪, વધાયરો તોલા ૪. ઇલાયચિ ટંક ૫, કોષ્ટ ટંક ૫. શોધ્યો ગંધક ટંક ૫, હીંગળો ટંક ૫, અકલકરો ટંક ૫, માલકાંકણી ટંક ૫, તજ ટંક ૫, અબ્રખ ટંક ૫. શોધ્યો વચ્છનાગ ટંક ૫, ગોળ તોલા ૩૨ ભાર લઇને પ્રથમ પારા ગંધકની કાજળી કરવી પ છી બાકીનાં સર્વ ઓસડોને બારીક વાટી ગોળ સહિત કાજળીમાં મેળવવાં, પછી એને જળાભાં ગરાના રસનો પુટ ૧ દેવો, પછી રતી ૧ તથા ૨, તથા ૩, ભારની ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ખાય, તો સર્વ પ્રકારના વાયુ, કોઢ. પ્રમેહ, મૃગી. ક્ષય. સ્વાસ, સોજો, આમવાત. પાં ડું રોગ, હરસ એ સર્વ રોગોને આ રસ દુર કરેછે. ઇતિ अमृत नाम गुटिका. આ યોગત રંગિણીમાં છે.

રસ રાક્ષસ રસ-શુદ્ધ પારો, શુદ્ધ ગંધક એ બંનેને બરાબર લઇ કાજળી કરવી. પછી એને દુ ધેલીના રસનો પુટ દે. પછી તુલસાના રસનો પુટ ૧ દે. પછી બાવચીના રસનો પુટ ૧ દે. પછી મોર સિખાના રળનો પુટ ૧ દે, પછી જેઠીમધના રસનો પુટ ૧ દે, પછી વારાહીં કદના રસનો પુટ ૧ દે, પછી બડ ફળીના રસનો પુટ ૧ દઈ એનો રસ સુકવી પારા અને ગંધકની કાજળીને કુ કડીના ઇંડામાં ભરી, એ ઇંડાને ધોઇને શોધી લે. પછી એ ઇંડાને કપડમટી કરી ઇંડાને સુકવી લે, પછી એ ઇંડાને ગજ પુટમાં પકવવું. એવી રીતે ૩ ત્રણ વાર કરવું પછી એ રસમાંથી રતી ૧ ખાય, તો સર્વ પ્રકારના વાયુ જાય, અને એ ભૂખને ઘણી કરેછે. ઇતિ रस राक्षस रस. એ ર સાર્ણવમાંછે ૧૬.

વંગેશ્વર રસ.—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, એ બંનેની કાજળી કરવી. અને બંનેથી અર્ધી શુદ્ધ હરતાલ નાખવી, અને એ સરવની બરાબર કલઇ નાખવી, પછી એને આકડાના દુધમાં દિન ૭ ખલ કરવો, પછી સુકવી કાચની આતસી શીશીને કપડ મટી કરી તેમાં ભરી દેવુ પછી એને ( શી શીને, વાળુકા યંત્રમાં મૂકી પહોર ૧૨ સુધી પકવે, પછી શીતળ કરીને કાઢી તેમાંથી રતી ॥ અર્ધી પ્રમાણ પાનમાં ખાય, તો સરવ પ્રકારના વાયુ, ઉન્માદ. ક્ષીણતા, મંદાગ્નિ કોઢ, વ્રણ, વિષમજ્વર, એ સધળા જાય. ૧૭. ઇતિ वंगेश्वर रस એ યોગતરંગિણીમાં છે.

હરતાલ ગુટીકા.--શુદ્ધ હરતાલ, શુદ્ધ ગંધક, પારો, હિંગળો, ટંકણખાર, સુંઠ, કાળાંમરી, પીપરો, આ સર્વ બરાબર લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી બાકીનાં સર્વ ઓસ ડો મેળવવાં. પછી આદાના રસનો પુટ ૧ દેવો. પછી મગ પ્રમાણે ગોળી બાંધી ગોળી ૧ સવા- રમાં ખાય, તો, સર્વ પ્રકારના વાયુ, અને સુવારોગ, મંદાગ્નિ, સંગ્રહણી, શીતજ્વર, આ સધ

ળા રોગો જાય. ઇતિ हरताल गूटीका આ રસ રત્ન પ્રદીપમાંછે ૧૮.

* લસણપાકની વિધિ—લસણ તોલા ૨ ભાર લઇને તેની ઝીણી જીરા જેવી કરચો કરીલે વી પછી દૂધ તોલા ૨ ભાર અને પાણી તોલા ૧ ભારમાં ચઢાવીને આંચ દેવી. જ્યારે એ દૂધ લસણમાં શોષઇ જાય ત્યારે તેનો ખલ કરવો ને તેમ કરતાં જ્યારે લુગદી બંધઈ જાય ત્યારે તેમાં તોલા ૧ ભારથી નાખીને આંચ દેતાં જ્યારે સુકાપણું થઈ આવે ત્યારે ઉતારી લે. શિવાય ઘી અધિક રહે તે કાઢી નાંખવું. પછી તોલા ૪ ભાર શાકરની ચાસણી કરી તેમાં કસ્તુરી ૦ાા અર્ધી રતી લવીંગ રતી ૪. જાયફળ માસો ૧, દાલચીની માસો ૧, સોનાના વરક માસો સો ૧. આ સર્વે ઓસડો વાટી ચાસણીમાં મેળવવાં, પછી પેલુ લસણ નાખી ગોળીઓ ૪ બાંધી ગોળી ૧ રોજ સવારમાંજ ખાવી, અને જો ઘણું વાયુ હોય તો બીજી ગોળી સાંજની વખતે ખાય, તો વાયુનો રોગ આરામ થાય. અને પથ્યમાં રહીને એ ગોળી દિન ૨૧ સુધી ખાવી, અને જો વધારે વાયુ હોય, તો દિન ૪૯ ખાવી, અને એ ગોળી શિવાય બીજી વધારે ગોળીઓ કરવી હોય, તો એજ હિસાબ પ્રમાણે લસણના તોલ માફક ઓસડો વધારી લે આ લસણપાકના ખાવાથી સર્વે પ્રકારના વાયુના વિકાર દૂર થાયછે અને શરીર પુષ્ટ થઇ ભૂખ વધે છે. ઇતિ लसण पाक.

ઈતિ વાતવ્યાધી રોગના ૮૪ ભેદો સમેત ઉત્પત્તિ. લક્ષણ અને ઊપાય સંપુર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજરાજેન્દ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે વાત વ્યાધિના ૮૪ ચોરાસી ભેદો સમેત ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય નિરૂપણુ નામ અષ્ટમ સ્તરંગ સમાપ્તઃ ૮

---

## તરંગ આઠમું સમાપ્ત.

# તરંગ ૯ મું.

## ઊરૂસ્તંભ.

ઊરૂસ્તંભની ઊત્પતિ—શીતળ, ગરમ, પાતળી, સુકી, ભારે ચિકણી, આ વસ્તુઓના ખાવાથી; અને દહાડે સુવા, તથા રાતે જાગવાથી, ઘણી ભુખથી અથવા અજીર્ણમાં ઉપર કહેલી વસ્તુઓ ખાવાંથી પુરૂષનો વાયુ કોપિત થઇને પિત્તને બગાડી તેની બંને જાંગોને સ્તંભિત અને શૂન્ય કરી દેછે તે જાણે જાંગો અંગમાં છેજ નહી. હાલવા ચાલવા દે નહી તેને ઊરૂસ્તંભ રોગ કહેછે.

---

* લસણ એ તીક્ષ્ણ ઔષધિછે. એને ઉગ્રગંધા કહેછે. એ વાયુ રોગ ઊપર બળવાનછે. હરકોઇ યુક્તિથી એને ખાય, તો પ્રાક્રમી છે પણ બીજી ઔષધિના યોગથી યથા યોગ્ય લેવું જોઇએ. ઘણા લોક એને ગંધના કારણથી તજી છોડી દેછે. પરંતુ જે ઔષધિમાં ઉપયોગી હોયછે તેને જરૂર લેવી જોઇએ. ઔષધિ નિમિત દોષ નહીંછે.

**ઉરૂસ્તંભ રોગનું પુર્વ રૂપ.**–નિંદ્રા ઘણી આવે- ધ્યાન લાગી જાય. કંઇક તાવનો અંશ, રોમાંચ, અરૂચિ, ઓકારી, બંને જાંઘોમાં પીડા; આ લક્ષણ થાય ત્યારે જાણવું કે ઉરૂસ્તંભ રોગ થશે. આ રોગને ધન્વંતરીજીએ શુશ્રૂતમાં મહા વાત વ્યાધિ રોગ કહ્યો છે. તેનાં લક્ષણ લખીએ છીએ- બંને પગ શૂન્ય થાય તથા તેમાં પીડા હોય, વડા કષ્ટે બંને પગ ઉપડે. બંને જાંગોમાં પીડા, દાહ, અને ધરતી ઉપર પગ મુકતાંજ પીડા થાય. શીતળ સ્પર્શને જાણે નહીં. ચલાતું જાય નહીં, જાંઘો લાકડા સરખી થઇ જાય, ફુટીસી દેખાય. આ લક્ષણ થાય તો મહા વાત વ્યાધિ રોગ જાણિયે,એને ઉરૂસ્તંભ પણ કહે છે.

**ઊરૂસ્તંભનાં અસાધ્ય લક્ષણ**–જે ઊરૂસ્તંભ રોગવાળાને દાહ અને પીડા હોય; અને શરીર કંપે, તે ઊરૂસ્તંભિ મરી જાય.

## ઊરૂસ્તંભના ઉપાય.

ત્રિફળા, પીપરી મૂળ. સુંઠ, કાળાં મરી, પીપરો. એને બારીક ચુર્ણ કરી ટંક ૨ા રોજ મધની સાથે ખાય. તો ઉરૂસ્તંભ રોગ જાય ૧. અથવા સુંઠ, પીપરો, સિલાજીત, ગુગળ, આ સઘળા માસા ૫, ગાયના મુત્રની સાથે રોજ પીએ, તો ઊરૂસ્તંભ રોગ જાય ૨. અથવા દશમુળના ઉકાળાની સાથે ગુગળ ખાય, તો ઉરૂસ્તંભ રોગ જાય ૩. આ ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા ભિલામા ટંક ૧ા. સુંઠ ટંક ૧ા, ગળો ટંક ૧ા, દેવદારૂ ટંક ૧ા, હરડેની છાલ ટંક ૧ા સાટીનું મુળ ટંક ૧ા, દશમૂળ ટંક ૨ા એનો ઉકાળો કરી પીએ, તો ઊરૂસ્તંભ રોગ જાય ૪. અથવા ગુગળ ટંક ૧ા ને ગાયના મૂત્રની સાથે દિન ૧૫ લે, તો ઊરૂસ્તંભ રોગ જાય ૫. અથવા મધ, સરસવ, રાફડાની માટી એને બારીક વાટી મર્દન કરે, તો ઉરૂસ્તંભ રોગ જાય ૬. અથવા વજનું ચુર્ણ ટંક ૨ા ગરમ પાણીથી લે, તો ઉરૂસ્તંભ રોગ જાય ૭. અથવા ઉરૂસ્તંભવાળાએ આટલી વસ્તુઓ કરવી નહીં-લોહીં કઢાવે નહીં. વમન (ઓકારી) વિરેચન અને વસ્તિકર્મ કરવું નહીં ૮. આ સર્વ ઉપાય વૈદ્યહસ્યમાં છે. અથવા વીરણવાળાના રસ અથવાં લીંબુનો રસ ગોળની સાથે,અથવા મધની સાથે પીએ,તો ઉરૂસ્તંભ જાય ૯. એ કાશીનાથ પદ્ધતિમાં છે. અથવા ચવક, હરડેની છાલ, ચિત્રક, દેવદારૂ. કાચકીનાં ફુલ,સરસવ, એનું ચુર્ણ કરી ટંક ૨ા મધની સાથે લે, તો ઉરૂસ્તંભ જાય ૧૦. એ સર્વસંગ્રહમાં છે. ઇતિ ઉરૂસ્તંભ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપુર્ણ.

## આમવાત

**આમવાત રોગની ઉત્પતિ**-મંદાગ્નિ વાળા પૂરૂષ કુપથ્ય કરીને ચિકણું અન્ન ખાય. અને શ્રમ કરે નહીં એવા જે પૂરૂષ તેને વાયુએ કરીને પ્રેરિત જે કાચા અન્નનો રસ, આ કફનું સ્થાન જે હ્દય, તેમાં પ્રાપ્ત થઇને એ કાચોજ રસ વાયુએ કરીને નસોમાં જઇ પ્રાપ્ત થઇને શરીરની નસોના છિદ્રોને રોકીને અગ્નિના મંદપણાને પ્રગટ કરી હૈઆને ભારે કરી દેછે. અને કફવાયુ કુપિત્ત થઇને કોઠા અને ત્રિક સાંધામાં પ્રવેશ કરી શરીરને સ્તંભિત કરી દે છે તેને આમવાત કહિયે. એ કાચા અન્નનો રસ આમના અને બીજા સર્વ રોગને કરે છે ૧.

**ગ્રંથાંતરથી**–પણ આ રોગનાં લક્ષણ લખીએ છીએ- મંદાગ્નિ વાળા પુરૂષ અજીર્ણમાં ભોજન કરે ત્યારે તેના પેટમાં આમ પેદા થાય, ત્યારે એ આમ અનેક રોગને પેદા કરેછે જેવા કે-

ઉરૂસ્તંભ એટલે સાંથળો ઝલાયછે અથવા શૂની પડેછે તે.

માથાના દૂખવા પણાને, સર્વ ગાત્રમાં પીડા કરે; અને ખાંધમાં,પીઠમાં, કેડમાં, પગમાં, એઓમાં ઘણી પીડા થઇ નસોને સંકોચિત કરી શરીરને સ્તંભિત કરી દે છે, એ લક્ષણ જેને હોય તેને આમવાત કહે છે.

**ગ્રંથાંતરથી આમવાતનાં લક્ષણ**–અંગમાં હાડ કળતર, ભોજનમાં અરૂચિ, તરસ ઘણી, આળસ ઘણું, શરીર ભારે, તાવ એ થાય, અને અન્ન પચે નહીં, અંગ સુન્ન પડી જાય. જેમાં આ લક્ષણ હોય તેને આમવાત રોગ કહિયે.

**ઘણા વધેલા આમવાતનાં લક્ષણ**–કોપને પ્રાપ્ત થયો જે આમવાત તે સર્વ રોગોમાં કષ્ટ સાધ્ય થાય છે. તેના દોષ લખીએ છીએ- હાથ, પગ, માથુ અને ટાંગામાં ત્રિક અને જંઘાઓની સંધિઓમાં પ્રાપ્ત થઇને પીડાયુક્ત સોજો કરે છે. અને એ સ્થાનોમાં વિંછીના ડંખો જેવી બહુ પીડા હોય; અગ્નિમંદ હોય; લાળ પડે; ઉત્સાહ જતો રહે; મુખનો સ્વાદ બદલઈ જાય, દાહ હોય,મુત્ર ઘણું ઉતરે, કૂખમાં કઠીણુતા થઇને શૂળ થાય, નિંદ્રા આવે નહીં, ઓકારી હોય, તરસ ઘણી લાગે, ભ્રમ અને મૂર્છા હોય, ઝાડો ઉતરે નહીં, શરીર જડ થઇ જાય, આંતરડાં બોલ્યા કરે, આફરો હોય, અને વાતવ્યાધીના કહેલા બીજા પણ ઉપદ્રવ હોય, અને જેમાં પિત્ત અધિક હોય તેમાં દાહ હોય, પીળાશપર હોય, અને વાયુ અધિકમાં શૂળ હોય, અને કફ અધિકમાં જતા હોય, ભારેપણું હોય, ખુજળી હોય, એક દોષનો સાધ્ય, બે દોષનો કષ્ટ સાધ્ય, અને સર્વ દેહમાં વિચરનારા સન્નિપાતનો સોજો અસાધ્ય જાણીએ.

## આમવાતના ઉપાય

આમવાતવાળાને લાંઘણ કરાવવી-શેક કરવો-તીખો રસ આપવો.ભુખ લાગે એવાં ઓસડો આપવાં-જુલાબ આપવો- પિચકારી મારવી-નદીની રેતથી સેક કરીએ-ગોહાથી સેક કરવો એને યોગ્ય છે-ડામ દેવો એને યોગ્યછે-ચીલની ભાજીની તથા વેગણની તરકારી એને ખવરાવીએ-કારેલાં એને યોગ્ય છે-કોદ્રા-જવ-સાઠીચોખા, જુના ચોખા, એટલી વસ્તુઓ એને યોગ્યછે-ગાયની છાશ એને યોગ્ય છે, અને કૂલત્થ, મટર, ચણા, એને યોગ્યછે ૧. અથવા ચિત્રક, કડુ, હરડેની છાલ, દેવદારૂ, અતિવિખની કળી, ગળો, એનો ઉકાળો ટંક રા નો રોજ ગરમ પાણી સાથે લે, તો આમવાત જાય ૨. અથવા કચુરો, સુંઠ, હરડેની છાલ, વજ, દેવદારૂ, અતિવિખની કળી, ગળો, એનો ઉકાળો ટંક રા નો રોજ લે, તો આમવાત જાય ૩. અથવા એરંડીઆનું તેલ, (દીવેલ) ટંક ૫ રોજ પીએ, તો આમવાત નિશ્ચય જાય ૪. અથવા દીવેલ, હરડેની છાલનું ચુર્ણ એનું સેવન કરે, તો આમવાત અને ગૃધ્રસી નિશ્ચય જાય ૫. અથવા ગરમાળાના પાનને કડવા તેલમાં શેકી રોજ ભાતની સાથે ખાય, તો આમવાત જાય ૬. અથવા એરંડીઓને દુધમાં પકવી ખીર કરી ખાય, તો આમવાત અને ગૃધ્રસી એ બંને રોગ જાય ૭. અથવા

**મહા રાસ્નાદિ કવાથ**–* રાસ્ણા, એરંડાનું મૂળ, અરડુસો, ધમાસો, કચુરો, દારૂહળદર, ખરેંટી, નાગરમોથ, સુંઠ, અતિવિખની કળી, હરડેની છાલ, ગોખરૂ, સરગવો, ચવક, રીંગણી, ભોરીંગણી. એને બરાબર લેવાં પણ રાસ્ણા એક ઓસડથી ત્રણ ઘણું લેવું. પછી એને

*રાસ્ણા નામે ઔષધિ છે,જેને રાયસેણ પણ કહેછે. આ ઔષધિ વાત વ્યાધિ દુર કરે છે. અને ગર્ભને પોષણ કરે છે. રાસ્ણા, શાકર એનો સાધારણ ઉકાળો આપવો જોઇએ, તેથી સ્રીના ગર્ભના અને પેટના દુષણ દુર કરેછે.

જ્યારે ખાંડીને ટંક ૫ નો ઉકાળો કરી નિત્ય આપે, તો આટલા રોગ દૂર થાય-પક્ષઘાત, અર્દીત, કંપ. કુબડાપણું, સંધિ સંધિનો વાયુ, પગની પીડા, ગૃધ્રસી, હનુગ્રહ, ઉરૂસ્તંભ, વાતરક્ત, હરસ, વીર્યનો દોષ, સ્ત્રીનું વાંઝીઆપણું, એ સર્વ રોગોને આ ઉકાળો દૂર કરેછે. ઇતિ **महा रास्णादि क्वाथः** ૮. અથવા

**અજમોદાદિ ચૂર્ણ**-અજમોદ, કાળાંમરી, પીપરો, વાવડીંગ, દેવદારૂ, ચિત્રક, વરીઆરી, સિંધવખાર,પીપરી મુળ,આ સર્વ ઓસડો તોલા ચાર ચાર ભાર લેવાં;અને સુંઠ તોલા ૪૦ ભાર લેવાં, * વધાયરો તોલા ૪૦ ભાર, હરડેની છાલ તોલા ૨૦ ભાર લઇ એ સર્વને બારીક વાટી, ને એ સર્વની બરાબર ગોળ લઇ એની ટંક ૨॥ ભારની ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ગરમ પાણીથી લે, તો આમવાત, આફરો, સૂળ. ગૃધ્રસી, ગોળો, પ્રતીતુની, કેડ, પીઠ, જાંઘ, અને હાડકાનું કળતર, સોજો,આ સર્વ રોગોને આ ચુર્ણ દૂર કરે છે ૯. ઇતિ **अजमोदादि चूर्ण.**

યોગરાજ ગુગળ જે પાછળ વાત વ્યાધિમાં લખ્યો છે, તેથી પણ આમવાતનો રોગ દૂર થાય છે ૧૦. અથવા

**સુંઠ પાક**-સુંઠ તોલા ૩૨ ભાર, ગાયનું ઘી શેર ૧, દુધ શેર ૪ લઇ પ્રથમ સુંઠને બારીક વાટી ઘીમાં કરમોડીને દુધમાં પકવી કંસાર કરી લે, પછી ખાંડ તોલા ૨૦૦ ભારની ચાસણી કરી એ ચાસણીમાં ઘીથી કરમોડેલી સુંઠ માવા સમેત નાંખવી. પછી એ ચાસણીમાં (નાંખવાના ઓસડો એ કે-) સુંઠ તોલા ૪, નાગકેસર તોલા ૪ ભાર, લઇ એ સર્વને બારીક વાટી નાંખે પછી એની ગોળીઓ તોલ ચાર ચાર ભારની બાંધી ગોળી ૧ એકેક બંને વખત ખાય,તો આમવાતને દુર કરી શરીરને પુષ્ટ કરી બળ વધારી પ્રાક્રમ કરે છે ૧૧ ઇતિ **सुंठपाक.** અથવા

**મેથી પાક**-મેથી તોલા ૩૨ ભાર, સુંઠ તોલા ૩૨ ભાર, એ બંનેને બારીક વાટી ગાયના ૪ શેર દુધમાં પકવી એ બંનેને ઘીમાં કરમોડીને એનો ખરો માવો કરવો. પછી શેર ૪ પાકી સાકરની ચાસણી કરી એ ચાસણીમાં પેલો માવો નાખવો, અને મરી તોલા ૪, ચિત્રક તોલા ૪, પીપેરો તોલા ૪, ધાણા તોલા ૪, સુંઠ તોલા ૪, પીપરી મુળ તોલા ૪, અજમો તોલા ૪, જીરૂં તોલા ૪, વરીઆરી તોલા ૪, જાયફળ તોલા ૪. કચુરો તોલા ૪, તજ તોલા ૪, તમાલપત્ર તોલા ૪. નાગરમોથો તોલા ૪ ભાર, એ સર્વેને બારીક વાટી ચાસણીમાં નાખવાં. પછી એ સર્વનો એક રસ કરી, તોલા ચાર ચાર ભારની ગોળીઓ કરી ગોળી ૧ નિત્ય ખાય, તો આમવાત, વાતવ્યાધિ, વિષમજ્વર, પાંડુરોગ, ઉન્માદ, મૃગી, પ્રમેહ, અને વાતરક્ત, અમલપિત્ત, મસ્તકરોગ, નેત્રવિકાર, પ્રદર, એ સગળા રોગોને દુર કરી વીર્યને વધારે છે ૧૨. ઇતિ **मेथी पाक.**અથવા

લસણનો રસ ટંક ૨॥, ગાયનું ઘી ટંક ૨॥. એ બંનેને મેળવી રોજ પીએ, તો આમવાત જાય ૧૩. અથવા

**વૃહત્સેંધવાદ્ય તૈલ**-સિંધવખાર ટંક ૫, હરડેની છાલ ટંક ૫, પુષ્કર મુળ ટંક ૫, મહુડાં ટંક ૫, પીપેરો ટંક ૫, એ સર્વને બારીક વાટવાં પછી એરંડીયું શેર ૧, વરીઆરીનો અર્ક શે

---

*વધાયરો એટલે એને વૃદ્ધ દારૂ, તથા વર્ધારો. તથા શુકર કંદ, તથા ડુકરકંદ, પણ કેહે છે. એ ગર્ભને વધારે છે; વીર્યને વધારે છે. અને બળ કરે છે.

ર ૧, કાંજી શેર ૨; દહીંનું પાણી જાડું સેર ૪, એ સર્વને ઓસડો સમેત એકઠાં કરી કઢાઈમાં નાખી ચુલે ચઢાવી નિચે મંદ મંદ આંચ દેતાં જ્યારે સર્વ રસ બળી જાય ને તેલ માત્ર આ વી રહે ત્યારે ઉતારી લે, પછી ટંક રાા એમાંથી રોજ ખાય અથવા લગાવે, તો આમવાત જા ય.અને ભૂખની વૃદ્ધિ થાય છે ૧૪. ઇતિ वृहत्सैंधवाद्यं तैलं અથવા

**આમવાતારિ રસ**–પારો, શુદ્ધ ગંધક, સુંઠ, કડુ, ત્રિફળા, ગરમાળાનો ગોળ, આ સર્વ બરાબર લે, અને હરડેની છાલ અન્ય ઓસડથી ત્રણઘણી લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી તેમાં બાકીનાં સર્વ ઓસડો મેળવવાં, પછી એમાંથી ૧ માસા પ્રમાણ, સુંઠ, અને એરંડા ના મુળના ઉકાળા સાથે લે, તો આમવાતનો રોગ તત્કાળ જાય ૧૫. ઇતિ आमवातारि रस

અને દહીં દુધ, ગોળ, માછલીનું માંસ, અડદના લોટની વસ્તુઓ, માંસ, આટલી વસ્તુ આ મવાત વાળાએ ખાવી નહીં ૧૬, આ સર્વ ભાવપ્રકાશમાં લખ્યા છે. અથવા

**વ્યાધિ સાર્દુલ** ગૂગળ—ગૂગળ શેર ૧, કડવું તેલ તોલા ૩૨ ભાર, હરડેની છાલનું ચૂર્ણ શેર ૧, આમળાનું ચુર્ણ સેર ૧, બેહડાની છાલનું ચુર્ણ સેર ૧, આ શઘળાં ઓસડો ૪ સેર પા ણીમાં નાંખે, પછી કઢાઇમાં પકવે, જ્યારે પાણીનો ચતુર્થાંસ બાકી આવી રહે ત્યારે ઉતારી લે, ફરી અગ્નિ ઉપર ચઢાવી કાંઈક જાડું કરી લે,(પછી એમાં નાંખવાનાં ઓસડો એ કે.) સુંઠ ટં ક રાા, મરી ટંક રાા, પીપેરો ટંક રાા, ત્રિફળા ટંક રાા, નાગરમોથો ટંક રાા, દેવદારૂ ટંક રાા, શુદ્ધ ગંધક ટંક રાા, શુદ્ધ જમાલગોટા એટલે નીપાળાની દીવેલી નંગ ૧૦૦ લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સર્વ ઓસડો મેળવ્યા પછી એ સર્વ ગુગળના રસમાં મેળવીને માસો ૧ ગરમ પાણીની સાથે લે, તો આમવાતને તત્કાળ દુર કરી ભૂખની વૃદ્ધિ કરી ધાતુને વધારે છે, અને બુઢાનો જવાન કરે. અને વાયુના રોગો, ભગંદર, સોજો, શૂ ળ, હરસ, એ શઘળા રોગોને આ દૂર કરે છે ૧૭. ઇતિ व्याधि सार्दूल गूगलं અથવા

**આમવાતારિ ગૃટિકા**–હરડેની છાલ, સિંધવખાર, નસોતર, ઇંદ્રવરણાનું મુળ, સુંઠ, ઇં દ્રવરણાંના ફળનાં બીજ, એ સર્વને બારીક વાટી લોઢાનાં વાસણમાં પાણી ભરીને તેમાં એ ઓસડો નાખી મધુરી આંચથી પકવી નાંના બોર પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧ ગરમ પાણીથી લે. અને ઉપરથી ઘણું ઘી નાખી ભાત ખાય, તો આમ વાતનો રોગ જાય ૧૮. ઇતિ आमवातारि गूटिका. આ સઘળા ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે. અથવા

**દ્વાત્રિંશત ગુગળ**–સુંઠ, કાળાં મરી, પીપેરો, ત્રિફળા, નાગરમોથ, વાવડીંગ, ચવક, ચિ ત્રક, ચવક, વજ. ઇલાયચી, પીપરી મૂળ, બેણીનું મુળ, દેવદારૂ, તુમરૂ, પુષ્કરમુળ, કોષ્ટ, બં ને હળદર, વરીઆરી, જીરૂં, સુંઠ, તમાલપત્ર, ધમાસો, સંચર, જવખાર, સાજી, લીંડી પીપે રો, સિંધવખાર, આ સર્વ ઓસડો બરાબર લઇ, એ સર્વની બરાબર શોધેલો ગુંગળ લે; પછી એ ઓસડોને બારીક વાટી ગુગળમાં મેળવે; પછી એને ટંક રાા. ઘીની અથવા મધની સાથે નિત્ય ખાય, તો આમવાત. ઉદાવર્ત્ત, હરસ, કૃમી રોગ વિષમજ્વર, ઉન્માદ, આફરો, કોઢ સો જો, પાંડુરોગ. આ સર્વને એ દૂર કરે છે. ધન્વન્તરીજીએ એનું નામ द्वात्रिंशत गूगल પાડયું છે ૧૯. એ વીરસિંહાવલોકનમાં છે.

**સિંહનાદ ગુગળ**–શોધ્યો ગુગળ સેર ૧, કડવું તેલ તોલા ૩૨ ભાર. ત્રિફળા ૩ સેર, પા

ણી સેર ૨૪ માં ત્રિફળા નાંખીને ઉકાળતાં જ્યારે પાણીનો ⅞ સેર ૬ બાકી રહે ત્યારે એ પાણીને ગાળી ફરી અગ્નિ ઉપર ચઢાવીને ગાઢું કરી લે, પછી એમાં (નાંખવાનાં ઓસડો એ કે) ગુગળ તેલ, અને સુંઠ ટંક ૨॥, મરી ટંક ૨॥, પીપેરો ટંક ૨॥, ત્રિફળા ટંક ૨॥, નાગરમોથ ટંક ૨॥, દેવદારૂ ટંક ૨॥, ગળો ટંક ૨॥, નસોતર ટંક ૨॥, દંતી ટંક ૨॥, વજ ટંક ૨॥, સૂરણ ટંક ૨॥, પારો ટંક ૨॥, સોધ્યો ગંધક ટંક ૨॥, ધંતુરાનાં બીજ ટંક ૪, આ સર્વને બારીક વાટી પેલા ત્રિફળાના પાણીમાં મેળવીને એક જીવ કરે પછી એમાંથી માસો ૧ રોગ ગરમ પાણી સાથે લે, તો ભુખ ઘણી લાગે, ધાતુને વધારે. શરીરને નિરોગ કરે; અને * આમવાત માથાના દુખને, કેડનો વાયુ ભગંદર, પગનો વાયુ. જાંગનો વાયુ, પથરી, મૂત્રકૃચ્છ એ સઘળા રોગોને આ ગુગળ દૂર કરેછે ૨૦ ઇતિ **सिंहनाद गूगळ.** આ યોગતરંગિણીમાં છે. અથવા

**વાતેશ્વર રસ**—શોધ્યો ગંધક ટંક ૫, તામ્રભસ્મ ટંક ૫, પારો ટંક ૨॥, લોહસાર ટંક ૨॥ એ સર્વને એકઠાં કરી એરંડાના પાંદડાંની ઉપર ઢાળે, પછી એને ખલમાં વાટી; પીપરો, પીપરી મૂળ, ચવક, ચિત્રક, સુંઠ, એનો ઉકાળો કરી એ ઉકાળાના પૂટ ૧૬ દે, અને બેહેડાના ઊકાળાના રસના પુટ ૨૦ દેવા; અને ગળોના રસના પૂટ ૧૦ દેઇને એ સઘળાં ઓસડોની બરાબર એમાં શેકેલો ટંકણખાર નાખે, અને ટંકણખારથી અર્ધું વિડલુણ નાખે,અને વિડલુણની બરાબર કાળાં મરી નાખે, અને ડાંસરા, સુંઠ,પીપરો, ત્રિફળા, લવંગ આ સર્વ દરેક મરી બરાબર નાખે, પછી એ સઘળાંને બારીક વાટી એક જીવ કરવો;પછી એને માસો ૧ રોજ જુદા જુદા અનુપાનથી ખાય, તો સર્વ રોગ માત્રને આ રસ દુર કરી ભુખને ઘણી વધારે છે. અને આમવાતને દૂર કરી જાડા માણસને પાતળા, તેમજ પાતળા માણસને પુષ્ટ કરેછે. એની ૪ રતીની માત્રા છે, ગળા સુધી પણ ભોજન કર્યું હોય તેને પણ તત્કાળ પચાવી દે છે ૨૧. ઇતિ "**आम" वातेस्वर रसः** એ સારસંગ્રહમાંછે.

અને દહીં, માછલી,ગોળ, દુધ, અડદનો લોટ, આ સર્વ વસ્તુ આમવાત વાળાએ ખાવી નહી. ઇતિ આમવાત રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

## પિત્ત વ્યાધિ

**પિત્ત વ્યાધિની ઉત્પત્તિ**—કડવા રસ, ખટાસ, ગરમ વસ્તુઓ દાહ કરનારી વસ્તુઓ, તીખી વસ્તુ, એના ખાવાંથી; તથા અપવાસના કરવાથી;તડકાના સેવ્યાથી. ઘણા મૈથુનના કરવાથી-ઘણા ખારના ખાવાથી-ક્રોધના કરવાથી-તરસ, ભૂખના રોકવાથી-ખેદના કરવાથી-દારૂ વગેરેના પીવાથી-એટલી વસ્તુના કરવાથી ગરમીનો કોપ થઇ જાયછે, અને ભોજનની જીર્ણતાને સમય શરદ ઋતુમાં, ગ્રીષ્મ ઋતુમાં,મધ્યાનમાં,અર્ધી રાતને સમય પિત્ત કોપને પ્રાપ્ત થઇને ( પિત્તના)૪૦ રોગોને પેદા કરેછે. તેનાં નામ તથા લક્ષણ લખીએ છીએ—

**પિત્તના ૪૦ રોગોનાં નામ**—જવાનીમાં ધોળા વાળ થઇ જાય ૧. લાલ આંખો રહે ૨, મુત્ર લાલ રહે ૩, આંખો પીળી રહે ૪, મુત્ર પીળું ઉતરે ૫, ઝાડો પીળો રહે ૬, નખ પીળા રહે ૭,

* આમવાત રોગના ઉપાય તો ઘણા છે, પરંતુ આ ગ્રંથમાં તેનો સંક્ષેપ કર્યો છે. આ રોગ વાળાને પથ્યનું સાધન જરૂર યોગ્યછે. કારણ કે પથ્યથી રોગોની વૃદ્ધિ થોડી થાયછે. અને ગુગળ, ખાર, રસાયણને આદિ લઈ ઉપાયછે, તો પણ પથ્ય અને ઔષધિનો યોગ, જેમાં ખાર સંબંધિ ઔષધિ શ્રેષ્ટ હોયછે.

શરીર પીળું રહે ૮, અંધારાં આવ્યા કરે ૯, દાંત પીળા રહે ૧૦, સર્વેલ પીળાં દેખ્યાં કરે ૧૧ નિંદ્રા થોડી આવે ૧૨. મોંઢું સુકાય ૧૩, મુખમાં દુર્ગંધિ આવે ૧૪. મૂખ તીખું રહે ૧૫, ગરમ સ્વાસ નીકળે ૧૬. મોંઢું ખાટું રહે ૧૭, ઓડકારમાં ધુમાડો નિકળે ૧૮, ચકરી આવે ૧૯, ઇંદ્રીઓ શીથળ થઇ જાય ૨૦, ક્રોધ ઘણો આવે ૨૧. દાહ રહે ૨૨, અતિસાર રહ્યા કરે ૨૩. ગરમી ગમે નહીં ને શીતળતા ગમે ૨૪, કોઇપણ વસ્તુથી તૃપ્તિ થાય નહીં ૨૫, સર્વે વસ્તુમાં અતિ પ્રીતિ રહે ૨૬, ભોજન કર્યા પછી બળતરા થાય ૨૭. ભૂખ ઘણી લાગે ૨૮, નસ ફોરી આદિક ફુટે ૨૯. ઝાડો પાતળો હોય ૩૦, ઝાડો ગરમ ઉતરે ૩૧, મૂત ગરમ ઉતરે ૩૨, મૂત્રકૃછ હોય ૩૩, વીર્યની અલ્પતા હોય ૩૪. શરીર ગરમ રહે ૩૫, પસીનો ઘણો આવે ૩૬, પસીનામાં દુર્ગંધિ આવે ૩૭, હાથ પગમાં રોગ બહુ હોય ૩૮, શરીરમાં હાડકરતર થાય ૩૯, અને ફોલ્લા, ફોલ્લીઓ ઘણી થાય ૪૦, આ ૪૦. રોગ ગરમીનાછે.

## એ સર્વે પિત્તના રોગોના સામાન્ય ઊપાય.

લીમડાની છાલ ને આદિ લઇ તિક્ત વસ્તુઓ ખાવાથી-તથા શાકર આદિ લઈ મીઠી (ગળી) વસ્તુઓ ખાવાથી - ચંદન (શુખડ) ને આદિ લઇ સીતળ વસ્તુના લાગવાથી - શીતળ પવનના સેવવાથી - શીતળ છાયામાં રહેવાથી - રાત્રિમાં સુવાથી—ખસખાનામાં ખસના પંખાના પવનથી—ચંદ્રમાની ચાંદનીથી—તહ ખાનામાં રહેવાથી—દૂધના પીવાથી- જુલાબના લેવાથી—રૂધિરના કઢાવાથી- એટલી વાતો ( વસ્તુઓ ) ના કરવાથી, પિત્તના રોગ દૂર થાય છે. ઇતિ પિત્ત વ્યાધિની ઉત્પતિ, લક્ષણ ઉપાય સંપૂર્ણમ્.

## કફ વ્યાધિ.

**કફ વ્યાધિની ઊત્પત્તિ**—ભારે, ગળી, ઘણી ચીકણી, દહીંને આદિ લઇ શિતળ વસ્તુઓના ખાવાથી - મંદાગ્નિથી--દહાડે સુવાથી- બહુ બેઠાં રહેવાથી—એટલી વસ્તુઓથી કફનો કોપ થાય છે. સવારના પહોરમાં, અને ભોજન કર્યા પછી, વસંત ઋતુમાં કફનો કોપ થાય છે.

**કફના ૨૦ રોગોનાં લક્ષણ**—મોંઢું ગળચટું રહે ૧, મોંઢું કફથી ખરડાએલું રહે ૨, લાળ પડે ૩, નિંદ્રા બહુ આવે ૪, કંઠમાં ધુર ધુર શબ્દ થાય ૫, કડવા રસની ઇચ્છા રહે ૬, ગરમ વસ્તુઓની ઇચ્છા રહે ૭, બુદ્ધિની જડતા થાય ૮, ચૈતન્યતા થોડી રહે ૯, આળસ બહુ આવે ૧૦, ભૂખ લાગે નહીં ૧૧. મંદાગ્નિ થાય ૧૨, દિશા બહુ જાય ૧૩, ઝાડો ધોળો થાય ૧૪, મૂત્ર ઘણું ઉતરે ૧૫, મૂત્ર ધોળું હોય ૧૬, વીર્યની અધિકતા હોય ૧૭, નિશ્ચળતા હોય ૧૮, શરીર ભારે હોય ૧૯, શરીર ઠંડુ રહે ૨૦, આ કફના ૨૦ રોગ છે.

## કફના ૨૦ રોગોના સામાન્ય ઉપાય.

લુખી, કરેડી, ગરમ, કડવી વસ્તુના ખાવાથી. ખેદ તથા કોગળા તથા ઉલટીના કરવાથી-પશીનો આવ્યાથી-લાંઘણ કરવાથી—તરસ રોકવાથી-હુકો પીવાથી, કુસ્તી કરવાથી-જળ ક્રીડા કરવાથી--ચિત્રકના ખાવાથી- નાસના લેવાથી-માર્ગના ચાલવાથી-મૈથુન કરવાથી—જાગવાથી—એટલી વસ્તુઓના કરવાથી કફના ૨૦ પ્રકારના રોગો જાય છે. ઇતિ કફ વ્યાધિની ઉત્પત્તિ લક્ષણ ઉપાય સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાંજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે

અમૃતસાગર નામ ગ્રંથે ઉરૂસ્તંભ, આમવાત, પિત્તવ્યાધિ, કફવ્યાધિ, આદિ રોગોના ભેદ સંયુક્ત ઉત્પત્તિ, લક્ષણ, ઊપાય નિરૂપણ નામ નવમસ્તરંગઃ સમાપ્તઃ

તરંગ ૯ મું સમાપ્ત.

# તરંગ ૧૦ મું.

## વાતરકત રોગ.

**વાતરકત રોગની ઊત્પત્તિ**–ખારી, ગરમ વસ્તુઓ તથા અજીર્ણ, બગડેલું માંસ, મોટા મૂળા, કુલત્થ, અડદ, બહુ તરકારી, માંસ, માછલાં, દહી. વિરૂદ્ધ વસ્તુઓ; એ સર્વના ખાવાથી-તથા આસવ, અને કાંજીના પીવાથી-તથા અજીર્ણમાં ભોજન કરવાથી-ક્રોધથી-દહાડે સુવાથી-હાથી, ઘોડા, ઊંટના દોડાવાથી–આ વસ્તુઓથી સુકુમાર અને સુખી પુરૂશને વાત રક્તનો રોગ કોપને પ્રાપ્તિ થાય છે.

* **વાત રકતનું સ્વરૂપ**–સર્વ શરીરમાં રૂધિર દગ્ધ થઇ જાય, પછી એ રૂધિર દુષ્ટ થઇને બંને પગમાં ચુવા લાગી જાય છે.

**વાત રકતનું પુર્વ રૂપ**–પસીનો ઘણો આવે, અથવા આવે નહીં-શરીર કાળું પડીજાય-શરીરમાં સ્પર્શનું જ્ઞાન હોય નહીં- થોડીસી ચોટ (ઠોકર) માં પીડા ઘણી થાય-સાંધે સાંધા શિતળ થઇ જાય. આળસ ઘણું આવે-શરીરમાં ફોલ્લીઓ થઇ આવે-ઘુંટણ, જાંગ, કેડ, હાથ, પગના સાંધામાં પીડા થાય-શરીર ભારે રહે. શુન્ય થઇ જાય-શરીરમાં દાહ હોય-શરીરનો વર્ણ બદલાઇ જાય-શરીરમાં લાલ ચાઠાં પડી જાય; આ લક્ષણ થાય ત્યારે જાણુંજે કે વાતરક્ત થશે.

**વાતાધિક વાતરકતનાં લક્ષણ**–પગમાં શુળ વગેરે બહુ હોય, અને ફરકે-સોજો હોય, લુખો અને કાળો હોય, અને ૨૪ નાડીઓમાં તથા આંગળાના સાંધામાં સંકોચ હોય, શરીર સજ્જડ હોય, તથા કાંપે-અને શરીર સુકા જેવું દેખાય. આ લક્ષણ હોય તો વાતાધિકનો વાતરક્ત જાણીએ ૧.

**રકતાધિક વાતરકતનાં લક્ષણ**–જેમાં સોજો હોય-પીડા ઘણી હોય, લાલાસ સહિત હોય; અને ચિમચિમી તથા ખજુરી હોય. આ લક્ષણ હોય તેને રક્તાધિક વાતરક્ત કહીએ ૨.

**પિત્તાધિક વાતરક્તનાં લક્ષણ**–જેમાં દાહ, મોહ, પસીનો, મુર્છા, મદ, તરસ એ હોય, સ્પર્શ સહેવાય નહીં પીડા, સોજો હોય; પાકી જાય, ગરમ બહુ હોય. આ લક્ષણ હોય તેને પિત્તાધિક વાત રક્ત કહીએ ૩.

---

* વાત રકત રોગ મહા પ્રબળ છે. વાત વ્યાધિમાં રકત (લોહી) દુષ્ટ થઇને શરીરનો નાશ કરે છે. એ વાસ્તે વિદ્વાન વૈદ્યની સહાયતા લઇને નિદાન પૂર્વક ઉપાય, ચિકીત્સા કરવી યોગ્ય છે. અને સંનિપાતનો વાતરકત ત્રિદોષ યુકત થાય છે. તે મહા અસાધ્ય છે. માટે એનો યથા યોગ્ય ઉપાય કરવો એવી શાસ્ત્રની આજ્ઞા છે.

**કફાધિક વાતરક્તનાં લક્ષણ**–શરીર સિથળ અને ભારે,ચિકણું થઇ જાય,શરીરે સોજો થઇ જાય, શુન્ય અને ઠંડુ હોય. શરીરમાં ચેળ ચાલે. આ લક્ષણ જેમાં હોય તેમે કફાધિક વાત રક્ત કહીયે ૪. અને જેમાં આ (ઉપરના સર્વ પ્રકારના વાતરક્તનાં) સર્વ લક્ષણ મળેલાં હોય તેને સન્નિપાતનો વાતરક્ત કહીએ ૫.

**વાતરક્ત હાથમાં થાય તેનાં લક્ષણ**–જેમ પગના તળીયામાં થાય છે તેમજ હાથેળીના ઉપર ફોલ્લીઓ વગેરે થાય છે, પછી સઘળા શરીરમાં થાય.

**વાતરોગનાં અસાધ્ય લક્ષણ**–પગનાં તળીયાંથી લઇને ઘુંટણ સુધી ફોલ્લીઓ હોય, અને તે ફુટવા તથા ચુવા લાગી જાય-તથા બળ, માંસ, અગ્નિ એ સર્વનો નાશ થઇ જાય તો વાત રક્ત અસાધ્ય જાણીએ. અને એને ૧ વર્ષનો જાપ્ય જાણીએ.

**વાતરક્તના ઉપદ્રવ**–ઊંઘ આવે નહીં-રૂચી જતી રહે-સ્વાસ હોય-માંસ ગળી જાય-મસ્તક પીડા, મુર્છા, તરસ, તાવ, મોહ, હિચકી એ હોય-શરીર કાંપે-આંગળાં ગળવા લાગી જાય વિસર્પ હોય-ફોલ્લીઓ પાકી જાય-પીડા હોય–ચકરી આવે–આંગળાં વાંકાં થઇ જાય–ફોલ્લામાં બળતરા થાય-એ એના ઉપદ્રવ છે.

## વાત રક્તના ઊપાય.

વાતરક્તવાળાને જળો લગાવીને,અથવા સિંગડી લગાવીને, અથવા અસ્ત્રાએ કરીને, અથવા ફસ ખોલીને રૂધિર કઢાવીએ. પરંતુ રૂધિર એવા અનુપાન માફક કઢાવવું કે જ્યાં સુધી વાયુ વધે નહીં–અને દહાડે સુવું, ક્રોધ, ખેદ, મૈથુન એ કરે નહીં-અને કડવી, ગરમ, ભારે, લુખી,ખારાસ, ખટાસ, એટલી વસ્તુઓ વાતરક્ત વાળા ખાય નહીં-" અને આટલી વસ્તુઓ કરવા યોગ્ય છે તે એ કે" જૂના જવ, જૂના ઘઊં, જૂની ડાંગર, એટલી વસ્તુ ખાવી; અથવા લાબરો,તેતરો, વટેર, તુવેર, ચણા, મગ, મસુર, કુલથ, ધાણા, चिरपोटणि, ચિલ, લુણીની ભાજી, બકરીનું દૂધ, બકરીનું ઘી આટલી વસ્તુઓ ખાવા યોગ્ય છે, ૧. અથવા એરંડાનું મૂળ, ગળો, એનો ઉકાળો પીવો યોગ્ય છે ૨. અથવા ગુગળ ટંક ૧ા ગળોના ઉકાળા સાથે લે, તો યોગ્ય છે ૩. અથવા એરંડીયું ટંક ૨ા ગળોના ઉકાળામાં નાખીને પીએ તો વાતરક્ત જાય ૪. અથવા મંજિષ્ટાદિક કાઢાથી વાત રક્ત જાય તે લખીએ છીએ–મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારૂહળદર, ગળો, લીમડાની છાલ, આ સર્વ બરાબર લઇ જો ખાંડીને ટંક ૨ાનો ઉકાળો નિત્ય પીએ, તો વાતરક્ત, કોઢ, પામા, ફોલ્લા, એ સર્વ રોગોને આ દૂર કરે છે. એ એક મહીના સુધી લેવો ૫. ઇતિ लघुमंजिष्टादि क्वाथ. અથવા

**ગુડુચ્યાદિ ક્વાથ**–ગળો, બાવચી, ફૂમાડીઓ, લીમડાની છાલ, અને હરડેની છાલ, હળદર, આમળાં, અરડુસો, સતાવરી, નેત્રવાળો, ખરેંટી, જેઠીમધ, મહુડાં, ગોખરૂ, પડોળ, ખસ, મજીઠ; રતાંદળી, આ સર્વ બરાબર લીધા પછી જો ખાંડી ટંક ૨ાનો ઉકાળો નિત્ય લે, તો વાતરક્ત, કોઢ, પામા, દાહ, એ રોગોને આ ઉકાળો દૂર કરે છે ૬. ઇતિ **गुडूच्यादि क्वाथ.** આ સર્વ ભાવપ્રકાશમાં લખ્યા છે. અથવા

**કિશોર ગુગળ**–શુદ્ધ ભેંસા ગુગળ સેર ૧, હરડેની છાલ શેર ૧, બેહેડાંની છાલ શેર ૧, આંમળા શેર ૧, ગળો તોલા ૧૨૮ ભાર એ સર્વને જો ખાંડીને ૬૪ શેર પાણીમાં ઉકળતાં જ્યા

રે અર્ધું પાણી રહી જાય ત્યારે ઉતારીને ગાળી લે, પછી ફરી એ પાણી કઢાઇમાં ઘાલી ઉકાળીને જાડું કરે; પછી (એમાં નાંખવાનાં ઓસડો એવા કે ) પારો ટંક રા, વાવડીંગ ટંક રા. નસોતર ટંક રા, ગળો ટંક રા, દાંતી ટંક રા, આ લઇ પ્રથમ પારા અને ગંધકની કાજળીક યાપછી એ કાજળીમાં બાકીનાં આ સર્વ ઓસડો બારીક વાટી મેળવી પેલા ગુગળમાં નાખ્યા પછી સર્વનો એક રસ કરી ૪ માસા અથવા ૮ માસા मंजिष्टादिकि ઉકાળાથી નિત્ય લે, તો વાતરક્ત ફોલ્લા, ફોલ્લીઓ. વ્રણ એટલે ગોડ. ઉદરસ, ગોળો, કોઢ, સોજો, ઉદરના રોગ, પ્રમેહ મંદાગ્નિ, પાંડુ રોગ, એ સર્વ રોગોને એ દૂર કરેછે. અને એના ખાનારા(આટલી વસ્તુ કરે નહીં તે એ કે) ખેદન કરે. તડકામાં ન રહે. અગ્નિની પાસે બેસે નહીં, ખટાસ ખાય નહી, માંસ, દહીં ખાય નહી, મૈથુન કરે નહીં, માર્ગ ચાલે નહીં, મીઠું અને તેલ ખાય નહીં ૭. ઇતિ किशोर गूगळ. અથવા

**અમૃત ભલ્લા તકા વલેહ**—૨ શેર ભીલામાં એવાં ભારે લેવાં કે જે પાણીમાં ડુબી જાય તેના મોઢાં ઢેખારાથી ઘશી ૧૬ શેર પાણીમાં નાખી ઉકાળવાં; એ ઉકાળતાં પાણીમાં ગળો શેર ૨ ખાંડીને નાખે. જ્યારે એ પાણીનો ચતુર્થાંસ રહી જાય ત્યારે એમાં (નાખવાનાં ઓસડો એ કે) ગળો ટંક રા, બાવચી ટંક રા, લીમડાની છાલ ટંક રા, હરડેની છાલ ટંક રા, આંમળાં ટંક રા, હળદર ટંક રા, નાગરમોથો ટંક ૫, તજ ટંક ૫, ઇલાયચી ટંક ૫, સુંઠ ટંક ૫, નાગકેસર ટંક ૫. પિત્તપાપડો ટંક ૫, તમાલપત્ર ટંક ૫, નેત્રવાળો ટંક ૫, ખસ ટંક ૫, ગોખરૂ ટંક ૫, કચુરો ટંક ૫. રતાંજળી ટંક ૫, એને બારીક વાટી નાંખી ભિલામા સમેત એક જીવ કરી અમૃત વાસણમાં ભરી રાખે. પછી એમાંથી ટંક ૫ નિત્ય પાણીની સાથે લે, તો વાતરક્ત. કોઢ, હરસ, વિસર્પ, પામા, વાયુ અને લોહીના સર્વ વિકાર એટલા રોગોને આ દુર કરે છે. એના ખાનારા ખેદ કરે નહી-તડકે રહે નહી-અગ્નિક ને રહે નહી-અને ખટાસ તથા માંસ ખાય નહીં -તેલ લગાવે નહી-માર્ગ ચાલે નહી-એટલાં વાનાં કરે નહી ૮. ઇતિ अमृत भल्ला तकावलेह.

અળસી અથવા એરંડીઓને દુધમાં વાટી હાથે પગે ચોપડે, તો વાતરક્ત જાય ૯. અથવા ગૌરીસર, રાળ, મીંણ, મજીઠ. એ સર્વ બરાબર લઇ તેલમાં પકવી એનું મર્દન કરે તો વાતરક્ત જાય ૧૦. અથવા એરંડાનું મૂળ. ગળો, અરડુસો, એનો ઉકાળો કરી તેમાં ગુગળ માસા ૪, તથા એરંડીયું (દીવેલ) ટંક રા નાખીને પીએ તો વાતરક્ત, મુર્છા, માથાનું દુખવું, સ્વાસ, અને ફોલ્લા એ સર્વને આ દુર કરે છે ૧૧. આ વૈદ્યરહસ્યમાં લખ્યાછે. અથવા

**હરતાલકેશ્વર રસ**—હરતાલનાં ચોખાં પત્રાં લઇ તેને સાટીના રસમાં દિન બે ખલ કરે, પછી એને ધાડાં લોદા જેવાં કરી ટીકીટો (ચકતી) કરી સુકવી લે. પછી સાટીના ખારની વચમાં પેલી હરતાલની ટીકીટોને ઠીકરામાં મુકી એ ઠીકરાને ચુલા ઉપર મુકી દિન ૫ સુધી રાત દાહાડો મધુરી આંચ દે; પછી સ્વાંગ શીતળ થઇ જાય ત્યારે કાઢે. જો એ હરતાલ સફેત નિકળે અને તોલમાં પુરી ઉતરે. તો એમાંથી રતી ૧ गुडूच्यादि ઉકાળાની સાથે લે, તો વાતરક્ત, અને ૧૮ પ્રકારના કોઢ, પિરંગવાયુ, વિસર્પરોગ, પામા, ફોલ્લા. એ સર્વ રોગોને આ દૂર કરેછે. અને એના ખાનારા મીઠું, ખટાસ, કડવો રસ, તડકામાં તથા અગ્નિપાસે બેસવું એટલી વાતો છોડી દે. અને ફક્ત સિંધવખાર. મીઠોરસ ખાય. ૧૨. ઇતિ हरतालकेश्वर रस. આ હરતાલની ક્રિયા ભાવપ્રકાશમાં લખીછે.

ઇતિ વાતરક્ત રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

## શુળ રોગ.

શુળ રોગની ઊત્પત્તિ–શુળ રોગ આઠ પ્રકારના છે–વાયુ ૧, પિત્ત ૨. કફ ૩, સન્નિપાત ૪, આમ ૫, વાતકફ ૬. કફપિત ૭, વાયુ પિત્ત ૮, એ ૮ આઠ પ્રકારનાં શુળ છે.

**વાયુના શુળની ઊત્પત્તિ લક્ષણ**–ખેદથી–ઘોડા વગેરેના દોડાવાથી-અતિ મૈથુન કરવાથી બહુ જાગવાથી–પાણી વગેરેના અત્યંત પીવાથી–મટર. મગ. તુવેર, કોદ્રા, અને સુકી વસ્તુઓના અધિક ખાવાથી–અજીર્ણમાં ભોજન કરવાથી –ચોટ લાગવાથી–તુરી, તીખી, કડવી, પલાળેલું અંન, વિરૂદ્ધ વસ્તુ; સૂકું માંસ. એના ખાવાથી-અને મળ. મૂત્ર, મૈથુનના રોકવાથી–અધો વાયુ તથા ઝાડાના રોકવાથી--સોચ, લાંઘણ કરવાથી - બહુ હસવાથી, એટલી વસ્તુઓથી વાયુ વધીને. (જેટલા ઠેકાણામાં શુળને પ્રગટ કરે તે) હૈયું બંને પસવાડાં, મોં, સાંધા, રૂવાં, એ સ્થાનોમાં સાંયંકાળ સમય. વાદળાં અને શીતકાળમાં બહુ શુળ ચાલે-અને તે વારંવાર થંભી જાય અને ફરી થવા લાગી જાય- મળ. મૂત્ર, રોકાઇ જાય–શુળ ચાલે પીડા ઘણી થાય–એ વાયુના શુળની ઉત્પત્તિનાં લક્ષણ છે ૧.

**પિત્તના શુળની ઉત્પત્તિ લક્ષણ**--ખારી અને મરી આદિ ઘણી તીખી વસ્તુઓ,–ગરમ વસ્તુ, તલ, ખલ, કુલત્થ, ખટાશ. એના ખવાથી-કાંજી, દારૂ, આસવના પીવાથી -તડકાના સેવવાથી-તથા ક્રોધ, અને ખેદ, અને ઘણા મૈથુનના કરવાથી- એટલી વસ્તુઓથી પિત્તનો કોપ થઇને શુળને પ્રગટ કરેછે, ત્યારે તરસ, દાહ, દુંટીએ પસીનો, મુર્છા, ભ્રમ, ક્રોધ, આ થાય. અને મધ્યાન, અર્ધીરાત, ગ્રીષ્મઋતુ, શરદરૂતુ, એટલા સમયમાં અધિક શૂળ હોય,તો જાણિએ કે પિત્તનું શુળ છે. ૨.

**કફના શુળની ઉત્પત્તિ લક્ષણ**-અનુપદેશ એટલે ભેજવાળા દેશનું માંસ, માછલી. પેંડા વગેરે દૂધની વસ્તૂ, મેંદાની વસ્તૂઓ, એ વસ્તૂઓના ખાવાથી–અને શેરડીના ચુસવાથી–ઘણા મધુર રસના પીવાથી–આટલી વસ્તુઓથી કફ કોપને પ્રાપ્તિ થઇને શુળને ઉત્પન્ન કરે છે--હૃદય દુખે--ઓકારી સરખું આવે-ખાંસી અને પીડા, ભોજનમાં અરૂચિ, પેટમાં પીડા, મસ્તક પીડા શરીર ભારે, ભોજન કરતાં ઘણી પીડા, આ સર્વે થાય-તથા ઝાડો ઉતરે નહીં-અને વસંત ઋતુમાં, પ્રભાત સમય, બહુ હોય ત્યારે જાણજો કે કફનું શુળ છે ૩.

**સન્નિપાતના શુળનાં લક્ષણ**–જે લક્ષણ ઉપર (વાયુ. પિત્ત, કફના શુળના ) કહ્યાં એ સર્વે ભેગાં મળે ત્યારે સન્નિપાતનું શુળ કહીએ ૪.

**આમના શુળનાં લક્ષણ**–આફરો અને પેટમાં ગુડગુડાટ અવાજ થાય-હૈડીં કપાઇ જાય-ઓકારી આવે-શરીર ભારે થઇ જાય-લાળ ગરે-અને કફના શુળનાં સર્વ લક્ષણ મળે તો આમનું શુળ કહીએ ૫.

**વાયુ કફના શુળનાં લક્ષણ**–પેડું, હૈયું, કંઠ બંને પસવાડાંમાં શુળ ચાલે તેને વાયુ કફનું શુળ કહીએ ૬.

**કફ પિત્તના શુળનાં લક્ષણ**–કુખ, હૈયું, દુંટી, એમાં ચાલે તેને વાત કફ પિત્તનું શુળ કહીએ ૭.

શુળ રોગ ૫ ઉપદ્રવ-પીડા, તરસ, મુર્છા, આફરો, શરીર ભારે, અરૂચિ, કાશ, સ્વાસ, એ થાય તો શુળના ઉપદ્રવ જાણીએ.

**શુળ રોગનો ભેદ પરિણામ શુળછે તેનાં લક્ષણ**--જેટલા ભેદ શુળના છે તેટલાજ ભેદ પરિણામ શુળના છે. અને એજ તેની ઉત્પતિછે. એમાં એટલું વિશેષ છે કે જે કૂપિત વાયુ છે તે કફ પિત્તથી મળી શૂળને કરેછે.

**એનાં લક્ષણ**--ભોજન પચ્યા પછી શુળ ઉપજે તેને પરિણામ શુળ કહીએ.

**અન્નદ્રવ શુળનાં લક્ષણ**-ભોજન કરેલું કદી પચી જાય અને કદી ન પચે, પણ શુળ સદાએ રહે અને તે પથ્ય ચાલતાં પણ કોઇતરેહથી શુળની શાંન્તી થાય નહીં તેને **અન્નદ્રવ શૂળ** કહીએ.

**જરત્પિત્ત શુળનાં લક્ષણ**--જે ભોજન પચતી વખત શૂળ ચાલે તેને જરત્પિત શુળ કરીએ.

## શુળ રોગના ઉપાય.

શૂળ રોગ વાળાને ઉલટી અને લાંઘણ કરાવવી-અને ઓસડોથી પસીનો લવરાવવો-પાચન આપીએ પિચકારી લગાવીએ-સાજીખાર આદિનું ચુર્ણ અને **क्रव्यादि रस** આપીએ-ગરમ ગરમ કુલત્થનો શેક કરીએ અને રેતીને ગરમ કરી તેમાં પાણી નાખી તેને ઓલવી લુગડામાંઘાલી પોટલી બનાવી સેક કરાવે ૧. અથવા કાકડસિંગી, કુલત્થ. તલ, જવ, એરંડાનું મુળ, અળશી, સાટીનું મૂળ. લસણનાં બી, એને કાંજીમાં ગરમ કરી જ્યાં શૂળ હોયત્યાં તેનો શેક કરાવે. તો શૂળ જાય ૨. અથવા તલને વાટી કાંજીમાં શીજવી (ગરમ કરી) થોડુંશુ તેલ નાખી લુગડાની પોટલીથી તેનો શેક કરાવે, તો તત્કાળ શુળ જાય ૩. અથવા મીંઢળને કાંજીમાં વાટી દૂંટીએ લેપ કરે, તો શુળ જાય ૪. અથવા સુંઠ, એરંડાનું મૂળ, એનો ઉકાળો. કરી આપે. તો શૂળ જાય ૫. અથવા સુંઠ અને હરડેના ઉકાળામાં હીંગ, સંચળ નાખીને પીએ, તો શૂળ જાય ૬. અથવા ગોળને ઉકાળી તેમાં જવખાર નાખીને પીએ, તો શુળ જાય ૭. અથવા કાંસું, રૂપુ, તાંબુ, એનાં વાસણમાં પાણી ભરી જ્યાં શુળ ચાલતૂ હોય તે પર એ વાસણને ફેરવે, તો શુળ જાય ૮. અથવા પિત્તનું શૂળ હોય, તો જુલાબથી દુર થાય ૯. અથવા ગોળ અને હરડેની છાલને વાટી ઘી મેળવી ખાય, તો પિત્તનું શુળ જાય ૧૦.

**કફના શૂળના ઉપાય**--આમળાંનું ચુર્ણ મધમાં ચાટે, તો કફનું શૂળ જાય ૧૧. અથવા લીમડાની છાલનો ઉકાળો કરી તેમાં (પીવાનો) દારૂ નાંખી પીએ, તો કફનું શૂળ જાય ૧૨. અથવા જવખાર, સિંધવખાર, સંચળ, સામ્હરલુણ. પીપરો. પીપરી મૂળ. ચવક. ચિત્રક, સૂંઠ સેકી હીંગ, એને બરાબર લઈ ચુર્ણ કરી ટંક ૨॥ ગરમ પાણીથી લે, તો કફનું શૂળ જાય ૧૩. જે આ ઉપાય કફના શૂળના છે તેજ આમ શુળના જાણી લેજો. અથવા રાઈ અને ત્રિફળાનું ચૂર્ણ મધ ઘીથીં લે, તો સર્વ શુળ માત્ર દુર થાય. ૧૪. અથવા દારૂહળદર, ચોખ, કોષ્ટ, વરિઆરી, હીંગ, સિંધવખાર, એ સર્વને કાંજીમાં વાટી ગરમ કરી ખમતો ખમતો લેપ કરે, તો શૂળ દુર થાય ૧૫. અથવા બીલીનું મૂળ. એરંડાનું મુળ, ચિત્રક, સું

* શુળ રોગ જેને લૌકિકમા ચસક, તથા ચમ્કો કહેછે. તે જુદા જુદા અંગમાં ઉઠેછે જેમઘણા કારણ છે. પરંતુ એમાં એક પાસા શૂળ છે તે મહા કઠણ છે જેમાં સ્વાસની સાથે એ ખાંસે અને થુંકમાં લોહી આવે તે રોગ લોહી કઢાએ આરામ થાયછે. ફસ ખોલાવે. તથા જળો, તથા રૂમડી. તથા ફૂલડાં તથા ડામ પણ દેછે. એના જલદી ઉપાય લાગેતો જીવે છે. અને પાસા શૂળને હિક પણ કહે છે.

ક. સેકેલી હીંગ, સિંધવખાર, એ સર્વેને બરાબર લઇ બારીક વાટી ચુરણ કરી ટંક રાા ગરમ પાણીથી લે, તો શુળ જાય ૧૬. અથવા

**કુષ્માંડ ક્ષાર**--પાકું કોહોળું લઇ અથવા ભુરૂ કોહોળું લઇ તેના ટુકડા કરી તડકામાં સુકવવા, પછી એ ટુકડાનેપીતળના વાસણમાં મૂકી ચુલ્લા પર ચઢાવી આગ બાળી યુક્તિથી એના કોયલા કરવા અને તેમ કરતાં રાખ થવા પામે નહીં એમ કરવું, પછી એ કોયલાને વાટી એમાં ૨ માસા સુંઠનું ચુર્ણ મેળવી પાણીથી પીએ, તો અસાધ્ય પણ શૂળના રોગ જાય ૧૭. ઇતિ **कूष्मांड क्षारः** આ સર્વે ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે. અથવા અજમો, સિંધવખાર, સેકી હીંગ, જવખાર. સંચળ, હરડાંની છાલ, એ સર્વ બરાબર લઇ એનું બારીક ચુરણ કરી ટંક રાા ગરમ પાણી સાથેલે. તો વાયુનું શૂળ જાય ૧૮. અથવા સંચળ ટંક ૧, જીરૂં ટંક-૩, કાળાં મરી ટંક ૪, એને બારીક વાટી અમલવેતના રસના પુટ ૭ દે, પછી બીજોરાના રસના પુટ ૭ દે; પછી એની માસા ૫ ના પ્રમાણમાં ગોળી બાંધી ગોળી ૧ પ્રતિદિન ગરમ પાણીથી લે, તો વાયુનું શૂળ જાય ૧૦. અથવા

**પંચસમં ચુર્ણ**--સુંઠ, હરડેની છાલ. પીપરો. નસોતર, સંચળ. એ સર્વ બરાબર લઈ એને બારીક વાટી ટંક ૧ા ગરમ પાણીથી લે, તો શૂળ, આફરો. હરસ, આમવાત, એ સર્વ રોગોને દૂર કરે છે. ૨૦, ઇતિ **पंचसमं चूर्ण.** અથવા

સુંઠના ઉકાળામાં એરંડીયું નાખી; સંચળ, સેકી હીંગ. એને મેળવી પીએ. તો તત્કાળ શૂળ જાય ૨૧. અથવા શંખનું ચુર્ણ, સંચળ, સેકી હીંગ, સુંઠ, પીપરો, કાળાં મરી, આ સર્વ બરાબર લઇ ચુર્ણ કરી ટંક રાા, ગરમ પાણીની સાથે લે, તો તત્કાળ શૂળ જાય ૨૨- અથવા સુદ્ધ વચ્છનાગ, ચિત્રક, સુંઠ. કાળાં મરી, પીપરો, જીરૂં, સેકી હીંગ. આ સર્વ બરાબર લઇ એને બારીક વાટી એને ભાંગરાના રસના પુટ ૩ દે પછી એની ગોળી ચણા પ્રમાણ બાંધી ગોળી ૧ ગરમ પાણીથી લે. તો શૂળ તત્કાળ જાય ૨૩- અથવા

**શુળ નાશનં ચુર્ણ**--શંખની ભસ્મ, કાચકીનું મૂળ, સેકી હીંગ, સૂંઠ, કાળાં મરી. પીપરો, પાંચેખાર, આ સઘળાં બરાબર લઇ બારીક વાટી ટંક રાા ગરમ પાણીની સાથે લે, તો સૂળનો રોગ જાય ૨૪- ઇતિ **शूळ नाशनं चूर्णम्.** અથવા

**ચિત્રકાદિ ગુટિકા**=ચિત્રક, સેકી હીંગ, પાહાડ, સુંઠ, કાળાં મરી, પીપરો. પાંચે ખાર, જીરૂ, ધાણા, છડછડીલો, અજમો, પીપળી મુળ, આ સઘળાં બરાબર લઇ એને બારીક વાટી જંબીરીના રસના ૫ પુટ આપવા- પછી એની ગોળીઓ બાંધી ગોળી ૧ પ્રતિ દિન ગરમ પાણીથી લે. તો શૂળ, હ્રદય શૂળ. પસવાડાનાં શુળ- અરૂચી, અને ૮૪ પ્રકારના વાયુ, આમનાં શુળ, એ સર્વેને તત્કાળ આ ગોળી દૂર કરે છે-૨૫ ઇતિ **चित्रकादि गूटिका.** અથવા

**શુળનાશિની ગુટિકા**--હરડેની છાલ, સુંઠ, કાળાં મરી, પીપરો, કચોલાં, શૂદ્ધ ગંધક. શેકી હીંગ, સિંધવખાર, એ સર્વ બરાબર લઈ એને બારીક વાટી ચણા પ્રમાણે ગોળીઓ બાંધીગોળી ૧ પ્રતિદિન સવારમાં ગરમ પાણીથીલે, તો શૂળ, સંગ્રહણી. અતિસાર. અજીર્ણ, મંદાગ્નિ, એ સઘળા રોગોને આ ગોળી દૂર કરે છે ૨૬. ઇતિ **शूळनाशिनी गूटिका.** અથવા

**કોષ્ટાદિ ગુટિકા**--કોષ્ટ ટંક રાા, સુંઠ ટંક ૨ાા, સંચળ ટંક ૧ા, સેકી હીંગ ટંક ૧ા. એને બારીક વાટી સરગવાના મૂળના રસમાં અથવા લસણના રસમાં ગોળીઓ બાંધી ગોળી ૧ પ્ર

તિ દિન ગરમ પાણીથી ખાય, તો શૂળ તત્કાળ જાય ૨૭. ઇતિ **कोष्टादि गूटिका:** અથવા

ત્રિફળા, સાર, જેઠીમધ, મહુડાં, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ટંક ૧, મધ ધીમાં ચાટે, તો ત્રિદોષનું શુળ જાય ૨૮, અથવા

**શુળ દાવાનળ રસ**--શુદ્ધ પારો ટંક ૧૦, ગંધક ટંક ૧૦, વચ્છનાગ ટંક ૧૦, કાળાં મરી ટંક ૨૦, પીપરો ટક ૨૦, સુંઠ ટંક ૨૦, સેકી હીંગ ટંક ૧૦, પાંચેખાર તોલા ૨૦ ભાર આ મલીનો ખાર તોલા ૩૨ ભાર, જંભીરીનો રસ તોલા ૩૨ ભાર, અને શંખને ૭ વાર દગ્ધ કરી તેનું ચુર્ણ તોલા ૩૨ ભાર લઈને પછી એ સર્વને એકઠાં કરી લીંબુના રસમાં દીન ૫ ખલ કરે, પછી એને ટંક ૧ ગરમ પાણી સાથે લે. તો શૂળ તત્કાળ જાય ૨૯. ઇતિ **शूळ दावानल रस.**

**શંખદ્રાવ**--હીરાકસી શેર ૦।।, લાહોરી ૫ટકડી શેર ૧, સિંધવ શેર ૧, કલમી સુરો શેર ૨, એને વાટી * ટીકલી યંત્રમાં ચુવરાવી ચીનાઈ વાસણમાં રસ કાઢવા પછી માસો ૧ રોજ જી ભે ધી ચોપડી દાંતે અડવા દે નહીં એવી રીતે લે, તો શુળ રોગ, ગોળાનો રોગ, ફિયો, ઉદરના રોગ, હરસ, અજીર્ણ, વાયુના રોગ, એ સર્વને આ દુર કરેછે ૩૦. ઇતિ **शंखद्रावं** અથવા

**શુળગજ કેસરી રસ**--શુદ્ધ ગંધકથી અર્ધો શુદ્ધ પારો, એ બંનેની બરાબર શુદ્ધ કંટક વેધી તાંબાનાં પત્રાં, એ ત્રણેને ખલમાં નાંખીને મર્દન કરી ૧ દિન પછી એનો ગોળો કરી હાંલ્લામાં મીઠું ભરી તેની વચમાં એ ગોળાને મેલી દિન ત્રણ સુધી આચ દેઇ ગોળાને પકવવો, પછી એને સ્વાંગ શીતળ થયા પછી રતી ૧, નાગરવેલનાં પાનથી ખવરાવે, તો તત્કાળ શૂળ માત્ર દૂર થાય ૩૧ ઇતિ **शुळ गज केसरी रस.** અથવા

જીરૂં, સુંઠ, કાળાંમરી, સેકી હીંગ, વજ, આ સર્વે બરાબર લઇ બારીક વાટી ટંક ૨।। ગરમ પાણીની સાથે લે, તો શુળ જાય ૩૨

**ગંધક રસાયણ**--ત્રિફળા તોલા ૪ ભાર, શુદ્ધ ગંધક ટંક ૫, સાર ટંક ૨।।, એને બારીક વાટી એક રસ કરી ટંક ૨।। મધ, અને ૨।। ટંક ઘી, એ બનેની સાથે એને ત્રણ મહીના સુધી લે, તો શુળ માત્ર, વાયુના વિકાર, ફોલ્લા, આ સર્વ દૂર કરે છે ૩૩. ઇતિ **गंधक रसायनं**

**ગુડાદ્યં મંડુરં**--ગોળ તોલા ૪ ભાર, આકળાં તોલા ૪, હરડેની છાલ તોલા ૪, મંડુર તોલા ૧૨, એ સર્વને બારીક વાટી ટંક ૩।। મધ અને ઘીની સાથે ખાય, તો શુળ, અન્નદ્રવ, જરત્પિત, અમ્લપિત્ત, પરિણામ શુળ. એ સર્વને દૂર કરેછે ૩૪. ઇતિ **गुडाद्यं मंडूरं.** અથવા

**તારા મંડુર**--વાવડીંગ, ચિત્રક, ચવક, ત્રિફળા સુંઠ, કાળાં મરી પીપરો, આ સર્વ બરાબર લે અને એ સર્વની બરાબર મંડુર લે, અને મંડુરની બરાબર ગોળ લે, અને એ સર્વથી દશ ઘણું ગાયનું મુત્ર લેવું, પછી એને કઢાઇમાં ભરી મધુરી આંચથી પકવે; પછી એનો એક પેંડો બનાવીને ચિકણા વાસણમાં રાખી મૂકે; પછી એને ટંક ૨।। ભોજનની પહેલાં લે, તો શૂળ, પંક્તિ શુળ, કમળાના રોગ, પાંડુ રોગ, સોજો, મંદાગ્નિ, હરસ, સંગ્રહણી, કૃમીરોગ, ગોળો, ઉદરના રોગ, અમલપિત એ સર્વને આ દુર કરેછે ૩૫. ઇતિ **तारामंडर.** અથવા

**શુળ ગજ કેશરી ગુટીકા**--હરડેની છાલ, ટંકણખાર, સુંઠ, સેકી હીંગ, કાળાં મરી, ચીત્રક, શુદ્ધ ગંધક, સિંધવખાર, આ સર્વે બરાબર લે, અને એ સવની બરાબર કચોલાં લીધા પછી એ સર્વને બારીક વાટી એક રસ કરી માસો ૧ પાણીની સાથે લે, તો શુળ, આફરો, બંધકોષ,

* ટીકલી યંત્ર એટલે પાઘડી રંગનારા કસુંગર લોકો કસુંબાનો રંગ ઝોળી બાંધી કહાડેછે તેનું.

ગોળો, ખાંસી, કફના રોગ, અજીર્ણ, મંદાગ્નિ, તાવ એ સર્વને આ દૂર કરે છે ૩૬. ઇતિ **शूळ गजकेसरी गुटिका.**

અથવા કાચકીનું મુળ, સેકી હિંગ, શેકયો ટંકણખાર, સુંઠ, આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૨॥ ગરમ પાણી સાથે લે, તો મહા શુળ દૂર થાય ૩૭. આ સઘળા ઉપાય વૈદ્ય રહસ્યમાં લખ્યા છે.

અથવા નસોતર, વાવડીંગ, સરગવાની શીંગો, હરડેની છાલ, કંપીલો, આ સર્વ બરાબર લઈ બારીક વાટી ઘોડાના મુતમાં પકવી લે, પછી એને ટંક ૨॥ ( પીવાના ) દારૂની સાથે લે, તો વાયુનું શુળ જાય ૩૮. આ ચક્રદત્તમાં છે.

અથવા શેકી હીંગ, અમલવેત, પીપેરો, સંચળખાર, અજમો, જવખાર, હરડેની છાલ, સિંધવખાર, આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૨॥ ( પીવાના ) દારૂની સાથે લે, તો વાયુનું શુળ જાય ૩૯.

**સૌવર્ચલાદિ ગુટિકા**--સંચળખાર, અમલવેત, જીરૂં, મરી, એ સર્વ એક એકથી બમણાં લઈ બારીક વાટી બિજોરાના રસમાં ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ગરમ પાણીની સાથે લે, તો શુળ જાય ૪૦. ઇતિ **शौवर्चलादि गुटिका.** અથવા

**હિંગ્વાદિ ગુટિકા**--સેકી હિંગ, અમલવેત, સુંઠ, કાળાં મરી, પીપેરો, અજમો, સંચળ ખાર, વરાગડુ મીઠું, સિંધવખાર, એ સર્વ બરાબર લઇ બારીક વાટી બિજોરાના રસમાં ગોળીઓ બાંધી ગોળી ૧ ગરમ પાણીની સાથે લે, તો શુળ જાય ૪૧. ઇતિ **हींग्वादि गुटिका.** અથવા

**વિજય પુરાદિ યોગ**--બિજોરાનૂ મુળ ટંક ૨॥, બારીક વાટી ઘીની સાથે પીએ, તો વાયુનું શૂળ દુર થાય ૪૨. **विजय पूरादि योग.** આ ઉપાય સર્વ સંગ્રહમાં છે. અથવા

સુંઠ, કાળાં મરી, પીપરો, સંચળ ખાર, એને બરાબર લઇ બારીક વાટી બિજોરાના રસના પુટ ત્રણ દઇને રસ સુકવી લે, પછી ટંક ૨॥ મધની સાથે ચાટે, તો ત્રિદોષનું શુળ દૂર થાય ૪૩. અથવા શંખની ભસ્મ, સંચળ, સેકી હીંગ, સુંઠ, કાળાં મરી, પીપેરો, એ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૨॥ ગરમ પાણીથી લે, તો ત્રિદોષનું શુળ જાય ૪૪. અથવા હળદર, સરગવાની છાલ, સિંધવખાર, એરંડાનું મૂળ, ભેંસા ગૂગળ, સરસવ, મેથીના દાણા, વરીઆરી, આસન, મહુડાં, એ સર્વને બરાબર લઇ બારીક વાટી કાંજીના પાણીમાં રોટલો કરી તેને દેવતા ઉપર પકવીને પેટના ઉપર એનો શેક કરે, તો પેટનું શુળ જાય ૪૫. અથવા

**શુળ ગજ કેશરી રસ**--કોડીઓની રાખ, શુદ્ધ વચ્છનાગ, સિંધવખાર, સુંઠ, કાળાં મરી પીપરો, આ સર્વ બરાબર લઇ બારીક વાટી નાગર વેલનાં પાનના રસમાં ગોળીઓ રતી ૧ ના પ્રમાણમાં બાંધી ગોળી ૧ રોજ ખાય, તો સુળનો રોગ જાય ૪૬. ઇતિ **शूळ गज केसरी रसः** અથવા

**અગ્નિ મુખ રસ**=પારો, શુદ્ધ ગંધક, અબ્રખ, તામ્ર ભસ્મ, અમલવેત, શુદ્ધવચ્છનાગ, એ સર્વે બરાબર લઇ બારીક વાટી આદાના રસમાં ગોળીઓ રતી ત્રણ પ્રમાણે બાંધી ગોળી ૧ રો

* શૂળ રોગ ઉપર નાના પ્રકારના લેપ કહ્યા છે. પરંતુ લૈકિક પ્રસિદ્ધ લેપ આ ટીપણમાં લખીએ છીએ- રાઇ, ખાંડ, એ બંને બરાબર લઇને પાણીની સાથે બારીક વાટીને જાડો જાડો લેપ કરી ઉપર જાનું રૂ ચોટાડે તો શૂળ મટી જાય--અને સાબર સિંગાનો લેપ, અથવા હીંગની રાબડી બાંધે, તો શુળ મટે. અથવા સરેસની પટ્ટીથી પણ આરામ થાય છે.

જ પાણીથી ખાય. તો વાયુનું સૂળ દુર થાય ૪૭. ઇતિ अग्नि मुख रसः અથવા

**શંખવટી રસ**—વડા શંખને ૨૧ વાર ગરમ કરી લીંબુના રસમાં ઓલવે પછી એનું ચુર્ણ કરે, પછી એમાં આમલીનો ખાર. તોલા ૪ ભાર. અને સંચળ ખાર ટંક ૫. સિંધવખાર તોલા ૪. વરાગડું મીઠું તોલા ૪, બંગડી ખાર (કાચલુણ) તોલા ૪, બિડલુણ તોલા ૪ ભાર, સુંઠ માસા ૬, કાળાં મરી માસા ૬, પીપેરો માસા ૬, સેકી હીંગ તોલા ૪ ભાર, શુદ્ધ ગંધક તોલા ૪, પારો તોલા ૪, શુદ્ધ વચ્છનાગ ટંક ૫. નાંખી એ સર્વને બારીક વાટે પછી પારા અને ગંધકની કાજળી કરી એ કાજળીમાં એ સર્વે ઓસડોને મેળવીને એક રસ કરી નાના બોર પ્રમાણે ગોળીઓ બાંધી ગોળી ૧ લવીંગના ઉકાળાની સાથે લે, તો* શુળ તત્કાળ દુર થાય ૪૮. ઇતિ शंखवटी रस. અથવા છીંપ (સીપ) ની ભસ્મ ટંક રા ગરમ પાણીની સાથે પીએ, તો ભોજન કર્યા પછી શુળ ચાલતું હોય તે બંધ થઈ જાય ૪૯. અથવા

**શુળદાવાનળ રસ**—શુદ્ધ પારો તોલા ૪ ભાર. શુદ્ધ ગંધક તોલા ૪. શુદ્ધ વચ્છનાગ તોલા ૪, કાળાં મરી તોલા ૪, પીપરો તોલા ૪. કાકડસિંગુ તોલા ૪, સેકીહીંગ ટંક ૨, પાંચે ખાર તોલા ૩૨, આમલીનો ખાર તોલા ૩૨ ભાર, જંભીરીના રસમા ઓલવેલી શંખની ભસ્મ તોલા ૩૨ ભાર; પ્રથમ પારા અને ગંધકની કાજળી કરવી, પછી એ કાજળીમાં બાકીનાં સર્વે ઓસડો મેળવી લીંબુના રસમાં એક રસ કરી ૧ ટંક પ્રમાણની ગોળીઓ બાંધી ગોળી ૧ પાણીથી લે, તો શુળ, અજીર્ણ, ઉદરના રોગ.મંદાગ્નિ, એ સર્વને એ દુર કરેછે ૫૦. ઇતિ शूळ दावानल रस: આ સઘળા ઉપાયો સર્વ સંગ્રહમાં લખ્યા છે.

**પસવાડાના શુળના ઉપાય**—વચ્છનાગ; હરતાલ; હીંગ, રાઈ; નૌસાર મનસિલ; લસણ; વજ; એળાએ એને બરાબર લઇ બારીક વાટી ગરમ પાણીથી ગરમ ગરમ ખમતો લેપ કરે; તો પસવાડાનું અથવા કુખનું શુળ જાય ૫૧. ઇતિ આઠ પ્રકારનાં શુળ પરિણામ શુળ અન્નદ્રવ, જરત્પિત્તના ઉપાય સંપુર્ણ

ઇતિશ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે વાતરક્ત શુલ, પરિણામ શુલ, અન્નદ્રવ જરત્પિત, ઉત્પત્તિ,લક્ષણ ઉપાય [illegible] નામ ૧૦ દસમ સ્તરંગઃ સમાપ્તઃ

## તરંગ ૧૦ મું સમાપ્ત.

---

* શ્રીધર કહેછે કે એક દીવસના સમા જોગને વિષે રામાજી ગણો દાક્તરને પુછયું કે હે દાક્તર શાહેબ! શુળ રોગ ઉપર મુખ્ય ઉપાય કહો. ત્યારે દાક્તર સાહેબે કહ્યું કે હે શ્રીધર મહારાજ શુળ રોગના ઉપાય તો ઘણાછે, પરંતુ જુલાબ, ફસ્ત (ફસ) જળો. રૂમડી; રક્તશ્રાવને આદિ લઈ મુખ્યછે. પરંતુ તે નહીં બની શકે; તો લેપ કરવો-રાઇ; સુંઠ; હીંગ; વચ્છનાગ; ગુગળ મેંદાલકડી; અસાળીઓ; આંબાહળદર; બિજાબોળ; અફીણ; એ સર્વ બરાબર લઇ ગાયના મુત્રમાં પીસી જાડો લેપ કરે; તો આરામ થાયછે.

# તરંગ ૧૧ મું.

## ઉદાવર્ત્ત રોગ.

ઊદાવર્ત્તે રોગની ઊત્પતિ—જે માણસો ૧૩ તેર પ્રકારના વેગને ધારણ કરે તેને ઉદાવર્ત્તનો રોગ ઉત્પન્ન થાયછે. તે તેર ૧૩ વેગનાં નામ લખીએ છીએ-અધોવાયુનો ૧;ઝાડાનો વેગ ૨, મુત્રનો વેગ ; બગાસાનો વેગ ૪; અશ્રુપાત (રડવાનો) નો વેગ ૫; છીંકનો વેગ ૬; ઓડકારનો વેગ ૭; ઓકારીનો વેગ ૮; મૈથુનનો વેગ ૯; ભૂખનો વેગ ૧૦; તરસનો વેગ ૧૧; સ્વાસનો વેગ ૧૨; નિંદ્રાનો વેગ ૧૩; એ તેર વેગોને જે માણસો રોકે તેને ઉદાવર્ત્તનો રોગ ઉત્પન્ન થાય.

અથ અનુક્રમથી અધોવાયુને આદિ લઇ ૧૩ વેગ લખ્યાછે તેનાં લક્ષણ લખીએ છીએ.

**અધો વાયુના રોકવાથી જે** રોગ-ઊત્પન્ન થાય તે લખીએ છીએ-અધોવાયુને જે રોકે છે તેને મળ મુત્ર રોકવાના રોગ. આફરો હોય-પેડુમાં, આંડમાં ઇંદ્રીમાં પીડા થાય; અને પેટમાં વાયુના બીજા પણ રોગ થાય તેને અધો વાયુના રોકવાનો ઉદાવર્ત્ત કહીએ ૧.

**ઝાડો રોકવાના ઉદાવર્ત્તનાં** લક્ષણ-પેટમાં ગુડગુડાટ શબ્દ બોલે-પેટમાં શુળ ચાલે-પેડુમાં પીડા હોય-ઝાડો ઉતરે નહીં-ઓડકાર ઘણા આવે-ઝાડો મોંમાં નિકળી આવે-આ લક્ષણ હોય તો ઝાડો રોકવાનો ઉદાવર્ત્ત જાણીએ ૨.

**મુત્ર રોકવાના ઊદાવર્ત્તનાં** લક્ષણ—પેડુ અને ઇંદ્રીમાં શુળ હોય-મુત્ર કષ્ટથી ઉતરે-મસ્તકમાં પીડા થાય-પીડાથી શરીર સીધું થાય નહીં-આમ વગરજ પેડુમાં આફરો થાય, તો મુત્ર રોકવાનો ઉદાવર્ત્ત જાણીએ ૩.

**બગાસાં રોકવાના ઉદાવર્ત્તનાં** લક્ષણ-જેમાં ખાંધ, ગળું રોકાઇ જાય-મસ્તકના વિકાર થઇ આવે-બગાસાં ઘણાં આવે-વાયુના વિકાર થાય-આંખમાં, નાકમાં, કાનમાં પીડા ઘણી હોય-આ લક્ષણ હોય તો બગાસાં રોકવાનાં ઉદાવર્ત્ત રોગ જાણીએ ૪.

**આંસુના રોકવાના ઊદાવર્ત્તનાં** લક્ષણ—આનંદ અથવા શોકના અશ્રૂપાતને રોકે તો તેનું માથું ભારે રહે-અને નેત્રના રોગ થાય-પીનસ થાય ૫.

**છીંક રોકવાના ઊદાવર્ત્તનાં** લક્ષણ— ખાંધ મરડાય નહી-માથામાં શુળ ચાલે- આદાશીશી થાય—સર્વ ઇંદ્રીઓ દુબળ થઈ જાય ૬.

**ઓડકાર રોકવાના ઉદાવર્ત્તનાં** લક્ષણ—કંઠ અને મુખ ભોજનથી ભરાએલાં દેખાય-અત્યંત મોહ, શરીરમાં વ્યથા અને વાયુના ઘણા વિકાર હોય-પવન સરે નહીં ૭.

**ઓકારી રોકવાના ઊદાવર્તનાં** લક્ષણ—શરીરમાં ચેળ અને ચકતાં પડી જાય-અરૂચિ હોય-મોં પર છાંયા પડી જાય- સોજો, પાંડુરોગ, તાવ, કોઢ હોય-હૈયુ દુઃખે-વિસર્પ રોગ હોય ૮.

**શુક્ર રોકવાના ઊદાવર્તનાં** લક્ષણ—પેડુમાં, ગુદામાં, આંડમાં, ઇંદ્રીમાં પીડા; અને સોજો હોય- મુત્ર રોકાઇ જાય- વીર્ય અને રૂધિર ઇંદ્રીમાંથી ગરવા લાગી જાય-પથરીનો આજાર થાય નેત્રના વિકાર થાય ૯.

**ભુખ રોકવાનાં ઊદાવર્તનાં લક્ષણ**–તંદ્રા, હાડોમાં કળતર, અરૂચિ, વિના શ્રમે શ્રમજ હોય-શરીર ક્ષીણ પડી જાય-દ્રષ્ટિ મંદ થઇ જાય ૧૦.

**તરસ રોકવાના ઉદાવર્તનાં લક્ષણ**–કંઠ, મૂખ સુકાય-થોડું સાંભળે-હૃદયમાં પીડા થાય ૧૧.

**સ્વાસ રોકવાના ઉદાવર્તનાં લક્ષણ**–દોડતાં સ્વાસ ચઢી આવે- તેને રોકે તેને આ લક્ષણ થાય-હૈયું દુઃખે,- મોહ ઘણો હોય-પેટમાં ગોળાનો રોગ થાય ૧૨.

**નિંદ્રા રોકવાના ઉદાવર્તનાં લક્ષણ**–બગાસાં ઘણાં આવે-અંગમાં હાડ કળતર થાય-આંખ અને માથું ભારે રહે-તંદ્રા થાય ૧૩.

**ઊદાવર્ત રોગની ઉત્પતિ**–કોઠામાં રહેતો જે વાયુ તે લુખાં, બગડેલાં, કડવાં ભોજનોથી કુપિત થઇને ઉદાવર્ત રોગને કરેછે.

**ઉદાવર્તનાં સામાન્ય** લક્ષણ–જ્યાં વાયુનો ઉર્ધ્વ ભ્રમ થઇ જાય તેને ઉદાર્ત કહિયે

**ઊદાવર્તનાં વિશેષ લક્ષણ**–કફ અને મેદને લઇ ચાલનારી જે નસો તે અધોવાયુ અને મળ, મૂત્રને ઊંચા લઇ જઇને ઝાડાને સુકવી દે છે; અને હૈયામાં તથા પેડુમાં શૂળ ચલાવે,-શરીર ભારે રહે- ઉલટી જેવું રાખે-અરૂચિ થાય- અને અધોવાયુ તથા મળ, મુત્ર અત્યંત કષ્ટથી ઉતરે-સ્વાસ, ઉદરસ, પીનસ, દાહ, મોહ, તરસ, તાવ, ઉલટી, હિચકી, મસ્તકનો રોગ, હોલદીલી (મોલછા) થોડુ સાંભળે, અને વાયુના ઘણાક આજાર થઇ જાય;- અને તરસે કરીને પીડિત થઇ શરીર ક્ષીણ પડી જાય- શૂળ ઘણું ચાલે-ઝાડાની ઉલટી કરે, એવા ઉદાવર્ત વાળા મરી જાય.

---

## * ક્રમે કરી ઊદાવર્ત્તના ઉપાય.

અધોવાયુના રોકવાથી ઉપજ્યો જે ઉદાવર્ત તેને સ્નેહપાન કરાવે, તો ઉદાવર્ત જાય ૧. અથવા એ ઓસડોથી પસીનો લેવરાવે, અથવા ઉલટી કરાવે, તો ઉદાવર્ત જાય ૨.

**ઝાડો રોકવાના ઉદાવર્તના ઊપાય**–એને જુલાબ આપે, અને શુળને દુર કરનારાં ઓસડો આપે, અને એવાંજ અન્ન આપે, ફળવર્તિ આપે, તેલનું મર્દન કરે, વસ્તિકર્મ કરાઇયે ૩.

**મુત્ર રોકવાના ઉદાવર્તના ઉપાય**–જવખાર ટંક ૧, વજ ટંક ૧ એને પાણીમાં બારીક વાટી પાય, તો મૂત્રના રોકવાનો ઉદાવર્ત્ત જાય ૪. અથવા ભોરીંગણી અને અર્જુન વૃક્ષના મૂળનો ઉકાળો લે, તો મુત્રના રોકવાનો ઉદાવર્ત્ત જાય ૫. અથવા તેત્રરસીનાં બીજ પાણીમાં વાટી સિંધવખાર નાખીને પીએ, તો મૂત્ર રોકવાનો ઉદાવર્ત્ત જાય ૬. અથવા શાકર, શેરડીનો રસ, દૂધ, દરાખ, એનું શરબત પીય, તો મુત્ર રોકવાનો ઉદાવર્ત્ત, મૂત્રકૃચ્છ, પથરીનો રોગ, અને બીજા પણ વાયુના રોગ, એ સર્વ જાય ૭.

**બગાસાં રોકવાનાં ઉદાવર્તનાં ઉપાય**–સ્નેહને પીવા અથવા મર્દન કરવાથી, અથવા પસીનો લાવ્યાથી આ રોગ અને બીજા પણ વાયુના રોગ જાય ૮.

**અશ્રુપાતના રોકવાના ઉદાવર્તના ઉપાય**–ઊંચે પ્રકારથી રૂદન કરી આંસુ પાડી નાંખે તો

---

*ઉદાવરતાસ્ત્રયોદશામાં તેર જાતના ઉદાવર્ત્ત લખ્યા છે. જેમાં કોઇ તો લૌકિકમાં વિરૂદ્ધછે અને કોઇ તો લૌકિકમાં સાધ્ય છે.વાસ્તે આ ગ્રંથના વાક્યનો વિચાર કરવો જાઇએ. જેમકેશી યળવૃતવાળા માણસને કામનો વેગ વધે. તો સ્ત્રી પ્રસંગ કરે તો વૃત ખંડિત થાયછે, ને નહીં કરે તો ઊદાવર્તનો રોગ થાય છે.વાસ્તે સ્ત્રી પ્રસંગી વચન સાંભળવા યોગ્ય નહીં પણ એ વાસ્તે તો સત્સંગ, જ્ઞાનનાં વચન સાંભળીએ. એવી રીતે વૈદ્યને વિચાર કરવો ઘટે છે.

આ રોગ જાય ૯. અથવા સુખ પૂર્વક સારી પેઠે સુએ, તો આ રોગ જાય ૧૦. અથવા મનોહર કથાને સાંભળે, તો આ રોગ જાય ૧૧.

**છીંક** રોકવાના ઊદાવર્તના ઊપાય–કાળાં મરી, રાઇ, નાક છીંકણી આદિનો નાસ લેએટલે સુંઘે, અથવા સુર્યને જોઇને છીંક લાવે, તો ઉદાવરત જાય ૧૨. અથવા તેલનું મર્દન કરાવે, અથવા પસીનો લેવરાવે, તો આ રોગ જાય ૧૩.

**ઓડકારના** રોકવાના ઉદાવર્તના ઊપાય–તેલનાં મર્દન અને પસીનાથી આ રોગજાય ૧૪.

**ઉલટી રોકવાના ઉદાવર્તના ઉપાય**–એ રોગ વાળાને ઉલટી અને લાંઘણ કરાવે, અને જુલાબ આપીએ-તેલનું મર્દન કરાવે-વસ્તિકર્મ કરાવે-નાકથી પાણી પાય, તો આ રોગ જાય ૧૫.

શુક્રના રોકવા**થી ઉપજ્યો જે ઉદાવર્ત** રોગ તેના ઊપાય--સુંદર ૧૬ સોળ વર્ષની સ્ત્રી સાથે સંભોગ કરાવે, તો આ રોગ જાય ૧૬. અથવા તેલને લગાવે, યા દારૂ પીવડાવે. યા કૂકડાનું માંસ ખવડાવે-અથવા સાટી ચોખા ખવડાવે-વસ્તિકર્મ કરાવે-તો આ રોગ જાય ૧૭.

**ભુખ** રોકવાના **ઉદાવર્તના** ઉપાય--ચિકણા, ગરમ હલકાં. રૂચિકારી. હિતકારી. ભોજન કરાવે તો, તથા સુગંધિકારક ફુલના હાર ધારણ કરાવે, તો આ રોગ જાય ૧૮.

તરસ રોકવાના **ઉદાવર્તના ઉપાય**--શીતળ ક્રિયા સર્વ હિતકારી; ચાદર. ફુઆરા. આદિ જળક્રિડા, એ એને સારાં અને હીતકારી છે, અને શીતળ પાણીમાં બરાસ કપૂર નાખી તેને આસતે આસતે પીએ, તો આ રોગ જાય ૧૯.

**શ્રમના સ્વાસ** રોકવાના **ઉદાવર્તના ઉપાય**-વિશ્રામ કરી એનો ખેદ દૂર કરે, અથવા શેરવાની સાથે ભાત ખવરાવે, તો આ રોગ જાય ૨૦.

**નિંદ્રા** રોકવાના **ઉદાવર્તના** ઉપાય--ગરમ દૂધમાં સાકર નાખી ખમતું ખમતું રૂચિ માફક પીએ, અથવા નિરાંતે સુખથી સુએ, અથવા મનોહર કથા સાંભળે, તો આ રોગ જાય ૨૧.

## લૂખી વસ્તુઓ આદિ ખાવાથી ઉપજ્યો જે ઉદાવર્ત્ત તેના ઉપાય.

**હીંગ્વાદિ ફલવર્તિ**-હીંગ, મધ. સિંધવખાર એને બારીક વાટી દીવેટ કરી ઘીએ ચોપડી જ્યાં સુધી ખમાય ત્યાં સુધી ગુદામાં સૂકે તો આ ઉદાવરત જાય ૨૨. ઇતિ हिंग्वादि फलवर्तिः અથવા

**મદન ફલાદિ ફલવર્તિ**–મીંઢળ, પીપેરો કોષ્ટ, વજ, સરસવ, ગોળ એને દુધમાં વાટી એની દીવેટ કરી ગુદામાં ખમાય ત્યાં સૂધી રાખે, તો આ ઉદાવર્ત્ત જાય ૨૩. ઇતિ **मदन फळादि फळवर्त्तिः**

**નારાચ ચુર્ણ**--ખાંડ તોલા ૫, નસોતર તોલા ૫. પીપેરો ટંક ૫, એનું ચુર્ણ કરી ભોજનની પહેલાં ટંક ૨ા મધની સાથે લે, તો ઝાડો ગાઢો ને થોડો ઉતરતો હોય તે બંધ થાય, અને ઊદાવર્ત્ત જાય ૨૪. ઇતિ नाराच चूर्ण. અથવા

**ગુડાષ્ટક**--સુંઠ, મરી, પીપેરો. પીપરીમૂળ, નસોતર, દાંતી. ચિત્રક, એ સર્વને બરાબર લઇ બારીક વાટી ટંક ૧ા ગોળની સાથે પ્રભાતમાંજ પાણીથી લે, તો ઉદાવર્ત્ત, ફીયો, ગોળો, સોજા પાંડુરોગ, આ દુર થાય ૨૫. ઇતિ गुडाष्टकम. અથવા

**શુષ્કમુલકાંધ ઘૃત**–સૂકો મૂળો, સાટીનું મૂળ, પીપેરો, પીપરી મૂળ, ચવક, ચિત્રક, સુંઠ. દશમૂળ, ગરમાળાનો ગોળ, એ ઓસડોને ઘીમાં પકવવા પછી એ ઘૃતને ખાય, તો સર્વ પ્રકારના

ઉદાવર્ત્ત જાય ૨૬. ઇતિ शुष्क मूलकाद्यघृत. આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

**અજેપાળ રસ**--જમાલ ગોટા ( નીપાળો ) પારો, શુદ્ધ ગંધક, શેકેલો ટંકણખાર. સુંઠ, મરી, પીપેરો, આ સર્વ બરાબર લઈ પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં આ સર્વે બાકીનાં ઓસડો મેળવી રતી ૪ અથવા માસા ૧, સાકરની સાથે લે, તો ઉદાવર્ત્ત; આફરો, ઉદરના રોગ, ગોળો, એ સર્વને દૂર કરે છે ૨૭. ઇતિ § अजेपाळ रसः આ વૈદ્ય રહસ્યમાં છે. અથવા

નસોતર, થોરીઆનાં પાન. તલને આદિ લઇ ગરમ વસ્તુઓના સેવનથી ઉદાવર્ત્ત જાય ૨૮. અથવા નસોતર, દાંતી, તજ, થોરીઓ શંખાવળી, ગરમાળો, કંપેલો, કાચકીનું મૂળ, ચોખ, એ સઘળાંને બરાબરે લઇ જો ખાંડીને ટંક ૧ નો ઉકાળો કરી તેમાં તેલ ટંક રાા, ઘી ટંક રાા નાખી નિત્ય દિન ૭ સુધી પીએ, તો ઉદાવર્ત્ત, ઉદરના સર્વ રોગ, આફરો, વિખ, અને તરસના રોગ, ગોળો, એ રોગોને આ ઉકાળો દુર કરે છે ૨૯.

ઇતિ ઉદાવરત રોગની ઉત્પતિ. લક્ષણ, ઉપાય, સંપૂર્ણમ્.

---

## આફરો.

**‡આફરાના રોગની ઉત્પતિ**--પેટમાં આમના વધવાથી,અથવા મળના વધવાથી અથવા અધોવાયુના રોકવાથી અથવા શરીરમાં દુષ્ટ પવનના વધવાથી માણસોના પેટમાં અનાહ એટલે આફરાનો રોગ પેદા થાય છે. (એ રોગ બે પ્રકારના છે આમનો ૧, મળના વધવાનો ૨).

**આમના આફરાનાં લક્ષણ**--જે આફરાના રોગમાં તરસ ઘણી, પીનસ, માથાના સંપૂરણ વિકાર થાય, પેટમાં શૂળ ચાલે. શરીર ભારે રહે, હૃદય દુઃખે, ઓડકાર આવે નહીં, આ લક્ષણ જેને થાય તેને આમનો આફરો કહીએ ૧.

**ઝાડો વધવાના આફરાનાં લક્ષણ**--શરીર સજ્જડ થાય અને દિશાને વખત કેડ, અને પીઠમાં શુળ થાય, મૂર્છા થાય, ઝાડાની ઉલટી કરે, સ્વાસ અને વિશૂચિકા હોય, અને ઉપર કહેલાં (આમના આફરાનાં ) લક્ષણ પણ હોય તેને ઝાડો વધવાનો આફરો જાણીએ ૨.

---

## ‡આફરાના ઉપાય.

જે ઉદાવર્ત્ત રોગના ઉપાય પાછળ (પ્રષ્ટ ૧૨૯ માં ) લખ્યા છે તેજ આફરાના પણ જાણવા પરંતુ કેટલાક વિશેષ છે તે લખીએ છીએ નસોતર ૨ ભાગ, પીપરો ૪ ભાગ, મોટી હર

---

§ એ રસનું નામ મા॰ પુસ્તકમાં અજેપાળ રસ છે અને એના હિંદીમાં થયેલા તરજુમામાં નારાચ રસ છે એ બેમાં જે ખરૂં હોય તે વિદ્વાનો સુધારી લેશે. પણ મને તો અજેપાળ રસ ખરૂં નામ લાગે છે, કારણ કે નારાચરસ પાસેના પ્રષ્ટમાં ૨૪ મા નંબરમાં છે.

‡આફરો એટલે અનાહ એને લૌકિકમાં પેટનું ચઢવું કહે છે, એમ થતી વખત માણસ અકળ વિકળ થઇ જાય છે, ને તેમ ઘણી વાર રહેવાથી પ્રાણનો નાસ થાય.

*પેટના આફરાનો રોગ માણસોને નિર્મળ કરેછે. જેમાં અરૂચિને આદિ લઇ ઘણા ઉપદ્રવ થાયછે. વાસ્તે રેચક, પાચક, દૈદિપ્ય, ક્ષારાદિકના ઓસડો આપવાં. સાધારણ જુલાબ આપવો. ઘણા અનેક કઠણ જુલાબ આપવા નહીં-સોનું. ચાંદિ, પોલાદ, તાંબુ, કલાઇ, જસત, સીસુ એ ધાતુઓને ગરમ કરીને ગુલાબજળમાં ઓલવી ઓલવી એ ગુલાબજળ ગાળીને નિત્ય પ્રભાત સમે પાય, તો આફરો મટેછે.

ડેની છાલ ૫ ભાગ. એને બારીક વાટી એ સરવની બરાબર ગોળ મેળવી ટંક ૧ પ્રમાણ ગોળી કરી ગોળી ૧ નિત્ય પાણીની સાથે દિન ૧૫ સુધી લે, તો આફરાનો રોગ જાય ૧. અથવા સુંઠ, કાળાંમરી, પીપરો, સિંધવખાર, સરસવ, ધુમાસો, કોષ્ટ, મીંઢળ આ સર્વે બરાબર લઇ બારીક વાટી ગોળમાં મેળવી પકવે. પછી એની અંગુઠા બરાબર મોટી દીવટ કરી, તેને ઘી ચોળી ગુદામાં મૂકે. તો આફરાનો રોગ, ઉદાવર્તના રોગ, ઉદરના રોગ, પેડુના રોગ, ગોળાના રોગ, એ સઘળા દૂર થાય છે ૨. આ સર્વે ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

ઇતિ અનાહ એટલે આફરાના રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

---

## ગુલ્મ રોગ.

---

**ગુલ્મ રોગની ઉત્પત્તિ**-મિથ્યા અહાર અને મિથ્યા વિહારના કુપથ્યથી વાયુ, પિત્ત, કફ દુષ્ટ થઇને પુરૂષ અથવા સ્ત્રીના હૈયાથી લઇ પેડુ સુધી ગોળાને આકારે એક ગાંઠને ઉત્પન્ન કરે છે ( એ ગાંઠ ઘણું કરી કેરીના ગોટલા જેવી હોય છે.) એ ગોળો પાંચ પ્રકારનો છે. વાયુનો ૧, પિત્તનો ૨. કફનો ૩. સન્નિપાતનો ૪, રૂધિરનો ૫, **કોઠાને વિશે જે સ્થાનમાં ગુલ્મ** થાય છે તે સ્થાન લખીએ છીએ-બંને પસવાડામાં ૧, હૃદયમાં ૨, ડુંટીમાં ૩, પેડુમાં ૪,

**ગુલ્મનાં સામાન્ય લક્ષણ**-હૈયા અને પેડુની વચમાં ગાંઠ થાય. અને તે ફરે અથવા નહીં ફરે, ગોળ હોય, અને વધતી જાય ( ગોળ અથવા આંબાની ગોટલી જેવડી અથવા નહાની તથા હાલનારી અથવા ન હાલનારી એવી થાય છે. કોઇ કોઇ વખત મોટી થાય તે નાની થઇ ફરી વધારે મોટી થાય છે એવું થાય ).તેને ગુલ્મ કહે છે. એ રોગમાં અરૂચિ હોય. મળ મૂત્ર થોડાં ઉતરે, વાયુ વધે અને (પેટમાં) આંતરડાં બોલે, આફરો હોય, પવનની ઉર્ધ્વ ગતિ હોય, જેમાં આ લક્ષણ હોય તેને ગુલ્મનો આજાર કહેછે.

**વાયુના ગોળાની ઉત્પત્તિલક્ષણ**-લુખાં અન્નના ખાવાથી-વિષમાસનના બેસવાથી-મૂત્રરોકવાથી-સોચ કરવાથી-ચોટ લાગવાથી-મળના ક્ષીણપણાથી-લાંઘણો કરવાથી-વિરૂદ્ધ ચેષ્ટાથી-બળવાનની સાથે યુદ્ધ કરવાથી વાયુનો ગોળો ઉપન્ન થાય છે ૧.

**વાયુનાગુલમનાં લક્ષણ**-જે ગોળાના સ્થાનમાં પીડા ઘટે વધે અને અધોવાયુની પ્રવૃતિ સારી પેઠે થાય નહીં-ઝાડો ઉતરે નહીં-મુખ અને ગળું સુકાય-શરીરની કાંતી કાળી થઈ જાય-શીત્ત જવર હોય-હૃદય-કુખ, પસવાડાં, માથું, એ સર્વમાં પીડા હોય- અને હૈયામાં ભોજન પચ્યા પછી ઘણી પીડા હોય, પણ તે ભોજન કર્યા પછી હલકી પડે-અને લુખા, કરેડા કડવા રસથી પીડા વધે. આ લક્ષણ થાય તેને વાયુનો ગુલ્મ કહીએ.

**પિત્તના ગુલમની ઉત્પત્તિ**--કડવા, તીખા, ખાટા, ગરમ એ રસોના સેવનથી - ક્રોધના કરવા અને ઘણા દારૂના પીવાથી -તડકા અને અગ્નિના સેવનથી - આમના વધવાથી - ચોટના લાગવાથી -રૂધિરના બગડવાથી-એ વસ્તુઓથી પિત્તનો કોપ થાય ૨-

**પિત્તના ગુલમનાં લક્ષણ**--તાવ, તરસ, શરીરમાં પીડા શુળ, દાહ, વ્રણ, ગોળાને હાથ લગડતામાં અધિક પીડા. અને ભોજન પચતી વખત ઘણો પસીનો થાય. આ લક્ષણ થાયતો પિત્તનો ગોળો જાણવો.

**કફના ગોળાની ઉત્પત્તિ** ઠંડી, ભારે, ચિકણી, એ વસ્તુઓના ખાવાથી-અને બેઠું રહેવા થી-દહાડે સુવાથી- એ વસ્તુઓથી કફનો ગોળો ઉત્પન્ન થાય છે ૩. અને આ સર્વ કારણો ભેગાં મળે તો સન્નિપાતનો ગોળો ઉત્પન્ન થાય છે ૪.

**કફના ગોળાનાં લક્ષણ**--જેમાં શીતજવર, શરીરમાં પીડા હોય -મોંમાંથી કડવું. ખાટું ઓકે -ખાંશી થાય- ભોજનમાં અરૂચિ, શરીર ભારે --આ લક્ષણ થાય, તો કફનો ગોળો જાણવો. અને એ સર્વ (વાયુ, પિત્ત કફના, ગુલમનાં) લક્ષણો જેમાં હોય તેને સન્નિપાતનો ગોળો જાણવો.

**સ્ત્રીધર્મ રૂપી જે રૂધીર તેથી ઉપજયો જે ગુલમ તેનાં લક્ષણ**--આ રૂધિરનો ગુલ્મ સ્ત્રીને જ નવમહીના પહેલાં (સ્ત્રીનો) કાચો ગર્ભ ગરી પડે-કુપથ્ય ભોજનથી પ્રથમ ગર્ભની ઋતુ સમય અથવા રુતુ વિના પણ એ સ્ત્રીને વાયુ રૂધિરને ગ્રહણ કરી ગોળાને ઉત્પન્ન કરે છે. એ ગોળામાં અતિ પીડા અને દાહ હોય--અને પિત્તના ગોળાનાં સંપૂર્ણ લક્ષણ મળે.અને તે ગોળો અંગ વીના એ સર્વ પેટમાં ફરે, અને શુળ ચાલે, અને સ્ત્રીના પેટના ગોળામાં ગર્ભનાં સંપૂર્ણ લક્ષણ મળે, તેને રૂધિરથી ઉપજ્યો ગોળો જાણીએ. પરંતુ એ સ્ત્રીનો દશમો મહીનો વ્યતીત થઇ ચુકે ત્યારે વૈદ્ય તે ગોળાના ઉપાય કરે ૫.

**ગુલ્મ રોગનાં અસાધ્ય લક્ષણ**--જે માણસનો ગોળો ફરે અથવા નહીં ફરે.અને પીડા ઘણી તથા શરીરમાં દાહ ઘણી હોય પથરી સરખી ગાંઠ ઊંચી હોયએ ગાંઠ મનને બગાડી શરીરને દૂર્બળ કરી અગ્નિના બળનો નાસ કરી દે તે ગોળાને ત્રિદોષનો જાણવો. આ અસાધ્ય છે ૧.

**ગોળાનાં બીજાં અસાધ્ય લક્ષણ**--ગોળો ક્રમથી વધે-શુળ ચાલે--કાચબાના જેવો કઠોર હોય (જે ગુલ્મ ઘણા દિવસ રહેવાથી પેટ તથા નસોને વ્યાપી કાચબાની પેઠે ઉચાડો થાય છે તે અસાધ્યછે) સરીર દુર્બળ થઈ જાય -ભોજનમાંથી રૂચિ જતી રહે-કડવી, ખાટી ઉલટી કરે-તાવ, તરસ, તંદ્રા, પીનસ, અતિસાર હૈયું-દૂંટી અને હાથ પગમાં સોજો હોય-. તરસ ઘણી--લાગે--આ ગોળા વાળા માણસોને અસાધ્ય જાણીએ ૨.

## ગોળાના ઉપાય.* (ગુલ્મ)

ગરમ દુધમાં એરંડીયું અને હરડેનું ચુર્ણ નાખી નિત્ય પીએ, તો જુલાબ લાગીને ગોળો દુર થાય ૧. અથવા તેલના મર્દનથી પણ ગોળો જાય ૨. અથવા સાજી, કોષ્ટ, જવખાર, કેવડાનો ખાર એનું ચુર્ણ કરી એમાં એરંડીનું તેલ મેળવી પીએ, તો વાયુનો ગોળો જાય ૩.

**પિત્તના ગોળાના ઉપાય**--નસોતરના ચુર્ણનું સેવન કરાવે, અથવા ત્રિફળાનું સેવન કરાવે; અથવા કંપેલાને શાકરની સાથે અથવા મધની સાથે આપે, તો પિત્તનો ગોળો જાય ૪-

**વાયુના ગોળાના ઉપાય**-જે વાયુના ગોળાના ઉપાય છે તેજ કફના ગોળાના જાણી લેવા ૫. અથવા •

**હિંગ્વાદિ ચૂર્ણ**--શેકેલી હીંગ, પીપળી મૂળ, ધાણા, જીરૂં, વજ, ચવક, ચિત્રક, પહાડ, કચુરો, અમલવેત, સંચળ, વરાગડુ મીઠું, સિંધવખાર, જવખાર, સાજીખાર, દાડમના દાણા, હ

* ગોળાનો રોગ વિચિક્ષણછે. જેમાં બે જાત પ્રસિદ્ધછે. એકતો સ્થિર અને બીજો ચળછે. માટે વિદ્વાન વૈદ્યછે તેણે ગોળાનો ઉપાય વિચાર કરીને કરવો જોઇએ. સ્ત્રીના પેટમાં ગોળો બહુધા હોયછે. વાસ્તે ગોળાનો મરજ પેદા થતાંજ જલદિ ઉપાય કરવા. જેમકે લેપથી, અને જુલાબ આપવો માફક હોય તેને જુલાબથી, છાશથી, તેલ વગેરેથી, ક્ષારાદિકથી-એવા એવા સહેજ ઉપાયથી ઘણું કરીને એ જાયછે.

રડાંની છાલ પુષ્કરમૂળ, ડાંસરા. ભેંણીની જડ. આ સર્વ બરાબર લઇ બારીક વાટી એને આ દાના રસના પુટ ૭ દે–પછી બીજોરાના રસના પુટ ૭ દે– પછી ટંક ૨ા રોજ લે, તો ગોળો, આફરો, હરસ, સંગ્રહણી, ઉદાવર્ત્ત, ઉદરના રોગ, ઉરસ્થંભ, ઉન્માદ, શુળના રોગો, એ સર્વ ને આ દૂર કરે છે ૬. ઇતિ **हिंग्वादि चूर्णम्:** અથવા

સાજી માસા ૪, ગોળ માસા ૪, એને મેળવી રોજ ખાય, તો ગોળો જાય ૭. અથવા

ક્ષારાષ્ટક–ખાખરાનો ખાર, થોરનો ખાર, હંગેડીનો ખાર, આમલીનો ખાર, આકડાનો ખાર, તલસરાનો ખાર, જવખાર, સાજીખાર. એને બારીક વાટી ટંક ૧ા અથવા ૨ા પ્રમાણ ગરમ પાણીની સાથે લે. તો ગોળો અને શુળના રોગોને દુર કરે છે ૮. ઇતિ **क्षाराष्टकम्**

**વજક્ષાર ચૂર્ણ**–વરાગડું મીઠું, સિંધવખાર.કાચલુણ, જવખાર, સંચળ ટંકણખાર, સાજી, આ સર્વ બરાબર લઇ બારીક વાટી એને થોરીઆના દૂધમાં દીન ૧ પલાળી રાખે, પછી તડકે સુકવે પછી દિન ૩ આકડાના દૂધમાં પલાળે. પછી તડકે સુકવે. પછી આકડાના પાનમાં લપેટી માટીના વાસણમાં મૂકી ગજ પુટમાં પકવી લે, પછી સુંઠ.કાળાં મરી, પીપરો, ત્રિફળા, અજમો જીરૂં, ચિત્રક, એને એ ખારોની બરાબર લઇ બારીક વાટી એમાં મેળવીને પછી એને ટંક ૨ પ્રમાણ ગરમ પાણીથી, અથવા ગાયના મૂત્રની સાથે લે, તો ગોળો, શુળ, અજીર્ણ, સોજો, ઉદરના સર્વ રોગ, મંદાગ્નિ, ઉદાવર્ત્ત, પ્રીયો, એ સર્વને દુર કરે છે. ઇતિ **वजक्षार चूर्ण.** અથવા

અથવા કુંવરના પાઠાનો ગર્ભ એટલે ગાભો લઇ તેમાં સુંઠ, કાળાં મરી, પીપરો, સિંધવ ખાર. એને બારીક વાટી મેળવી ટંક ૨ા પ્રમાણે ઘીની સાથે નિત્ય ખાય, તો ગોળો, ફિયો, સર્વ દુર થાય ૧૦.

**કુંવરના પાઠાનો આસવ**–કુંવરના પાઠાના એક મણ ગર્ભમાં ગોળ તોલા ૮૦૦ ભાર: મધ તોલા ૪૦૦ ભાર, ધાવડીનાં ફુલ શેર ૨ નાંખીને પછી સુંઠ તોલા ૧૦, મરી તોલા ૧૦, પીપેરો તોલા ૧૦, તજ તોલા ૧૦, તમાલ પત્ર તોલા ૧૦, ચવક તોલા ૧૦, ઇલાયચી તોલા ૯, કચુરો તોલા ૯, ત્રિફળા તોલા ૯, ચિત્રક તોલા ૯. નાગકેસર તોલા ૯, ભેંણીના ઝાડની જડ તોલા ૯, અજમોદ તોલા ૯, જીરૂં તોલા ૯, દેવદારૂ તોલા ૯, બોરડીની છાલ તોલા ૯, આસન તોલા ૯, રાસ્ણા તોલા ૯, વધાયરો તોલા ૯, ઇંદ્રજવ તોલા ૯, એ સર્વને બારીક વાટી કુંવરના પાઠાના રસમાં નાંખે, પછી એનો એક રસ કરી ચિકણા વાસણમાં ભરી ૨૧ દિવસ સુધી જમીનમાં દાટિને પછી કાઢીને તોલા ૯ ભાર પીએ, તો ગોળો, ઉદાવર્ત્ત, ઉદરના વિકાર, વિસૂચિકા, ગૃધ્રશી, સ્વાસ. ખાંશી, પાંડુરોગ, વાયુના સર્વ વિકાર, એને આ દૂર કરે છે ૧૧ ઇતિ **कुंवरना पाठानो आसव** આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા સુરોખાર ટંક ૧ા, આદૂ ટંક ૧ા, એને રોજ ખાય, તો ગોળો જાય ૧૨. અથવા

**સીપપ્રયોગ**–સીપની ભસ્મ તોલા ૫, ગોળ માસા ૪ ભાર: રોજ ખાય, તો ગોળો જાય ૧૩. ઇતિ **सीपप्रयोग.**

અથવા લસણ તોલા ૯ ભારને દુધમાં પકવી ખીર કરીને એ ખીર રોજ ખાય, તો ગોળો જાય ૧૪. અથવા એરંડાનું મુળ, ચિત્રક, સુંઠ, પીપળી મૂળ, વાવડીંગ, સિંધવખાર, સેકીહીંગ, એનો ઉકાળો કરી આપે, તો ગોળો, આફરો, શુળ જાય ૧૫. અથવા

**કાંકાયન ગુટિકા**--અજમો માસા ૧૬, જીરૂ ટંક ૫, ધાણા ટંક ૫. કાળાં મરી ટંક ૫, કુડાની છાલ ટંક ૫, અજમોદ ટંક ૫, કાળીજીરી ટંક ૫, શેકી હીંગ ટંક ૬. જવખાર ટંક ૮, સાજી ટંક ૮, પાંચેખાર ટંક ૮, નસોતર ટંક ૮. દંતિ ટંક ૧૦. કચુરો ટંક ૧૦, પૂષ્કર મુળ ટંક ૧૦, વાવડીંગ ટંક ૧૦, દાઢમના દાણા ટંક ૧૦, હરડેની છાલ ટંક ૧૦, ચિત્રક ટંક ૧૦, અમલવેત ટંક ૧૦, સુંઠ ટંક ૧૦, એ સઘળાંને બારીક વાટી બિજોરાના રસના પુટ ૧૦ દે. પછી ટંક ૧ પ્રમાણુની ગોળીઓ બાંધી ગોળી ૧ ઘીની સાથે અથવા દુધની સાથે રોજ ખાય, તો પિત્તના ગોળાને દૂર કરે; અને દશમુળના ઉકાળાની સાથે લે, તો ત્રિદોષના ગોળાને દુર કરે, ને હૈયાના રોગ, સંગ્રહણી,અને દારૂની સાથે લેતો વાયુના ગોળાને દૂર કરે; શૂળ, કૃમિયા, હરસ, એટલા રોગોને આ ગોળી દુર કરે છે ૧૬ ઇતિ **कांकायन गूटिका.**

અથવા **लवण भास्कर चुर्ण** જે પાછળ (પૃષ્ટ ૪૮માં લખ્યું છે તેના ખાવાથી ગોળાનો રોગ જાય ૧૭. અથવા પીપેરો, ભારંગ પીપળી મુળ, દેવદારૂ, કાચકીનું મુળ, તલ એનો ઉકાળો કરી આપે, તો ગોળાના રોગ જાય ૧૮. અથવા તલનો ઉકાળો પીએ, તો ગોળો જાય ૧૯. અથવા **કણાદિ ક્વાથ**--ભારંગ, ગોળ, ઘી, પીપરો, તલ, સુંઠ, મરી, એનો ઉકાળો લે, તો ગોળાનો રોગ જાય ૨૦. ઇતિ **कणादि क्वाथ**

**વિદ્યાધર રસ**–મનસિલ, હરતાલ, રૂપમખી, આંમલસાર ગંધક, તાંમ્રભસ્મ, પારો, આ સર્વ બરાબર લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સર્વ ઓસડો નાખવાં, પછી પીપરના ઉકાળાના રસમાં દિન ૧ ખલ કરે, પછી થોરના દૂધમાં દિન ૧ ખલ કરે, પછી ટંક ૧ પ્રમાણુમાં મધમાં અથવા ગાયના મુત્રમાં લે, તો ગોળા અને શૂળના રોગ જાય ૨૧. ઇતિ **विद्याधर रसः** અથવા

**ગુલ્મકુઠારં રસ**–પારો, શુદ્ધ ગંધક, શેકેલો ટંકણખાર, ત્રિફળા, સુંઠ, કાળાં મરી, પીપેરો શુદ્ધ હરતાલ, શુદ્ધ વચ્છનાગ, તાંબેશ્વર, શુદ્ધ જમાલ ગોટા, આ સર્વ બરાબર લઈ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સર્વ ઓસડો ખાંડી મેળવે,પછી એને ભાંગરાના રસના પુટ ૩ ત્રણ દઇ ત્રણ દિવસ સુધી ખલ કરવો-પછી એની રતી ૧ પ્રમાણ ગોળીઓ બાંધી ગોળી ૧ આદાના રસમાં લે, તો ગોળાને દૂર કરે છે ૨૨. ઇતિ **गुल्म कुठार रस.** આ સઘળા ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

અથવા હાથની કૂસાદિ ખોલાવે, તો ગોળાના સર્વ રોગ જાય ૨૩. અથવા શેકી હીંગ, દાડમના દાણા. વિડલુણ, સિંધવખાર, આ સર્વ બરાબર લઈ બિજોરાના રસમાં ખલ કરે, પછી ટંક ૨॥ દારૂની સાથે રોજ લે, તો વાયુનો ગોળો જાય ૨૪. અથવા સાજી, કોઠ, જવખાર, કેવડાનો ખાર, આ સર્વ બરાબર લઈ બારીક વાટી ટંક ૨॥ તેલની સાથે પીએ, તો વાયુનો ગોળો જાય ૨૫.

---

## યોનિમાં શુળ ચાલતું હોય તેના ઊપાય.

**મિશ્રક સ્નેહ**–ત્રિફળા, નસોતર, દાંતી, દશ મૂળ, આ સર્વ જુદાં જુદાં તોલા ચચ્ચાર ભાર લઇ, પછી એને જો ખાંડીને ટંક ૫ નો ઉકાળો કરી ગાળી લઇ તેમાં એરંડીનું તેલ નાખી ઘી મેળવી દુધની સાથે પીએ, તો યોનીનું શુળ દુર થાય ૨૬. ઇતિ **मिश्रक स्नेहः** આ યોગતરંગિણીમાં લખ્યાછે.

અથવા ટંક ૫ અજમાને બારીક વાટી, મીઠુ ટંક ૫, ગોળ ટંક ૫ માં મેળવી છાશની સાથે રોજ લે, તો ગોળો જઈ ભુખ લાગે-મળ મૂત્ર સારી પેઠે ઉતરે ૨૭. આ વંદમાં લખ્યો છે.

અથવા અજમો, શેકી હીંગ, સિંધવખાર, જવખાર, સંચળ, હરડેની છાલ, આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક રા, દારૂની સાથે નિત્ય લે, તો ગોળો, શુળ જાય ૨૮. અથવા

હિંગુદ્વાદશક ચુર્ણ–શેકી હીંગ ૧ ભાગ. સિંધવખાર ૨. પીંપેરે ૩, પીપરી મુળ ૪ ભાગ, કંકોળમિરચ ૫ ભાગ, અજમો ૬ ભાગ. હરડેની છાલ ૭ ભાગ, દાડમના દાણા ૮ ભાગ, આમલીના મૂળના છોડાં ૯ ભાગ, ચિત્રક ૧૦ ભાગ, સુંઠ ૧૧ ભાગ, ૫ટકડી ૧૨ ભાગ. એ સર્વને બારીક વાટી ટંક રા રોજ પાણીની સાથે લે, તો ગોળા અરૂચિ, હ્રદરોગ, આફરો, હરસ, વાયુના સર્વ વિકાર એને આ ચુર્ણ દૂર કરેછે ૨૯. ઇતિ हिंगुद्वादशकं चुर्णः અથવા

વજાદ્યં ચુર્ણ–વજ. હરડેની છાલ, શેકી હીંગ, સિંધવખાર, અમલવેત, જવખાર. અજમો એને બરાબર લઈ બારીક વાટી ટંક રા ગરમ પાણીની સાથે લે, તો શુળ અને ગોળાને દુર કરેછે ૩૦. ઇતિ वजाद्यं चूर्णं. અથવા

દંતી હરીતકી–૨૫ નંગ મોટી હરડોને ૧૬ શેર પાણીમાં પકવે, અને પાણીમાંજ દાંતી ૬૪ તોલા ભાર, ચિત્રક ૬૪ તોલા ભાર, નાખીને મધુરી આંચે પકવતાં જ્યારે પાણીનો ચતુર્થાંસ બાકી રહી જાય ત્યારે હરડો સમેત પાણીમાં ગોળ તોલા ૬૪ ભાર, નાંખી ફરી ઉકાળતાં જ્યારે અર્ધું પાણી રહે ત્યારે તેમાં (નાંખવાના) ઓસડો એ કે -) પીપરો તોલા ૪, સુંઠ તોલા ૪, ઘી તોલા ૧૬, મધ તોલા ૧૬, તજ તોલા ૪, તમાલપત્ર તોલા ૪, નાગકેસર તોલા ૪, ઇલાયચી તોલા ૪ ભાર, એ સર્વે (ઓસડો બારીક ખાંડી નાખવાં પછી એ) નો એક રસ કરીઅવલેહ (આયો) કરવો. પછી તોલા ૪ ભાર રોજ ખાય, તો જુલાબ લાગે. અને (જેટલા રોગોને દૂર કરેછે તે એ કે -) ગોળો, સંગ્રહણી, પાંડુરોગ, સોજો. વિષ્મજવર, કોઢ, હરસ, અરૂચિ,પ્રીયો, હ્રદ્રોગ, આ સર્વ રોગ જાય ૩૧. ઇતિ दंती हरीतकी. અથવા સંખદ્રાવથી પણ ગોળો જાય ૩૨. અથવા

જંભીરી દ્રાવ–મોટી પાકી જંભીરી નંગ ૨૦૦ લઈ તેનો રસ લઇને ઘોના ચિકણા વાસણમાં ભરી રાખે, પછી શેકીહીંગ તોલા ૮. સિંધવખાર તોલા ૪, સુંઠ તોલા ૪, કાળાં મરીતોલા ૪. સંચરખાર તોલા ૧૬, અજમો તોલા ૪, સરસવ તોલા ૩૬, એ સઘળાં ઓસડોને બારીક ખાંડી પેલા જંભીરીના રસમાં નાખી દિન ૨૧ ઉકરડામાં દાટી મૂકે, પછી તોલા ૪ભાર રોજ ખાય, તો ગોળો, પ્રીયો, વિદ્રધિ અષ્ટિલા, વાયુ અને કફના અતિસાર, પસવાડાનાં શુળ, હ્રદય રોગ બંધકોપ, ઝેર, દૂંટીનાં શુળ, ઉદરના રોગો, વાયુ અને કફના રોગો, આ સર્વ રોગોને આ દુર કરેછે ૩૩. ઇતિ गंभीरी द्रावः આ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યાછે. અથવા

નાદેઈ ક્ષાર–નદીનો ખાર (ઉસ) કુડાનો ખાર, આકડાનો ખાર, સરગવાનો ખાર, ભોરીંગણીનો ખાર, થોરીઆનો ખાર; બીલાનો ખાર, ખાખરાનો ખાર, બકાયણનો ખાર, હંઘેડીનો

ખાર, કદમનો ખાર, અરડુસાનો ખાર, વરાગડુ મીઠું, એ સર્વેના * ખાર બરાબર લઇ એમાં એના અનુમાન માફક શેકી હીંગ નાખી એને ટંક ૨ા ગરમ પાણીની સાથે લે, તો ગોળો શુળ, ઉદરના રોગ, આ સર્વ એ દૂર કરે છે, ૩૪. ઇતિ नादेइ क्षार: આ યોગશતકમાં છે.

અથવા વરીઆરી, કાચકીનુ મૂળ, તજ, દારૂહળદર, પીપેરો, એનો ઉકાળો કરી આપે અને તલ, ગોળ, સુંઠ, મરી, શેકીહીંગ, ભારંગ, આ સર્વ ઓસડો ઉકાળામાં નાખી ઉકાળીને આપે, તો રૂધિરનો ગોળો અને અડકાવ રહ્યો હોય તેને આ દુર કરેછે ૩૫. અથવા જવખાર, સુંઠ, કાળાં મરી, પીપેરો, એને ઉકાળીને પાય, તો રૂધિરનો ગોળો જાય ૩૬.

**વંગેશ્વર રસ**–અથવા પારો ૧ ભાગ, વંગની ભસ્મ ૧ ભાગ, સોધ્યો ગંધક ૪ ભાગ, તાંબેશ્વર ૪ ભાગ, એ સર્વને આકડાના દુધમાં દિન ૨ સુધી ખલ કરે. પછી એનો ગોળો કરી સરવામાં મૂકી ગજ પૂટમાં પકવવો. પછી એને ઠંડો કરી કાઢીને રતી ૨ પ્રમાણ ઘીની સાથે લે, તો ગોળો, ફ્રિયો, ઉદરના રોગ આ સર્વ દુર કરે ૩૭. ઇતિ **वंगेश्वर रस.**

માંછલીનું માંસ, સૂકી તરકારી, દાળ, મીઠા ફળો, ગોળાવાળા આટલી વસ્તુઓ ખાય નહીં આ સર્વ સંગ્રમાં લખ્યા છે.

ઇતિ ગુલ્મ રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, સંપૂર્ણમ્.

---

## યકૃત, પ્લીહરોગ.

(કલેજું, કાળજું, અને પિત્તાનો રોગ)

**યકૃત, પ્લીહ રોગની ઊત્પતિ લક્ષણ**–યકૃત, પ્લીહ આ બંને શરીરનાં અંગ છે; જમણા પસવાડામાં તો હૃદયની નીચે યકૃત(કાળજું ) રહેછે, અને ડાબા પસવાડામાં હૃદયની નીચે પ્લીહ (બરોળ) રહે છે. એને લૌકિકમાં ફ્રિયો અથવા (બરોળની ગાંઠ) પીયો કહે છે. તે એ બંને લોહીથી ઉપન્ન થાયછે, અને લોહીને લઇ ચાલનારી નસોમાં એનું મુખ્ય ઠેકાણું છે.

**પ્લીહ રોગની ઉત્પતિ લક્ષણ**-જે માણસ ગરમ વસ્તુઓ અથવા દહીંને આદિ લઇ કફકારી વસ્તુઓ ઘણી ખાય તેને રૂધિર અને કફ, આ બંને વધિને મંદ જવર, અને અગ્નિના મંદપણાને કરે છે, અને કફ પિત્તના જેમાં લક્ષણ હોય તેના શરીરનું બળ જતું રહે-શરીર પીળું પડી જાય તેને ફ્રિયો (બરોળ) કહે છે. આ ફ્રિયો ચાર પ્રકારનો છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩. રૂધિરનો ૪,

**વાયુના ફ્રિયાનાં લક્ષણ**–પેટમાં નિત્ય આફરો, ઉદાવર્ત્ત, અને પીડા રહ્યા કરે તો વાયુનો ફ્રિયો જાણીએ ૧.

**પિત્તના ફ્રિયાનાં લક્ષણ**—તાવ રહે-તરસ બહુ લાગે-દાહ. મોહ થાય-શરીર પીળું થઇ

---

* ક્ષાર એટલે ખાર કહ્યા છે તે જેજે વૃક્ષ (ઝાડ) માં ખાર દેખાય તે વૃક્ષની લત્તા. વેલડીની તથા હરેક જાતની ઔષધિ, તથા લાકડું, છોડાં, પંચાંગ, અને જે ઉપયોગી હોય તે લઇને બાળીને સજીવ રાખ કરવી. પછી એ રાખને પાણીમાં પલાળીને વારાફરતી ગરણીથી ગળાવી નિતરાવી સ્વચ્છ પાણી થાય ત્યારે તેને કઢાઇમાં નાખી ચુલે ચઢાવવું એટલે પાણી માત્ર બળી જઇને ખાર માત્ર બાકી રહે છે. એવી રીતે સર્વ જાતના ખાર થાય છે.

જાય, તો પિત્તને ફ્રિયો જાણીએ ૨.

**કફના ફ્રિયાનાં** લક્ષણ—પીડા મંદ હોય-ફ્રિયો ભારે અને ગાઢો હોય-શરીર ભારે હોય-ભોજનમાં અરૂચિ હોય—તો કફના ફ્રિયાનાં લક્ષણ જાણીએ ૩.

**રૂધિરના ફ્રિયાનાં** લક્ષણ-સર્વ ઇંદ્રીઓ શિતળ થઈ જાય-ભ્રમ, દાહ, મોહ, એ હોય-શરીરનો રંગ બદલાઇ જાય-શરીર ભારે રહે-પેટ લાલ થઇ જાય-આ લક્ષણો થાયતો રૂધિરનો ફ્રિયો જાણીએ ૪. અને ત્રિદોષનો ફ્રિયો થાય તો અસાધ્ય જાણીએ ૫. અને આ લક્ષણજ યકૃત એટલે કાળજાના રોગનાં પણ જાણવાં.

---

## ફ્રિયાના ઉપાય.

જવખાર ઊંટડીના દૂધની સાથે લે, તો ફ્રિયો જાય ૧. અથવા સીપની ભસ્મ દહીની સાથે ખાય, તો ફ્રિયો જાય ૨. અથવા પીપેરો ટંક ૧ા દૂધની સાથે રોજ ખાય, તો ફ્રિયો જાય ૩. અથવા આકડાના પાનની રાખમાં મીઠું મેળવી દહીના પાણી અથવા જાડી છાસની સાથે પીએ, તો ફ્રિયો જાય ૪. અથવા શેકી હીંગ, સુંઠ, કાળાં મરી, પીપેરો, કોષ્ટ, જવખાર, સિંધવખાર,આ સઘળાં બરાબર લઇ બારીક વાટી ટંક ૨ા બિજોરાના રસમાં રોજ લે,તો ફ્રિયો જાય ૫. અથવા ખાખરાના ખારમાં ભીજવેલી પીપેરોને ટંક ૨ા રોજ ખાય, તો ફ્રિયો, ગોળો જાય ૬. અથવા શંખની ભસ્મ માસા ૪ જંભીરીના રસની સાથે ખાય, તો ફ્રિયો જાય ૭. અથવા ડાબા હાથની ફસ્ત ખોલાવે, તો ફ્રિયો જાય ૮. અથવા જમણા હાથની ફસ્ત ખોલાવે, તો યકૃત જાય ૯. અથવા પાકી કેરીના રસમાં મધ મેળવીને પીયે, તો ફ્રિયો જાય ૧૦. અથવા અજમો, ચિત્રક, જવખાર, પીપરી મૂળ, દંતી, પીપેરો, એ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૨ા જાડી છાસની સાથે અથવા દારૂની સાથે રોજ પીયે, તો ફ્રિયો જાય ૧૧. આ સર્વે ભાવપ્રકાશમાં લખ્યા છે. અથવા સિંધવખાર ટંક ૫. પાણીમાં ઊકાળી રોજ પીએ, તો ફ્રિયો જાય ૧૨. આ વૈદ્યરહસ્યમાં છે.

અથવા જવખાર, વાવડીંગ, પીપરો, કાચકીનું મૂળ, અમલવેત, આ બરાબર લઇ, એથી બમણી હરડેની છાલ લઇ એ સર્વને બારીક વાટી ટંક ૨ ગોળની સાથે પાણીથી લે, તો ફ્રિયો જાય ૧૩. અથવા પીપેરો, સુંઠ, દંતી, આ સર્વ બરાબર લે, અને એથી બમણી હરડેની છાલ લઇ એ સર્વને બારીક વાટી ગોળની સાથે પાણીથી ખાય, તો ફ્રિયો જાય ૧૪. અથવા વાવડીંગ, ઇંદ્રવરણાનુ મૂળ, સિંધવખાર, ચિત્રક, એ બરાબર લે, અને એથી બમણું દેવદારૂ લે, અને સુંઠ ત્રણ ઘણી લે, અને વાવડીંગ, સાટીનું મૂળ, એ બરાબર લે,અને નસોતર ચોઘણું લઈ એને બારીક વાટી ટંક ૧ા ગરમ પાણીની સાથે લે. તો ફ્રિયો જાય ૧૫. અથવા સરગવાનું મૂળ, સિંધવખાર, ચિત્રક, પીપેરો, એનો ઉકાળો કરી પીએ, તો ફ્રિયો જાય ૧૬. અથવા ભીલામા, હરડેની છાલ, જીરૂં, આ સર્વ બરાબર લઇ એને બારીક વાટી એમાં એની બરાબર ગોળ મેળવી ટંક ૫ નિત્ય દિન ૭ સુધી ખાય, તો ફ્રિયો જાય ૧૭. અથવા લસણ, પીપરી મૂળ, હરડેની છાલ, આ બરાબર લઇ બારીક વાટી ટંક ૨ા, ગાયના મૂત્રની સાથે લે, તો ફ્રિયો જાય ૧૮. એ ચક્રદત્તમાં લખ્યા છે.

અથવા રોહીશનું મૂળ, હરડેની છાલ, સુંઠ, આ બરાબર લઇ બારીક વાટી ટંક ૨ા ગાયના

મૂત્રની સાથે લે, તો પ્લિહો અને ઉદરના રોગ, પ્રમેહ, હરસ, કફના રોગ, કોઢ, આ સર્વ જાય ૧૯. એ યોગતરંગિણિમાં છે.

**તક્રસંધાન**–વરાગડું મીઠું, હળદર, રાઇ, આ ત્રણેને તોલા ચાર ચારભાર લે, અને તોલા ૪૦૦ ભાર જાડી છાસને ચિકણા વાસણમાં ભરી દિન ૫ સુધી રાખી મૂકે, પછી દિન ૩ તોલા ૨૦ ભાર પીએ, તો પ્લિહો જાય ૨૦. ઇતિ तक्रसंधानं. આ ભાવપ્રકાશમાં છે.

**મહા રોહિતકં ઘૃતં**–તોલા ૪૦૦ ભાર રોહિષ અને ૪ શેર બોરડીના મુળને ખાંડીને ૧૬ શેર પાણીમાં એ બંનેને ઉકાળતાં જ્યારે ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારી નીતરી લેવું, પછી એ પાણીમાં શેર ૧ ગાયનું ઘી નાખે, અને તેમાં બકરીનું દુધ શેર ૪ નાખે, સુંઠ ટંક રા, કાળાં મરી ટંક રા, પીપેરો ટંક રા, ત્રિફળા ટંક રા, શેકેલી હીંગ ટંક રા, અજમો ટંક રા, સાટીનું મૂળ ટંક રા, તુંબરૂ ટંક રા, વાવડીંગ ટંક રા, સંચળ ટંક રા, દાડમના દાણા ટંક રા, દેવદારૂ ટંક રા, ઇંદ્રવરણાનું મૂળ ટંક રા, વાવડીંગ ટંક રા, જવખાર ટંક રા, પુષ્કરમુળ ટંક રા, ખેંણીના ઝાડની છાલ ટંક રા, વજ ટંક રા, ચવક ટંક રા, એ સર્વને બારીક વાટી ઘીમાં મધુરી આંચે પકવતાં જ્યારે એ ઓસડો અને દુધમાં બળી જાય ને ઘી માત્ર બાકી રહી જાય ત્યારે તેને ઉતારી નીતારી અમૃત વાસણમાં ભરી મુકે પછી એ ઘીમાંથી તોલા ૧૨ ભાર પથ્યની સાથે ખાય, તો પ્લિયા, પ્લીહોદર, કુખનાં શુળ, પસવાડાનાં શુળ, અરૂચિ, બંધકોષ, પાંડુરોગ. ઓકારી. અતિસાર, વિષમજ્વર, એ સર્વે રોગોને દુર કરેછે. ૨૧, ઇતિ महा रोहितकं घृतं. એ ચક્રદત્તમાં છે

**ચિત્રકાદ્યં ઘૃતં**--ચિત્રક તોલા ૪૦૦ ભાર લઇ એનો ઉકાળો કરી તેમાં કાંજીનું પાણી ૮૦૦ તોલા ભાર, અને દહીંનું જાડું પાણી ૧૬૦૦ તોલા ભાર, પીપળીમૂળ તોલા ૪, ચવક તોલા ૪, ચિત્રક તોલા ૪, સુંઠ તોલા ૪, તાલીસપત્ર તોલા ૪. જવખાર તોલા ૪, સિંધવખાર તોલા ૪. બંને જીરૂં તોલા ૮, બંને હળદર તોલા ૮, કાળાંમરી તોલા ૪ ભાર, એ સર્વને બારીક ખાંડી પેલા ચિત્રકના ઉકાળામાં મેળવવાં. પછી એમાં શેર ૧ ઘી નાખીને ઉકાળતાં જ્યારે અંદરનું પાણી વગેરે સર્વ બળી જાય ને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે એને ઉતારી ગાળીને ચોખા અમૃત વાસણમાં ભરી મુકવું. પછી એનું સેવન કરે, તો પ્લિયા, ગોળા, ઉદરના રોગ, આફરો, પાંડુરોગ, અરૂચિ, વિષમજ્વર, પેડુનાં શૂળ, સોજો, મંદાગ્નિ, એ સધળા રોગોને આ ઘી દુર કરી બળને વધારે છે ૨૨. ઇતિ चित्रकाद्यं घृतं. આવ્રંદમાં લખ્યું છે.

અને જે પ્લીયાના ઉપાય છે તેજ યકૃતના પણ જાણવા. અથવા જવખાર, વાવડીંગ, પીપરો કાચકીનું મુળ, એનો ઉકાળો કરી આપે, તો યકૃત પ્લીયો એ બંન્ને જાય. ૨૩.

ઇતિ પ્લિયો, યકૃત રોગની ઉત્પત્તિ, લક્ષણ અને ઉપાય સંપૂર્ણ.

---

## હૃદ્રોગ. (દીલ, અંતઃકરણનો રોગ)

**હૃદ્રોગની ઉત્પત્તિ લક્ષણ**–ઘણી ગરમ અને ખાટી; ઘણી ભારે, ઘણી તીખી, ઘણી તુરી એ વસ્તુઓના ખાવાથી–ઘણી મેહેનતના કરવાથી–ભારે ચોટના લાગવાથી--ઘણુ ધાડુ કુટવાથી–તથા ઘણો ચિન્તા કરવાથી-ઘણા મળ મૂત્રના રોકવાથી, એવુ એવુ કરવાથી

*અંતઃકરણના એટલે હૈયાના રોગ ઉત્પન્ન થાય છે. તે એ રોગ પાંચ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાત ૪, અને કૃમિઆનો ૫,

**હૃદ્રોગનાં સામાન્ય લક્ષણ**-અન્નનો ખાધેલો રસ જે પ્રથમ હૃદયમાં જાયછે તે રસને વાયુ, પિત્ત, કફ બગાડીને હૃદયમાં ઘણી પીડા કરેછે તેને વૈદ્ય હૃદ્રોગ કહેછે.

**વાયુના હૃદ્રોગનાં લક્ષણ**-હૈયામાં પીડા ફેલાઈ જાય અને હૈયામાં સોયનાં અણીયાં ભોકાયા સરખા ખટકા ચાલ્યા જાય. હૈયામાં ડંડુકાથી ફોડી નાખવા સરખું થાય હૈયામાં કરવતની મા ફક ફરે તથા તેમાં (હૈયામાં) પત્થર અને કુહાડા જેવી ચોટ લાગે-આ લક્ષણ થાય તો વાયુનો હૃદ્રોગ જાણીએ ૧.

**પિત્તના હૃદ્રોગનાં લક્ષણ**-તરસ ઘણી લાગે-દાહ થાય-હ્દય દૂખે-કંઠમાંથી ધુમાડો નીકળે

---

* દીલ અથવા અંતઃકરણ છાતોમાં ડાબી બાજુ તરફ બેઉ ફેફસાંવચ્ચે મૂકાયલુ છે. તે ઉપરથી પહોળુ અને હેઠળથી સાંકડુ કેકના આકાર જેવુ છે. તેનો પહોળો છેડો પીઠમાં આવેલાં જમણી તરફનાં કાંઠામાં ૩ હાડકાંને લાગેલો છે. તેની ટોચ અથવા તેનો સાંકડો છેડો ૫ મી અને ૬ ઠી ડાબી પાંસળીની કૂમળી હાડકીની વચેની જગામાં છે, અને તે ડાબી ચુંચી અથવા ધાઇની ૧।। ઇંચ નીચે ધબકતો જણાય છે. દીલની આગલી બાજુ ગોળ છે. અને તે સીનાનાં હાડકાં પાછળ છે-જેની પાછલી બાજુ છાતી તથા પેટ વચેના પડદા સાથે લાગેલી છે.

દીલ માંસના લોચાનું બનેલુ છે તે આશરે ૫ ઇંચ લાંબુ ઉપલે છેડેથી ૩।। ઇંચ પોહોળુ, અને ૨।। ઇચ જાડુ છે. તેનું કદ સાધારણ રીતે બોલીએ તો હાથની મૂઠી જેવડુ છે. મરદનું દીલ આસરે ૦।।। શેરનું, અને સ્ત્રીનુ ૦।। શેરનું થાયછે. તે અંદરથી પોલુંછે. અને તેના અંદરના ખાડાની વચમાં એક પડદો આવવાથી તેના બે ભાગ થયેલા છે, જે" દીલનાં જમણા તથા ડાબા ઓરડા" ને નામ ઓળખાયછે. દર એક ઓરડાના બબ્બે વિભાગ થાયછે, જેથી દીલના ખાડામાં બરાબર જોઇએ. તો ૪ નાહાના ઓરડા હોયછે. જમણી બાજુના ઓરડામાં કાળું લોહી, અને ડાબી બાજુના ઓરડામાં રાતું લોહી રહેછે. ચારે ઓરડા એક બીજા સાથે સબંધ રાખેછે, અને તેઓનાં નાકાંની વચ્ચે નાહાના બારણાં જેવાં ઢાંકણાં હોયછે, જે ખુલ્લાં હોયછે ત્યારે એક ઓરડામાંથી બીજા ઓરડામાં લોહીને જવાને રસ્તો મળેછે. પણ તે બંધ થાયછે ત્યારે એવાં તો ચપટ બેસેછે કે એક ઓરડામાંથી આગળ ગયલું લોહી તેમાં પાછું આવી શકતું નથી દરેક ઓરડામાં આશરે પાંચ તોલા લોહી માયછે, દીલનું કામ લોહી સઘળી જગા ઉપર પહોંચાડવાનુંછે તેનાં માંસના લોચા તંગ ઢીલા થાયછે, અને તેથી તેના ઓરડા માંહેલુ લોહી બહાર નસોમાં જાયછે. જેમ એક બંબાને ડાબ્યાથી તેની સુંઢ અથવા ચાંમડાની નળીમાં પાણી જોરથી જાયછે. તેમ દીલના માંસનાં સંકોચાવાથી તેનાં અંદરનું લોહી ધમનીમાં જોરથી દોડેછે અને તેથી શરીરના દરેક દૂરના ભાગમાં પણ ફરી વળેછે. દીલનો ડાબે ઓરડો સંકોચાતી વેળા એટલું જોર રાખેછે કે તેના મોં આગળ ત્રણ રતલનું વજન હોય તો તે ઊંચકી શકે, એવું અજમાયશ ઉપરથી શાબીત થયુંછે. દીલના તંગ ઢીલા થવાથી તેની ટોચ છાતીની સાથે જરા અથડાયછે, અને તેથી દીલનો "ધબકારો" છાતીની ડાબી તરફ માલમ પડેછે. એક મિનિટ એટલે ૨।। પળમાં સરાસરી ગણતાં ૭૨ વખત દીલ સંકોચ થાય છે.

દીલની આસપાસ એક મજબુત જાડો સફેત પડદો ફરી વળેલો છે, તેને દીલનો "બહારનો પડદો "કહેછે; તે એક બંધિઆર કોથળીની માફકછે. અને દીલ સાથે ચોટી ગયેલો નથી પણ તેનાથી જુદો રહેલો છે.અને તેમાં પાણી જેવો રસ પેદા થાય છે જેથી દીલને હાલતી વેળા કસો ઘસારો લાગતો નથી દીલના ઓરડાની અંદર એક નાજુક પડદાનું અસ્તરછે જેને "દીલનો અંદરનો પડદો" કહે છે.

જે અન્ન વગેરે ખાધું હોય તેનો જઠરાગ્નિમાં રસ થઇ સ્વચ્છ લોહી થવા હૃદયમાં જાયછે પછી ત્યાંથી એ સ્વચ્છ લોહી શરીરમાં ફરેછે., માટે જે કુપથ્યથી ભોજન કર્યું હોય તો ત્યાં રોગ થાયછે. **ભા. ક.**

મુર્છા આવે-શરીર શીતળ થઇ જાય-પસીનો આવે-મોઢું સૂકાઇ જાય-આ લક્ષણ જેમાં હોય તેને પિત્તને હૃદ્રોગ જાણીએ ૧.

**કફના હૃદ્રોગનાં લક્ષણ—હૈયું** ભારે રહે-મોઢામાંથી કફ ઘણો નીકળે-ભોજનમાંથી રૂચિ જતી રહે-શરીર સજ્જડ જેવું થઈ જાય-મોઢું મીઠું રહે-મંદાગ્નિ હોય-હ્રદયમાં કફ જામી જાય. આ લક્ષણ હોય, તો કફનો હૃદ્રોગ જાણીએ ૩.

અને **આ સર્વ** લક્ષણ (વાયુ પિત્ત, કફના હૃદ્રોગના ) એકઠાં મળેલાં હોય ત્યારે જાણવું કે સન્નિપાતનો હૃદ્રોગછે ૪.

**કૃમિયાના હૃદ્રોગનાં લક્ષણ**—આંતરડામાં કૃમિયા હોય, પછી કુપથ્યના કરનારા માણસ તલ, દુધ, ગોળને આદિ લઇ ગળી વસ્તુઓ ખાય ત્યારે તેને મર્મસ્થાનોમાં પીડા થાય-હૈયું દુખે, હૈયું સિડાઇ જાય ત્યારે તેનો આત્મા ઘણું દુઃખ પામે. આ જેમાં લક્ષણ હોય-અને મનમાં અકળામણ થાય-થુંકે ઘણું-હૈયામાં શુળ ચાલે-ભોજનમાં અરૂચિ થાય-આંખો કાળી પડી જાય-શરીર સુકાઈ જાય. આ કૃમિયાના હૃદ્રોગનાં લક્ષણ જાણવાં ૫.

**હૃદ્રોગના અસાધ્ય લક્ષણ**—સર્વ ઇંદ્રીઓનું જ્ઞાન જતું રહે-શરીરમાં પીડા થાય-ફેર આવે-શરીર સુકાઈ જાય.

## હૃદ્રોગના ઉપાય.

બહેડાના ઝાડની છાલનું ચૂર્ણ ટંક રા, રોજ દુધની સાથે અથવા ઘીની સાથે, અથવા ગોળના પાણીની સાથે પીએ, તો હૃદ્રોગ જીર્ણજ્વર, રક્તપિત્ત, એને દુર કરે૧-અથવા હરડેની છાલ, વજ, રાસ્ણા, પીપેરો, સુંઠ. કચુરો, પુષ્કરમુળ. આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક રા પાણીની સાથે લે, તો હૃદ્રોગ જાય ૨- અથવા હરણનાં શીંગડાનો પુટ પાક કરીને ગાયના ઘીની સાથે ખાય, તો હૃદ્રોગ, શૂળ, માત્રને દુર કરે છે ૩. ઇતિ **हरणना सींगडानो पुटपाक**

અથવા ખરેંટી, ગંગેરણીની છાલ. કાહુ વૃક્ષની છાલ, જેઠીમધ, આ ઓસડો બરાબર લઇ બારીક વાટી કંઠ રા નો ઉકાળો કરી રોજ લે. તો હૃદ્રોગ, વાતરક્ત, રક્તપિત્ત, એ સર્વને આ દુર કરેછે ૪- આ સર્વ ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા કોષ્ટ, વાવડીંગ, એને બારીક વાટી ટંક રા ગાયના મુત્રની સાથે લે. તો હૃદયના કૃમિયા ગરી પડે અને હૃદ્રોગ જાય ૫. અથવા ગંગેરણી (ગાંગેરી) નું મુળ, અને કાહુ વૃક્ષની છાલ, પુષ્કર મુળ, એને બારીક વાટી ટંક રા દૂધની સાથે, અથવા મધની સાથે રોજ લે. તો હૃદ્રોગ, સ્વાસ, કાસ, ઓકારી એને દુર કરેછે ૬. અથવા **હરીતક્યાદિ ચુર્ણ**—હરડેની છાલ. વજ, રાસ્ણા, પીપેરો, સુંઠ, કચુરો, પૂષ્કરમુળ, એનું ચુર્ણ કરી લે, તો હૃદ્રોગ જાય ૭. ઇતિ **हरीतक्यादि. चूर्ण,**

અથવા દશમુળના ઉકાળામાં એરંડીનું તેલ અને સાંભરો લુણ નાખીને પીએ, તો હૃદ્રોગ જાય ૮. અથવા પુષ્કરમુળ, સુંઠ, કચુરો, હરડેની છાલ, જવખાર, આ સર્વ બરાબર લઇ એનો ઉકાળો કરી એમાં ઘી નાખી પીએ, તો વાયુનો હૃદ્રોગ જાય ૯. આ સર્વ વૈદ્યરહસ્યમાં છે.

અથવા શેકી હીંગ વજ, વાવડીંગ, સુંઠ, પીપેરો, હરડેની છાલ, ચિત્રક, જવખાર,સંચળ, પુષ્કરમુળ, આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક રા ગરમ પાણીની સાથે લે, તો હૃદ્રોગ

જાય ૧૦. એ જોગ રત્નાવળીમાં છે.

અથવા પુષ્કરમુળને બારીક વાટી ટંક ૨॥ મધની સાથે લે, તો હૃદ્રોગ, સ્વાસ, કાસ, રાજ રોગ, હિચકી એ રોગોને આ દુર કરેછે ૧૧.

અથવા શેકી હીંગ, સુંઠ, ચિત્રક, કોષ્ટ, જવખાર, હરડેની છાલ, વજ, વાવડીંગ, સંચળખાર, પારો, પુષ્કરમુળ, આ સઘળાં બરાબર લઇ બારીકવાટી ટંક ૧, પાણીની સાથે લે, તો હૃદ્રોગ, અજીર્ણ, વિશૂચિકા. આ સર્વને દૂર કરેછે ૧૨. આ રસપ્રદીપમાં છે.

ઇતિ હૃદ્રોગની ઉત્પતિ લક્ષણ, ઉપાય સંપૂર્ણમ્.

ઇતિશ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે ઊદાવર્ત્ત, અનાહ એટલે આફરો, ગુલ્મ એટલે ગોળો, યકૃત, પ્લીહ, હૃદ્રોગ, આ સર્વ રોગોના ભેદ સંયુક્ત ઉત્પત્તિ, લક્ષણ ઉપાય નિરૂપણ નામ એકાદશ સ્તરંગઃ સંપૂર્ણમ્ ૧૧.

## તરંગ ૧૧ મું સમાપ્ત.

# તરંગ ૧૨ મું.

## મુત્રકૃચ્છ્ર રોગ.

**મૂત્રકૃચ્છ્ર રોગની ઉત્પતિ**--ખેદના કરવાથી-તીખી વસ્તુઓના ખાવાથી--લુખાં અન્નના ખાવાથી-દારૂના પીવાથી-નાચવાથી-દુષ્ટ ઘોડા પર બેસવાથી- નદીના જીવનું માંસ ખાવાથી-ભોજન ઉપર ભોજન કરવાથી-અજીરણથી--એ કારણોથી માણસને મુત્રકૃચ્છ્ર રોગ ઉત્પન્ન થાયછે. એ ૮ પ્રકારના છે વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, ચોટલાગવાનો ૫, ઝાડો રોકવાનો ૬, શુક્રના રોકવાને ૭, પથરીનો ૮.

**મુત્રકૃચ્છ્ર રોગનાં સામાન્ય લક્ષણ**--કોપને પ્રાપ્ત થયા જે વાયુ, પિત્ત, કફ, એ પોતપોતાનાં જ કારણથી પેડુમાં પ્રાપ્ત થઇ મુત્રના માર્ગમાં ઘણી પીડા કરીને વડા કષ્ટથી ચીસ પાડી પરાણે મુતરે છે અને મુત્ર બંધ થતાંમાં તો કમ અને મુતરતાંમાં અધિક પીડા થાય તેને મુત્રકૃચ્છ્ર કહે છે,

**વાયુનાં મુત્ર કૃચ્છ્રનાં લક્ષણ**--જાંઘો અને પેડુની સંધિમાં તથા પેડુ અને ઇંદ્રીમાં પીડા ઘણી થાય અને થોડું થોડું વારંવાર મુતરે. આ લક્ષણ જેમાં હોય તેને વાયુનો મૂત્રકૃચ્છ્ર જાણીએ

**પિત્તના મુત્રકૃચ્છ્રનાં લક્ષણ**--પીળું, લાલ, અને ઘણું ગરમ મુત્ર ઘણા કષ્ટથી ચીસ પાડીને મુતરે તેને પિત્તનો મુત્રકૃચ્છ્ર જાણીએ ૨.

**કફના મૂત્રકૃચ્છ્રનાં લક્ષણ**--પેડુ અને લીંગ, એ બંને ભારે થાય, અને એ બંનેમાં સોજો હોય, અને મુત્રમાં ફીણ આવે, તથા મુત્ર કષ્ટથી ઉતરે. આ લક્ષણ જેમાં હોય તેને કફનો મુત્રકૃચ્છ્ર કહીએ ૩.

**અને એ ત્રણે**--(પ્રકારના મુત્રકૃચ્છ્રનાં) **લક્ષણો એકઠાં હોય, તો** તેને સન્નિપાતનો મુત્રકૃચ્છ્ર ક

હીએ ૪.

**ચોટ લાગવાના મુત્રકૃચ્છ્રનાં** લક્ષણ મુત્રને લઇ ચાલનારી નસોમાં કોઈ પ્રકારે ચોટ લાગવાથી મુત્ર રોકાઇ જાય, અને વાયુના મુત્રકૃચ્છ્રનાં સર્વ લક્ષણો આ મુત્રકૃચ્છ્રનાં લક્ષણમાં મળે, તો માણસ મરી જાય ૫.

**ઝાડો રોકવાના મુત્રકૃચ્છ્રનાં** લક્ષણ–જે પુરૂષ ઝાડાના વેગને રોકે તેને વાયુ દૂષિત થઇને પેડુ અને પેટમાં આફ્રો કરે, અને તે જગાએ પીડા ઘણી કરે, મુત્ર ઘણા કષ્ટથી ઊતરે. એ લક્ષણ જેને થાય તેને ઝાડાના રોકવાનો મુત્રકૃચ્છ કહીએ ૬.

**વિર્યના રોકવાના મુત્રકૃચ્છ્રનાં લક્ષણ-શુક્ર** એટલે વિર્યના રોકવાથી મુત્રનો માર્ગ રોકાઈ જાય, તો પુરૂષને પેડુ અને ઇન્દ્રીમાં શુળ ચાલી વિર્ય સહિત વડા કષ્ટથી મુત્ર ઉતરે, તો તેને શુક્રના રોકવાનો મુત્રકૃચ્છ્ર કહીએ ૭.

**પથરીના મુત્રકૃચ્છ્રનાં લક્ષણ**–પથરી અને શર્કરા એટલે રેત એ બંને આંતમાં રહેછે. એ બંનેથી મુત્રકૃચ્છ્ર થાય છે. એ પથરી પિત્તે કરીને પચી, વાયુએ કરીને શુકી,કફથી રહિત, પથરીનું રૂપ થઈ નીકળી મુત્રને રોકે છે ૮.

**શર્કના ઉપદ્રવ**–હૃદયમાં પીડા થાય, શરીર કાંપે, કુખમાં શુળ ચાલે, મંદાગ્નિ અને મુર્છા થાય. એ લક્ષણ થાય, તો માણસ મરી જાય ૯.

## મુત્રકૃચ્છના ઊપાય.

**ગોક્ષુરાદિ ક્વાથ**–ગોખરૂ, ગરમાળાનો ગોળ, ડાભનું મુળ, કાશનું મુળ, જવાસો, આમળાં, પાષાણ ભેદ, હરડેની છાલ, આ સર્વ બરાબર લઈ જે ખાંડીને ટંક ૨ાા નો ઉકાળો કરી મધ મેળવી રોજ લે, તો મૂત્રકૃચ્છ્ર અને પથરીનો અસાધ્ય પણ રોગ જાય ૧. ઇતિ गोक्षुरादि कवाथ

અથવા ઇલાયચી, પાષાણભેદ, શિલાજીત, પીપેરો, ગોખરૂ, તેવરસીનાં બીજ, સિંધવખાર, કેસર, આ સર્વ ઓસડા બરાબર લઈ બારીક વાટી ટંક ૨ાા ચોખાના ધોવરામણની સાથે, અથવા જુના ગોળના પાણીની સાથે પ્રતિદિન લે, તો મુત્રકૃચ્છ્ર જાય ૨. અથવા દૂધમાં જુનો ગોળ, અથવા શાકર નાખી જરા ગરમ કરી પીયે, તો મુત્રકૃચ્છ્ર જાય ૩.

**ચોટ લાગવાના મુત્રકૃચ્છ્રના ઊપાય**–આમળાંના રસમાં મધ મેળવી પીએ, અથવા શેરડીના સાંઠાના રસમાં મધ નાખીને પીએ, તો મુત્રકૃચ્છ્ર જાય ૪.

**ઝાડો રોકવાથી થએલા મુત્રકૃચ્છ્રના ઉપાય**–ગોખરૂનો ઉકાળો કરી મધ અને જવખાર મેળવી પીએ તો મુત્ર કૃચ્છ્ર જાય ૫. અથવા ત્રિફળા ટંક ૫, બોરડીના મુળની છાલ ટંક ૫, એ બંનેને રાતે પલાળી સવારે તેજ પાણીમાં વાટી સિંધવખાર નાખી પીએ તો મુત્રકૃચ્છ્ર જાય ૬. અથવા જવખાર માસા ૫, શાકર માસા ૫, એને વાટી પાણીની સાથે લે, તો મુત્રકૃચ્છ્ર નિશ્ચય જાય ૭. અથવા કાળી દ્રાક્ષ ટંક ૫, શાકર ટંક ૧૦, દહીંનું પાણી ટંક ૧૦, આ ત્રણેને મેળવી પીએ તો મુત્રકૃચ્છ્ર જાય ૮. અથવા ગોખરૂનો મુળ સમેત ઉકાળો કરી મધ શાકર નાખી પીએ તો મુત્રકૃચ્છ્ર જાય ૯. આ સઘળા ઊપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા ગળો સુંઠ આમળાં આસન ગોખરૂ, આ સર્વ બરાબર લઇ એને જયારે ખાંડીને ટંક ૨ાા નો પ્રતિદિન ઉકાળો કરી પીએ, તો મુત્રકૃચ્છ્ર જાય ૧૦. અથવા પાકા લીંબુનો રસ ગાયના કાચા દુધમાં નાખી પ્રતિદિન મરજીમાં આવે એટલુ પીએ તો સ્ત્રીની યોનીના દોષ

થી ઉપજ્યા જે રોગ તે, અને દાહ, પ્રમેહ, મુત્રકૃછ્‌, એને દુર કરે છે ૧૧. અથવા હરડાની છાલ, ગોખરૂ, ગરમાળાનો ગોળ, પાષાણભેદ, ધમાસો, અરડુસો, આ સર્વ બરાબર લેઇ જ્યારે ખાંડી ટંક ૫ નો ઉકાળો કરી મધ નાખી પ્રતીદિન પીએ, તો દાહ સંયુકત મુત્રકૃછ્‌, બંધ કોષ, એને દૂર કરે છે ૧૨ ઇતિ **हरितक्यादि क्वाथ.**

**કષ્ટથી રૂધીર મુતરતો હોય તેના ઉપાય**–ડાભનું મુળ, કાશનું મુળ, દરોનુ મુળ, સરકડનું મુળ, શેરડીનું મૂળ એનો ઉકાળો કરી આપે.તો રૂધીર મુતરતો સારો થાય ૧૩. ઇતિ **तृणपंचकं.**

અથવા પાકા કોહેળાના રસમાં સાકર મેળવી પીએ, તો મુત્રકૃછ્‌ જાય ૧૪. ઇતિ **कूष्मांड रस.**

અથવા ભોરીંગણીના રસમાં મધ નાખી પીએ, તો મૂત્રકૃછ્‌ જાય ૧૫.

ગોક્ષુરાદિ ગુગળ–૧૧૨ તોલા ભાર ગોખરૂ ને આઠ ઘણા પાણીમાં ઉકાળતાં બીઅ કડવું રહે ત્યારે ઉતારી ગાળી એમાં ગુગળ તોલા ૨૮ ભાર નાખી ફરી પકવતાં એમાં સુંઠ તોલા ૪, કાળાં મરી તોલા ૪, પીપેરો તોલા ૪, હરડેની છાલ તોલા ૪, બેહેડાંની છાલ તોલા ૪, આમળાં તોલા૪, નાગરમોથો તોલા ૪, એ સર્વને બારીક વાટી ગુગળમાં નાખ્યા પછી એનો એક જીવ કરી માસા ૫ પ્રતિદિન પાણીની સાથે લે, તો મુત્રકૃછ્‌,, મુતઘાત, પ્રમેહ પ્રદર, વાતરક્ત, ધાતુના દોષ, આ સઘળા રોગોને એ દૂર કરેછે ૧૬. ઇતિ **गोक्षुरादि गूगळं**

**જવખાર તક્રયોગ**–જીરૂં તોલા ૪, ગોળ તોલા ૪ ભાર, રોજ ખાય તો મુતકૃછ્‌ જાય ૧૭. અથવા જવખાર ટંક ૨॥, ગાયની છાસની સાથે પીએ, તો મુતકૃછ્‌, પથરી એ બંને રોગો જાય ૧૮. ઇતિ **जवखार तक्रयोगः** અથવા

**લઘુલોકેશ્વર રસ**–પારો ૧ ભાગ, સોધ્યો ગંધક ૪ ભાગ, એ બંનેની કાજળી કર્યા પછી એ કાજળીને મોટી કોડીમાં ભરી, અને શેકેલા ટંકણખારને પાણીમાં વાટી કોડીને મોઢે લગાવે, પછી એ કોડીને કૂલડામાં મુકી ગજ પુટમાં ફુંકીદે. અને એ સ્વાંગ શીતળ થયા પછી એ કોડીને કૂલડામાંથી કાઢી બારીક વાટી રતી ૪ ભાર લઇ તેમાં મરી ૨૧ બારીક વાટી મેળવી ઘીની સાથે ખાય, તો મુતકૃછ્‌ જાય ૧૯. ઇતિ **लघू लोकेश्वर रसः** આ સવ ઉપાય ભવ પ્રકાશમાં અને વૈદ્ય રહસ્યમાં લખ્યા છે.

અથવા નિરૂહ પીચકારી, અથા ઉત્તર પીચકારીના કરવાથી મુતકૃછ્‌ જાય ૨૦. અથવા સતાવરિ, કાસનું મુળ, ડાભનું મુળ, ગોખરૂ, વિદારી કંદ, સાલરીનું મુળ, કેસોરા, એનો ઉકાળો કરી મધ શાકર મેળવી પીએ, તો મુત્રકૃછ્‌ જાય ૨૧. આ ચક્રદત્તમાં લખ્યા છે.

---

* મુત્રકૃછ્‌ રોગ ( બહુધા ) ઘણુ કરીને માણસોને અનેક કારણોથી થાય છે. પરંતુ પથરીના રોગનો મુત્રકૃછ્‌ કઠણ છે,અને પથરીનો મુખ્ય ઉપાય તો નસ્તરછે. અને એ નસ્તરવિદ્યા અંગરેજી હકુમત વાળા દાકતર લોક અને કોઇ કોઇ દેશી શસ્ત્રવિદ્યામાં કૂશળ હોય તે પણ જાણે છે. મુંબઇમાં દાકતર ભાઉ દાજી મોટો વિદ્વાન પૂરૂષ હતો. તે હાલ બે ત્રણ વરસથી મરી ગયો છે. જે મોટી મોટી પથરી ચીરીને કાઢતો હતો. માટે તે પુરૂષની પ્રસંસા વિદ્વાન દાકતર અને વૈદ્ય કરે છે. તેણે ઘાતકી રોગથી ઘણા માણસોને જીવાડયાં હતાં.

અથવા તેવરસીનાં બીજ, મહુડાં, દારૂહળદર, એનો ઉકાળો કરી પીએ, તો પિત્તનો મુત્રકૃચ્છ્ર જાય ૨૨. અથવા કેળાના રસમાં ગાયનું મૂત્ર નાખી પીએ, તો કફનો મૂત્રકૃચ્છ્ર જાય ૨૩. અથવા ઇલાયચીને બારીક વાટી પાણીની સાથે લે. તો કફનો મુત્રકૃચ્છ્ર જાય ૨૪. અથવા પરવાળાંનું ચુર્ણ ટંક ૧ા ચોખાના ધોવરામણમાં પીએ, તો કફનો મુત્રકૃચ્છ્ર જાય ૨૫. અથવા ગોખરૂ સુંઠ, એનો ઉકાળો કરી લે, તો કફનો મુત્રકૃચ્છ્ર જાય ૨૬. આ વૃંદમાં છે.

અથવા મોટી રીંગણી, પાઢ, જેઠીમધ, મહુડાં, ઇંદ્રજવ, એનો ઉકાળો કરી પીએ, તો સન્નિપાતનો મૂત્રકૃચ્છ્ર જાય ૨૭.

**ધાતુના રોકવાના મુત્રકૃચ્છ્રના ઊપાય**-શિલાજીત મધમાં મેળવીને ખાય, તો શુક્રના રોકવાનો મૂત્રકૃચ્છ્ર જાય ૨૮. એ ચક્રદત્તમાં છે.

અથવા ઉતમ સ્ત્રી સાથે સંગ કરે, તો આ મુત્રકૃચ્છ્ર જાય ૨૯. અથવા ખરેંટીના મૂળનો ઉકાળો કરી પીએ, તો સંપુર્ણ મુત્રકૃચ્છ્ર જાય ૩૦.

**ગોક્ષુરાવ લેહ**-ગોખરૂનો પંચાંગ ૪૦૦ તોલા ભાર લઇ તેને ખાંડી આઠ ધણા પાણીમાં ઊકાળતાં જ્યારે બાકી ચતુર્થાંસ રહે ત્યારે તેને ગાળી લેવું, પછી તેમાં ૨૦૦ તોલા ભાર શાકરની અવલેહ (આથ!) સરખી ચાસણી કરે, પછી તેમાં (નાંખવાનાં ઓસડો એ કે-) સુંઠ તોલા ૮, પીપરો તોલા ૮, ઇલાયચી તોલા ૮, જવખાર તોલા ૮, કેશર તોલા ૮, કાહુ વૃક્ષની છાલ તોલા ૮, તેવરસીનાં બીજ તોલા ૮, વંશલોચન તોલા ૩૨ ભાર, એ સધળાં ઓસડોને બારીક વાટી એ ચાસણીમાં નાખવાં. પછી તોલા ૪ ભાર પ્રતિદિન ખાય, તો મુત્રકૃચ્છ્ર, દાહ, બંધકોષ, પથરી, રૂધિરનું મૂતરવું, મધુપ્રમેહ, એ સર્વને દુર કરેછે ૩૧. ઇતિ गोक्षूरावलेहः

આ સધળા ઉપાય સર્વ સંગ્રહમાં લખ્યા છે.

ઇતિ મૂત્રકૃચ્છ્ર રોગની ઉત્પતિ, *લક્ષણ. ઉપાય, સંપુર્ણમ્.

## મુત્રાધાત રોગ.

**મુત્રાધાતનું સ્વરૂપ**-માણુસ મૂત્રકૃચ્છ્ર અને મુત્રાધાતમાં (શો ભેદ હશે એવી) આશંકા કરે છે માટે તેનો ભેદ લખીએ છીએ- મુત્રકૃચ્છ્રમાં મૂતરતાં કષ્ટ તો ધણું, અને મૂત્રનો અવરોધ થોડો; અને મૂત્રાધાતમાં મૂત્રનો રોધ તો ધણો પરંતૂ મૂતરતાં પીડા થોડી થાયછે. એટલો એનો ભેદ છે. (બાકીના સર્વ પ્રકાર એક સરખાછે)

**મુત્રાધાતની ઉત્પતિ લક્ષણ**-કૂપથ્યે કરીને કોપને પ્રાપ્તિ થયા જે વાયુ. પિત્ત, કફ, તેણે કરીને મૂત્રાધાત થાયછે. તે મૂત્રાધાત રોગ ૧૩ પ્રકારનો છે. વાત કુંડલિકા ૧, અષ્ટીલા ૨, વાતવસ્તિ ૩, મૂત્રાતીત ૪, મૂત્રજઠર ૫, મૂત્રોત્સંગ ૬, મૂત્રક્ષય ૭, મૂત્રગ્રંથિ ૮, મૂત્રશુક્ર ૯, ઉષ્ણ

* મૂત્રનું બંધ થવું એ ધણો કઠણ રોગછે. એ વાસ્ત ઓષધિ પ્રકાર તો બહુછે પરંતુ લૌકિકમાં આ ચાલતા વખતના વિદ્વાન છે તે, એ રોગ વાસ્તે, એક જાતની મૂત્ર ખાલી કરવાની નળી થાય છે તેણે કરીને મૂત્રનો ખુલાશો કરે છે. તે એ નળી અંગ્રેજી વિદ્વાન લોક ધણા રાખે છે. એ નળી ઇંદ્રીના માર્ગે મૂત્રના સ્થાનમાં પ્રવેશ કરેછે કે તરતજ નળામાં થઇ મૂત્ર જેટલું હોય તેટલું વેગથી ધાર ચાલી ખાલી થઇ જાય છે.પછી અનેક ઉપાય લાગી શકે છે. એ ચમત્કારીક નળીછે. તેથી પેટનો ખુલાશો થાય છે અને તત્કાળ રોગીને આરામ થાયછે માટે વિદ્વાન વૈદ્ય લોકે પણ રાખવી જોઇએ. એ નળી શેહેરમાં મોટા અંગ્રેજી દવા વેચનારની દૂકાને એક બે રૂપીએ મળેછે.

વાત ૧૦, મૂત્રસાદ ૧૧, વિડવિઘાત ૧૨, વસ્તિકુંડલિકા ૧૩.

**વાતકુંડલિકાનાં લક્ષણ**–લુખી વસ્તુઓના ખાવાથી-મળમૂત્ર અને શુક્રના ધારણથી વાયુ પેડુમાં જઇને પીડા કરે, અને મૂત્રની નસોમાં જઇ વિચરે તથા કોપિત થઇ જાય ત્યારે કફ મૂત્રના છીદ્રને રોકે ત્યારે ઇંદ્રીના મૂખમાં વાયુ કુંડલને આકારે થઇ ત્યાંજ રહે ત્યારે પુરૂષ થોડું થોડું મૂતરે, અને મૂતરતાં પીડા ઘણી થાય. આ લક્ષણ થાય તેને વાતકુંડલિકા રોગ કહે છે. આ અસાધ્ય છે. એ રોગ વાળા પૂરૂષ મરી જાય ૧.

**અષ્ટીલાનાં લક્ષણ**–પેડુમાં આફરો થાય-ગુદાનો પવન ચાલે નહીં- ગુદામાં પવનની ગાંઠ પથ્થર જેવી થઇ જાય-એ સ્થાનમાં પીડા ઘણી થાય અને એ પવન મળ મુત્રને રોકી દે, એ જેમાં લક્ષણ હોય તેને અષ્ટીલા રોગ કહેછે ૨.

**વાતવસ્તિનાં લક્ષણ**--જે પુરૂષ મૂત્રના વેગને રોકે તેને પવન પેડુમાં જઇને મૂત્રની નસોના મૂખને રોકી દઈ મૂત્ર ઉતરવા દે નહીં પેડુ અને કુખમાં પીડા કરે તેને વાતવસ્તિ રોગ કહેછે. આ રોગ કષ્ટકારીછે ૩.

**મુત્રાતીત રોગનાં લક્ષણ**–મૂત્રને ઘણીવાર રોકે, અને વેગ પ્રમાણે મૂત્રે નહીં ત્યારે પુરૂષને મૂત્રમંદ ઉતરે, તેને મૂત્રાતીત કહેછે ૪.

**મુત્રજઠર રોગનાં લક્ષણ**–જે પુરૂષ મૂત્રના વેગને રોકે તેની ગુદાનો અપાન વાયુ પેટમાં પવનને ભરીને દુંટીની નીચે આફરાના રોગને કરીને ઘણી પીડા કરે તેને મૂત્રજઠર રોગ કહેછે ૫

**મુત્રોત્સંગનાં લક્ષણ**–પેડુ અથવા લિંગની નસોમાં આવ્યું જે મૂત્ર તેને મૂત્રે નહીં ત્યારે તે પૂરૂષને મૂત્રને રસ્તે પીડા સહિત અથવા વિના પીડા થોડું થોડું રૂધિર ઉતરે તેને મૂત્રોત્સંગ રોગ કહેછે ૬.

**મુત્રક્ષયનાં લક્ષણ**–જે માણસનું ખેદે કરીને શરીર લુખુ પડી જાય તેના પેડામાં રહેતા જે વાયુ, પિત્ત, કફ, આ પીડા અને દાહ સહિત મૂત્રનો નાશ કરેછે તેને મૂત્રક્ષય રોગ કહે છે ૭.

**મુત્રગ્રંથિ રોગનાં લક્ષણ**–પેડુની વચમાં ગોળ અને સ્થિર તથા નાની આમળા પ્રમાણે અત્યંત વાયુની ગાંઠ અકસ્માત ઉપજી આવે તેને મૂત્રગ્રંથિ કહે છે ૮.

**મુત્રશુક્ર રોગનાં લક્ષણ**–મૂત્રનો વેગ લાગી રહ્યો હોય અને મૈથુન કરવાને સ્ત્રીની પાસે જાય ત્યારે તેનો વાયુ શુક્રને સ્થાનથી ભ્રષ્ટ કરેછે, મૂત્રની પહેલાં અથવા મૂત્રની પછી અડાયા છાણાંની રાખના પાણી સરખું ગરે તેને મૂત્રશુક્ર રોગ કહેછે ૯.

**ઉષ્ણવાત રોગનાં લક્ષણ**–સ્ત્રીના સંગથી-ખેદથી-તડકામાં રહેવાથી પૂરૂષના પેડુમાં રહેતા જે વાયુ, પિત્ત, તે પેડુ. ઇંદ્રી, ગુદાને દગ્ધ કરે છે ત્યારે હળદરના જેવો પેશાબ ઉતરે અથવા લોહી સહિત વડા કષ્ટથી મૂતર ઉતરે તેને ઊષ્ણવાત કહે છે ૧૦.

**મુત્રસાદ રોગનાં લક્ષણ**–પુરૂષને કુપથ્યે કરીને પેડુમાં રહેતો જે વાયુ તે પિત્ત અને કફને બગાડે છે ત્યારે તેને મૂત્ર અત્યંત કષ્ટથી પીળું અથવા લાલ, ધોળું, અત્યંત જાડું, ગરમ, ગોરૂચંદન સરખું; સંખ સરખુ, લોહી જેવું, ચુનાની ખાખ સરખુ થોડું ઉતરે. શરીર સૂકાઇ જાય તેને મૂત્રસાદ રોગ કહે છે ૧૧.

**વિડવિઘાત રોગનાં લક્ષણ**-જે પુરૂષ ઘણાં લુખાં અન્ન ખાય તે દુર્બળ થઇ મળ સહિત મૂતરે, અને તેના મૂતરમાં મળ જેવી ગંધ આવે, અને ઘણા કષ્ટથી મૂત્ર ઉતરે તેને વિડવિઘા

ત રોગ જાણીએ ૧૨.

**વસ્તિકુંડલ રોગનાં લક્ષણ**–ઘણા ઉતાવળા દોડવાથી-લાંઘણ કરવાથી-ઘણા ખેદથી-પેડુમાં કોઇ પ્રકારની ચોટ લાગવાથી, પેડુમાં ગોળ ગાંઠ પડી જાય ત્યારે તે ઠેકાણે પીડા થઇ એ ગાંઠ મોટી થઇ હાલે નહીં. ગર્ભની માફક રહે. તે ઠેકાણે શૂળ ચાલે, ફરકે, દાહ અધિક થાય; એ ગાંઠને હાથથી દાબે તો મુત્રનું બુંદ ઉતરે, અને ઘણી પીડા થાય ત્યારે મુત્રની ધાર નિકળે, અને શસ્ત્રની ચોટ વાગવા સરખી પીડા થાય, એને વસ્તિકૂંડલ રોગ કહે છે. આ રોગ અસાધ્ય છે,એ રોગવાળો મરીજાય ૧૩.

---

## મૂત્રાઘાત રોગના ઉપાય.

**પોલી સરકટ(નરસલનું)** મૂળ કાસનું મૂળ ડાભનું મૂળ,શેરડીના સાંઠાનું મૂળ,ખરેંટીનું શૂળ,એનો ઉકાળો કરી મધ નાખી ઠંડો કરી પીએ, તો મૂત્રાઘાત જાય ૧. અથવા કપૂરને પાણીમાં બારીક વાટી ઝીણે લુગડે તેનો લેપ કરી એ લુગડાની દીવેટ કરવી, પછી એ દીવેટને ઇંદ્રીમાં મેલે, તો મૂત્રાઘાત રોગ જાય ૨. અથવા

**ધાન્ય ગોક્ષુરા ઘૃતં**–ધાણા, ગોખરૂ એ બંનેનો ઉકાળો કરી, એ ઉકાળાના રસમાં ઘી પકવી ખાય, તો મૂત્રાઘાત, અને મૂત્રકૃચ્છ્ર શુક્રદોષ આ ત્રણે જાય ૩. ઇતિ धान्य गोक्षुरा घृतं.

અને જેટલા ઉપાય મૂત્રકૃચ્છ્ર અને પથરીના છે તેટલા એ મૂત્રઘાતના છે એમ જાણી લેજો ૪. આ ભાવપ્રકાશમાં લખ્યાછે.

અથવા ધાણા ટંક ૫. તેવરસીનાં બીજ ટંક ૫. એને રાતે પલાળી મુકી પ્રભાતે તેજ પાણીમાં વાટી ગાળી સિંધવખાર ટંક ૧ નાખીને પીએ, તો મુત્રાઘાત જાય ૫. અથવા પાદલ વૃક્ષનો ખાર ટંક ૨ા, સંચરખાર ટંક ૧. આ બંને દારૂની સાથે પીએ, તો મુત્રાઘાત જાય ૬. અથવા દારૂમાં ખાટા દાડમનો રસ, અને એલાયચી નાખીને પીએ, તો મુત્રાઘાત જાય ૭. આ વૃંદમાં લખ્યા છે.

અથવા શિલાજીતનું સેવન કરે, તો ઘાતમુત્ર જાય ૮. અથવા કૌચનાં બીજ ટંક ૫, ખરેંટી ટંક ૧૦, પીપેરી ટંક ૧, તાલીમખાનું ટંક ૧૫, શાકર ટંક ૧૦, કાળીદરાખ ટંક ૧૦, એને બારીક વાટી ગરમ દૂધમાં મધ ઘી નાખી પીએ, તો શુક્રના રોકવાનો મુત્રાઘાત જાય અને આ પ્રયોગ વાંઝણી સ્ત્રીને પુત્ર ઉપ્તન્ન કરનારો છે ૯. આ સર્વ સંગ્રહમાં લખ્યા છે. અથવા

**ચિત્રકાંધ ઘૃતં**–ચિત્રક ૦ા શેર, ગૌરીસર ટંક ૫, ખરેંટી ટંક ૧૦, દરાખ ૦)= બે હઘો ળ, ઇંદ્રવરણાનું મુળ ટંક ૫, પીપેરી ટંક ૫, ત્રિફળા ટંક ૧૦, મહુડાં ટંક ૧૦, મોટાં આમળાં નંગ ૧૦૦ એનો ૧૬ શેર પાણીમાં ઉકાળો કરતાં જ્યારે (એનો) ¼ બાકી રહી જાય ત્યારે ઉતારીને ગાળીલેવો, એ પછી એ ઉકાળામાં ૪ શેર ઘી નાખીને પકવતાં જ્યારે ઓસડો અને પાણી બળી જાય ને ઘી માત્ર આવી રહે ત્યારે ગાળી લેવું; પછી એમાં વંશલોચન ૦)= નાખીને પ્રતિદિન શેર ૦)= ખાય, તો સર્વ પ્રકારના વિર્યના દોષોને દુર કરેછે, અને સ્ત્રીને ગર્ભ કરે છે. અને મૂત્રઘાત, પ્રદરનારોગ, યોનિના દોષ, મુત્રકૃચ્છ્ર એ સર્વ રોગોને એ ઘી દૂર કરે છે ૧૦. ઇતિ चित्रकांद्यं घृतं. આ ચરકમાં લખ્યા છે. અથવા

ત્રિફળાના ઉકાળામાં ગોળ, દૂધ નાખીને પીએ, તો મૂત્રઘાતનો રોગ જાય ૧૧. અથવા પાઢલ, અરલુ, લીમડાની છાલ, હળદર, ગોખરૂ. ખાખરાની છાલ, આ સર્વ બરાબર લઇ એનો

ઉકાળો કરીતેમાં ગોળ નાખીને પીએ, તો મુત્રઘાત રોગ જાય ૧૨. અથવા સુંદર ચતુર સ્ત્રીની સાથે મૈથુન કરે. તો મૂત્રઘાત જાય ૧૩. આ સર્વે આત્રેયમાં લખ્યા છે. ઇતિ મૂત્રાઘાત રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય. સંપૂર્ણ.

## મુત્રરોગના ઉપાય.

જે ઉપાય મુત્રકૃચ્છ્ અને મુત્રાઘાતના છે તેજ એનાં પણ જાણી લેજો. અને કાંઇક વધારે છે તે લખીએ છીએ–કાકડી (એક જાતનું આરિયું) નાં બીજ, ત્રિફળા, સિંધવખાર, આ સર્વે બરાબર લઈ બારીક વાટી ચાળી ટંક ૫ ગરમ પાણીણીની સાથે પીએ. તો મુત્રરોગ જાય ૧. અથવા તલનાં દોડવાંને બાળીને ખાર કાઢી એ* ખાર ટંક રાા દહીં અને મધની સાથે લે, તો મુત્રરોગ રોગ જાય ૨.

## મુત્ર અત્યંત ગરમ ઉતરે તેના ઉપાય.

ચંબેલીના મુળને બકરીના દુધમાં વાટીને પીએ, તો આ રોગ જાય ૩. અથવા કમળના મુળને ગાયના મુત્રમાં વાટી તેમાં તલ મેળવી પીએ, તો મુત્ર રોગ જાય ૪. એ આત્રેયમાં લખ્યા છે. ઇતિ મુત્રરોગના ઉપાય સંપૂર્ણમ્.

## પથરી (અસ્મરી)

**પથરીના ભેદ**-અસ્મરીને લોકમાં પથરી અથવા પાણુવી કહે છે. આ પથરીના રોગ ૪ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, વિર્યના રોકવાનો ૪. એ ચારેમાં જે કફ મળ્યો છે તે જમરૂપ છે.

**પથરિની ઉત્પતિ**--પેડામાં રહેતો જે વાયુ તે પેડુના વિર્ય. મુત્ર, પિત્ત, કફ, એને સુકવી ક્રમથી પથરીને ઉત્પન્ન કરેછે અહીં આ દ્રષ્ટાંત છે કે-- જેમ ગાયના પિત્તામાં ગોરૂચંદન વધી જાયછે તેમજ માણુસને પથરી પેદા થાય છે.

**પથરીનું પૂર્વ રૂપ**–પથરીનો રોગ સન્નિપાતથી ઉત્પન્ન થાયછે. પથરી વાળા પુરૂષના મુત્રમાં મસ્ત બકરા સરખી ગંધ આવે. પેડુમાં આફરો થાય. પેડુમાં પીડા ઘણી થાય, મુતર બહુ કષ્ટથી ઉતરે, તાવ અને ભોજનમાં અરૂચિ થાય. આ પથરીના પૂર્વ રૂપનાં લક્ષણ છે.

**પથરી રોગનાં સામાન્ય લક્ષણ**–દુંટીમાં, મુત્રની નસોમાં, પેડુમાં, માથામાં પીડા ઘણી થાય, મુતરની ધાર બધી એક સરખી પડે નહીં. અને મુત્રનો માર્ગ રોકાઇ જાય-જ્યારે એ પથરી મુત્રના માર્ગથી ખસી જાય ત્યારે તે પુરૂષને સુખ થાય–મુત્ર સારી પેઠે પીળું ઉતરે-અને જ્યારે એ કોપને પ્રાપ્ત થાય ત્યારે ઘણી પીડા સહિત રૂધિર મળેલો પેસાબ ઉતરે.

**અધિક વાયુવાળી પથરીનાં લક્ષણ**–જેમાં મુતરતી વખત ઘણી પીડા થાય. દાંતને ચાવે

*તલ નવા કાળા. એનાં ડોડવાં નવાં એ બંને ઔષધિ બરાબર લઇને લોઢાની કઢાઇમાં ઘણી નિર્જીવ થાય નહીં એવી રીતે જતનથી બાળવી. પછી એને ઓલવીને ઠંડી થાય ત્યારે કઢાઇમાં બારીક વાટી બીજા વાસણમાં ઘણા પાણીમાં પલાળી મસળી ઉપલું પાણી નીતારી લેવું. પછી એ નિતારેલા પાણીને કઢાઇમાં ઉકાળતાં જ્યારે પાણી માત્ર બળી જાય ને કઢાઇને તળીએ ખાર થઇને બાકી રહે ત્યારે તે ખાર કામમાં લેવો.

મુતરતાં કંપવા લાગી જાય, મુતરતાં ઇંદ્રીમાં અને દુંટીમાં પીડા ઘણી થાય, –મુતરતાં બુમો પાડી ઉઠે અને ઝાડો કરી દે, મુતરનું ટીપું ટીપું ઉતરે. પથરીનો રંગ કાળો હોય, અને પથરીને કાંટાસા હોય. આ લક્ષણ જેને થાય તેને વાયુની પથરીનો રોગ કહે છે ૧.

કફ પિત્તની પથરીનાં લક્ષણ–પેડુ અગ્નિની સમાન એવું બળેકે જાણે પાકીને પરૂં થઇ ગયું છે. અને પથરી બદામના છોડાના સરખી, તથા પીળી, લાલ, ધોળાશપર, હોય. આ લક્ષણ હોય. તો કફ પિત્તની પથરી જાણીએ ૨.

કફની પથરીનાં લક્ષણ–પેડુમાં પીડા ઘણી થાય. અને પેડુ શીતળ, ભારે થાય, અને તેની પથરી ચીકણી, ભીની ભીની તથા સફેદ કુકડાના ઇંડાની બરાબર હોય. જેમાં આ લક્ષણ હોય તેને કફની પથરી જાણવી ૩.

ધાતુના રોકવાથી થએલી પથરીનાં લક્ષણ–(જે મોટા માણસ હોય તેને) મૈથુન કરવાની ઇચ્છા થાય, અને તે ધાતુને રોકે ને કોઇ પ્રકારે જવા દે નહીં તેને ધાતુની પથરી ઉપન્ન થાય છે. ઇંદ્રી અને આંડ વચે આ પવન વિર્યને સુકવી પથરી કરી દે. પછી એ પથરી પેડુમાં પીડા કરે, મૂત્ર મહા કષ્ટથી ઉતરે, આંડ સુજી જાય, તેનું વિર્ય જતું રહે, અને ઇન્દ્રીમાં પીડા કરે ત્યારે ઇંદ્રીને રસ્તે ધાતુ નિકળે અથવા તે ઇન્દ્રીમાં પીડીત કરે ત્યારે વાયુ એ પથરીના અત્યંત બારીક રેત જેવા ધાતુના ચુરે ચુરા કરી દે ત્યારે તેને સર્કરા કહે છે ૪.

પથરીનાં અસાધ્ય લક્ષણ લખીએ છીએ–શરીર દુર્બળ થઇને તેમાં પીડા થઇ કુખમાં શુળ ચાલે, અરૂચિ થાય, શરીર પીળું થઇ જાય. મુત્રાઘાત થાય, અને દુંટી તથા આંડ સુજી જાય. મુત્ર રોકાઇ જાય. આ એના ઉપદ્રવ છે.

## પથરી રોગના ઊપાય.

સુંઠ્યાદિ ક્વાથ–સુંઠ, અરણી. પાષાણભેદ, કોઠ, વરણો, ગોખરૂ, એરંડાની છાલ, ગરમાળાનો ગોળ, આ સર્વ બરાબર લઇ જ્યારે ખાંડીને ટંક ૫ નો ઉકાળો કરી તેમાં શેકી હીંગ, જવખાર. સિંધવખાર, આ ત્રણે નાખી પથરી વાળા માણુસ. એ ઉકાળાને પીએ, તો તેનો પથરીનો રોગ, અને મૂત્રકૃછ એ બંને જાય. અને એ કોઠાનો વાયુ, હરસ, ઉપદંશ, એને પણ દુર કરે છે. અને એ દીપન પાચન છે. ઇતિ सुंठ्यादि क्वाथ અથવા

એલાદિ ક્વાથ–ઇલાયચી, પીપેરો, મહુડાં, પાષાણભેદ, પિત્તપાપડો ગોખરૂ, અરડુસો. એરંડાનું મૂળ, એ સર્વ બરાબર લઇ જ્યારે ખાંડીને તેનો ઉકાળો કરીને તેમાં શિલાજીત નાખીને પીએ, તો પથરી અને મૂત્રકૃછ્રને દૂર કરેછે ૨. ઇતિ एलादि क्वाथः અથવા

કોહોળાના રસમાં શેકેલી હીંગ, જવખાર, નાખીને પીએ, તો પેડુંની પીડા અને પથરીના રોગને એ દૂર કરે છે ૩. અથવા વરણાની છાલ, પાંષાણભેદ, સુંઠ, ગોખરૂં, એનો ઉકાળો કરી જવખાર નાખી પીએ, તો પથરીનો રોગ દૂર કરે છે ૪. અથવા ગોખરૂનું ચુર્ણ કરી ટંક ૫, મધ મેળવી બેટીના દુધમાં પીએ. તો પથરીનો રોગ જાય ૫. અથવા વરણાના મુળનો ઉકાળો કરી તેમાં ગોળ નાખીને પીએ, તો પથરીનો રોગ અને પેડુનાં શુળને એ દૂર કરે છે ૬. અથવા આદાનો રસ, જવખાર, હરડેની છાલ, મળીયાગર ચંદન, એનો ઉકાળો કરીતેમાં હીંગ નાખી પીએ, તો પથરી જાય ૭.

વરણાદિ ગોળનો અવલેહ–વરણાની છાલ તોલા ૪૦૦ ભાર લઈતેમાં ચોઘણું પાણી

નાખીને ઉકાળતાં જ્યારે ¼ રહી જાય ત્યારે તેમાં ૪૦૦ તોલા ભાર ગોળની ચાસણી કરી ચિકણા વાસણમાં ભરી તેમાં (નાંખવાના ઓસડો એકે) સુંઠ તોલા ૪, કોહોળાનાં બીજ તોલા ૪, બેહેડાની મીંજ તોલા ૪, ચીલની ભાજીનાં બીજ તોલા ૪, સરગવાનાં બીજ તોલા ૪, દરાખ તોલા ૪, ઇલાયચી તોલા ૪, હરડેની છાલ તોલા ૪, વાવડીંગ તોલા ૪ ભાર, આ સઘળાં ઓસડોનું ચુર્ણ કરી તેમાં નાખી એક રસ કરી પ્રતિદિન તોલા ૮ ભાર ખાય, તો પથરીનો રોગ જાય ૮. ઇતિ **वरणादि गोळनो अवलेह.**

અથવા મજીઠ, તેવર્ષીનાં બીજ, જીરૂં, વરીઆરી, આમળાં, બોરની મીંજો, શુદ્ધ આમળસાર ગંધક, મનસિલ, આ સર્વે બરાબર લઈ બારીક વાટી ટંક ૧ા પ્રતિદિન મધની સાથે ખાય તો પથરી નિશ્ચય જાય ૯. અથવા કુલત્થ તોલા ૯ ભારનો ઊકાળો કરી તેમાં સિંધવખાર માસા ૨, સરપંખાનો રસ માસા ૨, મેળવી પીએ તો પથરી જાય ૧૦. આ સર્વે ભાવપ્રકાશમાં લખ્યા છે અથવા

હળદરનું ચુર્ણ ટંક ૫, ગોળ ટંક ૧૦. એને એક માસા કાંજીમાં નાખીને પીએ, તો પથરી ઇંદ્રીદ્વારા ખરી પડે ૧૧. અથવા સંચળખાર, મધ, દુધ, તલના ઝાડ ા મૂળની રાખ, એ સર્વે દારૂમાં મેળવી દિન ૩ પીએ, તો પથરી પડી જાય ૧૨. આ ચક્રદત્તમાં લખ્યા છે.

અથવા તલસરાના મૂળની રાખ (ખાર) ટંક ૨ા, મધ ટંક ૫, એને દુધની સાથે દિન ૧૫ પીએ તો પથરી નિશ્ચય ખરી પડે ૧૩. અથવા ગોખાલ કાકડીનું મૂળ ટંક ૨ા લઇ તેને રાતે પલાળી મૂકી સવારે એજ પાણીમાં વાટી દિન ૭ પીએ, તો પથરી ઇંદ્રીદ્વારા ખરી પડે ૧૪ એ રાજમાર્તંડમાં લખ્યા છે. અથવા

કુલત્થ, સિંધવખાર, વાવડીંગ, સાર, સાકર, શેરડીના સાંઠાનો રસ, જવખાર, કહોળાનો રસ, તલનો ખાર, કહોળાનાં બીજ, ગોખરૂ, એ સર્વેનો ઉકાળો કરી, એમાં ગાયનું ઘી પકવી તોલા ૪ ભાર નિત્ય ખાય, તો પથરી, મુત્રકૃછ, મૂત્રઘાત, શુક્રબંધ, એ સઘળા રોગોને આ દુર કરે છે ૧૫. ઇતિ **कुलत्थाद्यं घृतं.** આ વૃંદમાં લખ્યું છે.

અને મગ, જવ, ઘઉં, ચોખા, ઘી, દૂધ, ટીંડસ, સિંધવખાર, એ આ રોગમાં પથ્ય છે. ઇતિ **અસ્મરી એટલે પથરી રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.**

## પ્રમેહ રોગ

*** પ્રમેહ રોગની ઉત્પતિ લક્ષણ**–ઘણું બેસવા તથા ઘણા સુવાથી-નવિન પાણીના પીવાથી-બકરાનું ઘેટાંનું માંસ તથા ગોળને આદિ લઈ ઘણી મીઠાઇ, અને ઘણું દહીં તથા કફ કારી વસ્તુઓ, એના ખાવાથી-અને ઘણો થાક તથા મૈથુન કરવાથી-તડકામાં રહેવાથી-વિરૂદ્ધ અને ગરમ ભોજનના કરવાથી-ઘણા દારૂના પીવાથી-ખાટા અને કડવા રસના ખાવાથી, એ વસ્તુઓના કરવાથી પુરૂષને પ્રમેહ રોગ ઉત્પન્ન થાયછે.

**કફ, પિત્ત, વાયુના પ્રમેહની સંપ્રાપ્તિ એટલે જન્મ**–પેડુમાં પ્રાપ્તિ થયા જે મેદ તથા

---

* પ્રમેહ રોગને શાસ્ત્રમાં પ્રમેહ કહેછે, અને તેને દેશ ભાષામાં પરમો, તથા પરમિયો કહેછે, અને શુજાક રોગાદિ પરમાનો ભેદ છે. અને પરમાના ભેદ તો અનેક છે. પરંતુ મુખ્ય તો વાયુ, પિત્ત, કફ, એથી થાયછે. પરમાનો રોગ ઊત્પન્ન થતાંજ ઉપાય કરે તો ઠીક છે. એ રોગ રંડીબાજી કીધાથી પીસાબ બાહાર આવવાની નળીની અંદર તીક્ષ્ણ સોજો થાય છે. તેથી પેસાબમાં આગ બળે છે દુખાવો થાય છે, પેસાબ આવવાને રસ્તે પરૂ નિકળે છે, તેને પરમો કહે છે

માંસ અને શરીરનું પાણી, તેને કફ દૂષીત કરીને કફના પ્રમેહને કરે છે, તેમજ પિત્ત. ગરમ ઘણી વસ્તુઓથી કોપ પામીને પેડુમાં પ્રાપ્તિ થયા જે મેદ, માંસ, અને શરીરનું પાણી, તેને દૂષીત કરી પિત્તના પ્રમેહને કરે છે. તેવીજ રીતે વાયુ પણ પોતાની અપેક્ષાએ કરી પોતાથી ક્ષીણ જે કફ, પિત્ત, તેને પેડુમાં પ્રાપ્તિ કરી. શુદ્ધ જે માંસનો સ્નેહ (ધાતુ) તેને તથા શરીરના પાણીને પેડુની નસોના મુખમાં પ્રાપ્તિ કરી વાયુના પ્રમેહને કરે છે--કફના ૧૦ પ્રકારના પ્રમેહ સાધ્ય છે. કેમકે તે કાંઇક દેશ દેષાંતનાં સામાન્ય ઉપાય કરવાથી જાય છે; અને પિત્તના ૬ પ્રમેહ જાપ્ય છે,અર્થાત ઉપાયથી દબાઈ રહે. એના વિષમ ઉપાય છે. કેમકે દોષ દૂષ્યના વિષમપણાથી આ ઠેકાણે દોષ દૂષિતછે, તથા દૂષ્ય રસ માંસાદિકછે, શીતળ મધુરાદિક પિત્તહારી વસ્તુઓ છે; અને રસ, માંસ, મેદ, એને શીતળ મધુરા દિક પિત્તહારી વસ્તુ ઉપજાવે છે અને વાયુના ૪ પ્રકારના પ્રમેહ અસાધ્યછે તે જાય નહીં. કેમકે મજ્જાને આદિ લઇ એ ગંભીર ધાતુ છે, અને સર્વ શરીરમાં વ્યાપી છે, અને શરીરને વિનાશ કારી છે, એ કારણ વાયુના પ્રમેહ અસાધ્ય છે.

**વીશ પ્રકારના જે પ્રમેહ તેનાં નામ**–ઉદક પ્રમેહ ૧, ઇક્ષુ પ્રમેહ ૨, સાંદ્ર પ્રમેહ ૩, સુરા પ્રમેહ ૪, પિષ્ટ પ્રમેહ ૫, શુક્ર પ્રમેહ ૬, સિકતા પ્રમેહ ૭. શીત પ્રમેહ ૮, શનૈઃ પ્રમેહ ૯ લાલા પ્રમેહ ૧૦, એ દશ તો કફના પ્રમેહ છે; અને ક્ષાર પ્રમેહ ૧, નીલ પ્રમેહ ૨, કાળો પ્રમેહ ૩. હારિદ્ર પ્રમેહ ૪. માંજીષ્ટ પ્રમેહ ૫, રક્ત પ્રમેહ ૬, એ છ પિત્તના પ્રમેહ છે;- અને વસા પ્રમેહ ૧, મજ્જા પ્રમેહ ૨, ક્ષૌર પ્રમેહ ૩, હસ્તી પ્રમેહ ૪, એ ચાર વાયુના પ્રમેહ છે-એ ૨૦ પ્રકારના પ્રમેહ વાગ્ભટ, સુશ્રૂત, ચરક, ભાવ પ્રકાશ આદિના મતથીછે- અને આ ત્રેય કે જેના મતથી વિશેષ છે તે લખીએ છીએ- પુય પ્રમેહ ૧, તક્ર (છાશ) પ્રમેહ ૨, પિડિકા પ્રમેહ ૩, સર્કરા પ્રમેહ ૪, ઘૃત (ઘી) પ્રમેહ ૫, અતિ મુત્ર પ્રમેહ ૬.

**પ્રમેહનું પુર્વ રૂપ**--દાંત, તાળવું, જીભ, એમાં મેલ ઘણો હોય, હાથ, પગમાં દાહ, અને દેહ ચિકણો હોય. તરસ ઘણી લાગે. મુખ ગળ્યું રહે. એ લક્ષણ હોય તો જાણીએ કે એને પ્રમેહ થશે.

**પ્રમેહનાં સામાન્ય લક્ષણ**–ઘણું જાડું અને પાતળું મૂત્ર હોય ત્યારે જાણવું કે એને પ્રમેહ રોગ થયોછે.

---

## કફના ૧૦ પ્રમેહના ક્રમથી લક્ષણ લખીએ છીએ.

**ઉદક પ્રમેહનાં લક્ષણ**–નિર્મળ સફેદ અને ગણું શીતળ ગંધ રહિત પાણી સમાન કાંઇ એક જાડું અને ચિકણું મુતરે તેને ઉદક (પાણી) પ્રમેહ કહે છે ૧.

* **ઇક્ષુ પ્રમેહનાં લક્ષણ**–શેરડીના સાંઠાના રસ સમાન અત્યંત ગળ્યો જેનો પેશાબ હોય તેને ઇક્ષુ પ્રમેહ કહે છે ૨.

**સાંદ્ર પ્રમેહનાં લક્ષણ**--જેમ પાણી વાસણમાં વાસી રાખી મૂકવાથી ઠંડુ થાયછે તેવોજ

---

* ઇક્ષુ પ્રમેહ નામે કફના દશ પ્રમેહોમાં ચાલતાંજ બીજો પ્રમેહછે. જેમાં મોટી આશ્ચર્ય રૂપી વાત લખી છે કે એ પ્રમેહમાં પેશાબ ગળ્યો હોય તે શી રીતે ખબર પડે? કેમકે એને કાંઇ ચખાય નહીં જેને વાસ્તે બીજા ગ્રંથમાં લખ્યુંછે તે આ જગાએ લખીએ છીએ-ઇક્ષુ પ્રમેહ શેરડીના સાંઠાના રસ સરખો મીઠો હોયછે. તે વાત ખરેખરી સાચી છે. પરંતુ એની પરિક્ષા એવી રીતે થાય છે કે-કીડીયો વગેરે જે પ્રમેહપર બહુધા આવી લપટાય તે ઇક્ષુ પ્રમેહ જાણજો,

જે માણુસ પેશાબ કરે તેને સાંદ્ર પ્રમેહ કહેછે ૩.

સુરા પ્રમેહનાં લક્ષણ–જેના મૂતમાં દારૂ જેવી વાસ આવે, અને તેનું મૂત્ર ઉપર તો નિર્મળ દેખાય ને નીચે જાડું હોય, તેને સુરા પ્રમેહ કહે છે ૪.

પિષ્ટ પ્રમેહનાં લક્ષણ–ચોખા આદિના લોટના પાણી સરખો સફેદ કષ્ટે કરીને પેશાબ કરે, અને મૂતરતાં રોમાંચ થઇ આવે તેને પિષ્ટ પ્રમેહ કહેછે ૫.

શુક્ર પ્રમેહનાં લક્ષણ–વિર્ય સરખું અથવા વીર્ય સહિત મૂતરે તેને શુક્ર પ્રમેહ કહેછે ૬.

સિકતા પ્રમેહનાં લક્ષણ–જેના મૂત્રમાં રેતીના કણ સમાન કફની ભળફીઓ આવે તેને સિકતા પ્રમેહ કહેછે ૭.

શીત પ્રમેહનાં લક્ષણ–વારંવાર ઘણું શીતળ મુતરે તેને શીત પ્રમેહ કહેછે ૮.

શનૈઃ (ધીમા) પ્રમેહનાં લક્ષણ–ધીમૂ ધીમૂ અત્યંત મંદ મંદ મૂતરે તેને શનૈઃ પ્રમેહ કહે છે ૯.

લાળ પ્રમેહનાં લક્ષણ–લાળના તાંતણા સહિત મૂત્રે તેને લાળ પ્રમેહ કહેછે ૧૦. એ દશ ૧૦ કફના પ્રમેહછે.

પિત્તના ૬ પ્રમેહમાં, પ્રથમ ક્ષાર પ્રમેહનાં લક્ષણ–જેના મૂત્રમાં ખાર સરખી ગંધ, અને રંગ હોય; તથા ખારના પાણી જેવું મૂતરે, તેને ક્ષાર પ્રમેહ કહીયે ૧.

નીલ પ્રમેહનાં લક્ષણ–જેનું મૂત્ર લીલકંઠના રંગ જેવું ઉતરે તેને નિલ પ્રમેહ કહીએ ૨.

કાળા પ્રમેહનાં લક્ષણ–સ્યાહીના જેવું કાળું જે મૂતરે તેને કાળો પ્રમેહ કહીએ ૩.

હળદરીઆ પ્રમેહનાં લક્ષણ–હળદરના રંગ સમાન પીળું અને કડવું દાહ સહિત મૂત્રે તેને હળદરીઓ પ્રમેહ કહીએ ૪.

મજીઠીઆ પ્રમેહનાં લક્ષણ–મજીઠના પાણીના રંગ સરખુ મૂતરે અને તેમાં દુર્ગંધ ઘણી આવે તેને મજીઠીઓ પ્રમેહ કહેછે ૫.

રકત પ્રમેહનાં લક્ષણ–લોહી સમાન ઘણી દુર્ગંધ યુક્ત ગરમ ને ખાર વાળું મૂત્રે તેને રક્ત પ્રમેહ કહિયે ૬-એ ૬ પિત્તના પ્રમેહ છે.

વાયુના ૪ પ્રમેહોમાં પ્રથમ વસા પ્રમેહનાં લક્ષણ–શુદ્ધ માંસનું જે ઘી તેને તથા તેના રંગ સહિત મૂતરે તેને વસા પ્રમેહ કહિયે ૧.

મજ્જા પ્રમેહનાં લક્ષણ–હાડ માંહેલી મજ્જા સહિત તથા તેના રંગ સરખું વારંવાર મૂતરે તેને મજ્જા પ્રમેહ કહેછે ૨.

ક્ષૌદ્ર પ્રમેહનાં લક્ષણ–કાળાશ પર તથા મધ જેવું ગળ્યું તથા લુખું જેનું મૂત્ર હોય તેને ક્ષૌદ્રપ્રમેહ જાણીએ ૩ ( મધુપ્રમેહ ક્યારે થાય? ) જે પુરૂષને કોઈ પણ જાતનો પ્રમેહ થયો હોય અને તે ઉપાય કરે નહીં, અને પ્રમેહ ઘણા દિવસનો થઇ જાય. અને તે પુરૂષ કુપથ્ય કર્યા કરે તો તે માણુશને મધુ પ્રમેહ થઈ જાય છે. એ અસાધ્ય છે.

કફ પ્રમેહના ઉપદ્રવ–અન્ન પચે નહીં. ભોજનમાં અરૂચિ, અને ઓકારી થાય-નિંદ્રા ખાંશી બહુ આવે- પીનસ હોય–આ કફના પ્રમેહના ઉપદ્રવ છે.

પિત્તના પ્રમેહના ઉપદ્રવ–પેડું અને ઇંદ્રીમાં શૂળ હોય-આંડ ફાટવા લાગી જાય–તાવ, દાહ, તરસ, મૂર્છા, અતિસાર થાય. ખાટા ઓડકાર આવે- આ પિત્તના પ્રમેહના ઉપદ્રવ છે.

**વાયુના પ્રમેના ઉપદ્રવ**–જેમાં ઉદાવર્ત્ત રોગ થાય, શરીર કાંપે, હૃદય દુ:ખે-સર્વ રસો ખાવાની ઇચ્છા રહે-પેટમાં શૂળ ચાલે-ઊંઘ આવે નહીં-શરીર સુજી જાય-ખાંસી અને સ્વાસ હોય-આ વાયુના પ્રમેહના ઉપદ્રવ છે.

પ્રમેહનાં **અસાધ્ય લક્ષણ**–વાયુ, પિત્ત, કફના જે પ્રમેહો છે તે ઉપદ્રવ સંયુક્ત જે માણસને થાય તેને અસાધ્ય જાણવો. એ માણસ મરી જાય. અને પ્રમેહની જે દશ પિડિકા કહી છે તે પિડિકા સંયુક્ત જે પૂરૂષ હોય તે પુરૂષ પણ મરી જાય.

## આત્રેયના મતના જે ૬ પ્રમેહ તેનાં નામ તથા લક્ષણ લખી એ છીએ

પુય પ્રમેહ ૧, તક્ર (છાશ) પ્રમેહ ૨, પિડિકા પ્રમેહ ૩, શર્કરા પ્રમેહ ૪, ઘૃત પ્રમેહ ૫, અતિ મુત્ર પ્રમેહ ૬.

**પુય પ્રમેહનાં લક્ષણ**–જેના મૂત્રમાં પરૂ પડે અને પરૂના જેવો વાસ આવે તેને પુય પ્રમેહ જાણવો ૧.

**તક્ર પ્રમેહનાં લક્ષણ**–જેનું મુત્ર છાશના સરખું ઉતરે અને મુત્રમાં છાશનાજ જેવી વાસ આવે તેને છાશીઓ પ્રમેહ જાણીએ ૨.

**પિડિકા પ્રમેહનાંલક્ષણ**–જેના મૂત્રમાં વિર્યની પિતકડી પડે તેને પિડિકા પ્રમેહ કહિયે ૩.

**શર્કરા પ્રમેહનાં લક્ષણ**–જેનું મૂત્ર શાકર સરખું ગળ્યું હોય, અને શાકરના વર્ણ સરખુ હોય તેને શર્કરા પ્રમેહ કહિયે ૪.

**ઘૃત પ્રમેહનાં લક્ષણ**–જેના મૂત્રનો સ્વાદ અને રંગ ઘીના જેવો હોય તેને ઘૃત પ્રમેહ કહીએ ૫.

**અતિમૂત્ર પ્રમેહનાં લક્ષણ**–જે પૂરૂષને રાત દહાડો ઘણું મૂત ઉતરે, અને એ પુરૂષ નિર્બળ પડી જાય તેને અતિમૂત્ર પ્રમેહ કહિયે ૬. એ આત્રેયના મતના પ્રમેહ છે.

## અથ પ્રમેહ વાળા પુરૂષને દશ૧૦ જાતની પિડિકા થાય છે તેનાં નામ લખીએ છીએ

સરાવિકા ૧, કચ્છપિકા ૨. જાલિની ૩, વિનતા ૪, અલજી ૫, મસૂરિકા ૬, શર્ષપિકા ૭, પુત્રિણી ૮, વિદારિકા ૯, વિદ્રધિ ૧૦.

**પિડિકાનાં લક્ષણ**–શરીરના ઢુંગા (કુલા) ને આદિ લઇ જે પૂષ્ટ સ્થાન તેના મર્મસ્થાનને વિશે ૧૦ સંધિમાં ઉપજે તેને પિડિકા કહીયે.

**શરાવિકાનાં લક્ષણ**–ફોલ્લિ ઉપર તો ઊંચી અને જેને વચમાં ખાડો હોય તેને શરાવિકા કહીએ ૧.

**કચ્છપિકાનાં લક્ષણ**–પાછળ કહ્યા જે શરીરનાં પૂષ્ટ સ્થાન તેમાં સરસવને પ્રમાણ દાહ સહિત કાચબાને આકાર જે ફોલ્લિયો થાય તેને કચ્છપિકા કહેછે ૨.

**જાલિનીનાં લક્ષણ**–જે ફોલ્લિઓમાં દાહ ઘણી થાય અને તે માંસના સમૂહમાં થાય તેને જાલિની કહીયે ૩.

**વિનતાનાં લક્ષણ**–જે ફોલ્લિની અંદર પીડા થાય અને એ ફોલ્લિ મોટી હોય, તથા પીઠ પાછળ અથવા પેટપર હોય તેને વિનતા કહીએ ૪.

**અલજીનાં લક્ષણ**–જે ફોલ્લિ લાલ અને કાળી હોય, ઘણી ફાટે, પીડા અધિક થાય તેને અલજી કહીયે ૫

**મસૂરિકાનાં લક્ષણ**–જે ફોલ્લિ મસૂરને પ્રમાણુ હોય. અને મસૂરના જેવોજ રંગ હોય તેને મસૂરિકા કહીએ ૬.

**શર્ષપિકાનાં લક્ષણ**–જે ફોલ્લી સરસવને પ્રમાણુ હોય, અને સરસવ જેવો રંગ હોય તેને સર્ષપિકા કહીયે ૭.

**પુત્રિણીનાં લક્ષણ**–જે ફોલ્લીઓ થતાંજ મોટી થાય તેને પુત્રિણી કહીએ ૮.

**વિદારિકાનાં લક્ષણ**–જે ફોલ્લી ભોંય કોહોળા સરખી ગોળ હોય, અને કરડી હોય, તથા તેનો રંગ ભોંય કોહોળા જેવોજ હોય તેને વિદારિકા કહીયે ૯.

**વિદ્રધિનાં લક્ષણ**–વિદ્રધિ રોગ ૬ પ્રકારનો છે તેનાં લક્ષણ પાછળ લખ્યાં છે, તે અહીં પણ જાણી લેવાં. આ દસ પિડિકા પ્રમેહ વાળા રોગીને થાય છે. અને જે પુરૂષના શરીરમાં મેદ દુષ્ટ થાય તેને વિના પ્રમેહ પણ એ દશ ૧૦ પિડિકા થાય છે.

**દશ ૧૦ પિડિકાના ઉપદ્રવ**–તરસ, ખાંસી, માંસનો સંકોચ, મોહ, હિચકી, મંદજ્વર, વિપર્પ, મર્મને રોકવાં, એ એના ઉપદ્રવ છે.

**પિડિકાનાં અસાધ્ય લક્ષણ**–ગુદા, હૃદય, મસ્તક, ખાંધો, મર્મસ્થાન, એ સ્થાનોમાં મંદાગ્નિ વાળાને ફોલ્લી થાય તો અસાધ્ય જાણીએ. કંઇ આચાર્યોના મત એવાં છે કે સ્ત્રીને પ્રમેહનો રોગ થતો નથી કેમકે સ્ત્રીને મહીને મહીને અડકાવ થઇ આવે છે તેથી સ્ત્રીના શરીરના સર્વે રોગ જતા રહે છે.

**પ્રમેહ જતો રહયો હોય તેનાં લક્ષણ**–જેનું મુત્ર નિર્મળ હોય, તથા પાતળુ પાણી સમાન હોય, તથા કડવું અને તીખુ થઇ જાય, તેનો પ્રમેહ ગયો જાણિયે.

**રક્તપિત રક્ત પ્રમેહનો ભેદ**–જેના શરીરનો વર્ણ હળદરના સરખો પીળો થઇ જાય. અને મુત્ર રૂધિર સરખુ ઉતરે તેને રૂધિર પ્રમેહ જાણવો.તહીં પણ આ રક્તપિતનો કોપ જાણવો.

## પ્રમેહ રોગના ઉપાય.

**"પથ્ય"**–પ્રમેહવાળાને **આટલી** વસ્તુઓ ખાવા યોગ્ય છે તે એકે-સામો, કોદ્રી ઘઊં, ચણા, તુવેર, કુલથ, જવ, મગ, મઠ, સાઠી ચોખા, આ સર્વે પ્રમેહ વાળાએ જુનાં ખાવા યોગ્ય છે. **"કુપથ્ય"**-તીખાં શાક પાંદડાં, હરણનું માંસ; પ્રમેહ વાળાને એ કુપથ્યછે-ગોળને આદિ લઇ ગળી વસ્તુઓ, દુધ ઘી, તેલ, છાશ, દારૂ, ખટાશ, શેરડીના સાંઠાનો રસ, ખીસાં અન્ન, સરદી વાળા દેશનું માંસ, એટલી વસ્તુઓ પ્રમેહ વાળાએ ખાવી નહીં.

**કફના ૧૦ પ્રમેહ વાળાને આ ઊકાળો યોગ્ય છે**–નાગરમોથો, હરડેની છાલ, લોદર, કાયફળ, એને બરાબર લઇ જ્યારે ખાંડીને ટંક ૫ નો ઉકાળો કરી મધ મેળવી પ્રતિદિન પીએ, તો પિત્ત કફના પ્રમેહ જાય ૧. અથવા ખસ (વીરણુ), લોદર, કાહુંની છાલ, રક્તચંદન, એને બરાબર લઇ જ્યાંરે ખાંડીને ટંક ૫ નો ઉકાળો કરી રોજ મધ નાખીલે. તો પિત્તના પ્રમેહ જાય ૨-આ ઉપાય ભાવપ્રકાશમાં છે.

**જળ પ્રમેહના ઉપાય**–ધાવડીના ઝાડની છાલ, કદમની છાલ, રક્તચંદન, સાલરીના વ્રક્ષની છાલ, એનો ઉકાળો કરી પીએ, તો જળ પ્રમેહ જાય ૩.

**રક્ત પ્રમેહના ઉપાય**–વાસી પાણીમાં દરાખનું સરબત કરી તેમાં જેઠીમધ, ધોળી સૂખ ડ. નાખીને પીએ, તો રક્ત પ્રમેહ જાય ૪.

**ક્ષાર પ્રમેહના ઊપાય**–સુંદર સ્ત્રીની સાથે સંભોગ કરવાથી ક્ષાર પ્રમેહ જાય ૫. અથવા ધાવડીના ઝાડની છાલ, કાહુવ્રક્ષની છાલ, અરડુસાની છાલ, કીસોરા, કેળની ભીતરની ધોળી છાલ, કમળનું મૂળ, દરાખ, એ સર્વેનો ઉકાળો કરી આપે, તો ક્ષાર પ્રમેહ જાય ૬.

**તક્ર પ્રમેહના ઊપાય**–લોદર, કાહુની છાલ, ખસ, લીમડાનાં પાન, આમળાં, રક્તચંદન એ સર્વનો ઉકાળો કરીને તેમાં ગોળ નાખી પીએ, તો તક્ર એટલે છાશિયો પ્રમેહ અને પિડિકા પ્રમેહ એ બંને જાય ૭.

**શુક્ર પ્રમેહના ઉપાય**--દરો, મૂર્વા, ડાભનું મૂળ, કાસનું મૂળ, દાંતી, મજીઠ, સાલરીની છાલ, એનો ઉકાળો લે, તો શુક્ર પ્રમેહ અને રૂધિર પ્રમેહ એ બંને જાય ૮.

**ઘૃત પ્રમેહના ઉપાય**-ત્રિફળા, ગરમાળાનો ગોળ, તથા તેનું મૂળ, મૂર્વા, સરગવાનાં પાન, લીમડાનાં પાન, કેળનું અંદરનું સફેત છોડું, કાળી દરાખ, એનો ઉકાળો કરી આપે, તો ઘૃત પ્રમેહ જાય ૯.

**ઇક્ષુ પ્રમેહના ઉપાય**–કોષ્ટ, પિત્તપાપડો, કડુ, શાકર, એનો ઉકાળો કરી આપે, તો ઇક્ષુ પ્રમેહ જાય ૧૦. અથવા અરણીનું મૂળ, પાઢલ, ધમાસો, અરલૂ, ખાખરાનું મૂળ, એનો ઉકાળો આપે, તો ઈક્ષુ પ્રમેહ જાય ૧૧

**પિત્તના પ્રમેહના ઊપાય**–કમળનું મૂળ, કાહુની છાલ, ઇન્દ્રજવ, ધાવડીના ઝાડની છાલ આમલીની છાલ, આમળાં, લીંબોળીઓ, એમાં શાકર નાખી પીએ, તો પિત્તના પ્રમેહ જાય ૧૨.

**કફના પ્રમેહના ઊપાય**--વાવડીંગ, રાળ, કાહુંવ્રક્ષની છાલ, કાયફળ, કદમની છાલ, લોદર, વિજયક્ષાર, એનો ઉકાળો કરી આપે, તો કફના પ્રમેહ જાય ૧૩.

**સંપુર્ણ પ્રમેહ માત્રનો ઊપાય**--નાગરમોથ, ત્રિફળા, હળદર, દેવદારૂ, મુર્વા, ઇન્દ્રજવ, લોદર, એનો ઉકાળો કરી આપે, તો સંપૂર્ણ પ્રમેહ માત્ર, અને મૂત્રગ્રહ, દૂર કરે છે ૧૪. અથવા કરિઆરી, હરડેની છાલ, હળદર, કાહુની છાલ, આ સર્વે બરાબર લઇ બારીક વાટી, એની બરાબર એમાં શાકર મેળવી ટંક ૫ મધની સાથે ખાય, તો સર્વ પ્રકારના પ્રમેહ જાય ૧૫.

**મધુ પ્રમેહના ઊપાય**--વડના મૂળની છાલ, અરલૂના મૂળની છાલ, ચારોળીના ઝાડની છાલ, આમળાના ઝાડની છાલ, પીપળાના મૂળની છાલ, ગરમાળાના મૂળની છાલ, જેઠી મધ, લીમડાની છાલ, પડોળ,વરણીની છાલ, દાંતી, મરડાશીંગો, ચિત્રક, કાચકીનું મુળ, ઇંદ્રજવ, ત્રિફળા, શુદ્ધ ભિલામા, સુંઠ,કાળાં મરી, તજ, તમાલપત્ર, ઇલાયચી, આ સઘળાં બરાબર

* વીસ ૨૦ પ્રકારના પ્રમેહ છે જે ઊપર ઔષધિ ઘણા પ્રકારની છે, અને સારા વૈદ્યના કૃતક તો પછી જુદાંજછે તે લખીએ છીએ-મુબઇનો શ્રીધર નામે વૈદ્ય એક દિવસના સમા જોગને વીશે કોઇ પ્રમેહ વાળા રોગીને ઓષડ આપેછે એટલામાં તેના એક મિત્રે સમ ખાઇને નિદાન કહ્યું કે આ રોગની તો દવા મારા ગુરૂએ મને સારી બતાવી છે તે મને યાદ છે તે તમો આપો-તે એ કે- છોટી ઇલાયચી તોલો ૧, ફટકડી તોલો ૧, શાકર તોલા ૨, એ સર્વેને બારીક વાટી લુગડે ચાળી પડીકાં નંગ ૩ કરી શીતળ દૂધની સાથે આપવાથી આરામ થયો. આ ઉપાય નજર પહોંચે તો આપજો.

લઈ બારીક વાટી ટંક ૨ાા, મધની સાથે રોજ ખાય, તો મધુ પ્રમેહ જાય ૧૬. અથવા વડની મૂળીને આદિ લઇ એ ઓસડોનો ઉકાળો આપે, અથવા એનું તેલ, યા ઘૃત કરે, તે તેલનું તો મર્દન કરે અને ઘીને ખાય (પીએ) તો મધુ પ્રમેહ જાય ૧૭. ઇતિ **न्यग्रोधाद्यं चूर्णम्.**

અથવા સોધી (કાંકરાની) સોના મક્ખી, પાષાણુ ભેદ, શોધી સિલાજીત. સુખડ, કચુરો, પીપરો, વંશલોચન. આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૨ાા લઇ, ટંક ૧૦ મધ મેળવી ગાયના દૂધની સાથે રોજ પીએ. તો મધુ પ્રમેહ અને મુત્રનો અવરોધ એ સર્વને આ દૂર કરે છે ૧૮. એ સર્વ ઉપાય આત્રેયમાં લખ્યા છે.

**ચંદ્રપ્રભા ગુટિકા લખીએ છીએ**–કચુરો ટંક ૧, વજ ટંક ૧, નાગરમોથ ટંક ૧, કરીઆતુ ટંક ૧, દેવદારૂ ટંક ૧, હળદર ટંક ૧, અતિવિખની કળી ટંક ૧, દારૂહળદર ટંક ૧, પીપળી મૂળ ટંક ૧, ચિત્રક ટંક ૧, ધાણા ટંક ૧. ત્રિફળા ટંક ૧, ચવક ટંક ૧, ગજ પીપરો ટંક ૧, જવખાર ટંક ૧, સાજીખાર ટંક ૧. સિંધવખાર ટંક ૧. સંચળ ટંક ૧. વરાગડું મીઠુ ટંક ૧, સાર ટંક ૫. શાકર ટંક ૨, શુદ્ધ શિલાજીત ટંક ૪, શુદ્ધ ગુગળ ટંક ૪. એ સઘળાંને જુદાં જુદાં બારીક વાટી એ સર્વને મેળવી એક રસ કરવો; પછી પારો તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૪, અભ્રખ તોલા ૪ ભાર લઇ. પ્રથમ પારા ગંધકની કાજળી કરી તેમાં પેલાં સઘળાં ઓસડો મેળવવાં, પછી માસા ૪ એને મધ અને ઘીની સાથે લે, તો સર્વ પ્રમેહ માત્ર, હરસ ક્ષય, વીર્યના દોષ, નેત્ર અને દાંતના રોગ, ખાંસી, પાંડુરોગ, પગનું શૂળ, ઉદરના રોગ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, ફિયો, કોઢ, એ સઘળા રોગોને આ દૂર કરે છે ૧૯. ઇતિ **चंद्रप्रभा गुटिका.**

**પ્રમેહારી ચુર્ણ**–ત્રિફળા તોલા ૧૬, જીરૂ તોલા ૧૬, ધાણા તોલા ૧૬, કૌચનાં બીજ તોલા ૧૬, છોટી ઇલાયચી તોલા ૮; દાલચીની તોલા ૮, લવીંગ તોલા ૮, નાગકેસર તોલા ૮, તુખમલૈઆનાં બીજ તોલા ૮, એ સર્વને બારીક વાટી એક રસ કરી, પછી એને શાકર અને ઘીમાં મેળવી તોલા ૪ ભારના લાડુ બાંધી લાડુ ૧ રોજ સવારમાં ખાય, તો પ્રમેહ માત્રને દૂર કરે છે ૨૦. ઇતિ **प्रमेहारी चूर्णम्.**

**મધુ પ્રમેહના ઉપાય**–શોધ્યો પારો, શોધ્યો ગંધક, કાહુની છાલ, શાકર, એ સર્વ બરાબર લઇ ખલમાં બારીક વાટી સાલરીના મૂળના ૩ પુટ દેવા. પછી ખલ કરી તેની એક ૧ માસા પ્રમાણુની ગોળીઓ બાંધી ગોળી ૧ નિત્ય ખાય, તો મધુ પ્રમેહ જાય ૨૧. અથવા લોદર ટંક ૧ મધની અથવા ખરેંટીના ઉકાળાની સાથે લે, તો પ્રમેહ જાય ૨૨. અથવા ગળોનું સત્વ, ત્રિફળા, શાર, આ ત્રણે મેળવી મધથી ટંક ૧ ખાય, તો પ્રમેહ જાય ૨૩. અથવા શાકર, શિંઘોડા. રેવત ચીની; એ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૨ાા પાણીની સાથે રોજ લે, તો ઘણા દિવસનો પણ પ્રમેહ દૂર થાય ૨૪. અથવા ઉમૈડાનાં પાકાં ફળ તોલા ૪ ભાર. સિંધવખારની સાથે ખાય, તો અસાધ્ય પણ પ્રમેહ જાય ૨૫. અથવા **वंगेश्वर रस** રતી ૧ મધથી લે. અને એના ઉપર પાકાં ઉમૈડાનાં ફળનું ચુર્ણ મધથી લે, તો અસાધ્ય પણ પ્રમેહ દૂર થાય ૨૬.

**વંગેશ્વર રસની ક્રિયા લખીએ છીએ**–કલાઇ ચોખી શેર ૦ા લઇ ગાળવી, ગળતી વખત પારો ૦)= (એક નવટાંક) નાખવો, પછી એની થાળીમાં પાતળી પોપડી જમાવે, પછી એના નાનાં નાનાં કકડા કરી જુદા રાખવા, પછી પાંચ પાંચ શેરનાં મોટાં મોટાં છાણના બે છાંણા થાપી એક છાણાની ઉપર ૧ શેર કેસુડાંનું ચુર્ણ પાથરવું અને યુક્તિથી તેમાં મેંદીનું ચુર્ણ શેર ૧

મેળવી, પેલા પારા અને કલાઇના પતરાના કકડાને એ બંનેના ચુર્ણથી યુક્તિથી દાબી દઇ ઉપ ર બીજુ છાણું મૂકવું, પછી તેને યુક્તિથી નિર્વાત સ્થાનમાં ફુંકી દે. પછી ઠંડુ કરી જ્યારે તેનાં ફુલ સફેદ થઇ જાય અને પૂરી તોલ ઉતરે ત્યારે કાઢી લે આ વંગેશ્વર રસની ક્રિયાછે. એના ગુણનો પાર નથી-એ જુદાં જુદાં અનુપાનથી સર્વ રોગ માત્રને દૂર કરે છે ૨૭. ઇતિ **वंगेश्वर रसनी क्रिया** સંપુર્ણ. અથવા

**સોપારી પાક લખીએ છીએ**--દક્ષિણી સોપારી ૩૨ તોલા ભારને બારીક વાટી ગાયના ૩૨ તોલા ભાર ઘીમાં કસણી ૩ શેર ગાયના દુધમાં એનો ખરો માવો કરવો, પછી એ માવામાં "(નાંખવાનાં ઓસડો એ કે-)" નાગકેસર ટંક ૫, નાગરમોથો ટંક ૫, સુખડ ટંક ૫. સુંઠ ટંક ૫, કાળાં મરી ટંક ૫, પીપેરો ટંક ૫, આમળાં ટંક ૫, કોયલનાં બીજ ટંક ૫, જાયફળ ટંક ૫. લવીંગ ટંક ૫, ધાણા ટંક ૫, ચારોળી ટંક ૫, તજ ટંક ૫, તમાલ પત્ર ટંક ૫, ઇલાયચી ટંક ૫, બંને જીરૂં ટંક ૧૦, શિંઘોડાં ટંક ૫, વંશલોચન ટંક ૫. એ સર્વને બારીક વાટી માવામાં નાખવાં. પછી ૨૦૦ તોલા ભાર શાકરની ચાસણી કરી એ ચાસણીમાં સર્વ ઓસડો સમેત પેલા માવાને નાંખવો. પછી એની તોલા ૫ ભારની લાડુડીઓ બાંધી લાડુડી ૧ સવાર અને ૧ સંધ્યાકાળે ખાય, તો પ્રમેહ, જીર્ણજ્વર, અમલપિત્ત, હરસ. મંદાગ્નિ, ધાતુના દોષ, અને પ્રદર, એ રોગોને એ દૂર કરી શરીરને પુષ્ટ કરે છે ૨૮. ઇતિ **सोपारी पाक.**

**ગોખરૂપાકની વિધિ લખીએ છીએ**–ગોખરૂ શેર ૦ાા લઇને બારીક વાટી ગાયના ૧ શેર ઘીમાં કરમોડી (મોહી) પછી ૫ શેર ગાયના દૂધમાં એનો ખરો માવો કરી એ માવામાં "(નાંખવાના ઓસડો એ કે-)" બીલાનો મગજ ટંક ૨ાા, કાળાં મરી ટંક ૨ાા, લોહ ભસ્મ ટંક ૫, જાયફળ ટંક ૨ાા, સમુદ્રશોષ ટંક ૨ાા, ઇલાયચિ ટંક ૨ાા, *બરાસ કપૂર ટંક ૨ાા, તમાલ પત્ર ટંક ૨ાા, દાલચીની ટંક ૨ાા, હળદર ટંક ૨ાા, કોષ્ટ ટંક ૨ાા, તાલીમખાંના ટંક ૨ાા, અફીણ ટંક ૨ાા એ ઓસડોથી અર્ધો ભાગ ભાંગ લઈ એને બારીક વાટી તે માવામાં નાંખે, પછી ૪ શેર શાકરની ચાસણી કરી એ ચાસણીમાં પેલો ઓસડો સમેત માવો મેળવવો. પછી ટંક ૫. પ્રમાણની ગોળીઓ બાંધી ગોળી ૧ નિત્ય સદતી સદતી ખાય, તો પ્રમેહને દૂર કરી વિર્ય સ્થંભ થઇ સ્ત્રીઓને ઘણી પ્રસન્ન કરે.૨૯ ઇતિ **गोखरूपाक.** અથવા

**પંચાનન ગુટિકા**–ચિત્રક, શુદ્ધ ગંધક, સુંઠ, કાળાં મરી. પીપેરો, પારો, શુદ્ધ વચ્છનાગ, ત્રિફળા, નાગરમોથો, એ સર્વ બરાબર લઇ પ્રથમ પારા અને ગંધકની કાજળી કરવી પછી એ કાજળીમાં બાકીનાં ઓસડો બારીક વાટી મેળવે, પછી એને ભાંગરાના રસનો એક પુટ દઈ ખલ કરવો. પછી એની ટંક ૧ પ્રમાણની ગોળીઓ કરી ગોળી ૧ રોજ પ્રભાત સમય ખાય, તો અરાઢ પ્રકારના કોઢ જાય ૩૦. ઇતિ **पंचानन गुटिका.** આ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા બરાસ કપૂર માસો ૧, કસ્તુરી માસો ૧, અફીણ માસા ૪, જાવંત્રી માસા ૪, એ સર્વને નાગરવેલના પાનના રસમાં વાટી રતી ૧ પ્રમાણની ગોળીઓ બાંધી ગોળી ૧ નિ

---

*બરાસ કપૂરને ભીમસેની કપૂર કહેછે. અને એને સંસ્કૃતમાં શુદ્ધ કર્પૂર કહે છે. એજ વસ્તુને પાનના બીડા આદિ ઘણા પદાર્થોમાં યોજના કરવી યોગ્ય છે. એની સુગંધી ઘણી શ્રેષ્ટ છે. બળ વિર્યને વધારે છે. આંખમાં આંજવાના કામમાં આવે છે; અને મુખની દુર્ગંધતા દૂર કરે છે. ગરમી. પ્રમેહ, અરૂચિને દૂર કરે છે.

સ્ય દૂધ સાકરની સાથે લે. તો પ્રમેહ માત્ર દૂર થાય અને વિર્યસ્તંભ થાય ૩૧.

ઘૃત પ્રમેહના ઉપાય–ગળો, ચિત્રક, પહાડ, કુડાની છાલ. શેકી હીંગ, કડુ. કોષ્ટ, આ સર્વ બરાબર લઈ બારીક વાટી ટંક ૨ા પાણીની સાથે લે. તો ઘૃત પ્રમેહ જાય ૩૨. અથવા આમળાં હળદર, આ બરાબર લઇ ટંક ૫ રાત્રે પલાળી મૂકી સવારે એજ પાણીમાં વાટી મધ મેળવી પ્રતિદિન પીએ, તો પ્રમેહ માત્ર જાય ૩૩. અથવા

મેઘનાદ રસ--પારો, શોધ્યો ગંધક. સાર, શોધ્યો (કાંકરાનો) સોના મક્ખી, સુંઠ, મરી, પીપેરો, ત્રિફળા, શિલાજીત, બોરની મીંજ, હળદર, કોઠું, આ સવ બરાબર લઇ, પ્રથમ પારા અને ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં ઓસડો બારીક વાટી મેળવવાં. પછી તેને ભાંગરાના રસના પુટ ૨૧ દેવા, પછી ટંક ૧ા રોજ ખાય, તો પ્રમેહ માત્ર દૂર થાય ૩૪. ઇતિ मेघनाद रस. અથવા

હરિશંકર રસ–પારાની ભસ્મ, અભ્રખની ભસ્મ, એ બંને બરાબર લઇ આમળાના રસમાં દિન ૭ ખલ કરવો, પછી રતી ૧ રોજ ખાય, તો પ્રમેહ માત્ર જાય ૩૫. ઇતિ हरिशंकर रस. અથવા.

પ્રમેહ કુઠાર રસ–ઇલાયચી. બરાસકપૂર, ભારંગ, જાયફળ. ગોખરૂ. સાલરની છાલ, મોચરસ, પારો, અભ્રખ, બંગસાર આ સર્વ બરાબર લઇ એને ખલમાં બારીક વાટી રતી ૨ રોજ મધની સાથે ખાય. તો પ્રમેહ માત્ર દૂર થાય ૩૬. ઇતિ प्रमेह कुठार रस.

અથવા બકાયણનાં બીજ ટંક ૫ ચોખાના ધોવરામણમાં વાટી તેમાં ગાયનું ઘી મેળવી પ્રતિદિન પીએ, તો ઘણા દહાડાનો પણ પ્રમેહ જાય ૩૭. આ સઘળા ઉપાય સર્વસંગ્રહમાં લખ્યા છે. ઇતિ પ્રમેહ હરણ ઉપાય સંપૂર્ણ.

## આત્રેયના મતના પ્રમેહ પિડિકાનાં લક્ષણ અને ઉપાય લખીએછીએ

પિત્તની પિડિકા પીળી, અથવા લાલ હોય. દાહ અને તાવ હોય.-વાયુની પિડિકા કાળી હોય, શરીર કાંપે, મૂતરની વખત શૂળ ચાલે, પુરૂષ આકળ વિકળ થઇ જાય.- કફની પિડિકા સફેત, જાડી, શીતળ હોય, મોડી પાકે, સોજા સહિત હોય, અને આ સર્વ લક્ષણ જેમાં હોય તેને સન્નિપાતની પિડિકા કહે છે.

**પિડિકાના ઉપાય**--ધાવડીની છાલ, કાહુની છાલ, કદમની છાલ, બોરડીની છાલ, સરસની છાલ, લીમડાની છાલ, એ સર્વનો ઉકાળો કરી તેના પાણીથી એ પિડિકાને ધુવે, તો પિડિકા સારી થાય ૧.

**ઈંદ્રિના ઊપર પરૂ પડી ગયું હોય તેના ઉપાય**–કાહુની છાલ, કદમની છાલ, તેંદૂની અંતર છાલ, એના ઊકાળાથી ધૂએ તો ઇંદ્રીનું પરૂ મટી જાય ૨.

**ઇંદ્રીના ઉપર વાયુની પિડિકા થાય તેના ઉપાય**–ભાંગરાનો રસ, તુલશીનાં પાન, પડોળનાં પાન એને કાંજીમાં વાટિ પિડિકાએ લેપ કરે, તો પિડિકા જાય ૩.

**પિત્તની પિડિકાના ઉપાય**–જેઠી મધ, કોષ્ટ, રક્તચંદન, ખસ, રોહિષ, ગેરૂ, કમળ કાકડી, એ દૂધમાં વાટી પિત્તની ફોલ્લિયોએ લેપ કરે, તો તેની બળતરા દૂર થાય ૪.

**ઈંદ્રીની ફોલ્લિયો પાકી જાય તેના ઉપાય**--શીતળ પાણીએ ૧૦૦ વાર ધોએલા માખણનો લેપ કરે, તો તેની બળતરા દૂર થાય ૫. અથવા કદમનાં પાન, કાહૂનાં પાન, દાડમડીનાં પાન, ખેરનાં પાન, આમળાના ઝાડનાં પાન, એને ગરમ પાણીમાં વાટી લેપ કરે, તો ફોલ્લિઓનું

પરૂ જાય ૬. અથવા ત્રિફળાના પાણીએ ધોવાથી પરૂ જાય ૭. અથવા કાંજીએ ધોવાથી. છાશે ધોવાથી, શીતળ પાણીએ ધોવાથી, પરૂ જાય ૮. આ ઉપાય આત્રેયમાં લખ્યા છે.

**રસ રત્નાકરના ઊપાય**-કપાસીઆની મીંજને ભેંશની છાશમાં દિન ૭ ખલ કરે, પછી એમાંથી માસા ૨ નિત્ય ખાય. તો લાલા પ્રમેહ જાય ૧.

**બહુમૂત્ર પ્રમેહના ઉપાય**--મારેલો પારો, વંગ અથવા વંગેશ્વર, સાર, અભ્રખ, આ સર્વને બરાબર લઇ મધમાં દિન ૧ ખલ કરવો. પછી માસો ૧ મધમાં રોજ ખાય, તો બહુ મૂત્ર પ્રમેહ જાય ૨. ઇતિ **तालकेश्वर रस.** એ રસ ખાધા પછી ઉમેડાનાં પાકાં ફળનું ચૂર્ણ કરી ટંક ૨॥ ઊપરથી લે, તો બહુ મૂત્ર પ્રમેહ જાય ૩. અથવા **पंचवक्र रस** માસા ૨ લે, તો બહુ મૂત્ર પ્રમેહ જાય ૪. આ ઊપાય **રસ રત્નાકરમાં છે.** ઇતિ પ્રમેહ અને પ્રમેહ પિડિકા રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે મૂત્રકૃછ્ર. મૂત્રાઘાત, પથરી, શર્કરા, પ્રમેહ, એ સર્વ રોગોના ભેદ સંયુક્ત, ઉત્પત્તિ, લક્ષણ, ઊપાય, નિરૂપણ નામ દ્વાદશસ્તરંગઃ સમાપ્ત ૧૨.

**તરંગ ૧૨ મું સમાપ્ત.**

# તરંગ ૧૩ મું.

## મેદરોગ

**મેદ રોગની ઉત્પતિ લક્ષણ**–ઘણા એસ આરામના કરવાથી તથા બેઠા રહેવાથી, દહાડે સુવાથી, અને કફકારી વસ્તુઓ તથા મધુર અન્ન, ઘીને આદિ લઇ ચિકણી વસ્તુઓના ખાવાથી મેદ વધે છે, અને જ્યારે મેદ વધે છે ત્યારે માણસ કાંઇપણ કામ કરી શકતા નથી, કેમકે બીજી જે હાડકાં, મજ્જા, વિર્ય આદિ ધાતુ છે તે મેદના વધવાથી પૂષ્ટ થાય નહીં, અને માણસ નકામો થઇ જાય ૧.

**મેદના બીજા દોષ લખીએ છીએ**–જેને મેદ હોય તેને ક્ષુદ્ર સ્વાસ, તરસ, મોહ, એ થાય. કરાંઝતા સૂએ-શરીરમાં પીડા થાય-છીંક અને પસીનો આવે-શરીરમાં દુર્ગંધિ આવે- મૈથુન કરવાનું સામર્થ હોય નહીં. આ મેદ વાળાનાં લક્ષણ છે.

**મેદનાં સ્થાન**–પ્રાણી માત્રને પેટમાં મેદ રહે છે. એ કારણ મેદ પેટને વધારે તથા દીપ્યમાન કરે છે, કેમકે મેદે કરીને ઢંકાયો છે જેનો માર્ગ એવો જે વાયુ તે કોઠામાંજ વિચરીને અગ્નિને દેદીપ્યમાન કરી ભોજનનીજ વાસના રાખે. ત્યારે માણસને ઘણા ખાવાથી અનેક ભયંકર રોગ ઘણા દીવસોમાં ઉત્પન્ન કરે છે, પાછી પેટમાં રહેતો જે અગ્નિ અને પવન, તેથી સ્થૂળ થયો જે એ મેદ વાળો પુરૂષ, તેને આ અગ્નિ દગ્ધ કરે છે. આ ઠેકાણે દ્રષ્ટાંત આપીએ છીએ કે-જેમ વનમાં રહેતો જે અગ્નિ તે પવનને દગ્ધ કરે છે. પછી મેદના ઘણા વધવાથી પેટમાં રહેતા જે વાયુ, પિત્ત, અગ્નિ, એ ઘણા વિકારને ઉત્પન્ન કરી તે માણસને મારી નાખે છે.

**સ્થુળનાં લક્ષણ**-મેદ માંસ જ્યારે ઘણાં વધે છે ત્યારે પુરૂષના કૂલા, પેટ, સ્તન વધીને લથડ

લથડ હાલે,અને પુરૂષનાં બળ, માંસ, ઉત્સાહ, જતાં રહે, તેને સ્થુળ કહે છે. પછી સ્થૂળ પૂરૂષને વિસર્પ, ભગંદર. વિષમજ્વર, અતિસાર, હરસ પામા આદિ ભયંકર બીજા પણ રોગ થાય છે.

## મેદવાળા રોગીના ઉપાય.

જુના ચોખા, મગ, કુલત્થ. કોદ્રી, આ ખાવાં- અને લેપન, પિચકારી. ખેદ, ચિંતા, કુસ્તી, માર્ગનું ચાલવું. મધ અને જવનું ખાવું, જાગવું, ખારા રસ, એરંડાનાં પાનની તરકારી (શાક) હીંગ, ભાતનું ઓસામણ, એટલી વસ્તુઓ એ રોગ વાળાને ખાવા યોગ્ય છે ૧- અથવા ગળો, ત્રિફળા. એના ઉકાળાથી મેદનો રોગ જાય ૨. અથવા ગળો, ત્રિફળા એનો ઉકાળો કરી તેમાં સાર અને મધ મેળવી પીએ, તો મેદનો રોગ જાય ૩. અથવા વાશી ઠંડા પાણીમાં મધ નાખી પીએ. તો મેદનો રોગ જાય ૪. અથવા ગરમ (ઉન્હુ) અન્ન ખાય. અથવા ભાતનું ઓસામણ પીએ. તો મેદનો રોગ જાય ૫. અથવા સુંઠ મરી. પીપેરો. ચિત્રક, ત્રિફળા, નાગરમોથો, વાવડીંગ. એના ઉકાળામાં ગુગળ નાખી પીએ, તો મેદનો રોગ જાય ૬. અથવા પીપેરો મધમાં પ્રતિ દિન ચાટે, તો મેદનો રોગ જાય ૭. અથવા ધંતૂરાનાં પાનના રસનું મર્દન કરે, તો મેદનો રોગ. જાય ૮. અથવા

**વડવાનલ રસ**--પારો, તાંબેશ્વર, સાર, બીજાબોળ એને બરાબર લઇ બારીક વાટી *કુકર ભાંગરાના રસમાં દિન ૩ ખલ કરવો, પછી રતી ૨ પ્રમાણ પ્રતિદિન મધથી ચાટે, તો મેદનો દોષ જાય ૯. ઇતિ **वडवानल रस**. એ વૈદ્યરહસ્યમાં છે.

અથવા ચવક, જીરૂ. સુંઠ. કાળાં મરી, પીપેરો. શેકી હીંગ, સંચળ ખાર આ સર્વ બરાબર લઇ બારીક વાટી શેકેલા જવના લોટની સાથે ટંક રાા પ્રતિદિન ખાય, તો મેદનો રોગ જાય ૧૦. એ ચક્રદત્તમાં લખ્યો છે. અથવા

વાવડીંગ. સુંઠ, જવખાર. પીપેરો. સાર, અને બારીક વાટી તેમાં ટંક ૧ જવ, એને આમળાં નું ચુર્ણ કરી મેળવી મધથી લે. તો પ્રમેહનો રોગ જાય ૧૧. અથવા બોરડીનાં પાનનું કલ્ક. કાંજીના પાણીમાં નાખીને તેમાં અરણીનો રસ તથા શિલાજીત નાખીને પીએ. તો મેદનો રોગ જાય ૧૨.

**અમૃત ગુગળ**–ગળો. ઇલાયચી, કુડાની છાલ, આમળાં એ સર્વ અનુક્રમથી એકથી એક અધિક લેવાં, અને એ સર્વની બરાબર ગુગળ લઇ એના એક રસ કરી ટંક ૧ા મધની સાથે લે, તો મેદનો રોગ. અને ભગંદર સર્વ જાય ૧૩. ઇતિ **अमृत गूगळ**, એ ચક્રદત્તમાં છે.

**ત્રિફળાદ્યં તૈલ**–ત્રિફળા, અતિવિખની કળી, મૂર્વા. નસોતર, ચિત્રક, અરડૂસો. લીમડાની છાલ. ગરમાળાનો ગોળ, પીપળી મૂળ, બંને હળદર, ગળો, ઇંદ્રવરણું, પીપેરો. કોષ્ટ, સરસવ સુંઠ. આ સર્વ બરાબર લઇ એનો ઉકાળો કરી એમાં તુળશીનો રસ અનુમાન માફક નાખવો, પછી તેમાં તેલ પકવવું, પછી એ તેલનું મર્દન કરે, અથવા બદલ દેઇ પિચકારી.મારે, તો મેદ અને કફના રોગને દૂર કરે છે ૧૪. ઇતિ **त्रिफळाद्यं तैलं**, આ ચક્રદત્તમાં છે.

---

* કુકરભાંગરો એ નામે એક વનસ્પતિમાં બુટ્ટી છે, જેને હિંદિમાં તથા મારવાડી વગેરેમાં કાગ લાંનો બેત કહે છે.અને ગુજરાતિમાં હાડીઆ કરહણ કહે છે, એ બુટ્ટી ચોમાસામાં ઘણી થાય છે, જેનાં પાંદડાં પંઝા સરખાં આવે છે. અને એક પાનની ડાંડીમાં પાંચ પાંચ પાન હોય છે. અને તે ઘણું કરી જમીનથી ઊંચામાં ઊંચી ૧ હાથને આસરે હોય છે. અને જેને મગની શાંગો સરખી શીંગો આવે છે. વાસ મછલાંદિ આવે છે, અને તે ઉકેડા કે બીજી ખાતરની જગામાં થાય છે. એ બુટ્ટી દેસ પ્રસીદ્ધ છે.

ઇતિ મેદ રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

**દેહમાં પસીનાથી દુર્ગંધિ આવતી હોય તેના ઉપાય**–અરડુસાના પાંદડાંના રસમાં શંખનું ચૂર્ણ મેળવી લેપ કરે. તો શરીરની દુર્ગંધિ જાય ૧. અથવા બીલીના પાંદડાંમાં શંખનું ચૂર્ણ મેળવી લેપ કરે, તો શરીરની દુર્ગંધિ જાય ૨.

**કાખમાં વાસ આવતી હોય તેના ઉપાય**–લીંબોયીના પાનના રસનો લેપ કરે, તો કાખના પસીનાની વાસનો દોષ દૂર થાય ૧. અથવા હળદરને અધખળી કરી પાણીમાં વાટીને લેપ કરે, તો કાખની દુર્ગંધિ જાય ૨. અથવા નાગકેસર, સરસની છાલ, લોદર, ખસ, હરડેની છાલ, એને પાણીમાં વાટી ચોળે, તો શરીરની દુર્ગંધિનો દોષ જાય ૩. અથવા બોરડીનાં પાનને પાણીમાં બારીક વાટી શરીરે મર્દન કરી, નહાઇ નાંખે, તો શરીરના દુર્ગંધિપણાનો દોષ જાય ૪. આ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

**શરીરની દુર્ગંધિ દુર થવાનુ મર્દન**–નાગરવેલનાં પાન, હરડેની છાલ, કોષ્ટ, એને પાણીમાં વાટી શરીરે મર્દન કરે, તો શરીરની દુર્ગંધિ જાય ૫. એવૃંદમાં છે.

**સ્ત્રીની કાંતિ સારી કરવાનો ઉપાય**–હરડેની છાલ, લોદર, લીમડાનાં પાન, દાડમનાં છોડાં, આંબાની છાલ, એને પાણીમાં બારીક વાટી શરીરે લેપ કરે, તો શરીરની કાંતિ વધે ૬. આ કાશીનાથ પદ્ધતિમાં છે.

**કાખની દુર્ગંધિ દૂર કરવાના ઉપાય**--કોષ્ટ, હળદર, આંબા હળદર એને ગાયના મુત્રમાં, અથવા છાણમાં વાટી (પાણીથી) લેપ કરે; તો કાખની દુર્ગંધિ જાય. અને એ ઉપાયથી કોઢ પણ જાય ૭. આ ઉપાય ચક્રદત્તમાં લખ્યા છે.

**શરીરની દુર્ગંધિ દૂર થવાના ઉપાય**--કુલત્થ. તથા, કોષ્ટ, છડછડીલો, શુખડ, શેકેલા જવનું ચુર્ણ, તજ, વજ, એને પાણીમાં બારીક વાટી શરીરે લેપ કરે, તો શરીરની દુર્ગંધિ જાય ૮. આ સાર્ગંધરમાં છે.

## ક્ષીણરોગ. (કૃશ્ય)

**કૃશ્ય રોગની ઉત્પતિ લક્ષણ**-કૃશ રોગને લૌકિકમાં ક્ષીણતા કહે છે. વાયડી વસ્તુઓ અને સુકાં અન્નના ખાવાથી. લાંઘણો, ઘણું મૈથુન, ખેદ, એ સર્વના કરવાથી–ભયથી-ધન પુત્રાદિકનો નાશ થવાના ઘણા સોચથી, આ કારણોથી પુરૂષને કૃશ્ય રોગ ઉત્પન્ન થાય છે.

**કૃશ્ય રોગનાં લક્ષણ**–કૂલા. પેટ, ખાંધ, એ સૂકાઇ જાય. નસો નિકળી આવે. હાડ, ચામડી શરીરમાં બાકી આવી રહે. શરીર દુર્બળ થઇ જાય. આ લક્ષણ હોય. તો ક્ષીણતાનો રોગ માણસને જાણિયે.

**માણસ અત્યંત ક્ષીણ પડી ગયો હોય તેને આટલા રોગ થાય**–ક્રિયો, ખાંશી, ક્ષય. ગોળો, હરસ, ઉદરના રોગ, સંગ્રહણી. આફરાને આદિ લઇ ઓર પણ રોગ થાય. અને ઘણાક પુરૂષ દેખાતા દુબળા હોય છે કેમકે તેને શરીરમાં મેદનો ભાગ તો થોડો, અને વિર્યનો ભાગ ઘણો રહે, મૈથુન ઘણું કરે, તથા બંધેજ પણ બહુ રહે, અને સ્ત્રીઓને ગર્ભ સ્થિત (રાખે) કરી દે. અને કેટલાક દેખાતા, તો શરીરના પુષ્ટ, પણ તે બળહિણ તથા મૈથુનાદિકમાં સામર્થ રહિત હોય તેને ક્ષીણ કહે છે. તેના શરીરમાં મેદનો ભાગ તો ઘણો અને વિર્યનો ભાગ થોડો થાય છે, તે

થી તેને પણ ક્ષીણુજ કહિયે. ———o———

## કૃશ એટલે ક્ષીણુતાના ઉપાય.

જેટલાં બળકારી અને બંધેજનાં ઓસડો છે, તથા જેટલાં પુષ્ટકારી ઘૃત, દૂધ, માંસ આદિક પદાર્થો છે, તેથી ક્ષીણુતાનો રોગ દૂર થાય છે ૧. અને એના ઉપાય પુષ્ટાઇમાં, ગ્રંથની સમાપ્તિમાં લખ્યા છે.

**ક્ષીણતાના અસાધ્ય લક્ષણ**–જે પુરૂષને સ્વતઃસ્વભાવથી ક્ષીણુતા અને મંદાગ્નિ હોય, અને સદા શરીર દૂર્બળ રહે તેના ઉપાય છે નહીં. આ સર્વ ભાવપ્રકાશમાં લખ્યા છે.

ઇતિ કૃશ એટલે ક્ષીણુતાના રોગનિ ઉપ્તતિ, લક્ષણ ઉપાય સંપૂર્ણમ્.

---

## ઉદર રોગ.

---

**ઉદર રોગની ઉત્પત્તિ** લક્ષણ–સર્વ ઉદર રોગ ૮ આઠ પ્રકારના છે તેને આદિ લઈ સર્વ ઉદર રોગ મંદાગ્નિ વાળા પુરૂષને નિશ્ચય ઊત્પન્ન થાય છે. અને અજીર્ણથી અનંત રોગ ઉપજે છે એવી એવી વસ્તુઓના ખાવાથી ઉદર રોગ થાય છે. અને દોષોનો સમૂહ, તથા મળ અને આમનો સંચય કોઠામાં હોય. તો પુરૂષને ઉદર રોગ થાય છે ૧.

**ઉદર રોગની ઉત્પતિ**–કુપથ્યથી સંચયને પ્રાપ્ત થયા જે વાયુ, પિત્ત, કફ તે પાણીને લઇ ચાલનારી નસોને રોકે છે અને હ્રદયનો પવન, અગ્નિ, ગુદાનો પવન, એને બહુ દૂષિત કરી ૮ આઠ પ્રકારના ઊદર રોગને ઉપ્તન્ન કરે છે.

**ઉદર રોગનાં સામાન્ય લક્ષણ**–પેટમાં આફરો હોય; ફરવા હરવાનું સામર્થ્ય જતું રહે. શરીર દુર્બળ હોય, મંદાગ્નિ થઇ જાય. શરીરમાં સોજો તથા હાડમાં હાડ કળતર હોય. મળ મૂત્ર સારી પેઠે ઉતરે નહીં, શરીરમાં દાહ હોય; આ લક્ષણ હોય ત્યારે જાણીએ કે એને ઉદર રોગ છે.

***આઠ પ્રકારના ઉદરરોગનાં નામ લખીએ છીએ**–વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, ક્રિયાનો ૫, ઝાડો બંધ થવાનો ૬, ચોટ લાગવાનો ૭. જળોદરનો ૮,

**વાતોદરનાં લક્ષણ**–જે માણસના પગ, હાથ, દુંટીએ સોજો હોય,- કુખમાં, પસવાડામાં, કેડમાં, પીઠમાં, અને સાંધે સાંધામાં પીડા હોય, સુકો ખાંસે, શરીર ભારે રહે, ઝાડો ઉતરે નહીં, શરીરની ચામડી, નખ, આંખો, એ કાળાં પડી જાય- પેટમાં પીડા. અને આફરો હોય-પેટ બોલ્યા કરે--આ લક્ષણ હોય ત્યારે વાયુના ઊદરનો વિકાર જાણિયે ૧.

**પિત્તોદરનાં લક્ષણ**–જેમાં તાવ, મૂર્છા, દાહ, તરસ, આ હોય,-મુખ કડવું રહે. ચકરી અતિસાર, આ સર્વ હોય- તથા શરીરની ચામડી પીળી. લીલી હોય--શરીરમાં પસીનો આવે. અને

---

*આઠ પ્રકારના ઉદરરોગ છે, જેને જળોદર રોગ કહે છે, જે પેટનું મોટાપણું છે. અને એ મહા અસાધ્ય રોગછે. એ રોગના ઉપાય તો ઘણાએ છે પરંતુ રોગ પ્રગટ થતાંજ ઉપાય કરવા યોગ્ય છે. નસોમાં પાણી ભરાઇ જાય છે તે કોઇ યુક્તિથી ઔષધિ દ્વારા બહાર કાઢે, તો રોગી બચે, આ રોગમાં પેટ પાણી ભરાવાથી ઘણું મોટુ થાયછે તેને હાલના અંગ્રેજી વિદ્વાન દાક્તર લોક દુંટીની હેઠળ એક જાતનું નસ્તર ભોંકીને તેની નળીમાંથી પાણી બહાર કહાડે છે. એ છેવટના ઉપાયથી કેટલીક વેળા મોતના પંઝામાં આવી પડેલા રોગી બચી જાય છે.

દાહ હોય,ધુમાડા સહિત ઓડકાર આવે, ચામડીનો સ્પર્શ કોમળ હોય, ચામડી પાક્યા સરખી થઇ જાય. આ જેમાં લક્ષણુ હોય તેને પિત્તનો ઉદરરોગ જાણિયે ૨.

**કફોદરનાં લક્ષણ**—જેના શરીરમાં પીડા હોય-સુએ ઘણું-સોજો હોય. શરીર ભારે રહે. હૈયું દુખે, ભોજનમાં અરૂચિ હોય, મોડુ પચે. શરીર ઠંડુ રહે. અને પેટ બોલ્યા કરે. આ જેમાં લક્ષણ હોય તેને કફોદર કહીએ ૩. અને જેમાં એ સર્વ લક્ષણુ મળેલું હોય તેને સન્નિપાતનો ઉદરરોગ કહિયે ૪.

**દુષ્યોદરનાં લક્ષણ**—જે પુરૂષનો શત્રૂ કોઇ પ્રકારે સિંહના નખ અથવા મુચ્છના વાળ અથવા કોઇ દૃષ્ટ જાનવરનાં મળ, મૂત્ર, રૂધિર. વિર્ય,અથવ ઝેર કશામાં મેળવી યા અન્નપાનમાં ખવરાવી દે તેને દૂષ્યોદર ઉત્પન્ન થાય છે. એ તેનાં શરીરનાં રૂધિર, વાયુ. પિત્ત. કફ એ સર્વશરીરમાં કોપિત થઇ દૂષ્યોદર સન્નિપાતના ભયંકર ઉદર રોગને ઉત્પન્ન કરે છે.પછીએ ઉદરરોગ વર્ષાઋતુમાં કોપિત થઇને માણસને ઘણું હેરાન કરી મૂર્છીત કરી મૃત્યુ તુલ્ય કરી દે તેને દૂષ્યોદર કહિયે ૫.

**પ્લીહોદર એટલે પ્લિયાનાં લક્ષણ**—ગરમ વસ્તુઓના ખાવા તથા ગરમ વસ્તૂઓના પીવાથી દૂષ્ટ થયું જે રૂધિર તે કફથી પ્લિયાને વધારે છે,પછી વધ્યો પ્લિયો ડાબા પસવાડામાં ઉદરના રોગને ઉત્પન્ન કરે છે.એથી પિડિત માણસને મંદાગ્નિ જીર્ણજવર થઇ જાય. બળ જતું રહે એ લક્ષણ થાય તો પ્લીહોદર કહિયે ૬.

**મળના બદ્ધ ગુદોદરનાં લક્ષણ**—જે પુરૂષ સાફ કર્યા વિના અન્ન ખાય અને તેમાં વાળ. કાંકરા, રેત, ધૂળ, એ મળ્યાં થાય તેના દોષોને લીધે મળનો સંચય હોય ત્યારે તે પુરૂષને કષ્ટથી થોડો થોડો ગુદાને રસ્તે મળ ઉતરે, અને તે પુરૂષનું હૈયું, દૂંટી વધી જાય તેને વૈદ્ય બદ્ધગુદોદર કહે છે ૭.

**ક્ષતોદરનાં લક્ષણ**—જે પુરૂષ પથ્થરને આદિ લઇ રેતથી મળેલું અન્ન ખાય તે પુરૂષનાં આંતરડાં કાપી અન્ન પાણી સમાન થઇને ગુદાને માર્ગે નિકળે, અને તેની ગુદા રાત દહાડો વલ્યા કરે, તથા તેનું પેડૂ વધે અને પેડૂમાં પીડા ઘણી થાય તેને ક્ષતોદર કહે છે ૭. ક્ષતોદર અને બદ્ધ ગુદોદર એકજ છે.

**જળોદરનાં લક્ષણ**—જે પુરૂશે ઘી વગેરે ખાધું હોય. અથવા વસ્તિકર્મ કર્યું હોય, અથવા જુલાબ લીધો હોય, અથવા ઓકારી કરી હોય, એવા પુરૂષો એ કર્મ ઉપર શીતળ પાણી પીએ તે પુરૂષોની પાણીને લઇ ચાલનારી જે નસો તે દૂષિત થાય, અને સ્નેહે કરીને લીંપાયલી જે એજ નસો તેને વિષે એ શીતળ પાણી જળોદરને ઉત્પન્ન કરે છે. પછી એ ઉત્પન્ન થયું જે જળોદર તે દૂંટી નીચે આસ પાસ ચોગડદમ ગોળ અને ચિકણું થઇ પાણીની મસક સમાન બહુ વધે ત્યારે માણસ તેથી ઘણો દૂખી થાય, તથા તેનું શરીર કાંપે. એ લક્ષણ હોય તેને જળોદર કહીએ ૮. એ સર્વ આઠે ઉદરરોગ ઉત્પન્ન થતાંજ કષ્ટસાધ્ય છે. અને બળવાન પુરૂષને જળોદર તત્કાળ થાય તે સાધ્ય છે.

**ઊદર રોગનાં અસાધ્ય લક્ષણ**—બદ્ધ ગુદોદર હોય, તો એક પક્ષ ઉપરાંત અસાધ્ય જાણિયે. અને જળોદર તો અસાધ્યજ છે. અથવા પસવાડામાં શૂળ ચાલે. આંખો ઉપર સોજો હોય, તથા ઇંદ્રી વાંકી હોય, તથા જેના શરીરની ચામડી ગળી જાય; શરીરનું રૂધિર, માંસ, બળ

સર્વ જતાં રહે; અગ્નિ મંદ થઇ જાય તે પુરૂષ અસાધ્ય જાણિયે.

પુનઃ**અસાધ્ય લક્ષણ**--પસવાડામાં એવું શૂળ ચાલે તે જાણે પસવાડું તુટી ગયા જેવું થઇ જાય, અન્નમાંથી રૂચિ જતી રહે, શરીરમાં સોજો હોય તથા અતિસાર થઇ જાય, અને પેટ ખાલી હોય ને ભરાયલા જેવું દેખાય તો ઉદરરોગ અસાધ્ય જાણિયે.

---

## ઊદરરોગના ઉપાય.

**વાતોદરનાઉપાય**--દશમૂળના ઉકાળામાં એરંડીયું નાખી પીએ, તો વાતોદર જાય ૧. અથવા ત્રિફળાના ઉકાળામાં ગાયનું મૂત્ર નાખી પીએ, તો વાતોદર જાય ૨. અથવા

**કોષ્ટાદિ ચુર્ણ**--કોષ્ટ, દાંતી, જવખાર, પાઠ, સંચળખાર, સિંધવખાર, વરાગડું મીઠું, વજ, સુંઠ આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક ૫, ગરમ પાણીથી લે, તો વાતોદર જાય ૩. ઇતિ **कोष्टादि चूर्णम्.**

અથવા એક કળીના જીંડવાનું લસણ તોલા ૪૦૦ ભાર લઈ તેને વાટી ૧૬ શેર પાણીમાં ઉકાળવું. ઉકાળતાં તેમાં (નાંખવાનાં ઓસડો એ કે-) સુંઠ તોલા ૪, કાળાં મરી તોલા ૪, પીપર તોલા ૪, સાટોડીનું મૂળ તોલા ૪, સંચળ ખાર તોલા ૪, વિડલૂણ તોલા ૪, ત્રિફળા તોલા ૧૨, દંતી તોલા ૪, સરગવાની છાલ તોલા ૪, અજમો તોલા ૪, લીંડી પીપેરો તોલા ૪, નસોતર તોલા ૨૪ ભાર, એને બારીક વાટી પેલા લસણના ઉકાળામાં નાખવાં, અને તેમાં તેલ શેર ૨ નાખી મધુરી આંચે પકવતાં જ્યારે એ સર્વ રસ અને ઓસડો બળી જાય ને બકી તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી વાસણમાં ભરી મૂકવું પછી એને ટંક ૫ પ્રાતઃકાળે પોતાની અગ્નિ માફક પીએ, તો સઘળા ઉદરના રોગો, મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત્ત, અંતરગળ, પાશાશૂળ, આમશૂળ, અરૂચિ, ક્રિયો, અષ્ટીલા, હાડકળતર, સર્વ વાયુના રોગો, મહિનો ૧ સેવન કરે, તો આ સર્વ રોગોને દૂર કરે છે ૪.

**પિત્તોદરના ઉપાય**-જુલાબ લેવાથી પિત્તોદર જાય ૫.

**કફોદરના ઉપાય**-- નસોતરનું ચુર્ણ ટંક ૨॥ ઊંટડીના દૂધમાં નાખી તથા તેમાં એરંડીયું ટંક ૫, પીપર, પીપળી મૂળ, ચિત્રક, આ સર્વ ઓસડો તોલા ૧ ભાર નાખી એ દૂધને ૧ મહિના સુધી ગરમ કરી પીએ, તો કફોદર જાય ૬.

**સન્નિપાતના ઉદરરોગના ઉપાય**--સુંઠ, ત્રિફળા, એનો ઊકાળો કરી તેમાં દહીં અને તેલ અથવા ઘી નાખી પકવે પછી એ તેલ અથવા ઘીને ખાય, તો સન્નિપાતનો ઉદર રોગ જાય ૭. **અથવા ગરમ** દૂધમાં એરંડીયું અને ગાયનું મુત્ર નાખી પીએ, તો વાયુનો ઉદરરોગ જાય ૮. અથવા છાશમાં સંચળ ખાર, પીપેરો નાખી પીએ, તો વાતોદર જાય ૯. અથવા શાકર, કાળાં મરી, એ પાણીથી પીએ, તો પિતોદર જાય ૧૦. અથવા અજમો, ખેંણીનું મૂળ, જીરૂં, સુંઠ, કાળાં મરી, પીપેરો, એને બારીક વાટી ટંક ૫, ગરમ પાણીની સાથે લે, તો કફોદર જાય ૧૧. અથવા સુંઠ, કાળાં મરી, પીપેરો, જવખાર, સિંધવખાર એને બારીક વાટી ટંક ૫. ગરમ પાણીથી પીએ, તો સન્નિપાતનો ઉદર રોગ જાય ૧૨.

**નારાયણ ચુર્ણ**--અજમો, ખેંણીની છાલ, ધાણા, ત્રિફળા, પીપરો, કાળીજીરી, અજમોદ, પીપળી મૂળ, વાવડીંગ, આ સર્વ બરાબર લે, અને દંતી, એક ઓસડના હિસ્સાથી ત્રણ ઘણી લે,

અને નસોતર એક ઓસડના ભાગથી બમણું લે, અને ઇંદ્ર*વરણું એક ઓસડના ભાગથી બમણું લે, થારનું દૂધ સર્વથી ચોથણું લઇ એ સર્વને બારીક વાટી થોરના દૂધનો પુટ ૧ આપવો, પછી સુકવી ટંક ૨ા ગરમ પાણીથી લે. તો ઉદર અને વાયુના રોગોને દૂર કરે અને એને બોરડીની છાલના ઉકાળાની સાથે લે, તો ગોળાના રોગ જાય. અને દારૂની સાથે લે તો આફરા નો રોગ જાય. અને જાડી છાસમાં લે. તો બંધકોષ જાય અને દાડમના રસની સાથે લે,તો હરસના રોગ જાય. અને ગરમ પાણીથી લે, તો અજીર્ણ જાય. અને આ ચૂર્ણ ભગંદર પાંડુરોગ, ખાંસી. સ્વાસ, ક્ષયરોગ સંગ્રહણી, કોઢ, મંદાગ્નિ, અને વિખ માત્રને દુર કરે. જેમ ભગવાનનું સુંદર્શન ચક્ર દૈત્યોને મારે તેમજ આ નારાયણ ચૂર્ણ એ રોગોને દૂર કરે છે ૧૩. ઇતિ **नारायण चूर्णम.** અથવા

**નારાયણ ઘૃતં**–થોરનું દુધ, દંતી, ત્રિફળા, વાવડીંગ, ભોરીંગણી, ચિત્રક, કૂકરભાંગરો, એ સઘળાં શેર બે લઇ એથી ચોથણું પાણી નાખીને શેર ૧ ગાયનું ઘી નાખી મધુરી આંચે પકવતાં જ્યારે એ સર્વ ઓસડો તથા પાણી બળી જાય ને ઘી માત્ર બાકી રહે ત્યારે ઉતારી વાસણમાં ભરી રાખવું, પછી એમાંથી ટંક ૨ા લે, તો જુલાબ લાગી જઇ ઉદરના રોગોને દૂર કરે ૧૪. ઇતી **नारायण घृतं.**

**પુનર્નવાદિ ક્વાથ**–સાટીનું મૂળ, દારૂહળદર, કડુ, પડોળ, હરડેની છાલ, લીમડાની છાલ, દેવદારૂ, સુંઠ, ગળો, આ સર્વ બરાબર લઇ એને જ્યારે ખાંડી ટંક ૫ નો પ્રતિદિન ઉકાળો કરી ગાયનું મૂત્ર તથા ગુગળ નાખી રોજ પીએ, તો કફોદર, પસવાડાનું શૂળ, સ્વાસ, પાંડુરોગ,આ સર્વ જાય ૧૫. ઇતિ **पुनर्नवादि क्वाथ.** આ સર્વ ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા અજમો તોલા ૫૬, શેકેલો ટંકણખાર તોલા ૮ ભાર, એનું ચૂર્ણ કરી ટંક ૨ા ગરમ પાણીથી લે. તો ઉદરના રોગ જાય ૧૬. અથવા પીપરો તોલા ૨૦ ભાર લઇ તેને થોરના દૂધમાં દિન ૭ સુધી પલાળી રાખવી. પછી છાંયડામાં સૂકવી બારીક વાટી માસા ૪ પાણીથી એકેક દિવસને આંતરે લે, અને એના ઊપર ભાતને છાશ ખાય, તો ઉદરના રોગ જાય ૧૭.ઇતિ **उदरामय हरं चूर्णम**

અથવા પીપરો નંગ ૧૦૦૦ લઇ તેને થોરના દૂધના પૂટ ૭ દેવા, અથવા હરડેના ચૂર્ણને થોરના દૂધના પુટ ૭ દઈ તેમાંથી ટંક ૧ા, ગાયના મૂત્રની સાથે લે, તો સર્વ ઉદરના રોગ જાય ૧૮. અથવા દંતી, પીપેરો, સુંઠ, આ સર્વ બરાબર લે, અને એ સર્વથી બમણો ચોખલે, અને એથી ચોથે ભાગ વિડલુણ લે, પછી એને બારીક વાટી ટંક ૧ા ગરમ પાણીથી લે. તો પ્લિયોગોળો, મંદાગ્નિ, પાંડુરોગ, ઉદરના રોગ એ સર્વને દુર કરેછે ૧૯. અથવા આકડાનાં પાન, અને સિંધવખારને હાંલ્લામાં ભરી તેના મોંને બંધ કરી ફુંકી (અગ્નિમાં) દે. પછી એને વાટી ટંક ૫ પ્રતિદિન છાશમાં અથવા કુંવરના પાઠામાં લે, તો ઉદરના રોગો જાય ૨૦. અથવા સુંઠ અને ગોળ, અથવા ગોળ અને હરડે. અથવા ગોળ અને પીપરો, એને ટંક ૨ા રોજ ખાય

*ઇંદ્રવરણું, ઇંદ્રાયણ, કડુ વૃંદાવન, તુંબો ગડ તુંબો, તસ તુંબો. ઇંદ્રવારૂણી, એ નામથી પ્રસીધ છે એના વેલા ધરતી ઉપર પથરાય છે. મતિરા તથા કલિંગા સરખા વેલા, પાન, ફળ હોય છે. પરંતુ મતિરાથી એનાં પાંદડાં ફળ નાનાં હોય છે, એ કડવી ઘણી હોય છે. એનો ગુણ રેચાદિકમાં વિશેષ છે. ઉદર વિકારને એ ઉત્યમ ઔષધિ છે. એના ફળમાં અજમો ભરીને સુકાયા પછી ગરમ પાણીથી ફાકી લીધે પેટની પીડા મટે છે.

તો ઉદરના રોગ, સોજો, પીનસ, ખાંસી, અરૂચિ, જીર્ણજવર, હરસ, સંગ્રહણી, કફ અને વાયુના રોગો, એ સર્વને આ દૂર કરે છે ૨૧. આ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

જળોદરના ઊપાય.–મોરથૂથુ, ગંધક, પીપેરો, હરડેની છાલ, આ સર્વ બરાબર લઇ એને બારીક વાટી થોરના દૂધમાં દીન ૫ ખલ કરવો, પછી ગરમાળાના ગોળના રસમાં દીન ૫ ખલ કરવો, પછી એને માસો ૧ પ્રતિદિન ગરમ પાણીથી લે, તો જળોદર રોગ જાય; એ ઉપર ભાત ખાવો, અને આમલીનું સરબત પીવું ૨૨. ઇતિ उदरारि रस; આ જોગતરંગિણીમાં છે. અથવા

ઊદયભાસ્કર રસ.–સુંઠ, કાળાં મરી, પીપરો, પાંચે ખાર, ટંકણખાર, સાજી, આ સર્વ બરાબર લઈ એ સર્વેની બરાબર શુદ્ધ નીપાળાની દીવેલી લઇ એ સર્વને દંતીના રસના પુટ ૩ દેવા પછી બિજોરાના રસના પુટ ૩ દઇ ખલ કરી છાંયામાં સુકવી લે, પછી એમાં રતી ૦ાા અર્ગ્ની પ્રમાણ ખાય, તો સર્વ ઊદરના રોગો, ક્રિયો, ગોળો, આપરો, શૂળ, હરસ, એ સર્વ રોગોને આ રસ દૂર કર છે. અને એને આંખમાં આંજેથી સાપતુ ઝેર દૂર થાય છે ૨૩. ઇતિ उदय भास्कर रसः આ રસ રત્ન પ્રદીમાં છે. અથવા

બિંદુ ઘૃત.–આકડાનું દુધ તોલા ૯, કુડાની છાલ તોલા ૧૦, ચિત્રક તોલા ૫, પીપેરો તોલા ૫, શંખાવળી તોલા ૫, નીલનું મૂળ તોલા ૫, ગાયનું ઘી શેર ૧, થોરનું દૂધ તોલા ૨૫, નસોતર તોલા ૫, હરડેની છાલ તોલા ૫, કંપીલો તોલા ૫, એ સર્વને બારીક વાટી એકઠાં કરી ૫ શેર પાણીમાં નાખી ઘી સમેત અગ્નિ ઉપર ચઢાવી મધુરી આંચથી પકવતાં જ્યારે પાણી વગેરે સર્વ બળી જાય ને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે એ ઘી ઉતારી વાસણમાં ભરી રાખવું. પછી એ ઘીનાં જેટલાં ટીપાં ખાય તેટલાજ ઝાડા જુલાબમાં આવે ત્યારે (આટલા રોગો જાય) ઉદરના રોગ, સોજો, ભગંદર, ગોળો, એ સર્વેને આ ઘૃત દુર કરે છે ૨૪ ઇતિ बिंदु घृत આ વૈદ્ય વિનોદમાં છે.

ઇતિ ઉદર રોગની ઉત્પતિ. લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃત સાગર નામ ગ્રંથે મેદરોગ, કાર્શ્ય એટલે ક્ષીણપણાનો રોગ, ઉદર રોગ, આ સર્વ રોગોના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ, ઊપાય, નિરૂપણ નામ ત્રયોદશસ્તરંગઃ સમાપ્તઃ ૧૩.

## તરંગ ૧૩ મું સમાપ્ત.

# તરંગ ૧૪ મું.

## સોજો.

સોજાની ઉત્પતિ લક્ષણ.–જે પુરૂષોએ ઉલટી વિરેચન લીધાં હોય તેણે કરી દૂર્બળ હોય, તથા તાવ આદિક રોગથી દુર્બળ હોય, અથવા લાંઘણાદિકથી દુર્બળ હોય તેને ખારી, ખાટી

તીખી, ભારે વસ્તુ; અને દહીં, તથા કાચી, ઉની વસ્તુ; તથા માટી. શાક, અને વિરૂદ્ધ વસ્તુ; ઘઉંના મેંદા, ઝેર મળેલું અન્ન એના ખાવાથી; તથા હરસનો રોગ ઘણો રહેવાથી, પેટમાં આમ હોય; જુલાબના લેવાથી, તથા ચોટના લાગવાથી, કાચા ગર્ભના પડવાથી, જુલાબાદિથી પાંચ કર્મ કરે તેમાં કુપથ્યના કરવાથી (એટલી વસ્તુઓથી) તે દુર્બળ માણસને સોજાનો રોગ થાય છે- આ સોજાનો રોગ ૯ પ્રકારનો છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, વાતપિત્તનો ૪, વાત કફનો ૫, કફપિત્તનો ૬, સન્નિપાતનો ૭. ચોટ લાગવાનો ૮, ઝેરનો ૯.

*સોજાનુ પુર્વ રૂપ–શરીરમાં વાયુ રહે. નસોને પસારતા પીડા ઘણી થાય, તથા શરીર ભારે રહે. આ લક્ષણ હોય તો જાણિએકે એને સોજાનો રોગ થશે.

**સોજાનાં સામાન્ય લક્ષણ**-પોતાના કારણે કરીને દુષ્ટ થયા જે વાયુ, રક્ત, પિત્ત, એ શરીરની જે બહારની નસો તેમાં કફને પ્રાપ્તિ કરી શરીરની જે ચામડી. માંસ, તેના સમૂહને ઘણું ફુલાવી દે છે, આ કારણથી એને સોજાનો રોગ કહે છે. તે એ સોજાનો રોગ શરીરને ભારે કરે, અને મનમાં આવે ત્યાં થઇ જાય; તથા સોજામાં ઉષ્ણતા હોય, નસો નીકળી આવે, શરીરનો વર્ણ બદલાઇ જાય. આ લક્ષણ હોય તો સોજાનો રોગ જાણિયે.

**વાયુના સોજાનાં** લક્ષણ–શરીરની ચામડી છે તે કઠોર થઈ જાય, લાલ અથવા કાળો સોજો થઇ જાય ત્યારે તેને શેક વગેરે કરે, તો સારો થઇ જાય. અને દહાડે સોજો ઘણો થાય, તો વાયુનો સોજો જાણિયે ૧.

**પિત્તના સોજાનાં લક્ષણ**–શરીરની ચામડી કોમળ અને ગંધ યુક્ત પીળી તથા લાલાશપર હોય, શરીર ધ્રુજે, તાવ હોય, પશીનો ઘણો આવે. તરસ ઘણી લાગે. મદ થઇ આવે. શરીરથી સ્પર્શ ખમાય નહીં. આંખો લાલ હોય, શરીરની ચામડીમાં બળતરા ઘણી હોય. આ લક્ષણ હોયતો પિત્તનો સોજો જાણિયે ૨.

**કફના સોજાનાં** લક્ષણ–જેને સોજામાં શરીર ભારે રહે તથા ચામડી પીળી હોય, ઊંઘ ઘણી આવે. અગ્નિ મંદ હોય. સોજો ઊંચો નહિ હોય, ભોજનમાંથી રૂચિ જતી રહે. રાતમાં સોજો વધી જાય. એ લક્ષણ જેમાં હોય તેને કફનો સોજો કહિયે ૩. અને બબ્બે દોષોના જેમાં લક્ષણ મળતાં હોય તેને બબ્બે દોષોનો સોજો કહિયે ૪-૫ અને જે સોજામાં સર્વ દોષોનાં લક્ષણ મળે તેને સન્નિપાતનો સોજો કહિયે ૭.

**ચોટ લાગવાથી ઉપજ્યોં જે સોજો તેના લક્ષણ**–શસ્ત્રાદિકના વાગવાથી અથવા શીતળ પવન લાગવાથી અથવા દહીના ખાવાથી અથવા ભિલામાના લાગવાથી અથવા કૌચના લાગવાથી અથવાસૂરણ વગેરેના લાગવાથી ઉપજ્યો જે સોજો, તે આ એક જગાનો સોજો સર્વ શરીમાં ફેલાઈ જાય અને તે સોજામાં લાહે ઘણી બળે, લાલ થઇ આવે, અને પિત્તનાં સર્વ લક્ષણો મળે. આ લક્ષણ જેમાં હોય તેને સસ્ત્રાદિકના વાગવાનો સોજો જાણિયે ૮.

*સોજાનો રોગ શરીરને નાશકારક છે. એ શરીરની કાંતી કુરતી ફરવું હરવું ચેષ્ટા બગાડે છે, અને શરીર સ્થુળ (જાડુ) કરે છે. એ મહા દુષ્ટ વ્યાધિ છે એ વાસ્તે વૈદ્ય જીવન, લોલિંબરાજ, રત્નકળા ગ્રંથાં કહે છે કે-સુંઠ, હરીઆતુ, કડુ, એનું ચૂર્ણ સંભાગે કરી માસા ૧૦ ગરમ પાણીમાં ફાકી આપવી ૧. અથવા પાઢ, હળદર, રીંગણી, નાગરમોથો, જીરૂ, પીપરો, પીપળી મૂળ, ચવક, ચિત્રક. સુંઠ, એનું સંભાગનું ચૂર્ણ કરી ગરમ પાણીથી ફાકી લે, તો સોજો જાય ૨.

**ઝેરી જાનવરો વગેરેથી ઉપજ્યો જે સોજો તેનાં લક્ષણ**–ઝેરી જાનવરના મુત્રના સ્પર્શ કરવાથી અથવા દાઢના લાગવાથી, અથવા દાંતના કરડવાથી, નખના વાગવાથી ઝેરી જાનવરનાં મળ, મુત્ર, વિષના સ્પર્શ કરવાથી, ઝેરી ઝાડના પવનના સ્પર્શ કરવાથી, ઝેરના ખાવાથી અથવા લાગવાથી સોજો થાય ૯.

**એ સર્વનાં લક્ષણ** જે સોજામાં પીડા ઘણી હોય, શરીરમાં ઘણો ફેલાઇ જાય, બળતરા ઘણી હોય, ત્યારે જાણિયે કે આ ઝેરનો સોજો છે ૯.

**સોજાના ઉપદ્રવ** સ્વાસ, ખાંશી, તરસ, ઓકારી હોય. શરીર દુર્બળ થઇ જાય. તાવ હોય ભોજનમાંથી રૂચિ જતી રહે. એ સોજાના ઊપદ્રવ છે. એ ઉપદ્રવ વાળાના ઉપાય કરીએ નહીં.

**સોજાનાં કષ્ટ સાધ્ય લક્ષણ**–પેડુથી તે સ્તન સુધી સોજો હોય, તો કષ્ટ સાધ્ય છે. અને જે સર્વ શરીરમાં હોય તે સોજો અસાધ્ય છે.

સોજાનાં **પુનઃઅસાધ્ય** લક્ષણ–પુરૂષને તો પ્રથમ પગથી લઇ મોઢા ઉપર સુધી સોજો ચઢે, અને સ્ત્રીને પ્રથમ મોંપર થઇ પગ સુધી સોજો આવે તે અસાધ્ય છે. એના ઉપાય છે નહીં. અને પ્રથમ પેડુમાં, હોય પછી સર્વત્ર ફેલાઇ જાય તે સોજો (સ્ત્રી-પુરૂષ) બંનેને અસાધ્ય જાણિયે.

## સોજાના ઉપાય.

સુંઠ, સાંટીનું મળ, એરંડાની છાલ, પીપેરો, પીપળી મૂળ, ચવક, ચિત્રક, એનો ઉકાળો કરી પીએ, તો વાયુનો સોજો જાય ૧. અથવા પડોળ, ત્રિફળા, લીમડાની છાલ, દારૂહળદર, એનો ઉકાળો કરી ગૂગળ નાખી પીએ, તો પિત્તનો સોજો જાય, અને તરસ, તાવને પણ આ ઓપડો નો ઉકાળો દૂર કરે છે ૨.

**કફનાં સોજાના ઉપાય**–પીપરો, અથવા હરડેને થોરના દુધમાં દીન ૩ પલાળી રાખ્યા પછી એને સૂકવી બારીક વાટી ટંક રા રોજ દિન ૧૦ લે, તો કફ અને સન્નિપાતનો સોજો જાય ૩.

**ભિલામાના સોજાના** ઉપાય–તલ અને કાળી માટી ભેંશના દુધમાં અથવા ભેંસના માખણમાં વાટી લેપ કરે, તો ભિલામાનો સોજો દૂર થાય ૪. અથવા જેઠીમધ, કાળા તલ, ભેંશનું દૂધ એને ભેંશના માખણમાં વાટી લેપ કરે, તો ભિલામાનો સોજો જાય ૫. અથવા સાગ વ્રક્ષના પાંદડાંને વાટી લેપ કરે, તો ભિલામાનો સોજો જાય ૬, અને ઝેરના સોજાના ઉપાય ઝેરના પ્રકરણમાં લખીશું.

**સોજાના** રોગના **સામાન્ય ઉપાય**–હરડેની છાલ, હળદર, ભારંગ, ગળો, ચિત્રક, દારૂહળદર, સાટીનું મૂળ, દેવદારૂ, સુંઠ, એનો ઉકાળો કરી પીએ, તો પેટ, પગ, મોં એનો સોજો તત્કાળ જાય ૭. ઇતિ **पथ्यादि क्वाथ**

**આંડના સોજાના ઉપાય**–ત્રિફળાના ઉકાળામાં ગાયનું મૂત્ર નાખી પીએ, તો આંડનો સોજો જાય ૮. અથવા ભોંય સાંટાડીનું મુળ, (વિષખાપરો) દેવદારૂ, સુંઠ, એનો ઉકાળો કરીપીએ, તો સોજો જાય ૯ અથવા દંતી, નસોતર સુંઠ, કાળાં મરી, પીપરો, ચિત્રક, એનો ઉકાળો કરી પીએ, તો સોજો જાય ૧૦. અથવા સોનામખી, ભોંય સાંટોડી (વિષખાપરો), લીમડાની છાલ ગાયનું મુત્ર, એનો ઉકાળો કરી પીએ, તો સોજો જાય ૧૧. અથવા

સાટીનું મુળ, દારૂહળદર, સુંઠ, સરગવાનું મુળ, સરસવ, એને કાંજીના પાણીમાં વાટી જરા

ગરમ કરી લેપ કરે, તો સર્વ પ્રકારના સોજા માત્ર દૂર થાય ૧૨. અથવા ગોળ આદૂ, અથવા ગોળ સુંઠ, અથવા ગોળ અને હરડેની છાલ, અથવા ગોળ પીપરી, એને બારીક વાટી ટંક રા થી તોલા ૪ ભાર સુધી નિત્ય વધતી એક મહિના સુધી ખાય, તો સોજો, પીનસ, કંઠના રોગ, શ્વાસ, ખાંસી, અરૂચિ, જીર્ણજ્વર, હરસ સંગ્રહણી, કફ વાયુના વિકાર, આ સર્વ રોગોને એ દૂર કરે છે ૧૩. અથવા પીપરી, સુંઠ, એને બારીક વાટી એની બરાબર ગોળ મેળવી ખાય, તો સોજો, આમ, અજીર્ણ, શૂળ, એને આ દૂર કરે છે ૧૪. અથવા ગોળ તોલા ૧૩, સુંઠ તોલા ૧૩, પીપરી તોલા ૧૩, મંડુર તોલા ૫, તલ તોલા ૫, એ સર્વને બારીક વાટી એક જીવ કરવો, પછી ટંક રા પ્રતિદિન ખાય. તો સર્વ પ્રકારનો સોજો જાય ૧૫. અથવા સૂકો મૂળો. સાટીનું મૂળ, દારૂહળદર, રાસણા, સુંઠ, એનો ઉકાળો કરી એ ઉકાળાના રસમાં તેલ પકવી લેવું. પછી એ તેલનું મર્દન કરે, તો શૂળ સંયુક્ત સોજો જાય ૧૬. એ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

**સોજાની બળતરાને દૂર કરવાના લેપ.**–એહેડાંની મીંજોને પાણીમાં વાટી લેપ કરે, તો સોજાની બળતરા દૂર થાય ૧૭. અથવા સાટીનું મૂળ, દારૂહળદર, ગળો, પહાડ, સુંઠ ગોખરૂ, આ સર્વ બરાબર લઇ બારીક વાટી ટંક રા ગાયના મૂત્રની સાથે પીએ, તો સર્વ પ્રકારના, સર્વ શરીરમાં ફેલાયેલા સોજા જાય, અને એથી આઠ પ્રકારના ઉદરના રોગ, તથા વ્રણ માત્ર જાય ૧૮. ઇતિ पुनर्नवादि चूर्णम्.

અથવા સાટીનું મૂળ, લીમડાની છાલ, પડોળ, સુંઠ, કડુ* ગળો, દારૂહળદર. હરડેની છાલ. એનો ઉકાળો કરી ગાયનું મૂત્ર નાંખી લે, તો સર્વાંગ સોજો, ખાંશી, શ્વાસ, ઊદરના રોગ, પાંડુરોગ, એ સર્વ રોગોને આ દૂર કરે છે ૧૯. ઇતિ **पुनर्नवादि क्वाथ.** ઇતિ સોથ એટલે સોજાના રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણમ્.

## અંતરગળ.

અંતરગળ રોગને લૌકિકમાં વૃદ્ધિ, અંડ વૃદ્ધિ, અંત્રવૃદ્ધિ કહે છે. એ અંતરગળનો રોગ ૭ પ્રકારનો છે, વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, રૂધિરનો ૪, મેદનો ૫, મૂત્રનો ૬. અંતરગળ એક પ્રકારના વાયુનું.

**અંતરગળનાં સામાન્ય લક્ષણ**–અધો ગામી જે પવન તે પોતાનાજ કારણથી કોપ પામી આંડમાં અને જાંગોના સાંધામાં પ્રાપ્તિ થઈ તેમાંજ વિચરી જઈ સોજાને તથા શૂળને કરે. પછી એ બંને આંડ. તથા તેની ખાલનાં ભંડારને વહેવાની જે નસો તેમાં એ દુષ્ટ પવન પ્રાપ્તિ થઇ તે નસોને પીડીત કરી, એ બંને આંડ તથા બંને આંડના ભંડારને વધારી દે છે તેને વૈદ્ય અંતરગળ કહે છે.

**વાયુના અંતરગળનાં લક્ષણ**--વાયુએ કરીભરાઇ જેની લુહારની ધમણ તેના સરખો

*ગળો–કડવી ગિલવે. ગીલોય, નિમ ગીલોય, ગળો, ગડુચી. ગુલવેલ, એટલાંતો એનાં નામ પ્રસિદ્ધ છે. એના વેલા થાય છે. અને પાન મોટાં નાગરવેલનાં પાન સરખાં થાય છે, જેમાં થોડો એક ફરક છે. એનાં લાકડાં જાડાં હોય છે. એના વેલા મોટા ઝાડ ઉપર ચઢી ઘણા લાંબા જાય છે. જેમાં લીમડાના ઝાડ ઉપરની.ગળોમાં ઘણો ગુણ હોય છે. એનાં લાકડાંમાંથી સત્વ નિકળે છે, તે ગળોનું સત્વ ઉત્તમ ઔષધિ છે. એથી ઘણા પ્રકારના રોગો જાય છે

સ્પર્શ હોય એટલે (લુહારની ધમણ જેમ વાયુ ભરાવાથી ફુલે છે તેમ પવન ભરાવાથી આંડ ફુલી મોટા થાય) તથા લૂખો હોય, અને વિનાકારણજ તેમાં પીડા થાય તેને વાયુનું અંતરગળ કહિયે ૧.

**પિત્તના અંતરગળનાં** લક્ષણ-જે અંતરગળનો રંગ પાકાં ઉમૈડાના ફળ સરખો હોય. અને જેમાં દાહ તથા પાક હોય તેને પિત્તનું અંતરગળ કહિયે ૨.

**કફના અંતરગળનાં** લક્ષણ-.જે અંતરગળ શીતળ, ભારે ચિકણું હોય, અને તેમાં ચેળ આવે, કરડું હોય, અને તેમાં પીડા થોડી હોય તો જાણવું કે અંતરગળ કફનું છે ૩.

**રૂધિરના દોષના અંતરગળનાં** લક્ષણ--જે અંતરગળ કાળું હોય, ફોલ્લા જેમાં ઘણા હોય, અને પિત્તના અંતરગળનાં લક્ષણ જેમાં મળે તેને રૂધિરનું અંતરગળ કહિયે ૪.

**મેદના અંતરગળનાં** લક્ષણ—સર્વે કફ સરખાં જેમાં લક્ષણ હોય, અને કોમળ તાડના ફળ સરખું હોય તેને મેદનું અંતરગળ કહિયે ૫.

**મૂત્ર રોકવાના અંતરગળનાં** લક્ષણ--જે પુરૂષ મૂત્રના વેગને રોકે, અને માર્ગે ચાલે તેને મસક સરખા કોમળ આંડ વધે, તથા તેમાં પિડા થાય, અને મૂત્ર કષ્ટથી ઉતરે તેને મૂત્ર રોકવાનું અંતરગળ કહિયે ૬.

**અંતરગળની ઉત્પતિ** લક્ષણ—જે વસ્તુઓથી વાયુ કોપને પ્રાપ્ત થાય એ . તો ભોજન કરે, તથા શીતળ પાણીમાં નહાય, મળ મૂત્રના વેગને રોકે, યુદ્ધમાં ઘણા રહે ભાર ઉપાડે-લાંબો માર્ગ ચાલે, બેસ ઉઠ કરે, અને કોઇ ભયંકર વસ્તુને કરે. એ કારણોથી પવન સંકુચિત થઇ શરીરના નાનાં આંતરડાના અવયવોને પોતાના સ્થાનથી નિચે પ્રાપ્ત કરી પેઢું અને જાંગનીસંધિમાં આફરો અને પીડા કરે; પછી માણસ આંડને હાથથી મસળે ત્યારે એ આંડ ગોળી પોતાના સ્થાનમાં બેશી જાય, અને ફરી કોઇ રીતે આફરો થાય ત્યારે બહાર નિકળી આવે. અને જે પુરૂષને વાયુનો સંચય ઘણો હોય તેને આંતરડાના અવયવો મળી અંતરગળને કરે છે. આ અંતરગળ વાયુની વૃદ્ધિની બરોબર છે. એ અંતરગળ રોગ અસાધ્ય છે.

## અંતરગળના ઉપાય

દૂધમાં એરંડીઉં નાખી એક મહિના સુધી પીએ, તો વાયુનું અંતરગળ જાય ૧. અથવા ગૂગળ દીવેલ એ બંનેને ગાયના મૂત્રમાં મેળવી પીએ. તો પિત્તનું અંતરગળ જાય ૨. અથવા રક્તચંદન, મહુડાં. કમળકાકડી, ખસ, કમળનું મૂળ, એ સર્વ બરાબર લીધા પછી એને દૂધમાં બારીક વાટી આંડે લેપ કરે. તો પિત્તનું અંતરગળ, બળતરા, પીડા, એને આ લેપ દૂર કરે છે ૩. અથવા સુંઠ, કાળાં મરી. પીપેરો, ત્રિફળા. એનો ઉકાળો કરી તેમાં જવખાર, સિંધવખાર નાખીને પીએ. તો કફનું અંતરગળ દૂર થાય ૪. અથવા લુખી કડવી તુંમડીનો ખમતો ખમતો લેપ કરે, અને એનાજ પાણીથી ઝારે. તો સર્વ પ્રકારનાં અંતરગળ જાય ૫. અથવા વારંવાર જળો લગાવીને તે જગાનું લોહિ કઢાયા કરે, તો રક્તના કોપનું અંતરગળ જાય ૬. અથવા જૂલાબના લોહીનું અંતરગળ જાય ૭. અથવા શાકર, મધ, પાણીમાં નાખી પીએ, તો લોહિના કોપનું અંતરગળ જાય ૮. અથવા શીતળ વસ્તુઓના લેપથી લોહિ અને પિત્તનું અંતરગળ જાય ૯. અથવા તુળશીનાં પાનને બાફી તેનો ખમતો લેપ કરે. તો મેદનું અંતરગળ જાય ૧૦.

**ગોસો ઉતરી ગયો હોય તેના ઉપાય**—ઘેટીના ઘીને કાંસાની થાળીમાં ફીણી તેમાં રાળ

મેળવી ફરી ફીણવું. પછી તેમાં થોડો વચ્છનાગ મેલવી એનો ગોસાએ લેપ કરે, તો ગોસો સારો થાય ૧૧.

**અંતરગળનાં ઓશડો**–બેરીગુંદર ટંક ૧૫, વજ ટંક ૧૦, સુંઠ ટંક ૧૫, ગાયનું દૂધ તોલા ૧૬ ભાર. એમાં સાલમમિશ્રી તોલા ૧૬ ભાર મેળવી ટંક ૪ નિત્ય દિન ૨૧ સુધી આંડો એ લેપ કરે, તો અંતરગળ જાય ૧૨. અથવા આંડની સીમણિને પાંસળીઓની નીચે ઝીણા શસ્ત્રથી વીંધે. તો મૂત્રનું અંતરગળ જાય ૧૩. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા રાસ્ણા, જેઠી મધ, ગળો, એરંડાનું મૂળ, ખરેંટી, ગરમાળાનો ગોળ, ગોખરૂ, પડોળ, અરડૂસો, એનો ઉકાળો કરી તેમાં દીવેલ નાખી પીએ, તો અંતરગળ જાય ૧૪. અથવા હરડેની છાલ, કરીઆતુ, ધાણા, આ સર્વ બબ્બે તોલાભાર; અને લવીંગ તોલા ૧॥ ભાર, સોનામખી તોલા ૪ ભાર, એ સર્વની બરાબર શાકર લેવી, અને શાકરની બરાબર મધ મેળવી પ્રતિદિન ટંક ૨॥ ભાર ખાય. તો નિશ્ચય અંતરગળ જાય ૧૫. આ વૈદ્યહસ્યમાં લખ્યા છે ઇતિ અંતરગળ, અંત્રવૃદ્ધિ રોગની ઉત્પતિ, લક્ષણ ઉપાય સંપુર્ણમ્.

---

## બદ.

(બધ્નરોગ જેને લૌકિકમાં બદ કહે છે તેની ઉત્પતિ, લક્ષણ, ઊપાય.)

**બદની ઉત્પતિ**–ઘણી ભારે અને કફકારી વસ્તુઓ ખાય, અથવા ભારે, અથવા પિત્તકારી માંસ ખાય. મિથ્યા વિહાર સ્ત્રી સંગાદિકથી કોપ પામ્યો જે પિત્ત સંયુક્ત વાયુ તે પેઢું અને જાંગોની સંધિમાં સોજા સહિત ગાંઠને ઉત્પન્ન કરે છે. અને એ ગાંઠ તાવ, શૂળને કરે તથા અંગમાં પીડા કરેછે તેને વૈદ્ય બધ અથવા બદ કહે છે.

### બદના ઊપાય.

હરડેની છાલ, પીપરો, સિંધવખાર, આ સર્વ બરાબર લઇ બારીક વાટી એને દીવેલમાં તળવાં. પછી ટંક ૨॥ એમાંથી ખાય, તો બદનો રોગ જાય ૧. અથવા જીરૂ, બેંણીની છાલ, કોષ્ટ, ઘઉં, બોરડીનાં પાન એને કાંજીના પાણીમાં બારીક વાટી બદને લેપ કરે, તો બદનો રોગ જાય ૨. આ ભાવ પ્રકાશમાં છે.

અથવા તરતનોજ મારેલો જે કાગડો તેની ભીંતરનો મળ લઇ તેને જરા ગરમ કરી બદે બાંધે અથવા લેપ કરે, તો તત્કાળ બદ સારી થાય ૩. આ વૈદ્ય રહસ્યમાં છે.

અથવા ધીલોડાંને ઘેટીના દૂધમાં વાટી લેપ કરે, તો બદ સારી થાય ૪. ઇતિ *બદ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણમ.

---

૧ અંતરગળવાળા અફીણનું વ્યસન રાખે તો આરામ રહે છે. અથવા અંગ્રેજી એક જાતની ડાબવાની પેટી આવે છે તે પેઢું એ ડાબી બાંધવાથી આરામ થાય છે.

*બધ્ન રોગ છે તેને લોકિકમાં બદની ગાંઠ અથવા બદ કહે છે. એ રોગ ઘણું કરી ગરમીના આજારથી થાય છે. કોઇ કોઇ માણસને પાકી એક તરફ કાચ્છમાં ઘણી મોટી લાંબી સરખી ગાંઠ થાય છે. અને કોઇ કોઇને બે તરફ પણ થાય છે. એને લેપાદિક તથા મલમ પટ્ટી ઘણા પ્રકારની છે. તો પણ કાચી ગાંઠને તો જળો લગાવવી ઘણી શ્રેષ્ટ છે. એ ગાંઠ પરમા અથવા ચાંદીના જોરથી જાંગના કાતરા આગળ થાય છે.

## અંતરમૂખ ૧, કંઠમાળ ૨, અપચિ ૩, ગાંઠ ૪, અર્બુદ ૫.

(અંતરમૂખ. કંઠમાળા ૨, અપચિ ૩. ગાંઠ ૪, અર્બુદ ૫,આ સર્વે રોગોની ઉત્પત્તિ,લક્ષણ. ઉપાય.)

**અંતર મૂખની ઉત્પતિ**–જે પુરૂષના ગળામાં ઇંડા જેવો કઠોર સોજો થઇ લટકે, અને મોટો અથવા નાહાનો હોય, તેને વૈદ્ય અંતરમૂખ અથવા ગલગંડ રોગ કહે છે ૧.

**અંતર મૂખનાં સામાન્ય લક્ષણ**–વાયુ અને કફ બંને ગળામાં દુષ્ટ થઇ ગળાની વચ્ચે મેદને પકડી આસ્તે આસ્તે ઇંડાની માફક પોતાના ચિન્હને લઇ પકવી દેછે તેને અંતરમૂખ કહિયે. એ અંતરમૂખ ૩ પ્રકારના છે વાયુનો ૧. કફનો ૨. મેદનો ૩.

**વાયુના અંતર મૂખનાં** લક્ષણ–જેમાં પીડા ઘણી હોય, ગળાની નસો કાળી હોય, અથવા લાલ હોય, અને તેમાં કઠોરતા હોય, અને મોડો વધે, અને પાકે નહીં, તથા મૂખ વિરસ થઇ જાય. તેનું તાળવું અને ગળું શૂકાય. એ લક્ષણ જેમાં હોય તેને વાયુનું અંતર મૂખ કહિયે ૧.

**કફના અંતરમૂખનાં** લક્ષણ.–ગળામાં ઇંડાની માફક લટકતો સોજો સ્થિર રહે અને ભારે હોય, તેમાં ચેળ ઘણી આવે. અને તે શીતળ હોય. મોડો વધે. અને મોડો પાકે,એમાં પીડા કમ હોય અને તેનું મોં ગળ્યું હોય, તથા તાળવું અને ગળું કફથી લીપાએલાં સરખાં રહે, તેને કફનું ગલગંડ કહિયે ૨.

મેદના **અંતર મૂખનાં લક્ષણ**–જે અંતર મૂખ ચિકણું, કોમળ, પીળું હોય. અને તેમાં ચેળ તથા પીડા હોય. તથા ગળામાં ગલકાની માફક લટકે, એનું મૂળ થોડું હોય અને રોગીના દેહના અનુંમાન માફક ઘટે વધે, તથા તેનું મૂખ ચિકણું હોય; એ ગળામાંજ બોલે.એ લક્ષણ હોય તો તેને મેદનું અંતર મૂખ કહિયે ૩.

**અંતર મૂખનાં અસાધ્ય લક્ષણ.**–જેને સ્વાસ કઠોણતાથી આવે. તથા સર્વ શરીર કોમળ થઈ જાય, સ્વર સારો નીકળે નહીં. તથા તે વર્ષ ૧ ઓલંગી જાય. ભોજનમાંથી રૂચિ જતી રહે. શરીર ક્ષીણ પડી જાય તો એ અંતર મૂખવાળો મરી જાય ૪.

### કંઠમાળનાં લક્ષણ.

જેના ગળામાં અથવા કાખમાં અથવા ખાંધમાં અથવા પેઢું અને જાંગોની સંધિ સંધિમાં બોર અથવા આંમળાં પ્રમાણે મેદ કફની ઘણીક ગાઢી ગાંઠો પડી જાય તેને વૈદ્ય કંઠમાળનો રોગ કહે છે ૫.

**અપચીનાં લક્ષણ.**–અને જે એજ (ઉપર લખેલો) કંઠમાળ ઘણા દિવસનો થઇ જાય અને તેમાં એ લક્ષણ થાય કે–ગાંઠો પાકી જાય તથા તેમાં પરૂ પડીને વહેવા લાગી જાય. તે ઠેકાંણે પેદા થતી જાય અને મટતી પણ જાય. એને ઘણા દિવસ લાગે તેને વૈદ્ય અપચી રોગ કહેછે ૨.

**અપચીનાં અસાધ્ય** લક્ષણ.–પાંસળામાં શૂળ હોય, ખાંસી જ્વર, અને ઓકારી હોય. એ લક્ષણ હોય તો અસાધ્ય જાણીયે.

### ગાંઠ.

**ગ્રંથિ જેને ગાંઠ કહેછે તેનાં લક્ષણ.**–વાયુ. પિત્ત. કફ. એ લોહી, માંસ. મેદ. અને નસોને દૂષિત કરી ગોળ ઊંચી સોજા સહીત ગાંઠને પેદા કરે છે તેને વૈદ્ય ગ્રંથિ એટલે ગાંઠનો રોગ કહે છે. તે એ ગાંઠ ૫ પ્રકારની છે. વાયુની ૧. પિત્તની ૨. કફની ૩.મેદની ૪. નસોની ૫

**વાયુની ગાંઠનાં લક્ષણ.**-પ્રથમ આ ગાંઠ ચામડીને ખેંચીને મોટી થાય. પછી તેમાં ચટકા ચાલે, પછી તેમાં વ્યથા ઘણી થાય. અને જ્યારે એ ફાટે ત્યારે તેમાંથી નિર્મળ રૂધિર વહે ૧.

**પિત્તની ગાંઠનાં લક્ષણ.**– જે ગાંઠમાં અગ્નિ સરખું બળે, ખેંચાણ અને બળતરા ઘણી બળે, લાલ અથવા પીળો જેનો રંગ હોય. તથા જો ફાટે તો તેમાંથી ઘણું ખરાબ લોહિ નીકળે તેને પિત્તની ગાંઠ કહિયે ૨.

**કફની ગાંઠનાં લક્ષણ**–એ ગાંઠ શીતળ હોય અને તેનો રંગ બદલાઇ જાય. પીડા થોડી હોય. ચેળ જેને ઘણી આવે. પથ્થરના સરખી ગાંઠ હોય, મોડી વધે. અને એ ફાટે ત્યારે તેમાંથી જાડું પરૂ અને લોહિ નિકળે, એ લક્ષણ હોય, તો કફની ગાંઠ કહિયે ૩.

**મેદની ગાંઠનાં લક્ષણ.**–શરીરની માફક આ ગાંઠ વધે ઘટે, અને ચિકણી હોય. મોટી હોય, અને તેમાં ચેળ ચાલે. પીડા ઘણી હોય. અને જ્યારે એ ફાટે ત્યારે ખોલ અને ઘી સરખો મળ નિકળે, તેને મેદની ગાંઠ કહિયે ૪.

**નસોની ગાંઠનાં લક્ષણ**–આ ગાંઠ નિર્બળ પુરૂષને ખેદથી નસોને સંકોચિત કરી વાયુની ગાંઠને ઉપજાવે, એ ગાંઠ ઉંચી અને ગોળ હોય, અને તેમાં પીડા હોય, તથા કોમળ હોય અથવા કરડી હોય; પીડા પણ નહીં હોય, અને એ ગાંઠ મર્મસ્થાનમાં હોય, તો નિશ્ચય અસાધ્ય છે. યા કષ્ટ સાધ્ય છે ૫.

**મર્મસ્થાન લખીએ છીએ.**–ગાલ, ગળું, ખાંધ, શરીરના સાંધા, હૈયું, ગુદાની નજીક, પીઠ, એ મર્મસ્થાન છે.

---

## અર્બુદ રોગ.

**અર્બુદ રોગની ઉત્પતિ**–જે પુરૂષ માંસ ઘણું ખાતા હોય, અને અન્નાદિક થોડાં ખાય તેને વાયુ, પિત્ત, કફ, દુષ્ટ થઇ લોહિ અને માંસને બગાડી તેના શરીરમાં અથવા શરીરના એક દેશમાં મોટી ગોળ. સ્થિર જેમાં પીડા થોડી હોય તથા તેનાં મૂળ થોડાં, મોડી વધે. પાકે નહીં એવી માંસની ગાંઠને કરે તેને વૈદ્ય અર્બુદ રોગ કહે છે, તે આ અર્બુદ રોગ ૨ પ્રકારના છે. એકતો રક્તાર્બુદ ૧, અને બીજો માંસાર્બુદ ૨.

**રકતાર્બુદનાં લક્ષણ**–પોતાના કારણથી દુષ્ટ થયું જે પિત્ત તે લોહી અને નસોને સંકુચિત કરી તેમાં પીડા કરી તેને માંસનો પિંડ કરી માંસના અંકુરોથી તેને ઢાંકે તથા વધારે. પછી એ ગાંઠને કાંઇક પકવી લોહી સંયુક્ત નિરંતર બહુ વેહેવડાવે તેને લોહીનો અર્બુદ કહિયે. આ અસાધ્ય છે. લોહીના નાશ થવાથી આ શરીરમાં બીજા ઉપદ્રવો પાંડુરોગને આદિ લઇ કરે છે. તેને રકતાર્બુદ કહિયે ૧.

**માંસાર્બુદની ઉત્પતિ સંયુકત લક્ષણ**–જે પુરૂષને મૂક્કા સૂચ્ચાને આદિ લઇ કોઇ તરેહની શરીરમાં ચોટ વાગે તે જગાનું માંસ દુષ્ટ થઇને તે જગાએ સોજાને કરે. અને તે સોજામાં પીડા નહીં હોય. તથા તે સોજાનો રંગ દેહના રંગ સરખો હોય, એ સોજો ચિકણો હોય, પાકે નહીં, પથ્થર સરખો કઠોર અને સ્થિર હોય તેને માંસાર્બુદ કહિયે આ પણ અસાધ્ય છે ૨.

**અધ્યર્બુદનાં લક્ષણ**–જે અર્બુદ મર્મસ્થાનમાં ઉપજે અથવા નસોમાં ઉપજે અને એ નાની પણ હોય તેને અધ્યર્બુદ કહિયે ૩.

**અર્બુદ રોગ પાકે નહીં તેનું કારણ**--એમાં કફનું અને મેદનું અધિકપણું હોવાથી પાકે

નહીં એથી એ અસાધ્ય છે ૪.

## અંતરમૂખને આદિ લઇ જે રોગ (પાંચ) કહ્યા તેના અનુક્રમથી ઉપાય.

સરસવ, સરગવાનાં બીજ, સણુનાં બીજ, અળશી, જવ, મૂળાનાં બીજ, એને બરાબર લઈ ખાટી છાશમાં બારીક વાટી એનો લેપ કરે, તો અંતરમૂખ, કંઠમાળ, ગાંઠ, એ સર્વે રોગોને તત્કાળ દૂર કરે ૧. અથવા સરસવ, જળકુંભીની રાખ, એ બંનેને તેલમાં વાટી લેપ કરે, તો અંતરમૂખ રોગ જાય ૨. અથવા શંખાવળીને પાણીમાં વાટી તેને ગાળી લઇ પ્રભાત સમય દિન ૧૫ પીને, ઉપરથી ઘણું ગાયનું ઘી ખાય, તો અંતરમૂખ રોગ જાય ૩. અથવા કડુને બારીક વાટી તેને પાકા ઘીયામાં રાતે પલાળી રાખે. પછી તેજ પાણીમાં તેને બારીક વાટી ગાળી લઇ દિન ૭ પીએ, તો અંતરમૂખ રોગ જાય ૪. અથવા ગળો, લીમડાની છાલ, છડ, તુણુની છાલ, પીપેરો, બંને ખરેંટી, દેવદારૂ, આ સર્વે બરાબર લઇ એનો ઉકાળો કરી એ ઉકાળાના રસમાં તેલ પકવવું, પછી એ તેલને ટંક ૫ રોજ દિન ૧૫ પીએ, તો અંતરમૂખ રોગ જાય ૫. ઇતિ अमृतादि तैलं.

અથવા જવ, મગ, પડોળ, કડવી વસ્તુઓ, લુખાં અંન, ઉલટી લોહીનું કઢાવવું, નસ્તરથી છુંદવું, એ સર્વે અંતરમૂખ રોગને સારાં છે. ૬. અથવા જળકુંભી, સિંધવખાર, પીપેરો, એને બારીક વાટી પ્રભાત સમે સુંઠ નાખી પીએ, તો અંતરમૂખ જાય ૭. અથવા વરણાના મૂળનો ઉકાળો કરી તેમાં મધ નાખી પીએ, તો કંઠમાળ જાય ૮. અથવા *કૃશ્નાની અંતરછાલ તોલા ૨૦, સુંઠ તોલા ૪, પીપેરો તોલા ૪, મરી તોલા ૪, હરડેની છાલ તોલા ૨૦, બેહેડાની છાલ તોલા ૨૦, આંમળાં તોલા ૨૦, વરણાની છાલ ટંક ૨॥ તજ ટંક ૧, તમાલપત્ર ટંક ૧, ઇલાયચી ટંક ૧, એને બારીક વાટી એની બરાબર એમાં સોધ્યો ગુગળ મેળવી એ સર્વેનો એક જીવ કરી માસા ૪ પ્રભાતેજ પાણીથી નિત્ય લે, તો અંતરમૂખ, અર્બુદ, ગાંઠ, વ્રણ, ગોળો, કોઢ, ભગંદર, જૂદાં જૂદાં અનુપાનથી, એ રોગોને આ દૂર કરે છે ૯. ઇતિ कृशनार गूगळ.

**ચક્રમર્દન તૈલં**–વાવડીંગનાં મૂળનો ઉકાળો કરી તેમાં કુકરભાંગરાનો રસ નાખી તેમાં અનુમાન માફક તેલ નાખી મધુરી આંચથી પકવતાં જ્યારે સર્વે રસ માત્ર બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે તેમાં સિંદૂર નાખી ઉતારી લેવું. પછી એનો લેપ કરે, તો કંઠમાળ જાય ૧૦. ઇતિ चक्रमर्दन तैलंः

ગુંજા તૈલં–ચણોઠીનો પંચાંગ લઇ પાણીમાં બારીક વાટી અનુમાન માફક તેમાં તેલ નાખી મધુરી આંચે પકવતાં જ્યારે રસ બળી જાય અને તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી એ તેલનું મર્દન કરે, તો કંઠમાળ જાય ૧૧. ઇતિ गुंजा (ચણોઠી) तैलं.

## અપચીના ઉપાય.

*કૃશ્નાનાં ઝાડને હિંદીમાં કચનારનું વૃક્ષ કહે છે. એ ઝાડ મોટું હોય છે. અને તે સર્વે દેશમાં થાય છે. માટે દેશ પ્રસિદ્ધ છે. એની છાલમાં સોનાનું ભસ્મ થાય છે. અને બીજાં અનેક ઔષધોમાં યોગ્ય હોય છે. એનાં ફુલનું શાક થાય છે. એ ઔષધિ ગુણકારી છે. એના વિશેશ ગુણ જેવા હોય તો નીઘંટમાં લખ્યા છે તેમાં જેવા.

**ચંદનાદિ તૈલં**–લીમડાનાં પાન, ભિલ્લામા, એને કાળી બકરીના દૂધમાં બારીક વાટી લેપ કરે. તો અપચી જાય ૧૨. અથવા રક્તચંદન, હરડેની છાલ, લાખ, વજ, કડૂ, એ સર્વને પાણીમાં વાટી એ પાણીમાં તેલ પકવવું. પછી એ તેલનું મર્દન કરે, તો અપચી રોગ જાય ૧૩. ઇતિ **चन्दनादि तैलं.**

**વ્યોષાદિ તૈલં**–સુંઠ, કાળાં મરી, પીપેરો, વાવડીંગ, મહુડાં, સિંધવખાર, દેવદાર, એને પાણીમાં બારીક વાટી એમાં તેલ નાખી મધુરી આંચથી પકવતાં જ્યારે પાણી માત્ર બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલનો નાસ લે તો અપચી જાય ૧૪. ઇતિ **व्योषादि तैलं**

## ગાંઠના ઉપાય.

સાજી, મૂળાનોખાર, શંખનું ચૂર્ણ, એને પાણીમાં વાટી લેપ કરે, તો ગાંઠ, અર્બુદ, એ બંનેને આ દૂર કરે છે ૧૫. અથવા **जारत्यादि घृत** આગળ વ્રણ રોગમાં કહ્યું છે તેથી ગાંઠ વગેરે વ્રણ માત્ર સર્વ જાય ૧૬.

## અર્બુદના ઊપાય.

હળદર, લોદર, પતંગ, ધમાસો, મનસિલ, એને મધમાં બારીક વાટી લેપ કરે, તો મેદનો અર્બુદ રોગ જાય ૧. અથવા મૂળાનો ખાર, હળદર, શંખનું ચૂર્ણ, એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો અર્બુદ જાય ૨. અથવા કોષ્ટ, પાપડીઓ ખારો, વડનું દૂધ, એને બારીક વાટી લેપ કરી ઉપર વડનાં પાન દિન ૭ બાંધે, તો અર્બુદ રોગ જાય ૧. અથવા સરગવાનું મૂળ, અને સરગવાનાં બીજ, સરસવ, તુલશીનાં પાન, જવ, કરેણાની છાલ, ઇંદ્રજવ, એ સર્વ બરાબર લઇને પછી છાશમાં બારીક વાટી એનો લેપ કરે. તો અર્બુદ રોગ જાય ૪. આ સર્વ ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા લાલ એરંડાનું મૂળ, ખાખરાનું મૂળ, એ બંનેને ચોખાના ધોવરામણમાં વાટી લેપ કરે, તો અંતરમૂખ જાય ૫. અથવા ગરમાળાનું મૂળ, ચોખાના ધોવરામણમાં વાટી લેપ કરે, તો કંઠમાળ જાય ૬. અથવા નગોડનું મૂળ પાણીમાં વાટી લેપ કરે, તો કંઠમાળ જાય ૭. અથવા સરસવ, ભૂંડ એટલે ડૂકરની હગાર, એને બરાબર લઈ ઠીંકરામાં બાળવાં. એને કડવા તેલમાં બારીક વાટી લેપ કરે, તો કંઠમાળ જાય ૮. એ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે ઇતિ અંતરમૂખ, કંઠમાળ, અપચી, ગાંઠ, અર્બુદ, એ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપુર્ણ

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત્ત અમૃતસાગર નામ ગ્રંથે સોજાનો રોગ, અંડવૃદ્ધિ એટલે અંતરગળ, બદ, અંતરમૂખ, કંઠમાળ, અપચી, ગ્રંથિ એટલે ગાંઠ, અર્બુદ. એ સઘળા રોગોના ભેદ સંયુક્ત, ઉત્પતિ, લક્ષણ, ઉપાય નિરૂપણ નામ ચતુર્દશમસ્તરંગઃ ૧૪. સમાપ્ત.

## તરંગ ૧૪ મુ સમાપ્ત.



# તરંગ ૧૫ મું.

## શ્લીપદ રોગ.

શ્લીપદ રોગની ઉત્પત્તિ–જે માણસ પુરાણું તળાવ વગેરેનું પાણી છ ઋતુમાં પીએ, તો તે શીતળ પાણીજ એ પુરૂષને આ * શ્લીપદ રોગને નિશ્ચય કરે છે.

શ્લીપદ રોગનાં સામાન્ય લક્ષણ–જેને પેઢું અને જાંગોની સંધિમાં ઘણો સોજો હોય,તથા તે ઠેકાણે પીડા ઘણી કરે, અને એ પીડા તાવને કરે; પછી એ સોજો એ જગાએથી ચાલીને ક્રમથી પગ સુધી આવે તેને વૈદ્ય શ્લીપદ રોગ કહે છે. અને કેટલાક આચાર્ય હાથ, કાન, ઇંદ્રી, આંખ, હોઠ, નાક, એને પણ સોજો હોય તો તેને પણ શ્લીપદ રોગ કહેછે. એ શ્લીપદ રોગ ૪ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪.

વાયુના શ્લીપદનાં લક્ષણ–જે સોજો કાળો અને સૂકો થઇને ફાટી જાય, અને જેમાં પીડા ઘણી, તથા તાવ હોય તો વાયુનો શ્લીપદ રોગ જાણજો ૧.

પીત્તના શ્લીપદનાં લક્ષણ–પીળો જેનો રંગ હોય, અને દાહ, તાવ સહિત હોય; કોમળ જેનો સ્પર્શ હોય તેને પિત્તનો શ્લીપદ જાણિયે ૨.

કફના શ્લીપદનાં લક્ષણ–ચિકણો, પીળો અને સ્થિર હોય-ધોળાશ પર હોય, તો કફનો શ્લીપદ જાણિયે. એ ત્રણે શ્લીપદ કફની અધિકતાથી ઉત્પન્ન થાય છે, કેમકે વિના કફ ભારેપણ અને મોટપણ નથી થતું ૩.

સન્નિપાતના શ્લીપદનાં લક્ષણ–શ્લીપદમાં છીદ્ર ઘણાં થઈ ટપકવા લાગી જાય, અને રાફડાની માફક થાય તે શ્લીપદ સન્નિપાતનો જાણિયે. આ અસાધ્ય છે ૪.

## શ્લીપદ રોગ નાઉપાય.

એ રોગ વાળાને લાંઘણ, લેપ, શેક, જુલાબ, લોહીનું કઢાવવું, ગરમ વસ્તુઓનું ખાવું એ સર્વ સારાં છે ૧. અથવા સરસવ, સરગવાનું મૂળ, દેવદારૂ, સુંઠ, એને ગાયના મૂત્રમાં વાટી લેપ કરે, તો શ્લીપદ જાય ૨. અથવા સાટોડીનું મૂળ, સુંઠ, સરસવ એને કાંજીમાં વાટી લેપ કરે, તો શ્લીપદ જાય ૩. અથવા ધંતુરાનું મૂળ, એરંડાનું મૂળ, નગોડનું મૂળ, સાટીનું મૂળ, સરગવાનું મૂળ, સરસવ એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો શ્લીપદ જાય ૪. અથવા સહદેઇને તાડ ફળના રસમાં વાટી લેપ કરે, તો શ્લીપદ જાય ૫. અથવા સાગના વૃક્ષની છાલનો ઉકાળો કરી તેમાં ગાયનું મૂત્ર નાખી પીએ, તો શ્લીપદ જાય ૬. અથવા હળદર અને ગોળ, એ બંને બરાબર લઇ બારીક વાટી એક રસ કરી જે માણસ ગાયના મૂત્રમાં પાયે, તો શ્લીપદ રોગ બળતરા, કોઢ, એને દૂર કરે છે ૭. અથવા સાટોડીનું મૂળ, ત્રિફળા, પીપરો, આ સર્વ બરાબર

* જે દેશમાં હમેશાં જામેલું પાણી હોય છે તે સર્વ પીએ છે તે, તથા ઋતુમાં સરદ હવા હોય છે તે દેશમાં એ શ્લીપદ રોગ ઘણો હોય છે, એ રોગને હાથીપદ એવું પણ કહેછે.

લઇ બારીક વાટી ટંક રા મધની સાથે ખાય, તો ઘણા દહાડાનો પણ શ્લીપદ જાય ૮. અથવા મોટી હરડના ચૂર્ણમાં એરંડીયું મેળવી તેમાં ગાયનું મૂત્ર મેળવી દિન ૧૫ પીએ, તો શ્લીપદ જાય ૯. એ સર્વે ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા વરધારા. પીપેરો, સુંઠ. કાળાં મરી, વાવડીંગ, એને પાણીમાં બારીક વાટવાં. પછી અનુમાન માફક એમાં તેલ મેળવી મધુરી આંચથી પકવતાં જ્યારે એમાંનું પાણી સર્વ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે ઉતારી લેવું. પછી એ તેલનું મર્દન કરે. તો શ્લીપદ રોગ જાય ૧૦. અથવા ધંતુરાના બીયાંને *એકથી વધતાં ૨૦ સુધી ખાઇ તેની ઉપર ઠંડુ પાણી પીએ, તો શ્લીપદ રોગ જાય ૧૧. આ સર્વે ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

અથવા §મજીઠ. મહુડાં$, રાસ્ણા‡, જાલ, સાટોડીનું મૂળ, એને કાંજીમાં બારીક વાટી લેપ કરે, તો પિત્તના શ્લીપદ જાય ૧૨. અથવા અંગુઠા ઉપલી નસોનું રૂધિર કઢાવે. તો પિત્તના શ્લીપદ જાય ૧૩. અથવા સુંદર્શન નામે કુમાડીઆનું મૂળ ટંક રા લઇ ગાયના ઘી સાથે પીએ, તો શ્લીપદ જાય ૧૪. અથવા પીપેરો, ત્રિફળા, દેવદારૂ. એને બારીક વાટી ટંક રા નિત્ય કાંજીના પાણીમાં લે, તો શ્લીપદ. અજીર્ણ, વાયુના રોગો. ક્રિયો એ સર્વે રોગોને આ દૂર કરી ભૂખને ઘણી વધારે છે ૧૫. ઇતિ पिपल्यादि चूर्ण આ વૃંદમાં છે.

ઇતિ શ્લીપદ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય, સંપુર્ણમ.

---

## વિદ્રધિ.

(વિદ્રધિ રોગની ઉત્પત્તિ, લક્ષણ. ઉપાય.)

**વિદ્રધિની ઊત્પતિ લક્ષણ**–હાડોમાં રહેતા જે વાયુ, પિત્ત, કફ તે શરીરની ચામડી, લોહિ, માંસ, મેદ, એને બગાડી આસ્તે આસ્તે પુરૂષને ભયંકાર સોજાને પેદા કરે છે. એ સોજો ગોળ હોય, તથા પિડા સહિત હોય, ઘણો ઉંડો અને ઘણો મોટો હોય. એ જેમાં લક્ષણ હોય તેને વૈદ્ય વિદ્રધિ રોગ કહે છે, એ વિદ્રધિ રોગ ૬ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, ચોટ લાગવાનો ૫, રક્તવિદ્રધિ ૬.

**વાયુની વિદ્રધિનાં લક્ષણ**–એ સોજો કાળો અથવા લાલ હોય, ક્ષણેકમાં થોડો થાય, અને ઉઠતાંજ પાકવા લાગી જાય. એ જેમાં લક્ષણ હોય તેને વાયુની વિદ્રધિ કહિયે ૧.

**પિત્તની વિદ્રધિનાં લક્ષણ**–આ સોજો પાકવા આવે ત્યારે ઉમૈડાના ફળ સરખો હોય. અને

---

§મજીઠ–મજીઠનો રંગ લાલ નિકળે છે જેથી લુગડાં રંગે છે. એ લાકડાની જાતમાં ઝાડનાં મૂળ હોય છે. મજીઠ આ દેશમાં સર્વ ઠેકાણે મળે છે તેથી દેશ પ્રસિદ્ધ છે. એ રંગમાં ગણાય છે

$મહુડાં પ્રસિદ્ધ નામછે. એ મધુ વૃક્ષ એટલે મહુડાનાં ઝાડનાં ફુલ હોયછે. એનો દારૂ ઉત્પન્ન થાય છે. મહુડાંના દારૂને માધ્વી દારૂ કહે છે.

‡રાસ્ણા નામ છે જેને રાયસેણ કહે છે. એ દેશમાં પ્રસિદ્ધ છે. એ ઔષધિ વાયુના રોગ ઉપર બળવાન છે. એને રાસ્ણા કહે છે,

* એટલે-પહેલે દહાડે ૧ બીજ ખાવું, બીજે દહાડે બે, ત્રીજે દહાડે ૩, ચોથે દહાડે ૪, એમ દરરોજ એક એક વધારી ૨૦ સુધી ખાવાં.

કાળો હોય. તાવ, બળતરાની સાથે હોય. તથા એ સોજો તત્કાળ પાકી જાય. એ જેમાં લક્ષણ હોય તેને પિત્તની વિદ્રધિ કહિયે ૨.

**કફની વિદ્રધિનાં લક્ષણ**-પીળો રંગ હોય. શીતળ અને ચિકણો હોય. અને જેમાં પીડા થોડી થતી હોય, ઘણા દાહાડામાં પાકે તેને કફની વિદ્રધિ કહિયે ૩.

**સન્નિપાતની વિદ્રધિનાં લક્ષણ**–જે સોજામાં નાના પ્રકારના વર્ણ, તથા જેમાં નાના પ્રકારના શ્રાવ, અને એ સોજો ગળાની ઘાંટી નજીક હોય, અને વિષમ હોય, કદી તો ઘટે કદી વધે, મોટો હોય, અને તેનું પાકવું પણ વિષમ હોય; કદી તો જલદી પાકે કદી મોડો પાકે એ જેમાં લક્ષણ હોય તેને સન્નિપાતની વિદ્રધિ જાણિયે ૪.

**ચોટ લાગવાની વિદ્રધિનાં લક્ષણ**–જે સ્થાનમાં ચોટ લાગે ત્યાંનો જે વાયુ તે પિત્ત સંયુક્ત થઇ રૂધિરને બગાડે, પછી તે સ્થાનમાં સોજાને કરી તાવ. દાહ, તરસને ઉપજાવે, અને એ વિદ્રધિમાં પિત્તની વિદ્રધિનાં પણ લક્ષણ મળેલાં હોય, તેને ચોટ લાગવાની વિદ્રધિ કહીયે ૫.

**રક્ત વિદ્રધિનાં લક્ષણ**–એ સોજો કાળો હોય, અને તેમાં ફોલ્લા ઘણા હોય, તથા તેમાં પીડા. દાહ, તાવ એ પણ હોય, અને પિત્તની વિદ્રધિનાં જેમાં સર્વ લક્ષણ મળે તેને રક્તની વિદ્રધિ કહિયે ૬.

**સાધ્ય, અસાધ્ય જાણવાને વાસ્તે અંતર વિદ્રધિનાં લક્ષણ**–જુદા જુદા અથવા મળેલા વાયુ, પિત, કફ, એ કુપથ્યથી કોપને પ્રાપ્તિ થઇ શરીરમાં એક ગાંઠ ગોળાકાર રાફડાની ટેકરી સરખી ઊંચી ઉત્પન્ન કરે છે તેને વૈદ્ય અંતર વિદ્રધિ કહે છે. એ અંતર વિદ્રધિ ૧૦ પ્રકારની છે. એક તો ગુદાને વિશે થાય છે ૧. પેઢુંના મુખમાં ૨, દૂંટીમાં ૩, કૂખમાં ૪, પેઢું અને જાંગની સંધિમાં ૫, હૃદય અને તરસના સ્થાનની વચે ૬, ફિયા એટલે કલેજામાં ૭, હૃદયમાં ૮, દૂંટીની જમણી તરફ ૯, તરસના સ્થાનમાં ૧૦.

**ગુદાની વિદ્રધિનાં લક્ષણ**–ગુદામાં વિદ્રધિ હોય. તો પવન સારી પેઠે સરે નહીં યા પવન રોકાઇ જાય ૧. પેઢુંના મૂખમાં વિદ્રધિ હોય, તો તેને મૂત્રકૃચ્છ્રના રોગ થાય ૨. દૂંટીમાં વિદ્રધિ હોય તેને હિચકી ઘણી આવે અને પેઢુંમાં આફરો રહે ૩. કૂખમાં વિદ્રધિ થાય તો તે જગ્યાએ વાયુનો કોપ હોય ૪. પેઢું અને જાંગોની સંધિમાં વિદ્રધિ હોય, તો કમરમાં, પીઠમાં પીડા ઘણી થાય ૫. હૈયા અને તરસના સ્થાનની વચે વિદ્રધિ હોય, તો પાંસળીઓનો સંકોચ હોય તથા તે જગ્યાએ પીડા ઘણી થાય ૬. ફિયામાં વિદ્રધિ હોય તો સ્વાસ નહીં આવે ૭, હૈયામાં વિદ્રધિ થાય તો સર્વ અંગમાં પીડા થઇ સર્વ અંગ રોકાઇ જાય, અને ખાંશી હોય ૮. અને દૂંટીની જમણી તરફ વિદ્રધિ હોય, તો સ્વાસનો રોગ હોય ૯- અને તૃષાના સ્થાનમાં વિદ્રધિ હોય, તો પાણી ઘણું પીએ ધરાય નહીં ૧૦.

**વિદ્રધિનાં સાધ્યાસાધ્ય લક્ષણ**–દૂંટીની ઉપર જે વિદ્રધિ પાકીને ફાટે તેનું પરૂ ઉપર જાય છે, જે વિદ્રધિનું પરૂ નીચે જાય તેતો પ્રાણી જીવે, અને જે વિદ્રધિનું પરૂ ફાટીને ઉપર જાય તે પ્રાણી મરી જાય ૧.

**પુનઃ અસાધ્ય લક્ષણ**–હૈયામાં. દૂંટીમાં, અને પેઢુંમાં વિદ્રધિ હોય, તો સારી નહીં, અને એ વિના બીજાં સ્થાનમાં થાય, તો સારી, અને વિદ્રધિ કાચી યા પાકી યા દગ્ધ થઈ ગઇ હોય તેને સોજાની જેમ જોઈ લઇએ.

**ભીતરની વિદ્રધિનાં અસાધ્ય લક્ષણ**-આફરો, ઓકારી, તરસ, હિચકી બહુ હોય, પીડા ઘણી હોય. એ લક્ષણ જેમાં હોય તે પ્રાણી મરી જાય.

**વિદ્રધિનાં કષ્ટ સાધ્ય લક્ષણ**-જે વિદ્રધિ કાચી હોય. અને વાયુની હોય, વડી હોય. અથવા નાની હોય યા મર્મસ્થાનમાં હોય. તો કષ્ટ સાધ્ય જાણિયે ૧૦. અને જે વિદ્રધિ સન્નિપાતની હોય અને હૃદયમાં, દૂંટીમાં. અને પેડુંમાં હોય, અને પાકી જાય, અને તે મૂઠી પ્રમાણ હોય. તો તે વિદ્રધિ અસાધ્ય જાણજે ૨. અને મૂઠી પ્રમાણ માંસ અને રૂધિરનો ગોળો પણ થાય છે, પણ એમાં ભેદ એટલોજ કે વિદ્રધિ તો પાકી જાય, અને ગોળો પાકે નહીં (એજ ફેર છે)૧.

---

## વિદ્રધિ ( એટલે ગાંઠ ) ના ઉપાય.

સર્વ વિદ્રધિ માત્રમાં જળો લગાવી તેનું લોહી કઢાવે, તો વિદ્રધિ સારી થાય ૧. અથવા જુલાબથી પિત્તની વિદ્રધિ જાય ૨. અથવા વિદ્રધિ પાકી ન હોય, તો તેને વ્રણના સોજા સરખા ઉપાય કરવા ૩. અથવા એરંડાના મૂળનો ઉકાળો કરી તેમાં તેલ અથવા ઘી પકવવું. પછી તેનો ખમતો ખમતો શેક કરે, તો વાયુની વિદ્રધિ જાય ૪. અથવા જવ, ઘઉં, મગ, એના લોટને ઘીમાં પકવી લેપ કરે. તો વાયુની વિદ્રધિ વિના પાકી પણ સારી થાય ૫. અથવા આસન, ખસ, મહુંડાં, રતાંદળી, એને દૂધમાં બારીક વાટી, એમાં ઘી મેળવી કોકરવરણું કરી લેપ કરે, તો પિત્તની વિદ્રધિ જાય ૬. અથાવા ઇંટની રેત, નદીની રેત, લોઢાનો કાટ, છાણ, એને બારીક વાટી ગાયના મૂત્રમાં સીજવી એનો ખમતો ખમતો શેક કરે અથવા લેપ કરે, તો કફની વિદ્રધિ જાય ૭. અથવા દશમૂળના ઉકાળામાં તેલ અથવા ઘી નાખી એથી ઝારે, તો વિદ્રધિના વ્રણનો સોજો અને તેનું શૂળ જાય ૮. અથવા રક્તચંદન, મજીઠ, હળદર, મહુંડાં ગેરૂ, એને દૂધમાં સીજવી લેપ કરે, તો લોહીની અને ચોટ લાગવાની વિદ્રધિ જાય ૯. અથવા કાળી જીરી, ઇંદ્રવરણાનું મૂળ, તુરીયું એનો ટંક ૨ાા નો ઉકાળો કરી લે, તો કોઠામાં ઉપજી વિદ્રધિ જાય ૧૦. અથવા સરગવાના મૂળના રસમાં મધ મેળવી પીએ, તો અંત્રની વિદ્રધિ જાય ૧૧. અથવા સરગવાના મૂળના ઉકાળામાં શેકી હીંગ, સિંધવખાર નાખી પ્રભાતેજ પીએ, તો અંત્રની વિદ્રધિ જાય ૧૨. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે. ઇતિ વિદ્રધિ રોગની ઊત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

---

## વ્રણસોથ

(વ્રણ સોથ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય. )

*** વ્રણ સોથ રોગની ઉત્પતિ**-વ્રણ સોથ રોગ ૬ છ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, ક

---

* વ્રણ રોગ એટલે ઘા, ગુમડાં, ફોલ્લી, ગાંઠ, ઇત્યાદિક છે. જે કાચાં હોય તેને તો ગાંઠ કહે છે. જે દુખણું, અદિઠ એટલે આંધળુ, કાખોલાઇ એટલે બગલમાં બામણી અને બીજી પણ ઘણા પ્રકારની ગાંઠછે જેને વાસ્તે પકવવાને પોટીસ બાંધવી ઘણી શ્રેષ્ટ છે.તે દાકટર લોક બંધાવે છે તે અહીં લખીએ છીએ-ઘઊંનો લોટ, દૂધ, હળદર, ખાંડ, ઘી એને ગરમ કરી ગરમ ગરમ થપોલી કરી બાંધે, તો ગાંઠ જલદી પાકે છે. પછી એને નસ્તરથી ફાડવી.

ફનો ૩, સન્નિપાતનો ૪, લોહીના દૂષ્ટપણાનો ૫, કોઇ તરેહ લાકડી વગેરેની ચોટ લાગવાનો ૬, આ કારણોથી પ્રથમ વ્રણ થાય, પછી વ્રણમાં સોજો થાય.

**વ્રણસોથનાં લક્ષણ**–વાયુનો વ્રણસોથ વિષમ પાકે, પિત્તનો વ્રણ તત્કાળ પાકે, કફનો વ્રણ મોડો પાકે, રૂધિર અને ચોટ લાગવાનો વ્રણ પણ તત્કાળ પાકે.

**વ્રણસોથ પાકયો નહીં હોય તેનાં લક્ષણ**–જે વ્રણસોથમાં ગરમી અને સોજો થોડો હોય, તથા તે (વ્રણસોથ) કરડો હોય, અને તેની ચામડી સરખો રંગ હોય, તથા તેમાં પીડા કમ અને સોજો થોડો હોય. એ લક્ષણ હોય તો જાણિયે કે વ્રણસોથ કાચો છે.

**પાકા વ્રણસોથનાં લક્ષણ**–એ સોજો અગ્નિની માફક બળે, અને ખારની જેમ પાકે. અને કીડી તથા છરીની જેમ કાપે, અને લાકડીની માફક મારે, અને હાથથી ડાબે તો જાણે એ સોંજો સોંયોકરીને વિંધાયા સરખો હોય, તથા તેમાં દાહ ઘણી હોય, તેનો રંગ બદલાઇ જાય, એ સોજો આંગળીના ડાબવાથી પિડિત થાય તે જાણે આસન અને સુવાને વિષે શાંતીને પ્રાપ્ત થાય, તથા તેમાં વીંછી નાકરડવા સરખી પીડા હોય, અને એ સોજો ગાઢો હોય. ગમે તેટલા તેના પકવવાના ઉપાય કરે પણ ફાટે નહીં, અને એ સોજામાં તાવ, તરસ, અરૂચિ હોય, એ લક્ષણ જેમાં હોય તેને જાણવું કે એ સોજો પાકી ગયો.

**વ્રણ સોથ પાકી ગયો હોય તેનાં લક્ષણ**–એ સોજામાં પીડા હોય નહીં, લાલાશ થોડી હોય, ઘણો ઊંચો હોય નહીં, તથા તે સોજામાં કરચોલીઓ ઘણી પડી જાય, તથા પીડા હોય, ચેળ ઘણી આવે, સર્વ ઉપદ્રવ જતા રહે પણ એ સોજો જાય નહીં, ચામડી ફાટવા લાગી જાય, તથા તેમાં આંગળી અડવાથી પીડા થઇ પરૂ નિકળે. એ લક્ષણ થાય તો જાણીએ કે વ્રણ સોથ પાકી ગયો છે. એમાં પણ વાયુ વિના પિડા નહીં, પિત્ત વિના પાકવું નહીં, કફ વિના પરૂ નહીં, આ કારણ પાકતી વખતે એ ત્રણે હોય છે.

**પરિપાક અવસ્થામાં બીજાં પણ મતાંતરનાં લક્ષણ**–એના ઉપાય કરવામાં ઢીલ કરે, તો પિત્ત વધીને કફને ગ્રહણ કરી રૂધિરને પકવી દે, એ પાકેલું રૂધિર પરૂને કરે, અથવા પરૂને કાઢે નહીં તેના દોષ લખીએ છીએ-જેમ ખરસલાના જથાને પવનથી પ્રેરિત અગ્નિ દગ્ધ કરે છે તેમજ તેનું પરૂ કાઢે નહીં, તો તેના શરીરના માસને તથા નસોને એ પરૂ ખાઇ જાયછે.

**વ્રણ સોથના કાચા પાકાના જ્ઞાનનો અર્થે વૈદ્યના ગુણ દોષ લખીએ છીએ.**–જે કાચા અને પાકા થએલા વ્રણને જાણે તે તો વૈદ્ય; અને તેને જાણે નહીં તે વૈદ્ય નહીં, એ ચોરની વૃત્તિ કરનારો વૈદ્ય ચોર છે ૧–અને જે વૈદ્ય ફોલ્લાને યા વ્રણને કાચા ફાડે અને પાકાને ફાડે નહીં, તથા જેને કાચા પાકા પણાનું જ્ઞાન હોય નહીં તે વૈદ્યને ચંડાળ, ભંગીઆની માફક જાણવા.

ઇતિ વ્રણસોથની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણમ.

## વ્રણરોગ.

(વ્રણ રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય.)

**વ્રણરોગની ઉત્પતિ–પ્રથમ વ્રણરોગ ૮ પ્રકારના છે. એકતો વાયુનો ૧, પિત્તનો ૨, કફને ૩ એ દોષોનો ૧, શસ્ત્રાદિકના વાગવાનો ૨, વાયુ પિત્ત કફનો ૩, રૂધિરનો ૪, વાયુ પિત્તનો ૫, વાયુ કફનો ૬. કફપિત્તનો ૭, સન્નિપાતનો ૮.**

**વાયુના વ્રણનાં લક્ષણ.**–એ વ્રણ સ્થિર અને કઠણ હોય, મંદ ઝરે, પીડા ઘણી હોય; જેમાં વ્યથા ઘણી હોય, અધિક ફરકે–કાળો હોય–એ લક્ષણ જે વણમાં હોય તેને વાયુનો વ્રણ કહિયે ૧.

**પિત્તના વ્રણનાં** લક્ષણ.–જેમાં તરસ, મોહ, તાવ હોય. ભીનાપણું, દાહ, પીડા થઇ ફાટી તે માંથી દુર્ગંધિ સહિત પરૂ નિકળે. એ લક્ષણ જેમાં હોય તેને પિત્તનો વ્રણ કહિયે ૨.

**કફના વ્રણનાં** લક્ષણ.–જેમાં ઘણું ભીનાપણું હોય–ભારે અને ચિકણો હોય. જેમાં પીડા કમ હોય. પીળો વર્ણ હોય, મોડો પાકે. એ જેમાં લક્ષણ હોય તેને કફનો વ્રણ કહિયે ૩.

**રૂધિરના** વ્રણનાં લક્ષણ–એ વ્રણ લાલ હોય--તથા તેમાં લોહિ ઘણું નીકળે ૪.--જે વ્રણમાં વાયુ પિત્તનાં લક્ષણ હોય તેને વાયુ પિત્તનો કહિયે ૫,--જેમાં વાયુ કફનાં લક્ષણ હોય તેને વાયુ કફનો વ્રણ કહિયે ૬. જે વ્રણમાં કફપિત્તનાં લક્ષણો હોય તેને કફપિત્તનો કહિયે ૭. જે વ્રણમાં સર્વ લક્ષણ હોય તેને સન્નિપાતનો વ્રણ કહિયે ૮.

**શુદ્ધ વ્રણનાં લક્ષણ.**–જીભની નિચેના તળીઆ સરખી જે વ્રણની કાંતિ હોય, અતિ કોમળ, તથા નિર્મળ, ચિકણો હોય--જેમાં પીડા થોડી હોય, સારી જેની વ્યવસ્થા હોય, તથા તેમાં પરૂ આદિ કાંઇ પણ નિકળે નહીં ત્યારે જાણિયે કે આ વ્રણ સારો થયો ૯.

દૂષ્ટ વ્રણનાં લક્ષણ.--જે વ્રણમાં પરૂ રૂધિરની દુર્ગંધિ ઘણી નિળ્યા કરે, તથા સોજો અને સ્થિર પણું રહે તેને દૂષ્ટ એટલે નઠારો વ્રણ કહિયે ૧૦.

**જે વ્રણમાં અંકુર શુદ્ધ નિકળતું હોય તેનાં લક્ષણ**--જે વ્રણનો પીળો અથવા ધુંમાડા સરખો વ્રણ હોય--તેને અંકુરિત વ્રણ જાણિયે ૧૧.

**સારી પેઠે વ્રણ ભરાતો હોય તેનાં** લક્ષણ.–જે વ્રણમાં અંકુર શુદ્ધ નિકળે, અને ગાંઠો તથા સોજો હોય નહીં તેને ભલે પ્રકાર વ્રણ ભરાયો જાણિયે ૧૨.

વ્રણના **સુખ સાધ્યાદિકનાં** લક્ષણ.--એ વ્રણ મર્મસ્થાનમાં નહીં હોય, ચામડી અને માંસમાં હોય–અને તરૂણ તણા બુદ્ધિવાન પથ્યથી ચાલતા હોય એવા પુરૂષને હોય–શીતકાળમાં હોય તો વરણ સુખ સાધ્ય છે ૧૩. વાયુ, પિત્ત, કફના તો વ્રણ હોય, અને વસા, મેદ, મજ્જા તથા મસ્તકની ભેજી જેવા જે વ્રણ ઝમે, તો તે સારા થાય નહીં ૧૪. અને શસ્ત્રાદિકની ચોટથી ઉપજ્યા જે વ્રણ તેમાં વસા, મેદ, મજ્જા તથા માથાની ભેજી સરખો મેલ નીકળે, તો તે સારા થાય ૧૫–અને કોઢી તથા ઝેર ખાતો હોય તેને, રાજ રોગી, મધુ પ્રમેહવાળા પુરૂષને, વ્રણમાં વરણ થયો હોય તેને, કોઢો હોય તો કષ્ટથી સારો થાય. આટલા પુરૂષોને વ્રણ હોય તે કષ્ટથી મટી સારા થાય ૧૬.

**પુનઃ વ્રણનાં અસાધ્ય** લક્ષણ–જે વ્રણમાં ઘણી દાહ હોય-અને વ્રણ બાહારથી શીતળ હોય-તથા તે પુરૂષના શરીરનું માંસ, લોહી સુકાઇ ગયાં હોય-સ્વાસ, ખાંસી, અરૂચિ,એ જેને થઇ જાય-ધરડો હોય-અને તે વ્રણમાં પરૂ, લોહીજ નિકળ્યા કરે, મર્મસ્થાનમાં હોય તો એવા વ્રણ સારા નહીં થાય. માટે વૈદ્ય પોતાનો જશ ચહાતો હોય, તો ઉપાય કરવા નહીં. એ વાયુ, પિત્ત, કફ, એ દોષોના વ્રણનાં લક્ષણ કહ્યાં ૧૩.

---

## આગંતુક વ્રણ.

**અથ આગંતુક વ્રણ એટલે** તરવાર આદિ **શસ્ત્રાદિકના** વાગવાથી ઉપજ્યો જે ઘા તેને વ્રણ

સંજ્ઞા કહે છે તેની ઉત્પતિ લક્ષણ લખીએ છીએ.

**આગંતુક વ્રણની ઉત્પતિ**–તરવાર, ભાલો, તીર, છરી, ગોળી, બાણ, ફરસી, વગેરે કોઇ પણ શસ્ત્રના, શરીરના કોઇ અંગમાં વાગવાથી પુરૂષને નાના પ્રકારની આકૃતિના વ્રણ એટલે ઘા થાય છે. તે આ આકૃતિ મૂખ્ય છ પ્રકારની છે તે લખીએ છીએ-છિન્ન ૧, ભિન્ન ૨, વિદ્ધ ૩, ક્ષત ૪, ૧પિચિત, ૨ઘૃષ્ટ ૬.

**છિન્નવ્રણનાં લક્ષણ**–જે પુરૂષ તરવારને આદિ લઇ શસ્ત્રે કરીને ત્રાંસા કપાયા હોય, અથવા સીધા કપાયા હોય, ને ઘા મોટો હોય, અને માણસના શરીરને પૃથ્વી ઉપર નાખી દે તેને વૈદ્ય છિન્ન વ્રણ કહે છે ૧.

**ભિન્ન*વ્રણનાં લક્ષણ**–બરછી, ભાલો, તીર, છરી, તરવારને આદિ લઈ જેને વાગી તેનો કોઠો કોઈ રીતે કપાઇ જાય, ને તે કપાએલા કોઠામાંથી રૂધિર વહે ત્યારે રૂધિરથી પેટ ભરાઇ જાય ત્યારે તે તાવ, દાહને કરે છે. પછી એ રૂધિર ઇંદ્રી, ગુદા, મૂખ, નાસિકાની વાટે નીકળે; અને મુર્છા, સ્વાસ, તરસ, આફરો, અરૂચિ, એને પેદાકરે-અને મળ મૂત્ર રોકાઇ જાય-પસીનો આવે- આંખો લાલ થઈ જાય--મોંમાં લોહીની વાસ, શરીરમાં દૂર્ગંધિ આવે-હૈયામાં, પાંસળીઓમાં શૂળ ચાલે. આ જેમાં લક્ષણ હોય તેને ભિન્નવ્રણ કહીએ ૨.

**વિદ્ધવ્રણનાં લક્ષણ**–જે માણસને ભીતર શસ્ત્રની અણી વાગી તેનું અંગ કપાઇ જાય તેને વૈદ્ય વિદ્ધ "ઘા" કહે છે ૩.

**જે ઘામાં તીર વગેરે રહી ગયા હોય તેનાં લક્ષણ**–જે ઘા કાળો અને સોજા સંયુક્ત ફોલ્લીઓ સહિત હોય અને એ ઘાનું માંસ પરપોટા સરખું ઉંચું હોય-અને તેમાં પીડા હોય તે "ઘા" ને શસ્ત્ર સમેત જાણિયે ૪.

**કોઠામાં તીર ઇત્યાદિક રહી ગયા હોય તેનાં લક્ષણ**–શરીરની સાતે ચામડી તથા શરીરની નસોને વિંધિ નાખ્યા પછી એ નસોને વિદીર્ણ કરે, અને કોઠાને વિશે રહ્યું જે એ શસ્ત્ર તે આફરાને કરી વ્રણના મોંમાં અન્ન અને મળ મૂત્રને લેતુ આવે ત્યારે જાણજો કે એના કોઠામાં શલ્ય છે ૫.

**અસાધ્ય કોઠામાં રહેતા રૂધિર અને મળ, તેનાં લક્ષણ**--કોઠામાં રહેતું જે રૂધિર તે પીળું થઇને શરીરને પીળું કરે,-અને હાથ, પગ, મૂખ, શીતળ હોય; તથા તેના નાકનો સ્વાસ શીતળ ચાલે- આંખો લાલ હોય-એ જેમાં લક્ષણ હોય તેને અસાધ્ય કોઠાનું લોહી, મળ, જાણિયે. આ અસાધ્ય છે ૬.

**ક્ષત વ્રણનાં લક્ષણ**--જેમાં અતિ છિન્ન, અતિ ભિન્નનાં લક્ષણ નહીં મળે, બંનેનાં લક્ષણ

---

૧ દબાવું. ૨ ઘસાવું, છોલાવું.

*ભિન્ન વ્રણ છે તે શસ્ત્રાદિકના પ્રહારથી થાય છે તેને ટાંકા તર્ત મારીને લોહી બંધ કરીએ કારણ કે લોહી જાદે નિકળે તો નિર્બળતા થાય છે, મૂર્છા આવે છે અને અનેક ઉપદ્રવ થાય છે વાસ્તે વિદ્વાન વૈદ્યે સમય જોઇને યથા યોગ ઉપચાર કરવા. અથવા ગોળી, તીરને આદિ લઇ શરીરમાં રહી જાય તો તત્કાળ ચીરો કરી દબાવાથી તરત આરામ થાય છે. અને એ ઘા ધોવો નહીં. ઘામાંથી જતું લોહી બંધ કરવાનો સેહેલો ઉપાય એ છે કે તે પર ઝીણી ધારે પાણી રેડવું. અને ધોરી નસ કાપાઇ હોય તો કપાએલા ભાગ અને આવતા લોહીની વચે દોરીથી બાંધી લેવું એટલે આવતું લોહી બંધ થશે.

મળેલાં હોય તે વ્રણ વિષમ છે ૭.

**છુંદાયેલા** વ્રણનાં લક્ષણ–જે અંગ મદગર, કમાડ, આદિ કોઇ ભારે વસ્તુથી છુંદાઇ યા ચગદાઇ જઈ હાડમાં વ્રણ થઇ જાય તેને છુંદાયલો યા ચગદાયલો વ્રણ કહિયે ૮.

ઘૃષ્ટવ્રણનાં લક્ષણ–જેને ઈંટ, પથ્થર, ભીંત, વગેરે કોઈ તરેહના ઘસારાથી શરીરની ચામડી ઘસાઇ જઇ શરીરથી દૂર થઇ જઇ તેમાં ચેપ નિકળ્યા કરે, અને દાહ હોય તેને ઘૃષ્ટવ્રણ કહિયે ૯.

**જેને માંસ, નસો. સંધિ, મર્મસ્થાન, એમાં ચોટ વાગી હોય તેનાં સામાન્ય લક્ષણ**–જેને ભ્રમ પ્રલાપ હોય–પડી જાય-મોહ હોય-ચૈતન્યતા જતી રહે-નબળાઇ અને દાહ હોય-અંગ શીતળ થઇ જાય-પીડા ઘણી હોય માંસના પાણી સરખું જેનું રૂધિર હોય-અને સર્વ ઇંદ્રીયો નો ધર્મ જતો રહે–અને પાછળ કહ્યાં જે ૫ મર્મસ્થાન તેમાં ચોટ લાગે, તેનાં પણ આ લક્ષણ કહિયે ૧૦

**મર્મસ્થાન, નસો, સંધિ. હાડ, એ ઘાથી વીંધાઈ** ગયાં હોય તેનાં **જુદાં** જુદાં લક્ષણ–મેઘ ધનુષ, અને પરમેશ્વરની ગાયના સરખું જેમાં રૂધિર નિકળે તેને ક્ષત વ્રણ કહિયે, એ વ્રણ વાયુના અનેક રોગોને કરે છે ૧. અને તીર, તરવાર, આદિ શસ્ત્રે કરીને નસો વીંધાઇ જાય તેથી ઉપજ્યો જે વ્રણ તેથી શરીર કુબડું થઇ જાય, શરીરના અંગ અંગમાં પીડા હોય-ચાલ્યું જાય નહીં, અને બહુ કાળ પછી તેમાં અંકુર આવે ત્યારે જાણજો કે નસો વીંધાઇ ગયાનો વ્રણ છે. એ વ્રણમાં સોજો ઘણો હોય--બળ જતું રહે, અને સંધિ સંધિમાં ઘા લાગ્યો હોય, તો સંધિનું હાલવા ચાલવાનું જતું રહે– તથા તેમાં પીડા ઘણી હોય, રાત દહાડો ચેન પડે નહીં તેને હાડમાં શસ્ત્રાદિકથી ઉપજ્યો વ્રણ જાણિયે. અને મર્મસ્થાનમાં ચોટ લાગવાથી વરણ થાય તેના શરીરનો રંગ પીળો હોય, અને વરણ સ્પર્શ સહે નહીં.

**વરણના ૧૬ ઉપદ્રવ લખીએ છીએ**-વિસર્પ રોગ ૧, પક્ષાઘાત ૨, માથુ ફરે નહીં ૩, અપતાન ૪, પ્રમેહ ૫, ઉન્માદ ૬, વરણમાં પીડા ૭, તાવ ૮, તરસ ૯, ખાંધ મઇડાય નહીં ૧૦, ખાંશી ૧૧, ઓકારી ૧૨, અતિસાર ૧૩, હિચકી ૧૪, સ્વાસ ૧૫, કંપારો ૧૬, એ વરણ રોગના ઉપદ્રવ છે.

## અગ્નિ દગ્ધ વ્રણ.

**અગ્નિ દગ્ધ વરણની ઉત્પતિ.**–પ્રથમ અગ્નિ દગ્ધ ૨ બે પ્રકારના છે. એક તો તેલ વગેરેથી દાઝવું ૧, બીજું લોઢું દેવતા વગેરેથી દાઝવું ૨. **પુન:** અગ્નિ દગ્ધ ૪ પ્રકારના છે-પ્લુષ્ટ ૧, દુર્દગ્ધ ૨, સમ્યક દગ્ધ ૩, અતિદગ્ધ ૪.

**પ્લુષ્ટ દગ્ધનાં લક્ષણ**–અગ્નિથી દાઝવાથી જેનું વર્ણ બદલાઇ જાય તેને પ્લુષ્ટ કહિયે ૧.

**દુર્દગ્ધનાં લક્ષણ**–જેમાં બળતરા ઘણી, પીડા અને ફોલ્લા થઇ આવે, અને ઘણા દાહાડામાં મટે તેને દુર્દગ્ધ કહિયે ૨.

**સમ્યક દગ્ધનાં લક્ષણ**–જેના અંગનો તાંબા સરખો રંગ હોય, અને એ ઘુટો નહીં હોય-જેમાં બળતરા અને પીડા હોય, અને ફેલાય નહીં તેને સમ્યક દગ્ધ કહિયે ૩.

**અતિ દગ્ધનાં લક્ષણ**–જેની ચામડી, માંસ, સર્વ દગ્ધ થઇ જાય, અને તેથી શરીર જુદુ પ

ઈ જાય, તથા નસો, સ્નાયુ (તંતુઓ) હાડકાં, સંધિ, એ સઘળાં દાઝી જાય. અને તેમાં પીડા. બળતરા, તાવ, તરસ, મૂર્છા, હોય- અને જેમાં અંકુર મોડું આવે, વર્ણ બદલાઇ જાય. એ જેમાં લક્ષણ હોય તેને અતિ દગ્ધ કહિયે ૪.

---

## વ્રણના ઉપાય.

**દોષોથી ઉપજ્યા જે શરીરના વ્રણ તેના ઉપાય**- એના મખ્ય ઉપાય સર્વેમાં ૧૧ પ્રકાર ના છે તે ક્રમથી લખીએ છીએ. અને સુશ્રુત, ચરકમાં તો વ્રણના ૬૦ પ્રકારના ઉપાય છે. પ્રથમ તો લેપ ૧, પછી બીજાં ઓસડોના પાણીથી કોકરવરણું ઝારવું ૨, પછી વાંસની લાકડીએ અંગુઠો ઘસી તેને પસીનો લવડાવે ૩, પછી કોઇ રીતે લોહી કઢાવવું ૪, પછી ઓસડોનો પાટો બાંધી તેને પરસેવો લેવડાવે ૫, પછી તેને પકવવો ૬, પછી શસ્ત્રાદિકથી તેને ચીરો દેવો ૭, પછી વ્રણને અંગુઠાથી ડાબી તેનું પરૂ કાઢવું ૮, પછી વ્રણને શોધવો ૯. પછી તેને અંકુર લાવવું ૧૦, પછી એને ચામડીના રંગ જેવો કરીદેવો ૧૧.

**વાયુનો સોજો દૂર કરવાનો લેપ**-જેમ લહાય લાગી હોય ને તે લહાયને પાણી ઓલવી દે તેમજ આ લેપ છે તે સોજાની પીડાને દૂર કરે છે.=*બિજોરાનું મૂળ. છડછડીલો. દેવદાર, સુંઠ, રાસ્ણા, અરણી આ સર્વ બરાબર લઇ એને પાણીમાં બારીક વાટી કોકરવરણો લેપ કરે. તો વાયુનો સોજો દૂર થાય ૧.

**પિત્તના સોજો દૂર કરવાનો લેપ**-મહુડાં રતાંદળી, દરો, આમળાં, કમળનું મૂળ, ખસ, ને વાળો, પદ્માખ, આ સર્વ બરાબર લઇ પાણીમાં બારીક વાટી ઠંડોજ લેપ કરે, તો પિત્તનો સોજો દૂર થાય ૨. અથવા વડનું મળ, ઊમડાનું મૂળ, નેતરનું મૂળ, પીપળાનું મૂળ, એની છાલ લઇ એને પાણીમાં બારીક વાટી એમાં ઓસડોથી ૧૦મો ભાગ ઘી મેળવી લેપ કરે, તો પિત્તનો સોજો જાય ૩.

**કફનો સોજો દૂર થવાના લેપ.**-અજમોદ, આવચી બાવચી, મેંડાસીંગ, મજીઠ, રાળ, આસન. સતાવરી. એને પાણીમાં બારીક વાટી કોકરવરણો લેપ કરે. તો કફનો સોજો જાય ૪, અથવા પીપરો, ખલિ, સરગવાના મૂળની છાલ, હરડાની છાલ, રેત, એને ગાયના મૂત્રમાં બારીક વાટી કોકરવરણો લેપ કરે, તો કફનો સોજો જાય ૫. અને રાતે લેપ કરવો નહીં.

**ઓસડોના કોકરવરણા પાણીથી ઝારે તે અનુંક્રમે લખીએ છીએ**-હરડેની છાલને ઉકાળી એ પાણીએ ખમતું સોજાની બળતરાને ઝારે, તો બળતરા તત્કાળ દૂર થાય ૬. અથવા વાયુને દૂર કરનારાં જે ઓસડો તેના ઉકાળાના પાણીથી એને ઝારે, અથવા તેલથી ઝારે, અથવા માંસના રસથી ઝારે, અથવા ગરમ ગરમ ઘીથી, અથવા ગરમ ગરમ કાંજીથી એને ઝારે, તો વાયુનો સોજો દૂર થાય ૭.

**પિત્તનો સોજો દૂર કરવાને ઝારવાનું.**-શીતળ ઓસડોના ઉકાળાએ ઝારવાથી, તથા દૂધ

---

* ઉપર જે સોજાના રોગ ઉપર લેપ કહ્યો છે, તેમાં બિજોરાનું મૂળ લખ્યુ છે તે બિજોરૂ એક લિંબુની જાતનું ફળ છે. જેને સંસ્કૃતમાં માતુલિંગ કહે છે. અને મુગલાઇમાંતુરંજ બીજ એવું નામ કહે છે. એ ઉત્તમ ગુણકારી ફળ છે, જેનો મુરબ્બો ઘણો શ્રેષ્ટ થાય છે. એ ફળ ઘણું કરી સર્વ દેશમાં મળે છે માટે દેશ પ્રસિદ્ધ છે. પરંતુ એના ગુણ તો વૈદ્ય લોક વિશેષ જાણે છે. અને હકીમ લોકો તો એને આજારી માણસ કને સદા રાખે છે.

થી, ઘીથી; ખાંડ, શેરડીના સાંઠાના રસથી ઝારે, તો પિત્તનો સોજો જાય ૮.

**કફના સોજાને દૂર કરવાને ઝારવાનું**–કફને દૂર કરનારાં ઓસડોએ ગરમ ગરમ ઝારે અથવા તેલ, ખારનું પાણી, ગાયનું મૂત્ર, એના ઝારવાથી કફનો સોજો દૂર થાય ૯. રક્તના સોજાના તથા પિત્તના સોજાના ઉપાય એકજ છે. અને વ્રણના સોજાને અંગુઠા આદિથી મસળીને પરસેવો લાવવો ૧૦. જે વ્રણ કરડો હોય તેને અંગુઠા અથવા વાંસની સાફ લાકડીથી આસ્તે આસ્તે મસળી પરશેવો લવરાવે તો તે ઢીલો પડી સારો થઇ જાય ૧૧. અને તેનો વ્રણ બદલાઇ જાય, કાળો હોય, પીળા વર્ણી હોય, એવા વ્રણના સોજાને અથવા કોઇ ઝેરી જાનવરના કરડવાનાને જળો લગાવી તેનું લોહી કાઢી નાંખવું, અથવા અસ્ત્રાથી છુંદી લોહી કાઢી નાખવું, એક તરફ સર્વ ઉપાય છે, અને એક તરફ લોહી કાઢવું, આ એકજ ઉપાય સઘળા ઉપાયો બરાબર છે ૧૨.

**કાચા વ્રણ (ગુમડાં) ને પકવવાનાં ઓસડો**–દશ મૂળ, ખરેંટી, રાસ્ણા, અાસન, ખીપ, એરંડાનું મૂળ, અથવા એનાં ફળ, નિર્ગુંડિ, સાટોડી, સરગવો, પીપેરો, સિંધવખાર, સુંઠ, સણનાં બીજ, કપાસનાં બીજ, અળશી, કુલત્થ, તલ, જવ, સરસવ, મુળાનાં બીજ, વરીઆરી, લીંમડાનાં પાન, નાગરવેલનાં પાન, ગુલબાનાં પાન, આદિ ગરમ કરી એને બારીક વાટી બાંધે અથવા એનો ઊકાળો કરી તેથી સુખ પૂર્વક સારી રીતે ક્રિયાથી ઝારે તો વાયુના વ્રણનો સોજા મટી જાય ૧.

**વ્રણના સોજાને દૂર કરવાનો લેપ**–સાટોડીનું મૂળ, દેવદારૂ, હળદર, સુંઠ, સરગવાની છાલ, સરસવ એને ખટાસમાં બારીક વાટી કોકરવરણું કરી લેપ કરે, તો સર્વ પ્રકારના વ્રણ સોથ દૂર થાય ૨.

**વ્રણને પાકવાની વિધિ**–વ્રણ લેપાદિકે કરીને પાકે નહીં તો-સણનું મૂળ, સરગવાની શીંગો, તલ, સરસવ, અળશી, દારૂ કાઢવાનો મસાલો, જવ, ઘઊં, લીમડાનાં પાન, વગેરેને સિજવી વ્રણે બાંધે તો વ્રણ પાકી જાય ૩.

**વ્રણ પાકી ગયો હોય તેને ચીરા દેવાની વિધિ**–જે વ્રણમાં પરૂ થઇ ગયું હોય તેને ચતુર વૈદ્યના શસ્ત્રથી ત્રણ ચીરા દેવડાવી તેનું પરૂ કાઢી નાખવું. પછી મલમ આદિ લગાવે તો વ્રણ મટી જાય ૪.

**આટલા આદમીને ચીરો લગાવવો નહીં**–બાળકને, ઘૈડાને, જેથી ચીરો સહન થાય નહીં તેને, ક્ષીણ પુરૂષને, ભય વાળાને, સ્ત્રીના મર્મસ્થાનમાં, એને ચીરો દેવો નહીં. તેમાં ઓસડોથી ભેદન કરી તેનું પરૂ કઢાવી સારો કરવો, **તે ભેદન ઓસડો લખીએ છીએ**-કાચકીનું મૂળ, ચિત્રક, દંતી, ભિલામા, કરેણો, ખબૂતરની હઘાર, ગીધની હઘાર, એમાંથી કોઇનો પણ લેપ કરે, તો વ્રણ પોતાની મેળે ફાટી તેમાંનું પરૂ નિકળી મટી જાય ૫. અથવા પાપડીઓ ખારો, જવખાર, સાજી, હંઘેડીનો ખાર, એમાંથી કોઇનો પણ લેપ કરે, તો વ્રણની રસી નિકળી જાય ૬. અથવા વ્રણ ઘણો ધારો હોય તો હાથી દાંતને પાણીમાં ઘશી તેનું ટીપું વ્રણપર મૂકે તો તેનો સોજો દૂર થઇ પરૂ નિકળી જાય ૭.

**પિડન (દુખી વ્રણ) લખીએ છીએ**–જે વ્રણમાં પરૂ થઇ ગયું હોય અને મર્મસ્થાનમાં હોય, તેવા વ્રણને ચીરો દેવો નહીં પરંતુ તેલ[illegible] ઓસડો લગાવી તેનું પરૂ કાઢી નાખીએ, તો

એ વ્રણ સારો થાય તે ઓસડો લખીએછીએ.-જવ, ઘઊં, અડદ, એને બારીક વાટી પાણીમાં કોકરવરણું ગરમ કરી બાંધી એ વ્રણના મૂખમાંથી પરૂ કાઢી નાખવું, પછી તેને મલમ આદિક લગાવે તો એ વ્રણ સારા થાય ૮.

**વ્રણનાં શોધન**-જે વ્રણ કાચા હોય તો પડોળનાં પાન, અથવા લીમડાનાં પાન, એને બાફી એના પાણીથી વ્રણને ધૂએ, તો વ્રણ સારા થાય ૯. અથવા દશમૂળના ઉકાળાના પાણીથી વ્રણ ધૂએ, તો વાયુનો વ્રણ સારો થાય ૧૦. અથવા ઉમૈડાની છાલના ઉકાળાથી વ્રણ ધૂએ, તો વ્રણ સારા થાય ૧૧. અથવા ગરમાળાની છાલના ઉકાળાથી ધૂએ, તો કફના વ્રણ સારા થાય ૧૨. અથવા પીપર વૃક્ષ, ઉમૈડો, વડ, બીલી, એની છાલના ઉકાળાથી વ્રણનો સોજો તથા ઉપદંશને ધૂએ, તો વ્રણ સારા થાય ૧૩. અથવા તલ, સિંધવખાર, જેઠીમધ, લીમડાનાં પાન, બંને હળદર, નસોતર, નાગરમોથો એને બરાબર લઇ પાણીમાં વાટી એનો લેપ કરે, તો વ્રણ પાકીને તેનું પરૂ નિકળી જાય ૧૪. અથવા લીમડાનાં પાન, તલ, દંતી, નસોતર, સિંધવખાર, એમાં મધ મેળવી બારીક વાટી લેપ કરે, તો દુષ્ટ વ્રણ સારા થાય ૧૫. અથવા લીમડાનાં પાનને બાફીને બાંધે, તો દુષ્ટ વ્રણ સારા થાય ૧૬. અથવા હરડે, નસોતર, સિંધવખાર, દંતી, કલિહારિનું મૂળ, એને મધમાં વાટી દીવેટ કરી વ્રણમાં મૂકે, તો દુષ્ટ વ્રણ પણ સારા થાય ૧૭. અથવા વ્રણનાં મૂખ શૂક્ષ્મ હોય તો તેમાં લીમડાનાં પાન વગેરે ઓસડોની દીવેટ કરી અંદર મૂકે તો વ્રણ સારા થાય ૧૮. અથવા લીમડાનાં પાન, ઘી, મધ, દારૂહળદર, મહુડાં, એની દીવેટ કરી વ્રણમાં મૂકે, તો વ્રણ સારા થાય ૧૯. અથવા તલને ઉકાળી તેની દીવેટ કરી વ્રણમાં મૂકે, તો વ્રણ સારા થાય ૨૦.

**વ્રણમાં ફૂણગા એટલે અંકુર લાવવાના ઊપાય**-જે વ્રણોનું પરૂ નીકળી ગયું હોય અને વ્રણ પુરાય નહીં તેને લીમડાનાં પાન ઉકાળી તે પાણીથી (વ્રણ) ને ધોવો, પછી મધ મેળવી તેલના પોળવાં તેપર મૂકે તો વ્રણ ભરાઇ જાય ૨૧. અથવા આસન, કાયફળ, લોદર, જેઠીમધ, મજીઠ, ધાવડીનાં ફુલ, એને બારીક વાટી વ્રણે બાંધે, તો વ્રણ ભરાઇ સારા થાય ૨૨.

**વ્રણમાં દાહ, શૂળ ઉપજ્યાં હોય તેને દૂર કરવાનો લેપ**-જવનો લોટ, મધ, તેલ, ઘી, એ સર્વ મેળવી થોડાં ગરમ કરી લેપ કરે, તો વ્રણની બળતરા શૂળ જાય ૨૩.

**વ્રણમાં જીવડા પડી ગયા હોય તેને દૂર કરવાનો લેપ**-*કાયકીનું મૂળ, લીમડાની છાલ, નિર્ગુંડી, એને બારીક વાટી લેપ કરે, તો વ્રણના જીવડા મરી જાય ૨૪. અથવા લસણનો લેપ કરે તો વ્રણનો જીવડો મરી જાય ૨૫. અથવા હીંગ, લીમડાની છાલનો લેપ કરે, તો વ્રણના જીવડા મરે ૨૬.

**વ્રણમાં છૂત પડી તેમાં ખાજ પીડા હોય--જીવડા પડી ગયા હોય તેની ધૂણી**-લીમડાનાં પાન, વજ, હિંગ, ઘી, પાપડીઓખારો, સરસવ, એને એકઠાં કરી ઘીમાં બારીક વાટી એનીધૂણી દે, તો વ્રણની છૂત, જીવડા, ચેળ, પીડા જાય ૨૭. એ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

* કાયકીનું મૂળ કહ્યું છે તે કાયકીની જડ લેવી, એને હિંદી, તથા મારવાડી ભાષામાં કણગચ કહેછે. તેને કરંજ પણ કહે છે. કાયકીનું ઝાડ હોય છે, જેનાં ફળને કાયકાં કહે છે, અને શાગર ગોટા પણ કહે છે. તેહનાં બીજ, ને નાનાં નાનાં પાન, ગોળ હોય છે. લાંબી ડાળીઓ જેને કાંટા ઘણા હોય છે. એનાં પાન કડવાં હોય છે. તાવ વાળા માણસને કાયકીનાં પાન, કાળાં મરી એનો રસ કાઢી એક ઘુંટડો પાય, તો તાવ ઉતરી જાય છે. આ પ્રસિદ્ધ ઔષધિ છે.

**વ્રણને ભરવાનું મલમ**–કડવું તેલ તોલા ૫ ભાર, પાણી તોલા ૫ ભાર, એ બંનેને કાંસાની થાળીમાં દિન ૧ સુધ ૯ પથી મથી, પછી એમાં રાળ તોલા ૧૦ ભાર બારીક વાટી મેળવે; ખેરસાર તોલા ૫ ભાર બારીક વાટી એમાં મેળવવો. કોષ્ટ ટંક ૫ એમાં બારીક વાટી મેળવવું; મોરથૂથૂ ટંક ૨ા એમાં મેળવે. બેરજો ટંક ૧ા, મરી ટંક ૧ા બારીક વાટી એમાં મેળવે; પછી એને બારીક વાટી હાથથી મથી વ્રણે લગાવે, તો વ્રણ તત્કાળ ભરાઇ જાય ૨૮.

## આગંતુક વ્રણ એટલે તરવાર વગેરે શસ્ત્રાદિકના વાગવાથિ ઊત્પન્ન થયો જે વ્રણ તેના ઉપાય.

જે માણસોને તરવારને આદિ લઇ શસ્ત્રોની નાના પ્રકારની ધારના વાગવાથી ચામડી ફાટી જાય અથવા ચામડીની નાના પ્રકારની આકૃતિ થઇ જાય, તો તેને સારા ચતુર વાડકૂટીઆની પાસે પવન ન આવે એવા સ્થાનમાં રેસમના દોરાથી સિવાવે. પછી તે ટાંકાના વ્રણના સ્થાનમાં ઘઉંના મેદામાં પાણી, ઘી, મેળવી પકવી લેતાં જ્યારે પાણી બળી જાય ને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે તેની લુઇ બનાવી ખમતો ખમતો શેક કરે, તો એ વ્રણ માત્ર તત્કાળ સારા થાય ૧. અથવા કડુ, મીણ, હળદર, જેઠીમધ, કાચકીનું મૂળ, અને કાચકીનાં પાન, તથા તેનાં ફળ, પડોળ, ચંબેલીનાં પાન, લીમડાનાં પાન, એને ઘીમાં નાંખી પકવતાં જ્યારે પાણી માત્ર બળી જાય અને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે ઉતારી એ ઘીનો ખમતો ખમતો શેક કરે, તો એ વ્રણ તત્કાળ સારો થાય ૨. એ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

અથવા–શસ્ત્રાદિકથી જેનું લોહિ બહુ નીકળી ગયું હોય તેને વાયુની પીડા થઇ આવે તેને દૂર કરવાને વાસ્તે ઘૃતપાન કરાવીએ મતલબ કે ઘી પાવું, અને જેનું ખડગાદિકોએ કરીને ગાત્ર છીન્ન થઈ જાય તેને ગંગેરણીના મૂળનો રસ તેમાં ભરી દે, તો એ વ્રણ તત્કાર ભરાઇ જાય અને સારા થાય ૩. એ વ્રણ વાળાને શીતળ ઊપાય સર્વ સારા છે. અને શસ્ત્ર લાગતાં જેનું રૂધિર આમાશયમાં જાય, તો તે પુરૂષને ઉલટી કરાવે, તો સારૂં થાય. અને પેઢુંમાં રૂધિર જાય, તો એ જુલાબથી સારૂ થાય ૪. અથવા વાંસની છાલ, એરંડાની છાલ, ગોખરૂ, પાષાણભેદ, એનો ઉકાળો કરી તેમાં શેકી હીંગ, સિંધવખાર નાખી પીએ, તો કોઠાનું લોહી વહી નિકળી સારૂં થાય ૫. અથવા જવ, કુલત્થ, સિંધવખાર, લૂખાં અન્ન. એનું ખાવું સારૂ છે ૬. અથવા

**જાત્યાદિ ઘૃતં**–ચંબેલી એટલે જાયનાં પાન, લીમડાનાં પાન. પડોળ, કડુ, દારૂહળદર. ઉપલસરી, મજીઠ, હરડેદળ. મીણ, મોરથૂથૂ, મધ, કાચકી, એ સર્વ બરાબર લઇ એની બરાબર ગાયનું ઘી લઇને એથી આઠગણું પાણી લઇ (એમાં સર્વ ઓસડો નાંખી) મધુરી આંચે પકવતાં જ્યારે પાણી બળી જાય ને ઘી માત્ર બાકી રહે ત્યારે એ ઘીની દીવેટ કરી વ્રણને લગાવે, તો ગંભીરને આદિ લઈ સર્વ વ્રણ સારા થાય. ઇતિ जात्यादि घृतं. અથવા

**જાત્યાદિ તૈલં**–ચંબેલીનાં પાન, લીમડાનાં પાન, પડોળનાં પાન, ગરમાળાનાં પાન, મીણ, મહુડાં, કોષ્ટ, દારૂહળદર, હળદર. કડુ, મજીઠ, પદ્માસ, હરડેની છાલ, લોદર, તજ. કમળકાકડી. ગૌરીસર, મોરથૂથૂ, ગરમાળાનો ગોળ, આ સર્વ બરાબર લઇ એનો ઉકાળો કરી, એ ઉકાળાના રસમાં તલનું તેલ મધુરી આંચે પકવતાં જ્યારે એ ઉકાળાનો રસ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે એ તેલને ઉતારી સારા વાસણમાં રાખી મૂકવું. પછી એ તેલની દીવેટ વ

ગેરે કરી કંઇ તરેહથી વ્રણને લગાવે, તો વ્રણ તત્કાળ ભરાઇ સારા થાય. ૮. ઇતિ जात्यादि तैलं.

**વિપરીત મલ્લ તૈલં**–ચિત્રક, લસણ, હીંગ, સરપંખો જે બંગાળા તથા ગુજરાતમાં પ્રસિદ્ધ છે, કલીહારી જડીનું મૂળ, સિંદૂર, અતિવિખની કળી, કોષ્ટ, કડવું તેલ, એ ઓસડોની માફક પાણી નાંખી મધુરી આંચથી પકવતાં જ્યારે પાણી બળી જાય ને તેલ માત્ર બાકી રહે ત્યારે એ તેલને વાસણમાં ભરી રાખવું, પછી એ તેલને લુગડાની દીવેટ વગેરેથી કોઇ તરેહ વ્રણને લગાવે, તો વ્રણ માત્ર, દૂષ્ટ વ્રણ, નાડી વ્રણ, એને આ તેલ તત્કાળ દૂર કરે છે ૯. ઇતિ विपरीत मल्ल तैलं. અથવા

**અમૃતાદિ ગૂગળ**–ગળો, પડોળનું મૂળ ત્રિફળા, વાવડીંગ. એને બરાબર લઇ બારીક વાટી એની બરાબર ગુગળ મેળવી એક જીવ કરી ટંક રા પાણીની સાથે નિત્ય ખાય તો વ્રણ માત્ર, વાતરક્ત, ગોળો, ઉદરના રોગો,-સોજો એને આ ગુગળ દૂર કરે છે ૧૦. ઇતિ अमृतादि गूगळ એ સર્વ ઉપાય ભાવપ્રકાસમાં છે.

---

## ૬ પ્રકારના અગ્નિ દગ્ધ વ્રણના અનુક્રમથી ઉપાય.

જે પુરૂષ અગ્નિથી કોઇ તરેહથી દાઝી ગયા હોય તેને દેવતાથી તપાડે તો. તે પુરૂષ તત્કાળ સારા થાય ૧. અથવા તે પુરૂષને અગરને આદિ લઇ ગરમ ઓસડોના, એ દાઝેલા ભાગ ઉપર લેપ કરે, તો એ જલદિ સારા થાય ૨. આ પ્લુષ્ટના ઉપાય છે.

**દૂર દગ્ધના ઉપાય**–ઓસડોના ઘીને, અથવા એવાજ ઘીને ગરમ કરી પછી તેને ટંડુ કરી લેપ કરે, તો દૂર્દગ્ધ સારા થાય ૩.

**સમ્યક દગ્ધના ઉપાય**–તવાખીર, વડનું મૂળ, રક્તચંદન, રસોત, સોના ગેરૂ, ગળો, એને ઘીમાં બારીક વાટી લેપ કરે, તો સમ્યક દગ્ધ સારા થાય ૪.

**અતિ દગ્ધના ઉપાય**–નઠારા માંસને કાઢી નાખવું. પછી સાઠી ચોખા, તેંદુ એને ઘીમાં બારીક વાટી લેપ કરી ઉપર ગળોનાં પાન બાંધે, તો અતિ દગ્ધ પણ સારૂં થાય ૫. અથવા મીણ, મહુડાં, લોદર, રાળ, મજીઠ, રક્તચંદન, મુર્વા; આ સર્વ બરાબર લઇ બારીક વાટી ગાયના ઘીમાં પકવવાં. પછી એ ઘીનો લેપ કરે, તો અતિ દગ્ધ પણ દૂર થાય અને સર્વ શરીરમાં માંસ બીજું થઇ આવે ૬. ઇતિ सिकूथादि घृतं.

અથવા પડોળના પંચાંગનો ઉકાળો કરી તેમાં કડવું તેલ પકવતાં જ્યારે એ ઉકાળાનો સર્વ રસ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે ઉતારી એ તેલને લગાવે, તો અગ્નિના દાઝયાનો દાહ અને ઝમવું, તથા ફોલ્લા, એ સર્વ સારા થાય ૭. આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા જૂના ભીના ખાવાના ચૂનાને દહીના પાણીમાં વાટી દાઝેલા ભાગ ઉપર લગાવે. તો તે સારા થાય; અને તેલથી દાઝયો હોય તો તેના ફફોલા પણ દૂર થાય ૮. અથવા જવને બાળી તલના તેલમાં વાટીને પછી દાઝયા ઉપર લેપ કરે, તો સારો થાય ૯. અથવા શેકેલા જીરાને બારીક વાટી તેની બરાબર મીણ, રાળ, ઘી મેળવી લેપ કરે, તો અગ્નિના દાઝેલા તત્કાળ સારા થાય ૧૦.

***તેલ આદિથી દાઝયા હોય તેના ઉપાય**–તલનું તેલ શેર ૦। અને જૂનો ભીનો ખાવાનો ચૂનો તોલા ૮ ભાર, તેને હાથથી ૧ પહોર સુધી મસળી રાબડી સરખો કરી રૂના પોળથી તેને લગાવે, તો દાઝેલા તત્કાળ સારા થાય ૧૧.

## વ્રણ ગ્રંથિ રોગ.

**વ્રણગ્રંથિ રોગની ઉત્પતિ**–વિના ખેદજ શરીરમાંથી નીકળતું જે દુષ્ટ લોહી તેને પવન શોષીને ગાંઠને ઉપ્તન્ન કરે છે. એ ગાંઠમાં દાહ, ચેળ ઘણી હોય તેને વ્રણ ગ્રંથિ કહિયે ૧૨.

## વ્રણ ગ્રંથિના ઉપાય.

કંપેલો, વાવડીંગ, તજ, દારૂહળદર, એને માણીમાં બારીક વાટી તથા તેમાં તલનું તેલ નાંખી મધુરી આંચે પકવતાં જ્યારે પાણી બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે એ તેલનો લેપ કરે, તો વ્રણગ્રંથિ જાય ૧૪. ઇતિ વ્રણગ્રંથિ, વ્રણરોગ, અગ્નિદગ્ધની ઉત્પતિ, લક્ષણ, ઊપાય સંપૂર્ણ.

## હાડકાનું ભાંગવું. (ભગ્ન રોગ)

**ભગ્ન રોગની ઉત્પતિ**–હાડકાના ભાંગવાને ભગ્ન રોગ કહે છે. તે બે પ્રકારના છે. કાંડાના ૧, સંધિના ૨. કાંડાનાં તો નળ, કપાળ, પહોંચાને આદિ લઇ; અને સંધિના ૬ પ્રકારના છે. ઉત્પિષ્ટ ૧, વિશ્લિષ્ટ ૨, વિવર્ત્તિત ૩, તિર્થક્ગતિ ૪, ક્ષિપ્ત ૫, અંધ ૬,

**પ્રથમ કહયાની માફક કોઈ સ્થાનની શરીરની સંધિ ટૂટી ગઇ હોય તેનાં સામાન્ય લક્ષણ**–ઉઠતાં, પસારતાં, એકઠાં કરતાં, સંધિ સ્થાનમાં પીડા ઘણી હોય, તેને તે જગાએ સ્પર્શ સહેવાય નહીં ત્યારે જાણજો કે કોઈ તરેહ સંધિ ટૂટી છે ૧.

**ઉત્પતિષ્ટ સંધિ ટૂટવાનાં લક્ષણ**–બે હાડકાંની સંધિ ટૂટી હોય તે જગાએ ચસકા અને સોજો ઘણો હોય.અને પીડા હોય તો જાણવું કે ઉત્પિષ્ટ સંધિ ટૂટી છે ૧.

**વિશ્લિષ્ટ સંધિ ટૂટવાનાં લક્ષણ**–એ જગાએ સોજો હોય, અને રાતમાં પીડા, સોજો અધિક હોય, તેને વિશ્લિષ્ટ સંધિ ટૂટી જાણીએ ૨.

**વિવર્ત્તિત સંધિટૂટવાનાં લક્ષણ**–પાંસળીઓમાં પીડા ઘણી હોય, અને એ સ્થાનમાં સોજો, પીડા રહ્યા કરે તો વિવર્ત્તિત સંધિ ટૂટી જાણિયે ૩.

**તિર્યક્ ગતિ સંધિ ટૂટવાનાં લક્ષણ**–એ જગાએ સોજો થઇ પીડા ઘણી થાય તો તિર્યક્ ગતિ સંધિ ટૂટી.જાણિયે ૪.

**ક્ષિપ્ત સંધિ ટૂટી હોય તેનાં લક્ષણ**–સાંથળોમાં કદી થોડું કદી બહુ વિષમ શૂળ હોય તે

*દેવતાથી, તથા ઊંના ઘાંથી, તથા તેલથી, અને કોઇ પણ પ્રકારથી, તથા કંદોઇનાં ચાસણીથી; કંદોઇ, રસોઇઓ, સોની, લુહાર, કંસારા, હરકોઈ અગ્નિ સંબંધિ કામ વાળા માણસ બળી જાય અને દાઝી જાય, તો એવી વ્યાધિ વાસ્તે અનેક ઊપાય છે. પરંતુ ઉપર કહ્યો જે ચૂના તેલનો નુલમો તે ઘણો શ્રેષ્ટ ઉપાય છે. એ લગાવાથી ઠંડક પડે છે અને શરીર ઉપર ધોળો ડાઘ રહે નહીં. એ પ્રસિદ્ધ છે.

ની ક્ષિપ્ત સંધિ ટૂટી જાણિયે ૫.

**અધઃ સંધિ ટૂટી હોય તેનાં લક્ષણ**–જે સંધિ નિચેની ટુટી હોય તેને નિચે પીડા હોય તેને અધઃ સંધિ ટૂટી જાણિયે ૬.

**સંધિ વિના નળ, કપાળ,બરડાની કરોડનાં હાડ ટુટી ગયાં હોય તેનાં લક્ષણ**–પોલી સરકઠની માફક એ હાડકાં કાંણા કાંણા વાળાં હોય, સીધાં હોય તેને નળ કહિયે.

**હાડનું ભાગવું ૧૨ પ્રકારનું છે તે લખીએ છીએ**-કર્કટક ૧. અશ્વકર્ણ ૨. વિચુર્ણિત ૩, પિચ્ચિત એટલે યંત્રિત કર્યું ૪, અસ્થિ છલ્લિકા ૫, કાંડાના વિષય ભગ્ન ૬, અતિપાતિત્ત ૭, મજ્જાગત ૮, પ્રસ્ફુટિત ૯, વક્ર ૧૦, છિન્ન ૧૧, દ્વિધા કરવા ૧૨; જેવાં એનાં નામ છે તેવાંજ લક્ષણ જાણિ લેજો.

**હાડકું ભાગ્યું હોય તેનાં લક્ષણ**–અંગ શીતળ થઇ જાય, અને એ જગાએ સ્પર્શ ખમાય નહીં, તથા ત્યાં શરીર ફરકે, અને શરીરમાં પીડા તથા શૂળ હોય. રાત દહાડો કદિ પણ ચેન પડે નહીં. એ લક્ષણ હોય ત્યારે જાણવું કે એનું કોઈ પણ રીતે હાડકું ભાંગી ગયું છે.

**હસ્તિભંગ રોગનાં કષ્ટ સાધ્ય લક્ષણ**–અગ્નિ મંદ થઇ જાય, કુપથ્ય કર્યા કરે;વાયડું શરીર હોય, અને જેમાં તાવ, અતિસારાદિક પણ હોય તે ભગ્ન રોગી કષ્ટથી બચે.

**હાડભંગ રોગનાં અસાધ્ય લક્ષણ**--જેનું મસ્તક ફાટી ગયું હોય-કમર ટૂટી ગઇ હોય; અને સંધિ વછુટી જાય, જાંગ વટાઇ જાય, અને લલાટના ચુરે ચુરા થઇ જાય; સ્તનની જગા ટૂટી જાય; હૃદય, ગુદા, લમણાં, માથું. પીઠ ફાટી જાય તે અસાધ્ય જાણિયે.

**પુનઃ અસાધ્ય લક્ષણ**–હાડકાને સારા પ્રકારે બાંધ્યા પછી કઠણ બાંધે, અને તે નઠારી રીતે બંધાઇ જાય, તથા તેમાં ચોટ આવી જાય અને મૈથુનાદિક કરે, તો એ હાડ ટૂટવું અસાધ્ય થઇ જાય.

**શરીરમાં ઠેકાણાં ઠેકાણાંનાં હાડકામાં ચોટ લાગી હોય તેનાં ચિન્હ**–કંઠ; તાળવું, લમણાં, ખાંધ, માથું, પગ, કપાળ, નાક, આંખ, એ સ્થાનમાં કાંઇ તરેહની ચોટ લાગે, તો તે જગાના હાડકાં નમી જાય; અને પહોંચાં,પીઠ,વગેરેના સીધાં હાડકાં છે તે વાંકા થઇ જાય; અને કપાળને આદિ લઇ જે ગોળ હાડકાં છે તે ફાટી જાય; દાંત વગેરે નાનાં હાડકાં ટૂટી જાય ૧

---

## ભગ્ન રોગ એટલે હાડ, સંધિનું ભાંગવું તેના ઉપાય.

પ્રથમ ચોટ વગેરે કોઈ તરેહથી હાડકું અને સંધિ ટૂટેલી જાણે તો તેજ વખત તે જગાએ ઠંડુ પાણી નાંખવું. પછી બુદ્ધિવાન પુરૂષ તેને ઓસડોનો શેક કરે, અથવા પાટો બાંધે, અને એ જગાએ જે ઇલાજ કરે તે શીતળ કરે, અને જે બુદ્ધિવાન પુરૂષ હોય તે પાટો પોચો નહીં બાંધે તેમ ઘણો કઠણ પણ નહીં બાંધે, સારી રીતે સાધારણ બાંધે; પોચો લુગડાનો પાટો બાંધવાથી સારી પેઠે હાડ સ્થિર મળે નહીં, અને કઠણ બાંધવાથી ચામડીમાં સોજો પીડા થઈ ચામડી પાકી જાય, એટલા વાસ્તેજ પાટો સાધારણ બાંધવો યોગ્ય છે ૧. હાડકાની સંધિ ટુટયાની જગા ડાભથી બાંધવી. ઓસડોને ભીનાં કરી અથવા ચોટની જગાએ લીલી ડુંગળી લગાવે, તો હાડ, સંધિ ટૂટેલી સારી થાય ૨. અથવા મજીઠ, મહુડાં, એ બંન્નેને ઠંડા પાણીમાં બારીક વાટી ટુટેલા હાડ પર લેપ કરે, તો તે સારાં થાય ૩. અથવા

૧૦૦ વારના ધોયેલા ઘીમાં સાઠી ચોખા વાટી લેપ કરે, તો તે સારાં થાય ૪. અથવા *હાડકાની સંધિ ટુટી હોય તો બોરડી તથા પીપળાની લાખ, ધઊં, કાહુવૃક્ષની છાલ. એ ઘીમાં વાટી ટંક ૫ દૂધમાં પીયે, તો સંધિ અને હાડ ભાંગેલાં સારાં થાય ૫. અથવા લાખ, કાહુની છાલ, આસન, ખરેંટી, ગૂગળ આ સર્વ બરાબર લઇ એને એક જીવ કરી ટંક ૨ાા દૂધની સાથે લે તો હાડ અને સંધિ સારાં થાય ૬. અથવા ધઊંને હીંકરામાં મૂકી અધ બળ્યા કરી લઈ પછી તેને બારીક વાટી ટંક ૫ લઇ ટંક ૧૦ મધની સાથે રોજ દીન ૭ સુધી ચાટે, તો ટુટા હાડ સારાં થાય ૭. અથવા આંમળાં, મેંદાલકડી, તલ, એને ઠંડા પાણીમાં બારીક વાટી તે જગાએ લેપ કરે, અને એમાં ઘી પણ મેળવે, તો ટૂટા હાડ અને ટૂટી સંધિ સારી થાય ૮. અથવા માણસના માંસની ચોખી મમઈ મળે તો તે અનુંમાન માપક લઇ મધમાં તેને ચટાડે તો ટૂટા હાડ, ટૂટી સંધિ સારી થાય ૯. અથવા ચોટવાળાને માંસનો શેરવો, દૂધ, ઘી, પુષ્ટીનાં ઓસડો આપે, તો એ સર્વ સારાં છે. અને આટલી વસ્તુઓ તેને સારી નહીં–મીઠું. કડવી વસ્તુઓ, ખાર, ખટાશ, મૈથુન, તડકો, ખેદ, લૂખાં અન્ન.– બાળકની તથા તરૂણ (જવાન) ની ચોટ જલદી સારી થાય; બુઢ્ઢાની અને રોગીની ચોટ જલદી સારી થાય નહીં ૧૦. અથવા લાખ ટંક ૨ાા દૂધમાં દિન ૧૫ પીએ તો ભાગેલાં હાડ સારાં થાય ૧૧. અથવા પીળી કોડીઓનો ચુનો ૨તી ૨ તથા ૩ ભાર ઉકાળીને દૂધમાં પીએ, તો ભાગેલાં હાડ જોડાય ૧૨. એ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

અથવા બોરડીની છાલ, ત્રિફળા, સુંઠ, મરી, પીપેરો, એ સર્વની બરાબર ગૂગળ નાખી સર્વનો એક જીવ કરી ટંક ૨ાા નિત્ય દિન ૧૫ દૂધમાં લે, તો શરીર વજ્રનું થઇ જાય ૧૩. અથવા બોરડીની છાલ ટંક ૨ાા બારીક વાટી મધની સાથે મહિના ૧ સુધી લે, તો શરીર વજ્રનું થાય ૧૪. આ જોગતરંગિણીમાં છે.

**મૂદ્દગર વગેરે કંઈ તરેહની ચોટ લાગી હોય તેને સારી થવાની ઔષધિ**–મેથી, મેંદાલકડી, સુંઠ, આમળાં, એને ગાયના મૂત્રમાં બારીક વાટી ચોટ પર લેપ કરે, તો ચોટ સારી થાય ૧૫. ઇતિ ભગ્ન રોગની ઉત્પત્તિ લક્ષણ. ઉપાય સંપૂર્ણ.

## નાડીવ્રણ.

(નાડી વ્રણ રોગની ઊત્પત્તિ, લક્ષણ, ઉપાય.)

**નાડી વ્રણ રોગની ઉત્પતિ**–જે અજ્ઞાન વૈદ્ય અથવા શસ્ત્ર ક્રિયા વાળો ગુમડાના વ્રણને કાચા જાણી તેના ઉપાય કરે નહીં, અને તેનું પરૂ કાઢે નહીં, તેથી એ પરૂ વ્રણની અંદર નસોમાં ધસી જઇ તેના સ્થાનને બગાડી દે. પછી એ કોઇ રીતે બહાર નિકળે નહીં, અને પરૂના અધિક પ્રભાવથી એ પરૂ નાડિયોમાં નળની માફક, જેમ નળમાં પાણી ચઢે તેમજ નાડિયોમાં પરૂ ચ-

*શરીરમાં અનેક તરેહનાં નાનાં તો હાડકાં ઘણાં છે જેની ગણતરી વૈદક શારીરક શાસ્ત્રમાં છે. તો પણ મૂખ્ય મૂખ્ય હાડકાં જે છે તે કહિયે છીયે–મસ્તકમાં, હાથમાં, પગમાં, પાંસળામાં જૂદા જૂદા ભાગ છે, જે સંધિમાં જોડાઇ રહ્યા છે; જેનું મૂખ્ય બાંધણ ચરબી અને નસોનું છે, અને તે ઉપરથી માંસ ચામડીથી ઢંકાએલાં છે; તે કોઇ તરેહની ચોટથી તથા પ્રહારથી ભાંગી જાય, ઊતરી જાય, જેને કુશળ વૈદ્ય વિચારીને ઉપાય કરે તો આરામ થાય.

ઢે છે; એ કારણ એ રોગનું નામ નાડી વ્રણ છે ૧. આ નાડી વ્રણ રોગ ૫ પ્રકારના છે, વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, સસ્ત્રાદિકની ચોટ લાગવાનો ૫.

**વાયુના નાડી વ્રણનાં લક્ષણ**—કઠોર બારીક જેનું મૂખ હોય. તથા શૂળ ચાલે, અને જેના મૂખમાં પરૂ રહે, તે રાતમાં ઘણું રહે એ જેમાં લક્ષણ હોય તેને વાયુનો નાડી વ્રણ કહીયે ૧.

**પિત્તના નાડી વ્રણનાં લક્ષણ**—જેમાં તરસ, તાવ, બારીક બળતરા એ હોય-ગરમ પીળું જેમાં પરૂ નિકળે તેને પિત્તનો નાડી વ્રણ કહિયે ૨.

**કફના નાડી વ્રણનાં લક્ષણ**—જે વ્રણના મૂખમાં લોહી સહિત ઘણું જાડું સફેત પરૂ નિકળે અને વ્રણમાં ચેળ આવે, અને પીડા પણ હોય તે રાતમાં ઘણી હોય. એ જેમાં લક્ષણ હોય તેને કફનો નાડી વ્રણ કહિયે ૩.

**સન્નિપાતના નાડી વ્રણનાં લક્ષણ**=જે વ્રણમાં બળતરા, તાવ, સ્વાસ, મૂર્છા એ હોય. મૂખ સૂકાય, અને પરૂની ગતિ ગંભીર હોય કે જેનો અંત મળે નહીં એવું પરૂ નિકળે તે નાડી વ્રણ કાળની રાત સમાન છે, જાણજો એ મારી નાંખે. એ લક્ષણ સન્નિપાતના નાડી વ્રણનાં કહિયે ૪.

**શસ્ત્રા દિકોની ચોટથી ઉપજ્યા જે નાડી વ્રણ તેનાં લક્ષણ**—જેના શરીરમાં તીર, ગોળી, ઇત્યાદિક વાગ્યાં હોય અને તે કંઈ તરેહ શરીરમાં રહી જાય તેને વૈદ્ય યા વાઢકુટીઓ કાઢે ત્યારે તેને તે જગાએ વ્રણ પડી જાય; અને તે વ્રણમાંથી ફીણ સહિત લોહી પરૂ નિકળ્યા કરે-કોઇ રીતે શરીર હાલવાથી પીડા રહે તેને શસ્ત્રાદિકની ચોટ લાગવાના નાડી વ્રણ કહીયે ૫.

**નાડીવ્રણનાં અસાધ્ય, કષ્ટ સાધ્ય લક્ષણ**--ત્રિદોષના નાડી વ્રણ સારા થાય નહીં ૧. અને બીજા ચાર પ્રકારના નાડી વ્રણ સારા તે વૈદ્યના ઉપાયથી સારા થઇ જાય.

---

## નાડી વ્રણના ઊપાય.

સૂક્ષ્મ મૂખના વ્રણમાં જો પરૂ નિકળ્યા કરે તો તેને થોરના દૂધમાં, અથવા આકડાના દૂધમાં દારૂહળદર ભીજવી તેને ઘસી દીવેટ કરી એ વ્રણના મૂખમાં ઘાલે, તો એ વ્રણ ભરાઇજાય ૧. અથવા ગરમાળાનું મૂળ, હળદર, મજીઠ, એને મધમાં બારીક વાટી તેની દીવેટ કરી વ્રણમાં યુક્તિથી વૈદ્ય ઘાલે; તો વ્રણ સારા થાય ૨. અથવા ચંબેલીનાં પાનનો રસ, આકડાનું મૂળ, ગરમાળાનું મૂળ, દંતી, સિંધવખાર, સંચળ, જવખાર, એને બારીક વાટી એની દીવેટ બારીક વ્રણના મૂખમાં યુક્તિથી નાખે, તો વ્રણ ભરાઈને સારા થાય ૩. અથવા **जात्यादि घृत** અથવા **जात्यादि तैल**થી પણ નાડી વ્રણ રોગ જાય છે ૪. અથવા ત્રિફળા, સુંઠ, મરી પીપેરો, અને એની બરાબર સોધ્યો ગુગળ લઇ એને બારીક વાટી એક જીવ કરી ટંક ૨॥ નિત્ય દિન ૪૯ શીતળ પાણીમાં લે અને પથ્યથી રહે, તો સર્વ પ્રકારના નાડી વ્રણ રોગ જાય ૫. અથવા ગુગળ, સિંદૂર એ બંનેને બારીક વાટી એને જતનથી વ્રણમાં ભરે, તો નાડી વ્રણ સારા થાય ૬. આ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા હંધેડીનાં બીજ, તલ, એને બારીક વાટી જતનથી નાડી વ્રણે લેપ કરે, તો વાયુના નાડી વ્રણ સારા થાય ૭. અથવા તલ, મજીઠ, હાથીનો દાંત, હળદર, એને બારીક વાટી પિત્તના વ્રણે લેપ કરે, તો પિત્તના નાડી વ્રણ જાય ૮. અથવા તલ, જેઠીમધ, દંતી, લીમડાની છાલ, તથા પાન, સિંધવખાર, એને બારીક વાટી લેપ કરે, તો નાડી વ્રણ રોગ જાય ૯. અથવા તલ, મ

ઘ, ઘી; એને એકઠાં કરી લેપ કરે, તો ઘાના વ્રણ સારા થાય ૧૦. અથવા મધની દીવેટ અથવા ઓીહાની દીવેટથી દુષ્ટ વ્રણ સારા થાય ૧૧. અથવા તેલની દીવેટથી દુષ્ટ વ્રણ સારા થાય ૧૨. અથવા સાજી, જવખાર, કંપેલો, મેંદી ટંકણખાર. ધોળો ખેરસાર, એ બરાબર લઇ એને ગાયના ઘીમાં બારીક વાટી ૧ દીવસ પછી વ્રણમાં ભરે, તો વ્રણના કીડા મરી જાય, અને ચેળ જતી રહે, તથા વ્રણ ભરાઈ જઈ સારા થાય ૧૩. ઇતિ स्वाजका घृतं. આ ચક્રદત્તમાં લખ્યા છે.

અથવા નગોડના પાનના રસમાં તેલ પકવીએ તેલની દીવેટ વ્રણમાં ઘાલે, તો વ્રણ સારા થાય ૧૪. ઇતિ निर्गुंडी तैलं. એ વૃંદમાં છે.

**સફેત મલમની વિધિ**–રાળ તોલા ૨ ભાર, સફેત મીણ તોલા ૪ ભાર, મુરદારસીંગ તોલા ૨ ભાર, એને બારીક વાટયા પછી ગાયનું ઘી તોલા ૧૨ ભાર ગરમ કરી તેમાં મીણ પીગળાવી શુદ્ધ કરવું. પછી પેલા ઓસડો પણ મીણના ઘીમાં તેજ વખત નાખવાં, પછી એને કાંસાની થાળીમાં પાણી નાખી તે પાણીમાં મીણ સહિત સર્વ ઓસડો નાખી હાથથી ખૂબ ૧૦૮ વાર ધુએ, પછી વ્રણને લગાવે, તો વ્રણ સારા થાય ૧૫. અથવા સોધ્યો પારો, સોધ્યો આમલસાર ગંધક, એ બરાબર લે. અને એ બંનેની બરાબર મુરદારસીંગ લેવું, અને એ ત્રણેની બરાબર કંપીલો લઇ તેમાં થોડું મોરથૂથૂ નાખવું, અને એ સર્વથી ચોથણું ગાયનું ઘી મેળવવું, અને તેમાં લીમડાનાં પાનનો રસ અનુમાન માફક નાખવો, પછી એ સર્વને ઘીમાં દિન ૨ સુધી ખૂબ પરતવાં, પછી વ્રણને લગાવે, તો વ્રણ માત્ર સર્વ સારા થાય ૧૬. આ વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

અથવા સફેત મીણ, મસ્તકી ગુંદર, મીંઢળ, મોરથૂથૂ. ટંકણખાર. સાજી, સિંદૂર, કંપીલો, મૂરદારસીંગ, ગુગળ. કાળાં મરી. સોનાગેરૂ, ઇલાયચી, બેરજો. સફેતો, હીંગળો, શોધ્યો ગંધક, એ સર્વ બરાબર લઇ મીણ વિના સર્વને એકઠાં જૂદાં જૂદાં બારીક વાટવાં; અને મીણને ગાયના ઘીમાં અગ્નિ ઉપર તપાવી શુદ્ધ કરી લેવું, પછી સર્વ ઓસડો આ મીણમાં મેળવી દીન ૨ સુધી ખૂબ બારીક ખલમાં પરતી એક જીવ કરે, તો સર્વ શસ્ત્ર વ્રણ. અને દુષ્ટ વ્રણ પણ આના લગાવાથી સારા થાય ૧૭. આ વૈદ્ય કુતૂહળમાં લખ્યા છે

અથવા મોરથૂથૂ, કંપીલો, મૂરદારસીંગ, ધોળો ખેરસાર. સફેતો. સિંદૂર, હીંગળો, મીણ, કેસર, ગાયનું ઘી એ સર્વ બરાબર લેવા પછી ગાયના ઘીને ગરમ કરી નિચે ઉતારી એમાં પેહેલાં મોરથૂથૂ વાટીને નાખવું, પછી તેજ વખત એમાં મીણ નાખી તેને પીગળાવી લેવું. પછી એમાં બાકીનાં ઓસડો બારીક વાટી નાખી એ સર્વનો એક જીવ કરી, કાંસાની થાળીમાં ઘણું પાણી નાખી, તેમાં મીણ સહિત એ સર્વ ઓસડો નાખી દિન ૧ સુધી હથેળીથી ખૂબ મર્દન કરવું. પછી એ મલમને વ્રણ માત્રને લગાવે, તો વ્રણ માત્ર, ચાંદાં વગેરે સર્વ સારાં થાય ૧૮. આ પણ વૈદ્ય કુતૂહળમાં છે.

---

*વ્રણ રોગ ઉપર અનેક મલમ કહ્યાં છે. પરંતુ એક ગ્રહસ્થ પૂન્યને વાસ્તે ગરીબ લોકોને આ મલમ આપ્યા કરે છે. તે મલમ લખીએ છીએ.–ભેંસા ગુગળ શેર ૧, સિંદૂર તોલા ૧૦ વચ્છનાગ તોલા ૫ લઇ પ્રથમ ભેંસા ગુગળ ને લુહારના હથોડાથી એરણ ઉપર, કીંચિત ઘીનો હાથ લગાવી કુંટી નરમ કરે છે પછી વચ્છનાગ, સિંદૂર, મેળવી કુટી નરમ કરવો. પછી ચીથરે લગાવી ચોંટાડે તો વ્રણ સારા થાય.

અથવ હીંગળો તોલા ૬ ભાર, ધોળું મીણ તોલા ૬ ભાર, સાજી તોલા ૨ ભાર, લીમડાનાં પાંદડાંના કકડા કરી ગાયના ઘીમાં પકવીને, મીણ ઘીમાં પીગળાવી લઇ મૂરદારસીંગ તોલા ૨ લઇ નાખી એને બારીક વાટી એ સર્વનો એક જીવ કરી વ્રણને લગાવે, તો વ્રણ માત્ર સારા થાય ૧૯

**શરીરમાં હાથ, પગ, વગેરે ફાટિ ફાટિ વહીયેસી પડી જાય તે સારા થવાનું મલમ**–રાળ તોલા ૨ ભાર, કાથો તોલા ૨ ભાર, કાળાં મરી તોલા ૨ ભાર, ગાયનું ઘી તોલા ૮ ભાર, ચંબેલીનું તેલ તોલા ૮ ભાર, એ સર્વ ઓસડોને બારીક વાટી લોઢાની કડછીમાં મલમ કરી લેવું. પછી એનેલગાવે, તો હાથ, પગ આદિનું ફાટવું નિશ્ચય સારૂં થાય ૨૦.

**લીમડાનું મલમ**–લીમડાનાં પાનનો રસ શેર ૧ કાઢવો, પછી ગાયનું ઘી શેર ૦ા કડછીમાં નાખી તેને ઉનું કરવું, જ્યારે ગરમ થાય ત્યારે તેમાં રાળ તોલા ૪ ભાર નાખી તેને પીગળાવતાં જ્યારે એ પાનનો રસ તેમાં શોષાઈ જઇ જાડો થઇ જાય ત્યારે, કાથો તોલા ૨ ભાર, મોરથથૂ તોલા ૨ ભાર, મૂરદારસીંગ તોલા ૨ ભાર એને વાટી તેમાં નાખી એક જીવ કરી એનેબારીક વાટી તેમાં નાખી એક જીવ કરી એને લૂગડે લગાવી ફોલ્લા, વ્રણના ઉપર લગાવે, તો વ્રણ નિશ્ચય સારા થાય ૨૧.

**વ્રણના સ્થાનની ચામડીનો રંગ બદલાઈ જાય તો તે ચામડીનારંગ જેવો કરવાની ઓષધિ**–મનસિલ, મજીઠ, લાખ, બંને હળદર, એ બરાબર લઇ એને ઘી, મધમાં બારીક વાટી ચામડીએ લેપ કરે, તો વ્રણની ચામડીનો રંગ શરીરની ચામડી સરખો થાય ૨૨.

ઇતિ નાડી વ્રણ રોગની ઉત્પતિ લક્ષણ, ઉપાય સંપુર્ણ.

---

ઇતિ શ્રી મન્મહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપ સિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે શ્લીપદ, વિદ્રધિ, વ્રણસોથ, શરીર વ્રણ, વાયુપિત્ત કફાદિ, તથા શસ્ત્રાદિકના આગંતુક વ્રણ, અગ્નિ દગ્ધ વ્રણ, વ્રણગ્રંથિ, ભગ્ન, નાડી વ્રણ, એ સઘળા રોગોના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ, ઉપાય, નિરૂપણ નામ પંચ દશ સ્તરંગ

**તરંગ ૧૫ મુ સમાપ્ત.**

---

# તરંગ ૧૬ મું.

## ભગંદર.

(ભગંદર રોગની ઉત્પતિ, લક્ષણ, અને ઉપાય લખીએ છીએ.)

**ભગંદર રોગની સંપ્રાપ્તી**–ગુદાની આસપાસ ચોગરદમ બબ્બે આંગળ જગામાં ફોલ્લી થાય. અને તે ફુટે ત્યારે ત્યાં પીડા થાય. તથા તે જગાએ ફોલ્લી વણા કરે તેને ભગંદર કહિયે. ભગ. ગુદા, અને વસ્તિની વચ્ચે એ થાય છે. ભગની માફકજ આ રોગ થાય છે એ વાસ્તે એને

વૈદ્ય ભગંદર કહે છે. તે ભગંદર પાંચ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, શસ્ત્રાદિકની ચોટ લાગવાનો ૫.

**વાયુના સત યોનીક ભગંદરનાં લક્ષણ**–જે પુરૂષ બગડેલાં અને લૂખાં ઘણાં ભોજન કરે તેનો વાયુ કોપને પ્રાપ્તિ થઇ ગુદાની પાસે ફોલ્લી કરે તેના આળસ કરી માણસ, ઉપાય કરે નહીં, ત્યારે એ ફોલ્લી પાકી એ જગાએ ઘણી પીડા કરે; અને એ ફાટે ત્યારે તેમાં પરૂ વગેરે મળ, મૂત્ર, વિર્ય, એ પણ નિકળ્યા કરે, અને તેમાં ચારણી સરખાં સૌ છિદ્ર થઇ જાય એથી એને શતયોનિક ભગંદર કહે છે ૧.

**પિત્તના ઉષ્ટ્રગ્રીવ ભગંદરનાં લક્ષણ**–ગરમ વસ્તુઓના ખાવાથી પિત્ત કોપ પામે છે, ત્યારે ગુદાની ચોગડદમ બે આંગળની જગામાં લાલ ફોલ્લી તત્કાળ પાકી જાય અને તેમાંથી ગરમ ગરમ પરૂ નિસરે, અને ફોલ્લી ઊંટની ગર્દન સરખી ઉંચી હોય તેને વૈદ્ય પિત્તનું ઉષ્ટ્રગ્રીવ ભગંદર કહે છે. ૨.

**કફના પરિશ્રાવી ભગંદરનાં લક્ષણ**–એમાં ચેળ ઘણી ચાલે, અને ગાઢું પરૂ નિસરે ને તેમાં પીડા થોડી રહે. એ ફોલ્લી ધોળી હોય, વહ્યા કરે તેને પરિશ્રાવી કફનું ભગંદર કહે છે ૩.

**સન્નિપાતના સંબુકાવર્ત ભગંદરનાં લક્ષણ**—એ ફોલ્લીમાં ઘણા પ્રકારની તો પીડા હોય, અને તેમાં ઘણા પ્રકારના રંગ હોય, તથા તે વહ્યા કરે; અને એ ફોલ્લી કાળી દરાખના સરખી હોય, તથા શંખીની ભીતરની નાભિના સરખી હોય તેને સંન્નિપાતનું શંબુકાવર્ત ભગંદર કહિયે ૪.

**સસ્ત્રાદિકની ચોટ લાગવાના ભગંદરનાં લક્ષણ**–ગુદાની પાસે કાંટાને આદિલઇ વાગ્યાં હોય અથવા ત્યાં વલુરવાથી નખાદિ લાગી જાય અથવા ત્યાંના વાળ લેતાં અસ્ત્રાની ધાર લાગી જાય ત્યારે ત્યાં ફોલ્લી થાય. એ ફોલ્લી ફુટે ત્યારે તેના પરૂના ચેપથી ત્યાં બીજી ફોલ્લીઓ થઇ જાય, તે જાય નહીં. ને ચૂયા કરે. તેને ઉન્માર્ગ સજ્ઞિક શસ્ત્રની ચોટ લાગવાનું ભગંદર કહિયે ૫.

**ભગદરનાં કષ્ટસાધ્ય લક્ષણ** *ભગંદર તો સર્વ કઠિણતાથી સારાં થાય પરંતુ સન્નિપાતનાં તથા ત્યાં ચોટ લાગવાના ભગંદર સારાં થાય નહીં ૬.

## ભગંદરના ઉપાય.

ગુદાની જગાએ ભગંદર ઉપજ્યાં જાણે ત્યારે વૈદ્ય જળો વગેરે લગાવી તે જગાનું લોહી તત્કાળ કઢાવી નાંખે, તો એ ફોલ્લી પાકે નહીં ૧. અથવા એ જગાએ ફોલ્લી ઉપજી જણાય ત્યારે ત્યાં સાટોડીનું મૂળ, ગળો, સુંઠ, જેઠીમધ, વડનાં કુળાં પાંદડાં, એને બારીક વાટી ખમતો ખમતો ગરમ લેપ કરે, તો ભગંદરની ફોલ્લી સારી થાય ૨. અથવા તલ, લીમડાની છાલ, મહુડાં એને બારીક વાટી શીતળ પાણીમાં લેપ કરે, તો પિત્તનાં ભગંદર સારાં થાય ૩. અથવા ચંબેલીનાં પાન, વડનાં પાન, ગળો, સુંઠ, સિંધવખાર, એ સર્વેને છાશમાં બારીક વાટી ભગંદરને લેપ કરે તો ભગંદર મટી જાય ૪. અથવા હળદર, આકડાનું દૂધ, સિંધવખાર, ગુગળ, લીમડાનાં પાન

*ભગંદર રોગ મહા અસાધ્ય વ્યાધિ છે. મૂળ દ્વારા ઊપર આસ પાસ પાલાણમાં થાય છે ચક્ર આકારની આસ પાસ એ છ નાડીનો સમૂહ હોય છે, જેની માંહે પ્રવેશ થઈ એ છ નાડીઓના સમૂહને ખાઇ જાય છે, ત્યારે માણસોનો મૂળ દ્વારાથી ઝાડો રોકાગો જાય નહીં. આ રોગ લૌકિકમાં એક હજાર (૧૦૦૦) દિવસના આયુશનો હોય છે. પરંતુ તાજા રોગનો ઉપાય લાગે તો આરામ થાય છે.

એને ઉકાળી તેમાં તોલના અનુમાન માફક તેલ નાખી પકવતાં જ્યારે પાણી માત્ર બળી જાય, ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલનું મર્દન કરે, તો ભગંદર જાય ૫. અથવા ગૂગળ, ત્રિફળા, પીપેરો, એને બરાબર લઇ બારીક વાટી ટંક ૧ા પાણીમાં લે, તો ભગંદર જાય અને સોજાને, ગોળાને, હરસને, એ સર્વને આ દૂર કરે છે ૬. ઇતિ नवकाषिका गूगळ.

અથવા ઘણા ચતુર વૈદ્ય યા વાઢકુટીયા પાસે ચીરા દેવરાવવા, અને મલમ આદિ લગાવી વ્રણના ઉપાય કરે, તો ભગંદર સારાં થાય ૭. અને ભગંદર વાળા આટલી વસ્તુઓ કરે નહીં-ખેદ, મૈથુન, કુસ્તિ, ઘોડાની સ્વારી, અને નવિન અન્નનાં ભોજન, ભગંદર સારૂ થઇ ગયું હોય તો પણ ૧ વર્ષ સુધિ એટલી વસ્તુઓ કરે નહીં. આ સર્વે ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા રસોત, બંને હળદર, મજીઠ, લીમડાનાં પાન, નસોતર, *તેજબળ, દાંતી, એને બારીક વાટી ભગંદરે લેપ કરે, અને એનાથીજ એને ધુવે, તો ભગંદર સારાં થાય ૮. અથવા કુતરાના હાડકાંને ચુવરાવી એને ગધેડીના લોહિમાં પથ્થર ઉપર બારીક વાટી ભગંદરે લેપ કરે, તો ભગંદર સારાં થાય ૯. અથવા બિલાડાના હાડકાને ત્રિફળાના રસમાં બારીક વાટી ભગંદરે લેપ કરે, તો ભગંદર જાય ૧૦. અથવા બિલાડાના હાડકાની રાખ, કૂતરાના હાડકાની રાખ, એને લોઢાના વાસણમાં ગાયના ઘીમાં ઘસી ભગંદરે લેપ કરે, તો ભગંદર જાય ૧૧.

**રૂપરાજ રસની વિધિ**–પારો ૨ ભાગ, તાંબાનો મેલ ૪ ભાગ, એ બંનેને એકઠાં કરી કાગલહરીના રસમાં દિન ૧૫ ખલ કરવો. પછી એને તાંબાના સંપૂટમાં મેલી તેની આસપાસ ઉપર નદિની રેતીથી હાંલ્લુ ભરવું. પછી તેની નીચે લાકડાંની ખૂબ આઠ પહોર સુધી આંચ દેવી. પછી સ્વાંગ શીતળ થયે સંપુટને હાંલ્લામાંથી કાઢી એ સંપુટમાંથી એને કાઢી ઘી, મધ, ટંકણખારમાં ડબોળે. પછી એને પાકા કૂલડામાં મૂકી તેને અધમસી કરી ધમણથી ખૂબ ધમે, જ્યારે એ ચક્ર સરખું ફરે, ત્યારે તેમાંથી કાઢી લે ત્યારે આ રસ સિદ્ધ થાય. પછી એ રસમાંથી રતી ૩ મધમાં લે. તો ભગંદર નિશ્ચય સારાં થાય. ઉપરથી ત્રિફળાનો ઉકાળો પીવો, અને પથ્યથી રહેવું ૧૨. ઇતિ रूपराज रस.

**રવિ સુંદર રસ**–પારો ૧ ભાગ, આમલસાર ગંધક ૨ ભાગ લઇને એ બંનેની ખલમાં કાજળી કરે, પછી કુંવરના પાઠાના રસમાં ખલ કરે. પછી એનો ગોળો કરી તાંબાના સંપુટમાં મૂકી એ સંપુટને, હાલ્લામાં આસપાસ ચારે તરફ રાખ ભરી વચમાં મકે પછી તેની નીચે દિન એક સુધી અગ્નિ બાળે. પછી સ્વાંગ શીતળ થએ એને કાઢે, પછી એને જંભીરીના રસના પુટ ૭ દે, પછી એને રતી ૧ મધ અને ઘીમાં ચાટે, તો ભગંદર જાય. એ ઉપર મૂસળી લસણ પીવું. એ ખાધા ઉપર મીઠા અહાર. દીનમાં સુવું. મૈથુન. અને શીતળ ભોજન કરે નહીં ૧૩. ઇતિ रविसुंदर रसः આ રસ સિંધુમાં લખ્યા છે. ઇતિ ભગંદર રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

---

*તેજબળ–હિમાલયના પ્રદેશમાં હરિદ્વાર અને ગંગોત્રિ. અહીંઆંના અરણ્યમાં તેજબળનું વૃક્ષ થાય છે. જે તેજબળ ઓસડમાં કામ આવે છે, તેજ જાતનું આ એક વૃક્ષ છે. આ વૃક્ષની છાલ મરચાં જેવી તીખી હોય છે. માટે ત્યાંના લોકો એનો ઉપયોગ મરચાંને બદલે કરે છે. જેમ આપણે કોઇ પદાર્થમાં મરચાંનો ભૂકો નાખીએ છીએ, તેમ તે લોકો આ છાલ વાટી ખાધાના પદાર્થોમાં નાંખે છે.

# ઊપદંશ. (ચાંદી, ટાંકી)

(ઉપદંશ રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય લખીએ છીએ)

**ઉપદંશ રોગની ઉત્પતિ**–હાથ રસના કરવાથી-તથા ઇંદ્રીમાં કોઇ તરેહ નખ અને દાંતના લાગવાથી. અથવા સ્ત્રિયોને ગરમીના પ્રભાવથી.અથવા સ્ત્રિયોની યોનિ ઉપર મોટા કઠોર વાળના ઉપાડવાથી, અથવા યોનિનાં છિદ્ર બારીક હોવાથી. સ્ત્રિયોની યોનિ દૂષિત હોવાથી, અથવા લિંગેદ્રીને ધૂવે નહીં એ કારણથી, અથવા સ્ત્રી, પુરૂષથી મૈથુન બહુ કરે; એ કારણથી પુરૂષની લિંગેદ્રીને વિષે પાંચ પ્રકારના ઉપદંશ થાય છે. અને નાના પ્રકારના કુપથ્ય કરે, તો એ રોગ થાય છે- તે ઉપદંશ ૫ પ્રકારના છે વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, અને લિંગેદ્રીમાં કોઇ તરેહ નખ દંતાદિકની ચોટ લાગવાનો ૫.

**વાયુના ઉપદંશનાં લક્ષણ**–લિંગેદ્રીને વિષે ગરમીએ કરી પીડા હોય, અને ચીરાડા સરખી ફાટી જાય તથા તે ફડકે. અને તે જગાએ કાળી ફોલ્લી હોય,તો જાણિયે કે વાયુનો ઉપદંશ છે ૧.

**પિત્તના ઉપદંશના લક્ષણ**–તે જગાએ પીળી ફોલ્લીઓ થઈ જાય,અને તેમાં ચેપ ઘણો નિસરે, અને કંઠમાં દાહ હોય; અથવા ફોલ્લીઓ લાલ હોય, તો પિત્તનો ઉપદંશ જાણજે ૨.

**કફના ઊપદંશનાં લક્ષણ**–જેમાં ચેળ તથા સોજો ઘણો હોય. અને સફેદ ફોલ્લીઓ હોય, તથા તેમાં જાડું જાડું પરૂ ચૂએ. આ જેમાં લક્ષણ હોય તેને કફનો ઉપદંશ કહિયે ૩. અને એ સર્વ લક્ષણ જેમાં મળે તેને સન્નિપાતનો ઊપદંશ જાણિયે ૪.

**ઉપદંશનાં અસાધ્ય લક્ષણ**–જે લિંગેદ્રીનું માંસ વિખરાઇ જાય. તેમાં જીવડા પડી જાય. ઇંદ્રી ગળી જાય અને આંડ અવશેષ આવી રહે તે ઉપદંશ અસાધ્ય જાણિયે ૫. અથવા ઉપદંશ વાળા એનો ઉપાય કરે નહીં ને વિષય કરતા રહે તેણે સમય એ લિંગેદ્રીને વિષે સોજો થઇ આવે અને ઇંદ્રી પાકી જાય તથા તેમાં જીવડા પડી જાય, તથા ઇંદ્રી ગળી જાય તો તે પુરૂષ મરી જાય.

**લિંગાર્શનાં લક્ષણ**–જે પુરૂષની લિંગેદ્રીને વિષે ધાનના અંકુર સરખાં ઉપર થઇ જાય યા કુકડાની માંજર સરખું થઇ જાય. અને લિંગેદ્રીમાં તથા તેની સંધિની નસોમાં પીડા ઘણી હોય અને તેની સંધિ તથા ઇન્દ્રી ચૂવા લાગે તેને લિંગાર્શ કહિયે ૧.

## ઉપદંશના ઉપાય.

જળો લગાવીને એ જગાનું રૂધિર કઢાવે, અને તેને પાકવા દે નહીં, એવી રીતે કરે, તો ઉપદંશ જાય ૧. અથવા સાટોડીનું મૂળ, ગળો, સુંઠ, જેઠીમધ. વડનાં કૂમળાં પાંત્રાં, એને ઉકાળી તેના પાણીથી લિંગેદ્રીને ધૂએ તો ઉપદંશ જાય ૨. અથવા લિંગેદ્રીની ફસ ખોલાવે, તો ઉપદંશ જાય ૩. અથવા વડનાં કૂળાં પાન. મહુડાની છાલ, જાંબુડાની છાલ. લોદર. હરડેની છાલ, હળદર, આ સર્વ બરાબર લઈ એને પાણીમાં બારીક વાટી લિંગેદ્રીએ લેપ કરે તો સઘળી વ્યથા અને ત્યાંનો સોજો જાય ૪. અથવા લિંગેદ્રી પાકી જાય તો એજ ઓસડોથી ધૂએ તો ઉપદંશ જાય ૫. ત્રિફળાના ઉકાળાથી ધૂવે, અથવા ભાંગરાના રસથી ધૂવે. અથવા કમળના પાણીથી ધૂએ, અથવા તેનો ત્યાં લેપ કરે, તો ઉપદંશ જાય ૬. અથવા સરગવાના

ઝાડની છાલનાં ચર્ણને બારીક વાટી, અથવા દંતીની છાલનું ચૂર્ણ બારીક વાટી લિંગેદ્રીએ લેપ કરે, તો ઉપદંશ જાય ૭. અથવા સોપારીને પાણીમાં ઘસિ લગાવે. તો ઉપદંશ જાય ૮. અથવા કડાઇમાં ત્રિફળાને બાળી તેની રાખ કરી મધમાં ઉપદંશ પર લેપ કરે, તો આ રોગ દૂર થાય ૯. અથવા પડોળ, લીમડાની છાલ, ત્રિફળા, કરીઆતુ, ખેરસાર, વિજયસાર, ગૂગળ, આ સર્વ બરાબર લીધા પછી તેનોઉકાળો કરી પીએ, તો ઉપદંશ જાય ૧૦. અથવા કરીઆતુ, લીમડાની છાલ, ત્રિફળા, પડોળ. કાચકીનું મૂળ, આંમળાં, ખેરસાર, વિજયસાર એનો ઉકાળો કરી તે ઉકાળામાં ઘી પકવતાં જ્યારે પાણી બળી જાય ને ઘી માત્ર રહી જાય, ત્યારે (ઊતારી) એ ઘીનો લેપ કરે અથવાભોજનમાં ખાય, તો ઉપદંશ જાય* ૧૧. ઇતિ મૂનિંબાદિ ઘૃતં.

અથવા જે ઘૃતો કોઢના અને વ્રણના ઉપાયમાં લખ્યાંછે તે ઘૃત લગાવે, અથવા ભોજનમાં ખાય. તો ઉપદંશ જાય ૧૨. અથવા જુલાબના લેવાથી ઉપદંશ જાય ૧૩. અથવા હીમજીહરડે તોલા ૧૬ ભાર, ધોળો કાથો તોલા ૨ ભાર, મોરથૂથૂ તોલા ૨ ભાર, એને બારીક વાટવા પછી પાકાં લીંબૂ નંગ ૧૦૦ સોના રસમાં ખલ કરી એ રસ શોસાવી દે, પછી એની ગોળીઓ માસા ૧ ભારની કરી ગોળી ૧ રોજ દિન ૧૫ દહીની સાથે લે, અને પથ્યથી રહે, તો ઉપદંશ નિશ્ચય જાય ૧૪. અથવા મોરથૂથૂ ૧ ભાગ. કાથો ૨ ભાગ, મૂરદાસંગ ૨ ભાગ, સોપારીની રાખ ૨ ભાગ, એને બારીક વાટી ઉપદંશની ચાંદીમાં એને ભભરાવી દાબે, તો ઉપદંશ નિશ્ચય સારો થાય ૧૫. અથવા પારો, ગંધક, હરતાલ, સિંદૂર, મનસિલ, એને તાંબાના વાસણમાં તાંબાના ઘૂંટાથી ઘીમાં દિન ૩ પીશી પછી એને લગાવે, તો ઉપદંશ જાય ૧૬. અથવા મસા દૂર થવાના ઉપાય જે પાછળ લખ્યા છે, તેણે કરી લિંગાર્શના ઉપાય વૈદ્ય કરી લે ૧૭. ઇતિ ઉપદંશ એટલે ચાંદીના રોગની ઊત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ. એ સર્વ ભાવપ્રકાશમાં લખ્યા છે.

## શૂકરોગ.

* શૂકરોગની ઊત્પતિ—જે મૂર્ખ પુરૂષ વિના વિચારે મૂર્ખના કહ્યાથી લિંગેદ્રીને પટ્ટી લેપાદિકે કરીને વધારવા ચાહે તે પુરૂષને અરાઢ પ્રકારના લિંગને વિષે શૂક રોગ ઉત્પન્ન થાય છે. તે

*ઉપદંશ નામે રોગ છે જેને લોકિકમાં ગરમીનો અથવા ચાંદીનો આજાર કહે છે. ચાંદીનો રોગ મહા ખરાબ છે. પાછળ પ્રષ્ટ ૧૯૭ માની ઓળ ૫ મીમાં ઉપદંશના નિદાનમાં લખ્યું છે કે—એ રોગની ઉત્પતિ ઘણી ખરી તો સ્ત્રિયોના પ્રસંગથી થાય છે. તે રોગીલી સ્ત્રી અને કુત્સિત પુરૂષ એમાં એ રોગ વિભિચારના પ્રભાવથી થાય છે. અને એ રોગવાળો સરમથી પેહેલાં તો કહે નહીં ત્યારે પછી એ રોગની વૃદ્ધિ થવાથી જવો કઠણ છે. વાસ્તે વૈદ્યનેજલદી કહે તો આરામ થાય છે.

* શૂકરોગ એટલે ઇંદ્રીને વિષે જે રોગ થાય છે તે.-જે કામાંધ, મુરખ માણસો છે. તે સ્ત્રી વિષયમાં લંપટ થઇ, એકાએક ઇંદ્રી ઘણી મોટી થાય તો વિષય સારી રીતે થશે એવી આસાથી વાત્સ્યા અનાદિ શાસ્ત્રમાં કહેલા ભિલામા વગેરે લેપના ઉપાયો કરે છે, તે ઉપાયોમાં કમી જાસ્તી થવાથી ઇંદ્રીને વિષે ફોલ્લા તથા ગાંઠો જેવો સોજો. ઇત્યાદિ રોગો થાય છે. તે અરાઢપ્રકારના છે. સુંવાળી જગાએ તથા ચેતના ઇંદ્રી ઉપર થાય છે. તે માટે તેનો ઉપાય ઘણી તજવીજથી કરવો.

અઢાર પ્રકાર એ છે કે-સર્પપિકા ૧, અષ્ટિલિકા ૨, ગ્રંથિત ૩, કુંભીકા ૪, અલજી ૫. મૃદિત ૬, સમૂઢ પિડિકા ૭, અવમંથ ૮, પુષ્કરિકા ૯, સ્પર્શ હાનિ ૧૦. ઉત્તમા ૧૧, શતપોનક ૧૨, ત્વક્પાક ૧૩, શોણીતાર્બુદ ૧૪, માંસાર્બુદ ૧૫, માંસપાક ૧૬, વિદ્રધિ ૧૭ તિલકાલક ૧૮, (એ ૧૮ પ્રકારના શૂકરોગ છે).

સર્પપિકાનાં લક્ષણ–જેને કોઇ તરેહથી લીંગમાં કફ, રક્તે કરીને સરસવ સરખાં ફોલ્લી થઈ જાય તેને સર્પપિકા નામે શૂકરોગ કહિયે ૧.

અષ્ટિલિકાનાં લક્ષણ–કોઇ તરેહ પુરૂષને લિંગેંદ્રીને વિષે કરડી તથા વાંકી પીડા સહિત વાયુએ કરીને ફોલ્લિયો થાય તેને અષ્ટિલિકા શૂક રોગ કહે છે ૨.

ગ્રંથિતનાં લક્ષણ–કોઇ રીતે લિંગેંદ્રી વિષે કફથી ફોલ્લી થઇ જાય તેને ગ્રંથિત નામે શૂકરોગ કહિયે ૩.

કુંભીકા શૂક રોગનાં લક્ષણ–કંઇ કારણથી રક્તપિત્તથી જેના લિંગમાં જાંબુડાના કળીઆ સરખી ફોલ્લિ થઇ જાય તેને કુંભીકા શૂકરોગ કહિયે ૪.

અલજી શૂકરોગનાં લક્ષણ–જેની ઇંદ્રીમાં પ્રમેહની ફોલ્લી થઈ જાય તેને અલજી શૂક રોગ કહિયે ૫.

મૃદિત શૂકરોગનાં લક્ષણ–જેની ઇંદ્રી કોઇ તરેહ મસળાઇ ગઇ હોય. અને તેમાં વાયુએ કરીને પીડા થઇ આવે તેને મૃદિત શૂકરોગ કહિયે ૬.

સમૂઢ પિડિકા શૂકરોગનાં લક્ષણ–જેના બંને હાથથી કોઇ રીતે ઇંદ્રી પીડાઇ ગઇ હોય તેને ત્યાં ફોલ્લિ થઇ આવે તેને સમૂઢ પિડિકા શૂક રોગ કહિયે ૭.

અવમંથ શૂક રોગનાં લક્ષણ–જેને કંઇ કારણથી લિંગના મધ્ય ભાગને વિશે કફ લોહિના દૃષ્ટ પણાથી વડી તથા બહુ ફોલ્લીઓ થઇ આવે, અને તેમાં પીડા થઇ રોમાંચ થઇ આવે તેને અવમંથ શૂક રોગ કહિયે ૮.

પુષ્કરિકા શૂક રોગનાં લક્ષણ–જેની સોપારી (ઇંદ્રીના ફુલ) ના ઉપર પિત્ત લોહિના કોપથી ફોલ્લિયો ઘણી હોય તેને પુષ્કરિકા શૂક રોગ કહિયે ૯.

સ્પર્શ હાનિ શૂક રોગનાં લક્ષણ–જેની ઇંદ્રી કંઇ કારણથી હાથ વગેરેના સ્પર્શ સેહે નહીં તેને સ્પર્શ હાનિ શૂક રોગ કહિયે ૧૦.

ઉત્તમા શૂક રોગનાં લક્ષણ–જે પુરૂષને અજીર્ણથી મગ, અડદના સરખી રક્ત પિત્તના કોપથી લિંગને વિષે લાલ ફોલ્લી થઇ જાય તેને ઉત્તમા શૂક રોગ કહિયે ૧૧,

શત પોનક શૂક રોગનાં લક્ષણ–જેના લિંગને વિષે કોઇ કારણથી વાયુ લોહિના કોપથી છિદ્ર ઘણાં પડી જાય તેને શત પોનક શૂક રોગ કહિયે ૧૨.

ત્વક્ પાક શૂક રોગનાં લક્ષણ–જેની ઇંદ્રી વાયુ, પિત્ત કફે કરીને પાકી જાય અને તેમાં દાહ હોય, તથા પીડાથી શરીરમાં તાવ થઇ આવે તેને ત્વક્પાક શૂક રોગ કહિયે ૧૩.

શોણિતાર્બુદ શૂક રોગનાં લક્ષણ–જેની ઇંદ્રીને વિષે કાળી, લાલ, ફોલ્લી થઇ આવે, તથા ત્યાં પીડા હોય, તેને શોણિતાર્બુદ શૂક રોગ કહિયે ૧૪.

માંસાર્બુદ શૂક રોગનાં લક્ષણ–જેની ઇદ્રીનું માંસ વિખરાઇ જાય, તથા ત્યાં પિડા અધિક હોય, તો તેને સર્વ દોષના કોપનો માંસ પાક કહિયે ૧૫.

**વિદ્રાધશૂક રોગનાં લક્ષણ**—જેના લિંગમાં સન્નિપાતના કોપથી ફોલ્લિયો ઉઠે તેને વિદ્રધિ શૂક રોગ કહિયે ૧૬.

**તિલકાલક** શૂક રોગનાં લક્ષણ—જેની ઇંદ્રીને વિષે કાળી અને નાના પ્રકારના રંગ સહિત, તથા ઝેરી, એવી ફોલ્લી હોય, અને તે પાકવા લાગી જાય, તથા તેમાં પરૂ પડી ઇંદ્રી ગળી જાય. આ સન્નિપાતના કોપથી થાયછે. એને તિલકાલક શૂક રોગ કહિએ ૧૭.

શૂક રોગનાં **અસાધ્ય** લક્ષણ—માંસાર્બુદ ૧, માંસ પાક ૨, વિદ્રધિ ૩. તિલકાલક ૪, એ ચાર પ્રકારના શૂક રોગ સારા થાય નહીં ૧.

## શૂક રોગના ઊપાય.

અરાઢે શૂક રોગોના ઝેરને દૂર કરનારા **ઉપાયો** કરવા ૧. અથવા લિંગેંદ્રીએ જળો લગાવી દૂષ્ટ લોહી કઢાવી નાખીએ, તો શૂક રોગ જાય ૨. **અથવા** ઇંદ્રીને સારા જુલાબ આપે, તો શૂક રોગ જાય ૩. અથવા લઘુ ભોજનથી શૂક રોગ જાય ૪. અથવા ત્રિફળાના ઊકાળામાં ગુગળ નાખી ખાય, તો શૂક રોગ જાય ૫. અથવા સારી ઔષધિયોના લેપ તથા શેકથી શૂક રોગ જાય ૬. અથવા શીતળ ઉપાયોથી શૂક રોગ જાય ૭. અથવા દારૂહળદર, તુળશી, જેઠીમધ, ધમાસો એમાં તેલ નાંખી પકવતાં જ્યારે એ ઓસડો સીજી જાય ત્યારે એ તેલનું મર્દન કરે, તો શૂક રોગ જાય ૮. અથવા ખરેંટીના તેલનું મર્દન કરે, તો શૂક રોગ જાય ૯. આ સર્વ સંગ્રહમાં લખ્યા છે. ઇતિ શૂક રોગની ઉત્પતિ, લક્ષણ, ઊપાય, સંપૂર્ણ.

## કોઢરોગ.

———*———

(કુષ્ટ રોગની ઉત્પતિ, લક્ષણ, અને ઉપાય લખીએ છીએ.)

કોઢ રોગની **ઉત્પતિ**—વિરૂધ અન્ન પાનના ખાવા પીવાથી-પાતળી, ચિકણી, ભારે વસ્તુઓના ખાવાથી—અને તડકામાં રહેવાથી-શ્રમ કરવાથી —ઉલટી અને મળ, મૂત્રના વેગને રોકવાથી —ઘણી અગ્નિના તાપવાથી-ઘણા ભોજનના કરવાથી--શીત, ઉષ્ણને નહીં ગણવાથી-ભયના લાગવાથી--અને તડકો, ભય, શ્રમથી દુખીત થયા જે પુરૂષ તે તત્કાળ એના ઉપર શીતળ પાણી પીવા તથા અજીર્ણમાં ભોજન કરવાથી--તથા ઉલટી, જુલાબને આદિ લઈ, એમાં કુપથ્ય કરવાથી--નવીન પાણીના પીવાથી--દહીં, માંછલી, ઘણું મીઠું (ખાર), ઘણું ખાટું, તથા અડદ, મૂળા, પીસાર અન્ન, તલ, હળદર, ગોળ, એના ઘણા ખાવાથી- દહાડે સુવાથી--બ્રાહ્મણના શ્રાપથી, અને અનેક પ્રકારના અધિક ખાવાથી--ઘણા સ્ત્રી સંગથી-- અને અનેક પ્રકારના પાપોના કરવાથી, માણસોને વાયુ, પિત્ત, કફ અને સાતે ધાતુ દૂષ્ટ થઇ તેના શરીરનું લોહી, માંસના જળને દૂષીત કરીને ૧૮ *પ્રકારના કોઢનાં કારણ પ્રગટ કરે છે.

* સંસારમાં કોઢ રોગ મહા દુઃખદાઇ અને નિંદક છે. એ રોગ ઘણા મોટાં પાપથી થાય પરંતુ સાધ્ય તો ૧૧ અગીઆર પ્રકારના કોઢ છે તે સાધારણ છેજેનો ખુલાશો આ પૃષ્ટમાંજ લખ્યો છે, અને બાકી અરાઢમાં સાત કોઢ છે તે અસાધ્ય અને મોટા કષ્ટદાઇ તથા નિંદક છે જેને વાસ્તે આ ગ્રંથમાં મોટા મોટા રસ લખ્યા છે; અને દાન, પુન્ય, જપ, હોમાદીક, ગુરૂ બ્રાહ્મણની સેવા ઇત્યાદિ ઉપાય ખરા અને સત્ય છે તે વિદ્વાનો જાણી લેશે. કોઢના રોગને સંસ્કૃતમાં કુષ્ટ રોગ કહે છે. ૧મેંદા

**અઢાર પ્રકારના કોઢનાં નામ**-કપાળ ૧, ઉદુમ્બર ૨, મંડળ ૩, ઋક્ષજીવ્હ ૪, પુંડરીક ૫, સિધમ એટલે વિભુતિ ૬, કાકણ ૭, એકકુષ્ટ ૮. ગજ ચર્મ ૯, ચર્મદલ ૧૦, વિચર્ચિકા ૧૧, પામા ૧૨, દાદ ૧૩, વિસ્ફોટક ૧૪, વૈપાદિક ૧૫, કિટિભ ૧૬, અલસ ૧૭, શતારૂ ૧૮, એ ૧૮ મધે ૭ મહા કુષ્ટ-કપાળ ૧, ઉદુંબર ૨, મંડળ ૩, સિધમાં એટલે વિભૂતિ ૪, કાકણ ૫, પુંડરીક ૬, ઋક્ષજીવ્હ ૭. અને બાકીના અગિયાર પ્રકારના કોઢ સાધારણ છે.

**કુષ્ટ રોગનું પુર્વ રૂપ**–પેહેલા વ્રણ થાય, એ વ્રણ કોમળ હોય. અથવા ખરબચડો ઘણો જેનો સ્પર્શ હોય અથવા લૂખો હોય, અથવા એ વ્રણમાં પરસેવો આવે અથવા તડકામાં પસીનો આવે નહીં. અથવા એ વ્રણનો રંગ બદલાઇ જાય; અથવા એ વ્રણમાં દાહ હોય, તેમાં ચેળ આવે-એ ચામડી સૂકાઇ જાય-વ્રણમાં પીડા હોય એ વ્રણ ઉંચા હોય તથા શૂળ ઘણું હોય અને તત્કાળ તેની ઉત્પતિ હોય. તથા ઘણા દહાડા સુધી રહે. તથા કુપથ્ય તો થોડું કરે પરંતુ તેનો કોપ ઘણો થાય, અને વાયુના થવાથી રોમાંચ થયા કરે, તથા તેમાં લોહી કાળું નિકળે. એ લક્ષણ હોય ત્યારે જાણજો કે એને કોઢ થશે ૧.

**કોઢનાં સામાન્ય લક્ષણ**–પૂર્વ જન્મના પાપથી માણસોની કુબુદ્ધિથી વિકૂચિત થઇને કુપથ્ય કરે, પછી એ કૂપથ્યોથી કોપને પ્રાપ્ત થયા જે વાયુ. પિત્ત, કફ, તે શરીરની નસોમાં પ્રાપ્તિ થઇ ચામડી, લોહી અને માંસને દૂષિત કરીને શરીરની ચાંમડીનું સ્વરૂપ બદલી બીજુંજ કરી દે તેને વૈદ્ય કોઢ કહે છે ૧. અને વાયુ શરીરમાં ઘણો કોપ કરીને કપાળ કુષ્ટને પેદા કરે છે ૧. શરીરમાં પિત્ત-કોપને પ્રાપ્તિ થાય ત્યારે એ ઉદુંબર કોઢને પેદા કરે છે ૨. અને શરીરમાં કફ કોપને થાય ત્યારે પ્રાપ્તિ મંડળ નામે કોઢને કરે છે ૩. અને વાયુ, પિત્ત, શરીરમાં કોપને પ્રાપ્તિ થયા હોય તો વિચર્ચિ અને ઋક્ષજીવ્હ નામે કોઢને પેદા કરે છે. ૪-૫. અને વાયુ, કફ શરીરમાં કોપને પ્રાપ્તિ થઇને ગજચર્મ ૬, તથા કિટિભ કુષ્ટને ૭, સિધમ ૮, અલસ કુષ્ટને ૯. વિપાદિકા ૧૦, એને પેદા કરે છે-પિત્ત. કફ શરીરમાં કોપને પ્રાપ્તિ થઇને દાદ ૧૧, શતારૂપી નામે કોઢ ૧૨, પુંડરિક ૧૩. વિસ્ફોટક કોઢ ૧૪, પામા ૧૫, ચર્મદલ કોઢ ૧૬. એને પેદા કરે છે. અને સર્વ વાયુ. પિત્ત, કફ શરીરમાં કોપને પ્રાપ્તિ થઈને કાકણ નામે કોઢને પેદા કરે છે ૧૭. (૧)

**સાત મહા કુષ્ટ મધેના કપાલિક કોઢનાં લક્ષણ**–જેના શરીરની ચામડી કાળી, લાલ અને ઠેકાણે ઠેકાણે ફાટેલી. લૂખી, તથા કઠોર, અને શૂકી હોય- અને તેમાં પીડા ઘણી હોય તે કોઢને વૈદ્ય કાપાલ નામે કોઢ કહે છે. એ કોઢ વિષમ છે. વારથી જાય ૧.

**(સાત મહા કુષ્ટ મધેના) ઉદુંબર કોઢનાં લક્ષણ**–જેના શરીરની ચામડીમાં બળતરા અને લાલાશ ઘણી હોય-અને રોમ રોમમાં ખજુરી ઘણી ચાલે, તથા રોમ રોમમાં પીડા હોય, તથા શરીરની ચામડી ઉમૈડાના ફળ સરખી થઇ જાય તેને ઉદુંબર કોઢ કહિયે ૨.

**(સાત મહા કુષ્ટોમાંના) મંડલ (દરાજ) કોઢનાં લક્ષણ**–જેની ચામડી ધોળી તથા લાલ હોય, અને એ સ્થિર રહે, ચિકણી અને ઊંચી હોય, હવાએલી રહ્યા કરે તેને વૈદ્ય મંડળ નામે કોઢ કહે છે ૩.

**સિધ્મા એટલે વિભૂતિ (કરોડીઆ છાતી વગેરેમાં થાયતે) કોઢનાં લક્ષણ**–જેની ચામડી સફેત તાંબાના રંગ સરખી હોય; અને ચાંમડી સૂક્ષ્મ હોય, તેમાં ખજુરી ચાલે અને (ઘ

સવાથી કે ધવડવાથી) જરા જરા ચામડી ઉતરતી જાય. અને એ વિભૂતિ મુખ્ય છાતીમાં ઘણી થાય, મે આ (દૂંધી) ના ફળ સદૃસ હોય તેને વૈદ્ય સિધ્મમાં એટલે વિભૂતિ કોઢ કહે છે ૪.

**કાકણ નામે કોઢ (દહરાજ) નાં** લક્ષણ–જેની ચામડી રેસમના સરખી હોય, વચમાં કાળી, અંતમાં લાલ, એવી હોય, અને તે પાકે નહીં. જેમાં પીડા ઘણી હોય તેને કાકણ નામે કોઢ કહે છે. તે સન્નિપાતના કોપથી ઉપજે છે. એ સારો થાય કે નહીં થાય ૫.

**પુંડરીક નામે કોઢ (લાલ દરાજ)નાં** લક્ષણ–જેની ચામડી સફેત લાલાશપર હોય, કમળની પાંખડી સરખી હોય. આ કફના કોપથી થાય છે. એને વૈદ્ય પુંડરીક નામે કોઢ કહે છે ૬.

**ઋક્ષ જીહ્વ (દરાજ) નામે કોઢનાં** લક્ષણ–જેની ચામડી રૂધિર પર્યંતમાં લાલ હોય, તથા જેમાં કાળાપણુ હોય તેને ઋક્ષજીહ્વ કોઢ કહે છે ૭. "(આ સાત પ્રકારના કોઢ ઘણું કરી મટતા નથી. અને બાકીના **૧૧** પ્રકારના ક્ષુદ્ર કોઢ છે તે ઉપાયોથી ઘણું કરી મટે છે. તેનાં અનુક્રમે લક્ષણો લખવાં સરૂ કરીએ છીએ.)"

**૧૧ ક્ષુદ્રકોઢ છે તેમાં--એક કુષ્ટ નામે કોઢનાં** લક્ષણ--જેની ચામડીમાં પરશેવો નહીં આવે–મોટું જેનું સ્થાન હોય, માછલીના ભીંગડા સરખા હોય તેને એક કુષ્ટ નામે કોઢ કહે છે ૧.

**ગજચર્મ કોઢનાં** લક્ષણ–હાથીની ચામડી સરખી જેની ચામડી જાડી હોય તેને ગજચર્મ કોઢ કહે છે ૨.

**ચર્મદલ કોઢનાં** લક્ષણ–જેની ચામડી શૂળ સહિત લાલ હોય, અને જેમાં ચેળ ચાલે, તથા જેમાં ફોલા ફુટેલા જેવા હોય--તથા તે હાથના સ્પર્શને સહી શકે નહીં. તેને ચર્મદળ કોઢ કહિયે ૩.

**વિચર્ચિકા (ખરજવા) કોઢનાં** લક્ષણ–જેની ચામડીમાં ફોલીયો, ચેળની સાથે હોય, અને તે કાળી હોય, તથા તેમાંથી ચેપ નિકળે, તથા હાથ પગમાં હોય તેને વિચર્ચિકા કોઢ કહેછે ૪.

**પામા (ખરજવા) નામે કોઢનાં** લક્ષણ--જેના શરીરમાં નાની નાની ને ઘણી ફોલીયો હોય અને જેમાંથી ચેપ નીકળે, ચેળ આવે, અને લાલ ફોલિયો હોય ને બળતરા બળે તેને પામા એટલે પાવ કોઢ કહિયે ૫.

**દાદ નામે [દરાજ] કોઢનાં** લક્ષણ--જેમાં ચેળ આવે અને ફોલિયો લાલ હોય તે ચામડીમાં ઊંચી હોય. એ લક્ષણ જેમાં હોયતેને દાદ નામે કોઢ કહિયે ૬.

**દાદના ભેદ કચ્છ દાદ કોઢનાં** લક્ષણ–જેના હાથ, પગ, કાચ્છ, કેડ, ઢીંચણમાં જે ફોલિયો થાય, અને જેમાં બળતરા ઘણી બળે તેને કચ્છ દાદ કોઢ કહિયે ૭.

**વિસ્ફોટકનામે કોઢનાં** લક્ષણ–જેની ચામડીમાં ફોલા કાળા, તથા લાલ અને નાનાં નાનાં હોય તેને વિસ્ફોટકનામે કોઢ કહિયે ૮.

**કિટિભ નામે કોઢનાં** લક્ષણ–જેની ચામડીમાં સૂકા વ્રણના સ્થાન માફક કાળો ખરબચડો, કઠોર જેનો સ્પર્શ હોય તેને કિટિભ નામે કોઢ કહિયે ૯.

**વૈપાદિક (ખરજવા) નામે કોઢનાં** લક્ષણ–જેમાં ચેળ ચાલે–દાહ અને પિડાની સાથે પગમાંજ થાય તેને વૈપાદિક નામે કોઢ કહિયે ૧૦.

**અલસ નામે કોઢનાં** લક્ષણ–જેની ચામડીમાં લાલ ચેળની સાથે ફોલ્લિયો થાય તેને અલસ નામનો કોઢ કહિયે ૧૧.

**સતારૂ નામે કોઢનાં** લક્ષણ–જેની ચામડીમાં ફોલ્લિયો લાલ, કાળી બળતરાની સાથે થાય

તેને સતારૂ નામે કોઢ કહિયે ૧૮. એ ૧૮ નામના કોઢ તો કહ્યા પણ શરીરની સાતે ધાતુઓમાં પ્રાપ્ત થયા જે કોઢ તેનાં જૂદાં જૂદાં લક્ષણો લખીએ છીએ.

**રસ ધાતુમાં પ્રાપ્તિ થયો જે કોઢ** તેનાં લક્ષણ--ચામડીમાં થયો જે કોઢ તેની ચામડીનું સ્વરૂપ બદલાઇ જાય, તથા ચામડી લૂખી થઇ સૂકાઇ જાય. રોમાંચ હોય. પસીનો ઘણો આવે. આ લક્ષણ હોય ત્યારે રસ ધાતુમાં પ્રાપ્ત થયો કોઢ જાણજો ૧.

**રૂધિરમાં પ્રાપ્ત થયા જે** કોઢ તેનાં લક્ષણ--જેમાં ચેળ આવે, તથા પરૂ નિકળે ત્યારે જાણજો કે રૂધિરમાં કોઢ પ્રાપ્તિ થયો છે ૨.

**માંસમાં પ્રાપ્ત થયો** જે કોઢ તેનાં લક્ષણ--જે કોઢ પુષ્ટ બહુ હોય--તથા મૂખ ઘણું સૂકાય-તથા ફોલ્લિયો કઠોર હોય અને તેમાં પીડા થાય. એ લક્ષણ હોય, તો માંસમાં પ્રાપ્ત થયા કોઢ જાણિયે ૩.

**મેદમાં પ્રાપ્ત થયા** જે કોઢ **તેનાં** લક્ષણ--હાથનો નાસ થઇ જાય તે કોણીએ આવી રહે-ચાલ્યું જાય નહીં-સર્વ અંગ તુટવા લાગી જાય-થોડી ચોટ સર્વત્ર ફેલાઇ જાય-મૂખ સુકાય-ફોલ્લિયો કઠોર હોય ને તેમાં પીડા થાય. આ જેમાં લક્ષણ હોય તેને મેદમાં કોઢ પ્રાપ્ત થયા જાણજો ૪.

**હાડ.મીંજીમાં પ્રાપ્ત થયા** જે કોઢ **તેનાં** લક્ષણ--નાક ગળી જાય-આંખો લાલ થઈ જાય-અને તે વ્રણમાં જીવડા પડી જાય, કંઠનો સ્વર ઘોઘરો થઇ જાય, તથા વ્રણમાં પીડા થાય ત્યારે જાણજો કે હાડ. મીંજીમાં કોઢ પ્રાપ્ત થયો છે ૫-૬.

*__વિર્યમાં પ્રાપ્ત થયા__ જે કોઢ તેનાં લક્ષણ--જેના માત પિતાના વિર્યમાં કોઢના દોષ ઘણા હોય તેને થયાં જે છોકરાં છૈયાં તે પણ કોઢીયાં થાય ૭.

કોઢનાં **સાધ્યાસાધ્ય** લક્ષણ--જે કોઢ વાયુ કફના હોય અને ચામડી, રૂધિર, માંસમાં રહેતા હોય તો તેને સાધ્ય જાણજો-અને જે કોઢ મેદમાં જઈ પ્રાપ્ત થાય તથા બે દોષના હોય તે જાપ્ય જાણજો અને જે કોઢ મીંજીમાં જઇ પ્રાપ્ત થાય અને કીડા પડી જાય. તથા બળતરા થઇ આવે, તથા મંદાગ્નિ થઇ જાય, ને ત્રિદોષના હોય તે અસાધ્ય જાણજો. તેમજ ધાતુમાં પ્રાપ્ત થયા જે કોઢ તે પણ અસાધ્ય જાણજો.

કોઢનાં **અસાધ્ય** લક્ષણ--જે કોઢ વિખરાઇ જાય ને ચૂવા લાગી જાય-કંઠનો સ્વર ઘોઘરો પડી જાય. તથા તેને ઉલટી, વિરેચક કરવા દે નહીં એવા પુરૂષને કોઢ મારી નાખે ૧.

**કોઢનો ભેદ એક શ્વિત્રી** પણ છે તેની **ઉત્પતિ** લક્ષણ--જે કોઢની ઉત્પત્તિ છે તેજ શ્વિત્રીની પણ ઉત્પતિ છે. ભેદ માત્ર એ કે શ્વિત્રી કોઢ પણ લાલ હોય, ચૂવે નહીં; ને કોઢ ચૂવે, એમાં એજ ભેદ છે. અને શ્વિત્રીનો ભેદ એક કિલાસ છે. એ લાલ હોય છે **પુનઃ** શ્વિત્રી બે પ્રકારના છે એક તો વાયુ પિત્ત કફનો ૧. અને બીજો વ્રણનો ૨.

**શ્વિત્રી** કોઢનાં **સાધ્યાસાધ્ય** લક્ષણ--સુક્ષ્મ હોય, કાળા વાળમાં હોય, એક દોષનો હોય, ન

*શરીરમાં અનેક પ્રકારના રોગ છે તેની જૂદી જૂદી પ્રવર્ત્તિક છે. પરંતુ ઘણા રોગ તો વંશ પરંપરાથી ચાલ્યા આવે છે. અને ઘણા રોગો તો ઉડીને લાગે છે. અને ઘણા રોગ વાયુ, પિત્ત કફની પ્રકૃતિના બગડવાથી થાય છે. ખસ, પાંવ એટલે પામા આંખો દુખવી ઈત્યાદિ રોગ ઉડીને વળગે છે. ગળત કોઢ, કોઢ મહા અસાધ્ય, ક્ષય, ભગંદર, એ રોગ વશંપરંપરાથી ચાલ્યા આવે છે. જે વાસ્તે દાન, પુન્ય, જપાદિ શ્રેષ્ટ છે. કલતકુષ્ટી પીતાના પ્રત્યે કર્મ કરનારા પુત્રને કોઢ થાય છે.

વિન ઊત્પન્ન થાય નહીં, અગ્નિથી ઉપજ્યા હોય. એવા શ્વિત્રી કોઢ સાધ્ય જાણિયે. અને એ માં બીજાં લક્ષણો હોય, તો શ્વિત્રી કોઢ અસાધ્ય જાણજો-અથવા કોઢીના મેળાપથી કોઢ જેમ બીજા માણસને જઇ વળગે છે તેમજ બીજા પણ આ રોગ જઇ વળગે છે. એ રોગ વાળાનો પ્ર સંગ કરે અથવા ગાત્રથી ગાત્ર મેળવે, અથવા એકઠાં ભોજન કરે, તો અથવા એકઠાં સૂવે, તો અથવા એક બીજાનાં વસ્ત્ર પેહેરે, તો અથવા ભેગાં કોઇ વસ્તુનો લેપ કરે, તો કેટલા રોગ તેને જઇ વળગે તે રોગ લખીએ છીએ-સ્વાસ ૧, કોઢ ૨, તાવ ૩. રાજરોગ ૪, નેત્ર રોગ (આંખ દુખવી) ૫. શિતળાને આદિ લઈ ૬, એ રોગ ઉડી જઇને વળગે છે.

**પુનઃકોઢનાં અસાધ્ય** લક્ષણ—ગુહ્ય સ્થાનમાં તથા મોં, હાથ ઉપર હોય તે કોઢ જાય નહીં.

## કોઢ રોગના ઉપાય.

હરડેની છાલ, કાચકીનું મૂળ, સરસવ, હળદર, આવચીઆવચી, સિંધવખાર, વાવડીંગ. એ સર્વે બરાબર લઇ એને ગાયના મૂત્રમાં બારીક વાટી કોઢને લેપ કરે, તો કોઢ દૂર થાય ૧. ઇતિ **पथ्यादि लेप.**

અથવા આવચીઆવચીને બારીક વાટી તેને આદાના રસનો પુટ દેવો પછી એ કોઢના ઉપર ચોળે, તો કોઢ જાય ૨. અથવા બ્રહ્માજીએ માર્કંડજીને બતાવ્યો જે પ્રયોગ તે કોઢને આદિ લઇ બીજા પણ રોગોને દૂર કરે છે તે(વાસ્તે હમે) આ ઠેકાણે લખીએ છીએ. લીમડાનાં ફૂલને સમય તો લીમડાનાં ફુલ લે, અને ફળ, છાલ, અને મૂળ, પાન લેવાં. એ લીમડાનો પંચાંગ નવો લે, અને બંને હળદર, ત્રિફળા, સુંઠ. કાળાં મરી. પીપેરો. બ્રાહ્મી, ગોખરૂ, સોધ્યા ભિલામા. ચિત્રક, વાવડીંગ, લોહસાર. વારાહીકંદ, ગળો. બાવચી. ગરમાળો, શાકર. કોઠ, ઇંદ્રજવ. પાઢ, ખેરસાળ, આ સર્વ ઓસડો બરાબર લઇ એને બારીક વાટી નાગરમોથોના રસના પુટ દેવા. પછી લીમડાના પંચાંગના રસના એને પુટ ૭ દેવા. પછી એને ભાંગરાના રસના પુટ ૭ દેવા પછી એને છાંયામાં સૂકવી બારીક વાટી ચૂર્ણ કરી લેવું. પછી સારો દિવસ જોઇને કોઢ વાળાને મધની સાથે અથવા ખેરસારના ઉકાળાની સાથે પ્રભાત સમય ગરમ પાણીની સાથે તોલા ૧ ભારને પ્રમાણ જુલાબ આપે, ને પછી થોડું થોડું તોલા ૪ ભાર સુધી વધારતાં જવું. અને એ ઉપર ઘી સહિત હલકાં ભોજન કરે. તો આટલા રોગોને દૂર કરે-વ્યૌચી, (વહીયો, ફાટો), ઉદુંબર, પુંડરીક, કાપાલ, દાદ, કિટિભ, અલસક, શતારૂ, વિસ્ફોટક, આ સર્વ જાતના કોઢ છે તેને તથા વિસર્પ રોગ, ભગંદર શ્લિપદ. વાતરક્ત, અને વ્રણ માત્ર. પ્રમેહ માત્ર. પ્રદર, ઝેર માત્ર. ઉદરના રોગો, આટલા રોગોને આ લીમપંચકાવલેહ દૂર કરે છે ૩. ઇતિ **निंबं पंचकावलेह.**

અથવા બાવચી તોલા ૨૦ ભાર, સોધ્યો ગૂગળ તોલા ૨૦ ભાર, સોધ્યો (કાંકરાનો) સોનામક્ખી તોલા ૧૨ ભાર, લોહસાર તોલા ૧૦ ભાર, ગોરખમૂંડી એટલે બોડીઓ કલાર તોલા ૧૨ ભાર, ત્રિફળા તોલા ૧૨ ભાર, કાચકી તોલા ૪ ભાર, ખેરસાર તોલા ૨૦ ભાર અથવા ગળો તોલા ૮ ભાર. નસોતર તોલા ૮ ભાર, નાગરમોથો તોલા ૮ ભાર, વાવડીંગ તોલા ૪ ભાર, હળદર તોલા ૪ ભાર, તજ તોલા ૪ ભાર. લીમડાનો પંચાંગ તોલા ૨૦ ભાર, ચિત્રક તોલા ૧૨ ભાર. ત્રિફળા તોલા ૧૨ ભાર. એ સગળાંને બારીક વાટી ટંક ૨ પ્રમાણ

મધ, ઘીની, સાથે ગોળીઓ કરવા પછી ગોળી ૧ પ્રભાતેજ ગાયના મૂત્રમાં લે, તો કોઢ માત્ર, તથા વાતરક્ત, પાંડુરોગ, ઉદરરોગ, પ્રમેહ, ગોળાને આદિ લઇ રોગોને આ દૂર કરે છે. અને એ વૃદ્ધતાને દૂર કરી તરૂણતાને કરે છે ૪. ઇતિ **स्वायंमूव गूगळ.**

અથવા ચિત્રક, ત્રિફળા, સુંઠ, મરી, પીપેરો, જીરૂ, કલોજી, વજ, સિંધવખાર, અતિવિખની કળી, કોષ્ટ, ચવક, ઇલાયચી, જવખાર, વાવડીંગ, અજમોદ, નાગરમોથો, દેવદાર, એ સર્વ બરાબર લઇને એ સર્વેની બરાબર સોધ્યો ગૂગળ લેવો. પછી એ સર્વને બારીક વાટી એક જીવ કરી પછી ઘીથી માસા ૪ ભારની ગોળીઓ કરી ગોળી ૧ ભોજનને સમય ખાય, તો કોઢ માત્ર, કૃમિયા, વ્રણ માત્ર, સંગ્રહણી, હરસ, મોઢાના રોગ, ગૃધ્રસી, ગોળા આદિ, એ સર્વ રોગોને આ દૂર કરે છે ૫. ઇતિ **किशोर गूगळ.**

અથવા ૨ શેર સોધ્યા *ભિલામા ૧૬ શેર પાણીમાં ઉકાળવા પછી ઉકળતાં તેમાં ૨ શેર ગળો ખાંડીને નાખવી, પછી જ્યારે એ પાણીનો ચતુર્થાંશ રસ બાકી આવી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમાં ગાયનું ઘી ૧ શેર નાખી ગાયનું દૂધ ૪ શેર નાંખે. પછી શાકર શેર ૧ નાખે, મધ શેર ૦॥ નાખે પછી મધુરી આંચથી પકવતાં જ્યારે એ સર્વ જાડું જાડું થઈ જાય ત્યારે એને આંચપરથી ઉતારી આ ઓસડો નાખવાનાં–બાવચી ટંક ૨, કુમાડીઆનાં બીજ ટંક ૨, લીમડાની છાલ ટંક ૨, હરડેની છાલ ટંક ૨, આંમળાં ટંક ૨, સિંધવખાર ટંક ૨, નાગરમોથો ટંક ૨, તજ ટંક ૨, ઇલાયચી ટંક ૨, નાગકેસર ટંક ૨, પિત્તપાપડો ટંક ૨, તમાલપત્ર ટંક ૨, નેત્રવાળો ટંક ૨, ખસ ટંક ૨, ચંદન ટંક ૨, ગોખરૂ ટંક ૨, કચૂરો ટંક ૨, રક્તચંદન ટંક ૨, એ સઘળાં ઓસડો બારીક વાટી ભિલામા વગેરે પેલા જાડા રસમાં મેળવી એક જીવ કરે, પછી એને ટંક એક ભાર સવારમાંજ પાણીની સાથ નિત્ય લે. તો સર્વ કોઢ માત્ર, વાતરક્ત, હરસ, આદિને આ દૂર કરે છે. અને આ અમૃત ભલ્લાતકના ખાનારા આટલી વસ્તુઓ કરે નહીં ખેદ કરવો નહીં–તડકામાં રહેવું નહીં–અગ્નિ કને જવું નહીં--ખટાસ, માંસ, દહી ખાવાં નહીં–તેલ લગાવવું નહીં--માર્ગે ચાલવું નહીં ૬. ઇતિ **अमृत भल्लातकावलेह.**

અથવા લીમડાની છાલ, ગૌરીસર, મજીઠ, કડુ, ત્રાયમાણ, ત્રિફળા, નાગરમોથ, પિત્તપાપડો, બાવચી, જવાસો, વજ, ખેરસાર, રક્તચંદન, પાઢ, સુંઠ, ભારંગ, અરડુસો, કરીઆતુ, કુડાની છાલ, નસોતર, ઇંદ્રવરણાનું મૂળ, મૂર્વા, વાવડીંગ, ઇંદ્રજવ, ચિત્રક, માનપાત, ગળો, બકાયણ, પડોળ, બન્ને હળદર, પીપેરો, ગરમાળાનો ગોળ, સતોન્યુ, વેત (નેતર), સોધી ચણોઠી, મજીઠ, કરિહારી જડીની જડ, રાસ્ણા, સાટોડીનું મૂળ, દંતી, સોધ્યા જમાલ ગોટા, ભાંગરો, ઉટકંટો, અંકોટ, સાખોટક એ સર્વ ઓસડો જૂદાં જૂદાં તોલા આઠ આઠભાર લઈ એને જો ખાંડીને ૧૬ શેર પાકા (૩૨ શેર) પાણીમાં ઉકાળતાં જ્યારે એ પાણીનો ચતુર્થાંશ રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી ૧૦૦૦ સોધ્યા ભિલામાને ૧૬ શેર પાણીમાં ઉકાળી લેતાં જ્યારે એનો પણ

*ભિલામાને સંસ્કૃતમાં ભલ્લાતક, મરાઠીમાં બિબ્બા, ને ગુજરાતીમા ભિલામા, હિંદીમાં ભિલાવા કહે છે. રૂધિરના બિગાડાને એ ઘણા શ્રેષ્ટ છે. ગલત્કોઢને મટાડે છે. એક હકિમની કિતાબમાં લખ્યું છેકે–ભિલામા ૧ પાશેર, ખુરાસાણી અજમો ૧ પાશેર, કાળા તલ ૧ પાશેર. એ ત્રણે ચિજ બારીક વાટી તેની ગેળીઓ સોપારી પ્રમાણે કરી ગોળી ૧ પ્રભાત અને ગોળી ૧ સંધ્યાકાળ દિન ૪૦ સુધી ખાય અને પથ્ય ચિણાનો રોટલો ખાવા આપે, અને ખાટું ખારૂં સર્વ ટાળે, તો શરીર શુદ્ધ થઇ કોઢના રોગ જાય એવું લખ્યું છે.

ચતુર્થાંશ બાકી રહે ત્યારે જૂદું રાખવું. પછી એ બંને ઉકાળાના રસોને એકઠા મેળવી લેવા. પછી એ બંનેના રસમાં ૪૦૦ તોલા ભાર, ગોળની ચાસણીમાં આ ઓસડો નાંખવાં શુંઠ તોલા ૪ ભાર, મરી તોલા ૪ ભાર, પીંપરો તોલા ૪ ભાર, ત્રિફળા તોલા ૧૨ ભાર, નાગરમોથ તોલા ૪ ભાર, વાવડીંગ તોલા ૪ ભાર, ચિત્રક તોલા ૪ ભાર, સિંધવખાર તોલા ૪ ભાર, ચંદન તોલા ૪ ભાર. કોષ્ટ તોલા ૪ ભાર, અજમોદ તોલા ૪ ભાર, તજ તોલા ૪ ભાર, તમાલપત્ર તોલા ૪ ભાર, નાગકેશર તોલા ૪ ભાર, ઇલાયચી તોલા ૪ ભાર, એ સઘળાં ઓસડો બારીક વાટી અવલેહમાં નાખી એનો એક જીવ કરે. પછી સારો દિવશ જોઈ તોલા ૮ ભાર રોજ ખાય તો સર્વ કોઢ માત્રને, હરસને, વ્રણમાત્રને, કૃમિ રોગને, રક્તપિત્તને. ઉદાવર્તને. ઉદરસને, સ્વાસને. ભગંદરને એ સઘળા રોગોને આ દૂર કરે છે. અને આમવાતને દૂર કરી પુષ્ટાઇને કરે છે. અને જુવાની તથા શરીરની પરમકાંતિને કરે છે. ભૂખને અત્યંત ઘણી વધારે છે. એના ખાનારા ખટાશ વગેરે કુપથ્ય કરે નહીં, ગરમ વસ્તુઓ ખાય નહીં. ઇતિ **महा भल्लातक अवलेह. ૭.**

અથવા મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારૂહળદર, લીમડાની છાલ, ગળો એને બરાબર લઇ જ્યારે ખાંડીને ૫ ટંકનો ઉકાળો કરી નિત્ય આપે તો કોઢ માત્ર, વાતરક્ત, વિસર્પ, વિસ્ફોટક, એને એનો હભ્યાસ કર્યાથી દૂર કરે છે ૮. ઇતિ **लघू मंजिष्टादि क्वाथ.**

અથવા મજીઠ, બાવચી, કુમાડીઓ, લીમડાની છાલ, હરડેની છાલ, હળદર, આંમળાં, અરડુસો, સતાવરી, ખરેંટી, ગંગેરણીની છાલ, જેઠીમધ, મહુડાં ભોરીંગણી. પડોળ, ખસ, ગળો, રક્તચંદન, એ સર્વ બરાબર, લઈ એને જ્યારે ખાંડીને ટંક ૫ નો ઉકાળો કરી આપે, તો કોઢ માત્ર, વાતરક્ત, એને આ દૂર કરે છે ૯. ઇતિ **मध्य मंजिष्टादि क्वाथ.**

અથવા મજીઠ, ઇંદ્રજવ, ગળો, નાગરમોથો, વજ, સુંઠ. હળદર, રીંગણી. ભોરીંગણી, લીમડાની છાલ, પડોળ, કોષ્ટ, કડુ, ભારંગ, વાવડીંગ, ચિત્રક, મૂર્વા, દેવદાર, જળભાંગરો, પીપેરો, ત્રાયમાણ, પાઢ, સતાવરિ, ખેરસાર, વિજયસાર, ત્રિફળા. કરીયાતુ, બકાયણ, ગરમાળાનો ગોળ, નસોતર, બાવચી, રક્તચંદન, વરણો. દંતી, શાખોટક, અરડુસો, પિતપાપડો, ગૌરીસર, અતિવિખની કળી, જવાસો. ઇંદ્રવરણાનું મૂળ. એ સર્વ બરાબર લઇ જો ખાંડીને ટંક ૫નો ઉકાળો કરી રોજ લે, તો અરાઢ પ્રકારના કોઢ માત્રને વાતરક્તને, લોહીના વિકાર માત્રને, વિસર્પ રોગને ચામડીની ખેહેરાશને. એ સઘાળા રોગોને આ દૂર કરે છે ૧૦. ઇતિ **वृहन्मंजिष्टादि क्वाथ**

અથવા કાળાં મરી, નસોત્તર, નાગરમોથ, હરતાલ, મનસિલ, દેવદારૂ, બંને હળદર, છડછડીલો, કોષ્ટ. રક્તચંદન, ઇંદ્રવરણાનું મૂળ, કલોંજી, આકડાનું દૂધ, છાંણનો રસ, એ સઘળાં ઓસડો તોલા તોલા ભાર લે. અને વચ્છનાગ, તોલા ૨ ભાર, કડવું તેલ ૧ શેર, પાણી ૪ શેર, ગાયનું મૂત્ર શેર ૮ લઇને પછી એ સર્વને મધુરી આંચથી ઉકાળી પકવતાં જ્યારે એ સર્વ પાણી વગેરે બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી એ તેલનું મર્દન કરે, તો સર્વ કુષ્ટ માત્રને આ દૂર કરે છે ૧૧. ઇતિ **लघू मारिचादि तैलं.**

અથવા કાળાં મરી, નસોતર, દંતી, આકડાનું દૂધ, છાંણનો રસ, દેવદારૂ, બંને હળદર, છડ, કોષ્ટ, રક્તચંદન, ઇંદ્રવરણાનું મૂળ, કલોંજી, હરતાલ, મનસિલ, કરેણાનું મૂળ, ચિત્રક, કલિહારીનું મૂળ, નાગરમોથ, વાવડીંગ, કુમાડીઆના બી, સીરસનું મૂળ, કુડાની છાલ, લીમડા

ની છાલ, સતોન્યાની છાલ, ગળો, થોરનું દૂધ, ગરમાળાનો ગોળ, ખેરસાર, બાવચાં, વજ, મ. લકાંકણી, એ સઘળાં ઓસડો ચાર ચાર તોલા ભાર લે, અને વચ્છનાગ તોલ ૧૬ ભાર, કડવું તેલ શેર ૪, ગાયનું મૂત્ર શેર ૧૬ લઇ એ સઘળાંને એકઠાં ચૂલા ઉપર ચડાવી મધુરી આંચથી પકવતાં જ્યારે ગાયનું મૂત્ર વગેરે સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી એ તેલનું મર્દન કરે, તો સર્વ કોઢ માત્રને, વ્રણ માત્રને, પામાને, વધિયોને, દાદને, ફોલ્લાને, મૂખના છાંયાને. આ રોગોને એનું મર્દન શ્રેષ્ટ છે. અને એનું મર્દન જોબનપણાને કરે છે. અને માણસના, ઘોડાના, હાથી વગેરેના વાયુ માત્રના રોગ દૂર કરે છે ૧૨. ઇતિ महा मरिचादि तैलं.

અથવા હરતાલનાં ચોખ્ખાં પત્રાં લઇ તેને ચિત્રકના રસમાં દિન ૧ ખલ કરે. પછી સાટોડીના રસમાં દિન ૧ ખલ કરે. પછી એની ચકતીઓ કરી સારી પેઠે સૂકવે. પછી એ હરતાલને સાટોડીના પંચાંગના ખારની વચમાં મૂકી ચૂલાપર ચઢાવે–અને એ હરતાલનો ધુમાડો નિકળવા પામે નહીં એવી રીતે એ હરતાલની ટીકડીઓને તે સાટોડીના ખારની વચે ખૂબ દાબી દે. પછી તેની નિચે નિરંતર એક રાત દિવસ સુધી આંચ દે અથવા દિન ૪ સુધી દે. પછી સ્વાંગ શીતળ થયે તે હરતાલની ટીકડિને સાટોડીના ખારમાંથી અત્યંત જાપતાથી ચતુર માણસે કાઢવી. એ હરતાલ તોલમાં પૂરી ઉતરે, નિર્ધૂમ તથા સફેત, (ધોળી) થાય. પછી એમાંથી રતી ૨ માણસ ખાઇ તેના ઊપર મરિચાદિ કવાથ લે, તો અરાઢ પ્રકારના કોઢ, વાતરક્તને, ઉપદંશ, ફિરંગ વાયુ, એને આ હરતાલ દૂર કરે છે. અને એ હરતાલના ખાનારા ખારૂ ખાટું, કડવા રસ, ખાય નહીં. તડકામાં સૂએ નહીં–અને કદિ મીઠા વગર ન રેહેવાય તો સિંધવખાર ખાય. અને ગળ્યું ઘણું ખાય ૧૩. ઇતિ હરતાલનીઃવિધિ એને तालकेश्वर रस કહે છે.

અથવા પારો, સોધ્યો ગંધક, * તાંબેશ્વર, સાર, ગુગળ, ચિત્રક, શિલાજીત, કચોલાં, વજ, અભ્રખ, એ સર્વ બરાબર લે; અને કાચકીના બીજ (કાચકાં) એક ઓસડના ભાગથી ચાર ઘણાં લે, પછી પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં સર્વ ઓસડો મેળવી એક જીવ કરે પછી એમાંથી ટંક ૨ મધ અને ઘીની સાથે નિત્ય ખાય, અને ઉપરથી ભાતને દૂધજ ખાય, તો ગલતકોઢ જાય–અને શરીર તેનુ મહા સુંદર કામદેવના સરખું થઇ જાય. આ રસ ખાય ત્યાં સુધી સ્ત્રી સંગ કરે નહીં ૧૪. ઇતિ गलत् कुष्टारि रसः

**વિભુતિ (કરોડીઆ) ના ઉપાય**–કોષ્ટ, મૂળાનાં બીજ, સરસવ, હળદર, કેસર, એને સિરસના પાણીમાં પકવી લેપ કરે, તો ઘણા દહાડાની પણ વિભુતિ જાય ૧૫. અથવા કેળનો ખાર, હળદર, દારૂહળદર, મૂળાનાં બીજ, હરતાલ, દેવદારૂ, શંખનો લોટ, એ સર્વ બરાબર લઇ એને નાગરવેલનાં પાનના રસમાં બારીક વાટી લેપ કરે, તો વિભૂતિ દૂર થાય ૧૬.

**ચર્મદલ કોઢના ઉપાય**-અમચૂર (ખાખટી) માં કિંચિત્ સિંધવખાર નાખી તાંબાના વાસણમાં તાંબાના ઘુંટા વતી પાણીમાં ખૂબ પરતી લેપ કરે, તો ચર્મદલ કોઢ જાય ૧૭.

---

* તાંમ્રભસ્મને તાંબેશ્વર કહે છે, પરંતુ તાંમ્રભસ્મ શુદ્ધ હોય તેતો ગુણ ઘણો કરે છે, અને કદાચિત અશુદ્ધ રહી ગયાથી મહા અવગુણ કરે છે, આ ગ્રંથમાં તાંમ્રભસ્મની ક્રિયા તરંગ ૨૩ માં છે તે યથાયોગ્ય છે. પરંતુ ક્રિયા સિદ્ધિ છે કે નહીં તેની પરીક્ષા કરી લેવી. પરીક્ષામાં સાબીત ઉતરે તો ભસ્મ શુદ્ધ જાણજો, અને પરિક્ષામાં કસર જણાય, તો ભસ્મ અશુદ્ધ છે એમ જાણવું. એ કાચું રહેલું ખાય તો રશાયણનાં જેવો અવગુણ કરે છે.

**પામા (ખરજવા) ના ઉપાય**–જીરૂ તોલા ૪ ભાર, સિંદૂર ટંક ૫, એ બંનેને કડવા તેલમાં ખુબ પીસી પકવી એનો લેપ કરે, તો પાંવ [ખરજવું]સારી થાય ૧૮. અથવા મજીઠ, ત્રિફળા, લાખ, કલિહારીનું મૂળ, હળદર, આમલાસાર ગંધક, એને બરાબર લઇ બારીક વાટી તડકામાં ખૂબ ગરમ કરે પછી એનો લેપ કરે, તો પાંવ જાય ૧૯. અથવા પારો, બંને જીરૂ, બંને હળદર, કાળાં મરી, સિંદૂર, આમલસાર ગંધક, મનસિલ, એ બરાબર લે, પછી પ્રથમ પારા ગંધકની કાજળી કરી એ કાજળીમાં બાકીનાં એ ઓસડો બારીક વાટી ગાયના ઘીમાં દિન ૧ સુધી ખલ કરે. પછી એનું મર્દન કરે, તો પાંવ જાય ૨૦. અથવા પારો, આમલસાર ગંધક, મોરથુથ, કાથો, મેંદી, ખુરાસાણી અજમો, મીણ, માલકાંકણી, આ સર્વે બરાબર લીધા પછી પ્રથમ પારાગંધકની કાજળી કરે અને મીણને ઘીમાં જુદું પીગળાવે, પછી બીજાં ઓસડો જાદાં વાટી કાજળીમાં મેળવવાં. પછી સર્વ ઓસડો ગાયના ઘીમાં એકઠાં કરી દિન ૧ સુધી વાટવા પછી એનું મર્દન કરે, તો પાંવ વગેરે લોહીના સર્વ રોગો જાય ૨૧. અથવા સોમ્બો આમલસાર ગંધક ટંક ૨, મોરથૂથુ માસા ૩, એ બંનેને પાણીમાં બારીક વાટી ગોળી ૧ બાંધે. પછી એ ગોળીને ઝીણાં લુગડામાં બાંધી પોટલી કરી એ પોટલીને ઘઉંની અલુણી ૩ યા ૪ બાટીમાં સેકીને પછી બારીક વાટી ઘીમાં ચોપડી ખવરાવે. અથવા એનું બુરામાં ચૂરમુ કરી દીન ૫ સુધી ખાય, તો પાંવ વગેરે લોહિના સર્વે વિકાર જાય ૨૨. અથવા સિંધવખાર, કુમાંડીયાનાં બીજ, સરસવ, પીપેરો, એને કાંજીના પાણીમાં બારીક વાટી લેપ કરે, તો પાંવની ખજુરી દૂર થાય ૨૩.

**કચ્છદાદની ઓષધિ**–આકડાનાં પાનનો રસ, અને હળદરના ઉકાળાનો રસ, એમાં સરસવનું તેલ પકવે. પછી એ તેલનું મર્દન કરે, તો કચ્છદાદ જાય ૨૪. ઈતિ अर्क तैलं.

અથવા મનસિલ, હીરાકશી, આમલસાર ગંધક, સિંધવખાર, સોનામકખી, પત્થરફોડી, સુંઠ, પીપેરો, કરિહારી, કરેણો, વાવડીંગ, કુમાડીઓ, ચિત્રક, દંતી, લીમડાનાં પાંદડાં, એ સર્વે ઓસડો તોલા તોલા ભાર લઈ એને પાણીમાં બારીક વાટી એના પાણીમાં કડવું તેલ શેર ૨ પકવે, તે મધ્યે આકડાનું અને થોરનું દૂધ નવટાંક નવટાંક નાંખવું, અને ગાયનું મૂત્ર શેર ૪ નાખે. પછી એને મધુરી આંચે પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે ઉતારી એ તેલનું મર્દન કરે, તો અસાધ્ય પણ કચ્છદાદ જાય. અને પાંવ, ખસ, અને લોહીના પણ સર્વે રોગ જાય ૨૫. ઈતિ **कच्छ राक्षस नामे तैलं.**

**દાદ(દરાજ)ના ઉપાય**–કોષ્ટ, વાવડીંગ, કુમાડીઆનાં બીજ, તલ સિંધવખાર, સરસવ, આ સર્વે બરાબર લઈ એને ખટાશમાં, બારીક વાટી લેપ કરે, તો દાદ કોઢ દૂર થાય ૨૬. અથવા દરો, હરડેની છાલ, સિંધવખાર, કુમાડીઆનાં બીજ, કરેણાની છાલ, આ સર્વ બરાબર લીધા પછી એને કાંજીમાં અથવા છાશમાં બારીક વાટી લેપ કરે, તો દાદ, કચ્છદાદ, ખસ પણ જાય ૨૭.

**શ્વિત્રી નામે કોઢના ઉપાય**–બહેડાંની છાલ, હરડેની છાલ, કકુંબર, બાવચી, એનો ઉકાળો કરી પીએ, તો શ્વિત્રી નામે કોઢ દૂર થાય ૨૮. અથવા હરતાલ, મનસિલ, ચણોઠી, ચિત્રક, એને ગાયના મૂત્રમાં બારીક વાટી લેપ કરે, તો શ્વિત્રી નામે કોઢ દૂર થાય ૨૯, અથવા વિષ્ણુકાંત, શંખાવળી, બાવચી, આમળાં, ખેરસાર, એનું સેવનકરે અને પથ્યમાં રહે તો શ્વિત્રી નામે કોઢ દૂર થાય ૩૦. એ સઘળાં ઊપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા હળદર તોલા ૩૨ ભાર, ગાયનું ઘી તોલા ૨૪ ભાર, ગાયનું દૂધ શેર ૪ શાકર તોલા ૨૦૦ ભાર, સુંઠ તોલા ૪ ભાર, કાળાં મરી તોલા ૪ ભાર, પીપેરો તોલા ૪ ભાર, તજ તોલા ૪ ભાર, તમાલપત્ર તોલા ૪ ભાર, નાગકેશર તોલા ૪ ભાર, વાવડીંગ તોલા ૪ ભાર, નસોતર તોલા ૪ ભાર. ત્રિફળા તોલા ૧૨ ભાર, કેશર તોલા ૪ ભાર, નાગમોથો તોલા ૪ ભાર લઇ, પછી એને જૂદી બારીક વાટી ઘીમાં કરમોડી હળદરમાં અને દૂધમા એનો ખરો માવો કરે. પછી એ માવા સમેત શાકરની ચાસણી કરી એમાં સઘળાં ઓસડો નાખે. પછી એની લાડુડીઓ તોલા ૪ ભારની કરી લાડુડી ૧ રોજ ખાય, તો કોઢ, ખસ, ફોલ્લા, દાદ, એ રોગોને આ દૂર કરે છે ૩૧. ઇતિ हरिद्रा खंड.

**હરતાલ મારવાની વિધિ**–તબકિયા (વરકીઆ) હરતાલ ચોખી લઇ તેમાં દશમો ભાગ ટંકણખારના કકડા મેળવી તેની ફ્લાનલના કપડામાં ચાર પોટલીઓ કરે, પછી એ પોટલીઓને ડોલા યંત્રમાં જંભિરીના રસની વચમાં મૂકી તેની નિચે ૨ પોહોર સારી ગાઢી આંચ દઈ ઉકાળે. પછી એવીજ રીતે કાંજીના પાણીમાં ઉકાળે. પછી (ભોં) કોહોળાના પાણીમાં ઉકાળે, પછી તેલમાં ઉકાળે, અને એવીજ તરેહ ત્રીફળાના પાણીમાં ઉકાળે પછી એ હરતાલને કોઇ તરેહની ખટાશમાં ધોઇ લે. પછી એ હરતાલને ખાખરાની છાલના રસમાં દિન ૨ રાત દહાડો ખલ કરે. પછી એને તડકામાં સૂકવી એનો ગોળો કરે. પછી એ ગોળાને સંકોરાના સંપુટમાં ખૂબ જાપતાથી મૂકી એ સર્વને મેળવી બંધ કરી દે. પછી ગજપુટમાં અડાયા છાંણાની આંચ દે. શીતળ થયા પછી તેમાંથી સંપુટને કાઢે. પછી એ હરતાલને કાઢી બકરીના દૂધમાં દિન ૧ ખલ કરે. પછી ફરી એનો ગોળો કરી તડકામાં સૂકવી લેવો. પછી ખાખરાની રાખ શેર ૪ પાકકા હાંલ્લામાં ભરીને એની વચ્ચે હરતાલનો ગોળો મૂકી ખૂબ કઠણ ધાડી ડાબી ડાબીને હાંલ્લામાં મોંઢા સુધી ભરે. પછી એ હાંલ્લાને ચૂલાપર ચઢાવી નિચે આંચ દઇ તેનો ધૂમાડો નિસરવા દે નહીં એવી રીતે અનુક્રમથી મંદ, મધ્ય, અને અત્યંત ગાઢી એવી ૩૨ પોહોર આંચ દીધા પછી સ્વાંગ શીતળ થયા પર એ હરતાલને કાઢે. એ હરતાલ સફેત નિર્ધૂમ, તોલે પુરી નિકળે. પછી એને જૂના ગોળની સાથે રતી ૧ ખાય, ને ઉપર ચણાનો રોટલો, સાંઠી ચોખા, ગાયનું ઘી, એ દિન ૨૧ ખાય, અને ખારૂં, ખાટું, ખાય નહીં, તો ૧૮ પ્રકારના કોઢ, વાતરકત, ફિરંગવાયુ, એને આ હરતાલ દૂર કરે છે ૩૨. ઇતિ हरताल मारवानी विधि

અથવા પારો ટંક ૨, સોધ્યો ગંધક ટંક ૨, હરતાલ ટંક ૨, મનસિલ ટંક ૨, બાવચી ટંક ૫, ધમાસો ટંક ૨. સિંદૂર ટંક ૨, બંને હળદર ટંક ૫, એ સર્વને ગાયના ઘીમાં ખૂબ બારીક વાટી લેપ કરી બે પોહોર તડકામાં બેઠા પછી નહાઇ નાખે, તો *કંડુ (ખસ), દાદ, કુમિ, કોઢ, એ રોગોને દિન ૩ ની અંદર દૂર કરે છે ૩૩.

* કંડુ નામ ખસનું છે જેને ખરજવી કહે છે. એ ખસનો રોગ મહા ખરાબ છે. જેને વાસ્તે અનેક અનેક ઔષધિ છે. પરંતુ દક્ષિણ હૈદ્રાવાદમાં એક વિદ્વાન વૈદ્ય ચૈનજી જતી (ગોરજી) છે.જેને પુછ્યુ કે હે ગુરૂ સાહેબ એ ખસનો રોગ લોકોમાં સાધારણ છે અને માણસોને ઘણો હેરાન કરે છે માટે તેનો સુગમ ઉપાય કહો? (ઉત્તર) ત્યારે તેણે કહ્યું કે-હે શ્રીધર જંગલી બદામનો મગજ દહીમાં વાટીને શનીવારે મર્દન કરે, તો આરામ થાય. પછી આ ઔષધિ કરી ઘણાને લગાવી કે તે વિના અડચણે આરામ થયો છે એમ શ્રીધર કહે છે.

અથવા ખાખરાના મૂળની સૂકી છાલ તોલા ૧૦૦ ભારની રાખ કરી તેને નવા પાક્કા ઘાટા સારા હાંલ્લામાં ભરી એની વચ્ચે ચોખી તબકિયા † હરતાલ માસા ૨૫ ભાર ચતુરાઇથી મૂકી મજબૂત દાબી દે. પછી એ હાંલ્લા ઉપર સંકોરૂ ઢાંકે પણ માટીથી તેનું મોં બંધ કરી લે નહીં. પછી એ હાંલ્લાને ચૂલા પર ચઢાવી એની નીચે પહોર ૧૦ સુધી અત્યંત અગ્નિ બાળે. પછી સ્વાંગ શીતળ થયે પર નવા લૂગડા વડે એને ચાળી લે. પછી એ રાખને રતી ૧ પ્રમાણ લઈ, વાટેલુ જીરૂ ૧ માસા ભાર લઇ એ બંનેને એક કરી પાકા નાગરવેલનાં પાનની સાથે શીતળ પાણીથી ખાય. એ ઉપર ચણાનો મીઠા વગરનો રોટલો એક મહીના સુધી ખાય-એનાખાનારા પવન, તડકો ખાય નહીં. આ વિધિ પ્રમાણે રહે, તો અરાઢ પ્રકારના કોઢ, વાતરક્ત, વ્રણ માત્ર, પિડિકા, વાતવ્યાધિ, એ સઘળા રોગોને આ નિશ્ચય દૂર કરે છે ૩૪.

**દાદ (દરાજ) ના ઉપાય**–કુમાડીઆનાં બીજ, બાવચી, સરસવ, તલ, કોષ્ટ, બંને હળદર, નાગરમોથો, આ સર્વ બરાબર લઈએને છાશમાં ખૂબ બારીક વાટી લેપ કરે, તો કંડુ એટલે ખસ, વહીચો (વ્યૌચી,) એ સર્વ દૂર થાય ૩૫.

**કોઢને દૂર થવાનો લેપ**–મોરથૂથ, ટંકણખાર. એ બંને ટંક ૨. બાવચી ટંક ૫. એ ત્રણેને બારીક વાટી જળભાંગરાના રસના પુટ ૭ દે, પછી એનો લેપ કરે, તો કોઢ જાય ૩૬. આ સઘળા ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

**મહા લેપ**–પારો તોલા ૪ ભાર, શંખનો ખાર તોલા ૪, હંઘેડીનો ખાર તોલા ૪, તલનો ખાર તોલા ૪, સાટોડીનો ખાર તોલા ૪, હરડેનો ખાર તોલા ૪, અરડૂસાનો ખાર તોલા ૪, પડોળનો ખાર તોલા ૪, એરંડાનો ખાર, જવખાર, ટંકણખાર, સાજીખાર, નૌસાર. આમલસાર ગંધક, પાંચે ખાર, કોષ્ટ, સુંઠ, કળાં મરી. પીપેરો, ઠાંસરાનું મૂળ, કાચકીનું મૂળ. કરિહારીનું મૂળ, હળદર, સૂરણ, ઓડીઆ કલારનો ખાર, કાહૂનો ખાર; પીપળાનો ખાર, રાઇ, સરસવ, સિંદૂર, સિલાજીત, પાપડીઓ ખારો, કંપેલો, લોદર, થોરીઆનું મળ, આકડાનું મૂળ, મોરથૂથૂ, ચિત્રક, આકડાના પંચાંગનો ખાર. આ સઘળાં ઓસડો જૂદાં જૂદાં તોલા ચાર ચાર ભાર લે, પછી એ સઘળાં ઓસડોને બારીક વાટી એકઠાં કરી ગાયના મૂતમાં મેળવી તાંબાના મોટા વાસણમાં રાખે. પછી એમાં ફરી આટલી વસ્તુઓ નાખવી કે–ભેંસ, ઘોડા, બકરાં, હાથી, ઊંટ, એ સર્વનાં મૂત. લિંબૂનો રસ, જંબિરીનો રસ. બિજોરાનો રસ, નારંગીનો રસ, ચણાનો ખાર, સરગવાનો રસ, રાઇના સંયોગની સાતે ધાતુની કાંજી, એ સર્વ તેના અનુમાન માફક નાખે. પછી તેનું મોઢું ઢાંકી દિન ૨૧ જાપતાથી મૂકી છાંડે. પછી એનો લેપ કરે. તો સર્વ કોઢ માત્ર દૂર થાય. અને બીજા પણ એના લેપથી જાય છે કે-કંઠમાળ, વિસર્પ. હરસ. ફોટો, વાયુના સર્વ રોગો મહીના ૧ માં, એ સર્વ રોગો જાય ૩૭. આ રસ સારસંગ્રહમાં લખ્યા છે. ઇતિ કોઢ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્માહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેન્દ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે ભગંદર, ઉપદંશ, લિંગાર્શના રોગ. શૂક રોગ, કોઢ, એ સર્વ રોગોના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ, ઉપાય. નિરૂપણ નામ ષોડશસ્તરંગ: ૧૬

## તરંગ ૧૬ મુ સમાપ્ત.

† હરતાલના પત્રાં,

# તરંગ ૧૭ મું

## શીતપિત્ત વગેરે. (શિળસનો)

[ શીતપિત્ત, ઉદર્દ કોઠ, ઉત્કોઠ, આ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય. ]

**શીતપિત્ત રોગની ઉત્પતિ**–શીતળ પવનના સ્પર્શ કરવાથી કફ અને પવન દુષ્ટ થઇ પિત્ત સહિત પોતાના અનેક કારણે કરીને દૂષ્ટ થઇ ચામડીમાં અને બહાર વાયુ અને કફે કરીને શીત પિતાદિકના રોગોને પેદા કરે છે.

**શિતપિત્તાદિકનું પુર્વ રૂપ**–તરસ લાગે, અરૂચિ હોય, ઉલટી સરખું આવે-દેહમાં પીડા હોય-શરીર ભારે હોય– આંખો લાલ થઇ જાય- એ લક્ષણ હોય ત્યારે જાણજો કે શીતપિત્તાદિક રોગ થશે.

**શીતપિત્ત, ઉદર્દનાં લક્ષણ**-જેમ કીડીના ચટકાથી ચકતાં થઇ આવે તેવાંજ ચામડી ઉપર ચકતાં ઘણાં થઇઆવે, અને તેમાં ચેળ આવે, અને પીડા ઘણી હોય. ઓકારી અને તાવ હોય. બળતરા લાગી જાય ત્યારે જાણજો કે શિતપિત્ત છે, અને એનેજ ઉદર્દ કહિયે. વાયુની અધિકયતા હોય તો શીતપિત્ત જાણજો. કફની અધિકયતા હોય તો ઉદર્દ જાણજો. એ શિશિ ઋતુમાં એટલે ઠંડી રૂતુમાં [શીયાળામાં] ઘણો થાય છે.

કોઢ, **ઉત્કોઢનાં લક્ષણ**–(શીળ ધાય તે) ઉલટીને રોકે. તો પિત્ત. કફ, દુષ્ટ થઇ લાલ લાલ ચેળની સાથે ચકતાં અથવા ચકામાં શરીરમાં કરી દે તેને કોઢ કહિયે, આ થોડીવાર રહે. અને એજ ઘણી વાર રહે. તો ઉત્કોઢ કહિયે.

## *શીત પિત્ત, ઉદર્દકોઢ, ઉત્કોઢ ( શિળસ ધાય તે ) રોગના ઉપાય

ઓસડોથી ઉલટી કરાવી દે, તો શિત પિત્ત, ઊદર્દ દૂર થાય ૧. અથવા પડોળ, લીમડાની છાલ, અરડુસો, ત્રિફળા, ગૂગળ, પિપેરો, એનો ઉકાળો કરી આપે. તો શીત પિત્ત, ઉદર્દ, જાય ૨. અથવા જુલાબ આપે, તો એ રોગ જાય ૩. અથવા કડવા તેલનું મર્દન કરી શરીરને ગરમ પાણીથી ધૂએ, તો શિત પિત્ત, ઉદર્દ જાય ૪. અથવા ત્રિફળા મધમાં ખાય, તો શીત પિત્ત, ઉદર્દ જાય ૫. અથવા કડુનો જુલાબ સાકરના સયોગથી લે તો શીતપિત્ત ઉદર્દ જાય ૬. અથવા ગોળ આમળા ખાય અથવા સુંઠ, અજમો, કાળાં મરી, પીપેરો, જવખાર, એનું ચૂર્ણ કરી ટંક ૨ દિન ૭ ગરમ પાણીથી લે. તો શિત પિત્ત, ઉદર્દ જાય ૭. અથવા આદાનો રસ અને જુનો ગોળ ખાય, તો સીત પિત્ત ઊદર્દ જાય ૮. અથવા અજમોદ ટં

* શીળસનો પૃષ્ટ ૨૧૧ મા માં શીત પિત્તાદિક છે તે પ્રસિધ છે. જેમાં પિત્તી એટલે એક ઉપદ્રવ છે. તે એનો એવો ભેદ છે કે-જેમાં સાધ્ય, અસાધ્ય કષ્ટસાધ્ય છે. પિત્તી શિળસ થઇને તત્કાળ સારી થાય છે, તે તો સાધ્ય છે. અને ઓસડો સેવ્યાથી જાય તે કષ્ટ સાધ્ય છે. અને કદાચિત શરીરમાં રહી જાય તો અસાધ્ય છે. એ બીગાડ કરે છે. અને બીજા પણ અનેક જાતના રોગ પેદા કરે છે. જેને હરેક સાધનથી સારી કરવી જોઇએ. એ રોગને લૌકિકમાં શિળસ ધાયુ કહે છે. જેમાં એકદમ ઢીમણાં સરખાં ચકામા થઇ આવે છે.

ક ૫, ગોળ ટંક ૫, એ બન્નેને એકઠાં કરી દિન ૫ કે ૭ નિત્ય ખાય, તો શીતપિત્ત, ઉદર્દ જાય ૯. અથવા સરસવ, હળદર, કુમાડીઆનાં બીજ, તલ, એ સર્વને કડવા તેલમાં બારીક વાટી લેપ કરે, તો શીતપિત્ત, ઉદર્દ જાય ૧૦. અથવા બકામ લીમડીની છાલ ટંક ૫ ને બારીક વાટી ગાયના ઘીની સાથે પીએ, તો શીત્ત પિત્ત, ઉદર્દ જાય ૧૧. અથવા લોહી કઢાવીએ તો શીતપિત્ત, ઉદર્દ જાય ૧૨. અથવા આંમળાંને તથા લીમડાના કોમળ પાંદડાંને ઘીમાં તળી તોલા ૪ પ્રમાણે માણસ દિન ૧૫ ખાય, તો ફોલ્લાના રોગ, પિત્તી. કૃમિ. શીત પિત્ત, ખસ લુખસના રોગ, ગરમીના રોગ, કફના રોગ, એને દૂર કરે છે ૧૩. અથવા આદાને છોલી તેના નાનાં નાનાં ટૂકડા શેર ૧ કરે. અને ગાયનું ઘી શેર ૧ લે, તથા ગાયનું દૂધ શેર ૨ લઇ તેનો માવો કરી તેમાં આદાના કકડા ઘીએ ચોપડીને નાખે. પછી એ માવાની નીચે આંચ દઈ તેનો ખરો માવો કરે, અને સાકર શેર ૧ ની પાતળી અવલેહ જેવી ચાસણી કરી તેમાં માવાને નાખીને જે ઓસડો બારીક વાટી નાંખવાં તે લખીએ છીએ-પીપળી મૂળ, મરી, સુંઠ, ચિત્રક, વાવડીંગ, નાગરમોથો, નાગકેસર, તજ, ઇલાયચી, તમાલપત્ર, કચૂરો. એ સઘળાં ઓસડો જૂદાં જૂદાં તોલા ચાર ચાર ભાર લઇ એને બારીક વાટી શાકરની ચાસણીમાં નાંખે. પછી એને નિત્ય તોલા ૪ ભાર પ્રભાત અને સંધ્યાએ ખાય. તો શીત પિત્ત, ઉદર્દ. કોઢ ઊત્કોઢ, રાજરોગ. રક્તપિત્ત, ખાંસી, અરૂચિ, વાયુનો ગોળો, ઉદાવર્ત્ત, સોજો, ખસ. કૃમી રોગ, ઉદરના રોગો, એ સર્વ રોગોને આ અવલેહ દૂર કરે છે. અને બળ વિર્યને વધારે છે; અને શરીરને પુષ્ટ કરે છે ૧૪. ઇતિ आर्द्रक खंड अवलेह. એ સર્વે ઊપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા સિંધવખાર ઘીમાં બારીક વાટી શરીરે મર્દન કરે, ને પછી લાલ કામળી ઓઢે, તો પિત્તનો રોગ જાય ૧૫. અથવા ગાયનું ઘી. ગેરૂ, સિંધવ ખાર કસુંબીનાં ફુલ, એ સર્વે બરાબર લઇ એને બારીક વાટી શરીરે ચોળે, તો પિત્તી એટલે શીળસ દૂર થાય ૧૬. અથવા કરીઆતુ, અરડુસો, કડુ, પડોળ. ત્રિફળા, રક્તચંદન, લીમડાની છાલ, એનો ઉકાળો કરી પીએ, તો પિત્ત રોગ, ફોલ્લા, બળતરા, તાવ. મૂખશોષ, તરસના રોગો, ઓકારી આ સર્વે રોગોને આ ઉકાળો દૂર કરે છે ૧૭. અથવા અડાયાં છાણાંની રાખ શરીરે મર્દન કરે, તો પિત્તી એટલે શીળસ જાય ૧૮. અથવા ફટકડી નાગરવેલનાં પાનના રસમાં વાટી શરીરે મર્દન કરે, તો પિત્તી એટલે શીળસ જાય ૧૯. અથવા લસણ તોલા ૪ ભાર ખાય, અથવા ત્રિફળા તોલા ૨૦ ભાર બારીક વાટી મધમાં ચાટે, તો પિત્તી શીળસ જાય ૨૦. એ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં છે.

અથવા મેથી દાણા તોલા ૪ ભાર, કાળાં મરી તોલા ૪ ભાર. હળદર તોલા ૪ ભાર, એ સર્વેને બારીક વાટવા પછી એને આદાના રસના પુટ ૩ દે. પછી એની ગોળીઓ ટંક બે પ્રમાણે વાળી ગોળી ૧ રોજ ખાય, તો પિત્તી(શીળસના) સર્વ વિકારને દૂર કરે છે ૨૧. આ ઊપાય વૈદ્યરહસ્યમાં લખ્યો છે. ઇતિ શીતપિત્ત, ઉદર્દકોઢ, ઉત્કોઢ રોગ એ પિત્તી (શિળસ)ના ભેદ છે તેની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

## અમ્લપિત્ત રોગ.

**ખાટા ઓડકારના અમ્લપિત્ત રોગની ઉત્પતિ**-લ**ણ, ખટાઇ, ભારે, ગરમ વસ્તુઓના ખાવાથી * એજ પિત્ત છે તે કોપને પ્રાપ્ત થઇ અમ્લપિત્તને પેદા કરે છે. તે અમ્લપિત્ત રોગ પણ

* ઉપરના શીતપિત્ત રોગોથી થાય છે તે.

ત્રણ પ્રકારનો છે વાયુનો ૧, કફનો ૨, અને કફ વાયુનો ૩.

**અમ્લપિત્તનાં લક્ષણ**–અન્ન પચે નહીં, વિના ખેદ કરે શ્રમ થાય. ઓકારી સરખું આવે, કડવા, ખાટા ઓડકાર આવે–શરીર ભારે હોય–હૃદયમાં, કંઠમાં દાહ હોય. ભોજનમાં અરૂચિ હોય એ લક્ષણ હોય તેને અમ્લપિત્ત કહિયે ૧. આ અમ્લપિત્ત ૨ બે પ્રકારના છે. એકતો ઊર્ધ્વગામી તે તો મૂખમાંજ થઇને જાય. એક અધોગામી ગુદાદ્વારા થઇને જાય છે.

ઉર્ધ્વગામી **અમ્લપિત્તનાં લક્ષણ**–જે ઓકે તે લીલું યા પીળું, કાળું, લાલ, અત્યંત, નિર્મળ માંસના પાણી સરખું હોય અને અમ્લપિત્ત કફથી મળ્યું હોય, તો ઘણું ચિકણું ઓકે, તથા કડવું ખારૂ તીખું ઓકે ૧.

**અધો ગામી અમ્લપિત્તનાં લક્ષણ**–જેના મળમાં નાના પ્રકારના રંગ હોય-અને તરસ, દાહ.મૂર્છા, મોહ હોય-હૈયું દુખે-ઓકારી સરખું આવે-શરીરમાં ચકતાં થઇ આવે-અગ્નિ મંદ થઇ જાય-રોમાંચ હોય-પસીનો આવે-શરીર પીળું થઇ જાય, એ લક્ષણ હોય ત્યારે જાણજો કે અધોગામી અમ્લપિત્ત રોગ છે ૨.

**ભોજન કર્યા પછી અમ્લપિત્તનાં લક્ષણ થાય તે લખીએ છીએ**–ભોજન કરે અથવા ભોજન નહીં કરે તોપણ તીખું અને ખાટું ઓકે-અને શરીરમાં ચેળ થઇ ચકતાં પડી જાય, અને ઓડકાર ઘણા આવે-તથા કંઠ, કૂખમાં દાહ, શરીરમાં પીડા, હાથ પગમાં દાહ, ભોજનમાં અરૂચિ, તાવ હોય-એ લક્ષણ થાય ત્યારે જાણિયે કે એને અમ્લપિત્તનો રોગ છે ૧.

**અમ્લપિત્તમાં બીજા પણ દોષોના મેળાપ હોય તે લખીએ છીએ**-અમ્લપિત્તને વિષે વાયુ ને કફનો મેળાપ હોય, તો વૈદ્ય મોહને પ્રાપ્ત થાય છે.

**દોષ ભેદે કરીને અમ્લપિત્તનો ભેદ**-જેમાં કંપ હોય-પ્રલાપ, મૂર્છા, શરીરમાં ચમચમાટ હોય-તથા શરીરમાં પીડા અને શૂળ હોય-આંખે અંધારાં. ફેર, મોહ અને હર્ષ થઇ આવે ત્યારે જાણજો કે અમ્લપિત્તમાં વાયુનો મેળાપ છે ૧. અથવા કફ થૂંકે-શરીર ભારે રહે-અરૂચિ હોય શરીરમાં શીત લાગે-ઉલટી હોય, અગ્નિ અને બળ જતું રહે-શરીરમાં ચેળ ચાલે-અને ઉંઘ ઘણી આવે, એ લક્ષણ થાય ત્યારે જાણજો કે અમ્લપિત્તમાં કફ મળ્યો છે.

**અમ્લપિત્તનાં સાધ્યાસાધ્ય લક્ષણ**–અમ્લપિત્તનો રોગ નવો ઊત્પન્ન થયો હોય તે તો સાધ્ય, એ ઉપાય કરવાથી જાય-અને એજ ઘણા દહાડાનો થાય તે જાપ્ય જાણજો-અને એજ ઘણા દહાડાનો હોય ને પથ્યમાં ચાલે નહીં તે અસાધ્ય જાણજો ૧.

---

# અમ્લપિત્ત રોગના ઉપાય.

અમ્લપિત્ત રોગ વાળાને પડોળ,લીમડાની છાલ,અરડુસો,આ સર્વ બરાબર લઇ એનો ઉકાળો કરી એથી ઉલટી કરાવીએ, તો અમ્લપિત્ત જાય ૧. અથવા મીંઢળ, મધ, સિંધવખાર, એથી ઓકારી કરાવે, તો અમ્લપિત્ત જાય ૨. અથવા જુલાબથી અમ્લપિત્ત જાય ૩. અથવા નસોતર, મધ, આમળાં એનો જુલાબ આપે, તો અમ્લપિત્ત જાય ૪, અથવા ઉર્ધ્વગામી અમ્લપિત્ત હોય તેને જુલાબ, ઓકારી કરાવે;અને અધોગામી અમ્લપિત્ત હોય તેને જુલાબ આપવો અથવા * જવની ધાણીનો અથવા ઘઉંની ધાણીનો અથવા ચોખાની ધાણીનો લોટ સાકરના

* જવ, ઘઉં, ચોખા, એની ધાણી લખી છે પણ અમોએ જે ગ્રંથોનું ભાષાંતર કર્યું છે તે-

સંયોગથી ખાય, તો અમ્લપિત્ત જાય ૬. અથવા જવ, અરડુસો. આંમળાં, તજ, તમાલપત્ર; ઇલાચી, એનો ઉકાળો કરી મધ નાખી પીએ, તો તત્કાળ અમ્લપિત્ત જાય ૭. અથવા ગળો, લીમડાની છાલ, પડોળ, એનો ઉકાળો કરી મધ નાખી પીએ, તો મહા ભયંકર પણ અમ્લપિત્ત જાય ૮. અથવા અરડુસો. ગળો, પિતપાપડો, કરીઆતુ. લીમડાની છાલ, જળભાંગરો, ત્રિફળા. કુલત્થ, એનો ઉકાળો કરી મધ નાખી આપે. તો અમ્લપિત્ત જાય ૯. ઇતિ दशांग§ क्वाथ

અથવા ભોજન કરી આંમળાંનો રસ પીએ, તો અમ્લપિત્ત, ઓકારી, અરૂચિ, દાહ, મોહ, આંખે અંધારાં, વ્રણ, મૂત્રના દોષને દૂર કરે છે. અને એજ બુઢાપાને દૂર કરી તરૂણ કરે છે ૧૦.

કુષ્માંડા વલેહ—પાકા કોહોળાને છોલી તેનાં બીજ ગર્ભ કાઢી કુટી તેનો રસ તોલા ૪૦૦ભાર લઈને પછી તોલા ૪૦૦ ભાર ગાયનું દૂધ, તોલા ૩૨ ભાર આંમળાં, તોલા ૩૨ ભાર શાકર, ગાયનું ઘી તોલા ૮ ભાર લઇ એ સઘળાંને મધુરી આંચથી પકવીને એની અવલેહ સરખી ચાસણી કરવી. પછી તોલા ૪ ભાર અથવા ટંક પા સવા પાંચ રોજ ખાય, તો અમ્લપિત્ત જાય ૧૧.

અથવા નાળીએરના ગર્ભને છોલી (ઘુંદો કરી) તેને પથ્થર ઉપર વાટી લેવું. પછી એ કોપરાથી ચોઘણી બંગાળી ખાંડ લઇ તેની ચાસણી કરવી, અને પેલા વાટેલા કોપરાનો ગાયના દૂધમાં પકવી માવો કરી એ માવો એ ચાસણીમાં નાખવો. પછી આ ઓસડો બારીક વાટી એ ચાસણીમાં નાખવાં—ધાણા, પીપળી મૂળ, તજ, તમાલપત્ર, નાગકેસર, ઇલાઇચી. એ સઘળાં ઓસડો ટંક એકેક લઇ મેળવી એનો એક જીવ કરી તોલા ૫ ભારની ગોળીઓ બાંધવી, અથવા ટંક ૫ ભારની ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ખાય,તો *અમ્લપિત્ત, રક્તપિત્ત, શૂળને દૂર કરે છે ૧૨.ઇતિ नाळियेर खंड. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા કાળી દરાખ તે ધોઇ તેના કળીઆ કાઢી તે બરાબર મોટી હરડેની છાલનું ચૂર્ણ મેળવી, એ બંનેની બરાબર શાકર મેળવી એની ટંક ૨ાા ભારની ગોળીઓ બાંધી ગોળી ૧ રોજ ખાય, તો અમ્લપિત્ત; હૈયાની, કંઠની દાહને; તરસ, મૂર્છા, ચકરી, મંદાગ્નિ, આમવાતને એ દૂર કરે છે ૧૩. ઇતિ द्राक्षादि गुटिका.

અથવા સુંઠ, કાળાં મરી, પીપેરો, ત્રિફળા, ઇલાયચી, નાગરમોથો, વાવડીંગ, તમાલપત્ર, એ બરાબર લઇ આ સઘળાંની બરાબર લવંગ લે, અને એ સર્વથી બમણું નસોતર લે, ને એ સઘળાં ઓસડોની બરાબર શાકર લઇ એનું ચૂર્ણ કરી ટંક ૨ ઠંડા પાણીમાં લે, તો અમ્લપિત્ત જાય ૧૪. ઇતિ अविपित्तक चूर्णम्.

ઇતિ અમ્લપિત્ત રોગની ઉત્પતિ, લક્ષણ. ઉપાય સંપૂર્ણ.

---

માં એનો સાતુ લખ્યો છે. પણ ગુજરાતમાં સાતુ થોડો પ્રસિદ્ધ છે માટે તેના નામ ફેરવ્યાં છે. પણ એ સાતુ તથા તે બનાવાની રીત દેશ પ્રસિદ્ધ છે.

§દશાંગ ક્વાથમાં જે આઠ ઓસડો લખ્યાં છે તેનું બારીક ચર્ણ કરી શીતળ પાણી લે, તો અમ્લપિત્ત જાય ૯. આ अम्ल पित्त चूर्ण છે, એવું હિંદિ અ૦ સા૦ માં લખ્યું છે. અને મા૦ અ૦ સા૦ માં ઉપર પ્રમાણે ઉકાળો છે માટે એ બેમાં કયુ ખરૂં તે વિદ્વાન સમજી લેશો.

* અમ્લપિત રોગ છે તે દુષ્ટ વ્યાધિ છે. એ રોગને વિદ્વાન વૈદ્યજ ઓળખે છે. કારણ એ રોગમાં ઘણી બારીકી છે. એ રોગના ઉપાય તો અનેક છે પરંતુ आर्द्रकावलेह લખ્યો છે તે ઉત્તમ ઔષધ છે. તેમજ કોહોળાનું ઔષધ પણ ઘણું ગુણ કારી છે, માટે પ્રસિદ્ધ છે.

# વિસર્પ રોગ

(ફોલ્લા અને ગાંઠો બળતરાની વિસર્પ રોગ)

**વિસર્પ રોગની ઉત્પતિ**-લૂણ ખટાઇ અને ગરમ વસ્તુઓના ખાવાથી વિસર્પ રોગ પેદા થાય છે. તે વિસર્પ રોગ ફેલાયા થકાં સાત પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨. કફનો ૩, સન્નિપાતનો ૪, વાયુપિ-તનો ૫, વાયુ કફનો ૬ કફ પિત્તનો ૭.

**વિસર્પ રોગનાં સામાન્ય લક્ષણ**-લૂણ, ખટાઇ, ગરમ વસ્તુઓને આદિ લઇ જે ઉપર લખી છે તેના ઘણા ખાવાથી વાયુ, પિત્ત, કફ કોપને પ્રાપ્ત થઇ શરીરનું લોહી માંસ વગેરે સાતે ધાતુઓને બગાડી શરીરમાં નાની મોટી ફોલ્લીયોના મંડળને ફેલાવી દે છે એ વાસ્તે વૈદ્ય એ રોગનું નામ વિસર્પ કહે છે.

**વાયુના વિસર્પનાં લક્ષણ**-શરીરમાં પોતાના કુપથ્યના કરવાથી વાયુ કોપને પ્રાપ્ત થઇ શરીરમાં કોઇ જગાએ નાની મોટી ફોલ્લિયો પેદા કરે ત્યારે ફોલ્લિયો શરીરમાં ફેલાઇ જાય ત્યારે તેમાં વાતજ્વરનાં સર્વ લક્ષણ મળે, અને તેમાં સોજો થઇ આવે. તથા તેમાં પીડા ઘણી થાય, તથા એ ફોલ્લિયો ફાટવા લાગી જાય, તથા તેમાં પાત્ર (ખરજવા) રોગ સરખી પીડા, ચેળ ઘણી થાય.

**પિત્તના વિસર્પ રોગનાં લક્ષણ**-આપના કુપથ્યથી પિત્ત કોપને પ્રાપ્ત થાય ત્યારે શરીરમાં નાની મોટી ફોલ્લિયો થાય, તે ફોલ્લિયો જલદી ફેલાઇ જાય ત્યારે તેમાં પિત્તજવરનાં સર્વ લક્ષણો મળે, અને એ ફોલ્લિયો જલદિ ઘણી ફેલાઈ જાય તથા ઘણી લાલ હોય ૨.

**કફના વિસર્પ રોગનાં લક્ષણ**-પોતાના કુપથ્ય કરવાથી કફ કોપને પ્રાપ્તિ થઇ શરીરમાં નાની મોટી ફોલ્લિયોને ફેલાવી દે. પછી તેમાં ચેળ ઘણી આવે. તથા એ ફોલ્લિયો ચિકણી થઇ તેમાં કફજવરનાં સર્વ લક્ષણો મળે ૩.

**સન્નિપાતના વિસર્પ રોગનાં લક્ષણ**-પોતાના કુપથ્યના કરવાથી સન્નિપાત કોપને પ્રાપ્તિ થઇ શરીરમાં નાની મોટી ફોલ્લિઓને પેદા કરી તત્કાળ શરીરમાં ફેલાવી દે, અને એ ફોલ્લિયોમાં (ઉપર) કહ્યાં તે સર્વ લક્ષણો થઇ જાય, અને સન્નિપાત જ્વરનાં પણ સર્વ લક્ષણો થઇ જાય ૪.

**વાયુ પિત્તના વિસર્પ રોગનાં લક્ષણ**-જેના શરીરમાં વાયુ પિત્ત આપના કુપથ્ય કરવાથી કોપને પ્રાપ્તિ થઇ શરીરમાં નાની મોટી ફોલ્લિયોને પેદા કરે, એ ફોલ્લિયો શરીરમાં ફેલાઇ જાય ત્યારે **અગ્નેય** નામે એ ફોલ્લિયોને કહિયે. અગ્નિ સરખું તેનું રૂપ હોય અને વાયુ પિત્ત જવરનાં જેમાં લક્ષણો મળે, તથા ઓકારી, મૂર્છા, અતિસાર, તરસ, ભ્રમ, એ પણ જેમાં હોય, તથા શરીરના હાડ તુટે-અંગમાં પીડા થાય-આંખે અંધારાં આવે-અરૂચિ હોય-સર્વ શરીરમાં અંગારાની માફક બળે-જે ઠેકાણે થાય તેને કાળું, લિલું, અથવા લાલ કરી નાંખે. મર્મ સ્થાનમાં ફેલાઇ જાય, તેનું અંગ ઘણી પીડાને પ્રાપ્તિ થાય સંજ્ઞા જતી રહે, ઉંઘ આવે નહીં સ્વાસ થઇ આવે, હિચકી થઇ જાય, આ વિસર્પ રોગ અસાધ્ય જાણિયે. શરીરમાં ચેન પડે નહીં.મન, દેહ, સર્વ બગડી જાય. શરીરનું જ્ઞાન જતું રહે. આ વિસર્પ રોગ અત્યંત અસાધ્ય છે

**વાયુ કફના વિસર્પ રોગનાં લક્ષણ**-વાયુ, કફ પોતાના કુપથ્ય કરવાથી કોપને પ્રાપ્તિ થઇ શરીરમાં નાની મોટી ફોલ્લિયોને પેદા કરી ફેલાવી દે, તે ફોલ્લિયેનો **ગ્રંથાખ્ય** નામ કહિરે; એ ગાંઠ સરખી થાય છે. અને કફે કકીને રોકાયો. થકો જે પવન તે કફને ઘણા પ્રકારે ભેદન કરે પછી ચામડી, માંસ, અને નસોમાં પ્રાપ્તિ થયું જે રૂધિર તેને તથા શીતને નાના, મોટા

ગોળ, ભારે ખરબચડા ગુમડાની ( ચકતાંની ) માળાને પેદા કરે, તેમાં ઘણીક પીળી, લાલ, તાવ સહિત થાય. અને સ્વાસ, ખાંસી, અતિસાર, મૂખશોષ, હિચકી, ઓકારી, ભ્રમ, મોહ, શરીરના રંગનું જુદાપણું. મૂર્છા, અંગમાં હાડ કળતર, મંદાગ્નિ; એ પણ જેમાં હોય ત્યારે જાણવું કે વાયુ કફનો વિસર્પ રોગ છે ૬.

**કફ પિત્તના વિસર્પ રોગનાં લક્ષણ**–કફ પિત્ત પોતાના કુપથ્યના કરવાથી કોપને પ્રાપ્તિથઇ શરીરમાં નાની મોટી ફોલ્લિયોને પેદા કરી ફેલાવી દે. આ ફોલ્લિયોને વૈદ્ય કર્દમ નામે મહાભયંકર વિસર્પ રોગ કહે છે. તેમાં આ લક્ષણો થાય- તાવ, શરીર સજ્જડ થઇ જાય, ઉંઘ આવે નહીં, તંદ્રા હોય, શરીરમાં પીડા હોય, અંગમાં હાડ કળતર, પ્રલાપ, ભ્રમ એ હોય. ભૂખ જતી રહે, હાડકે હાડકાં તુટે, તરસ હોય; શરીર ભારે રહે, આંમ પડે, ઇંદ્રીયો પાકી જાય, અંગે અંગમાં પીડા થાય. ફોલ્લિયો સર્વ શરીરમાં ફેલાઇ જાય; ઘણી લાલ, ચિકણી, કાળી, મેલી, સોજા સહિત ભારે હોય. મોડી પાકે ગંભીર જેવું પાકવું થઈ દાહ ઘણી થાય. પરૂ ઘણું નીકળે. કંપે. શરીરની નસો નિકળી રહે, અને જેમાં મૂંડા જેવી દૂર્ગંધ આવે. આ લક્ષણ હોય તેને કર્દમ નામે વિસર્પ રોગ કહિયે ૭.

**શસ્ત્રાદિકના ઘાવથી ઉપજ્યોજે વિસર્પ રોગ તેનાં લક્ષણ**–શસ્ત્રાદિકની ચોટ લાગવાથી કોપને પ્રાપ્તિ થયો જે વાયુ તે લોહી સમેત પિત્તને દુષ્ટ કરી કુલત્થના સરખી શરીરમાં ફોલ્લિયોને પેદા કરે; જે પછી એ ફોલ્લિયોના ફોલ્લા થઇ જાય. તથા તેમાં સોજો અને તાવ હોય. લોહી કાળું હોય ૮.

**વિસર્પ રોગના ઉપદ્રવ**–તાવ, અતિસાર, ઓકારી, તરસ, માંસ વિખરાઇ જાય. બુદ્ધિ ઠેકાણે રહે નહીં. અરૂચિ હોય-અન્ન પચે નહીં. આ એના ઉપદ્રવ છે.

**વિસર્પ રોગનાં સાધ્યાસાધ્ય લક્ષણ**–વાયુ, પિત્ત, કફના જૂદા જે વિસર્પ, તથા અગ્નિથી ઉપજયા જે વિસર્પ, તથા મર્મસ્થાનમાં ઉપજયા જે વિસર્પ, તે અસાધ્ય જાણીએ.

---

## વિસર્પ રોગના ઉપાય.

જુલાબ, ઉલટી, ઓસડોનાં સેવન તથા લેપ, રૂધિર કઢાવવુ. એ સઘળા ઉપાય વિસર્પ રોગને સારા છે ૧.

**વાયુના વિસર્પ રોગના ઉપાય**–રાસ્ણા, કમળકાકડી; દેવદારૂ, રકતચંદન, મહુડાં, ખરેંટી, એને બરાબર લીધા પછી દૂધ યા ઘીમાં બારીક વાટી લેપ કરે. તો વાયુનો વિસર્પ રોગ જાય ૨.

**પિત્તના વિસર્પ રોગના ઉપાય**-કિસોરાં, સિંગોડાં, કમળકાકડી, પાણીનો સેવાર, રકતચંદન, એને બારીકવાટી ધોયેલા ઘીથી યા શીતળ પાણીથી લગાવે, તો વિસર્પ રોગ જાય ૩.

***કફના વિસર્પ રોગના ઉપાય**–ત્રિફળા, કમળકાકડી, ખસ, લજામણી, કરેણાનું મૂળ, પો

---

* વિસર્પ રોગ પ્રસિદ્ધ છે. એ ઘણો દુષ્ટ રોગ છે. ત્રિદોષ યુકત અસાધ્ય છે જે વાસ્તે ત્રિફળાદિ લેપ લખ્યો છે તે શ્રેષ્ટ છે. ત્રિફળાનુ પ્રમાણ તો એવું છે કે હરડાં, બેહેડાં, આમળાં સંભાગ લેવાં. અને કોઇક વૈદ્ય સંપ્રદાયમાં એક હરડૂ, બે બેહેડાં, ચાર આમળાં એજ પ્રમાણ છે. અને વિસર્પ રોગને લૌકિકમાં ખરજવું કહે છે.

ણી સરકડનું મૂળ, જવાસો, એને પાણીમાં બારીક વાટી લેપ કરે. તો કફનો વિસર્પ જાય ૪ દશાંગ લેપ-તગર, સિરસનું મૂળ, જેઠીમધ, રકતચંદન, ઈલાયચી, છડછડીલો, અને હળદર, ઉપલેટ, નેત્રવાળો, એને પાણીમાં બારીક વાટી ગાયનું ઘી નાખી લેપ કરે, તો સર્વ પ્રકારના વિસર્પ રોગ જાય ૫. અથવા કરીઆતુ, અરડુસો, કડુ, પડોળ, ત્રિફળા, રકતચંદન, લીમડાની છાલ. એ સર્વે બરાબર લઈ એને જવારે ખાંડીને ટંક ૨ નો ઉકાળો કરી આપે, તો વિસર્પ રોગ, દાહ, તાવ, સોજો, ચેળ, ફોલ્લા, ઓકારી, એટલા રોગોને આ ઉકાળો દૂર કરે છે ૬. અથવા કાચકી, સતોન્યાની છાલ, કરિહારીનું મૂળ, થોરનું દૂધ, આકડાનું દૂધ, ચિત્રક, જળભાંગરો. હળદર, વચ્છનાગ, આ સર્વે બરાબર તોલા ચાર ભાર લે; અને ગાયનુ મૂત શેર ૨ લે, પાણી શેર ૨ લે, તલનું તેલ શેર ૧ લીધા પછી એને એકઠાં કરી એની નીચે મધુરી આંચ દેતાં જયારે સર્વે રસ બળી જાય ને તેલ માત્ર રહી જાય ત્યારે એનું મર્દન કરે,તો વિસર્પ, ફોલ્લા, વીંચી (ચીરાડો), એને આ તેલ દૂર કરે છે ૭. આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા વડની જટા, નાગરમોથો, કેળનો વચલો ગર્ભ એને ધોયલા ઘીમાં લેપ કરે, તો વિસર્પ રોગ અને ગાંઠ દૂર થાય ૮. અથવા સિરસની છાલને ૧૦૦ સો વારના ધોએલા ઘીની સાથે બારીક વાટી લેપ કરે. તો વિસર્પ અને ગાંઠ, એને દૂર કરે છે ૯. અને કોઢ, ફોલ્લા, શીતળા, એ સર્વે જળોના લગાવાથી નિશ્ચય જાય ૧૦. એ સર્વે ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

ઇતિ વિસર્પ રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

## સ્નાયુ એટલે વાળો.

*સ્નાયુ રોગ એટલે વાળાના રોગની ઉત્પતિ-નઠારા પાણીના પીવાથી તથા નઠારા અન્નના ખાવાથી કોપને પ્રાપ્ત થયો જે વાયુ તે હાથ પગને વિષે ફફોલાને અથવા સોજાને કરે છે. પછી તે ફફોલાનો એ વાયુ ફફોલાને ફોડીને ફફોલાની જગાએ પ્રાપ્ત થયું તેજ પિત્ત છે તે નસોને સુકવી તાંતણાના સરખા દોરાને, પેલો કુપિત થયો વાયુ કરે છે-તે તાંતણા સરખો દોરો છાશ સાતુનો (શેકેલા જવ કે ઘઉં વગેરેનો લોટ) પેદા કરી બાંધવાથી આસ્તે આસ્તે બહાર નિકળી પડે-અને એ તુટી જાય, તો કોપને પ્રાપ્તો થાય, ને બહાર નિકળી આવે તો એ જતો રહીને એજ બીજા અંગમાં થઇ જાય. અથવા હાથમાં અથવા પગમાં કાંઇ કારણથી તુટી જાય તો મા

*વાળાના રોગ વિષે અંગરેજી દાકતરોનો એવો મત છે કે-તલાવનાં અને બીજાં ખરાબ બધ પાણીમાં નહાના જાનાવરો પેદા થાય છે અને જ્યારે એવું પાણી અંગને લાગે છે ત્યારે ચામડીમાં આ જાનવરો પ્રવેશ થાય છે અને ચામડીની હેઠળ તે મોટા થાય છે-એટલા માટે ઘાટ ઉપરનાં અને બીજા દેશોમાં જ્યાં સારૂ સાફ તાજું પાણી મળતું નથી ત્યાં આ રોગ વધારે ફેલાયલો હોય છે. ગદૂલું પાણી પીધાથી આ રોગ થાય છે એવો કેટલાક દાકતરો શક લઇ જાય છે, પણ હજુ એ વિષે ખાતરીથી જણાયું નથી.

એક ઠેકાણેથી વાળો સારો થયા પછી બીજી જગામાં નીકળે છે. અને એ રીતે પાંચ સાત ઠેકાણે વારા ફરતી નિકળ્યા કરે છે-વાળો ઘણું કરીને પગની ચામડી નીચે ઘણીવાર થાય છે; કેટલીક વેળા હાથ ઉપર નિકળે છે અને પેટ તથા છાતી વગેરે બીજા ભાગોમાં પણ જણાય છે.

વાળાનો ફોલ્લો અથવા ગડ થવા માંડે કે તેના ઉપર પોટીસ દર ૩ યા ૪ કલાકે બાંધવી, જેથી ગડ ફૂટી જશે અને પરૂ તથા વાળાનો છેડો બહાર નિકળશે. અને જ્યા સુધી વાળાના ગડમાં દુખાવો હોય ત્યાં સુધી પોટીસ બાંધી રાખવી

ણુસને ખોડો કરી દે. આ જેમાં લક્ષણ હોય તેને વાળાનો રોગ કહિયે ૧.

## વાળાના ઊપાય.

ટંક ૫ હીંગને શીતળ પાણીણું દિન ૩ ખાય, તો વાળાનો રોગ કદી થાય નહીં ૧. અથવા ગાયનું ઘી ૦ા પા શેર નિત્ય દિન ૩ પીએ, તો વાળાનો રોગ જાય ૨. અથવા નિર્ગુડીનો રસ દિન ૩ તોલા ૮ ભાર નિત્ય પીએ, તો વાળાનો રોગ જાય ૩. અથવા કલોંજીનું મૂળ શીતળ પાણીમાં દિન ૭ પીએ તો વાળાનો રોગ જાય ૪. અથવા એરંડાના મૂળનો રસ ગાયના ઘીમાં દિન ૭ સુધી પીએ, તો વાળાનો રોગ જાય ૫. અથવા અતિવિખની કળી, નાગરમોથો, ભારંગ, સુંઠ, પીપેરો, બેહેડાંની છાલ, એ સર્વે બરાબર લઇ એને ઝીણું વાટી ટંક ૨ રોજ દિન ૭ ગરમ પાણીમાં પીએ, તો વાળો જાય ૬. અથવા સરગવાનું મૂળ, અને પાન, એને કાંજીના પાણીમાં વાટી સિંધવખાર મેળવવા પછી એને વાળા ઉપર બાંધે, તો વાળો જાય ૭. અથવા કાંટા વાળી જાલીના મૂળને પાણીમાં વાટી વાળા ઉપર દિન ૭ બાંધે, તો નિશ્ચય વાળો જાય ૮. એ સર્વે ઉપાય ભાવપ્રકાશમાં છે.

અથવા કોષ્ટ, સુંઠ, સરગવાનું મૂળ, એને પાણીમાં બારીક વાટી વાળા ઉપર લેપ કરે અથવા એ ઓસડોને પીએ, તો વાળો જાય ૯. અથવા ધંતૂરાના પાંદડાં તેલ લગાવી વાળા ઉપર બાંધે, તો વાળો જાય ૧૦. અથવા બાવળના બીજને કાંજીમાં સીજવી વાળા ઉપર બાંધે, તો વાળો જાય ૧૧. અથવા વાળાના મંત્રથી વાળો જાય તે મંત્ર લખીએ છીએ: मंत्र. विरुपनाथ वामन के पूत, सूत काटि किये बहूत; पाके फूटे पीड़ा करे, विरुपनाथकि आज्ञा फूरे. આ મંત્રથી વાળા ઉપર ગોળને ૭ વાર મંતી વાળા વાળાને ખવરાવે, તો વાળો જાય ૧૨. એ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

અથવા કબૂતરની હગારની મધમાં ગોળી કરી દિન ૭ ગળાવી દે, તો વાળો કદી પણ નિસરે નહીં ૧૩. આ વૈદ્ય રહસ્યમાં લખ્યો છે.

અથવા મધમાં સાજીખાર વાટી લેપ કરે, તો વાળો જાય ૧૪. ઇતિ વાળાના રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપુર્ણ.

---

## વિસ્ફોટક રોગ.

(વિસ્ફોટક રોગ ફોલ્લીનાની ઊત્પતિ, લક્ષણ, ઉપાય.)

**વિસ્ફોટક રોગની ઉત્પતિ**–કડવી વસ્તુઓ તથા ખટાશ, તીખી, ગરમ વસ્તુ; લૂખી, ખાટી વસ્તુઓના ખાવાથી; અજીર્ણના રહેવાથી; ભોજન ઉપર ભોજન કરવાથી, તડકામાં રહેવાથી; શીત, ઉષ્ણ, વર્ષા ઋતુ એ જ્યાં બહુ હોય અથવા નહીં હોય, અથવા એના વિપરીત પણાથી કોપને પ્રાપ્ત થયા જે વાયુ, પિત્ત, કફ, એ દોષોથી શરીરની ચામડીમાં પ્રાપ્ત થઇ શરીરના લોહી અને માંસ તથા હાડને દુષિત કરી પેહેલાં તાવને ઉપજાવી શરીરમાં ભયંકર ફોલ્લાને પેદા કરે છે. એને વિસ્ફોટક રોગ કહિયે ૧.

**વિસ્ફોટક રોગનાં લક્ષણ**-તાવ સહિત ફોલ્લામાં આગ સરખું બળે, એવા ફોલ્લા પાકે તો ફોલ્લા રક્ત પિત્તથી ઉપજ્યા છે. તે શરીરમાં સર્વત્ર હોય અથવા કંઇ હોય તેને વિસ્ફોટક કહિયે ૨.

વાયુના વિસ્ફોટકનાં લક્ષણ-માથામાં પીડા થાય ફોલ્લામાં પીડા ઘણી થાય તાવ તરસ,

હાડ કળીતર થાય-ફોલ્લાનો વર્ણ ધોળો થાય, એ વર્ણ કાળો હોય-એ લક્ષણ થાય તો વાયુનું વિસ્ફોટક જાણિયે ૧.

**પિત્તના વિસ્ફોટકનાં લક્ષણ**-તાવ. દાહ, ફોલ્લામાં પીડા હોય-જલદી ફુટે તથા પાકી આવે, રૂએ વહેલા-તરસ લાગે-ફોલ્લાનો પીળો લાલ રંગ હોય-એ લક્ષણ હોય તો પિત્તનો વિસ્ફોટક કહિયે ૨.

**કફના વિસ્ફોટકનાં લક્ષણ**-ઓકારી, અરૂચિ હોય-મોડા પાકે તેને કફનું વિસ્ફોટક કહિયે ૩.

**વાતપિત્તના વિસ્ફોટકનાં લક્ષણ**-ઘણી પીડા થાય-અને વાયુ પિત્તનાં લક્ષણો મળતાં હોય તેને વાતપિત્તનું વિસ્ફોટક જાણિયે ૪.

**વાયુ કફના વિસ્ફોટકનાં લક્ષણ**-શરીર ભારેહોય-ચેળ ચાલે તો વાયુકફનું વિસ્ફોટક જાણિયે ૫.

**પિત્ત કફના વિસ્ફોટકનાં લક્ષણ**-ખજુરી, દાહ, તાવ, ઓકારી હોય તો કફ પિત્તનું વિસ્ફોટક જાણજો ૬.

**સન્નિપાતના વિસ્ફોટકનાં લક્ષણ**-ફોલ્લીના વચમાં ખાડા હોય, અને કીનારે ઉંચા પણ હોય, તથા ફોલ્લા ઘાટા હોય, થોડા પાકે. ફોલ્લામાં બલતરા હોય, લાલાશ ઘણી હોય, તરસ, મોહ, મૂર્છા હોય-ફોલ્લામાં પીડા અને તાવ, પ્રલાપ હોય-શરીર કંપે-એ લક્ષણ હોય તેને સન્નિપાતનું વિસ્ફોટક કહિયે આ અસાધ્ય છે ૭.

**રૂધિરના વિસ્ફોટકનાં લક્ષણ**-જેમાં પિત્તના ફોલ્લાનાં સર્વે લક્ષણો હોય-ફોલ્લાનો રંગ ચણોઠીના રંગ જેવો હોય-રૂધિર નિકળે-દાહ હોય-આ રોગ ઉપાયોથી પણ મટે નહીં ૮.

**વિસ્ફોટકના ઉપદ્રવ**-તરસ, સ્વાસ, માંસનો સંકોચ, અને તેમાં દાહ હોય-હિચકી આવે-તાવ આવે-મર્મસ્થાનમાં ફોલ્લા ફેલાઇ જાય-એ એના ઉપદ્રવ છે ૯.

**વિસ્ફોટકનાં સાધ્યાસાધ્ય લક્ષણ**-એક દોષનાં વિસ્ફોટક સાધ્ય, બે દોષનાં કષ્ટ સાધ્ય, ત્રિદોષનાં અને જેમાં ઘણા ઉપદ્રવ હોય તે અસાધ્ય છે.

---

## વિસ્ફોટક રોગના ઉપાય.

વિસ્ફોટક રોગ વાળાને લાંઘણ તથા ઉલટી કરાવીએ, અને જુલાબ આપવો. અને પથ્ય ભોજનમાં પુરાણી શાળ, ચોખા, જવ, ઘઊં, મગ, મસૂર, તૂવેર, એ સારાં છે ૧. અથવા દશમૂળનો ઉકાળો, રાસ્ના, દારૂહળદર, ખસ, ભોરીંગણી, ગળો, ધાણા, નાગરમોથો, એનો ઉકાળો કરી આપે, તો વાયુનો વિસ્ફોટક જાય ૨. અથવા દરાખ, કુંભેર, ખારેકો, પડોળ. લીમડાની છાલ, અરડુસો, કડુ, ચોખાની ધાણી, જવાસો, એનો ઉકાળો કરી આપે, તો પિત્તનો વિસ્ફોટક રોગ જાય ૩. અથવા કરીઆતુ, વજ, અરડુસો, ત્રિફળા, ઇંદ્રજવ, કુડાની છાલ, પડોળ, એનો ઉકાળો કરી મધ મેળવી આપે, તો કફનો વિસ્ફોટક જાય ૪. અથવા કરીઆતું. કડુ લીમડાની છા

---

* ધંતૂરાનો રસ, નાગરવેલનો રસ, ચંબેલીનો રસ, ધોળી દરોનો રસ, મનસિલ, પારો, ગંધક, પ્રથમ પારા ગંધકની કાજળી કરી એમાં મનસિલ, પાંસોને તેમાં સરશીયું તેલ નાખી ખલ કરવો. પછી બાકીના ચારે રસ એમાં નાખી પહોર બે ખલ કરવો; પછી કાચના વાસણમાં અથવા ચીનાઇ વાસણમાં ઘાલી રાખવું. પછી એમાંથી લેપ કરે. તો અસાધ્ય પણ વિસર્પ જાય-વિસ્ફોટક જાય આ સાચી ઔષધિ છે-અને શ્રીધર મહારાજ કહે છે કે એ હમારી અજમાવેલી છે.

લ, જેઠીમધ, નાગરમોથો, પટોળ, પિત્તપાપડો, આમ, ત્રિફળા, કુડાની છાલ એનો ઉકાળો કરી આપે, તો સર્વ પ્રકારના વિસ્ફોટક જાય ૫. અથવા ચોખા, કુડાની છાલ, એને પાણીમાં બારીક વાટી ફોલ્લાની ઉપર લેપ કરે, તો વિસ્ફોટક જાય ૬. અથવા ગળો, પટોળ, કરીઆતુ, અરડુસો, લીમડાની છાલ, પિત્તપાપડો, ખેરસાર, એનો ઉકાળો કરી આપે, તો વિસ્ફોટક રોગનો તાવ જાય ૭, અથવા ચંદન, નાગકેસર, ગોરીસર, તાંદળજાની ભાજીનું મૂળ, સરસની છાલ, ચંબેલીનાં પાન, એને પાણીમાં બારીક વાટી ફોલ્લાની ઉપર લેપ કરે, તો વિસ્ફોટક જાય ૮. અથવા કમળકાકડી, રક્તચંદન, લોદર, ખસ, ગારીસર, એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો વિસ્ફોટક જાય ૯. અથવા છીયાપોતાની મીંજીને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો વિસ્ફોટક, કાખની બાબલી, ગળાની ગાંઠ, કાનની ગાંઠ, અને ફોલ્લા, ફોલ્લીઓ માત્રને આ લેપ દૂર કરે છે ૧૦. એ સર્વ ઉપાય બાલ પ્રકાશમાં છે.

અથવા **दशांग लेप, किशोर गूगळ** એથી પણ એ રોગ જાય છે ૧૧. ઇતિ વિસ્ફોટક રોગની ઉત્પત્તી, લક્ષણ, ઉપાય સંપૂર્ણ

---

# ફીરંગ રોગ.

(ફિરંગ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય, લખીએ છીએ)

**ફિરંગ રોગની ઉત્પતિ**–આ ફિરંગ રોગ ઉપદંશ વાયુનો ભેદ છે. તે ઘણી ગરમી વાળા સ્ત્રીઓનો સંગ કરવાથી અથવા એવીનો સંગ બીજા કોઇએ કર્યો હોય તે જ્યાં મૂતરે ત્યાં એ પણ મૂતરે અથવા તેનો કોઇ તરેહ ભોજનાદિકમાં સંગ કરે, તો વાયુ પોતાના કારણથી કોપને પ્રાપ્તિ થઇ આ રોગને પ્રગટ કરે. અથવા જે ક્ષીણ પુરૂષ હોય અને મૈથુન વારંવાર કરે ત્યારે અત્યંત ક્ષીણ પડે ત્યારે એને બંધેજ રહે નહીં, અને વાયુની નાના પ્રકારની શરીરમાં પીડા થાય ત્યારે એને વાયુ, પિત્ત, કફ એ સઘળા અત્યંત કોપને પ્રાપ્તિ થઇ એ આગંતુક નામે ફિરંગ વાયુને કરે. તે ફિરંગ વાયુ ત્રણ પ્રકારનો છે. શરીરની અંદર નસોમાં ધસી જાય ૧, શરીરની ચામડી ઉપર રહે ૨, અને માંહે બહાર પણ રહે ૩.

**શરીરની ચામડીની બહાર હોય તેનાં લક્ષણ**–લિંગેદ્રીના ઉપર ફોલ્લી, અને ફાટવા વગેરેનાં ચિન્હ હોય, તથા ત્યાં પીડા થોડી હોય તે તો સુખ સાધ્ય છે. એ ઉપાય કરેથી મટી જાય **૧.**

**શરીરની સંધિયોમાં તથા નસોમાં ધસિ ગયો હોય તેનાં લક્ષણ**–શરીરમાં કીડીએ ચટકા માર્યા હોય એવાં ચાઠાં પડી જાય. કેડના કંદોરાની જગા, જાંઘ, પીઠ, એમાં ઘણી પીડા તથા ત્યાં સોજો હોય તે કષ્ટ સાધ્ય છે ૨.

**શરીરની માંહે બહાર હોય તેનાં લક્ષણ**–એ સર્વ લક્ષણ કહ્યાં તે હોય, તથા ઘણા દિવસ સુધી રહે તે મહા કષ્ટ સાધ્ય છે ૩.

**ફિરંગ વાયુના ઉપદ્રવ**--શરીર ક્ષીણ પડી જાય–બળ જતું રહે--નાક ગળી જાય-- અગ્નિ મંદ થઇ જાય-લોહી, માંસ સૂકાઇ જાય–અને હાડ માત્ર આવી રહે–એ એ ॥ ઉપદ્રવો છે. એ સારા નહીં

# ફિરંગ વાયુના ઉપાય.

રસકપૂરના સાધવાથી આ ફિરંગ વાયુ નિશ્ચય જાય. તે રસકપૂરના સાધવાની તથા ખાવાની વિધિ લખીએ છીએ--રસકપૂર રતી ૪ લઇ તેને ઘઊંના આટામાં પાણીથી કસણી તેની વચ્ચે રસકપૂરને મેલી તેની ગોળી કરવી. પછી લવીંગને બારીક વાટી તેના ચૂર્ણમાં ઘઊંના આટાની ગોળી રસકપૂર સમેત લપેટવી. પછી એ ગોળીને દાંતે અડે નહીં એવી રીતે શીતળ પાણીથી ગળી જઈ તેના ઉપર કાથા ચુના વગર નાગરવેલનાં પાન ચાવવાં. એના ઉપર લૂણ, ખટાશ ખાય નહીં. ખેદ કરે નહીં. તડકામાં રહે નહીં, એવી તરેહ દિન ૩ કરે, તો ફિરંગ વાયુ જાય ૧.

**સંપ્રસારણ ગુટિકા**--પારો ટંક ૧, ખેરસાર ટંક ૧. અક્કલકરો ટંક ૨, મધ ટંક ૩ એ સર્વેને ખલમાં બારીક વાટી એક જીવ કરે. પછી એની ગોળીઓ ૭ કરી ગોળી ૧ રોજ પ્રભાતે શીતળ પાણીની સાથે લે, તો ફિરંગ વાયુ જાય. અને એના ઉપર લૂણ, ખટાશ ખાય નહીં ૨. અથવા પારો ટંક ૨, આમળસાર ગંધક ટંક ૨. ચોખા ટંક ૨. એ ત્રણેને ખલમાં બારીક વાટી કાજળી કરે. પછી એનાં ૭ પડીકાં કરી પડીકા ૧ ની નિત્ય ઇંદ્રીને ધૂણી દે, તો ફિરંગ વાયુ જાય ૩. ઇતિ **सूतकाद्यं लेप.**

અથવા પીળા ફૂલની ખરેંટીના પાનનો રસ ટંક ૧, પારો ટંક ૧, એ બંનેને બંને હાથમાં મસળવા ( તે એટલે સુધી કે ) પારો અને એ રસ હાથમાં જ્યાં સુધી દેખાય ત્યાં સુધી મસળ્યા કરે. પછી હાથને જરા પશીનો આવે ત્યાં સુધી તપાવવા. પછી એવી રીતે દિન ૭ કરે, તો ફરંગ વાયુ જાય. અને લૂણ, ખટાશ ખાય નહીં ૪. અથવા લીમડાનાં પાન ટંક ૮, હરડેની છાલ ટંક ૭, આમળાં ટંક ૭, હળદર ટંક ૧, પારો. એ સઘળાંને બારીક વાટી માસા ૪ શીતળ પાણીથી રોજ દિન ૭ લે, તો બહાર-ભિતરનો ફિરંગ વાયુ જાય ૫. અથવા ચોખી ચોપચીનીનું ચૂર્ણ માસા ૪ લઇ મધની સાથે દિન ૧૫ ચાટે, તો ફિરંગ વાયુ જાય. એના ઉપર લૂણ, ખટાઇ ખાય નહીં, અને લૂણ ખાય, તો સિંધવખાર ખાય ૬. અથવા પારો ટંક ૧ ને કાંટાશેરીઆના રસમાં ખલ કરે, પછી એમાં ગૂગળ ટંક ૫, અક્કલકરો ટંક ૫, ત્રિફળા ટંક ૫, એ સર્વેને બારીક વાટવાં, અને મધ ટંક ૫, ગાયના ઘી ટંક ૫ ને મેળવી એ ચૂર્ણને ટંક ૧ નિત્ય દિન ૧૧ સુધી ખાય તો. અથવા એનું મર્દન કરે, તો ફિરંગ વાયુ જાય. એના ઉપર લૂણ, ખટાશ ખાય નહીં ૭. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા જુલાબથી અથવા લોહીના કઢાવવાથી ફિરંગ વાયુ જાય ૮. અથવા પારો, હિંગળો, મોરથૂથુ, હિરાકશી, શોધ્યો આમળસાર ગંધક, એ સર્વ બરાબર લઇ એને ખલમાં બારીક વાટી એક જીવ કરી એને ભમરાવી દાબી દે. અથવા એનો લેપ કરે, તો * ફિરંગ વાયુ જાય ૯ ઇતિ **सूतकाद्यं लेप**

અથવા ૧૦૦ સો પાણીએ ધોએલા ઘીનો લેપ કરે. તો ફિરંગ વાયુ જાય ૧૦. અથવા મોર

* ફિરંગ રોગના અનેક ઉપાય કહ્યા છે પરંતુ બિલામાની ઓષધિ વિદ્વાન વૈદ્ય કનેથી લેવી. અથવા વૈદ્ય પોતાની ખાત્રી મુજબ સોધ્યા બિલામાનો ઉપચાર કરે, તો એ રોગ જાય. પરંતુ હમારા લખ્યાથી કોઇ પણ બિલામાં ખાસે નહીં, કારણ કે એ ઝેરી જણસ છે વાસ્તે વૈદ્યના હાથથી લેશે તો ઘણું સુખ થશે.

મૂચ, મીણ. એ બંનેને ઘીમાં પકવી એનો લેપ કરે. તો ફિરંગ વાયુ જાય ૧૧. અથવા કડવુ તેલ તોલા ૪ ભાર, મીણ ટંક ૫, કંપીલો, બેરજો, એ બંને તોલા ૧ ભાર લે. સિંદૂર ટંક ૨, સુરોખાર ટંક ૨, મૂરદાસીંગ ટંક ૨. આ સર્વેને બારીક વાટી પીતળના વાસણમાં મધુરી આંચથી પકવે. પછી પોતાના હાથથી મથી (ફીણી) ડાબલીમાં ભરી રાખે. પછી એની પટ્ટી લગાવે, તો ફિરંગના ફોલ્લા, (ગુમડાં) ઉપદંશ, ઘા, એને આ મલમ સારાં કરે છે ૧૨. ઇતિ **मलहर मलम.**

અથવા સિંદૂર નવટાંક, ગાયનું ઘી શેર ૧, એ બંનેને મથી શરીરે લેપ કર્યા પછી કોદરાના પરાળને શરીરે લપેટવું; એવી તરેહ દિન ૩ કરે, એના ઉપર ખીર ખાય, તો વ્રણ માત્ર, વિસ્ફોટક ફિરંગના ચકતાં (ગુમડાં), એ સર્વ સૂકાઈ જાય ૧૩. અથવા પારો અને સીસુ એ બરાબર લીધા પછી એ બંનેની ખલમાં કાજળી કરી ઘઊંનું થૂલું. કાચી આમલી, લીમડાનાં પાન, ઘરનો ધુમાસ. એ સર્વ બરાબર લઈ લીંબુના રસમાં ખલ કરે. પછી ટંક ૨ ભારની ગોળીઓ બાંધવી. પછી શરીરને લુગડાથી ઢાંકીને ગોળી ૧ ની દરરોજ ધૂણી લે. એવી રીતે દિન ૭ કરે, તો સર્વ પ્રકારના વિસ્ફોટક જાય. એ ઉપર દિન ૨૧ તથા ૧૪ ખીર ખાય ૧૪. અથવા ત્રિફળા, ખેરસાર. જાવંત્રી. એ સર્વ બરાબર લઇ એને પાણીમાં ઉકાળી મોઢાને ધૂવે, પછી ધૂણી લે, તો ફિરંગ વાયુ જાય ૧૫. અથવા કાળીજીરી, કોષ્ટ, એ બંને ત્રણ ત્રણ ટંક લેવાં. અને જૂનો ગોળ એથી ત્રણ ઘણો લઇ એને ખાંડી એની ૧૫ ગોળીઓ કરી ગોળી ૧ પ્રભાતે અને ગોળી ૧ સંધ્યા સમય ખાય, તો ફિરંગ વાયુ જાય. એના ઉપર ઘઊંની રોટલી યા રોટલો ઘી ચોપડી ખાય ૧૬. ઇતિ **फिरंग गजकेसरी रसः**

અથવા હિંગળો માસા ૬, ટંકણ ખાર માસા ૧૦, અક્કલકરો માસા ૧૦, મીણ માસા ૧૦, એને બારીક વાટી એની ગોળીઓ રતી ૧ પ્રમાણની કરી ગોળી ૧ ને બોરડીના કોયલામાં દિન ૭ ધૂણી દે, તો ફિરંગ વાયુ જાય ૧૭. અથવા સરગવાની છાલ, વડની છાલ, બેંણીની છાલ, લીમડાની છાલ, જળભાંગરો, ભોરીંગણી, કૃશ્નાની છાલ, એનો ઉકાળો કરી આપે, તો ફિરંગ વાયુ દિન ૭ માં જાય ૧૮. અથવા હિંગળો માસા ૪, મનશિલ માસા ૪, એને બારીક વાટી બોરડીનાં લાકડાંની અગ્નિમાં માસા ૨ ની નિર્વાતસ્થાનમાં લુગડું ઓરાઢી ધૂણી દે, તો ફિરંગ વાયુ જાય ૧૯. ઇતિ **हिंगुलादि धूम गूदा के दे.**

**રસકપૂરે મુખ આવ્યુ હોય તેના ઉપાય**–પીપળાની છાલ, ઉમૈડાની છાલ, પ્લક્ષ એટલે નહાનું બેહેડું તેની છાલ, વડની છાલ, વેત (નેતર) ની છાલ, એનો ઉકાળો કરી તેના કોગળા કરે, તો મોઢાનો સોજો દૂર થાય ૨૦. અથવા જીરૂ ટંક ૫. ખેરસાર ટંક ૨, એને પાણીમાં વાટી ચાંદાએ લગાવે, તો મુખપાક જાય ૨૧. ઇતિ ફિરંગ રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

---

## શીતળા.

---

(મસૂરિકા એટલે શીતળા માતા, ગોબરૂ, અછબડા, રોગની ઉત્પતિ લક્ષણ ઉપાય લખીએ છીએ)

**મસૂરિકાની ઉત્પત્તિ**–કડવી વસ્તુઓ, મીઠાની ખારી વસ્તુઓ, વિરૂદ્ધ વસ્તુઓના ખાવાથી. ભોજનના ઉપર ભોજન કરવાથી. ઘણા શાકાદિક તથા લુણ, શાક, માંસના ખાવાથી દુષ્ટ-પવ

નના સેવનથી. દુષ્ટ ગ્રહના આવવાથી. દેશોમાં શીતળાના ઊપદ્રવોથી. આ કારણોથી શરીરને વિષે રૂધિરને એ દોષો દુષ્ટ કરી મસૂરની આકૃતિએ ફોલ્લિયોને પેદા કરે છે. તે મસૂરિકા નામે રોગ ૧૪ પ્રકારનો છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, રૂધિરનો ૪, સન્નિપાતનો ૫, ચર્મજ ૬, રોમાંતિકા ૭, અને સાતે ધાતુગત. રસગત ૮, રક્તગત ૯, માંસગત ૧૦, મેદગત ૧૧, અસ્થિગત ૧૨, મજ્જાગત ૧૩, શુક્રગત ૧૪.

**વાયુની મસૂરિકાનાં લક્ષણ**–જેની ફોલ્લિયો કાળી તથા લૂખી હોય. પીડા ઘણી હોય. કરડી હોય, અને મોડી પાકે. આ લક્ષણ હોય, તો વાયુની મસૂરિકા જાણજો ૧.

**પિત્તની મસૂરિકાનાં લક્ષણ**–જેની ફોલ્લિયો લાલ, કાળી, પીળી, દાહ સહિત હોય, તથા ઘણી પીડા હોય. અને વેહેલી પાકે. આ લક્ષણ થાય, તો પિત્તની મસૂરિકા જાણજો ૨.

**રૂધિરની મસૂરિકાનાં લક્ષણ**–જેમાં અતિસાર, તથા તાવ ઘણો હોય.અને પિત્તની મસૂરિકાનાં પણ લક્ષણો હોય. એ જેમાં લક્ષણ હોય તેને રૂધિરની મસૂરિકા કહિયે ૩.

**કફની મસૂરિકાનાં લક્ષણો**-જેમાં ફોલ્લીયો સફેત અને ચિકણી મોટી હોય-તથા જેમાં ચેળ આવે-અને મંદ પીડા હોય, મોડી પાકે-આ લક્ષણ જેમાં હોય તેને કફની મસૂરિકા કહિયે ૪.

**સન્નિપાતની મસૂરિકાનાં લક્ષણ**–જેમાં ફોલ્લીયો ગળીને રંગે તથા ચપટી હોય, અને ફેલાઇ જાય, તથા વચમાં ખાડાવાળી હોય-પીડા ઘણી હોય–મોડી પાકે–પરૂ થઇ ગયું હોય-અને ઘણી હોય. આ લક્ષણ જેમાં હોય તેને સન્નિપાતની મસૂરિકા કહિયે ૫.

**રસમાં પ્રાપ્ત થઈ જે મસૂરીકા તેનાં લક્ષણ**-ચામડીમાં પ્રાપ્ત થઇ જે મસૂરિકા તે પાણીના પરપોટા સરખી હોય, અને એમાં સ્વલ્પ દોષ હોય, અને એ ફૂટે ત્યારે તેમાંથી પાણી નિકળે ૬.

**રૂધિરમાં પ્રાપ્ત થઈ જે મસૂરિકા તેનાં લક્ષણ**–એ ફોલ્લીયોનો આકાર લાલ હોય--અને તત્કાળ પાકે-ચામડીમાં થઇ જાય--અને એ અતિ દુષ્ટ થઇ સાધ્ય છે નહીં–તથા એજ ફાટી જઇ લોહિને વેહેવડાવે છે ૭.

**માંસમાં પ્રાપ્ત થઈ મસૂરિકાનાં લક્ષણ**–એ ફોલ્લીયો કઠોર અને ચિકણી હોય-મોડી પાકે ચામડીમાં થઇ જાય-ગાત્રમાં શૂળ ચાલે, તથા ખજૂરી હોય-મૂર્છા, દાહ, તરસ, એ હોય ૮.

**મેદમાં પ્રાપ્ત થઈ મસૂરિકાનાં લક્ષણ**-એ ફોલ્લીયો મંડળ (કુંડાળા) ને આકાર તથા કોમળ તથા કંઇક ઉંચી હોય; અને તેમાં ભયંકર તાવ હોય-એ ફોલ્લીઓ મોટી અને ચિકણી, શૂળ સહિત હોય-અને જેમાં મોહ, અપ્રીતિ, તાપ હોય. તો એમાં કોઇકજ માણસ જીવે ૯.

**હાડ, મીંજીમાં પ્રાપ્ત થઈ મસૂરિકાનાં લક્ષણ**-એ ફોલ્લીયો નાની અને શરીર સરખા રંગની લુખી, ચપટી. કંઇએક ઉંચી હોય, અને તેમાં મોહ હોય,પીડા ને અપ્રીતિ ઘણી હોય ૧૦.

**શૂક્રમાં પ્રાપ્ત થઈ મસૂરિકાનાં લક્ષણ**–એ ફોલ્લીયો ઠેઠ સુધી પ્રથમથીજ પાકેલા જેવી દેખાય, અને ચિકણી હોય–જેમાં ઘણી પીડા અપ્રીતી, મોહ, દાહ, ઉન્માદ, એ પણ હોય. એવાં લક્ષણ હોય તો જીવે નહી ૧૧.

**ચર્મમાં ઉપજી મસૂરિકાનાં લક્ષણ**–ચર્મમાં ઉપજી જે મસૂરિકા તે કંઠને રોકીને અરૂચિ, તંદ્રા, પ્રલાપ, અને અપ્રીતિને કરે છે. આ ઘણા ઉપાય કરવાથી સારી થાય છે ૧૨.

**રોમાંતિકા એટલે રોમ રોમમાં** પ્રાપ્ત થઈ મસૂરિકાનાં લક્ષણ—પ્રથમ તાવ થયા પછી રોમ રોમમાં કફ પિત્તથી ફોલ્લિયો થાય જે કાંઇ એક ઊંચી હોય, તથા તેમાં ખાંશી, અ

ફુંચે હોય, તો રોમાંતિકા કહિયે ૧૩.

**મસુરિકાનાં સાધ્ય લક્ષણ**-ચામડીમાં, રક્તમાં મસુરિકા હોય, અને પિત્તથી ઉપજી હોય; અ થવા કફથી ઉપજી હોય; અથવા કફ પિત્તથી ઉપજી હોય તે તો સાધ્ય જાણિયે. અને એ વ ગર ઉપાયથીજ મટેછે.

***મસુરિકાનાં અસાધ્ય લક્ષણ**-જે મસુરિકા સન્નિપાતથી ઉપજી હોય, તથા તેનો પરવાળા

*મસુરિકા નામે જે રોગ છે તે શીતળાનો**ભેદ છે. એ શીતળાનો રોગ માતાના ઉદરનું કારણ છે. એ રોગ કઠણ છે જેથી ઘણા બાળક મરી જાય છે, તથા ઘણા કાંણા અને આંધળાં થઇજાયછે. એરોગનીઅધિષ્ઠાતાદેવીશીતળા છેએવું આપણાલોકોમાનેછે પરંતુએક દાક્તર જેનર નામે વિદ્વાને એ શીતળાનો ઉપાય ઘણો શ્રેષ્ટ સોધી કાઢયો છે જેથી ઘણું કરી કોઇ બાળક પીડા પામતું નથી. એ શુગમ ઉપાય કોને, અને કયારે, કેવી રીતે શોધી કાઢયો તેની કેટલીક જાણવા જોગ હકીકત નીચે આપીએ છીએ જેથી આપણા લોકો અચંબો પામશે.

અગર જો ગઉ શીતળા પેહેલે શોધી કેમ કાઢયા તેની આપણે તજવીજ કરીએ તો તે ગઉ શીતળાના ફાયદાની સાબેતી આપવાને બસ થશે એડવરડ દાક્તર જેનર. જેણે શીતળાના ભૂડા અને નાશ કારક મરજનો આ મોટો ફતે ભરેલો ઉપાય પ્રસિદ્ધ કીધો તેને ઇ૦ વી૦ ૧૭૭૫ માં એવું માલમ પડયું કે વિલાયતના "ग्लोसेसटरशाअर" નામના એક ભાગમાં વસનારા ગવળીઓ એટલે ભરવાડોને બીલકુલ શીતળાનો રોગ થતો નહોતો. અને તેની તજવીજ ચલાવી ત્યારે તેની ખાત્રી થઇ કે ગાયોને દોહતાં તેના સ્તનનાં સહીઓડ ભરવાડોની ચામડીને લાગ્યાથી તેઓના હાથ પાકી જતા હતા, અને તેના ઉપર સહીએડ જેવા દાણા ફુટતા હતા અને તેથી તેઓને શીતળા ન આવતા હતા. અગર જો ગાયના શીતળા હાવી રીતે બચાવ નહીં કરતા હોત તો એ સઘળા ભરવાડોને શીતળા આવ્યા વિના રહેત નહીં, કારણ કે તે ગામમાં બીજો ધંધો કરનારા સઘળા લોકોને એ ભૂંડો મરજ છોડતો નહોતો એવી રીતે અનુમાન કરતાં કરતાં ઇ૦ વી ૧૭૯૬ માં એ પરોપકારી દાકતર એડવરડ જેનરે નક્કી કરી એવો ઉપાય સોધી કાઢયો કે જેથી શીતળાનો બુરો મરજ શરીર ઉપર લાગુ પડી શકે નહીં. તેણે એવું સાબિત કીધું કે ગાયના સ્તન ઉપર શીતળાના જેવા દાંણા ફુટી નિકળે છે તેમાંનો ચેપ માણસની ચામડીમાં પ્રવેશ કર્યાથી તે જગા ઉપર દાણા ફુટી નિકળે છે, અને પછી શીતળા નિકળતા નથી. એ રીતે ગાયનાં સ્તન ઉપરના દાણાનો ચેપ નસ્તરની અણીથી ઘણું કરીને હાથની બાજુની ચામડીમાં ૩-૪ ઠેકાણે દાખલ કરવામાં આવે છે, અને તેની અસરથી ત્યાં જે દાણા ફુટી નિકળે છે તેને "ગઉ શીતળા" કહે છે. તે ગઉશીતળાના દાણાનો ચેપ બીજા માણસની ચામડીમાં પ્રવેશ કીધાથી તેને પણ એવા દાણા ફુટી નિકળે છે. અને શીતળાનો અટકાવ થાય છે.

**ગઉ શીતળા કાઢવાનો વખત**-છોકરું બે મહીનાનું થયા પછી જેમ જલદીથી ગઉ શીતળા કઢાવામાં આવે તેમ વધારે સારૂં.બાળક છ મહીનાનું થયા પછી તેને દાંત ફુટવાની વેદના થાય તેથી માંદુ પડે છે. ત્યારે ગઉ શીતળા મૂકાવી શકાતાં નથી, માટે દાંત ફુટવાના વખતની આગમચથી ગઉ શીતળા મેલાવવા. જો બાળકને ખસ અથવા કહોવાટ થયો હોય-અથવા તેને તાવ આવતો હોય યા બીજી બીમારી હોય તો તે મરજને સારા થયા પછી ગઉ શીતળા મૂકાવવા પણ શીતળાનો રોગ ગામમાં ફેલાતો હોય ત્યારે બને તેમ જલદિથી આ શૂભ ઉપાયનો લાભ લેવો, અને બાળકને મોટું થવાની રાહ જોવી નહીં. હિંદુસ્તાનના તેમજ બીજા દેશોના લોકો ગઉ શીતળા કઢાવાને ઘણી અડચણ લે છે, અને નામદાર ઇંગ્રેજ સરકાર તરફથી જે તેઓને પરોપકારી અને બેગરજ મદદ મળે છે તેનો ફાયદો તેઓ લેતા નથી અને કહે છે કે જેને શીતળા કઢાવ્યા હોય છે તેને પણ નિકળે છે ત્યારે શીતળા કઢાવ્યામાં શો ફાયદો છે? જેઓ એમ કહે છે તેઓએ ખાતરીથી જાણવું જોઈએ કે. તેની ખામીને લીધે નહીં પણ આપણી પોતાની ભૂલને લીધે થાય છે એ રીતે નીસફળ થવાના ૪ કારણો છે તેની મતલબ એ છે કે ચેપ સારો નહોતો તથા ચેપ ચામડીમાં બરાબર પ્રવેશ ન થવાથી તથા નઠારા દાણા ખોલતા છતાં ફરી ન

સરખો, અથવા જાંબુડાના સરખો, અથવા લોહીના સરખો, અથવા અળસીના ફુલના સરખો રંગ હોય, એના અનેક રંગ છે. એ મસૂરિકા અસાધ્ય છે. અને જેમાં એ લક્ષણ હોય તે પણ અસાધ્ય જાણિયે.

## મસૂરિકાના ઊપાય.

મસૂરિકાના પ્રારંભમાં (શીતળા નિકળવાની સરૂઆતમાં) સફેત ચંદનને પલાળી તેનો ધાસો લઈ દિન ૭ લેપ કરે, તો મસૂરિકા થોડી નિકળે ૧. અથવા મહુડાંનો રસ પીએ, તો મસૂરિકા થોડી નિકળે ૨.

**વાયુની મસૂરિકાના ઉપાય**-દશમૂળ, રાસ્ણા, આંમળાં, ખસ, ધમાશો, ગળો ધાણા, નાગરમોથો, એનો ઉકાળો કરી આપે. તો વાયુની મસૂરિકા સારી થાય ૩. અથવા મજીઠ, વડની કુંપળો, સરસની છાલ, ઉમરડાની છાલ. એનો ઘી મેળવી લેપ કરે, તો વાયુની મસૂરિક સારી થાય ૪. અથવા ગળો, મહુડાં, દરાખ, મૂર્વા, દાડમની છાલ, એનો ઉકાળો કરી ગોળ નાખી પીએ, તો વાયુની મસૂરિકા સારી થાય પાકે નહીં ૫. અથવા મસૂરિકામાં શાળના ચોખા, મગ, મસૂર, શાકર, એ ખાય. મીઠું (લૂણ) ખાવું નહીં ને ખાય તો થોડો સિંધવખાર ખાય ૬.

**પિત્તની મસૂરિકાના ઉપાય**-પટોળના મૂળનો ઉકાળો કરી પીએ. અથવા મહુડાંનો રસ પીએ, તો પિત્તની મસૂરિકા સારી થાય ૭. અથવા લીમડાની છાલ. પિત્તપાપડો. પાઢ. પટોળ, બંને ચંદન (ચંદન અને રતાંજળી), ખસ. કડુ, આંમળાં, અરડુસો, જવાસો, એનો ઉકાળો કરી શાકર નાખી પીએ, તો પિત્તની મસૂરિકા સારી થાય ૮.

**લોહીની મસુરિકાના ઉપાય**=એમાં લોહી કઢાવે તો લોહીની મસૂરિકા સારી થાય ૯.

**કફની મસૂરિકાના ઉપાય**-અરડુસો, કરીઆતુ, ત્રિફળા, જવાસો, પટોળ, લીમડાની છાલ, એનો ઉકાળો કરી મધ નાખી આપે, તો કફની મસૂરિકા જાય ૧૦.

**સર્વ મસૂરિકા માત્રના ઉપાય**-પાઢ, પટોળ. કડુ, બંને ચંદન, ખસ, આંમળાં, અરડુસો, જવાસો, એનો ઉકાળો કરી. શાકર નાખી આપે. તો સર્વ મસૂરિકા માત્ર સારી થાય ૧૧.

**મસૂરિકામાં કંઠમાં વ્રણ થઈ ગયા હોય તેના ઉપાય**-આંમળાં, મહુડાં, એનો ઉકાળો કરી મધ નાખી કોગળા કરે, તો કંઠના વ્રણ સારા થાય ૧૨.

**મસૂરિકામાં આંખો મીચાઈ ગઈ હોય તેના ઉપાય**-મહુડાંના પાણીથી આંડને શેક કરે, તો આંખો ઉઘડે ૧૩.

**મસૂરિકામાં આંખમાં વ્રણ થયા હોય તેના ઉપાય**-મહુડાં, ત્રિફળ. મૂર્વા. દારૂહળદર, કમળકાકડી, ખસ, લોદર, મજીઠ એનો લેપ કરે. તો આંખોના વ્રણ સારા થાય, ફરી એ જગાએ વ્રણ થાય નહીં ૧૪. અથવા વડની છાલ, ઉમૈડાની છાલ, પીપળાની છાલ, એનો આંખો ઉપર લેપ કરે, તો આંખો સારી થાય ૧૫. અથવા અડાયાં છાંણાંની રાખના લગાવાથી મસૂરિકા સારી થાય ૧૬. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

---

કઢાવાથી-તથા ગઉ શીતળાની કેટલાક વરસે અશર ઓછી થાય છે માટે દર ૭-૭ વરસે ન કઢાવાથી ફરી નીસરે છે. આ કારણથી એમ જણાય છે કે એ શુભ ઉપાયનો વાંક નથી માટે એ ઉપાય હાથમાંથી જવા દેવો નહીં. એવી અમો સર્વ લોકોને ખાતીથી ભલામણ કરીએ છીએ, અને તેમ કરશે તો તેને ઘણોજ ફાયદો થશે ને મનમાં વહેમ લાવી નહીં કઢાવે તો તેનાં પ્યારાં છોકરાંનો પ્રાણ પોતાને હાથે જોખમમાં નાંખે છે એમ જાણવું.

મસૂરિકાનો ભેદ શીતળા તેનું સ્વરૂપ-પ્રથમ કદી વિષમ. જ્વર ઘણો હોય, કદી થોડો, કદી શીત લાગે, કદી ગરમી, એનો પણ નિયમ રહે નહીં. પછી મસુરિકાને આકાર ફોલ્લિયો નિકળે, એ વડી થઇ જાય-તાવ આવ્યા પછી ત્રીજે દિવસથી સાત દિવસ સુધી નિકળ્યા કરે પછી ઢળે તેને શીતળા કહિયે. એ શીતળા સાત પ્રકારના છે.

## શીતળાના ઉપાય.

જો શીતળા પાક્યા હોય તો અડાયાં છાંણાંની રાખ નીચે પાથરવી ૧. અથવા લીમડાની ડાં ખળીથી માંખો ઉરાડવી ૨. એના તાવમાં શીતળ પાણી પાઇએ ૩. શીતળાને મનોહર શીતળ સ્થાનમાં સ્થાપીએ. પવિત્ર થઇ શીતળાનું પૂંજન કરીએ, અને શીતળામાં ઘણા ઓસડોના ઉ પાય કરવા નહીં ૪. અથવા શીતળ પાણીમાં હળદરને પીએ, તો તેને શીતળાના ફોલ્લા અ- ત્યંત કમ થાય ૫. અથવા કેળના પાણીથી ઘોળી સુખડને અથવા અરડુસાના રસમાં મહુડાંને અથવા મધની સાથે મહુડાંને જે પુરૂષ બાળકને શીતળા નિકળ્યા પહેલા પાય, તો તેને શીત ળાનો કોઈ વિકાર થાય નહીં ૬.

શીતળા વાળાની રક્ષા-જે ઘરમાં શીતળા વાળા રહે તે ઘરને બારણે લીમડાનાં પાંદડાં બાંધવાં-અથવા ચંદન, અરડુસો, નાગરમોથો, ગળો, દરાખ, એનો ઉકાળો કરી આપીએ, તો શીતળાનો તાવ જાય ૭. અથવા જપ, હોમ, દાન, બ્રાહ્મણ ભોજન, શિવ પાર્વતીનું પૂજન, શ્રદ્ધા થી કરાવવું ૮. અથવા શીતળાની આગળ શીતળા સ્તોત્ર પઢાઇએ તે સ્તોત્ર લખીએ છીએ.

स्कंद उवाच.

भगवन् देव देवेश शीतलायाः स्तवं शुभम् ;
वक्तुमर्हस्यशेषेण विस्फोटक भया पहम् . १

ईश्वर उवाच.

वंदेऽहं शीतलांदेवी सर्व रोग भया पहंम् ;
यामासाद्य निवर्त्तंत विसफोटक भयं महत् . २
शीतले शीतले चेति योब्रूयाद्दाहपीडितः ;
विस्फोटकभयं घोरं क्षिप्रं तस्य विनस्यति. ३
यस्त्वामुदक मध्येतु धृत्वा संपूजयेन्नरः ;
विस्कोटक भयं घोरं कुलेतस्य न जायते. ४
शीतलेतनुजान् रोगान् नृणां हरसिसु दुस्तरान्;
विस्फोटक विशीर्णानां त्वमेकाऽमृत वर्षिणी. ५
गलगंड ग्रहा रोगा येचीन्ये दारूणा नृणाम् ;
त्वद्नु ध्यान मात्रेण शीतले यांतिसंक्षयम् . ६
नमंत्रं नौषधं किंचित् पाप रोगस्य विद्यते ;
त्वमेकाशीतले धात्रि नान्यांपस्यामि देवतां. ७
मृणालतंतुसदृशिं नाभिहन्मध्य संस्थितां;
यो त्वां विचिन्तये द्देवि तस्य मृत्युर्नजायते. ८
श्रोतव्यं पठितव्यंयै नरैर्भक्तिसमन्विते;

उपसर्ग विनासार्थं परंस्वसत्ययनं महत्. ९
शीतलाष्टकमेतद्धि नदेयं यस्य कस्य चित्;
किंतुतस्मै प्रदातव्यं भक्ति श्रद्धा न्वित श्रय. १०
इति स्कंद पुराणे शितलाष्टकं सम्पूर्णम्.

## શીતળાના બીજા ભેદ.

વાયુ કફથી ઉપજે તેને કોદ્રવા કહિયે. કોદ્રી સરખો આકૃતિ થઇ વાયુ કફની પણ થઇ જાય એમાં અંગ અંગને વિષે ગરમી થઇ સર્વ શરીર ખરબચડાસુ થઇ જાય. એ સાત ૭ દિવસમાં અથવા ૧૨ દિવસમાં ઓસડ વિનાજ સારી થાય. એને લૌકિકમાં ઓદરી તથા ઓરી કહે છે. એમાં ગરમી ઘણી હોય. તથા શરીરમાં સરસવને આકાર પીળી પીળી ફોલ્લીયો થાય. એ સર્વ બાળકોને થાય છે. એ સર્વ શીતળાઓના ભેદ છે. ઇતિ મશૂરિકા એટલે શીતળા. ઓદરી, ઓરોની ઉત્પતિ લક્ષણ ઉપાય સંપૂર્ણમ્.

ઇતિ શ્રીમન્માહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે શીત પીત્ત, ઉદર્દ કોઢ, ઉત્કોઢ. અમ્લપિત્ત, વિસર્પ, પામા, * સ્નાયુ એટલે વાળો, વિસ્ફોટક. ફિરંગવાયુ. મસૂરિકા એટલે શીતળા. ઓદરી, ઓરી, એ સર્વ રોગોના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ ઉપાય નિરૂપણ નામ સપ્તદશસ્તરંગઃ ૧૭. સંપૂર્ણમ.

## તરંગ ૧૭ મું સમાપ્ત.

# તરંગ ૧૮ મું

## ક્ષુદ્રરોગ.

(ક્ષુદ્ર એટલે હલકા યા નાના રોગની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય લખીએ છીયે.)

**અજગલ્લિકા નામે ફોલ્લિનાં લક્ષણ**—એ ફોલ્લિ ચિકણી હોય. શરીરના રંગ જેવી હોય, જેમાં પીડા નહીં હોય, અને મગ પ્રમાણે હોય. એ કફ વાયુથી ઊપજે છે.

**યવપ્રચ્છા ફોલ્લિનાં લક્ષણ**—જવને આકાર હોય, અને કઠણ ગંઠીલી હોય, માંસમાં રહેતી હોય. આ વાયુ કફથી ઉપજે છે ૨.

**અંધાલજી ફોલ્લિનાં લક્ષણ**—આ ફોલ્લિ કઠણ તથા સીધી, અને ઊંચી ગોળાકાર હોય. પરૂ જેમાં થોડું હોય. એ કફ વાયુથી ઉપજે છે ૩.

* સ્નાયુ એટલે વાળો જેને નારૂ કહે છે. જેને દાકતર લોક પાણીની ઉત્પતિ કહે છે. આગળ એક અંગ્રેજ ઢીચણ સુધી પાણીમાં કોઇ તળાવમાં સિકાર કરવાને ધસ્યો જેને ઢીચણ હેઠે પચાસ વાળા પગમાં નિસર્યા. વાસ્તે કોઇક નઠારા ગંદા ઝાડની છાંયા તળે પાણી હોય છે તેમાં સ્નાન કરે, તો નારૂ થાય છે. એ રોમને માર્ગે બારીક જંતુ પ્રવેશ થાય છે માટે વાળો નિકળે છે એવો ઇંગ્રેજી દાકતરોનો મત છે.

**વિવૃતા નામે ફોલ્લિનાં લક્ષણ**–આ ફોલ્લિ ફાટેલા મોંઢાની હોય. જેમાં ઘણી બળતરા હોય. પાકા ઉમૈડાના ફળ સરખી હોય. મંડળની સહિત હોય ૪.

**કચ્છપિકા ફોલ્લિનાં લક્ષણ**–પાંચ અથવા છ ગાંઠી હોય તે ભયંકર હોય–કાચબા સરખી ઉંચી હોય–આ કફ વાયુથી ઉપજે છે ૫.

**વાલ્મિક ફોલ્લિનાં લક્ષણ**–ખાંધ, કાખ. હાથ, પગ, ગળું એ સ્થાનમાં કુપથ્ય કરવાથી પોલાણુ આકારે જે ગાંઠ થાય, પછી તે વધે, એનાં અનેક મૂખ હોય. તેનાં મૂખોમાંથી પરૂ નિસરે અને પીડા થાય, તથા તે ઊંચી હોય, અને વિસર્પ રોગની માફક ફેલાઇ જાય. એના ઉપાય છે નહીં ૬.

**ઇંદ્રવૃદ્ધ નામે ફોલ્લિનાં લક્ષણ**–કમળની વચ્ચે કર્ણિકામાં જે કમળ કાકડીનું ઘર છે તેના આકારે ફોલ્લિયો ચારે તરફ વાયુ પિત્તથી થાય તેને ઇન્દ્રવૃદ્ધ ફોલ્લી કહિયે ૭.

**ગર્દભિકા ફોલ્લિનાં લક્ષણ**–કુંડાળાને આકાર ગોળ હોય; તથા ઊંચી અને લાલ હોય, તથા તેમાં પીડા હોય– આ વાયુ પિતથી ઉપજે છે. એને ગર્દભિકા ફોલ્લિ કહિયે ૮.

**પાષાણગર્દભિકા ફોલ્લિનાં લક્ષણ**–આ ફોલ્લિ દાઢીની સંધિમાં સોજા સહિત યા સ્થિર કફ યુક્ત હોય-એમાં પીડા મંદ હોય તથા ચિકણી હોય તેને પાષાણ ગર્દભિકા ફોલ્લિ કહિયે ૯.

**પનસિકા ફોલ્લીનાં લક્ષણ**-કાનની વચમાં હોય, તેમાં પીડા ઘણી હોય, અને એ સ્થિર હોય-એ વાયુ કફથી થાય છે-એને પનસિકા ફોલ્લી કહિયે ૧૦.

**જાલગર્દભિકા ફોલ્લીનાં લક્ષણ**–જે સોજો પેહેલે થોડો હોય અને વિસર્પની માફક ફેલાઇ જાય અને એ પાકે નહીં ને દાહજવરને કરે છે-એ પિત્તથી ઉપજે છે-એને જાલગર્દભિકા ફોલ્લી કહે છે ૧૧.

**ઇરિ બેલ્લિકા ફોલ્લિનાં લક્ષણ**–જે મસ્તકમાં ગોળ ફોલ્લિ હોય, અને જેમાં તાવ સહિત પીડા ઘણી હોય-એ સન્નિપાતથી થાય છે-એને ઇરિબેલ્લિકા કહિયે ૧૨.

**કાખોલાઇ એટલે બગલની બામલીનાં લક્ષણ**–હાથના એક ભાગમાં, અથવા પસવાડાના એક ભાગમાં. અથવા ખાંધના એક ભાગમાં પિડા સહિત પિત્તના કોપથી કાળો ફોલ્લો થાય તેને કાખોલાઇ એટલે બામલી કહે છે-અને કોઇ એક અસ્ત્રાના દોષથી કાખમાં ફોલ્લા થાય તેને પણ કાખોલાઇ કહે છે ૧૩.

**અગ્નિ રોહિણી ફોલ્લીનાં લક્ષણ**–કાખના એક ભાગમાં જે માંસને વિદીર્ણ કરનારો ફોલ્લો ભયંકર હોય, અને એ ફોલ્લામાં બળતરા, તાવ પણ હોય તે જાણે એ ફોલ્લામાં અંગારા ભરી દાધા છે. તે ફોલ્લો સાત દિવસમાં તથા બાર દિવસમાં અથવા શોળ દિવસમાં માણસને મારી નાંખે છે. એને અગ્નિ રોહિણી કહિયે-એ સન્નિપાતથી ઉપજે છે. આ અસાધ્ય છે ૧૪.

**ચિપ્પ નામે ફોલ્લીનાં લક્ષણ**-વાયુ, પિત્ત નખના માંસમાં રહી કરીને બળતરાને તથા પાકને કરે છે ત્યારે આ ચિપ્પ નામે ફોલ્લી પેદા થાય છે ૧૫.

**કુનખ રોગ જેનાં નખ જતા રહયા હોય તેનાં લક્ષણ**–વાયુ. પિત્ત, કફ, એ થોડા કોપને પ્રાપ્ત થાય ત્યારે પુરૂષને કુનખ રોગને કરે (તે નખ રૂક્ષ અને કાળાશ વર્ણે ખરબચડા થાય)૧૬.

**અનુશયી ફોલ્લીનાં લક્ષણ**–આ ફોલ્લી ગંભીર હોય-જેનો આરંભ અલ્પ હોય, શરીરના વર્ણ સરખી પગના ઉપર હોય, કોપને પ્રાપ્ત હોય-જેમાં એ લક્ષણ હોય તેને અનુશયી ફોલ્લી

કહિયે ૧૭.

**વિદારિકા ફ્રોલ્લીનાં લક્ષણો**–આ ફોલ્લી ભોય કોહળા ના સમાન ગોળ ગાંઠ થઇ કાખની સંધિમાં અથવા જાંગની સંધિમાં સન્નિપાતથી ઊપજી હોય તેને વિદારિકા ફોલ્લી કહિયે ૧૮.

**શર્કરા નામે ફોલ્લીનાં લક્ષણ**–કફ, મેદ, વાયુ છે તે માંસ અને નસોમાં પ્રાપ્ત થઇ ગાંઠને (કરે છે તે પાકીને ફાટવાથી) મધ અથવા ઘી અથવા વસા (ચરબી) ને સમાન (પરૂ) પેદા કરે છે. અને પછી એ ગાંઠ વધી તો તે થકી મેલા લોહીને ચલાવે છે, ને શરીરના માંસને સૂકવી દે છે-તેને શર્કરા ફોલ્લી કહિયે ૧૯.

**શર્કરાર્બુદ ફોલ્લીનાં લક્ષણ**–એ દુષ્ટ ગાંઠ થાય તેમાં નાના પ્રકારના રંગનો ચેપ ઘણો નિકળ્યા કરે ને તેની નસો લોહીને ઘણું શ્રવ્યાજ કરે તેને શર્કરાર્બુદ કહિયે ૨૦.

**વ્યાઉ એટલે પગની વહીઓનાં લક્ષણ**–જેના પગ ઘણા લૂખા હોય ને ફર્યા કરે તેની પગતળીમાં વાયુ છે તે વ્યાઉને કરે છે "જેને પગનું ફાટવું કહે છે" **૨૧.**

**કદર ફ્રોલ્લીનાં લક્ષણ**–પગમાં અથવા હાથમાં કાંકરી પેઠી હોય અથવા કાંટો ભોકાયો હોય તેણે કરીને બોર જેવી ઉંચી ગાંઠ થઇ જાય તેને કદર ફોલ્લી કહિયે ૨૨.

**ખારવાનાં લક્ષણ**–નઠારા કાદવનાં સ્પર્શ કરવાથી પગનાં આંગળાં નીચે ચેળ આવે, અને એ જગાએ બળતરા તથા પીડા થઇ આવે, તેને ખારવો એટલે કહો કહિયે ૨૩.

**ઇન્દ્ર લુપ્ત એટલે લૌકિકમાં ઉંદરી લાગી કહે છે તેનાં લક્ષણ**–રોમ રોમમાં રહેતું જે પિત્ત તે વાયુ કફે કરીને વધેલા વાળને દૂર કરે છે. પછી લોહી સહિત કફ છે તે વાળને ઉપજતાં બંધ કરી દે છે તેને ઇન્દ્ર લુપ્ત અથવા ચાંલ્લો (તાલ) કહીએ ૨૪.

**અરૂંષિકા એનો (ઉપલાનો) ભેદ છે તેનાં લક્ષણ**–કેશોની ભૂમીમાં ખજૂરી ઘણી ચાલે અને એ ભૂમિ કફ વાયુના કોપે કરીને લૂખી પડી જાય તેને દારૂણ કહિયે. અને કફ તથા લોહી મસ્તકમાં કોપને પ્રાપ્ત થાય ત્યારે મનુષ્યને અરૂંષિકા અટલે ખોટા પ્રગટ કરે છે ૨૫.

**યોબન અવસ્થામાં ધોળા વાળ થાય તેનાં લક્ષણ**–ક્રોધથી અથવા શોકથી શરીરની ગરમી માથામાં જાય ત્યારે પિત્ત વાળને ધોળા કરી દે છે ૨૬.

***લસણ એટલે લાખાનાં લક્ષણ**–કાળા તથા ચિકણા હોય, અને તેમાં પીડા નહીં હોય, ગોળ હોય. એ કફ લોહિથી ઉપજે છે. અને એ શરીરની સાથે પેદા થાયછે. એને લસણ કહિયે ૨૭.

**મસ્સાનાં લક્ષણ**–એમાં પીડા થાય નહીં. સ્થિર તથા કાળા હોય શરીરથી અડદ સમાન ઉંચા હોય. એ વાયુથી થાય છે. એને મસ્સા કહિયે ૨૮.

**તલનાં લક્ષણ**–કાળા અને તલને સમાન હોય, પીડા નહીં હોય, દેહની બરાબર હોય, એ વાયુ, (પિત્ત)કફના અધિક પણાથી થાય છે. અને ઘણા થાય છે તેને ‡તલ કહિયે ૨૯.

**ન્યચ્છનાં લક્ષણ**–વડો અથવા છોટો હોય. કાળો અથવા ધોળો હોય, ગોળ તથા પીડા રહી

---

*લસણ એટલે લાખુ અથવા પદમ.

‡લશણ નામે રોગ છે જે શરીર ઉપર કાળું ચાઠું હોય છે, અને કોઇ ગુગળા રંગનું પણ હોય છે- તે લોક પ્રસિદ્ધ છે જેને લૌકીકમાં શુભસ્તાનના અંગ ઉપર હોય તો શુભ કહે છે, અને અશુભમાં હોય તો અશુભ કહે છે. અને એવાજ રીતે તલને તથા મસાને શુભાશુભ કહે છે. પરંતુ એતો ચામડી ઉપરનો માત્ર રોગ છે. જે વાયુ, પિત્ત, કફાદિકથી થાય છે. અને બીજા તો ભ્રમ માત્ર છે.

ત હોય. તેને ન્યચ્છ કહિયે ૩૦.

લિંગ વર્ત્તિકાનાં લક્ષણ-લિંગેંદ્રીને મસળવાથી અથવા એને પીડવાથી અથવા ત્યાં ચોટ લાગવાથી, લિંગેંદ્રીને વિષે વાયુ છે તે ધુમતો થકો લિંગેંદ્રીની ચામડીને ઉથલાવી દઇને સોપારીની નીચે એક લાંબી પાંડા-સહિત ગાંઠને કરી દે. એ વાયુથી ઉપજે છે. તેને લિંગ વર્તિકા નામે રોગ કહિયે ૩૧.

અવપાટિકા રોગનાં લક્ષણ-જે સ્ત્રીની યોનિનું મૂખ ઘણુંજ સાંકડુ હોય તે સ્ત્રીની સાથે પુરૂષ સંગ કરવા જાય, તેને હર્ષથી અથવા પોતાના શરીરના બળથી ઘણો સંગ કરે ત્યારે તે પુરૂષની લિંગેંદ્રીની ચામડી ઉતરી જાય તેને અવપાટિકા નામે રોગ કહિયે ૩૨.

નિરૂદ્ધ પ્રકાશ રોગનાં લક્ષણ- લિંગેંદ્રીમાં વાયુ આવીને ધસે ત્યારે સોપારીની ચામડીમાં રહીને સોપારીની ચામડી સુજવાથી લિંગેંદ્રીને ઢાંકી મૂત્રના માર્ગને રોકી દે, અને ત્યાં વાયુથી મળી પીડા કરે ત્યારે તેને નિરૂદ્ધ પ્રકાશ નામે રોગ કહિયે ૩૩.

મણિ નામે રોગનાં લક્ષણ-નિરૂધ પ્રકાશ રોગના થયા પછી મૂત્રની ધાર ઝીણી તથા વિના પીડા ચાલે. અને તેના રસ્તાનું મોઢું ચોડુ થઇ જાય તેને મણિ નામે રોગ કહિયે ૩૪.

સન્નિરૂદ્ધ ગુદ રોગનાં લક્ષણ-જે પુરૂષ ઝાડાની બાધાના વેગને રોકે તેને ગુદાનાવડા માર્ગને વાયુ નાનો કરી દે, ત્યારે નાના માર્ગના પ્રભાવથી લૂખી વિષ્ટા વડા કષ્ટથી ઊતરે તેને સન્નિરૂદ્ધ ગુદરોગ કહિયે. આ ભયંકર છે ૩૫.

વ્રષણકચ્છ રોગનાં લક્ષણ-જે માણસ સ્નાન નહીં કરતા હોય તેના આંડમાં મેલ ઘણો થઈ જાય-જેમાં પસીનો આવી ચેળ ઘણી આલે ત્યારે ત્યાં વલુરવાથી ફોલ્લા થઇ આવ્યા પછી એ ફોલ્લામાં પરૂ વહે ત્યારે એ જગ્યાએ કફ અને લોહીના કોપથી ઉપજેલાને વ્રષણ કચ્છ રોગ કહિયે ૩૬.

ગુદભ્રંશ રોગનાં લક્ષણ-(ગાંડની આંમળ નિકળી આવે તે) ઝાડો તથા અતિસાર એ બંને એથી માણસ ક્ષીણ પડી જાય તથા તેનું શરીર લૂખું પડી જાય-અને તે દૂર્બળ થઇ જાય ત્યારે તે પુરૂષની ગુદા બહાર નિકળી આવે તેને * કાંચ રોગ કહિયે ૩૭.

શૂકર દંષ્ટ રોગનાં લક્ષણ-જેની ચામડી પાકિ જઇ તે જગાએ ઘણી પીડા થાય-દાહ લાગી જાય-અને લાલ જગા થઇ ત્યાં ચેળ ઘણી ચાલે-તથા તાવ થઈ આવે તેને શૂકર દંષ્ટ રોગ કહિયે ૩૮.

---

## ક્ષુદ્ર રોગોના ઉપાય.

અજગલ્લિકાને આદિ લઇ જે ફોલ્લિઓ છે તેનું જળો લગાવીને લોહી કઢાવી નાંખે ૧. અથવા પાકા વ્રણના જે ઉપાયો પાછળ લખ્યા છે તે કરિયે તો એ રોગ સારા થાય ૨. અથવા ૫ ટકડી, વરીઆરીનો ખાર, એને શીતળ પાણીમાં બારીક વાટી લેપ કરે, તો અજંગલ્લિકાને આદિ લઇ જે સઘળી ફોલ્લિયો તે સારી થાય ૩. અથવા મનસિલ, દેવદારૂ, કોષ્ટ, એને પાણીમાં બારીક વાટી લેપ કરે. પછી એ પાકી જાય ત્યારે એને શસ્ત્રથી ચીરી પરૂ કાઢી નાંખે. પછી પાછળ જે મલમો કહ્યાં છે તેથી એ નિશ્ચય સારી થાય ૪. અથવા સરગવો, દેવદારૂ, એને પાણીમાં વાટી લેપ કરે, તો વિદારિકા ફોલ્લી સારી થાય ૫.

---

* ગાંડની આમળનો રોગ,

ઇરિવેલ્લિકા ફોલ્લિના ઉપાય–જે પિત્તના વિસર્પના ઉપાય છે તે આના પણ ઉપાયો છે ૬.

પનસિકા ફોલ્લિના ઉપાય–પ્રથમ લીમડાનાં પાન બાંધી એને પકવે. પછી મનસિલ, કોષ્ટ, હળદર, તલ, એને બારીક વાટી એનો લેપ કરી એને પકવે. પછી ચીરો દઈ એનું પરૂ કાઢવા પછી મલમ લગાવે. તો પનસિકા સારી થાય ૭.

પાષાણ ગર્દભિકા ફોલ્લિના ઉપાય–પ્રથમ જળો લગાવી લોહી કઢાવવું, અથવા ગરમ લેપ કરી એને પકવે. પછી વ્રણના ઉપાયોથી એના ઉપાય કરવા ૮.

વાલ્મીક ફોલીના ઉપાય–આ ફોલ્લીને પકવી ચીરો દેવો પછી મીઠું, ચીત્રક એનો લેપ કરી પછી એનું પરૂ કાઢી નાખે. પછી અર્બુદ રોગના ઉપાય કરી એને ભરે ૯. અથવા જળો આદિથી એનું લોહી કઢાવવું ૧૦. અથવા કુલથનું મૂળ, ગળો, મીઠું. ગરમાળાનું મૂળ, દંતી, નસોતર, એને પાણીમાં બારીક વાટી ગરમ કરી એમાં થોડું ઘી મેળવી લેપ કરે, તો એ પાકી જાય. પછી ચીરો દઇ એનું મૂરડાલ માંસ કાઢી નાખે પછી વ્રણના સારા થવાના મલમોથી સારૂં થાય ૧૧. અથવા મનસિલ, ઇલાયચી, અગર, રક્તચંદન, કોષ્ટ, ચંબેલીનાં પાન, ભિલામા, છાશ, લીમડાનાં પાન, એમાં તેલ પકવ્યા પછી એ તેલ એમાં લગાવે, તો વાલ્મીક ફોલ્લી, સોજા સંયુક્ત સારી થાય. ઇતિ **मनसिलादि तैलं.** ૨૧

કાખોલાઇ એટલે બગલની બામલી અને અગ્નિ રોહણી એ બંનેના ઉપાય–પ્રથમ જળો વગેરેથી એનું લોહી કઢાવીએ, અથવા જે પિત્તના વિસર્પના ઉપાય, તેજ એના ઉપાયો કરવા ૧૩. અથવા દેવદારૂ, મનસિલ, કોષ્ટ, એને બરાબર લઇ પાણીમાં બારીક વાટી કાંઇક ગરમ કરી એનો લેપ કરે અથવા એની ખમતી ખમતી કાખોલઇએ થપોલી બાંધે તો કાખોલાઇ સારી થાય ૧૪.

અવપાટિકાના ઉપાય–ચિકણી વસ્તુઓથી આસ્તે આસ્તે ખમતો ખમતો સેક કરે, તો અવપાટીકા સારી થાય ૧૫.

નિરૂદ્ધ પ્રકાશના ઉપાય–ચૂકાના રસમાં તેલને પકવી એ તેલનો સેક કરે, અથવા શૂકર એટલે ભૂંડના ઘીનો શેક કરે, તો નિરૂદ્ધ પ્રકાશ સારી થાય ૧૬.

સંનિરૂદ્ધ ગુદાના ઉપાય–ગરમ ખમતો તેલનો સેક કરે. અથવા વાયુને દૂર કરનારાં તેલનો સેક કરે, તો સંનિરૂદ્ધ ગુદાનો રોગ જાય ૧૭.

વ્રષણ કચ્છૂરોગના ઉપાય–રાળ, કોષ્ટ, સિંધવખાર, સરસવ, એને પાણીમાં બારીક વાટી મર્દન કરે, તો વૃષણ કચ્છૂ રોગ સારો થાય ૧૮.

ગુદભ્રંશના કાંચ રોગના ઉપાય–ગાયના ઘીને આદિ લઇ ચીકણી વસ્તુઓનો ખમતો લેપ કરે, તો ગુદભ્રંશ જાય ૧૯. અથવા કમળીનીનાં કોમળ પાનને સુકવી તેમાં શાકર મેળવી ટંક રા નિત્ય ખાય, તો આમળ નિકળતી બંધ થાય ૨૦. અથવા ઊંદરના માંસનું ઘી (ચરબી) આમળે લેપ કરે, તો આંમળ નિકળતી બંધ થાય ૨૧. અથવા ડાંસરા, ચિત્રક, લુનીની ભાજી, બીલાનો ગર્ભ, પાઠ, જવખાર, એ સર્વ બરાબર લઇ એનું બારીક ચૂર્ણ કરી ટંક રા ગાયની છાશમાં રોજ લે, તો ગુદભ્રંશ એટલે આમળ નિકળવાનો રોગ જાય ૨૨. અથવા ઊંદરનું માંસ, અને દશમૂળ, એમાં પાણી નાખી એનો કવાથ કરે. પછી એ કવાથમાં તેલ પકવીને પછી એ તેલનું મર્દન કરે, તો ગુદભ્રંશ આમળ નિકળવાનો રોગ, ગુદ શૂળ, અને ભગંદર રોગ જાય

૨૩. ઇતિ मूषक तैलं.

અથવા છછુંદરનું તેલ મૂષક તેલની માફક કરી તેનો લેપ કરે, તો ગુદભ્રંશનો રોગ જાય ૨૪ અથવા ચૂકાની ભાજીનો રસ, બોરડીના મૂળનો રસ, દહીં, છાશ, એમાં સુંઠ અને જવખાર, ઘી નાખી પકવે, પછી એ ઘીને ટંક ૫ નિત્ય ખાય, તો ગુદભ્રંશ રોગ જાય ૨૫. ઇતિ चांगेरी घृतम

ભૂંડ દંષ્ટ રોગના ઉપાય–જળભાંગરાનું મૂળ, હળદર. એને બારીક વાટી પાણીમાં જ્યાં ભૂંડ કરડયું હોય ત્યાં એનો લેપ કરે, તો ભૂંડની દાઢનું ઝેર સારૂં થાય ૨૬.

**અસલ એટલે ખારવાના ઉપાય**–પડોળ, મનસિલ. લીંબૂ, ગોરૂચંદન, કાળાં મરી, તલ, ભોરીંગણીનો રસ, કાંજી. એમાં કડવું તેલ પકવે. પછી એનું ખારવાને મર્દન કરે. તો ખારવો સારો થાય ૨૭. અથવા કાચકીનાં બીજ (કાચકાં), હળદર,હીરાકસી, મહુડાં, ગોરૂચંદન. હરતાલ. આ સઘળાં બરાબર લઈ એને મધમાં બારીક વાટી લેપ કરે, તો ખારવો સારો થાય ૨૮.

**વ્યાઉના ઉપાય**–ગરમ ગરમ તેલનો ખમતો શેક કરે,તો વ્યાઉ સારી થાય ૨૯. અથવા મીણ, જવખાર, ઘીમાં મેળવી ગરમ ગરમ વ્યાઉમાં ભરે, તો વ્યાઉ સારી થાય ૩૦. અથવા રાળ, સિંધવખાર, મધ, ઘી એ સઘળાંને કડવા તેલમાં મેળવી મથે, પછી એને વ્યાઉમાં ભરે, તો વ્યાઉ સારી થાય ૩૧. અથવા મધ, મીણ, ગેરૂ, ઘી. ગોળ. ગુગળ. રાળ, એને બારીક વાટી એક જીવ કરી* વ્યાઉમાં ભરે, તો વ્યાઉ સારી થાય ૩૨. અથવા ધંતૂરાનાં બીજ, જવખાર, એને કડવા તેલમાં પકવી મર્દન કરે. તો વ્યાઉ સારી થાય ૩૩.

**કદરના ઉપાય** જેના પગમાં કાંટો, કાંકરી પેઠી હોય ત્યારે તેને આંટણ પડી જાય ત્યારે તે આંટણને ગરમ તેલથી સેકે–અથવા આકડાનું દૂધ. ગોળ મેળવી બાંધે, તો કદર રોગ જાય ૩૪.

**તલના ઉપાય**–સરસવ. સાજી, હળદર, કેસર એને પાણીમાં બારીક વાટી, પેહેલાં છરી વગેરેથી તેને સોરી ચોળે, તો શરીરના તલ જાય ૩૫.

**મસ્સાના ઉપાય**–સાજી, ચૂનો, સાબુ, એને પાણીમાં વાટી મસ્સાએ લગાવે, તો મસ્સા દૂર થાય ૩૬.

**જન્તુમણિ એટલે લસણના ઉપાય**–લસણને અસ્રાથી છોલીને પછી સરસવ, હળદર, કોષ્ટ, સાજી, જવખાર, કેસર, એને પાણીમાં બારીક વાટી મર્દન કરે, તો લસણ જાય ૩૭.

**ચેપ્પ નામે રોગના ઉપાય**–આ રોગને વિષે જળોને આદિ લઇ, એનાથી લોહી કઢાવે અથવા સોપારીની રાખ, પીળી કોડીઓની રાખ. કાથો, કંપીલો. મુરદાડસિંગ, મોરથૂથૂ. એનો ભૂકો કરી દાબે, યા ભભરાવે, તો ચેપ્પ જાય ૩૮. અથવા લોઢાના વાસણમાં હરડેને હળદરના રસમાં રગડયા પછી એને ગરમ કરી લગાવે તો ચેપ્પ જાય ૩૯.

**કુનખ રોગના ઉપાય**–લોહભસ્મ માસો ૧ મધમાં રોજ ખાય, અથવા કડુનું સાધન કરે તો કુનખ રોગ જાય ૪૦.

**મસ્સા, તલ. લસણ, એના ઉપાય**–હીંધળો, સેકેલું મોરથૂથૂ, એ બંને તોલા ૨ ભાર

*વ્યાઉ રોગ પ્રસિદ્ધ છે જે પગની એડીમાં થાય છે. શીયાળામાં પગ ફાટી ચીરાડા થાય તેને વ્યાઉ કહે છે, જેને વાસ્તે રાળ તોલો ૧, તલનું તેલ તોલો ૧ લઇ પ્રથમ તેલ કડછીમાં કાઢું ગરમ કરી તેમાં રાળ મેળવી ગરમાગરમમાં પાણી મેળવી હલાયા કરતાં જ્યારે એક જીવ થાય ત્યારે મલમ થાય છે, તે વ્યાઉમાં ભરે, આરામ થાય છે.

લે, અને સિંદૂર ટંક ૧, રાળ ટંક ૭, એ સઘળાંને ગાયના ૨૪ તોલા ભાર ઘીમાં કાંસાની થાળીમાં લોઢાના ઘૂંટાથી અથવા તાંબાના ઘૂંટાથી દીન ૩ ઘૂંટતાં જ્યારે એ કાજળ સરખું થઇ જાય ત્યારે એનો લેપ કરે, તો મસ્સા, લસણ, ખારવો, ફોલ્લા, ખસ, એ સર્વ જાય ૪૧. અથવા કાળીજીરી ટંક ૨ાા, નૌસાર ટંક ૫, સીંપનું ચૂર્ણ ટંક ૭, મોરથૂથૂ તોલા ૮ ભાર લઇ એ સર્વેને બારીક વાટી અરણીના રસના પુટ ૩ દે, પછી જળભાંગરાના રસના પુટ ૩ દઇ એને તડકામાં સુકવે. પછી ગાયની વાછડીના મૂત્રમાં એની ગોળીઓ બાંધે. પછી વાછડીના મૂત્રમાં આ ગોળીને ઘશીને લગાવે, તો તલ, મસ્સા, લસણ એ સઘળાં જાય ૪૨.

**ખસ યા ખજુરી યા લુખસના ઉપાય**–લોઢાના વાસણમાં લોઢાના ઘૂંટાથી આમલસાર ગંધક ૧ ભાગ, પારો ૨ ભાગ, મોરથૂથૂ ૩ ભાગ, એ ત્રણે લઇ ગાયના ઘીમાં ખૂબ ઘૂંટીને પછી લેપ કરે, તો ખસ દૂર થાય ૪૩.

**ચેપના બીજા ઉપાય**–લોઢાના વાસણમાં હરડેને હળદરના રસમાં ઘુંટીને પછી ગરમ કરી લગાવે, તો ચેપ જાય ૪૪.

**પલિત એટલે જોબન અવસ્થામાં વાળનું ધોળું થવું તેના ઉપાય**--લોઢાનું ચૂર્ણ ટંક ૨ાા, કેરીની ગોટલી ટંક ૨ાા, આમળાં ટંક ૨, મોટી હરડેનું ચૂર્ણ ટંક ૨, બેહેડાં ટંક ૨ાા, એ સઘળાંને બારીક વાટી લોઢાના વાસણમાં ભાંગરાના રસમાં દિન ૨ ભીજવી રાખે, પછી ધોળા વાળોએ લેપ કરે, તો વાળ કાળા થાય ૪૫. અથવા કેતકીનું મૂળ, અથવા કેવડાનું મૂળ, સરગવાનાં ફૂલ, કરેણાનું મૂળ, લોઢાનું ચૂર્ણ, જળભાંગરો, ત્રિફળા, એ સર્વેને તેલમાં પકવે. પછી લોઢાના વાસણમાં મૂકી જમીનમાં એક મહિના સુધી દાટી રાખે. પછી કાઢી એ તેલને ધોળા વાળોએ લગાવે, તો ધોળા વાળ કાળા થાય ૪૬. અથવા ત્રિફળા, લીમડાનાં પાન, લોઢાનું ચૂર્ણ, જળભાંગરાનો રસ, એને ઘેટીના મૂત્રમાં બારીક વાટી ધોળા * વાળોએ લગાવે, તો વાળ કાળા થાય ૪૭. અથવા પાપડીઓ ખારો માસો ૧, સિંદૂર ૧ માસો, મૂરદારસીંગ માસો ૧, ખાવાનો કળી ચૂનો માસા ૮, એને પત્થર ઉપર પાણીમાં ૩ ઘડી સુધી બારીક પીસતાં જ્યારે એનો રંગ નખ ઉપર કાળો આવે. ત્યારે ધોળા વાળે લગાવે, તો કાળા કેશ થાય ૪૮. અથવા મોટા નવાં માયફળ લઇને જ્યાં સુધી સેકે ત્યાં સુધી ફાટે નહીં તથા તેને બળવા દે નહીં એવી ચતુરાઇથી સેક્યા પછી માયફળ તોલો ૧, સંઘરાસિ માસો ૧, મોરથૂથૂ રતી ૪, નો

---

* પાસેર મેથી લઇ તેને ભીલામાના રસમાં ભિજવી છાંયડે સુકવે, પછી તેને જમીનમાં વાવે ને શાક બનાવવા લાયક મોટી થાય ત્યારે તે ઉગેલી ભાજીને દિન ૧૪ શાક બનાવી રોટલા કે રોટલી સાથે ખાય, પણ તે શાક ઘીના વઘારથી કરી ખાય, તો ધોળા વાળ કાળા થઇ જાય. (એ શાકમાં મીઠું કે સિંધવખાર નાખી ખાશે તેની અડચણ નથી.) જો તેની ખાતરી કરવી હોય તો ધોળી બકરીને એ શાક ખવરાવશો તો તે કાળી થઇ જસે ૧.

એક પાણીચું નાળીએર લઇ તેને ભિલામાના ઝાડના થડમાં નાળીએર માય એટલું ગાબડું કાઢી અંદર નાળીએર મૂકી ગાબડું પાછું બંધ બેસાડી દેવું, પછી તેને એક વરસ પછી કાઢી તેનું કોપરૂ ધોળા વાળ વાળો બે ચાર દીવસમાં ખઇ જાય તો તેના વાળ કાળા થઇ જાય ૨.

સરગવાના ઝાડના થડમાં જેઠ મહીનામાં ગાબડું કાઢી અંદર ૧૫ ભીલામા મુકી દઇ ગાબડું પાછું દઇ દેવું તે ચોમાસુ ઉતરવા પછી તે સરગવાના ઝાડની શીંગોનું શાક તેલ મરચાં વગરનું બનાવી દીન ૧૫ ધોળા વાળ વાળા ખાય તો તેના વાળ કાળા થઇ જાય ૩.

એક પારસી મિત્ર ન. સ.

સાર રતી ૩, લવીંગ રતી ૩, ફટકડી રતી ૩, લોઢાનું ચૂર્ણ માસો ૧, એ સઘળાને આમળાંના પાણીમાં લોઢાના વાસણમાં લોઢાના ઘૂંટાથી પહોર ૧ સુધી ઘૂટતાં જ્યારે એનો રંગ નખો ઉપર આવે, ત્યારે ધોળા વાળને આંમળાના પાણીએ ધોઇ કેશો પર જાડો લેપ કરી એ ઉપર એરંડાનાં પાન પહોર ૧ સુધી બાંધી રાખે. પછી એને આંમળાના પાણીથી ધોઈ નાખે, તો વાળ કાળા થાય ૪૯. અથવા ખાવાનો કળીચૂનો, અથવા તૂવેરોની રાખ, અથવા કોડીઓની રાખને સીસાથી ઘૂંટી એમાં થોડું ગોપીચંદન નાખી મુરદારસંગ માસો ૧ નાખીને રગડતાં જ્યારે નખોનો રંગ કાળો આવે ત્યારે એનો વાળ ઉપર લેપ કરી ઉપરથી એરંડાનાં પાન બાંધે તો વાળ કાળા થાય ૫૦.

**ઇન્દ્ર લુપ્ત જેને લૌકિકમાં ઉંદરી લાગી કહે છે તેના ઉપાય**–પડોળનાં પાનના રસમાં કડુને વાટી જ્યાં વાળ ખરી ગયા હોય ત્યાં લેપ કરે, તો વાળ ઉગી આવે ૫૧. અથવા ગોખરૂ, તલનાં ફુલ, એ બંનેને બરાબર લઈ એને મધ, ઘીમાં બારીક વાટી જ્યાં વાળ ગયા હોય ત્યાં લેપ કરે, તો વાળ નવા ઉગી આવે ૫૨. અથવા હાથી દાંતની રાખને બકરીના દૂધમાં મેળવી લગાવે, તો વાળ ઉગી આવે ૫૩. અથવા કમળનું મૂળ, દરાખ, તેલ, ઘી, દૂધ, એ સર્વને બારીક વાટી લેપ કરે, તો વાળ ઉગી આવે ૫૪. અથવા ચંબેલીનાં પાન, કાચકીનું મૂળ, કરેણાનું મૂળ, ચિત્રક, એમાં તેલ પકવે, પછી એ તેલનું મર્દન કરે, તો ગએલા વાળ બીજા ઉગી આવે ૫૫.

**ચેપના ઉપાય**–ચિરોંજીને કરછીમાં સજીવતી બાળી લેપ કરે, તો ચેપનો રોગ જાય ૫૬. આ સર્વ ઉપાગો ભાવ પ્રકાશમાં લખ્યા છે. ઇતિ ક્ષુદ્ર એટલે હલકા રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણમ્.

---

## મસ્તક રોગ.

---

(મસ્તક રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય લખીએ છીએ.)

**મસ્તક રોગની ઉત્પતિ** લક્ષણ–મસ્તકના રોગ ૧૧ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, શન્નિપાતનો ૪, લોહિનો ૫, ક્ષીણપણાનો ૬, કીડાનો ૭, સૂર્યાવર્ત્ત ૮. અનન્તવાત ૯. શંખ એટલે લમણાં દૂખવાનો ૧૦, અર્ધ્ધવભેદક ૧૧, એ અગીઆર પ્રકારના મસ્તક રોગ છે તે મૂખ્ય તો દૂષ્ટ ભોજનથી થાય છે.

**વાયુના મસ્તકરોગનાં** લક્ષણ–કારણ વિનાજ જેના મસ્તકમાં ઘણી પીડા હોય, તથા રાત્રિમાં અત્યન્ત હોય, તથા ઔષધિયોના લેપ, અથવા સેક કરવાથી આરામ થાય, તો જાણજો કે વાયુની પીડા છે ૧.

**પિત્તના મસ્તક રોગનાં** લક્ષણ–જેનું માથું અગ્નિની માફક બળે, અને માથાના ટુકડા થયાં જાય, તથા આંખોમાં પીડા ફુટવા સરખી ઘણી થાય. અને શીત રાત્રિમાં કમ હોય, તો જાણિયે કે પિત્તની પીડા છે ૨.

**કફના મસ્તક રોગનાં** લક્ષણ–જેનું મસ્તક કફથી લીપ્યું રહે અને ભારે તથા ઠંડુ હોય. અને આંખ, નાસિકા, મૂખમાં જેને સોજો હોય. અને જેનું માથું બળે. એ લક્ષણ હોય ત્યારે જાણજો કે કફની પીડા છે ૩.

**સન્નિપાતના મસ્તક રોગનાં લક્ષણ**–જે ઉપર (વાયુ પિત્ત, કફ એ ત્રણેનાં) લક્ષણો કહ્યાં તે સર્વ લક્ષણો હોય ત્યારે જાણજો કે સન્નિપાતની પીડા છે ૪.

**લોહીના મસ્તક રોગનાં લક્ષણ**–પિત્તનાં જે લક્ષણ કહ્યાં છે તે સર્વ હોય, તથા મસ્તક હાથનો સ્પર્શ સહે નહીં ત્યારે જાણિયે કે રક્તની પીડા છે ૫.

**ક્ષીણપણાથી ઉપજ્યો જે મસ્તક રોગ તેનાં લક્ષણ**–શરીરનું બળ જતું રહે ત્યારે મસ્તક ખાલી પડી જઇ મસ્તક બળે તથા ઘણી પીડા થાય ત્યારે જાણિયે કે ક્ષીણપણાની પીડા છે ૬.

***કીડાથી ઉપજ્યા મસ્તક રોગનાં લક્ષણ**–જેનું માથુ ઘણી પીડાને પ્રાપ્ત થાય, તથા ફડકે, તથા જેના નાકમાંથી લોહી અને પરૂ ઘણું નીકળે. તથા તેનું માથું અત્યંત ઘણું બળે. એ લક્ષણ થાય. તો જીવડાની પીડા જાણવી ૭.

**સુયાવર્ત્ત રોગનાં લક્ષણ**–સૂર્યની ઉગતી વખત મસ્તકને વિષે મંદ મંદ પીડા થાય તે જેમ જેમ દિવસ ચઢે તેમ તેમ બે પહોર સુધી પીડા વધે; અને આંખોમાં, ભવામાં પીડા ઘણી થાય. અને બે પહોર પછી પીડા મંદ થતી જાય. એને સુર્યાવર્ત રોગ કહિયે ૮.

**અનન્ત વાત મસ્તક રોગનાં લક્ષણ**–વાયુ. પિત્ત. કફ એ ત્રણે દોષ દૂષ્ટ થયાથી, ખાંધ તથા આંખ તથા ભવાં,અને લમણાંને વિષે અત્યંત ઘણી પીડા કરે;અને દાઢને હાલવા દે નહીં, તથા કપાળને વિષે કંપારો અને નેત્ર વિકાર. માથામાં પીડા ઘણી કરે. એને અન્તવાત કહિયે ૯.

**શંખ એટલે લમણાં દુખે તેનાં લક્ષણ**–પિત્ત. લોહી, અને વાયુએ દૂષ્ટ થઇ લમણાંમાં અત્યંત પીડા કરે, અને શરીરમાં બળતરા, તથા લમણાંને લાલ કરી દે, તથા મસ્તકના ટુકડા કરે; અને ગળાને રોકી દે, એને શંખ નામે મસ્તકનો રોગ કહિયે. આ રોગ વાળો ત્રણ દિવસ જીવે ૧૦.

**અર્દ્ધાવભેદક મસ્ક રોગનાં લક્ષણ**–સૂકી વસ્તુઓના ખાવાથી ભોજનના ઉપર ભોજન કરવાથી-પૂર્વ દિશાના પવનથી; ઘણું મૈથુન કરવાથી, મળ મૂત્રના રોકવાથી, ખેદના કરવાથી, વાયુ કુપિત થઇ કફને ગ્રહણ કર્યા પછી એ વાયુ ખાંધ, ભવાં, લમણાં, કાન, લલાટ, મુખ, એ સર્વને અર્ધા અર્ધામાં એવી પીડા કરે કે જાણે વજ્રનું શસ્ત્ર વાગ્યું છે. તેને અર્દ્ધાવભેદક કહિયે. અને એ પીડા આંખોમાં તથા કાનમાં ઘણી વધવાથી મનુષ્યને મારી નાંખે છે ૧૧.

## મસ્તક રોગના ઉપાય.

**વાયુના મસ્તક રોગના ઉપાય**–વાયુનાં તેલનાં, અથવા એવાંજ તેલનાં મર્દન કરે. અને વાયુને દૂર કરનારી વસ્તુઓને ખાય. તો વાયુનો મસ્તક રોગ જાય ૧. અથવા કોષ્ટ, એરંડાનું મૂળ. સુંઠ, એને છાશમાં બારીક વાટી ગરમ કરી માથામાં લેપ કરે, તો વાયુની મસ્તક પીડા જાય ૨. અથવા स्वास कुठार रसनो નાસ લે. તો નાના પ્રકારની મસ્તકની પિડા જાય ૩. અથવા અડદના લોટને પાણીમાં કસણીને તેનો રોટલો કરી એ રોટલાને માથે ૧ પહોર સુધી બાંધે, તો માથાની પીડા દૂર થાય ૪.

---

*કીડાનો રોગ મસ્તકમાં થાય છે તે મહા દૂષ્ટ છે. જેના અનેક ઉપાય છે. પરંતુ मुंडापाती નામે ઔષધિ થાય છે તે લોક પ્રસિદ્ધ છે જેને ફળ થતાં નથી પરંતુ તેની ડાળીમાં. થડમાં પોલી ગાંઠો થાય છે તે ફુલી સફેત ફુદાં સરખી થાય છે. તે ઔષધને બાફીને માથાએ બાંધે તો આરામ થાય છે એવું મુબઇનો શ્રીધર મહારાજ કહે છે.

# શિરો વસ્તિ.

અડદના લોટને પાણીમાં કસણી ૧૬ આંગળની અથવા ૮ આંગળની ઉંચી [મસ્તેકે પાળ] વાડ કરી તેને ગરમ તેલમાં પૂર્ણ કરી (પુરી ભરી)એ તેલ ૧ પહોર અથવા ૪ ઘડી નિશ્ચળ સ્થાં નમાં માથા ઉપર રાખે, તો વાયુનો મસ્તક રોગ, દાઢી, ખાંધ, આંખ, દાનના રોગોને, તથા મ સ્તક કાંપતુ હોય તેને આ શિરો વસ્તિ દૂર કરે છે. ૫ દીન સેવન કરે, તો ઉપરના રોગ જાય ૫. ઇતિ शिरोवस्ति સંપૂર્ણમ્.

**પિત્તના મસ્તક રોગના ઉપાય**–ચંદન, કમળકાકડી, એ શીતળ પાણીમાં વાટી લેપ કરે, તો પિત્તની મસ્તક પીડા જાય ૬. અથવા સો ૧૦૦ વાર ધોએલા ઘીનો લેપ કરે. તો પિત્તનો મસ્તક રોગ જાય ૭. અથવા **स्वास कुठार रस,** કપૂર, કેસર. શાકર, ચંદન, એને બકરીના દૂ ધમાં વાટી લેપ કરે. તો પિત્તની મસ્તક પીડા જાય ૮. અથવા સુંઠ. તથા ગોળ એ બંનેને પા ણીમાં વાટી નાસ લે, તો સર્વ પ્રકારની મસ્તક પીડા જાય ૯.

**લોહીના મસ્તક રોગના ઉપાય**–પિત્તના મસ્તક રોગના અને આના ઉપાય એકજ છે. આમાં લોહી કઢાવવું વિશેષ છે ૧૦.

**કફના મસ્તક રોગના ઉપાય**--આ મસ્તક રોગમાં લાંઘણ કરવી યોગ્ય છે. અથવા કફ હારી ઓસડોને વાટી એનો ગરમ લેપ કરે. તો આ મસ્તક પીડા જાય ૧૧.

**સન્નિપાતના મસ્તક રોગના ઉપાય**–સન્નિપાતને દૂર કરનારાં ઓસડોનો લેપ કરે, અથવા તેને ખાય, તો આ મસ્તક પીડા જાય ૧૨.

**ષટ્બિંદુ તૈલં**--એરંડાનું મૂળ, તગર, વરીઆરી. જીવંતી, સિંધવખાર, રાસ્ણા, જળભાં ગરો, વાવડીંગ. જેઠીમધ. સુંઠ, તલનું તેલ, એ ઓસડોથી આઠ ઘણું લે, અને તેલથી ચોવણો જળભાંગાનો રસ લે, અને (એજ પ્રમાણે) તેલથી ચોગણું બકરીનું દૂધ લીધા પછી એ સઘળાં ને એકઠાં કરી કઢાઇમાં મધુરી આંચે પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર બાકી આ વી રહે ત્યારે એ તેલનાં ૬ બુંદનો નાકમાં નાસ લે, તો માથાના સર્વ રોગ, તથા દાંતના સર્વ રો ગ, તથા નેત્રના સર્વ રોગ જાય ૧૩. ઇતિ **षट्बिंदू तैलं.**

**ક્ષીણપણાથી થયો જે મસ્તક રોગ તેના ઉપાય**-- આ રોગ ક્ષીણપણાને દૂર કરનારા ઉ પાયો કરવાથી જાય ૧૪.

**કીડાથી ઉપજયો જે મસ્તક રોગ તેના ઉપાય**--સુંઠ. મરી, પીપેરા. ગરમાળાનું મૂળ. સર ગવાનાં બીજ. આ સર્વ બરાબર લઇ એને બકરીના મૂત્રમાં બારીક વાટી નાસ લે, તો માથાના કીડા જાય ને મસ્તક પીડા સારી થાય ૧૫.

**સૂર્યાવર્ત્તના ઉપાય**–દૂધ અને ઘી મેળવી નાસ લે, તો આધાસીસી જાય ૧૬. અથવા ગો ળ અને ઘી મેળવી માલપુઆ ખાય, અથવા ખીર ખાય, અથવા તલનો સેક કરાવે, તો આ ધાસીસી જાય ૧૭. અથવા જળભાંગરાનો રસ, બકરીનું દૂધ. આ બરાબર લઇ એને તડકામાં ગરમ કર્યાં પછી એનો નાસ લે. તો આધાસીસી જાય ૧૮. અથવા વચ્છનાગ, અફીણ, આક ડાનું મૂળ ધંતૂરાનું મૂળ. સુંઠ, કોષ્ટ, લસણ, હીંગ, એને ગાયના મૂત્રમાં બારીક વાટી ગરમ કરી માથાએ લેપ કરે, તો આધાસીસી જાય ૧૯.

**અર્ધ મસ્તક દૂખે તેના ઉપાય**–એને જુલાબ આપે, તો અર્ધ મસ્તક દૂખતુ બંધ થાય

૨૦. અથવા ગરમ ભોજનથી એ મટી જાય ૨૧. અથવા વાવડીંગ, કાળા તલ આ બંને બા રીક વાટી લેપ કરે. તો એ મટી સારૂં થાય ૨૨. અથવા શાકર, દૂધ, કાચા નાળીએરનું પાણી, એ સર્વ મેળવી પીએ, અથવા એનો નાસ લે, તો આધાસીસી, અર્ધ મસ્તકનું દૂખવું આ સારાં થાય ૨૩.

**અનન્ત વાયુ મસ્તક રોગના ઉપાય**–આધાસીસીના અને આ રોગના ઉપાય એકજ છે અથવા માથાના નાસની ફસ્ત ખોલાવે. તો એ રોગ સારો થાય. અથવા મધના માલપુઆ ખાય, તો અનન્ત વાત મસ્તકનો રોગ જાય ૨૪.

**પથ્યાદિ કવાથ લખીએ છીએ**–હરડેની છાલ, બેહેડાં, આંમળાં, હળદર, ગળો, કરીઆતુ, લીમડાની છાલ. ગોળ, આ સર્વ બરાબર લઇ એને જો ખાંડીને એનો ઉકાળો કરી પીએ કીમ્વા નાસ લે. તો ભવાં. લમણાંની પીડા. અને નેત્ર રોગ, આધાસીસી. એ રોગ જાય ૨૫. ઇતિ **पथ्यादि क्वाथ.**

**લમણાં દૂખતાં હોય તેના ઉપાય**–દારૂહળદર. હળદર, મજીઠ, ગૌરીસર, ખસ કમળ કાકડી એને ઠંડા પાણીમાં જીણાં વાટી લમણાંએ લેપ કરે, તો લમણાં સારાં થાય ૨૬. અથવા શીતળ પાણીમાં શીતળ ઓસડોનો લેપ કરે. તો લમણાં સારાં થાય ૨૭, અથવા જેઠી મધ, અડદ, એ બંને બરાબર લઇ એનો ચોથો ભાગ વચ્છનાગ લીધા પછી એને બારીક વાટી એની સરસવ પ્રમાણે માત્રા લે, યા સુંઘે, તો સર્વ પ્રકારની માથાની વ્યથા દૂર થાય ૨૮. ભીજવેલો સીપનો ચૂનો અને નવસાર એને હથેળીમાં મથી એટલે મસળી એનો નાસ લે, તો સર્વ પ્રકારની મસ્તકની વ્યથા જાય ૨૯.

**આધાસીસીના બીજા ઉપાય–**શાકર, કેસર એને ઘીમાં સેકવા પછી એનો નાસ લે, તો આધાસીસી, લમણાં, ભવાં આંખોનું દૂખવું, એ સઘળા રોગો સારા થાય ૩૦. આ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા સુંઠ, મરી, પીપરો, પુષ્કળ મૂળ, હળદર. રાસ્ણા, દેવદારૂ, આસન, એનો ઉકાળો કરી પીએ, તો સર્વ પ્રકારના માથાના રોગ જાય ૩૧. અથવા શાકર અને એથી અર્ધી દાડમની કળી લઇ એને બારીક વાટી નાસ લે, તો માથાની પીડા જાય ૩૨. અથવા મુચકુંદનાં ફૂલોનો લેપ કરે, તો મસ્તક પીડા જાય ૩૩. અથવા કોષ્ટ, એરંડાનું મૂળ, એને કાંજીમાં વાટી લેપ કરે. તો મસ્તક પડા જાય ૩૪. અથવા દેવદારૂ, તગર. કોષ્ટ, ખસ, સુંઠ, તલ, એને કાંજીમાં વાટી લેપ કરે, તો મસ્તક પીડા જાય ૩૫.

**આધાસીસીના વળી ઉપાય**–શાકર, * મીંઢળ, એને ગાયના મૂત્રમાં બારીક વાટી નાસ લે, તો આધાસીસીને આદિ લઇ સર્વે રોગો જાય ૩૬. અથવા સસલાના (માંસના) સેરવામાં મરી નાખી ભોજનની પેહેલાં યા સાથે દિન ૭ ખાય, તો આધાસીસીને આદિ લઇ સર્વે મસ્તક રોગો જાય ૩૭. એ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

---

મીંઢળ નામે ફળ છે જેને લૌકિકમાં પ્રસિદ્ધ નામ મીંઢળ ફળ કહે છે. તે મીંઢળ ફળ શાકરની સાથે ઘસીને ગાયના મૂત્રમાં, અથવા કાંજીના પાણીમાં ગરમ કરે. અથવા આદાના રસમાં, અથવા નાગરવેલના રસમાં, અથવા ચિત્રકના રસમાં, આ રસોમાંથી કોઇ પણ રસ મળે તેમાં ઘસી લગાવે તો આરામ થાય, એવું શ્રીધર મહાજ કહે છે.

અથવા રક્તચંદન, લવીંગ,સુંઠ, એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો મસ્તકની પીડા જાય ૩૮. અથવા આંબાની છાલનો લેપ કરે, તો ઘણુંજ માથું દૂખતું મટી જાય ૩૯. અથવા જળભાંગળાનો રસ, ગાયનું માખણ. કોષ્ટ, એ ત્રણેને વાટી લેપ કરે. તો ઘણું પણ માથું દૂખતું મટી જાય ૪૦ અથવા પીપેરો, મરી, લોદર. એ સર્વ બરાબર લઇ બારીક વાટી એનો ૩ દિવસ નાસ લે, તો આધાસીસી વગેરે મસ્તક રોગ જાય ૪૧.

**કપાળના કીડાના ઉપાય**–કડવી કંકોડીનાં પાનના રસનો નાસ લે, તો કપાળના કીડા જાય ૪૨. અથવા પીપેરો, હંમેડી, સરસવ. આકડાના ફળનાં બીજ, એનો શીતળ પાણીમાં લેપ કરે. તો માથાનો રોગ જાય ૪૩. આ ઉપાય વૈદ્ય વલ્લભમાં છે.

**માથાના વાળ વધવાના ઉપાય**–છડછડીલો, કોષ્ટ, કાળાતલ, ગૌરીસર, કમળકાકડી, એને મધ તથા દુધમાં બારીક વાટી લેપ કરે, તો માથાના કેશ વધે ૪૪. અથવા ચણોઠીને બારીક વાટી જળભાંગરાના રસમાં, આ ચૂર્ણ અને તલનું તેલ પકવી એ તેલમાં ઇલાયચી, છડછડીલો, કોષ્ટ,એને પાણીમાં બારીક વાટી એ તેલનું મર્દન કરે,તો કેશ વધે ૪૫. અથવા છડછડીલો,ખરેંટી, ઑલસિરીની છાલ, આંમળાં. કોષ્ટ. એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો કેશ વધે ૪૬.

**મસ્તક પીડાના ઓર ઉપાય**–લવંગ ૧, મરી ૩. હીંગ ચણા પ્રમાણે, એ ત્રણેનો પાણીમાં વાટી નાસ લે, તો મસ્તક રોગ નિશ્ચય જાય ૪૭.

**આધાસીસીને દુર થવાનો સિદ્ધ મંત્ર**–ॐ नमो काली देवी किलिकिले वासी मृधा म्यासे हनमंत वीर हांकमारे आधासीसी अध कपाली नासय जाजारी पापणी जा जारी हत्यारी न जाय तो तेरे गुरूकी आज्ञा, हनमंत वीरकी आज्ञा, गरूडपंखकी आज्ञा मेरी भक्ति गुरुकी शक्ति फुरो मंत्र इश्वरो वाच.

આ મંત્રથી માથાને (મંત્રી) આસ્તે આસ્તે ૨૧ વાર ફૂંક મારે તો આધાસીસી નિશ્ચય જાય. અંધારીઆની (વદી) ૧૪ ને દહાડે શક્તિ માફક એ મંત્રના જપ કરે. તો એ મંત્ર સિદ્ધ રહે ૪૮.

**અથ બીજો મંત્ર**–ओमनमो आधासीसी हूं हूं कारी पहरपचारी मूखमृदि पाटले डारी अमुकारे सीस रहे मुख महेश्वरकी आज्ञा फुरे ॐ ठंठ स्वाहा ૨૧ વાર આ મંત્રથી આંગળી મસ્તક ઉપર ફેરવે. તો આધાસીસી જાય ૪૯. ઇતિ મસ્તક રોગની ઉત્પતિ, લક્ષણ. ઊપાય સંપૂર્ણ.

---

## નેત્રરોગ.

(આંખોના રોગોની ઉત્પતિ. લક્ષણ, ઉપાય, લખીએ છીએ.)

પ્રથમ આંખનું મંડળ છે તે બે અઢી આંગળ પ્રમાણ છે, અથવા આપણા અંગુઠાના ઉદર પ્રમાણ છે. તે સાર્ગધરના મતથી આંખના મંડળમાં ૯૪ રોગ છે. અને કંઇએક આચાર્યોના મતથી ૭૮ રોગ મૂખ્ય છે (જેવા કે) દૃષ્ટિમાં તો ૧૨ રોગ છે, આંખમાં ૨ બે રોગ છે, આંખની કાળી જગામાં ૪ રોગ છે, આંખના સફેત ભાગમાં ૧૧ રોગ છે, આંખના માર્ગમાં ૨૧ રોગ છે, આંખની પાંપણમાં ૨ રોગ છે, આંખની સંધિમાં ૯ રોગ છે, સર્વ આંખમાં ૧૭ રોગ છે. એવા આંખને વિષે ૭૮ રોગ છે. એ ચરકમાં લખ્યા છે. અને સુશ્રૂતમાં ૭૬ લખ્યા છે તેમાં વાયુના ૧૦, પિત્તના ૧૦, કફના ૧૩, લોહીના ૧૬, સન્નિપાતના ૨૫, આંખની બહારના

૨, એવા ૭૬ રોગ લખ્યા છે.

**આંખના રોગોની ઉત્પત્તિ**–તડકા આદિથી શરીરમાં ગરમી થઇ હોય ને પછી નદી, તળાવ. વાવ વગેરેના પાણીમાં પ્રવેશ કરવાથી-યા છેટે હમેશાં જોવાથી-નરમ વસ્તુઓ ખાવાથી દહાડે સૂવાથી-પરસેવાથી-આંખોમાં રજના પડવાથી-આંખોમાં ધૂમાડાના જવાથી-ઉલટીના રોકવાથી-ઘણા વમનના કરવાથી-ગરમ વસ્તુઓના ખાવાથી-કાંજી, કુલત્થ, અડદ. એના ખાવાથી-અધોવાયુ, ઝાડો, મૂત્ર, એના રોકવાથી ઋતુના વિપરીત પણાથી-કલેશ અને બહુ મૈથુનના કરવાથી-આંસુના રોકવાથી-સુક્ષ્મ વસ્તુઓના જોવાથી-એને આદિ લઇ સર્વ વસ્તુઓથી આંખોના ૭૬ રોગ પેદા થાય છે.

## પ્રથમ દ્રષ્ટિ રોગ લખીએ છીએ.

**દ્રષ્ટિનાં લક્ષણ**–આ નેત્ર મંડળને વિષે કાળી જગામાં મસૂરની દાળને પ્રમાણ એક માણસ્યો (રતન) છે તે આ માણુસ્યો પાંચ મહા ભૂતોથી ઉપજ્યો છે, તથા તે અગ્નિ જેવો ચમકે-છે. અને અવિનાશી જોતેજોત સ્વરૂપ સિદ્ધ છે. અને એ આંખના ગોળામાં ચાર પટલે કરી ઢંકાયો છે. પટલ એટલે પ્યાજ અથવા ડુંગળીના છોડા સરખો પડદો. જેણે કરીને આ સઘળી આંખો આચ્છાદિત થઇ રહી છે. અને આ દ્રષ્ટિ અત્યંત શીતળ રૂપ છે. એને બુદ્ધિવાન દ્રષ્ટિ કહે છે-તે આ દ્રષ્ટિ પાણી અને લોહીના આધારે છે. એ દ્રષ્ટિના ૪ પડ છે. પ્રથમ પડ તો તેજ તથા પાણીને આશ્રય છે. બીજું પડ માંસને આશ્રય છે. ત્રીજું પડ મેદને આશ્રય છે. તેને પાણી, તેજ, માંસ, મેદ, અસ્થિ આ પાંચેનો આશ્રય છે.

**પેહેલા પડમાં થયો જે રોગ તેનાં લક્ષણ**–આંખના પેહેલા પડની દ્રષ્ટિમાં જે રોગ રહે છે, તે પુરૂષને જે દેખાય તે બરાબર યથાર્થ દેખાય નહીં. કેમકે પેહેલાં પડમાં દોષ થોડા રહે છે ૧.

**બીજા પડમાં થયા જે રોગ તેનાં લક્ષણ**–આંખના બીજા પડમાં પ્રાપ્ત થયો જે દોષ તેને માંખો, મચ્છર, વાળ, એના સમૂહે સમૂહ સૂજે નહીં–દૂરનું નજીક દેખે, ને નજીકનું દૂર દેખે–દ્રષ્ટિ ભ્રમતી રહે, અને ઘણા યત્નથી પણ સોંયના છિદ્ર દેખે નહીં-કેમકે દ્રષ્ટિ છે તે ઘણી વિહ્વળ થઇ જાય છે ૨.

**ત્રીજા પડમાં થયા જે દોષ તેનાં લક્ષણ**–(આ પડમાં જેને રોગ થાય તે) ઊંચેનું દેખે અને નીચેનું દેખે નહીં, રૂપનો સમૂહ પણ દીસે નહીં, જાણે લૂગડું વચમાં આવી ગયું છે. કાન, નાક, નેત્ર, એ ઓરસાં દીસે, દ્રષ્ટિમાં દોષ ઘણા આવી રહ્યા હોય, તો જે નિચેની વસ્તુ તે ઉપર દીસે–અને ઉપરની નીચે દીસે–અને આંખની પાંસળીમાં દોષ ઘણા આવી ગયા હોય તેને પાસેની યા નજીકની વસ્તુ કોઇ દીસે નહીં; અને આંખની ચારે તરફ રહેતા જે દોષ તેને આકુળ વ્યાકુળ ચકચોંધા દીસે-- અને દ્રષ્ટિને મધ્ય રહેતા જે દોષ તેને વડી વસ્તુ નાની દેખાય-દ્રષ્ટિમાં સ્થિત જે દોષ તેને પાસેની વસ્તુ એકની બે દેખાય, અને બગલની જે બે વસ્તુઓ તે ત્રણ દીસે, ને બગલમાં ઘણી વસ્તુઓ હોય તો તેની ગણતરી થાય નહીં. એ લક્ષણ ત્રીજા પડના દોષનાં જાણજો ૩.

**ચોથા પડમાં થયા જે દોષ તેનાં લક્ષણ**–ચોથા પડમાં ઉપજ્યો જે દોષ તેને લૌકિકમાં તિમ્મર કહે છે. અને એને કોઇ વૈદ્ય શાસ્ત્રના આચાર્ય લિંગનાશક એટલે જેને આંખોની તે

જાનેમય પુતળી વાદળી કાચ સરખી થઇ જાય; અને જેમાં એ લક્ષણ હોય—તે પડળમાં દોષ ઘણો થઇ ચંદ્રમા, સૂર્ય નક્ષત્ર તારા આકાશ, વિજળી. એ નિર્મળ તેજ છે તે પણ સારાં દીસે નહીં, એ ભ્રમતાંસાં દીસે, એ દોષને તિમિર કહે છે. અથવા એને લિંગનાશક કહિયે અને લૌકિકમાં એને નજલો કહે છે, અને કોઇ કોઇ મોતિયા બિંદ પણ કહે છે ૪.

**બીજા શાસ્ત્રના મતથી એ લિંગનાશ મોતિયા બિંદનાં લક્ષણ**--આ લિંગનાશ મોતિયા બિન્દુ*રોગ ૬ પ્રકારનો છે. વાયુનો ૧. પિત્તનો ૨. કફનો ૩. સન્નિપાતનો ૪, રૂધિરનો ૫, પરિમ્લાવિનનો ૬, પરિમ્લાયિન એટલે લોહિથી મૂર્ચ્છિત થયું જે પિત્ત તેનો.

**વાયુના લિંગનાશનાં લક્ષણ**—જેને વાયુનો લિંગનાશ થાય તેને સંપૂર્ણ વસ્તુ ભ્રમતીસી તથા મલીનસી દીસે. અને સર્વ વસ્તુ કાંઇએક લાલ દીસે. તથા કુટિલ એટલે વાંકી ચુંકી દેખાય ત્યારે જાણજો કે એને વાયુનો લિંગનાશ છે ૧.

**પિત્તના લિંગનાશનાં** લક્ષણ--જેને પિત્તનો લિંગનાશ થાય તેને સૂર્ય, ચન્દ્રમાં, તારા, અગ્નિ, મેઘનું ધનુંષ. વિજળી, આ સર્વે ભ્રમતાંસાં દીસે. અને સર્વે વસ્તુઓ ગળીઅલસી દેખાય ત્યારે જાણીએ કે એને પિત્તનો લિંગનાશ છે ૨.

**કફના લિંગનાશનાં** લક્ષણ--જેને કફનો લિંગનાશ થાય તેને ચિકણું તથા ધોળું દેખાય તથા તે માણુશની આંખો પાણીથી ભરીજ રહે ૩.

**સન્નિપાતના લિંગનાસનાં લક્ષણ**—જેને સન્નિપાતનો લિંગનાશ થાય તેને નાનાપ્રકારના આકાર દેખાય નહીં. અધિક અંગ દીસે. તથા તેજ રૂપ સઘળી વસ્તુ દેખાય અને ઉપર કહેલાં લક્ષણ પણ હોય ૪.

**લોહીથી ઉપજેલા લિંગનાશનાં** લક્ષણ—જેને લોહીનો લિંગનાશ થાય તેને લાલ, તથા ધોળી, લીલી, કાળી અને પીળી સર્વ વસ્તુઓ દીસે ૫.

**પરિમ્લાયિનથી ઉપજેલા લિંગનાશનાં લક્ષણ**-રક્તથી મૂર્ચ્છિત થયું જે પિત્ત તેને પરિમ્લાયિન કહે છે. તેથી ઉપજ્યો જે લિંગનાશ તેને દશે દિશા પીળીજ દેખાય. તે જાણે સર્વત્ર સૂર્ય ઉગ્યા છે. ઝાડ વગેરે સર્વે વસ્તુઓ દગ્ધ થએલી અગ્નિ સરખી દેખાય ૬.

**લિંગનાશનાં બીજાં સ્વરૂપ**--વાયુનો લિંગનાશ અરૂણ (તાંબુસવર્ણ) પીળાશ સહિત વાદળી રંગનો હોય ૧. અને એવોજ પિત્તનો હોય ૨. અને કફનો ધોળો હોય ૩. અને લોહીનો લાલ હોય ૪. અને સન્નિપાતનો વિચિત્ર હોય ૫.

**વાયુને આદિ લઈ ૬ પ્રકારનાં લિંગનાશ કહ્યા છે તેના નેત્રના મંડળનાં જુદાં જુદાં સ્વરૂપ**--વાયુનાં નેત્રમંડળ અરૂણ (તાંબુસવર્ણ), ચંચળ તથા કઠોર હોય ૧-પિત્તનાં નેત્રમંડળ વાદળી રંગે, કાંસાના રંગ સરખાં તથા પીળાં હોય ૨. કફનાં નેત્ર મંડળ (નીકાં) ઘણાં ચિકણાં

---

*મોતીયા બિંદુનો રોગ છે તે નેત્રના મધ્ય બિંદુમાં છે. જેને લૌકિકમાં મોતિયો કહે છે. એ બિંદુ આંખના હેઠલા ભાગથી ઊંચું આવે છે. એ મધ્ય બિંદુમાંથી મધ્ય બિંદુની પુતળીની આડે આવે ત્યારે સૂજતું નથી. જ્યારે એ મોતિયો બિંદુ પરિપક્વ થયા પછી ચતુર વૈદ્ય નસ્તર દ્વારા કાઢે ત્યારે આરામ થાય છે, આંખના પડદા, પાણી, રતન અને તેની નસો વગેરેનાં દરદો જુદાં જુદાં થાય છે. પણ તે સઘળાં સાધારણ માણુસથી પરખાતાં નથી, તો પણ તે સઘળાંનું વીસ્તારીને ધ્યાન આપ્યું છે તે ઘણોજ કુશળ વૈદ્ય સમજી ઉપાય કરશે. નહીં તો કરશે નહીં એવી આશા છે.

હોય, તથા શંખ યા કુંદનાં ફૂલ સરખાં,[ચંદ્રમા સરખાં ધોળા રંગે, કમળનાં પાંદડાં ઉપર જેમ પાણીનું ટીપું પડેલું સફેત દેખાય તેમ આંખોને ચોળવાથી) તે નેત્ર મંડળમાં સફેદ બૂંદ હોય પીળાં તથા ચંચળ હોય ૩.

**સન્નિપાતના નેત્ર મંડળનાં લક્ષણ**–આ નેત્રમંડળમાં ઉપર જેલક્ષણ કહ્યાં છે તે પણ હોય ૪.

**લોહીના નેત્રમંડળનાં લક્ષણ**–આ નેત્રમંડળ પરવાળા સરખું અથવા પદ્મના પાંદડાં સરખું લાલ હોય ૫.

**પરિમ્લાયિન નેત્રમંડળનાં** લક્ષણ–આ નેત્ર જાડાં કાચના સરખાં પીળાં હોય અને આ મંડળ લાલ, લૂખાં, મેલાં, અને વાદળી હોય ૬.

**પિત્ત વિદગ્ધ દ્રષ્ટિનાં** લક્ષણ–જેના શરીરમાં પિત્ત દુષ્ટ થયું હોય તે પુરૂષની દ્રષ્ટિ પીળી થઈ જાય, અને તેને સર્વ વસ્તુઓ પીળી પીળીજ દીસે ૭.

**દુષ્ટ પિત્ત ત્રીજા પડળમાં જઈ પ્રાપ્ત થાય** તેનાં લક્ષણ--એ પુરૂષને દહાડે સુજે નહીં અને રાત્રીમાં સુજે. ચંદ્રમાના શીતળ પણાથી કાંઈ એક પિત્ત રાતમાં થોડું થવાથી ૮.

**કફ વિદગ્ધ દ્રષ્ટિનાં** લક્ષણ--જેની દ્રષ્ટિ કફે કરીને વિદગ્ધ થાય તેને સર્વ સફેત દેખાય. આ રોગ પ્રથમ બીજા પડળમાં થાય છે ૯.

**નક્તાંધ એટલે રતાંધળાનાં** લક્ષણ--ત્રણે પડળમાં કફ આવે ત્યારે નકતાંધ થાય. દહાડે દેખે પણ રાતમાં સુજે નહીં. (કેમકે કફ દીવસે સુર્યના તાપથી કમી થવાથી દીવસે દેખાય છે) એને લૌકિકમાં રતાંધળો કહે છે ૧૦.

**ધુમ દર્શી** રોગનાં લક્ષણ--શોક યા તાવથી,ખેદથી મસ્તકમાં તાપ જઈ પ્રાપ્ત થાય ત્યારે (પિત્ત કોપ પામી) માણસની દ્રષ્ટિ [ને વિકાર કરે] છે તેથી ધૂમાડાથી વ્યાપ્ત (દ્રષ્ટિ) થાય ત્યારે માણસને સઘળી વસ્તુઓ ધૂમાડા સરખી દેખાય. (રાતે પિત્ત કમી થાય ત્યારે સારૂ દેખાય) તેને ધૂમદર્શી (નેત્ર) રોગ કહિયે ૧૧.

**હૃસ્વજાત્ય** રોગનાં લક્ષણ–જે માણસ વડા કષ્ટે કરી પણ વડી વસ્તુને દેખે ને તે વસ્તુ દહાડે નાની દેખે અને રાતમાં યથાર્થ દેખે તેને હૃસ્વજાત્ય રોગ કહિયે ૧૨.

**નકુલાંધ** રોગનાં લક્ષણ–જે પુરૂષની દ્રષ્ટિ તો સારી પેઠે દેખે પણ તે દ્રષ્ટિમાં દોષ આવી પ્રાપ્ત થાય ત્યારે તેને દહાડે ચિત્ર વિચિત્ર દેખાય એને નકુલાંધ કહિયે ૧૩.

**ગંભીર** રોગનાં લક્ષણ–જે પુરૂષને સ્વાસ લેતાં તેની દ્રષ્ટિ ભિતર પેસી જાય, અને આખમાં પીડા ચાલે, એને ગંભીર નામે રોગ કહિયે ૧૪.

**વિના કારણજ લિંગનાશ થાય તેનાં લક્ષણ**–જેની દ્રષ્ટિ નિર્મળ સારી હોય તે વિના કારણજ કાળી થઈ જાય. તેને વિના કારણજ લિંગનાશ કહિયે ૧૫. ઇતિ દ્રષ્ટિ રોગ સમાપ્ત.

**કાળા નેત્ર મંડળમાં થયા જે રોગ તેનાં નામ તથા સંખ્યા લખીએ છીએ**–એ ચાર રોગ કાળા મંડળમાં થાય છે-સવ્રણ શુક્ર ૧, અવ્રણ શુક્ર ૨, અક્ષિપાકાત્યય ૩, અજકા જાત ૪.

**સવ્રણ શુક્રનાં લક્ષણ**–આંખની કાળી જગામાં પુતળીના ઉપર દોષ આવ્યો હોય, અને તે દોષે કરીને રતન ઢંકાઇ જાય, તથા તે બૂંદ આંખમાં પેસી જઇ તેમાં સોય સરખા ખટકા ચાલી જાય, અને તેમાંથી ગરમ ગરમ પાણી પડ્યા કરે. તો તેને સવ્રણ શુક્ર રોગ કહિયે ૧.

**સવ્રણ શુક્રનાં સાધ્યાસાધ્ય લક્ષણ**–એ બૂંદ દ્રષ્ટિની સમીપ ગાઢું તથા પાકી ચામડીમાં ન

હીં હોય. તથા આંખમાંથી ઘણું પાણી નહીં પડે તથા તેમાં પીડા કમ થાય, અને એક આંખમાં હોય તે તો, કદાચિત સારૂં થાય. પણ એથી વિપરીત લક્ષણ હોય તે અસાધ્ય જાણજો ૧.

**અવ્રણ શુક્રનાં** લક્ષણ–જેની કાળી પુતળીના રતન ઉપર શુક્રનું બૂંદ આવ્યું હોય, અને એ બૂંદ હાલે ચાલે. તથા શંખ યા ચંદ્રમાં યા કુંદના ફુલ સરખું; અથવા આકાશ અથવા વાદળ સરખું હોય-તેને અવ્રણ શુક્ર કહિયે, એ અત્યંત સાધ્ય છે ૨.

**અવ્રણ શુક્ર**સાધ્ય છે **પણ એનાં અવસ્થાના ભેદે કરીને** કષ્ટસાધ્ય લક્ષણ લખીએ છીએ જેના નેત્રનું માંસ વિખરાઈ જાય ને એ બૂંદ ઉંડું હોય, તથા એ નસોમાં થયું હોય. તથા ઘણું ગાઢું હોય. તથા બીજા પડળમાં થાય તથા ચારે તરફ લાલ હોય. અને ઘણા દિવસનું હોય. એવા અવ્રણ શુક્ર પણ અસાધ્ય જાણિયે. એના ઉપાય કરીએ નહીં ૧.

**એનાં વળી અસાધ્ય** લક્ષણ–જેનાં નેત્રમાંથી આંસૂ ગરમ પડે, અને નેત્રમાં ફોલ્લિયો હોય, તથા પુતળીઓના ઉપર શુક્રનું બૂંદ મગના દાણા સમાન હોય, તથા તેતરા પક્ષીની પાંખ સરખો રંગ હોય તે અવ્રણ શુક્ર પણ અસાધ્ય જાણિયે ૨.

**અક્ષિ પાકાત્યય નેત્ર** રોગનાં લક્ષણ–જેના નેત્રની સફેત જગા સઘળી સુજી જાય. અને આંસૂ પણ ઘણાં પડે, તથા તે જગાએ પીડા પણ ઘણી હોય, તથા એ નેત્ર દોષોથી પાકી જાય એને અક્ષિપાકાત્યય રોગ કહિયે. આ પણ અસાધ્ય છે ૩.

**અજકા જાત નેત્ર** રોગનાં લક્ષણ–જેની આંખો બકરીની લીંડીઓ સરખી થઇ જાય. તથા તેમાં પીડા ચાલે-તથા આંખો લાલ રહે, અને જેમાં લાલજ આંસૂ જાડાં જાડાં આવે એને અજકા જાત નેત્ર રોગ કહિયે ૪. આ ચારે કાળા પડળના રોગ છે.

## આંખના સફેત ભાગમાં ઉપજ્યા જે રોગ તેનાં નામ તથા સંખ્યા લખીએ છીએ.

આંખના સફેત ભાગમાં ૧૧ અગીયાર રોગ છે-પ્રસ્તાર્યમ ૧, શુક્લાર્યમ ૨. રક્તાર્યમ ૩. અધિમાંસાર્યમ ૪, સ્નાય્વર્યમ ૫, શુક્તિ ૬, અર્જુન ૭, પિષ્ટક ૮, શિરાજાલ ૯, શિરાપિડિકા ૧૦, બલાસ ગ્રંથિત ૧૧. એ અગીયારે કફે કરીને લપેટાયા આંખના સફેત ભાગમાં થાય છે.

**પ્રસ્તાર્યમ નેત્ર** રોગનાં લક્ષણ–આંખના સફેત ભાગમાં ગરમી સહિત વડાં કાળાં લાલ ચિન્હ હોય તેને પ્રસ્તાર્યમ નેત્ર રોગ કહિયે ૧.

***શુક્લાર્યમ નેત્ર રોગનાં** લક્ષણ--આંખના ધોળા ભાગમાં સફેત ને કોમળ માંસ વધે તેને શુક્લાર્યમ આંખનો રોગ કહિયે ૨.

**રક્તાર્ય નેત્ર રોગનાં** લક્ષણ–આંખના સફેત ભાગમાં પદ્મના સરખું, કોમળ જે માંસ વધે તેને રક્તાર્ય નેત્ર રોગ કહિયે ૩.

**અધિ માંસાર્યમ નેત્ર** રોગનાં લક્ષણ--આંખના ધોળા ભાગમાં વડું, કોમળ, પુષ્ટ કાળજા સરખું ચિન્હ હોય તેને અધિ માંસાર્યમ નેત્ર રોગ કહિયે ૪.

* શુક્લાર્યમ એ આંખનો દુષ્ટ રોગ છે જે આંખના ગોળક એટલે ડોળામાં સફેત ભાગ છે તેમાં થાય છે. એ સફેત રંગને બાંધ્યા કરી નેત્રના ડોળાને બગાડી દે છે. જેને ચતુર અને વિદ્વાન વૈદ્ય હોય છે તેઓ મોરથૂથાના સંયોગથી કાપે તો કપાય છે. પરંતુ મૂર્ખને હાથ અડાડવા દેવો નહીં કારણ કે આંખ ફોડીને નાશી જાય વાસ્તે મૂર્ખ વૈદ્યને દૂર રાખવો યોગ્ય છે.

**સ્નાવર્મ નેત્ર** રોગનાં લક્ષણ—આંખના સફેત ભાગમાં કરડું અને સ્થિર (સ્રાવ રહિત) ચિન્હ હોય તેને સ્નાવર્મ નેત્ર રોગ કહિયે ૫.

**શુકિત નામે નેત્ર** રોગનાં લક્ષણ—જે આંખના સફેત ભાગમાં કાળાં, તથા માંસ સરખાં બૂંદ ઘણાં હોય તેને શુક્તિ નામે નેત્ર રોગ કહિયે ૬.

**અર્જુન** રોગનાં લક્ષણ—જેના આંખના સફેત ભાગમાં સસલાના લોહી સરખું ૧ બૂંદ હોય તેને અર્જુન નામે નેત્ર રોગ કહિયે ૭.

**પિષ્ટક નામે નેત્ર રોગનાં** લક્ષણ—જે નેત્રના સફેત ભાગમાં વાયુકફના કોપે કરીને દળેલા લોટ સરખુ (સફેત માંસ ઊંચુ થઇ આવે તેને પિષ્ટક નામે નેત્ર રોગ કહિયે ૮.

**શિરાજાલ નેત્ર** રોગનાં લક્ષણ—જે આંખના સફેત ભાગમાં નસોનો સમૂહ કડણ તથા પીળો [ જાળાની ] રીતે થઇ આવે, તેને શિરાજાલ નેત્ર રોગ કહિયે ૯.

**શિરાપિડિકા નામે નેત્ર રોગનાં લક્ષણો**—જે આંખના સફેત ભાગમાં નસોથી ઢંકાએલી સફેત ફોલ્લિયો હોય તેને શિરાપિડિકા નામે નેત્ર રોગ કહિયે ૧૦.

**બલાસ ગ્રથિત નેત્ર રોગનાં લક્ષણ**—જે આંખના સફેત ભાગમાં કાંસા સરખું સફેત અથવા કમળ સરખા રંગનું કઠોરસું ચિન્હ હોય તેને બલાસ ગ્રથિત નેત્ર રોગ કહિયે **૧૧.** આ ૧૧ રોગ આંખના ધોળા ભાગના છે. ( ઇતિ ધોળા ભાગના ૧૧ રોગ સંપૂર્ણ ).

## આંખના મર્મસ્થાનમાં ૨૧ રોગ છે જે બંને નેત્રોને ઢાંકનારી નીચેની તથા ઉપરની પાંપણમાં રહેછે તેનાં નામ.

ઉત્સંગ પિડિકા ૧, કુંભીકા ૨, પોથકી ૩, વર્ત્મશર્કરા ૪, અર્શોવર્ત્મા ૫, શુષ્કાર્શ ૬, અંજનનામિકા ૭, બહુલવર્ત્મા ૮, વર્ત્મબંધ ૯, કિલષ્ટવર્ત્મા ૧૦, વર્ત્મકર્દમ ૧૧, સ્યામવર્ત્મા ૧૨, અત્રવર્ત્મા ૧૩, અકિલન્નવર્ત્મા ૧૪, વાતહતવર્ત્મા ૧૫, વર્ત્માર્બુદ ૧૬, આશ્રસ્તનિમેષ ૧૭, શોણિતાર્શ ૧૮, લગણ ૧૯, વિસવર્ત્મા ૨૦, કુંચન ૨૧.

**ઉત્સંગ પિડિકાનાં લક્ષણ**—આંખને ઢાંકનારાં * પોપચા એટલે પાંપણ તેમાં ફોલ્લિ હોય, અને તેનું મોં માંહે હોય, ને તે ફોલ્લી લાલ તથા ઘણી ઊંચી હોય. તથા લોહીથી ઉપજી તથા વડી હોય, અને જેમાં ચેળ ચાલે. એ લક્ષણ જેમાં હોય તેને ઉત્સંગ પિડિકા કહિયે **૧.**

**કુંભીકા પિડિકાનાં લક્ષણ**—જેના આંખના માર્ગના અંતમાં કુંભીકા (કોહલા)ના બીજ સરખી ફોલ્લી હોય, અને એ ફોલ્લી ફૂટીને ચૂયા કરે તથા સોજા સહિત હોય તેને કુંભીકા નામે નેત્ર રોગ કહિયે ૨.

**પોથકી નામે નેત્ર રોગનાં લક્ષણ**—જેની પાંપણોમાં લાલ સરસવના સરખી ફોલ્લી હોય અને તે ઝરે ઘણી, ચેળ ચાલે, ને પીડા થાય તેને પોથકી પિડિકા નામે નેત્ર રોગ કહિયે ૩.

**વર્ત્મ શર્કરા પિડિકા નામે નેત્ર રોગનાં લક્ષણ**—જેની આંખની પાંપણોમાં શુક્ષ્મ ફોલ્લીઓ ઘણી હોય તથા બીજી ખરબચડી અને મોટી હોય તેને વર્ત્મ શર્કરા નેત્ર રોગ કહિયે ૪.

**અર્શો વર્ત્મા પિડિકા નામે** નેત્ર **રોગનાં લક્ષણ**—જેની પાંપણોમાં તેવરસી કાકડીના બી

---

* પોપચું—એ શબ્દમાં પાંપણનો નીચલો ને ઉપલો માર્ગ, બંને ખુણા પાંપણ, વગેરેનો સમાવેશ કરી આ પુસ્તકમાં હમોએ ઉપયોગમાં આણ્યો છે.

જ સરખી ફોલ્લીઓ થાય તથા જેમાં પીડા કમ થાય, અથવા ફોલ્લી ચિકણી તથા કઠોર હોય તેને અર્શો વર્ત્મા ફોલ્લીનો નેત્ર રોગ કહિયે ૫.

**શુષ્કાર્શ નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખની પાંપણોમાં મોટા મોટા અંકુર ખરબચડાં, ભયંકર હોય તેને શુષ્કાર્શ નામે નેત્ર રોગ કહિયે ૬.

**અંજન નામિકા નેત્ર રોગનાં લક્ષણ**–જેના આંખના પોપચામાં ફોલ્લિયો બળતરાની સાથે લાલ, કોમળ. નાની હોય. અને જેમાં પીડા મંદ હોય તેને અંજન નામિકા નેત્ર રોગ કહિયે ૭.

**બહુલ વર્ત્મા નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખના પોપચામાં ચારે તરફ એક રંગની ઘણીસી ફોલ્લિયો હોય તેને બહુલવર્ત્મા ફોલ્લિ નેત્ર રોગ કહિયે ૮.

**વર્ત્મ બંધક નામે નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખના પોપચામાં સોજો હોય. તેથી નેત્ર બરાબર મીચાતાં નથીં તથા તેમાં થોડી ચેળ ચાલે, તથા થોડી પીડા હોય તેને વર્ત્મબંધક નામે નેત્ર રોગ કહિયે ૯.

**ક્લિષ્ટવર્ત્મા નામે નેત્ર રોગનાં લક્ષણ**–જેના નેત્રની પાંપણનો માર્ગ અકસ્માત્ લાલ થઇ જાય, અને જેમાં મંદ પીડા હોય તેને ક્લિષ્ટવર્ત્મા નેત્ર રોગ કહિયે ૧૦.

**વર્ત્મ કર્દમ નેત્ર રોગનાં લક્ષણ**–જેના નેત્રમાં પિત્ત સંયુક્ત કુપથ્યથી લોહી દગ્ધ થઇને તેની આંખો રસીથી ભીંજાએલી ઘણી રહે તેને વર્ત્મ કર્દમ નેત્ર રોગ કહિયે ૧૧.

**શામ વર્ત્મા નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખની પાંપણના માર્ગમાં તથા બહાર કાળો સોજો હોય. તથા તે સોજામાં પીડા થાય, તથા ચેળ ચાલે, તથા ચીપડાં. પરૂ, પણ વહે, તેને સ્યામ વર્ત્મા નેત્ર રોગ કહિયે ૧૨.

**પ્રક્લિન્નવર્ત્મા નેત્ર રોગનાં લક્ષણ**–જેના નેત્રની પાંપણોની બહાર સોજો હોય. અને તેમાં પીડા થોડી હોય તથા બગદો ઘણો આવે, તેને પ્રક્લિન્નવર્ત્મા નેત્ર રોગ કહિયે ૧૩.

**અક્લિન્ન વર્ત્મા નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખો ધોએ યા નહીં ધોયેથી ઉઘડે નહીં[ચીકાશ વાળુ પરૂ ઘણું ઝરવાથી ચોટી જાય તેથી] તો મીચાએલીજ રહે, તેને અક્લિન્નવર્ત્મા નેત્ર રોગ કહિયે ૧૪.

**વાતહતવર્ત્મા નેત્ર રોગનાં લક્ષણ**–જેની પાપણો સારી પેઠે મીચાય નહીં ને ખુલ્લીજ રહે, તથા પીડા રહે, અથવા નહીં રહે, અથવા આંખ મીચાએલીજ રહે તેને વાતહતવર્ત્મા નેત્ર રોગ કહિયે ૧૫.

**વર્ત્માર્બુદ નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખની પાપણોના માર્ગ માંહે લાંબી, લાલ, ગાંઠ થાય, જેમાં પીડા નહીં હોય. તેને વર્ત્માર્બુદ નેત્ર રોગ કહિયે ૧૬.

**અશ્રસ્ત નિમેષ નેત્ર રોગનાં લક્ષણ**–જેના નેત્રની પાપણો નેત્રની ભીતર પેસી જાય, અને વાયુથી પાંપણ બળ્યા કરે તેને અશ્રસ્ત નિમેષ નેત્ર રોગ કહિયે ૧૭.

**શોણિતાર્શ નેત્ર રોગનાં લક્ષણ**–જેના પોપચાની પાંપણના માર્ગમાં ઉપજી ફોલ્લાને કોમળ અંકુર હોય તેને દૂર કરવાને વાસ્તે બાંધે તેથી તે અંકુર વધ્યા કરે તેને શોણિતાર્શ નેત્ર રોગ કહિયે ૧૮.

**લગણ નામે નેત્ર રોગનાં લક્ષણ**–જેની આંખોની પાંપણના માર્ગમાં બોર જેવડી પાકે નહીં એવી કરડી ગાંઠ હોય, તથા તેમાં ચેળ ચાલે અને આંખમાં ચીપડાનો બગદો આવે તેને

લગણ નેત્ર રોગ કહિયે ૧૯.

**વિષવર્ત્મા નેત્ર** રોગનાં લક્ષણ—જેના આંખના પોપચાંમાં ઘણાં કાંણાં પડી જઇ પોપચા ની ઉપર સોજો ચઢી જઇ આંખમાં આંસૂ ઘણાં આવે તેને વિષવર્ત્મા નેત્ર રોગ કહિયે ૨૦.

**કુંચન નામે નેત્ર** રોગનાં લક્ષણ—વાયુ, પીત્ત, કફ જેની પાપણના માર્ગને સંકુચિત કરી લઇ પોપચાંને આંખો ઊપરથી ઉઠવા દે નહીં કોઇ પણ વસ્તુ દેખાય નહીં. તેને કુંચન નામે નેત્ર રોગ કહિયે ૨૧.

## આંખની પાંપણના રોગ.

(આંખની પાંપણના ૨ રોગ છે)*પક્ષ્મ કોપ ૧, પક્ષ્મ શાંતિ ૨.

**પક્ષ્મ કોપ** પાંપણના રોગનાં લક્ષણ—જેના પોપચાંની પાંપણો જતી રહે, અથવા પોપચામાં પાંપણના વાળ ઘસી જાય, અથવા પોપચામાં ચેળ ઘણી આવે. આ રોગ વાયુના કોપથી થાય છે.અને તે ઘણો ભયંકર છે. સોજો પણ હોય છે. એ અસાધ્ય છે ૧.

**પક્ષ્મશાંતિ** પાંપણના રોગનાં લક્ષણ—આંખના પોપચાની પાંપણો જતી રહે તેમાં ચેળ આવે, તથા બળતરા બળે —આ પીત્તના કોપથી થાય છે એને પક્ષ્મશાંતિ નામે નેત્ર રોગ કહિયે ૨.

## આંખની સંધિમાં જે નવ રોગ હોય છે તેનાં નામ.

પૂપાલસ ૧, ઉપનાહ ૨, પૈત્તિકશ્રાવ ૩, કફશ્રાવ ૪, સન્નિપાત શ્રાવ ૫, રક્તશ્રાવ ૬, પર્વણીશ્રાવ ૭, અલજી ૮ જંતુગ્રંથિ ૯.

**પૂપાલસ નેત્રની સંધિના** રોગનાં લક્ષણ—આંખની મધ્યે પુતળીની પાસે પોપચાના અંતમાં જે સંધિ છે, તે દૂખી આવી પાકીને સૂજી જાય, તથા તેમાં બગદો પરૂ સરખો જાડો જાડો ઘણો આવે. તેને પૂપાલસ નામે નેત્રની સંધિનો રોગ કહિયે ૧.

**ઉપનાહ નામે નેત્રની સંધિના** રોગનાં લક્ષણ—આંખની દ્રષ્ટિની સંધિમાં મોટી ગાંઠ હોય, ને પાકે નહીં, તથા તેમાં ચેળ આંવે, ને પીડા થાય નહીં—તેને ઉપનાહ નામે નેત્રની સંધિનો રોગ કહિયે ૨.

**પૈત્તિકશ્રાવ નેત્રની સંધિના** રોગનાં લક્ષણ--જેની આંખમાં પીડા ઘણી હોય, તથા રોમાંચ થઇ આવે, અને આંખોમાં ચેળ આવે,--આંખો કડવી હોય-ને માથું બળે, અને જેની આંખોની સંધિમાં આંસૂ, હળદર જેવાં પીળાં ઘણાં આવે, તેને પૈત્તિકશ્રાવ આંખની સંધિનો રોગ કહિયે ૩.

**કફશ્રાવ નેત્રની સંધિના** રોગનાં લક્ષણ—જેના નેત્રની સંધિમાં સફેત જાડાં અને ચિકણાં આંસૂ આવે તેને કફશ્રાવ નેત્રની સંધિનો રોગ કહિયે ૪.

**સન્નિપાતશ્રાવ** નેત્રની સંધિના રોગનાં લક્ષણ—જેના નેત્રની સંધિમાં નાસૂર પડી જાય, તથા તેમાંથી દુર્ગંધિ વાળું પરૂ નિકળ્યા કરે તેને સન્નિપાતશ્રાવ નેત્રની સંધિનો રોગ કહિયે ૫.

*પક્ષ્મ રોગ છે તે આંખની પાંપણમાં થાય છે. જેને કાંપરીનો રોગ કહે છે. તે પોપચાના માંહેના પસવાડામાં લાંબી, ખરબચડી થાય છે. તે રતનમાં જઇ અટકે ત્યારે ખટકા પણ કરે છે. પાંપણ જાડી થતી જાય તડકો દેખે પાણી આવે. તે રોગ ગરદન ઉપર પોત લે ત્યારે જાય.

**રક્તશ્રાવ નેત્રની સંધિના રોગનાં લક્ષણ**—જેના નેત્રની સંધિમાં ગરમ લોહી ઘણું નિકળે તેને રક્તશ્રાવ નેત્રની સંધિનો રોગ કહિયે ૬.

**પર્વણીકા નામે નેત્રની સંધિના રોગનાં લક્ષણ**—જેના નેત્રની (કાળી યા સફેત) સંધિમાં તાંબાના રંગ જેવી લાલ, ને ઝીણી (ફોલ્લીઓ) હોય. દાહ તથા શૂળ સહિત હોય, ગોળ જેનો સોજો હોય, ને પાકી જાય તેને પર્વણીકા નામે નેત્રની સંધિનો રોગ કહિયે ૭.

**અલજી નામે નેત્રની સંધિના રોગનાં લક્ષણ**—જેનાં નેત્રની (કાળી યા સફેત) સંધિમાં તાંબાના રંગ સરખી લાલ, ને ઝીણી (ફોલ્લીઓ) હોય-અને દાહ, શૂળ સહિત હોય ને ગોળ જેનો સોજો હોય, પાકી સોના સરખી હોય તેને અલજી નામે નેત્રની સંધિનો રોગ કહિયે. એનાં અને પર્વણીકાનાં એકજ લક્ષણ છે. ૮.

**જંતુગ્રંથિ નામે નેત્રની સંધિનાં રોગનાં લક્ષણ**—જેના નેત્રની સંધિની ગાંઠમાં જીવડા પડી જાય, અને તેથી પાંપણો જતી રહે, ને તે જગાએ ચેળ આવે. અને તેના નેત્રની સંધિમાં અનેક ઝીણા માર્ગ થઇ જાય, તેથી આંખોમાં પીડા ઘણી થાય તેને જંતુગ્રંથિ નામે નેત્રની સંધિનો રોગ કહિયે ૯. ઇતિ नेत्रसंधि रोग संपूर्ण.

---

## આંખોના બીજા સમસ્ત રોગની સંખ્યા તથા તેનાં નામ લખીએ છીએ.

વાયુનો અભિષ્યંદ ૧, પિત્તનો અભિષ્યંદ ૨, કફનો અભિષ્યંદ ૩, રક્તનો અભિષ્યંદ ૪, વાયુનો અધિમંથ ૫, પિત્તનો અધિમંથ ૬, કફનો અધિમંથ ૭, રક્તનો અધિમંથ ૮, સશોથપાક ૯, અશોથપાક ૧૦, હતાધિમંથ ૧૧, વાતપર્યાય ૧૨, શુષ્કાક્ષિપાક ૧૩, અન્યતોવાત ૧૪, અમ્લાધ્યુષિત ૧૫, શિરોત્પાત ૧૬, શિરોહર્ષ ૧૭, અને નેત્રની સમતા ૧, નેત્રની નિરામતા ૨,

**આંખનો વાયુનો અભિષ્યંદ જેને લૌકિકમાં આંખો દૂખવી કહે છે તેનાં લક્ષણ**—જેની આંખોમાં પીડા ઘણી થઈ રોમાંચ થઇ આવે, આંખમાં ચેળ આવે આંખો કરડી થઇ જાય, અને માથું બળે, તથા તેની આંખોનાં આંસૂ શીતળ પડે ત્યારે એને વાતાભિષ્યંદ આંખોનો રોગ કહિયે ૧.

**પિત્તનો અભિષ્યંદ જેને લૌકિકમાં ગરમીથી આંખો દૂખવી કહે છે તેનાં લક્ષણ**—જેની આંખોમાં બળતરા ઘણી હોય, આંખો પાકી જાય, આંખને શીતળતા ગમે, અને ધુમાડા સરખું નિકળે ને ગરમ આંસૂ પડે, તથા પીળી આંખો હોય તેને પિત્તનો અભિષ્યંદ નેત્રનો રોગ કહિયે ૨.

**કફના અભિષ્યંદનાં લક્ષણ**—જેની આંખને ગરમી સારી લાગે અને આંખો ભારે હોય, તે ઉપર સોજો હોય, અને આંખમાં ચેળ આવે તથા ચીપડાં ઘણાં આવે, તથા નેત્ર શીતળ ઘણાં રહે. જાડું જાડું ઘણું ઝરે એને કફનો અભિષ્યંદ રોગ કહિયે ૩.

**રક્તાભિષ્યંદ જેને લૌકિકમાં લોહીની આંખો દૂખવી કહે છે તેનાં લક્ષણ**—જેની આંખના પોપચાં લાલ હોય અને જેનાં આંસૂ તાંબાના સરખાં પડે, તથા આંખોમાં બળતરા બળે, અને શીતળતા ગમે, ગરમ આંસૂ પડે ત્યારે જાણજો કે લોહીનો અભિષ્યંદ નેત્ર રોગ છે ૪.

**વાયુનો અધિમંથ** જેને લૌકિકમાં ઘણી આંખો દુખવા આવી કહે છે તેનાં લક્ષણ-આંખો દૂખતામાં કુપથ્ય કરે ત્યારે આંખોમાં ખટકા ઘણા ચાલે, તે એવા ખટકા ચાલે કે જાણે આંખો એથી ફુટી જશે, તથા આંખોમાં કરકર ઘાલી જાણે મસળે છે. અર્ધું માથું અધર થઇ જાય-માથું બળી ઉઠે, આંસૂ શીતળ આવે ત્યારે જાણજો કે એને વાયુનો અધિમંથ નેત્ર રોગ છે ૫.

**પિત્તના અધિમંથનાં** લક્ષણ-જેની આંખો દુખવા આવી હોય, અને એ ગરમ વસ્તુઓ તથા ખટાશ વગેરે કુપથ્ય કરે ત્યારે એની આંખમાં ખટકા ઘણા ચાલે, તે જાણે આંખ ખટકાથી ફુટી જશે. આંખમાં બળતરા થઇ પાકી જાય તથા આંખોને શીતળતા ગમે. આંસૂ પીળાં નીસરે, તથા આંખો પીળી હોય ત્યારે જાણજો કે પિત્તનો અધિમંથ નેત્ર રોગ છે ૬.

**કફના અધિમંથનાં** લક્ષણ જેની આંખમાં ખટકા ઘણા ચાલે તે જાણે આંખો બેશી જશે તથા તેમાં ગરમ ખમાય. તથા આંખોમાં સોજો હોય. ચેળ આવે, જાડું જાડું ઘણું ઝરે એને કફના અધિમંથનો નેત્ર રોગ કહિયે ૭.

**રકતના અધિમંથનાં** લક્ષણ-જેની આંખો દૂખતી હોય ને તેમાં રૂધિર બગડે એવું કુપથ્ય કરે તેની આંખોમાં ખટકા ઘણા ચાલે કે જાણે આંખો બેશી જશે, તથા તાંબાના રંગ સરખાં આંસૂ પડે, અને લાલ જેની આંખો હોય, દાહ હોય, પાકી જાય. ગરમ આંસૂ પડે ત્યારે જાણજો કે કફના અધિમંથનો નેત્ર રોગ છે ૮.

કફનો અધિમંથ સાત દિવસમાં આંખોને ફોડે. વાયુનો અધિમંથ ૬ દિવસમાં આંખોને ફોડે;લોહીનો અધિમંથ પાંચ દિવસમાં આંખોને ફોડે. પિત્તનો અધિમંથ તત્કાળ આંખને ફોડે છે,

**સશોથ પાક** નેત્ર રોગનાં લક્ષણ-જેની આંખોમાં * આંસૂ તથા ચેળ આવે, અને તેની આંખો પાકાં ઉમૈડાનાં ફળ સમાન પાકી જાય તથા આંખો ઉપર સોજો થઇ જાય, તથા આંખો લાલ હોય તેને સશોથ પાક નેત્રનો રોગ કહિયે ૯.

**અશોથ પાક** નેત્ર રોગનાં લક્ષણ-જેની આંખોને ઉપર સોજો હોય નહીં, ને ચેળ આવે, તથા પાકા ઉમૈડાના ફળ સમાન પાકી જાય. તથા આંખો લાલ થાય તેને અશોથ પાક નેત્રનો રોગ કહિયે ૧૦.

**હતાધિમંથ** નેત્ર રોગનાં લક્ષણ-જેની આંખોએ દેખાય નહીં ને તેમાં પીડા ઘણી થાય, જેમ કમળ સૂકાઇ જાય તેમ નેત્ર થઇ જાય. તેને હતાધિમંથ નેત્રરોગ કહિયે ૧૧.

**વાતપર્યાય** નેત્ર રોગનાં લક્ષણ-જેના ભવામાં તથા આંખમાં વારંવાર પીડા ઘણી ચાલે તેને વાત પર્યાય નેત્ર રોગ કહિયે ૧૨.

**શુષ્કાક્ષિપાક** નેત્ર રોગનાં લક્ષણ-જેની આંખો મીચાઇ જાય તથા બળે, લાલ થઇ જાય, અને સારી પેઠે સૂઝે નહી ને (આંખો) લૂખી થઇ જાય તેને શૂષ્કાક્ષિપાક નેત્ર રોગ કહિયે ૧૩.

**અન્યતોવાત** નેત્ર રોગનાં લક્ષણ-જેની ખાંધ, માથું, દાઢી, કાન, ભવાં, આંખો, એમાં વાયુની પીડા ઘણી ચાલે તેને અન્યતોવાત નેત્ર રોગ કહિયે ૧૪.

**અમ્લાધ્યુષિત** નેત્ર રોગનાં લક્ષણ-જેની આંખો સઘળી કાળી તથા લાલ થઇ પાકી જા

*આંસૂ-આંસૂ એટલે આંખોમાંથી પાણી ઘણું આવે, લાલાશ હોય નેત્રનો ડોળો સંપૂર્ણ જોરમાં સોજા તથા પીડા સંયુક્ત થાય છે. જેને વાસ્તે પોટલી કરે છે. પરંતુ પોટલીથી આરામ નહીં થાય, તો લમણા ઉપર પલાસ્તર મારે તો આરામ થાય છે. અને જો ગરદન ઉપર પોત લે તો આંખોના સઘળા વિકાર જાય. પોત લેવું તે ચતુર વૈદ્ય કને લેવું ગોગ્ય છે.

ય તથા તેમાં સોજાની સાથે દાહ થઇ આંખોમાં પાણી આવે, તેને અમ્લાધ્યુષિત નેત્ર રોગ કહિયે ૧૫.

**શિરોત્પાત જેને લોકિકમાં સબળ વાયુ નેત્ર રોગ કહે છે તેનાં લક્ષણ**–જેની આંખોમાં પીડા હોય અથવા નહીં હોય અથવા જેની આંખોની નસો ચારે તરફથી તાંબા સરખી લાલ હોય તેને શિરોત્પાત એટલે સબળ વાયુ નેત્ર રોગ કહે છે ૧૬.

**શિરોહર્ષ નેત્ર રોગનાં લક્ષણ**–જે પુરૂષ અજ્ઞાનતાથી એ સબળ વાયુના ઉપાય કરે નહીં તેની આંખોમાં આંસૂ વારંવાર ઘણાં પડયાં કરે અને તેને આંખોથી કોઇ તરેહ પણ દેખાય નહીં તેને શિરો હર્ષ નેત્ર રોગ કહિયે ૧૭.

**આંખોનો રોગ ગયો નહીં હોય તેનાં લક્ષણ**–આંખમાં ઘણી પીડા રહે તથા તેમાં લાલાશ ને ચેળ રહે, તથા તેમાં શળ પણ રહે ત્યારે જાણીએકે એને નેત્રમાં રોગ રહ્યો છે. પણ તે ગયો નથી ૧.

**નિરોગ નેત્રનાં લક્ષણ**–(આંખનો રોગ જતો રહ્યો હોય તેનાં લક્ષણ) નેત્રમાં કાંઇ પણ પીડા નહીં રહે; તથા કાંઈ પણ ચેળ અને સોજો હોય નહીં તથા આંસુ આદિ કાંઇ પણ આવે નહીં. આંખનો અત્યંત સારો વર્ણ હોય. અને સર્વ વસ્તુ ઝીણી પણ યથાર્થ દીસે, તેને નેત્રનો રોગ ગયો જાણીએ ૨. આ પરીક્ષા છે.

જ્યાં સુધી આંખમાં રોગ રહે ત્યાં સુધી આટલી વસ્તુઓ કરીએ નહીં તે લખીએ છીએ–નેત્ર રોગ વાળા સુરમો તથા મેશ યા કાજળ આદિ કાંઇ પણ ઘાલે નહીં. ઘણું ઘી ખવરાવે નહીં. તથા કરેડી, ખટાશ વગેરે કુપથ્ય કરાવવું નહીં. ભારે ભોજન તથા સ્નાન કરાવે નહીં પાન વગેરે ગરમ વસ્તુઓ ખવરાવે નહીં. ઇતિ સમસ્ત નેત્ર રોગોની ઉત્પતિ, લક્ષણ, સંપૂર્ણ.

## સમસ્ત નેત્ર રોગોના ઉપાય.

આંખના રોગ વાળાને લાંઘણ તથા લેપ તથા સ્વેદ કર્મ ( શેક કરવો) તથા માથાની નસની ફસ્ત ખોલાવે; તથા જુલાબ અને* આશ્ચોતન કર્મ તથા એને આદિ લઇ બીજા ઉપાય કરે, તો આંખોના વિકાર સર્વ જાય ૧.

**આંખો દુખવા આવી હોય તેના ઉપાય**–જેની આંખો દુખવા આવી હોય તેને ૩ દિવસ સુધી અંજનાદિક કરીએ નહીં. કેમકે ૩ દિવસ સુધી આંખોનું દૂખવા પણું કાચું રહે છે. પછી ચોથે દહાડે પાકી જાય ત્યારે આંખમાં અંજન ઔષધિ કરે, તો એ આંખો તત્કાળ સારી થાય ૧. હીંમત અને શિશિ ઋતુમાં (કારતક, માગશર તથા પોશ, મહા મહીનામાં) તો અંજન મધ્યાને કરવું. ગ્રીષ્મ તથા શરદ ઋતુમાં [વૈશાખ, જેઠ અને ભાદરવા, આસો મહીનામાં) મધ્યાનની પહેલાં અંજન કરવું. વર્ષા રૂતુમાં[ અસાડ તથા શ્રાવણ મહીનામાં] વાદળાં નહીં હોય ત્યારે અંજન કરવું. અને વસંત રૂતુમાં [ફાગણ અથવા ચૈતર મહીનામાં ] ચાહ્ય ત્યારે સુરમાંવગેનું અંજન કરે, તો તેને નેત્ર રોગ કદિ પણ થાય નહીં. પ્રથમ તો ડાબી આંખ આંજવી પછી જમણી આંખ આંજવી. એવો સંપ્રદાય છે.

---

* આંખ ઉઘાડી રાખી તેમાં આઠ ૮ ટીપાં ઓસડોના રસના નાખવાં તેને આશ્ચોતન કર્મ કહે છે.

**આંખો દુખવા આવી હોય તેનો લેપ**-હરડેની છાલ, સિંધવખાર, સોનાગેરૂ, રસોત, આ સર્વ બરાબર લઇ એને પાણીમાં બારીક વાટી આંખોની ઉપર લેપ કરે, તો સર્વે આંખના રોગો જાય ૧.

**આંખોને સારી થવાનો બીજો લેપ**-લોઢાના વાસણમાં લીંબુનો રસ નાખે, પછી એ રસને કંઇક જાડો કરે, પછી આંખોની ઉપર લગાવે, તો આંખો દૂખતી સારી થાય ૨.

**આંખોના દૂખવાને તત્કાળ દૂર કરનારો લેપ**-અફીણ માસો ૧, ફુલાવેલી ફટકડી માસો ૧, લોદર માસો ૧, એને લીંબુના રસમાં વાટી લોઢાની કડછીમાં કંઇ એક ગરમ કર્યા પછી આંખોના ઉપર લેપ કરે, તો આંખો દૂખતી તત્કાળ સારી થાય ૩.

**આંખોને સારી થવાનો બીજો લેપ**-જેઠીમધ, ગેરૂ, સિંધવખાર દારૂહળદર રસોત. આ સર્વ બરાબર લઇ એને પાણીમાં બારીક વાટી આંખોના ઉપર લેપ કરે, તો આંખો દૂખવાના સર્વ રોગ જાય ૪.

**આંખો દૂખવા આવી હોય તેને સારી થવાની પોટલી**-પઠાણી લોદર માસો ૧, રસોત માસો ૧, જેઠીમધ માસો ૧, એને બારીક વાટી કુંવરના પાઠાના રસમાં, અથવા પોસ્તના (ખસખસના ડોડવાંના) પાણીમાં, અથવા પાણીમાં માસા ૧ ભારની પોટલી કરવી, પછી દૂખતી આંખ ઉપર વારંવાર ફેરવે, તો આંખો સારી થાય ૫.

**આંખોમાં વાયુએ કરી શુળ ચાલતુ હોય તેને સારા થવાનો શેક**-પઠાણી લોદરને બારીક વાટી લૂગડામાં ચાળીને એને ઘીમાં શેકયા પછી તેનો ગરમ પાણીથી શેક કરે, તો આંખો સારી થાય ૬.

**આંખના રોગને સારા કરવાને વાસ્તે આ તરેહ આટલા ઉપાય કરે તો વૈદ્ય ઠગાય નહીં તે શાર્ગંધર વાગભટ્ટાદિકના મતથી** લખીએ છીએ-શેક ૧, અશ્ચોતન કર્મ ૨, થપોલી બંધન ૩, વિડાલ કર્મ એટલે આંખો ઉપર લેપ કરવો ૪, તર્પણ એટલે આંખમાં ઘી, રસ, વગેરેનું ઘાલવું ૫, પુટ પાક ૬, અંજન ૭, શસ્ત્ર કર્મ ૮. આ પ્રકારે આંખના રોગોના ઉપાય કરવા. અને એરંડાનાં પાન, છાલ, મૂળ, એને ઉકાળી એનું પાણી કાઢી એ પાણીને બકરીના દૂધમાં ઉકાળતાં જ્યારે એ પાણી સર્વ બળી જાય ને દૂધ આવી રહે ત્યારે એ દૂધને કંઇએક ગરમ કરી આંખ ઉપર ૧૦૦ વાર ગણતાં સુધી ઝારો દે, તો વાયુથી દૂખતી આંખો સારી થાય ૭. અથવા દૂધમાં થોડો સિંધવખાર નાખી ગરમ કરી ખમતો ખમતો આંખોના ઉપર ઝારો દે, તો વાયુની આંખો દૂખતી સારી થાય ૮. અથવા હળદર, દારૂહળદર, સિંધવખાર, એને દૂધમાં પકવી એ દૂધનો આંખોના ઉપર ઝારો દે, તો આંખો સારી થાય ૯.

**ગરમીથી આંખો દૂખવા આવી હોય તેના સેક**-પઠાણી લોદર, જેઠીમધ, એને બારીક વાટી ઘીમાં સેકે, પછી બકરીના દૂધમાં એને પકવે, પછી એ દૂધનો આંખો ઉપર ઝારો દે તો ગરમીથી દૂખતી આંખો સારી થાય ૧૦. અને લોહીના દૂષ્ટપણાથી આંખો દૂખે તેના પણ આજ ઉપાય છે ૧૧. અથવા ત્રીફળા, લોદર, જેઠીમધ, શાકર, નાગરમોથો, એને શીતળ પાણીમાં બારીક વાટી આંખોએ ઝારો દે, તો લોહીથી દૂખતી આંખો સારી થાય ૧૨.

**આશ્ચીતનની વિધિ**-આશ્ચાતન કર્મ રાતમાં કરવું નહીં. આંખ ઉઘાડી રાખી તેમાં આઠ ટીપાં ઓસડોના રસના નાંખવાં. શીત કાળમાં (શીઆળામાં) ગરમ નાખવાં. ઉષ્ણ કાળમાં ઉના

ળામાં) શીતળ નાંખવાં. વાયુની આંખો દૂખે, તો ગરમ ઓસડો નાંખવાં. કફની આંખો દૂખે, તો તીખી, લૂખી અને ગરમ ઔાષધિનો રસ નાખવો ૧૩.

**વાયુથી આંખો** દૂખે તેનો લેપ-લીમડાનાં પાનનો રસ પાણી નાખી કાઢી તેમાં લોદરને વાટી ગરમ કર્યા પછી તેનો આંખો ઉપર લેપ કરે, તો વાયુની, રક્ત પિત્તથી દૂખતી આંખ સારી થાય ૧૪.

**રકતપિત્ત અને વાયુથી આંખો દૂખે તેના ઉપાય**-આંખને ઉઘાડી તેમાં સ્ત્રીના દૂધના આઠ ટીપાં નાખે. તો ગરમી તથા લોહીથી દૂખતી આંખો સારી થાય ૧૫ અથવા વાયુથી આંખમાં ખટકા ચાલે ને ઉપાય કર્યાથી આરામ નહીં થાય, તેના લલાટની નસનું કંઇક લોહી કઢાવે અથવા ભવાની ઉપર ડામ દે, તો આંખના ખટકા સારા થાય ૧૬. અથવા સરગવાનાં પાનની થપોલી. અથવા લીમડાનાં પાનની થપોલી કરી આંખોના ઉપર બાંધે, તો કફના આંખના ખટકા જાય * ૧૭.

**ગરમીથી આંખમાં ખટકા ચાલે તેના ઉપાય**-આંમળાને પાણીમાં વાટી તેની થપોલી બાંધે, અથવા બકાયણના પાંદડાંની થપોલી કરી બાંધે, તો આંખના ગરમીના ખટકા જાય ૧૮. અથવા ત્રીફળા, લોદર અને કાંજીના પાણીમાં વાટીને પછી તેને ઘીમાં તળ્યા પછી એની થપોલી (કરી આંખ ઉપર) બાંધે, તો ગરમીથી તથા કફથી થયા આંખના ખટકા જાય ૧૯.

**આંખમાં ખટકા તથા સોજો તથા ચેળ થાય તેના ઉપાય**-સુંઠ, લીમડાનાં પાન. એમાં થોડો સિંધવખાર મેળવી બારીક વાટી એની થપોલી કરી આંખોએ બાંધે, તો આંખના ખટકા, સોજો. તથા ચેળ એ સર્વે જાય ૨૦.

**આંખની આંજણીના ઉપાય**-આંખની આંજણીને ઘીથી શેકવી, પછી એ આંજણીને શસ્ત્રથી ફોડી તેના ઉપર મનસિલ, હરતાલ. તગર. સિંધવખાર, એ સર્વ બરાબર લઇ એને મધમાં બારીક વાટી એનો લેપ કરે. તો આંજણી જાય ૨૧.

**નેત્ર રોગને વાસ્તે તર્પણની વિધિ**-જે જગાએ પવન ચાલતો હોય નહીં ત્યાં શીધો સૂવાડીએ, પછી તેની આંખ ઉપર ચોગરદમ અડદનો લોટ બારીક વાટી પાણીમાં મસળી તેની બે આંગળની ઊંચી વાડ કરવી. પછી તેમાં ઘી કંઈએક ગરમ ખમતું, અથવા ૧૦૦ વાર ધોએલું ઘી, અથવા દૂધ, એ ૧૦૦ સો વાર ગણતરી ગણે એટલી વાર સુધી રાખે, તો નેત્રના રોગ, વાંકા પણું, પાંપણો જતી રહી હોય તે, આંખ સારી પેઠે ઉઘડે નહીં તે, તિમર. ફુલ, માથાનું દરદ, વાયુ, ખટકા, એ સઘળા રોગો આ તર્પણથી જાય છે. આ તર્પણ વાદળામાં, ઉષ્ણકાળમાં, ચિંતામાં, ભ્રમમાં, કરીએ નહીં ૨૨. ઇતિ **તર્પણ વિધિ.**

## આંખનાં અંજન લખીએ છીએ.

**ચંદ્રોદય ગુટિકા**-શંખની દૂંટી, બેહેડાંની મીંજ, હરડાની મીજ, મનસિલ, પીપેરો, મરી, કોષ્ટ, વજ, આ સર્વ બરાબર લઇ એને બકરીના દૂધમાં બારીક વાટી અંજન કરે, તો ફુલ, તિમર. આંખમાં માંશની વૃદ્ધિ. આંખમાં કાચ ઢળ્યા હોય તે. પડાળ, રતાંધળો અને આંખ

* આંખના રોગના કારણોથી મસ્તકમાં વેગ ચાલે છે જેને સણકા કહે છે. તે સણકા ઘણું અસાધ્ય છે જેને વાસ્તે મસ્તકનું લોહી કઢાવીને પછી સુંઠને નાળીએરના ગોટામાં પકવી તેમાં ઘી, શાકર, બદામ, પસ્તાં નાંખીને ખવરાવે, તો મગજ તર થઇ ખટકાનો રોગ આરામ થાય છે. આ ક્રીયા શ્રીધરની તપાસેલી છે તે ખરી છે એમ જણાય છે.

ના રોગોને આ અંજન દૂર કરેછે ૨૩. ઇતિ **चंद्रोदय गुटिका.**

**લેખન ગુટિકા**–કાચકીનાં બીજને બારીક વાટી તેને કેશૂડાંના રસના ઘણાંક (૨૧) પુટ દેવા. પછી તેની ગોળી કરી એ ગોળીને પાણીમાં ઘશી અંજન કરે, તો ફુલાને આદિ લઇ આંખના સર્વે રોગો જાય ૨૪. ઇતિ **लेखन गुटिका.**

**દંતવર્તી લખીએ છીએ**–હાથી દાંત કુક્કર યા ભૂડનો દાંત, ઊંટનો દાંત,ઘોડાનો દાંત, ગાયનો દાંત, બકરાનો દાંત, ગધેડાનો દાંત, શંખની દૂટી. અવિંધ મોતી. સમદ્રફીણ, આ સર્વે બરાબર લઇ એને બારીક વાટી એનું અંજન કરે, તો સર્વે પ્રકારના ફુલાં જાય ૨૫. અથવા કમળ કાકડી, સરગવાનાં બીજ, નાગકેસર. એને બારીક વાટી અંજન કરે, તો ઊંઘ આવતી હોય, તો તેથી ઊંઘ આવે નહીં ૨૬. ઇતિ **निंद नाशक अंजन.**

**રોપણી ગુટિકા**–તલનાં ફુલ ૮૦, પીપર મોટી પીપર )નાં બીજ ૬૦, ચંબેલીનાં ફુલ ૫૦, મરી ૧૬, એને બારીક વાટી ગોળી કરી રાખવી. પછી એ ગોળીને પાણીમાં ઘસી અંજન કરે, તો તિમર, અર્જુન રોગ, ફુલાં, માંસ વૃદ્ધિને આદિ લઈ નેત્રના સર્વે રોગો જાય ૨૭.

**સ્નેહુની ગુટિકા**–રસોત, બંનેહળદર, ચંબેલીનાં ફુલ, અથવા લીમડાનાં પાન, એ સર્વને બારીક વાટી છાંણના રસમાં અંજન કરે. તો રતાંધળાપણું જાય ૨૮. અથ **द्वितिय स्नेह नी गुटिका.** આંમળાનાં બીજ, બેહેડાનાં બીજ, હરડેનાં બીજ, એને બારીક વાટી અંજન કરે. તો આંખના પાણીને તથા વાતરક્તના રોગોને આ અંજન દૂર કરેછે ૨૯. અથવા મોરથૂથૂ સોનામખી નો કાંકરો) સિંધવખાર, શાકર. શંખની દૂટી, મનસિલ. ગેરૂ, સમુદ્રફીણ, કાળાં મરી, આ સર્વે બરાબર લઇ એને મધમાં બારીક વાટી અંજન કરે. તો તિમર આંખમાં કાચ આવ્યા હોય તે. ફુલ એને આ અંજન દૂર કરેછે ૩૦.

**ફુલાંને દૂર થવાનું અંજન**–ચિણિયા કપૂરનું વડના દૂધમાં અંજન કરે તો બે મહીનાનું ફૂલ જાય ૩૧.

**નીંદ નાશક અંજન**–બે કાળાં મરીને બારીક વાટી ઘોડાની લાળમાં અથવા મધમાં અંજન કરે. તો ઘણી ઉંઘ જતી રહે ૩૨.

**તંન્દ્રાને દૂર થવાનું અંજન**–જાયનાં ફુલ પરવાળું, કાળાં મરી, કડુ, વજ, સિંધવખાર, આ સર્વે બરાબર લઇ એને બોકડાના મૂત્રમાં ઘસી અંજન કરે તો તંદ્રા જાય ૩૩.

**રસાંજન ગુટિકા**–રસોત, રાળ, ચંબેલીના ફુલ, મનસિલ, સમુદ્ર ફીણ. સિંધવખાર, ગેરૂ, કાળાં મરી, આ સર્વે બરાબર લઇ એને બારીક વાટી મધમાં અંજન કરે, તો આંખની ચેળ, પાપણો જતી રહી હોય તેને આ સારાં કરે છે ૩૪.

**મોતીઆ બિંદુને દૂર થવાનું અંજન**--ગળોનો રસ ટંક ૨ાા, મધ માસો ૧. સિંધવખાર માસો ૧, એ સર્વેને એકઠા કરી બારીક વાટી અંજન કરે, તો મોતિયા બિંદુ તિમર, ધૂંધળું, કાચ. એ વગેરે સર્વે નેત્ર રોગ જાય ૩૫. અથવા સાટોડીના મૂળને સ્ત્રીના દૂધમાં ઘસી અંજન કરે, તો આંખની ચેળ જાય. સાટોડીના મૂળને મધમાં ઘસી અંજન કરે, તો આંખમાંથી પાણી પડતું બંધ થાય, અને સાટોડીના મૂળને ઘીમાં ઘસી અંજન કરે, તો ફુલાં જાય. સાટોડીના મૂળને (તલના) તેલમાં ઘસી અંજન કરે, તો તિમર જાય. સાટોડીના મૂળને કાંજીમાં ઘસી અંજન કરે, તો રતાંધળાપણું જાય ૩૬.

**આંખોમાંથી પાણી પડે તેને દૂર કરવાનાં અંજન**--બાવળીઆનાં પાનનો ઉકાળો કરી તેનો રસ કાઢવો. પછી એ રસને ગાળી લઈ ફરી (ઉકાળી) જાડો કરે. પછી તેમાં મધ મેળવી અંજન કરે, તો આંખોમાંથી પાણી પડતું બંધ થાય ૩૭. નિર્મળીનાં ફળને પાણીમાં ઘસી અંજન કરે, તો આંખમાંથી પાણી પડતું બંધ થાય ૩૮.

**આંખોને નિર્મળ કરવાનું અંજન**-નિર્મળીનાં ફળને મધમાં ઘસી એમાં થોડું કપૂર મેળવી અંજન કરે, તો આંખો નિર્મળ થાય ૩૯.

**જેની આંખમાં મોતિયા બિંદુ યા કાચ** વગેરેથી સૂજે નહીં તેને **સારા થવાનું અંજન**-કાળા સાપના માંસનું ઘી, અને શંખની નાભિ. નિર્મળી એને બારીક વાટી આંખોમાં અંજન કરે, તો મોતિયા બિંદુ આદી રોગ જઈ એને દેખાવા લાગે ૪૦. અથવા મરઘીના ઇંડાના છોતરાં, મનસિલ, કાચ, શંખની દૂંટી, સફેત ચંદન, સોનાગેરૂ, આ સર્વ બરાબર લઈ એને બારીક વાટી અંજન કરે, તો મોતિયા બિંદુ ફૂલાને આદિ લઈ આંખના રોગ જાય ૪૧.

**આંખના સર્વ રોગ દૂર કરવાનાં અંજન**--કાળાં મરી માસા ૨, પીપરો માસા ૬, સમુદ્રફીણ માસા ૬, સિંધવખાર માસા ૨, સુરમો માસા ૬, એને ચિત્રા નક્ષત્રને દહાડે બારીક વાટી એનું અંજન કરે, તો ફૂલા, ચેળ, કાચ આંખમાં આવ્યા હોય તે, વગેરે સર્વ આંખના રોગ જાય ૪૨. અથવા ખાપરીઆને બારીક વાટી તેને પાણીમાં ડબોળી દે. પછી તેના ઉપરનું (નીતરતું) પાણી લેતા જવું તેને જૂદું રાખતા જવું એવી રીતે વારંવાર પાણી લે અને નીચે રહ્યું જે ખાપરીઆંનું ચૂર્ણ તેને લે નહીં. અને પેલા ખાપરીઆના પાણીને જુદા વાસણમાં [ઉકાળી તડકે] સૂકવી દઈ તેની પોપડી કરી લે. પછી તે પોપડીને ત્રિફળાના રસના ૩ પુટ દે. પછી એ પોપડીનો દશમો ભાગ એમાં કપૂર મેળવે. પછી એને બારીક વાટી અંજન કરે, તો આંખના સર્વ રોગ જાય ૪૩.

**આંખની દ્રષ્ટિ કરનારી સળી**-સીસાને અગ્નિમાં ગાળી ગાળીને ત્રિફળાના રસમાં ૧૦૦ વાર ડબોળે. પછી એવીજ રીતે જળભાગરાના રસમાં ૫૦ વાર ડબોળે. પછી એવીજ રીતે સુંઠના રસમાં ૫૦ વાર ડબોળે, પછી એવીજ રીતે ઘીમાં ૫૦ વાર ડબોળે. પછી ગાયના મૂત્રમાં એવી રીતે ૨૫ વાર ડબોળે. પછી એવીજ રીતે મધમાં ૨૫ વાર ડબોળે. પછી બકરીના દુધમાં એવીજ રીતે ૨૫ વાર ડબોળે. પછી એ સીસાની સળી કરીને એ સળીને આંખમાં ફેરવે, તો સર્વ પ્રકારના નેત્રના રોગ જાય ૪૪.

* **આંખના સર્વ રોગ દુર થવાનું વળી અંજન**--સુરમાને અગ્નિથી ગરમ કરી ત્રિફળાના રસમાં ૭ વાર ડબોળવો. પછી સ્ત્રીના દૂધમાં એવી તરેહ ૭ વાર ડબોળે. પછી ગાયના મૂત્રમાં એવી તરેહ વારંવાર ગરમ કરી સુરમાને ડબોળે. પછી ફરી સ્ત્રીના દૂધમાં ૫ વાર ડબો-

* श्लोक—शीतांबु पूरित मुखः प्रतिवासरंयः
काळ त्रयेण नयनं द्वितयं जलेन ॥
आसिंचाति ध्रुवमसौन कदाचि दाक्षि
रोग व्यथा विधुरतां भजते मनुष्यः ॥१॥

**અર્થ**-આંખો ઉપર થંડા પાણીના કોગળા દર રોજત્રણ ત્રણ વખતે કરાવે તો અતિ દુખ દેનારી નેત્રસંબંધી પીડા આરામ થાય, એ શારંગધરમાં લખ્યું છે.

જે. પછી એને બારીક વાટી અંજન કરે. તો આંખના સર્વ રોગો જાય. ૪૫.

**નયના મૃત અંજન**–સોધ્યા સીસાને ગાળી તેની બરાબર તેમાં પારો મેળવે પછી એ બંનેની બરાબર એમાં સૂરમો મેળવી એ સઘળાંનો દશમો ભાગ તેમાં બરાસ કપૂર નાંખે. પછી એ સઘળાને બારીક વાટી એનું અંજન કરે, તો આંખના સર્વ રોગો જાય ૪૬.

**સાપ વગેરેનું ઝેર દૂર કરવાનું અંજન**–નીપાળાની દીવેલીની માંહેલી મીંજે લઇ તેને લીંબૂના રસના પુટ ૨૧ દે, પછી એની ગોળી કરે. પછી એ ગોળીને માણસની લાળમાં ઘસી આંખમાં અંજન કરે, તો સાપ વગેરેનું ઝેર દૂર થાય ને એ આદમી મુઓ પણ જીવે ૪૭. આ સર્વ અંજન શારંગરધરમાં લખ્યા છે.

**આંખો દુખતી હોય તેને સારી થવાનો શાહ હજુરીનો બતાવેલો નુકસો**–અત્તારની દવા. હિમજી હરડે. એ બંને ઔષધિ પાણીમાં ઘસી આંખોની ઉપર ચોગદમ લેપ કરે, તો વાયુ, પિત્ત, કફ, એ ત્રણે આજારોમાંના કોઇ વિકારથી આંખો દુખવા આવી હોય તો શીઘ્ર આરામ થાય. આ નુકસો અજમાએ થયો છે ૪૮.

**વાગ્ભટના મતથી મોતિયા બિંદુના ઉપાય**–કાચા મોતિયા બિંદુનો જાલો સળીથી ઉતારવો નહીં (પણ) પાકા મોતિયા બિંદુનો જાલો ઉતારી લેવો ૪૯.

**પાકા મોતિયા બિંદુનાં લક્ષણ**–આંખની પુતળી ઉપર દહીં યા છાશ (મઠા) સરખું ટપકું આવી જાય. ને તેને કાંઇ પણ દેખાય નહીં. તથા તે આંખમાં પીડાદિક કાંઇ પણ હોય નહીં ત્યારે તે આંખોનો જાલો સળી વગેરેથી ઉતારે. આટલા આદમીનો આંખનો જાલો ઉતારીએ નહીં–પીનસ રોગ વાળાનો, ખાંસી વાળાનો, અજીર્ણ વાળાનો, બીકણનો, ઉલટી કરી હોય તેનો, માથાના રોગ વાળાનો, કાન તથા આંખમાં જેને શૂળ ચાલે તેનો, અને શ્રાવણ, કાર્તક, તથા ચૈત્ર મહીનામાં આંખનો જાલો ઉતારિયે નહીં. પણ સાધારણ કાળ હોય ત્યારે જુલાબ આપી શરીરને શુદ્ધ કરી ભોજન કરી સારા નિર્મળ સ્થાનમાં પવનાદિક જે ઠેકાણે નહીં હોય તે ઠેકાણે રોગીને બેસાડી મધ્યાનનાં પહેલાં આંખના રોગોને દૂર કરનારા પ્રવીણ વૈદ્ય કને આંખોનો જાલો સલીથી લેવરાવે. વૈદ્ય એવા રોગીને પલાંઠી વાળી બેસાડે. અને રોગીની પાછળ સાણા ચતુર આદમીને બેસાડે. તે માણસ (પોતાના) બંને હાથથી રોગીને પકડે, હાલવા ચાલવા દે નહીં એવી રીતે તેને બેસાડે. પછી તેની આંખમાં વૈદ્ય સળી નાખી અત્યંત ચતુરાઇથી તેની આંખમાં શળીને ફેરવી સળીથી આંખના પ્રાન્ત ભાગમાં જાલાને ફોડી સર્વ આંખના જાલાને દૂર કરી એ જાલામાંથી આંખની પુતળીના ઉપરનું એ વિકારનું બૂંદ ઢળી પડે ત્યારે એ માણસને સર્વ વસ્તુ યથાર્થ દેખાય. સળીના ફેરવ્યા પહેલાં આંખને મોંઢાના બાફથી ફુંકી દઇ પસીના યુક્ત કરી લેઇ વૈદ્ય પોતાના અંગુઠાથી એ રોગીની આંખને મસળી કોમળ કરીલે,પછી સળીથી જાલો લે. વૈદ્ય પણ પોતાનો હાથ બીજી તરફ હાલવા દે નહીં. આ વિધિથી આંખનો જાલો લીધા પછી રોગીને સારી વાતોથી પ્રસન્ન કરી તથા ઘણી ખાતર જમા કર્યા પછી તેને સૂવાડી દે–પછી એ રોગીની આંખના ઉપર ઘીના પોળવા બાંધે અને તે રોગીને સીધો (છતો) સૂવાડે તે એવા સ્થાનમાં કે જ્યાં પવન ચિલકા(પરછાયો વગેરે આવવા પામે નહીં. અને રોગીનું માથું વગેરે સઘળું શરીર હાલવા ન દે, તથા રોગીને છીંક. ખાંસી, ઓડકાર, થકવું, ઘણા પાણીનું પીવું, દાતણ, નહાવું, ખેદ વગેરે કર્મ કરવા દે નહીં, અને એ રોગીને ઊં

ધે મુખે સુવા દે નહીં અને અત્યંત હલકું ભોજન કરાવી, ઘી વગેરે ભારે વસ્તુઓ ખાવા દે ન હીં. આ વિધિથી ૭ દિન કર્યા પછી કંઇએક ઘી નાખી પાતળી હલકી અન્નની કાંજી (રાબડી) ખવડાવે. પછી વાયુને દૂર કરનારી શાકરને આદિ લઇ વસ્તુઓ ખવરાવે. એવી તરેહ ૧ માસ સુધી રાખે કાંઇ કુપથ્ય કરવા દે નહીં; પવન તેજ તથા ઝીણી વસ્તુ વગેરેને જુએ નહીં અ ને આંખોમાં શીતળ થાય એવી વસ્તુઓ દરો વગેરે દેખવા દે. એવી રીતે કરે, તો મોતિયા બિં દૂને આદિ લઇ આંખના સર્વ રોગો જાય. પછી એને શીતળ ચસ્મા લગાવે તો આ રોગ ક દી એને થાય નહીં. આ મોતિયા બિંદૂનો ઉપાય વાગ્ભટ્ટમાં લખ્યો છે ૫૦.

**પાંડુ રોગને દૂર કરનારૂં અંજન**–હીંગને દડધલના રસમાં ઘસી આંખમાં અંજન કરે, તો પાંડુરોગ. પીળિયા જાય ૫૧.

**નારાયણ અંજન**--તુલસીનાં પાનનો રસ તથા બીલીનાં પાનનો રસ એ બરાબર લીધા પ પછી બંનેને કાંસાની થાળીમાં નાખો એ બંનેની બરાબર સ્ત્રીનું દૂધ નાખ્યા પછી એ ત્રણેને ગજવેલના (લોઢાના) ઘૂટાથી પહોર બે સુધી રગડે. પછી એજ વાસણમાં તાંબાના ઘૂટાથી પ હોર ૨ રગડયા પછી એનું અંજન કરે, તો આંખનું શૂળ તથા આંખનું પાકવું તત્કાળ જાય ૫૨.

**નયના મૃત ગુટિકા**–સુંઠ, હરડેની છાલ, કુલથ્થ, ખાપરીયું, ફટકડી, માયફળ, ખેરસાર, આ સઘળાં ઓસડો બરાબર લે; અને બરાસ કપૂર, કસ્તુરી, વગર વીંધેલું મોતી, એ એક ઓસડના તોલથી અર્ધું અર્ધું લીધા પછી એ સર્વને ખલમાં વારીક વાટી લીંબુના રસમાં દિ ન ૫ ખલ કરે પછી એની ગોળી કરી એ ગોળીને પાણીમાં ઘસી અંજન કરે, તો આંખનું તિમર જાય. અને એ ગોળીને સ્ત્રીના દૂધમાં ઘસી અંજન કરે, તો ફૂલો, પડળ જાય. અને એ ગોળીને મધમાં અંજન કરે, તો આંખમાંથી પાણી પડતું બંધ રહે. એને ગાયના મૂત્રમાં અંજન કરે. તો રતાંધળો જાય. અને કેળના રસમાં અંજન કરે, તો આંખની માંસ વૃદ્ધિ જાય. ઇતિ **नयना मृत गुटिका** ૫૩.

**આંખની પાંપણો જતી રહી હોય તેને આવવાનું અંજન**–હંઘેડીનાં પાનને ગાયના મૂત્રમાં વાટવા પછી એથી અર્ધું ખાપરીયું લે. પછી એ બંને ને ખલમાં વાટે પછી એ બંનેની વચ્ચે જસતનાં ઝીણાં પતરાં ક રી મૂકે. પછી એને કપડમટ્ટી દઇ સૂકવી અડાયાં છાણાંના ગજપુટમાં ફુંકી દે. પછી સ્વાંગ શી તળ થયે કાઢે. પછી એને બારીક વાટી અંજન કરે, તો આંખોએ પાંપણો આવે ૫૪.

**શીતળાનાં ફુલ દૂર થવાનું અંજન**–ગધેડાની દાઢને ઝીણી વાટી અંજન કરે, તો શીત ળાના ફૂલાં જાય ૫૫.

**સબળ વાયુને દુર થવાનું અંજન**–આમળ સાર ગંધકથી મારેલા તાંબાને બારીક વાટી અંજન કરે, તો સબળ વાયુ. પડળને આદિ લઇ આંખના સર્વ રોગો જાય ૫૬. આ સર્વ ઉપા ય વૈદ્ય રહસ્યમાં છે.

**ફૂલા, ધૂંધિને દુર થવાનું અંજન**–ચોખું મોરથૂથૂ ટંક ૫, ફૂલાવેલી ફટકડી ટંક ૫, ભી જવેલી પીપેરોનાં બીજ ટંક ૫, શાકર માસા ૫. એને બારીક વાટી કાજળી કરી એ કાજળી આંખમાં આંજે, તો ફૂલાં, ઢલકા, ધૂંધિ સર્વ *જાય ૫૭.

---

भुक्त्वा पाणितलं घृष्ट्वा चक्षुषोर्यदिदीयते; जातरोगा विमस्यंति तिमिराणि तथैवच.

**ચંદ્રોદય ગુટિકા**–શંખની દૂટી, બેહેડાની મીંજ, હરડેની છાલ, મનસિલ. પીપેરો, કાળાં મરી, કોઠ, વજ, એ સઘળાં ઓસડો બરાબર લઇ એને બકરીના દૂધમાં બારીક વાટી ગોળી કરીને પછી એ ગોળીને પાણીમાં ઘશી અંજન કરે, તો તિમર, આંખની માંસ વૃદ્ધિ, પડાળ. કાચ. રતાંધળો, ફૂલાં, આ સર્વે દૂર થાય ૫૮.

**ચંદ્રપ્રભાવ ગુટિકા**–હળદર. લીંમડાનાં પાન, પીપેરો, મરી. વાવડીંગ, નાગરમોથો. હરડેની છાલ આ સર્વ બરાબર લઇ એને બારીક વાટી બકરીના મૂત્રમાં દિન ૩ ખલ કર્યા પછી એની ગોળી કરી છાંયડે સૂકવે, પછી એ ગોળીને ગાયના મૂત્રમાં ઘશી અંજન કરે, તો આંખના કાચને દૂર કરે. પાણીમાં ઘશી અંજન કરે, તો તીમીરને દૂર કરે. મધમાં ઘશી અંજન કરે. તો પડળને દૂર કરે. સ્ત્રીના દૂધમાં ઘશી અંજન કરે, તો ફૂલાને દૂર કરે ૫૯. ઇતિ **चंद्रप्रभाव गुटिका.**

**દ્વાદશામૃત હરિતકી**–હરડેની છાલનો ૧ ભાગ, બેહેડાની છાલના ૨ ભાગ, આંમળાં ૪ ભાગ, સતાવરી તોલા ૮ ભાર, સાર તોલા ૪ ભાર. જેઠીમધ તોલા ૮ ભાર, તજ ટંક ૫. સિંધવખાર ટંક ૫, પીપેરો ટંક ૫, અને એ સર્વની બરાબર શાકર લઇ એને બારીક વાટી ટંક ૨॥ મધ તથા ઘીની સાથે દિન ૪૯ રોજ ખાય. તો તિમિર, પડળ, આંખના કાચ, રતાંધળો, ફૂલાં, આંખમાં પાણી આવે તેને, સબળ વાયુને આદિ લઇ સર્વ આંખના રોગને આ દ્વાદશામૃત હરિતકી દૂર કરે છે ૬૦.

**ત્રિફળાદિ ઘૃતં**–ત્રિફળાનો રસ શેર ૧, ગળોનો રસ શેર ૧, આમળાંનો રસ શેર ૧, જળભાંગરાનો રસ શેર ૧. અરડૂસાનો રસ શેર ૧, શતાવરીનો રસ શેર ૧, બકરીનું દૂધ શેર ૧, કમળકાકડી, ત્રિફળા, જેઠીમધ, પીપેરો. દરાખ, શાકર. ભોરીંગણી, આ સર્વનો રસ અચ્છેર અચ્છેર લઇ એ સર્વમાં ગાયનું ઘી શેર ૨ પાકા (૪ શેર કાચા) નાખી મધુરી આંચથી પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે (ઉતારી) લઇ એ ઘીને તોલા ૮ ભાર રોજ ખાય, તો આંખનું તિમિર, કાચ, ફુલા, સબળ વાયુ, વગેરે સર્વ આંખના રોગ જાય ૬૧. ઇતિ **महा त्रिफलादि घृतं.**

**ગરમીના વિકાર દૂર થવાનાં અંજન તથા લેપની વિધિ**–આંખ દુખે યા સોજો થાય, તો આંખમાં અંજન યા લેપ કરવાથી આરામ થાય. સોધ્યો સફેતો માસા ૧૦, તેને સોધવાની વિધિ ( એ કે )–સફેતાને ઝીણો વાટી ચીનાઈ વાસણમાં ઘણા પાણીથી ધોઇ લેતાં જ્યારે સફેતો નિચે બેશી જાય ત્યારે તેનું પાણી કાઢી નાંખે. એવી તરેહ ત્રણ વાર કરી લેવું. પછી અત્તારની અંજરૂત ઔષધિ માસા ૩ લઇ તેને સોધવાની વિધિ (એ કે) અંજરૂતને બારીક વાટવા પછી જે સ્ત્રીને છોડી હોય તેનું દૂધ એટલું લેઇ મેળવવું કે જે ૮ પોહોરમાં સૂકાઇ જાય. એવી રીતે પુટ ૫ દે. પછી કતીરો માસો ૧, બરાસ કપૂર રતી ૪, અત્તારની નિસોત ઔષધિ માસા ૨. ધોળો ગૂંદર માસો ૧, એ તોલ માફક સર્વ ઓસડો એકઠાં કરી ગુલાબનાં પાણીમાં ખલ કરે. પછી એકજીવ કરી બોર પ્રમાણે ગોળી બાંધ્યા પછી ગુલાબના પાણીમાં

---

**અર્ધ.॥** ભોજન કર્યા પછી ભીના ભીના હાથની બંને હથેળી ઘશીને આંખો ઉપર ફેરવે તો નેત્ર વિકાર. તિમિરાદિક રોગ દૂર થઈ આંખો થંડી રહે શારંગધર રૂપીના મત પ્રમાણે, આ ગ્રંથ ઉપર ટીપણુ સંક્ષેપ યથાર્થ કરી છે, તેને વાંચીને વિદ્વાનજન પ્રસન્ન થશે એવી અમને તથા શ્રીધરને ખાતરી છે.

અથવા સાદા પાણીમાં ઘશી અંજન કરે અથવા લેપ કરે, તો ગરમીના સર્વે વિકાર દૂર થાય ૬૨. ઇતિ गरमीना अंजन लेपनी विधि.

ઇતિ આંખના સર્વે રોગોની ઉત્પતિ. લક્ષણ, સંખ્યા, નામ ઉપાય સંપૂર્ણ.

---

## કાનના રોગ.

---

(કાનના રોગોની ઉત્પતિ, લક્ષણ નામ સંખ્યા. ઉપાય લખીએ છીએ)

કાનના રોગ સુશ્રુતમાં ૨૮ લખ્યા છે તે લખીએ છીએ-કર્ણશૂળ ૧, કર્ણનાદ ૨, બધિર એટલે બેહેરાપણું ૩, ક્ષ્વેડ ૪, કર્ણશ્રાવ ૫, કર્ણકંડુ ૬, કર્ણગૂથ ૭, કર્ણપ્રતિનાદ ૮, કૃમિકર્ણ ૯, ચોટ લાગવાથી કાનમાં વ્રણ થાય ૧૦. દોષથી કાનમાં વ્રણ થાય ૧૧, કર્ણપાક ૧૨, પૂતિકા કર્ણ ૧૩, વાયુનો કર્ણ સોથ ૧૪. પિત્તનો કર્ણ શોથ ૧૫. કફનો કર્ણ શોથ ૧૬, લોહીનો કર્ણ શોથ ૧૭, વાયુનો કર્ણાર્શ ૧૮, પિતનો કર્ણાર્શ ૧૯, કફનો કર્ણાર્શ ૨૦, લોહીનો કર્ણાર્શ ૨૧, વાયુનોકર્ણ અર્બૂદ ૨૨. પિત્તનો કર્ણ અર્બૂદ ૨૩, કફનો કર્ણ અર્બૂદ ૨૪, લોહીનો કર્ણ અર્બૂદ ૨૫ માંસનો કર્ણ અર્બૂદ ૨૬, મેદનો કર્ણ અર્બૂદ ૨૭, નસોનો કર્ણ અર્બૂદ ૨૮. ચરકમાં કર્ણ પાલીને વિષે ૪ રોગ અધિક કહ્યા છે (તે એકે) ઉત્પાત ૧, ઉન્મંથ ૨, દૂઃખ વર્ધન ૩, પરિલેહિન ૪. "(આ સર્વે રોગોનું ઓળખાણ તથા પીછાન લખીએ છીએ.)"

**કર્ણશૂળનાં લક્ષણ**-જેના કાંનમાં વાયુ ધસિ જાય અને તે કોપને પ્રાપ્તિ થાય, ત્યારે કાનમાં ઘણું શૂળ ચલાવે તેને કર્ણશૂળ કહિયે ૧.

**કર્ણનાદનાં લક્ષણ**-જેના કાનના છિદ્રમાં વાયુ ધસિ જાય ત્યારે તે પુરૂષના કાનમાં ભેર, પખાજ, શંખને આદિ લઇ અનેક શબ્દ થાય તેને કર્ણનાદ કહિયે ૨.

**બેહેરાપણાનાં લક્ષણ**-જે કર્ણના છિદ્રમાં વાયુ, કફ સંયુક્ત પ્રવેશ કરી તેમાં બેસી રહે, તો માણસને બેહેરાં કરી દે ૩.

**બેહેરા પણાનાં અસાધ્ય લક્ષણ**-બાળક, બૂઢા, તથા ઘણા દહાડાના બેહેરાજ હોય તે સારા થાય નહીં.

**ક્ષ્વેડકર્ણ રોગનાં લક્ષણ**-જેના કાનમાં વાયુ, પિત્ત, કફ, ધસી જાય અને તેના કાનમાં વાંસને ફાટવા સરખા શબ્દ થાય તેને ક્ષ્વેડકર્ણ રોગ કહિયે ૪.

**કર્ણશ્રાવનાં લક્ષણ**-જેના માથામાં ચોટ વાગી હોય, અથવા જેના કાનમાં પાણી પડયું હોય તેના કાનમાંથી રસી વહ્યા કરે, તેને કર્ણશ્રાવ રોગ કહિયે ૫.

**કર્ણકંડુ રોગનાં લક્ષણ**-જેના કાનમાં કફ સંયુક્ત વાયુ પેસે તેના કાનમાં ખસ (ખુજળી કે ખસ સરખી ફોલ્લી) કરે તેને કર્ણકંડુ કહિયે ૬.

**કર્ણગૂથનાં લક્ષણ**-જેના કાનમાં પિત્તની ગરમી ધસિ જઈ કફને શોષિ લે તેના કાનમાં મળ ઘણો ઝરે તેને કર્ણગૂથ કહિયે ૭.

**કર્ણપ્રતિ નાહનાં લક્ષણ**-એ (ઉપલો) કર્ણ ગૂથ પાતળો પડી ગયા પછી તે નાકમાં આવી પ્રાપ્તિ થાય તેને કર્ણ પ્રતિનાહ કહિયે ૮.

**કૃમિ કર્ણનાં લક્ષણ**-જેના કાનમાં બગઇ, પતંગીયુ. જીવડું, કાનખ [illegible]

નાવર પેસી જાય તેના કાનમાં ફંડફડાવે તથા તે માણસને પીડા કરી ઘણો વ્યાકુળ કરી દે તથા તેની ભૂખ વગેરે સર્વ જતી રહે તેને કૃમિ કર્ણ રોગ કહિયે ૯.

**કર્ણ વિદ્રધિનાં લક્ષણ**--એ બે પ્રકારની છે. એક તો કાનમાં ચોટ વાગી વ્રણ પડી જાય. અને એક દોષથી કાનમાં વ્રણ પડી જાય, પછી તે કાનમાંથી લોહી, પરૂ, વગેરે સર્વ નિકળે, તથા કાનમાં બળતરા વગેરે સર્વ રહે. તેને કર્ણ વિદ્રધિ કહિયે ૧૦-૧૧

**કર્ણપાકનાં લક્ષણ**--જેના કાન પિત્તે કરીને પાકી જાય, ને કાનમાંથી કાઢા સરખું પરૂ નિકળે, તેને કર્ણપાક કહિયે ૧૨.

**પૂતિકર્ણનાં લક્ષણ**-- જેના કાનમાં વ્રણ પડયા પછી તેના કાનમાંથી પાણી ગર્યા કરે તથા તેમાં પરૂ પણ પડે, તેને પૂતિકર્ણ રોગ કહિયે ૧૩. અથવા વાયુ, પિત્ત, કફ, લોહીના પ્રભાવથી જે થઇ જાય તે એનાં લક્ષણથી જાણી લેજો ૧૪+૪=૧૭ અને વાયુ, પિત્ત, કફ, લોહીના પ્રાભાવથી મસ્સાના રૂપે કાનમાં અર્શ પેદા થાય છે તેને વાતાદિકથી જાણી લીજીએ ૪+૧૭ =૨૧. અને કાનમાં વાયુ, પિત્ત, કફ, લોહી, માંસ, મેદ, નસો, એ સાતે, એક અર્બુદ નામે રોગ ગાંઠ રૂપ હોય છે તેને પણ કરે છે, તેનાં પણ લક્ષણો પાછળ અર્બૂદ રોગમાં કહ્યાં છે તે જાણી લેજો ૭+૨૧=૨૮. એ સર્વ કાનમાં ૨૮ રોગ છે. ચરકના મતથી કાનની નીચે ૪ રોગ છે--વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪,

*કર્ણપાલીને વિષે ૫ રોગ છે તેનાં તથા **પરિપોટકનાં લક્ષણ**--કાનની બૂટી કોમળ ઘણી હોય છે તેને સ્ત્રી વધાર્યા કરે ત્યારે કાનની બૂટી સૂજી જાય ને તેમાં પીડા થઇ આવે તેને પરિપોટક કહિયે ૧.

**ઉત્પાતનાં લક્ષણ**--કાનની બુટીમાં ભારે ઘરેણું પેહેરે તેના સંયોગથી અથવા કોઈ રીતે બૂટીને ખેંચવાથી બૂટી ઉપર સોજો થઇજ આવે, અને તેમાં દાહ થઇ પાકી જાય. તથા પીડા હોય તેને ઉત્પાત રોગ કહિયે ૨.

**ઉન્મંથનાં લક્ષણ**--જે કાનની ‡ લોલ એટલે બુટીને હઠથી વધારવા ચાહે ત્યારે ત્યાં વાયુ કોપ કરી કફ શંયુક્ત સોજાને કરે, તથા ત્યાં ચેળને કરે તેને ઉન્મંથ કહિયે ૩.

**દુઃખવર્ધનનાં લક્ષણ**--જેના કાનની બૂટી દૂખથી વિંધાઇ ગઇ હોય અને ત્યાં બળતરા તથા પીડા હોય તથા પાકી જાય તેને દુઃખવર્ધન કહિયે ૪.

**પરિલેહિનનાં લક્ષણ**--જેની કાનની બૂટીના ઉપર કફ, લોહીના કોપથી સરસવ સરખી ફોલ્લિયો થઇ જાય. તથા તે જગાએ ચેળ ચાલે, તથા બળતરા બળે, તથા પાકી જાય તેને પરિલેહિન કહિયે ૫.

---

* કાનના રોગ છે તેના મોટા મોટા ગ્રંથમાં અનેક પ્રકાર લખ્યા છે. અને ઋષિ મત ઘણા છે, તેમાં સૂક્ષ્મ રોગનો નિદાન કઠણ છે વાસ્તે સ્થૂલ રોગોનો નિદાન આ ગ્રંથમાં લખ્યો છે, અને ઔષધિ પણ યથા યોગ્ય લખી છે. તો પણ બીજી પણ લોક પ્રસિદ્ધ ઔષધિ ઘણી છે. વાસ્તે વિદ્વાન વૈદ્ય છે તે દેશ, કાળ, અવસ્થા જોઇને ઔષધિ કરે તો આરામ થાય. અસાધ્ય કર્ણ રોગતો મુસ્કેલીથી આરામ થાય છે.

‡ લોલ એટલે પાલી, બુટી.

## કાનના રોગના ઉપાય.

આદાનો રસ, મધ, સિંધવખાર, તેલ એ સર્વ એકઠાં કરી એને જરા ગરમ કરી કાનમાં નાંખે, તો કાનની પીડા, કર્ણનાદ, અને બેહેરાપણું, તથા કર્ણક્ષ્વેડ, એ સઘળા રોગો દુર થાય ૧. અથવા લસણનો રસ, આદાનો રસ, વરણાના મૂળનો રસ, કેળનો રસ, એ સર્વને એકઠાં કરી કીંચિત્ ગરમ કરી કાનમાં નાખે, તો કાનની પીડા આદિ કાનના રોગ જાય ૨.

**કાનનાં સૂળ દુર થવાના ઉપાય**–આકડાનાં કોમળ પાનને ખટાસ (લીંબુના રસમાં) બારીક વાટી તેનો રસ કાઢી એમાં તેલ તથા મીઠું નાંખ્યા પછી એને થોરીઆના લાકડામાં ભરે, પછી એ લાકડાંને કપડ મટ્ટી કરી તેના પુટ પાક કરી તેનો રસ કાઢે, પછી એ રસને થોડો ગરમ કરી કાનમાં નાખે, તો કાનનાં શૂળ જાય ૩. અથવા આકડાના (પાકા) પાનને ઘી ચોપડી અગ્નિથી તપાવી તેનો રસ કાઢે, પછી એ રસને જરા ગરમ કરી કાનમાં નાખે, તો કાનનું શૂળ જાય ૪. અથવા બકરાના મૂતરમાં સિંધવખાર નાખી જરા ગરમ કરી, કાનમાં નાખે, તો કાનનાં શૂળ જાય ૫. અથવા અરલૂના મૂળના રસમાં મધુરી આંચે તેલ પકવતાં જ્યારે એ રસ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે, તો ત્રિદોષથી ઉપજ્યું પણ કાનનું શૂળ જાય ૬.

**બેહેરાપણાને આદિ લઇ સર્વે કાનના રોગોને દુર કરનારૂં** તેલ--કડવા તેલમાં, સુંઠ. મરી, પીપેરો, કોષ્ટ, પીપળી મૂળ, હંઘેડીનો ખાર, જવખાર, બીલીના મૂળનો રસ, ગાયનું મૂત્ર, આ સર્વ મધુરો આંચથી પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે. તો બેહેરાપણું, કાનમાં સબ્દ થાય તેને, કાન વ્હેતા હોય તેને, એ સર્વ રોગોને આ દુર કરેછે ૭. ઇતિ बिल्व तैलम.

અથવા બીલીનાં કાચા ફળનો રસ કાઢી તેમાં સાજીનો ભૂકો નાખી તેને પીએ, તો કાનની પીડા, બેહેરાપણું, કાનની અંદરની બળતરા, આ સર્વેને દુર કરે ૮.

**કાનમાંથી પરૂ વેહેતું હોય તેને સાંરૂં થવાનું** તેલ–આંમળાંનાં પાનનો રસ, જાંબુડાનાં પાનનો રસ, મહુડાનાં પાનનો રસ, વડની છાલનો રસ, ચંબેલીનાં પાનનો રસ, એમાં તેલ નાખી મધુરી આંચથી પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે.તો કાન વહેતા સારા થાય ૯. અથવા રસોતને સ્ત્રીના દુધમાં ઘશી મધ મેળવી કાનમાં નાંખે, તો કાન વહેતા બંધ થાય ૧૦. અથવા કોષ્ટ, હીંગ, વજ, દારૂહળદર, વરીઆરી, સુંઠ, સિંધવખાર, એને ઝીણાં વાટી બકરાના મૂત્રમાં ઘોળી એમાં તેલ નાખી મધુરી આંચથી પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે, તો પરૂ વહેતું બંધ થાય ૧૧.

**કાનમાં વ્રણ પડી ગયા હોય તેને દુર થવાનું** તેલ–મોટી શીપના ચૂર્ણને કડવા તેલમાં પકવે, પછી એ તેલ વહેતા કાનમાં નાખે, તો કાનના વ્રણ સારા થાય છે ૧૨. અથવા અમલસાર ગંધક તોલા ૪ ભાર, મનસિલ તોલા ૪, હળદર તોલા ૪, કડવું તેલ તોલા ૩૨ ભાર, અને [તેટલોજ]ધંતૂરાનાં પાંદડાંનો રસ, આ સર્વને બરાબર લઇ, એને બારીક વાટી મધુરી આંચથી પકવે, જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાંખે, તો કાનના વ્રણ સારા થાય ૧૩.

**કાનમાં જીવડા પડી ગયા હોય તેને દુર કરવાના ઉપાય**–કૃમિ રોગને દુર કરવાના ઉપાય જે પાછળ લખ્યા છે, તેથી જીવડાનો રોગ જાય માટે તે જોઇ લેજો ૧૪. અથવા વેંગણુ (વંતાક) ના મૂળના રસનો ધુમાડો સરસીઆ તેલની સાથે કાનમાં દે, તો કાનના જીવડા પડી જાય ૧૫. અને કાનના સોજાના તથા કાનના ચસકાના તથા કાનના અર્બુદ રોગના ઉપાય પાછળ એ રોગોમાં લખ્યા છે તેથી એ રોગ જાય, તે જોઇ લેજો. આ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

**બેહેરાપણાને દુર કરવાનું તેલ**–મૂળાના મૂળનો (મૂળાના કાંદાનો) રસ, કડવું તેલ, મધ, આ સર્વ બરાબર લઇ એને જરા ગરમ કરી કાનમાં નાખે તો બેહેરા પણું જાય ૧૬. અથવા શાકર, ઇલાયચી એને બારીક વાટી કાનમાં નાખે, તો બેહેરાપણું જાય ૧૭.

**કાનની પીડાને દુર કરનારૂં તેલ**–સુંઠ, પીપેરો, સિંધવ ખાર, કોષ્ટ, હીંગ, વજ, લસણુ, તલનું તેલ, એને આકડાનાં પાનના રસમાં મધુરી આંચથી પકવતાં જ્યારે એ રસ આદિ સરવ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે, તો કાનની પીડા દૂર થાય ૧૮.

**કાનના સર્વ રોગોને દુર કરનારૂં તેલ**–જાડી અને મોટી સીપોનો લોટ, પદમાંશ. હીંગ, તુંબરૂ, સિંધવખાર, કોષ્ટ, કપાશીઆની મીંજો, એને વાટી એનો ઉકાળો કરી એમાં કડવું તેલ તોલા ૨૮ ભાર નાંખે, અને હાડીઆ કરહણનો રસ એ સર્વની બરાબર એમાં નાખે પછી એને મધુરી આંચથી પકવતાં જ્યારે રસ વગેરે સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે, તો કાનના વ્રણ, પરૂ, બેહેરાપણું, કાનમાં શબ્દ થાય તેને આદિ લઇ કાનના સર્વ રોગોને આ દુર કરે છે ૧૯. અથવા હાડીઆ કરહણનો રસ શેર ૦।, હરફારેવડીનો રસ તોલા ૮ ભાર, લસણનો રસ તોલા ૮ ભાર, વરીઆરી ટંક ૨ાા, વજ ટંક ૨ાા, કોષ્ટ ટંક ૨ાા, સુંઠ ટંક ૨ાા, મરી ટંક ૨ાા, પીપેરો ટંક ૨ાા, લવંગ ટંક ૨ાા, બકરીનું દુધ શેર ૦ાા, કડવું તેલ ૨૦ તોલા ભાર, આ સર્વ એકઠાં કરી મધુરી આંચે પકવતાં જ્યારે સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનમાં નાખે, તો બેહેરાપણું, કાનનું પરૂ, અને કાનના સર્વ રોગ જાય ૨૦.

**કાનમાં પરૂ વહેતું હોય તેને સારૂ થવાની ઔષધિ**–સમુદ્રનું ફીણુ, સોપારીની રાખ, કાથો, એને બારીક વાટી કાનમાં નાંખે, તો કાનનું વહેવું બંધ થાય ૨૧. આ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં છે.

**કાનની બુટી પાકી ગઇ હોય તેને સારી થવાના ઉપાય**–સતાવરી, આસન, દૂધ, એરંડાનું મૂળ. (યા દીવેલી,) કાળા તલનું તેલ, એને મધુરી આંચે પકવતાં જ્યારે સર્વ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનની બુટીએ લગાવે, તો બુટીની પીડા આદિ સર્વ મટે અને કાનની * બુટી વધે ૨૨.

* બાળકોના કાન વિંધાવે છે. જે ઠેકાણે ઘણી સાવચેતી રાખવી. કારણ કે મૂર્ખ માની હોય છે તેને કાનની લોલમાં નસનું યથાર્થ જ્ઞાન નહીં હોવાથી બેબ્યાજબી કાન વિંધે અથવા નાક વિંધે તેથી પાકો જઇ સુજી જાય છે. વાસ્તે ઊંદરની લીંડીઓ માસા બે લઇને ઘી, હળદર, એ ત્રણે પકવીને બાંધે, તો આરામ થાય છે. પરંતુ નસ ઉપર વિંધાયો કાન ઘરેણાના ભારથી ઉથલો દેયા કરે છે.

**પરિપોટક સારા થવાનું તેલ**–જીવંતી ગણમાં તેલ પકવી મર્દન કરે, તો પરિપોટક સારા થાય ૨૩. જળોના લગાવાથી ઉત્પાત રોગ જાય ૨૪. સુરમો, કલિહારી, બાવચી, કંક પક્ષીનું માંસ, એમાં મધુરી આંચથી તલનું તેલ પકવતાં જ્યારે રસ બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને કાનની બુટીએ લગાવે, તો ઉન્મંથ જાય ૨૫. અથવા જાંબુડીનાં પાન, આંબાનાં પાન, વડનાં પાન, એનો કાઢો કરી એ કાઢામાં તેલ પકવવું.પછી એ તેલનું મર્દન કરે, તો દુઃખવર્ધન રોગ જાય ૨૬. અથવા છાંણના છાંણાથી સેકે અથવા દૂધથી યા ગાયના મૂત્રથી કપૂરનો લેપ કરે, તો કાનની લોન સારી થાય ૨૭. આ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે. ઇતિ કર્ણ રોગની ઉત્પતિ, લક્ષણ, ઊપાય સંપૂર્ણ.

---

## નાસિકા રોગ.

(નાસિકા રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, સંખ્યા તથા નામ સહિત લખીએ છીએ.)

**નાસિકા રોગનાં નામો**–નાસિકામાં ૩૪ રોગ છે-પિનસ ૧, પૂતિનાસ ૨, નાસાપાક ૩, પૂયશોણિત ૪, ઘણી છીંકો આવે ૫, છીંક આવે નહીં ૬, નાક બળ્યા કરે ૭, પ્રતિનાહ ૮, પરિશ્રાવ ૯, નાસા શોષ ૧૦, પ્રતિશ્યાય પાંચ પ્રકારના ૧૫, સાત પ્રકારના નાસાર્બુદ ૨૨, નાસાર્શ ચાર પ્રકારના ૨૬, નાક શોથ ચાર પ્રકારના ૩૦, નાસિકામાં રક્તપિત્ત ચાર પ્રકારના ૩૪.

**પિનસનાં લક્ષણ**–જેના નાકમાં કફે કરીને સ્વાસ સારી પેઠે આવે નહીં, ને નાક રોકાઇ જાય, અને સુકું રહે. તથા તેમાં ધુમાડો નીકળે. અને જેના નાકમાં સુગંધ દુર્ગંધિની વાસ આવે નહીં તેને પિનસ કહિયે ૧.

**પૂતિનાસનાં લક્ષણ**–જેને ગળા તાળવાના મૂળનો વાયુ છે તે પિત્ત કફને દૂષિત કરી એના મોઢામાં અને નાકમાં એ વાયુ સ્વાસને માર્ગે દુર્ગંધને કાઢે તેને પૂતિનાસ રોગ કહિયે ૨.

**નાસાપાકનાં લક્ષણ**–જેના નાકમાં પિત્ત દુષિત થઇ નાકમાં ફોલ્લી કરે, તથા તેને પકવે, તેમાંથી પરૂ કાઢે તેને નાસાપાક કહિયે ૩.

**પૂયરક્તનાં લક્ષણ**–જેના લલાટમાં કંઇ તરેહથી ચોટ લાગે ત્યારે તેનો દોષ કોપને પ્રાપ્તિ થઇ નાસિકાને માર્ગે પરૂ સહિત લોહીને કાઢે તેને પૂયરક્ત રોગ કહિયે ૪.

**ક્ષવથુ એટલે છીંક ઘણી આવે તેનાં લક્ષણ**–જેના નાકમાં પવન દુષ્ટ થઇને નાકના મર્મ સ્થાનોને દુષિત કરે. પછી એ કફમાં મળે ત્યારે તે ઘણી વારંવાર છીંકને પ્રગટ કરે તેને ક્ષવથુ નામે રોગ કહિયે ૫.

**ક્ષવથુનાં બીજાં લક્ષણ**–જે માણસ નાકમાં મરિને આદિ લઇ ઓષડો નાંખે, અથવા સૂર્ય તરફ જુએ, અથવા નાકમાં સુતરનો તાંતણો (ઝીણું) સલેકડું, ઇત્યાદિ ઘાલે, ત્યારે તેના નાકમાં છીંકો ઘણી આવે એને પણ ક્ષવથુ નામે રોગ કહિયે ૬.

**ક્ષવથુભ્રંશનાં લક્ષણ**–જેના નાકમાં પિત્તે કરીને કફ દાઝી જાય તે માણસને છીંક આવે નહીં એને ક્ષવથુભ્રંશ રોગ કહિયે ૭.

**દીપ્ત રોગનાં લક્ષણ**–જેના નાકમાં પિત્ત કુપિત થઇને નાકમાં દાહ ઘણી કરે અને નાકમાંથી ધુમાડાસું નીકળે. અને તે પવનથી નાક બળે તેને દીપ્ત રોગ કહિયે ૮.

**પ્રતિનાહનાં લક્ષણ**--વાયુએ કરીને સંયુક્ત કફ છે તે નાકના માર્ગને રોકી દે, સ્વાસ આવવા દે નહીં તેને પ્રતિનાહ નામે રોગ કહિયે ૯.

**પરિશ્રાવનાં લક્ષણ**--જેના નાકના સ્વરમાં ગાઢો, પીળો, ધોળાશપર, મળ નીકળે તેને પરિશ્રાવ કહિયે ૧૦.

**નાસાસંશોષનાં લક્ષણ**--જેના નાકમાં વાયુ, પિત્ત, કફ એ ત્રણે દુષ્ટ થાય તો તે મહા કષ્ટથી સ્વાસ લે તેને નાસા સંશોષ કહિયે ૧૧.

**પ્રતિશ્યાયનાં લક્ષણો**--જેને પીનસનો રોગ થાય ને તે આળશ કરી તેના ઉપાય કરે નહીં, ત્યારે એ પીનસ વધીને કોપ કરી બીજાં સ્થાનમાં જઇ પ્રગટે ત્યારે તેનાં અનેક નજલા વગેરે નામ પડે. અને આ પ્રતિસ્યાય નામે રોગ પીનસના અનેક રોગોને કરે છે ૧૨.

**પીનસના પૂર્વરૂપનાં લક્ષણ**--જેને છીંકો આવે. અને માથું ભારે રહે, અંગ સજ્જડ થઇ જાય. અને રોમાંચને આદિ લઇ બીજા ઉપદ્રવ હોય ત્યારે જાણિએ કે એને પીનસનો રોગ થશે ૧૩.

**વાયુના પીનસ (સળેકમ) નાં લક્ષણ**--જેના નાકનો માર્ગ રોકાઇ જાય; અને જેને થોડું, પાતળું, ગરમ, પાણી ઝરા કરે; તથા ગળું, તાળવું, હોઠ. એ સુકાય. તથા તેનાં લમણાં દૂખે. તથા મોંનો બોલ ઘોઘરો પડી જાય તેને વાયુનો પીનસ કહિયે ૧૪.

**પિત્તના પીનસ (સળેકમ) નાં લક્ષણ**--જેના નાકમાં દાહ હોય. પીળાશની સાથે ગરમ પાણી ગરે. તથા તે મનુષ્ય કૃશ થઇ જાય, અને તેનું શરીર ગરમ રહે. અને જેના નાકમાંથી અગ્નિ રૂપ ધુમાડો નકળે, અને એ ઓકારી પણ કરે, તેને પિત્તાનો પીનસ કહિયે ૧૫.

**કફના પીનસનાં લક્ષણ**-- જેના નાકમાંથી જાડો જાડો સફેત, કફ ઘણો નીકળે તથા તેનું શરીર ધોળું થઇ જાય. અને આંખોનાં ઉપર સોજો હોય. મસ્તક ભારે રહે. અને ગળું, તાળવું, હોઠ, માથું, એમાં ખજવાળ ઘણી હોય ત્યારે જાણજો કે એને કફનો પીનસ છે ૧૬.

**સન્નિપાતના પીનસનાં લક્ષણ**--જેના નાકમાં ઉપર કહેલાં (ત્રણે પ્રકારનાં) સર્વ લક્ષણ મળે, અને એ પીનસ વારંવાર થાય, ને ઉપાય કરવાથી જાય નહીં તથા પાકે પણ નહીં તેને સન્નિપાતનો પીનસ કહિયે એ અસાધ્ય છે ૧૭.

**દુષ્ટપીનસનાં લક્ષણ**--જેનું નાક વારંવાર ઝરા કરે ને સુકાઇ જાય. અને નાકમાં સારી પેઠે સ્વાસ આવે નહીં, નાક રોકાઇ જાય, અને કદી ખુલી પણ જાય. અને જેમાં સુગંધિ દુર્ગંધિનું જ્ઞાન રહે નહીં તેને દુષ્ટ પીનસ કહિયે ૧૮.

**લોહીથી થએલા પીનસનાં લક્ષણ**--જેની છાતીમાં ચોટ લાગી હોય તેને લોહીનો પીનસ થઇ જાય, નાકમાંથી લોહી પડે. અને તેને પિત્તનાં જે લક્ષણ ઉપર કહ્યાં છે તે થાય. તથા તેની આંખો લાલ હોય તેને લોહીનો પીનસ કહિયે ૧૯.

**પીનસનાં અસાધ્ય લક્ષણ**-આળશ કરીને પીનસના ઉપાય કરે નહીં, તો સર્વ પીનસ અસાધ્ય થઇ જાય ૨૦.

**પીનસ વાળાના નાકમાં જીવડા પડી જાય તેનાં લક્ષણ**--જેના નાકમાં પીનસે કરીને ધોળા અને ચિકણા નાના નાના જીવડા પડી જાય ને દીસે નહીં તેને માથાનો રોગ થઇ જાય; તથા બીજા બીજા પણ રોગોને પ્રગટ કરે. બેહેરાપણું. નેત્રના રોગ, સોજો, મંદાગ્નિ, ઉપદં

શ. આ સર્વ રોગોને આ કૃમિ પીનસ પ્રગટ કરે છે--અને કાનમાં અર્બુદ નામે ગાંઠ ૭ પ્રકારની, સોજો ૪ પ્રકારનો. અર્શ નાકમાં ૪ પ્રકારના, નાકમાં રક્તપિત્ત ૪ પ્રકારના થાય છે. પાછળ એ સર્વનાં લક્ષણ લખ્યાં છે તે બુદ્ધિવાને જાણી લેવાં ૨૧.

**પીનસના કાચા પણાનાં** લક્ષણ--જેનું માથું ભારે રહે ભોજનમાં અરૂચિ હોય-. નાક ઝરા કરે--ધીરે બોલે-- શરીર ક્ષીણ પડી જાય--બહુ થૂંકે--એ લક્ષણ હોય. તો કાચો પીનસ જાણીએં ૨૨.

પાકા પીનસનાં લક્ષણ--જેના નાકનો કફ જાડો નીકળે, અને નાકના છિદ્રને ચોટી પણ રહે, તથા જેનો વર્ણ પણ સારો થઈ જાય--અને સ્વર પણ સારો થાય--અને ભૂખ આદિ સર્વ લાગે--તેને પાકો પીનસ કહિયે ૨૩.

## નાકના રોગના ઉપાય.

કાળાં મરી, ગોળ, દહીં આ ત્રણે મેળવી અનુમાન માફક ખાય, તો પીનસનો રોગ જાય ૧. અથવા કાયફળ. પુષ્કળ મૂળ. કાકડસીંગુ, સુંઠ, કાળાં મરી, પીપેરો. કલોંજી. એ સર્વને બારીક વાટી ટંક રાા એનું ચૂર્ણ આદાના રસમાં ખાય. અથવા એનો ઉકાળો કરી પીએ, તો પીનસ, સ્વરભંગ, પાંડુરોગ, સન્નિપાત. કફ, સ્વાસ, કાશ, એ સર્વને આ દૂર કરે છે ૨. અથવા કાયફળ. હીંગ, મરી, લાખ, ઇંદ્રજવ, કોષ્ટ, વજ, સરગવાનું મૂળ, વાવડીંગ, એ સર્વનો ઊકાળો કરી પીએ. તો પીનસ જાય ૩.

**વ્યોષાદિ ગુટિકા**--સુંઠ, કાળાં મરી, પીપેરો, ચિત્રક, તાલીસપત્ર, કાંસરા. અમલવેત, ચવક, જીરૂ, ઇલાયચી, તજ, તમાલપત્ર. આ સર્વ બરાબર લઇ બારીક વાટી એની બરાબર જુનો ગોળ લઇ એમાં ટંક રાા ભારની ગોળીઓ કરી ગોળી ૧ રોજ દિન ૧૦ ખાય, તો પીનસ, ખાંસી, અરૂચિ દૂર થાય ૪. ઇતિ **व्योषादि गुटिका.**

**પીનસને દુર થવાનું** તેલ–રીંગણી, દાંતી, વજ, સરગવાની છાલ, તુળછીનાં પાનનો રસ. સુંઠ. મરી. પીપેરો, સિંધવખાર. એ સર્વને ઝીણાં વાટી એમાં તેલ પકવવું–પછી એ તેલનો નાસ લે, તો પીનસ જાય ૫. ઇતિ **व्याघ्री तैलं.**

અથવા સરગવાની છાલ. રીંગણી. નસોતર, સુંઠ, મરી, પીપેરો, સિંધવખાર, બીલીનાં પાનનો રસ, એ સર્વને તેલમાં પકવે–પછી એ તેલનો નાસ લે, તો પીનસ જાય ૬. ઇતિ **शिग्रु तैलं.**

**જેને છીંક * ઘણી આવે** તેના ઉપાય–ઘી. ગુગળ, મીણ, એની નાકમાં ધૂણી દે, તો છીંક બંધ થાય ૭. અથવા સુંઠ. કોષ્ટ. પીપેરો, બીલાનો મગજ, દરાખ, એનો ઊકાળો કરી એમાં તેલ પકવવું. પછી એ તેલનો નાસ લે. તો ઘણી છીંકો આવતી દૂર થાય ૮.

**પીનસને દુર થવાનું** ચુર્ણ–વાવડીંગ સિંધવખાર, હીંગ, ગુગળ, મનસિલ, વજ, એને બારીક વાટી સુંઘે. તો પીનસ જાય ૯.

* છીંકના રોગ ઉપર એનેક ઓસડો છે. પરંતુ સાધારણ છીંક આવે તેને રોકવાને વાસ્તે નાસિકાનો આવતો સ્વાસ દમ ખેંચીને રોકી શકાય ત્યાં સુધી રોકવો. પછી આસ્તે આસ્તે છોડવો–એટલે તરત છીંક. હિચકી. ઓડકાર બંધ થાયછે. લૌકિકમાં સારા કામમાં છીંકની રોધ ગણે છે, માટે તેવી વખતે છીંક આવતી હોય તો ઉપર પ્રમાણે બંધ કરે, તરત બંધ થશે. એ ઘણી ચમત્કારી વાત છે.

**પીનસને દૂર થવાનું** તેલ–ભાંગરાનાં પાનનો રસ. સિંધવખાર, એમાં તેલ પકવે-પછી એ તેલને સૂંઘે, તો પીનસ તત્કાળ જાય ૧૦.

**નાકમાં અર્શ એટલે મસ્સા થાય તેને દૂર થવાનું તેલ**–ધમાસો, પીપેરો, દારૂહળદર, હુંઘેડીનાં બીજ, જવખાર, ગરમાળાનો ગોળ અથવા છાલ, સિંધવખાર. એમાં તેલ પકવે, પછી એ તેલ નાકમાં મસ્સાએ લગાવે. તો મસ્સા દૂર થાય ૧૧. બીજા નાકના જે રોગ કહ્યા છે તેમાં એના ઉપાય બુદ્ધિવાને જોઇ લેવા. આ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે.

અથવા જે માણસ સૂતીવખત અર્ધ ઉકાળેલું (શેરનું ll રહે તે) પાણી પીએ. તો પીનસનો રોગ જાય ૧૨. અથવા છાશ, ઘી, ખાંડ. મેળવી ખાય, તો પીનસ જાય ૧૩. ઇતિ નાસિકાના રોગની ઉત્પતિ, લક્ષણ ઉપાય સંપૂર્ણ.

# મુખ રોગ.

(મુખરોગની ઉત્પતિ લક્ષણ ઉપાય લખીએ છીએ)

મોંઢાના ૭ સાત અંગ છે (તેનાં નામ)- હોઠ ૧. મસૂઢા એટલે પારા ૨. દાંત ૩, જીભ ૪, તાળવું ૫, ગળું ૬. ગળાને આદિ લઇ મોંનાં સર્વાંગ ૭.

**મોઢાના સર્વ રોગની સંખ્યા**–સર્વ મોઢાને વિષે ૬૭ રોગ છે. હોઠના ૮, પારાના ૧૬, દાંતના ૮, જીભના ૫, તાળવાના ૯, કંઠના ૧૮, સર્વ મુખમાં ફેલતા ૩.

**મુખ રોગની ઉત્પતિ**–અનૂપ દેશ એટલે ભીનાશ વાળા દેશના માંસના ખાવાથી. ઘણા દૂધના પીવાથી. ઘણું દહી તથા ઘણા અડદ આદિના ખાવાથી કોપને પ્રાપ્ત થયા જે વાયુ. પિત્ત, કફ, તે મુખના રોગોને પ્રગટ કરે છે ૧.

૧ **હોઠના રોગોની ઉત્પતિ સંખ્યા**–હોઠના ૮ રોગ છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, લોહીનો ૫. માંસનો ૬, મેદનો ૭, ચોટ લાગવાનો ૮.

**વાયુના હોઠ રોગનાં લક્ષણ**–જેના હોઠ કઠોર, તથા ખરબચડા તથા જાડા અને કાળા હોય; જેમાં પીડા ઘણી હોય; અને ફાટ્યા ઘણા હોય, તો વાયુના કોપનો હોઠ રોગ જાણિયે ૧.

**પિત્તના કોપના હોઠ રોગનાં લક્ષણ**–જેના હોઠોએ ફોલ્લિયો હોય, અને એ ફોલ્લિયો વેહેવા લાગી જાય, તથા તેમાં પીડા પણ ચોગડદમ હોય, તથા દાહ હોય, તથા પાકી જાય, તથા તેની કાંતિ પીળી થઇ જાય ત્યારે જાણજો કે પિત્તના કોપનો હોઠ રોગ છે ૨.

**કફના કોપના હોઠ રોગનાં લક્ષણ**–જેના હોઠ દેહના વર્ણ સમાન હોય, અને એ શ્રવે, તથા તેમાં ફોલ્લિયો હોય, અને તેમાં પીડા નહીં હોય. ચેળ આવે. અને જેમાં જાડો કઠોર કફની કળે. તેને કફના કોપનો હોઠ રોગ જાણિયે ૩.

**સન્નિપાતના કોપના હોઠ રોગનાં લક્ષણ**–જેના હોઠ કદિ કાળા, કદિ પીળા, કદિ ધોળા થઇ જાય. અને જેમાં ઘણી ફોલ્લિયો હોય, અને (ઉપરના ત્રણે દોષનાં) સર્વ લક્ષણો જેમાં મળે તેને સન્નિપાતના કોપનો હોઠ રોગ જાણિયે ૪.

**લોહીના કોપના હોઠ રોગનાં લક્ષણ**–જેના હોઠોએ ફોલ્લિયો ઘણી હોય, અને જેમાં પીડા ઘણી હોય, તથા તે ફોલ્લિયોનો રંગ ખારેકના સરખો હોય, અને જેમાં લોહી ઘણું પડે-એ

લક્ષણ હોય તો લોહીના કોપનો હોઠ રોગ જાણિયે ૫.

**માંસનાં કોપના હોઠ રોગનાં લક્ષણ** જેના હોઠનું માંસ દુષ્ટ હોય તેના હોઠ ભારે અને ગંઠીઆળ થઇ જાય. અને જેના લોહીમાં કોઇ જાનવર નાખે તો તે જાનવર મૂર્છિત થઇ જાય ત્યારે જાણિયે કે એને લોહીના કોપનો હોઠ રોગ છે ૬.

**મેદના કોપના હોઠ રોગનાં લક્ષણ**—જેના હોઠનું લોહી ઘી અથવા (ભાતના) ઓસામણ સમાન. હોઠની ફોલ્લિઓમાં નીકળે, અને જેમાં ચેળ હોય, તથા હોઠ કોમળ હોય, તથા લોહી ધોળું પત્થરના સરખું, જાડું શ્રવે ત્યારે મેદના કોપનો હોઠ રોગ જાણિયે ૭.

**ચોટ લાગવાનાં હોઠના રોગનાં લક્ષણ**—જેના હોઠમાં કંઈ તરેહની ચોટ લાગી હોય ત્યારે તેના હોઠ ફાટી જાય. ને તેમાં ચેળ આવે તથા હોઠ મસળ્યા સરખા થઇ જાય. તથા તેમાં પીડા પણ હોય ત્યારે ચોટ લાગવાના કોપનો હોઠ રોગ જાણિયે ૮.

## હોઠના રોગના ઉપાય.

જેના હોઠોમાં રોગ થાય તેનું જળોથી લોહી કઢાવીએ, તો હોઠનો રોગ જાય ૧. અથવા શુદ્ધ મીણમાં ઘી નાખી તેની બત્તીથી સારી પેઠે શેકાવે, તો હોઠના રોગ જાય ૨. અથવા ચાર પ્રકારના સ્નેહ છે. તેલ ૧, ઘી ૨, માંસનું ઘી ૩, અથવા માંસ માંહેલી મીંજી (ચરબી) ૪, આ ચારે સ્નેહોમાં મીણ મેળવી એથી ખમતો સેક કરે, તો હોઠનો રોગ જાય ૩. અથવા હોઠની ફસ્ત ખોલાવી દે, તો હોઠનો રોગ જાય ૪. અથવા શીતળ ઓસડોનો લેપ કરે, તો હોઠોના રોગ જાય ૫. અથવા ધવલો, ત્રિફળા, લોદર, એને ઝીણા વાટી સ્નેહમાં એનો ખમતો હોઠોએ સેક કરે, અથવા મધમાં ખાય, તો હોઠોના રોગ જાય ૬.

**પ્રતિસારણ વિધિ**—હોઠોએ ચૂર્ણ, અવલેહ આંગળીથી ધીમે ધીમે લગાવે તેને પ્રતિસારણ કહિયે ૭.

**હોઠોમાં ઘણા વ્રણ પડી ગયા હોય તેના ઉપાય**—જે ઉપાયો વ્રણના પ્રકરણમાં સારા થવાના પાછળ લખ્યા છે તે કરી લેવા ૮.

ઇતિ હોઠોના રોગનાં લક્ષણ ઉપાય સંપૂર્ણ.

## ૨(દાંતના) પારાનો રોગ.

**પારાના રોગની પ્રથમ નામ તથા સંખ્યા**—શીતાદિ ૧, દંતપુપ્પુટ ૨, દંતવેષ્ટિ ૩, શૌષિર ૪, મહાશૌષિર ૫, પરિદર ૬, ઉપકુશ ૭, વૈદર્ભ ૮, ખલિવર્ધ્ધન ૯, અધિમાંસ ૧૦, પંચ નાડી વાયુથી પારાની નસ નીસરે ૧૧, પિત્તથી પારાની નસ નીસરે ૧૨; કફથી પારાની નસ નીસરે ૧૩, સન્નિપાતથી પારાની નસ નીસરે ૧૪, ચોટ લાગવાથી પારાની નસ નીકળે ૧૫, દંત વિદ્રધિ ૧૬.

**શીતાદિ પારાના રોગનાં લક્ષણ**—કારણ વિનાજ અકસ્માત પારામાં વ્રણે કરીને લોહી નીકળી આવે. તથા તે લોહીમાં દુર્ગંધ ઘણી આવે, તથા લોહી કાળું હોય, તથા પારા કોમળ હોય, અને વિખરાઈ જઈ (પોત) પોતામાં પાકવા લાગી જાય. એવી તરેહ કફ લોહીના દુષ્ટ પ

ણાથી ઉપજે. એને શીતાદિક પારાનો રોગ કહિયે ૧.

**દંતપુપ્પુટ પારાના રોગનાં લક્ષણ**–દાંતના (બે અથવા) ત્રણ પારામાં સોજો ઘણો થઇ જાય. એ કફ લોહીના કોપથી થાય છે. એને દંતપુપ્પુટ રોગ કહિયે ૨.

**દંતવેષ્ટિ રોગનાં લક્ષણ**–(લોહી દુષ્ટ થવાથી) જેના પારામાં પરૂ સહિત લોહી નીસરે, અને દાંત હાલવા લાગી જાય. તેને દંતવેષ્ટિ પારાનો રોગ કહિયે ૩.

**સૌષિર પારાના રોગનાં લક્ષણ**–પારાએ સોજો થઇ આવે. અને તેમાં પીડા થઇ આવે, તથા લાર પડે, ચેળ આવે તેને સોષિર નામે પારાનો રોગ કહિએ. આ કફ લોહીથી ઉપજેછે ૪.

**મહા શૌષિર રોગનાં લક્ષણ**–એ પારામાં દાંત હાલવા લાગી જાય. અને તાળવું બેસી જાય અથવા તાળવે છેદ(?) જાય. આ સન્નિપાતના કોપથી ઉપજે છે. એને મહા સૌષિર કહિયે ૫.

**પરિદર પારાના રોગનાં** લક્ષણ–જેના દાંતના પારા વિખરાઇ જાય પણ તેમાંથી લોહી વેહે નહીં. એ પિત્ત, લોહી, કફ, એના કોપથી ઉપજે છે. એને પરિદર કહિયે ૬.

***ઉપકુશ પારાના રોગનાં લક્ષણ**–જેના પારામાં બળતરા થઇને પાકી જવાથી દાંત હાલવા લાગી જાય. પારાના દાબવાથી અથવા ઓસડોના ઘસવાથી લોહી નીકળે પણ તેમાં પીડા થાય નહીં અને મુખમાંથી દુર્ગંધિ આવે. આ પિત્ત લોહીથી ઉપજે છે. એને ઉપકુશ પારાનો રોગ કહિયે ૭.

**વૈદર્ભ પારાના રોગનાં લક્ષણ**–જેના પારાને કંઇ તરેહની ચોટ લાગે અથવા એ (કસાથી) ઘસાઇ જાય ત્યારે તેમાં સોજો ચઢી આવે, અને દાંત હાલવા લાગે, અને તેમાં દાહ, પીડા પણ હોય એને વૈદર્ભ પારાનો રોગ કહિયે ૮.

**ખલિવર્ધ્ધન પારાના રોગનાં લક્ષણ**–જેના પારામાં દાંત બીજા કરતાં એક અધિક વધે, અને ત્યાં પીડા ઘણી થાય, તેને ખલિવર્ધ્ધન પારાનો રોગ કહિયે ૯.

**અધિમાંસ પારાના રોગનાં લક્ષણ**–જેની નીચેની દાઢના અંતમાં સોજો ઘણો હોય, તથા તેમાં પીડા પણ ઘણી હોય; અને મોંમાંથી લાળ ઘણી પડે. એ કફથી ઉપજે છે. એને અધિમાંસ પારાનો રોગ કહિયે ૧૦.

**પારાની નસોમાં રોગોનાં લક્ષણ**–પારાની નસોમાં વાયુ, પિત્ત, કફ, સન્નિપાત, અને ચોટ લાગવાથી પાંચ નસોના રોગ થાય છે ૧૦+૫=૧૫

**દંતવિદ્રધિ પારાના રોગનાં લક્ષણ**–દાંતના પારામાં લોહી નીસરે, તથા ત્યાં ઘણો સોજો હોય, અને તેમાં દાહ તથા પીડા પણ હોય. અને પરૂ લોહી સહિત ઘણું શ્રવે (ચૂએ) એને દાંત વિદ્રધિ પારાનો રોગ કહિયે ૧૬.

---

* દાંતના પારાનો રોગ મહા દુષ્ટ છે. જેથી મુખની કાંતી જતી રહે છે, અને દાંત સમૂળથી કાઢી નાખે છે. વાસ્તે પારાના ઉપાય જલદી કરવા યોગ્ય છે. તે ઐાષધિ લખીએ છીએ-હરડાં, બેહેડાં, આંમળાં, લોદર, સુંઠ, હીરાકશી, ફટકડી, બદામની છાલ, મોરથુથૂ, એને જૂદાં જૂદાં બાળવાં; તેમાં સેકવાનાં ઓસડો સેકવાં ને ફુલાવવાનાં ફુલાવવાં . પછી સર્વને બારીક વાટી ચૂર્ણ કરી એથી નીત્ય દાંત માંજે, મસળે, તો પારાની દંત પીડા જાય.

## (દાંતના) પારાના તથા શીતાદિ પારાના રોગના ઉપાય.

આ રોગમાં પારાનું લોહી કઢાવીએ. પછી સુંઠ, સરસવ, ત્રિફળા, એનો ઉકાળો કરી કોગળા કરે, તો શીતાદિ પારાના રોગ જાય ૧. અથવા હીરાકસી, પઠાણી લોદર, પીપેરો, મનસિલ, ધંઉલો, તેજબળ, (અથવા માલકાંકણી) એને બરાબર લઇ બારીક વાટી મધથી પારાએ લગાવે, તો શિતાદિ પારાના રોગ જાય ૨. અથવા તેલ અથવા ઘીના કોગળા કરે, તો શીતાદિ પારાના રોગ જાય ૩.

**દંત પુપ્પુટ પારાના ઉપાય**—આ રોગમાં પારાનું લોહી કઢાવી પછી તે ઉપર, પાંચેખાર, જવખાર, મધ નાખી દાંતે ઘસે, તો દંતપુપ્પુટ રોગ જાય ૪.

**દંત વેષ્ટિના ઉપાય**—આ રોગવાળાને ચિકણાં ભોજન ક્યાં સાં, અને તેલના કોગળા કરાવીએ, તો એ રોગ જાય ૫.

**ચલદંત પારાના ઉપાય**—લોદર, પતંગ, મહુડાં, લાખ, બીલી, સિરસની છાલ, એને બારીક વાટી ચુર્ણ કરી પારાએ મસળે, તો ચળદંત પારાનો રોગ જાય ૬. અથવા નાગરમોથો, હરડેની છાલ, સુંઠ, મરી, પીપેરો, વાવડીંગ, લીમડાનાં પાન. એને બારીક વાટી ગાયના મૂત્રમાં ગોળીઓ કરી છાંયડે સૂકવી સૂતી વખત ગોળી ૧ મોંમાં રાખે, તો ચળદંત પારાનો રોગ જાય, ને દાંત ગાઢા થાય ૭. ઇતિ भद्रमुस्तादि गुटिका.

**સહચરાદિ ઘૃત તેલં**—જાંબુડીઆ ફુલનો કાંટાશેરીઓ, ધમાસો. ખેરસાર, જાંબુડાની છાલ, આંબાની છાલ, જેઠીમધ, કમળકાકડી, એ સર્વે બરાબર તોલા ૮ આઠ ભાર લીધા પછી એને ૧૬ શેર પાણીમાં ઉકાળતાં બાકી ચતુર્થાંસ રાખે. પછી એમાં તેલ અથવા બકરીનું ઘી મધુરી આંચે પકવતાં જ્યારે રસ આદિ બળી જાય ને તેલ માત્ર બાકી રહે ત્યારે એ તેલને અથવા ઘીને ઘડી ૨ મોંમાં રાખે, તો દાંત ગાઢા થાય ૮. ઇતિ सहचराद्यं घृत या तैलं.

**સૌષિર પારાના રોગના ઉપાય**—આ રોગમાં પારાનું લોહી કઢાવીએ. પછી લોદર, નાગરમોથો, રસોત, મધ, એ સર્વેને ઝીણાં વાટી મધમાં પારાએ લેપ કરે ને પછી દૂધના કોગળા કરે, તો સૌષિર પારાનો રોગ જાય ૯.

**પરિદર પારાના રોગના ઉપાય**—આ રોગમાં પ્રથમ પારાનું લોહી કાઢે. પછી સુંઠ, સરસવ, ત્રિફળા, એનો ઉકાળો કરી કોગળા કરે, તો પરિદર તથા ઉપકુષ એ બંને પારાના રોગ જાય ૧૦.

**પારામાં વ્રણ પડી ગયા હોય તેના ઉપાય**—ઉમેડાનાં પાન, (વરાગડુ) મીઠું, મધ, સુંઠ, મરી, પીપેરો. એને ઉકાળી કાઢો કરીને, પ્રથમ પારાનું શસ્ત્રાદિકથી લોહી કાઢ્યા પછી આ ઉકાળાના કોગળા કરે, પછી પારાને મિઠા વગેરેનો થોડો ખાર લગાવે, તો પારાના વ્રણ સારા થાય અને તેના જીવડા મરી જઇ રોગ જતો રહે ૧૧.

**ખલિવર્ધ્ધન પારાના રોગના ઉપાય**—આ રોગમાં પારાનું માંસ કાઢી નાખે. પછી મધના કોગળા કરે, પછી વજ, તેજબળ, પાઢ, સાજી, જવખાર, પીપેરો એ સર્વેને બારીક વાટી પારાએ લગાવે તો ખલિવર્ધ્ધન પારાનો રોગ જાય ૧૨.

**પારાની નસોમાં પાંચ પ્રકારના વ્રણ પડી ગયા હોય તેના ઉપાય**—એ પારાનું જરા માંસ શસ્ત્રથી દૂર કરે. પછી પડોળ, લીમડાનાં પાન, ત્રિફળા, એનો ઉકાળો કરી જરા ગરમ ખ

મતા કોગળા કરે, તો પારાની નસોના વ્રણ જાય ૧૩. અથવા ચંબેલીનાં પાન, ધંતૂરાનાં પાન, ભોરીંગણી, ગોખરૂનો પંચાંગ, મજીઠ, લોદર, ખેરસાર, જેઠીમધ, એનો ઉકાળો કરી એ કાઢામાં મધુરી આંચથી તેલ પકવે. પછી એ તેલના કોગળા કરે, તો પારાના વ્રણ વગેરે સર્વે રોગ જાય ૧૫. ઇતિ પારાના રોગોના ઉપાય સંપૂર્ણ

---

## ૩ દંતરોગ.

***દાંતના રોગોનાં નામ તથા સંખ્યા લખીએ છીએ**–દાલન ૧, કૃમિદંતક ૨, ભંજનક ૩, દંતહર્ષ ૪, દંતશર્કરા ૫, કપાલિકા ૬, શામદંત ૭, કરાલ ૮.

**દાલન નામે દાંતના રોગનાં લક્ષણ**–જેના દાંતમાં ભાગ્યા દાંતની પીડા હોય, એ પીડા વાયુથી થાય તેને દાલન નામે દાંતનો રોગ કહિયે ૧.

**કૃમિદંતક રોગનાં લક્ષણ**–જેના દાંતમાં કાળા છિદ્ર પડી જાય ને હાલે, દાહ હોય, તથા તેમાંથી કંઇક રૂધિર નિકળે, અને સોજો હોય વિના કારણજ વાયુ જેવી પીડા પણ હોય, તેને કૃમિદંત રોગ કહિયે ૨.

**ભંજન દાંતના રોગનાં લક્ષણ**–જેના દાંત વાંકા ચુકા થઇ તુટી જાય. એ કફ વાયુથી ઉપજે છે. એને ભંજનક નામે દાંતનો રોગ કહિયે ૩.

**દંતહર્ષ દાંતના રોગનાં લક્ષણ**–જેને શીતળ જળાદિકથી, સુકી વસ્તુઓથી, શીતળ પવનથી, ખટાશથી. દાંત અંબાઈ જાય, એ વાયુ પિત્તથી થાય છે, તેને દંતહર્ષ રોગ કહિયે ૪.

**દંતશર્કરા દાંતના રોગનાં લક્ષણ**–જેના દાંતમાં મેલ રહે એ મેલને કફ, વાયુ શોષી લે, ત્યારે તેને દાંત ખરબચડા લાગે, અને રેતની માફક ખરી જાય તેને દંતશર્કરા કહિયે ૫.

**કપાલિકા નામે દાંતના રોગનાં લક્ષણ**–જેના દાંત માટીના ઘડાના કપાળ સમાન હોય. અને તેમાં છીદ્ર હોય, તથા તેમાં મેલ હોય, તે ખરે તેને કપાલિકા દાંતનો રોગ કહિયે ૬.

**સ્યામદંત દાંતના રોગનાં લક્ષણ**–જેના દાંત દુષ્ટ લોહીમાં મળ્યું જે પિત્ત તેણે કરી સઘળા દગ્ધ થઇ જાય, ને દાંત કાળા તથા વાદળી રંગના પડી જાય તેને સ્યામદંત રોગ કહિયે ૭.

**કરાલ નામે દાંતના રોગનાં લક્ષણ**–જેના દાંતોને વાયુ છે તે આસ્તે આસ્તે ભયંકર મોટા વીકટ ઘાટના કરી દે એને કરાલ દાંતનો રોગ કહિયે. એ રોગ ઉપાય કરવાથી પણ સારો થાય નહીં ૮.

**ગ્રંથાંતરથી હનુમોક્ષ ૧ દાંતના રોગનાં લક્ષણ**–જેની દાઢીમાં કે હનુવટીમાં વાયુ કુપિત

---

*દાંતના રોગોમાં પારાનું દરદ થાય છે, તેમાં પારા દાંતથી ઉંચા ઉપસેલા ઘણા જણને જણાય છે ને તેમાંથી લોહી નીકળે છે, ને કળતર થાય છે. તેથી માણસ ઘણું દુઃખી થાય છે ને ચીંતા કરે છે કે મારા દાંત જલદી પડી જશે. માટે એનો સરલ અને અમારો અજમાવેલો ઊપાય લખીએ છીએ.-મસ્તકી તોલા ૨, મોચરસ તોલો ૧, હીરાદખણ તોલો ૧, દાડમડીનાં સુકાં ફુલ તોલા ૨, હીંમજી હરડે તોલા ૨, સુકાં આંમળાં તોલા ૨, કાથો તોલા ૨, આ ઓસડાને બારીક વાટી તેનું દાંતે મંજન દરદના પ્રમાણમાં દરરોજ કરવું. એ મંજનથી પારા તનદુરસ્ત અને લાલ થાય છે-દાંતમાંથી લોહી નીકળતું બંધ પડે છે, અને દાંત હાલતા હોય છે. તો તે મજબુત થાય છે. ભાષાંતર કર્તા. ત્રી. ભો.

થઇને દાંતોને પકડી દાંતમાં અથવા દાઢીમાં પીડા કરે તેને હનુમોક્ષ રોગ કહિયે. અને એમાં અર્દિત રોગનાં લક્ષણ મળે ૯.

## દાંતના રોગના ઉપાય.

દાંતના રોગોને દૂર કરનારૂં લાક્ષાદિ તૈલ—લાખનો રસ શેર ૦ા, તલનું તેલ શેર પા (૦ા) ગાયનું દૂધ પાશેર, લોદર તોલા ૧ ભાર, કાયફળ તોલા ૧ ભાર, મજીઠ તોલા ૧, કમળકાકડી તોલા ૧, કમળનું કેસર તોલા ૧, રક્તચંદન તોલા ૧, જેઠીમધ તોલા ૧ ભાર, એ સર્વેનો ઉકાળો કરી, પછી એ ઉકાળામાં મધુરી આંચે તેલ પકવતાં જ્યારે એ સર્વ રસ વગેરે બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે (ઉતારી નાખવું) એ તેલને મોંમાં ૧ ઘડી રાખે, તો દાંતના સર્વે આઠે રોગ જાય, ને દાંત મજબુત થાય. ઇતિ लाक्षादि तैलं.

અથવા વાયુને દૂર કરનારાં જે તેલ તેના કોગળા કરે, તો દાંતના સર્વ રોગ જાય ૨.

**કૃમિ (જીવડા) દંત રોગના ઉપાય**—*હિંગને જરા ગરમ કરી દાંતોની વચ્ચે દે. તો દાંતના કીડા જાય ૩. અથવા કાગલ હરી, ગળીનું મૂળ, કડવી તુમડીનું મૂળ, એને બારીક વાટી એનું દાંતોએ મર્દન કરે, તો દાંતના કીડા જાય ૪.

**દાંત અંબાએલા (ખાટા) રહે તેના ઉપાય**—સાંભરૂ લૂણ, નરકચૂરો, સુંઠ, અકલકરો, એને બારીક વાટી દાંતોએ મર્દન કરે, તો અંબાએલા દાંત સારા થાય ૫.

**દાંતનાં સર્વ રોગો દૂર થવાની ઔષધિ**—પાંચે ખાર, મોરથૂથૂ, સુંઠ, મરી, પીપરો, પીપરીમૂળ, હીરાકસી, માયફળ, વાવડીંગ, એને બારીક વાટી દાંતોએ મંજન કરે, તો દાંતના સર્વે રોગો જાય ૬.

**દાંતને મજબુત થવાની મસી**—હીરાકસી, માયફળ, લોઢાનું ચૂર્ણ, સોનામકખી, મજીઠ, ફૂલાવેલી ફટકડી, ત્રિફળા, એ સર્વ બરાબર લઇ એને ખલમાં બારીક વાટી કાજળ સમાન કરે, પછી માસો ૧ ઘડી ૨ દાંતે મસળે, આ વિધિથી દિન ૭ કરે, તો દાંત કાળા તથા મજબુત થાય ૭.

**દાંતના સર્વ વિકાર દુર થવાની ઔષધિ**—ફૂલાવેલી ફટકડી, મોરથૂથુ, તેજબળ, પાપડીઓ કાથો, પીપળાની છાલ, લાખ, સુંઠ, મરી, પીપરો, આંમળાં, હીરાકસી, માળફળ, મજીઠ, રૂમી મસ્તકી, બૌલસિરની છાલ, સિંધવખાર, દક્ષિણી સોપારી, આ સર્વ બરાબર લઇ એને ખાંડી લુગડે ચાળી નિર્ગુંડીના રસના પુટ ૨૧ દે. પછી બૌલસિરની છાલના પુટ ૨૧ દઇને દરેક પુટ દઇને તડકામાં સૂકવે. પછી એને બારીક વાટી જરા સિંધવખાર મેળવે. પછી તેનું દાંતોએ મર્દન કરે, તો દાંતના સર્વ રોગો જાય ૮.

**દાંત દુખતા બંધ થવાની બીજી ઔષધિ**-કોષ્ટ ટંક ૫, સુંઠ ટંક ૫, મરી ટંક ૫, પીપરો

* દાંતના રોગમાં "કૃમિદંત રોગ" છે તે સંપૂર્ણ પ્રકારથી લોકોમાં પ્રસિદ્ધ છે. કોઇના મનમાં સંદેહ આવે છે કે દાંતમાં જીવડા કેવી રીતે રહે છે? તે લખીએ છીએ-એક દીવસે રામાજી ગણોજી દાક્તરની પાસે શ્રીધરજી બેઠા છે, તેવામાં કોઇ એક દંત રોગી આવ્યો, તેની બે મોટી ડાઢો વિલાયતી ઓજારથી ઉખાડી ત્યારે તે દાંતની સંધિમાંથી જીવડા નીકળ્યા, જે ઠેકાણે ઔષધિ પુગી શકે એવું નહોતું. અને જંત્ર મંત્રથી જીવડા કાઢે છે તે જુઠા છે એમ નક્કી જાણવું.

ટંક ૫, ખુરાસાણી અજમો ટંક ૫, હરડેની છાલ ટંક ૫, કાથો ટંક ૫, એને બારીક વાટી દાંતોએ મર્દન કરે, તો દાંત દુખતા બંધ થાય ૯. અથવા ગંગા પારની (સારી ઉચી) તમાકું, અકલકરો, કાયફળ, વાવડીંગ, સુંઠ, મરી, પીપેરો, વરાગડું મીઠું એને બારીક વાટી દાંતોએ મર્દન કરે, તો દાંત દુખતા બંધ થાય ૧૦.

**દાંત હાલતા હોય ને તેમાં પીડા ચાલે તેની ઔષધિ**–પીપરો, સિંધવખાર, જીરૂ, હરડેની છાલ, મોચરસ, એને બારીક વાટી દાંતે ઘસે, તો દાંત હાલતા બંધ રહે ને તેની પીડા જાય ૧૧. અથવા નાગરમોથો, હરડેની છાલ, સુંઠ, મરી, પીપેરો, વાવડીંગ, લીમડાનાં પાન, એને બારીક વાટી ગાયના મૂત્રના પુટ ૩ દઇ છાંયડે સૂકવી ગોળી કરે, પછી એ ગોળી રાતે સૂતી વખત મોંમા રાખી (ઉંઘી જવું) સવારે એ ગોળી નાખી દઇ કોગળા કરે, તો દાંતના સર્વ રોગો જાય ૧૨. અથવા ફટકડી, મોરથુથુ, ખેરસાર, પાપડીઓ કાથો, તેજબળ, કાચી લાખ, વંશલોચન, મરી, આંમળાં, મજીઠ, રૂમીમસ્તકી, બૌલસિરની છાલ, સિંધવખાર, માયફળ, દક્ષિણી સોપારી, એને બારીક વાટી લૂગડે ચાળી એને નિર્ગુંડીના રસના ઘણા પુટ દે. પછી એને ચંબેલીના રસના પુટ દે, એ પુટો દેતાં દરેકે તડકે સુકવતા જવું. પછી બૌલસિરના ઘણા પુટ દે. પછી એને સૂકવી બારીક વાટી દાંતોએ રગડે, તો દાંત મજબુત થાય, અને દાંતનાં સર્વ રોગ જાય ૧૩.

**દાંતમાંથી લોહી નીકળે તે (બંધ કરવા) નીઔષધિ**–સિંધવખાર, ખેરસાર, કોષ્ટ, ધાણા, સુંઠ, શેકેલું જીરૂં, એ સર્વને બારીક વાટી દાંતોએ મર્દન કરે, તો દાંતોનું લોહી નિસરતું (બંધ) રહે ૧૪. ઈતિ દાંતના ઉપાય સંપૂર્ણ,

---

## ૪ જીભ્યા રોગ.

(જીભના રોગની ઊત્પતિ, નામ, અને સંખ્યા લખીએ છીએ.)

**જીભના રોગોનાં નામ**–જીભના રોગ ૫ પ્રકારના છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, અલાસ ૪, ઉપજીવ્હા ૫.

**વાયુના જીભ્યા રોગનાં લક્ષણ**–જેની જીભ ફાટી જાય ને સોજો આવી જાય, તથા લીલી થઇ જાય, તથા જીભમાં કાંટા પડી જઇ ગળ્યાને આદિ લઇ સ્વાદનું જ્ઞાન જતું રહે. એ લક્ષણ હોય તો વાયુનો જીભ્યા રોગ જાણિયે ૧.

**પિત્તના જીભ રોગનાં લક્ષણ**–જેની જીભમાં બળતરા રહે, અને જેનો વર્ણ લાલ હોય, તથા કાંટા પડી જાય ત્યારે જાણજો કે જીભમાં પિત્તનો રોગ છે ૨.

**કફના જીભના રોગનાં લક્ષણ**–જેની જીભ ભારે જણાય અને જાડી થઇ જાય, તથા જીભમાં સફેત કાંટા પડે, તો કફનો જીભ રોગ જાણિયે ૩.

**અલાસ જીભના રોગનાં લક્ષણ**–જીભની નીચે ઘણો સોજો આવી, જીભને તથા ડાઢીને સજડ કરી દે હાલવા દે નહીં, જીભ નીચે પાકી જાય. આ રોગ કફ લોહીથી પેદા થાય છે. એને અલાસ કહિયે–એ અસાધ્ય છે ૪.

**ઉપજીભ્હાનાં લક્ષણ**–જીભની અણીના ઉપર એવો સોજો હોય તે જાણે બીજી જીભ

છે. અને જીભમાંથી લાળ ઘણી પડે. ખજવાળ તથા બળતરા હોય. એને ઉપજીહ્વા નામે જીભનો રોગ કહિયે ૫.

## જીભના રોગના ઉપાય.

જીભના સર્વે રોગોને દૂર કરવાને વાસ્તે લોહી કઢાવવું યોગ્ય છે ૧. અથવા ગળો, પીપેરો, લીમડાની છાલ, કડુ, એનો ઉકાળો કરી કોગળા કરે, તો જીભના રોગ જાય ૨. અથવા હોઠના ઉપાયો જે પાછળ કહ્યા છે તેથી પણ જીભના રોગો જાય છે ૩. અથવા સુંઠ, મરી, પીપેરો, જવખાર, હરડે, ચિત્રક, એને બારીક વાટી જીભે લગાવે તો જીભના રોગો જાય ૪, અથવા સુંઠ, મરી, પીપેરો, જવખાર, હરડેની છાલ, ચીત્રક, એમાં તેલને પકવી એ તેલના કોગળા કરે તો ઉપજીહ્વા દૂર થાય ૫.

**પુનઃ જીભની ઔષધિ**–કસ્માની છાલના ઊકાળાના કોગળા કરે, તો જીભના સર્વ રોગો જાય ૬. ઇતિ જીભના રોગોનાં લક્ષણ તથા ઉપાય સંપૂર્ણ.

## ૫ તાળવાના રોગો.

———ooo———

**તાળવાના રોગોનાં નામ તથા સંખ્યા**–તાળવામાં રોગ ૯ પ્રકારના છે. ગલસુંડી ૧, તુંડકેસરી ૨, ધ્રુવ ૩, કચ્છપ ૪, તાલ્વર્બુદ ૫, માંસસંઘાત ૬, તાલ્વપ્યુપુટ ૭, તાળુશોષ ૮, તાલુપાક ૯.

**ગલસુંડીનાં લક્ષણ**–તાળવાના મૂળથી સોજો મોટો વધે અને એ સોજો કપાએલી ખાલ સરખો થઈ જાય ત્યારે જાણે એ ખાલમાં [ધમણની માફક] વાયુ ભરી દીધો છે. તથા તેને તરસ લાગે ને ખાંશી, સ્વાસ પણ હોય તેને ગળસુંડી રોગ કહિયે. આ કફ લોહીથી ઉપજે છે ૧.

**તુંડકેસરીનાં લક્ષણ**–તાળવાના મૂળથી ઉપજ્યો જે સોજો તે બળતરા તથા પીડા તથા પાકની સાથે ઉપજે, તે કફ લોહીના દુષ્ટ પણાથી ઉપજે છે, તેને તુંડકેસરી રોગ કહિયે ૨.

**ધ્રુવ રોગનાં લક્ષણ**–જેના તાળવામાં તાવની સાથે લાલ સોજો હોય તેને ધ્રુવ રોગ કહિયે ૩.

**કચ્છપ રોગનાં લક્ષણ**–જેના તાળવામાં સોજો કાચબાના આકારે ઊંચો હોય, અને તેમાં પીડા પણ હોય. આ કફથી ઉપજે છે. તેને કચ્છપ રોગ કહિયે ૪.

**તાલ્વર્બુદ રોગનાં લક્ષણ**–જેના તાળવામાં કમળને આકારે સોજો હોય, અને જેમાં મોટા અંકુર હોય, તથા દાહ હોય, તેને તાલ્વર્બુદ રોગ કહિયે ૫.

**માંસસંઘાત રોગનાં લક્ષણ**–જેના તાળવામાં દુષ્ટ માંસ વધે અને તેમાં પીડા નહીં હોય તેને માંસસંઘાત રોગ કહિયે ૬.

**તાલ્વપ્યુપુટ રોગનાં લક્ષણ**–જેના તાળવામાં બોર સરખો સોજો (ઢેકો) હોય, જેમાં પીડા નહીં હોય તેને તાલ્વપ્યુપુટ રોગ કહિયે ૭.

**તાલુ શોષ રોગનાં લક્ષણ**–જેનું તાળવું સૂકાઇ જાય, તથા ફાટી જાય, તથા ભયંકર સ્વાસ થઇ આવે તેને તાળુ શોષ રોગ કહિયે ૮.

*તાલુપાક રોગનાં લક્ષણ-જેનું તાળવું ગરમીથી ઘણું પાકી જાય તેને તાળુપાક રોગ કહિયે ૯.

## તાળવાના રોગોના ઉપાય.

જો ગળસુંડી રોગ થાય તેનું ચતુર વૈદ્ય છે તે શસ્ત્રે કરીને વિખ કાઢી નાખે. તો ગલસુંડી રોગ જાય ૧. અથવા કોષ્ટ, મરી. વજ. સિંધવખાર. પાઢ. નાગરમોથો. એને બારીક વાટી ગલસુંડીએ મસળે તો ગલસુંડી રોગ જાય ૨. અથવા પીપેરો, અતિવિખની કળી, કોષ્ટ, વજ, સુંઠ, કાળાં મરી. સિંધવખાર. એને બારીક વાટી મધમાં ગલસુંડીએ લગાવે, તો ગલસુંડી સારી થાય ૩. અથવા પીપેરો, અતિવિખની કળી, કોષ્ટ, વજ. રાષ્ણા, કડુ, લીમડાની છાલ, એ સર્વને ખાંડીને જો એનો ઉકાળો કરી આપે, તો ગલસુંડી, તુડકેસરીને આદિ લઇ તાળવાના સર્વે રોગો જાય ૪. ઇતિ તાળવાના રોગોનાં લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

## ૬ ગળાના રોગો.

(ગળાના રોગોનાં લક્ષણ. ઉપાય. નામ તથા સંખ્યા લખીએ છીએ.)

**ગળાના રોગોની નામ સંખ્યા**-ગળાના ૧૮ રોગ છે. પાંચ પ્રકારની તો રોહિણી. વાયુની ૧, પિત્તની ૨, કફની ૩, સન્નિપાતની ૪, લોહીની ૫, કંઠશાલૂક ૬, અધિજીવ્હા ૭, બલય ૮, અલાસ ૯, એક વૃંદ ૧૦, વૃંદ ૧૧, શતઘ્ની ૧૨, ગિલાયુ ૧૩, ગલવિદ્રધિ ૧૪, ગલૌઘ ૧૫, સ્વરઘ્ન ૧૬, માંસતાન ૧૭, વિદારી ૧૮.

**વાયુની રોહિણીનાં લક્ષણ**-સઘળી જીભમાં ઘણી પીડા સહિત માંસના અંકુર નીકળી આવે તેથી કંઠ રોકાઇ જાય. અને વાયુના સર્વે ઉપદ્રવે (કંપાદીક) થઇ જાય તેને વાયુની રોહિણી કહિયે ૧.

**પિત્તની રોહિણીનાં લક્ષણ**-જેનું ગળું પાકી જાય અને ગળામાં દાહ. તથા તાવ ઘણો આવે તેને પિત્તની રોહિણી કહિયે ૨.

**કફની રોહિણીનાં લક્ષણ**-જેના ગળાના ચોરીઆ કફથી રોકાઇ જાય, તથા ગળું મોડું પાકે, અને ગળું ભારે હોય તેને કફની રોહિણી કહિયે ૩.

**સન્નિપાતની રોહિણીનાં લક્ષણ**-ઊંડો જેનો પાક હોય અને તેનું પર ઉપાયોથી પણ દૂર થાય નહીં. અને જેમાં (ઉપરના ત્રણે રોગનાં) સર્વે લક્ષણ મળે તેને ત્રિદોષની રોહિણી કહિયે ૪.

**લોહીની રોહિણીનાં લક્ષણ**-જેના ગળામાં ફોલ્લા થઇ આવે, અને જેમાં પિત્ત (ની રોહિણી) ના લક્ષણ મળે તેને લોહીની રોહિણી કહિયે ૫.

**કંઠશાલુકનાં લક્ષણ**-જેના ગળામાં બોરના કળીઆ પ્રમાણે કફની ગાંઠ થઇ જાય, તથા ગળામાં ખરબચડા ખરબચડા કાંટા પડી જાય, તથા તે સ્થાનમાં પીડા પણ હોય તેને કંઠશાલૂક રોહિણી કહિયે ૬.

**અધિજીવ્હા રોગનાં લક્ષણ**-જેની જીભની અણી ઉપર સોજો (ઢેકો) હોય. અને લોહી સ

* તાળવાનો રોગ બહુધા છે. પરંતુ તાળું પાક રોગ છે તે અતિ કઠણ છે. તે ઘણું કરી ગરમીના આજારથી થાય છે. કોઇ વિદ્વાન વૈદ્ય કને મોંઢું આવવાની ઔષધિ લીધાથી તો એ રોગ જાય છે, અને કોઇ મૂર્ખ વૈદ્યની મોંઢું આવવાની ઔષધિ લીધાથી તે ઘણો થાય છે. વાસ્તે મોંઢું આવવાની ઔષધિ મૂર્ખ વૈદ્ય કનેથી લેવી નહીં. આ વાંચી ને સાવ ચિતે થવું જોઇએ.

હિત કફ થુંકે, તથા જીભ કફ લોહીથી ખરડાએલી રહે, પાકી પણ હોય તેને અધિજીંહ્વા ગળાનો રોગ કહિયે ૭.

**વલય નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં કફ વધે, પછી એ ગળામાં સોજાને કરે, અન્ન વગેરેને ગળામાં જવા દે નહીં ને તેનો માર્ગ રોકી દે એને વલય ગળાનો રોગ કહિયે. એ અસાધ્ય છે ૮.

**અલાસ નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં કફ વાયુ વધીને ગળામાં સોજો કરે, અને સ્વાસ, કફ, વાયુ, તથા પીડાને પ્રગટ કરી મર્મસ્થાનને છેદતાં થકાં હૈયામાં પીડા કરે. એને અલાસ ગળાનો રોગ કહિયે ૯.

**એક વૃંદ નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં કફ લોહી દુષ્ટ થવા છતાં ગળાની માંહે ગોળને ઉંચો બળતરા સહિત સોજો કરે, અને ત્યાં ચેળ પણ ચાલે; તથા ગળું પાકી જાય ને ભારે તથા કોમળ હોય. એને એક વૃન્દ ગળાનો રોગ કહિગે ૧૦.

**વૃન્દ નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં પિત્ત તથા લોહી કોપને પ્રાપ્તિ થાય (તેને) વાયુ સંયુક્ત ગળામાં વિના પીડા ગોળ સોજાને પ્રગટ કરે, તથા ગળામાં દાહને કરે, અને આ રોગ તીવ્ર તાવને પેદા કરે. એને વૃન્દ નામે ગળાનો રોગ કહિયે ૧૧.

**શતઘ્ની નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં માંસનાં અંકુર જાડાં જાડાં કરડાં કરડાં કંઠને રોકનારાં ઘણાં ઉગે, તથા તેમાં પીડા ઘણી ચાલે, બળે બહુ. એને પ્રાણનો હરનારો જાણિયે, તે જાણે કંઠમાં લોહીની લાકડી નાખી છે. આ રોગ ત્રિદોષના કોપથી પેદા થાય છે, તે અસાધ્ય છે, એને શતઘ્ની ગળાનો રોગ કહિયે ૧૨.

**ગિલાયુ ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં આંમળાની મીંજ પ્રમાણ ગાંઠ થાય, તથા તેમાં પીડા કમ હોય, તથા એ ગાંઠ કફ લોહીથી પ્રગટ થાય છે, અને ભોજન કરે ત્યારે એ ગાંઠ નડારી લાગે. એને શસ્ત્રથી દૂર કરે ત્યારે એ દૂર થાય. એને ગિલાયુ નામે ગળાનો રોગ કહિયે ૧૩.

**ગલવિદ્રધિનાં લક્ષણ**–જેના સઘળા ગળામાં સોજો હોય, તથા તેમાં પ્રાણને હરનારી (વાતાદી વેદના દાહ ખજવાળ ઇત્યાદિ) ઘણી પીડા હોય. આ પણ ત્રિદોષના કોપથી પેદા થાય છે. એને ગલવિદ્રધિ કહિયે ૧૪.

**ગલોધ નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળાના માર્ગમાં સોજો ઘણો હોય, તેથી ગળાના માર્ગમાં (અન્ન પાણી ઉતરવાનો વહીવટ) પવન પણ જઇ શકે નહીં, ને તેને તીવ્ર તાવ પેદા થઇ જાય. આ કફ લોહીના દુષ્ટ પણાથી પેદા થાય છે. એને ગલોધ નામે ગળાનો રોગ કહિયે ૧૫.

**સ્વરઘ્ન નામે ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં કફ દુષ્ટ થઇ ગળાના સ્વરને દુષ્ટ કરે, અને દોહરો માંસ ગરતો જાય. તથા ઘોઘરૂં બોલે, અને ભોજન સારી પેઠે કરી શકાય નહીં, ને એ કફ કંઠના પવનને બગાડે. એને સ્વરઘ્ન ગળાનો રોગ કહિયે ૧૬.

**માંસતાન ગળાના રોગનાં લક્ષણ**–જેના ગળામાં સોજો ક્રમથી વધી સઘળા ગળામાં ફેલાઇ જઇ ગળા(નો અવરોધ કરી) માં પ્રાણને હરનારી પીડા કરે. આ પણ ત્રિદોષથી થાય છે, એને માંસતાન ગળાનો રોગ કહિયે ૧૭.

**વિદારી નામે** ગળાના રોગનાં લક્ષણ–જેના ગળામાં તાંબાના રંગ સરખો બળતરા અને પીડાની સાથે ઘણો સોજો થઇ ગળું લટકી જાય તથા પાકી જઈ જેમાં પરૂ પડી જાય. આ પિત્તના કોપથી થાય છે. અને ગળાની પછવાડે જે બાજુએ (રોગી) સૂએ તે ઠેકાણે વિદારીકંદ સરખો થાય તેને વિદારી નામે ગળાનો રોગ કહિયે ૧૮.

---

## ગળાના રોગોના ઉપાય.

જેને રોહિણી રોગ હોય તેના ગળાનું જળો વગેરેથી કોઇ તરેહ લોહી કઢાવીએ. તો રોહિણી રોગ સારો થાય ૧.

**ગળાના સર્વ રોગોના ઉપાય**–ઉલટી કરાવવી-ઓસડોનો હુકો પીવો-ઓસડોના કોગળા કરવા-નાસ આપવો-લોહી કઢાવવું-ખારનો સેક-આ સર્વે ગળાના રોગોને સારાં છે ૨. અથવા સ્નેહના કોગળા કરે, તો એ સર્વે ઉપાય વાયુના ગળાના રોગને સારા છે ૩.

**પિત્તના ગળાના રોગના ઉપાય**–શાકર, મધ, ધઉલો, એના ઉકાળાથી પિત્તના ગળાના રોગો જાય ૪.

**કફના ગળાના રોગોના ઉપાય**–ઘરનો ધૂમાસ, કડુ, એના ઉકાળાથી કફના ગળાના રોગો જાય ૫. અથવા કડુ, સુંઠ, પીપેરો, મરી, વાવડીંગ, દંતી, સિંધવખાર, એનો કાઢો કરી તેમાં તેલ પકવે. પછી એ તેલનો નાસ દે, તો કફના ગળાના સઘળા રોગો જાય ૬. અથવા વિષ્ણુક્રાંતાનો કાઢો પીએ, તો રોહિણી નામે ગળાના રોગ જાય ૭. અથવા વિષ્ણુક્રાંતા, અને શંખાવળી એ બંનેને ઘુંટી પીએ, તો કંઠશાલૂક, તુંડકેસરી, ઉપજીવ્હા, અધિજીવ્હા, એકવૃંદ, વૃંદ, ગિલાયુ, એ સઘળા રોગો જાય ૮. અથવા શસ્ત્ર ક્રિયાએ કરી ગળાનું લોહી કઢાવે, તો ગલવિદ્રધિને આદિ લઇ ગળાના સઘળા રોગો જાય ૯.

**કંઠના રોગોના ઉપાય**–કંઠના રોગોને વિષે લોહી કઢાવવું, તથા નાસના દેવાથી સારા થાય ૧૦. અથવા દારૂહળદર, લીમડાની છાલ, ઇંદ્રજવ, હરડેની છાલ, તજ, એનો ઉકાળો કરી તેમાં મધ નાખી પીએ, તો કંઠના સર્વે રોગો જાય ૧૧. અથવા કડુ, અતિવિખની કળી, દારૂહળદર, નાગરમોથો, ઇંદ્રજવ, એનો ઉકાળો કરી તેમાં ગાયનું મૂત્ર નાખી પીએ, તો કંઠના સર્વે રોગો જાય ૧૨. અથવા હરડેની છાલનો ઉકાળો (કરી તેમાં) મધ નાખી પીએ, તો કંઠના સર્વે રોગો જાય ૧૩. અથવા કાળી દરાખ, કડુ, સુંઠ, મરી, પીપેરો, દારૂહળદર તજ, ત્રિફળા, નાગરમોથો, પાઢ, રસોત, મૂર્વા, તેજબળ, હળદર, એનો ઉકાળો કરી મધ નાખી પીએ. તો અથવા એના કોગળા કરે, અથવા મધમાં એની ગોળી બાંધી એ ગોળીને મોંમાં રાખે, તો ગળા અને કંઠના સઘળા રોગો જાય ૧૪.

**ગળાના સર્વે રોગોની ગોળી**–તેજબળ, પાઢ, રસોત દારૂહળદર, પીપેરો, એને બારીક વાટી મધમાં ગોળી બાંધવી, પછી એ ગોળીને મોંમાં રાખે, તો સર્વે ગળાના રોગો જાય ૧૫.

ઇતિ ગળાના સર્વે રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણ.

---

## ૭ સમસ્ત મુખ રોગ.

(સમસ્ત મુખ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, અને સંખ્યા લખીએ છીએ)

**સમસ્ત મુખ રોગની સંખ્યા તથા નામ**--વાયુનો મુખ રોગ ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪,

**વાયુના મુખ રોગનાં લક્ષણ**--જેના મુખમાં સર્વત્ર ફોલ્લા થઇ જાય અને તેમાં પીડા ઘણી થાય, તો વાયુનો મુખરોગ જાણિયે ૧.

**પિત્તના મુખ રોગનાં લક્ષણ**--જેના મુખમાં લાલ કે પીળા ફોલ્લા દાહની સાથે હોય, તેને પિત્તનો મુખરોગ કહિયે ૨.

**કફના મુખરોગનાં** લક્ષણ--જેના મુખમાં ધોળા ફોલ્લા વિના પીડા હોય અને તેમાં ચેળ ચાલે તેને કફનો મુખરોગ કહિયે ૩.

***મુખરોગનાં અસાધ્ય** લક્ષણ--જેના હોઠમાં તથા પારામાં લોહીના કોપથી અથવા ત્રિદોષના કોપથી ફોલ્લા હોય તે અસાધ્ય જાણિયે ૪.

## સમસ્ત મુખ રોગના ઊપાય.

મુખમાં વાયુના ફોલ્લા હોય, તો મિઠું અને ફટકડીના કોગળા કરાવીએ ૧. અથવા વાયુને દૂર કરનારાં તેલના કોગળાથી ફોલ્લા જાય ૨.

**પિત્તના મુખરોગના ફોલ્લાના ઊપાય**--જેઠીમધ, ખેરસાર, એને ઉકાળી તેમાં મધ નાંખી કોગળા કરે, તો પિત્તના મુખ રોગના ફોલ્લા જાય ૩. અથવા દૂધને ગરમ કરી તેમાં થોડું ઘી અને મધ નાખી કોગળા કરે, તો પિત્તના મુખરોગના ફોલ્લા જાય ૪.

**કફના મુખરોગના ફોલ્લાના ઉપાય**--મોરથૂથૂ, ફટકડી, એને બારીક વાટી ફોલ્લાએ લગાવી લાર નાખી દેતો જાય, તો મુખના ફોલ્લા જાય ૫.

**સન્નિપાતના મુખ** રોગના **ફોલ્લાના ઉપાય**--આ રોગોમાં મોઢાની નસની ફસ્ત ખોલાવે, તો એ ફોલ્લા જાય ૬. અથવા ચંબેલીનાં પાન, ગળો, ત્રિફળા, જવાસો, દારૂહળદર, દરાખ, એનો ઉકાળો કરી તેમાં મધ નાખી કોગળા કરે, તો ત્રિદોષના મુખ રોગના ફોલ્લા જાય ૭. અથવા કાળીજીરી, કોષ્ટ, ઇંદ્રજવ, એને બારીક વાટી દાંત નીચે ચગદી તેનો રસ મોંમાં લે, પછી થૂંકતો જાય, તો ત્રિદોષનો મુખપાક યા ફોલ્લા સારા થાય ૮. અથવા પડોળનાં પાન, લીમડાની છાલ, જાંબૂડાનાં પાન, આંબાનાં પાન, ચંબેલીનાં પાન, એનો ઉકાળો કરી કોગળા કરે, તો ત્રિદોષના મુખ પાકના ફોલ્લા જાય ૯. અથવા પડોળનાં પાન, ત્રિફળા, દારૂહળદર, એનો ઉકાળો કરી તેમાં મધ નાખી કોગળા કરે, તો ત્રિદોષનો મુખ પાક જાય ૧૦. અથવા ખસ, પડોળ, નાગરમોથો, હરડેની છાલ, કડુ, ગરમાળાની છાલ, રક્તચંદન, એનો ઉકાળો કરી પીએ, અથવા એના કોગળા કરે, તો ત્રિદોષના મુખ પાકના ફોલ્લા જાય ૧૧. અથવા તલના

* મુખના ફોલ્લાનો રોગ ખરાબ છે. જેથી ભોજન કરતાં ઘણી પીડા થાય છે. એ રોગ જીભ ઉપર થાય છે તેમજ ગલોફામાં, હોઠમાં, દાંતના પારામાં, તાળવામાં પણ થાય છે. એ રોગ વાસ્તે અનેક ઉપાય કરે છે પરંતુ કેવડાના સીરામાં (ડોશીમાં) મેંદા સરખો આટો થાય છે તેને ઝાટકી એટલે ખંખેરી લેવો. પછી એ આટો જીભ ઉપર તથા મુખના ફોલ્લા ઉપર પાંચથી દશ વાર ભભરાવે તો દિન ત્રણમાં આરામ થાય. પરંતુ ફોલ્લા વાળાને જુલાબ લેવો યોગ્ય છે. કારણ કે એ રોગની જડ પેટમાં છે, વાસ્તે જુલાબથી આરામ થાય છે. ફોલ્લાને છાલા કહે છે.

ડોડવાંની ડાંડી, કમળનું મૂળ, ઘી, શાકર, દૂધ, મધ, એ સર્વને એકઠાં કરી કોગળા કરે, તો ત્રિદોષના મુખ પાકના ફોલ્લા જાય ૧૨. અથવા હળદર, લીમડાનાં પાન, જેઠીમધ, કમળનું મૂળ, એને તેલમાં પકવે. પછી એ તેલના કોગળા કરે, તો ત્રિદોષના મુખ પાકના ફોલ્લા જાય ૧૩, એ સર્વ ઉપાયો ભાવપ્રકાશમાં લખ્યા છે.

**મુખ પાકને દૂર કરવાનો બીજો ઉપાય**--ચંબેલીનાં પાન રોજ ચાવે, તો ફોલ્લા જાય ૧૪.

**મુખ પાકને દૂર કરનારી ખેરસારની ગોળી**--ખેરસાર, જાયફળ, બરાસ કપૂર, દક્ષિણી સોપારી, તજ, તમાલપત્ર, નાગકેસર, ઇલાયચી, કસ્તૂરી, આ સર્વ બરાબર લઇ એને બારીક વાટી ખેરસારના કાઢામાં એની ચણા પ્રમાણે ગોળીઓ બાંધી એ ગોળી ૧ને મોંમાં રાખે, તો જીભ, હોઠ, દાંત, મોઢું, ગળું, તાળવું, એના સઘળા રોગો જાય ૧૫.

**ખેરસારની બીજી ગોળી**--જાયફળ, કસ્તૂરી, બરાસકપૂર, સોપારી, એની બરાબર ખેરસાર લઇ એ સર્વને બારીક વાટી ગોળી કરે, અને મોંમાં રાખે, તો મુખના સર્વ રોગ જાય ૧૬.

અથવા દારૂહળદર, ગળો, ચંબેલીનાં પાન, દરાખ, અજમો, ત્રિફળા, એનો ઉકાળો કરી કોગળા કરે, તો મુખ પાક જાય ૧૭. એ સર્વ ઉપાય વૈદ્યરહસ્યમાં લખ્યા છે.

**મોંના ઉપરની છાયાને દૂર કરવાના ઉપાય**--લોદર, ધાણા, વજ, ગોરૂચંદન, મરી, એને બારીક વાટી મોઢે લેપ કરે, તો મોંના છાયા જાય ૧૮. અથવા સરસવ, વજ, લોદર, સિંધવખાર, એને પાણીમાં વાટી મુખપર લેપ કરે, તો મુખના છાયા જાય ૧૯. અથવા રતાંજળી, મજીઠ, કોષ્ટ, લોદર, ઘઉલો, વડની કુંપરો, મસૂર, એને પાણીમાં બારીક વાટી મુખના છાયાને લેપ કરે, તો છાયા જાય ૨૦. અથવા જાયફળને ઘસી લેપ કરે, તો છાયા જાય ૨૧. અથવા આકડાના દૂધમાં હળદરને પલાળી લેપ કરે, તો મુખની છાયા જાય ૨૨. અથવા મસૂરને દૂધમાં વાટી એમાં થોડું ઘી મેળવી લેપ કરે, તો મુખની છાયા જાય અને કાંતિ વધે ૨૩. અથવા કેશર, કમળનું મૂળ; અથવા કેસર, રતાંજળી, લોદર, ખસ, મજીઠ, જેઠીમધ, તમાલપત્ર, કોષ્ટ, ગોરૂચંદન, હળદર, લાખ, દારૂહળદર, નાગકેસર, કેસૂડાં (ના ફૂલ), ઘઉલો, વડની કુંપેરો, ચંબેલીનાં પાન, મીણ, સરસવ, વજ, એનો ઉકાળો કરી એ ઉકાળામાં મધુરી આંચે તેલ પકવે. પછી એ તેલનું મર્દન કરે, તો મુખની છાયા, ખીલ, તલ, મસ્સા આદિ મોંઢાંના સર્વ વિકાર જાય ૨૮. ઇતિ कुंकूमाद्यं तैलं. એ સર્વ ભાવપ્રકાશમાં છે.

ઇતિ શ્રી મન્માહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃત સાગર નામ ગ્રંથે ક્ષુદ્રરોગ, મસ્તક તથા આંખના સર્વ રોગ, તથા કાન, નાક, મુખ, હોઠ, (દાંતના) પારા, દાંત, જીભ, તાળવું, ગળું, કંઠ, એ સર્વના રોગોના ભેદ સંયુક્ત ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય નિરૂપણ નામ અષ્ટાદશસ્તરંગઃ સંપૂર્ણ. ૧૮.

---

## તરંગ ૧૮મું સમાપ્ત.

---

* મુખ છાયા રોગ છે તે સુમુખ સ્વરૂપને કુમુખ સ્વરૂપ કરી દે છે. ચન્દ્ર મુખી સ્ત્રી હોય છે તેના મુખને ચન્દ્રમા સરખું કલંક સહિત કરી દે છે. વાસ્તે કમળના છોડાં અથવા નારંગીના છોડાં છાયા ઉપર મસળે તો છાયા જાય. श्रीगणपति जयति. છાયા એટલે કરોળીઆ.

# તરંગ ૧૯ મું.

## સ્થાવર જંગમ * ઝેર.

(અથ સર્વ સ્થાવર જંગમ ઝેર માલની અને એથી ઉપજ્યા જે રોગ તેની ઉત્પતિ, લક્ષણ, ઊપાય, સંખ્યા લખીએ છીએ)

**સ્થાવર ઝેરનાં નામ**–પ્રથમ ઝેર બે પ્રકારનાં છે. સ્થાવર ૧, અને જંગમ ૨, સ્થાવર ઝેર છે તે ૧૦ જગાએ રહે છે. ઝાડના મૂળમાં ૧, પાંદડાંમાં ૨, ફળમાં ૩, ફૂલમાં ૪, છાલમાં ૫, ઝાડના દૂધમાં ૬, ઝાડના રસ એટલે ગુંદરમાં ૭, ઝાડના ખારમાં ૮, ધાતુ માલ હરતાલ આદિકમાં ૯, કંદ એટલે વચ્છનાગાદિકમાં ૧૦, એ દશ જગામાં સ્થાવર ઝેર રહે છે. **જંગમવિખ**-જંગમ વિખ ૧૬ જગામાં રહે છે તે લખીએ છીએ-મનુષ્યાદિકની દ્રષ્ટિમાં ૧, સર્પાદિકના સ્વાસમાં ૨, સ્વાન (કુતરાં) શિયાળા દિકની દાઢમાં ૩. સિંહ, વાઘાદિકના નખોમાં ૪. વિષખાપરા દિકોના મળમાં ૫, મૂત્રમાં ૬, વાંદરાદિકોની શુક્ર(ધાતુ) માં ૭. હડકાયાં જનાવર, કૂતરાં, શિયાળને આદિ લઇ તેની લાળમાં ૮, ગરમ વસ્તુ ખાધી હોય એવી જે સ્ત્રી તેના ભગમાં ઝેર ૧૦, અને ગરમ વસ્તુઓ જેણે ખાધી હોય તેની ગુદામાં ઝેર ૧૧, સર્પાદિકોના હાડમાં ૧૨, નોળવા, માંછલાંને આદિ લઇ એના પિત્તનાં ૧૩. ભમરા દિકના કાંટામાં ૧૪, ઉંદરના દાંતમાં ૧૫, સિંહાદિકોના રૂવાંમાં ૧૬.

**સ્થાવર ઝેર ખાધાથી જે રોગ થાય છે તે લખીએ છીએ**–સ્થાવર ઝેરના ખાવાથી તાવ તથા હિચકી થાય. દાંત અંબાઇ જાય. ગળું બંધાઇ જાય. મોઢે ફીસોટા આવે. ઓકારી તથા અરૂચિ, સ્વાસ, મૂર્છા હોય. એ જેમાં લક્ષણ થાય ત્યારે જાણજો કે એણે સ્થાવર ઝેરને ખાધુ છે ૧.

**ઝાડ આદિકોના મૂળના ઝેરના ખાધાનાં લક્ષણ**–ઝાડાદિકના મૂળનું ઝેર ખાવાથી ઉલટી, મોહ, અને લવારો કરે ૧.

**વૃક્ષા દિકોના પાંદડાંના ઝેરના ખાધાનાં લક્ષણ**–બગાસાં ઘણાં આવે. શરીર કંપે. સ્વાસ થાય ૨.

**વૃક્ષાદિકના ફળનું ઝેર ખાધાનાં લક્ષણ**–મુખમાં સોજો તથા શરીરમાં દાહ હોય. ભોજન માત્રમાં દ્વેષ હોય ૩.

**વૃક્ષાદિકના ફૂલના ખાવાથી અથવા સુંઘવાથી જે રોગ થાય તેનાં લક્ષણ**–ઓકારી, આફરો, અને મૂર્છા થાય ૪.

**વૃક્ષાદિકની છાલના રસના ખાવા અથવા લગાવાના ઝેરનાં લક્ષણ**–એ (ખાનાર) ના મુખમાં દુર્ગંધિ આવે, શરીર કરડું થઇ જાય. માથામાં પીડા થાય. મોઢામાં કફ ઘણો નીસરે ૫.

---

* જે ચીજ કે શરીરના કોઇ ભાગને લાગ્યાથી, અથવા સ્વાસમાં લીધાથી, અથવા પેટમાં ગયાથી, અથવા ગુદામાં લગાડયાથી જીવને મારી નાખે તેને ઝેર કહે છે. કેટલાંક ઝેરો ધીમેથી મારી નાખે છે; પણ બીજાં ઘણા ઝડપથી અસર કરે છે. ભા. ક. ત્રી. ગી.

**ઝાડ વગેરેના દૂધના ઝેરના ખાધાનાં લક્ષણ**–મોઢે ફીસોટા આવે. હૈડું દુખે મૂર્છા હોય ગુદાનો બંધ છૂટી જાય. જીભ ભારે થઇ જાય ૬.

**હરતાલાદિક ધાતુઓના ઝેરના ખાવાનાં લક્ષણ**–હૈડું દુખે. મૂર્છા હોય. શરીરમાં દાહ લાગી જાય તથા તાળવામાં દાહ હોય. આ ઝેરથી તત્કાળ મરે અથવા કાળાંતરથી મરે ૭.

**કંદ ઝેર વચ્છનાગ આદિના ખાવા વગેરેનાં લક્ષણ** વચ્છનાગાદિકના ખાવાથી, મનુષ્યાદિક તત્કાળ મરી જાય. હૈડું દુખે મૂર્છા હોય. શરીરમાં દાહ હોય તાળવું બળે ૮.

**સ્થાવર ઝેર માત્રને શુદ્ધ કરી ખાવાના ગુણ**–સ્થાવર ઝેર માત્ર લૂખાં તથા ગરમ, તથા તીક્ષ્ણ છે; અને એનો ગુણ સૂક્ષ્મ છે, અને સ્ત્રી સંગ ઘણો કરાવે છે, તથા સર્વ શરીરમાં તત્કાળ ફેલાઇ જાય ને ઉગી આવે છે, અને તત્કાળ એનો પરિપાક થઇ જાય છે. એ દશ ગુણ સ્થાવર ઝેરમાં છે ૯.

**સ્થાવર ઝેરના ખાવાથી જે રોગ ઉપજે છે તે લખીએ છીએ**–ઝેરના લૂખાપણાના ગુણથી મતિ બગડે, અને સર્વસ્થાનોના બંધને કાપે. અને ઝેરના સૂક્ષ્મપણાના ગુણથી શરીરના અંગ અંગમાં એ ઝેર વ્યાપી જાય. અને ઝેરના પરાક્રમથી સ્ત્રી સંગ બહુ કરે. આ ગુણથી શરીરના દોષોને તથા શરીરની ધાતુઓને તથા શરીરના મળને બગાડે. અને ઝેરના શીઘ્રપણાના ગુણથી શરીરને કલેશ દે. એજ કારણથી ઝેરના ઉપાય અતિ કઠણ છે ૧૦.

**ઝેરનાં પાણી પાએલાં શસ્ત્રના લાગવાનાં લક્ષણ**–ઝેરનાં પાણી પાએલાં શસ્ત્ર જેને લાગે તેના ઘા તત્કાળ પાકી જાય, અને એ ઘામાંથી લોહી ઘણું નિકળે, તથા તેનું લોહી કાળું હોય, અને જેમાંથી દૂર્ગંધિ ઘણી આવે, અને જેનું માંસ વિખરાઇ જાય. તરસ લાગે. તાપ, દાહ, મૂર્છા હોય. એ લક્ષણ હોય તો જાણિયે કે કોઇ વેરીએ ઝેરના પાણી પાયલા શસ્ત્રથી માર્યોછે ૧૧.

**ઝેર દેનાર જાણવાનાં** લક્ષણ–ઝેર દેનારા મનુષ્યની વાણીની ચેષ્ટા, મુખની કાંત્તિ, બદલાઇ જાય. કોઇ એને પૂછે ત્યારે તેનો ઉત્તર (એ ઝેરનો દેનારો) દે નહીં તેને બીજુંજ કહે. અને ઝેરના દેનારા મોહને પ્રાપ્તિ થાય, બોલ્યું જાય નહીં, અને કદી બોલે, તો મૂર્ખની માફક બોલે. અને આંગળીથી પૃથ્વીને ખણે, તથા નાસી જાય. હસવા લાગી જાય. અને ઘરમાંથી બહાર નિસરવાનું કરે. અહીં તહીં વારંવાર જોતો જાય. અને તેનું ચિત્ત વિપરીત થઈ જાય. એ સર્વ લક્ષણ ઝેરના દેનારા મનુષ્યમાં હોય છે, તે બુદ્ધિવાન એને જાણિ લે ૧૨.

**જંગમ ઝેર સર્પાદિક જેને કરડે તેથી ઉપજયા જે રોગ તેનાં સામાન્ય લક્ષણ**–જેને એવા કોઇ જનાવરે કરડયો હોય તેને નિંદ્રા તથા તંદ્રા હોય, અને તેની સર્વ જ્ઞાનેંદ્રી જતી રહે, બળતરા થાય, આંખે અંધારાં આવે; તથા રોમાંચ હોય; અને એ સ્થાનમાં સોજો હોય. તથા અતિસાર હોય. એ સર્વ લક્ષણ હોય તો જાણજો કે કોઇ ઝેરી જાનવરે કરડયો છે ૧.

**ભોગી, મંડલ, રાજીલ નામે જે સર્પ તેના કરડવાનં** જૂદાં જૂદાં લક્ષણ–વાયુની પ્રકૃતિ વાળો ભોગી, પિત્તની પ્રકૃતિવાળો મંડલ નામે, કફની પ્રકૃતિ વાળો રાજીલ નામે, એ સર્પ જેને કરડે તેનાં લક્ષણ લખીએ છીએ–ભોગી સર્પ જેને કરડે તેના ડંખની જગા કાળી પડી જાય, અને તેને સર્વ વાયુના રોગ ઉપજી આવે.

અને મંડલ નામે સર્પ જેને કરડે તેના કરડવાની જગા પીળી પડી જાય, અને કોમળ સોજો થઇ જાય, અને તેને પિત્તના સર્વ રોગ થઈ જાય.

અને રાજીલ નામે સર્પ જેને કરડે તેને કરડવાની જગામાં સ્થિર સોજો હોય, તથા તે જગામાં પીળું ચિકણું, ફીણ સહિત જાડું લોહી નીસરે. અને તેને કફના સર્વ રોગ થઇ જાય ૨.

**દેશ વિશેષ તથા કાળ વિશેષમાં જે સર્પાદિક કરડે** તેનાં લક્ષણ-પીપળાના સ્થાનમાં દેહરામાં, મસાણમાં, *રાફડામાં ચકલામાં, સંધ્યા કાળે, ભરણી તથા મઘા નક્ષત્રમાં અને મર્મસ્થાનમાં જે સર્પાદિક મનુષ્યાદિકોને કરડે તો તે મનુષ્ય મરી જાય ૩.

**દર્વીકર નામે સર્પ જેની ફેંણ કરછી સરખી હોય તેના** કરડયાનાં લક્ષણ-જે (સાપની) ફેંણ હૈયા સરખી. અથવા છત્ર, યા કમળ યા અંકુશના સરખી હોય; અને એ સર્પ જલદી ચાલે. એને દર્વીકર સપ કહિયે ૪.

**આટલા મનુષ્યાદિકોને સર્પાદિક કરડયો હોય તેના ઉપાય કરવા નહીં**-અજીર્ણ વાળાને, ગરમીના વિકાર વાળાને, બાળકને, બૂઢાને ભૂખ્યા આદમીને, ઘાયલને, પ્રમેહ વાળાને, ગર્ભવંતી સ્ત્રીને, જેના શરીરમાં લોહી નહીં હોય તેને. આ મનુષ્યોને સર્પાદિક કરડે તો અસાધ્ય જાણિયે ૫. અથવા જેના મોંઢામાંથી રૂધિરની ધાર પડે તથા જેની ગુદા અને ઇંદ્રીમાંથી લોહીની ધાર પડે તે પણ અસાધ્ય છે ૬.

**બીજા ઝેરનાં** લક્ષણ-સ્થાવર અથવા જંગમ જે ઝેર છે તે ઘણા દહાડાના પ્રભાવથી ઔષધાદિક પણ દુસી ઝેર થઈ જાય છે તેનો ગુણ જતો રહે; રસ જતો રહે, એ પુરાણી ઝેરી ઔષધાદિક ખાય તો તેને મૂર્છા, ભ્રમ, વમનાદિક થઇ જાય ૭.

**ઉંદરના ઝેરનાં** લક્ષણ-જ્યાં ઊંદર કરડયો હોય તે જગાએ લોહી પીળું નીકળે. અને તે જગાએ કુંડાળું [મંડલ] પડી જાય, અને તાવ.અરૂચિ, રોમાંચ તથા દાહ હોય. એ લક્ષણ જેના શરીરમાં હોય તેને ઊંદર કરડયો જાણિયે ૮.

**પ્રાણહર ઊંદરના ઝેરનાં** લક્ષણ-જે ઊંદરના કરડવા થકી મૂર્છા થાય, અંગ અંગમાં સોજો થાય તથા શરીરનો વર્ણ બદલાઇ જાય, શરીરમાં ખેદ ઘણો થયા જાય, ડંશની જગામાંથી લોહી ઘણું પડે અને તાવ થઇ જાય. શરીર ભારે થઈ જાય. લાળ ઘણી પડે. લોહી ઓકે. એ ઊંદરના કરડવાને અસાધ્ય જાણજો ૯.

**કાંકીડાના કરડયાના ઝેરનાં** લક્ષણ-કાંકીડાની કરડેલી જગાએ સોજો થાય, અને એ જગા કાળી પડી જાય, તથા શરીરના નાના (પ્રકારના) વર્ણ થઇ જાય. અને મોહ થાય. અતિસાર થઇ જાય ત્યારે જાણિયે કે કાંકીડાના કરડયાનું ઝેર છે ૧૦.

***વિંછીના કરડયાના ઝેરનાં** લક્ષણ-શરીરમાં જ્યાં વિંછી કરડે તે જગાએ અગ્નિ લાગી જાય ને ઊંચો ચઢે; અને કરડેલી જગા ફાટવા લાગે ૧૧.

**વિંછીના કરડયાનાં અસાધ્ય** લક્ષણ-જે વિંછી અત્યંત ઝેરી હોય ને નાકમાં કરડે તો તે જગાએ લોહે ઘણી લાગી તેની જીભ પીડયાથી થાકી જાય, અને તે જગાનું માંસ ગરવા લા

---

* અથવા આંગણા કને.

*વિંછીને વૃશ્ચિક એવું નામ કહે છે. દેશ ભુમીનાં ઘણાં કારણ છે. પાહાડનો વિંછી કાળો ને મોટો ઘણો હોય છે ને તેનું ઝેર કઠણ હોય છે. મંત્રથી ઉંજણી પણ ઘણી નાખે છે પરંતુ ઊંજણી નાખનારો તો એકજ પુરૂષ હોય છે પણ મંત્રાવનારા તો ઘણા હોય છે. જેમાં કોઇ કનેજ આરામ બતાવે, ને ઘણાને તો નહીં બતાવે, વાસ્તે ઔષધિ સત્ય છે. મંત્રની, ઊંજણીનો તો ઢોંગજ નજર આવે છે.

ગી જાય એવા મનુષ્ય મરી જાય ૧૨.

**ઝેરી દેડકાના કરડયાના ઝેરનાં** લક્ષણ–ઝેરી દેડકું જેને કરડે તેને કરડેલી જગાએ (પીળો) સોજો થાય, ને ત્યાં પીડ્યા થાય, અને તેને તરસ લાગે, તથા ઉંઘ ઘણી આવે, તથા ઉલટી થાય ૧૩.

**ઝેરી માંછલીના કરડયાના ઝેરનાં** લક્ષણ–ઝેરી માંછલી જેને કરડે તેના શરીરમાં દાહ લાગે અને તે જગાએ સોજો તથા પીડા થાય ૧૪.

**ઝેરી જળોના કરડયાનાં** લક્ષણ–(જેને ઝેરી જળો કરડી હોય તેને) તે જગાએ ચેળ આવે સોજો હોય, તાવ હોય, મુર્છા હોય. ત્યારે જાણિયે કે આ ઝેરી જળોના કરડવાનું ઝેર છે ૧૫.

**ઝેરી વિષ ખાપરી(ગરોળી)ના કરડયાનાં** લક્ષણ–એ જગાએ દાહ હોય અને સોજો, પીડા હોય; પસીનો આવે ૧૬.

**કાનશિયાળના કરડયાનાં** લક્ષણ–જે જગાએ કાન શિયાળ કરડે તે જગાએ પિડા થાય, પસીનો આવે અને દાહ થાય ૧૭.

**મચ્છરના ઝેરનાં** લક્ષણ–(જે જગાએ મચ્છર કરડે) તે જગાએ ચેળ ચાલે, કંઇક સોજો થાય પીડા મંદ થાય ૧૮.

**વનના મચ્છરના કરડયાનાં અસાધ્ય** લક્ષણ–જેને ઝેરી મચ્છર કરડે તેને પિત્તની સમાન લાલ ચકતાં ઘા સરખાં ઉંડા પડી જાય અને તે જગાએ પીડા ઘણી થાય. એ અસાધ્ય જાણિયે ૧૯.

**ઝેરી માંખી કરડયાનાં** લક્ષણ–જે જગાએ ઝેરી માખી અથવા ભમરીઆ માખી કરડે તે જગા કાળી પડી જાય, બળતરા થાય. મૂર્છા થાય, તાવ આવે, અને ત્યાં ચકતાં થાય તો એના કરડેલા મરી જાય ૨૦.

**સિંહ, ડીપડા, ચિત્તા વાઘ જેને કરડે** તેનાં લક્ષણ–જેને સિંહાદિક કરડે તેનો ઘા પાકે અને તેમાંથી પરૂ પડે. અને તાવ થઇ આવે ૨૧.

**હડકાયા કૂતરાનાં લક્ષણ**–જે કૂતરાના મોંમાંથી લાળ પડે અને એ કૂતરૂં આંધળું તથા બેહેરૂં થઇ જઇ ચોગર્દમ દોડે અને તેની પુંછડી સીધી થઇ જાય- અને એની દાઢી તથા ખાંધ તથા માથું ઘણું દૂખે તેથી તેનું મુખ નીચુંજ રહે. એવાં કૂતરાં અથવા શિયાળ, સિંહ, વ્યાઘ્રાદિકને પણ હડકાયાં અથવા ઘેલાં જાણિયે ૨૨.

હડકાયાં કૂતરાદિક **જેને કરડે તેનાં** લક્ષણ–જેને હડકાયું કૂતરૂં વગેરે કરડે તેનું લોહી કાળું નીકળે. અને તેનું હૈડીં, મસ્તક ઘણું દૂખે, અને તાવ આવે. શરીર સજડ થઇ જાય. તરસ લાગે. અને તે જગાએ ચેળ તથા પીડા થાય. શરીરનો વર્ણ બદલાઇ જાય. શરીરમાં ક્લેશ ઘણો થાય. ભ્રમરી આવે. બળતરા થાય. કરડેલી જગા પાકે, સોજો થાય, ગાંઠ પડી જાય, કરડેલી જગા ફાટવા લાગી જાય, તથા તે જગાએ ફોલ્લા થઇ આવે. એ લક્ષણ હડકાયા કૂતરાના કરડયાનાં જાણિયે ૨૩.

**એનાં અસાધ્ય** લક્ષણ–જે પુરૂષ પાણીમાં, કાચમાં તેલ વગેરેમાં શિઆળ, તથા કૂતરાને દેખે ને બૂમો પાડી ઉઠે, અને એના જેવી વાંકી ચેષ્ટા કરવા લાગિ જાય, અને પાણીથી ડરે, તે મરી જાય ૨૪.

## સ્થાવર ઝેર માત્રના ઊપાય.

સ્થાવર ઝેર જેણે ખાધું હોય તેને ઓસડો વગેરેથી ઊલટી કરાવીએ, તો સ્થાવર ઝેર જાય ૧. ઝેર માત્ર ગરમ છે એ વાસ્તે શીતળ સર્વ ઉપાય સારા છે ૨. અથવા મધ, ઘી, સંયુક્ત ઝેરને દૂર કરનારાં ઓસડો આપીએ તો સ્થાવર ઝેર જાય ૩. અથવા સ્થાવર ઝેર વાળાને ખટાશ મરચાં, આપીએ નહીં ૪. અને એને ભોજનમાં સાઠી ચોખા. કોદ્રી, સિંધવખાર આપીએ ૫.

ઝેરને દૂર કરવાનો લેપ—વઉલો. કાંસકીનું મૂળ. પાંદડાં, છાલ, ફુલ, બીજ; અને સરસનો પંચાંગ. એને ગાયના મૂત્રમાં બારીક વાટી લેપ કરે. તો સ્થાવર ઝેરના રોગ જાય ૬.

દૂસી ઝેરને દૂર કરવાના લેપ—પીપેરો. છડછડછડીલો, દર, ઇલાયચી, કાળાં મરી, નેત્રવાળો, સોનાગેરૂં, એને પાણીમાં બારીક વાટી લેપ કરે. તો દૂસી ઝેર જાય ૭. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં છે.

અથવા તાંદળજાની ભાજીના મૂળને ચોખાના ધોવરામણમાં વાટી પીએ, તો સ્થાવર ઝેરના દોષ દૂર થાય ૮.

---

## જંગમ ઝેરના ઉપાય.

મૃત્યુ પાસ છેદ ઘૃત લખીએ છીએ—હરડેની છાલ, ગોરૂચંદન, ઉપલેટ, આકડાંનાં ફુલ, કમળનું મૂળ, પોલી સરકડનું મૂળ. નેતરનું મૂળ, તુળશી, ઇંદ્રજવ, મજીઠ. જવાસો, શતાવરી, સિંઘોડાં. એનો કાઢો કરી તેમાં ગાયનું ઘી પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને ઘી માત્ર આવી રહે ત્યારે (ઉતારી) એ ઘીમાં એની બરાબર મધ નાખી એનો શરીરે લેપ કરે. તો ઝેર માત્રનો દોષ. સાપનું કરડવું વગેરે, તથા સર્વ જનાવરનું ઝેર દૂર થાય. આ ઘીને ખાવામાં, લેપમાં, નાસમાં આપીએ ૯. આ ભાવપ્રકાશમાં છે.

*સાપના ઝેરને દૂર થવાના ઉપાય—ઘી, મધ, માંખણ, પીપેરા, આદુ, મરી, સિંધવખાર, એ સર્વેને બારીક વાટી પીએ, તો કાળા સાપના કરડેલા પણ સારા થાય ૧૦. અથવા સરસનાં ઝાડના ફુલના રસમાં સરગવાના બીજને ૭ પુટ દીધા પછી એનું અંજન કરે, તો

*અરીઠાને પાણીમાં ફીણ આવતાં સુધી વલોવી એ ફીણ આંખમાં આંજે તો સાપનું ઝેર જાય. અને કોઈ માણસ સારી હાલતમાં હોંશીઆર હોય તેને એ ફીણ અથવા પાણી પાઇ ઉલટી કરાવે. ને કદી ઉલટી ન થાય તો ગળામાં કાગડા વગેરેનું પીછું ઘાલી ઉલટી કરાવાથી પણ આરામ થાય છે. અને એ અરીઠાનું ફીણ માથે, તાળવે પણ ચોપડવાથી મટી જાય છે. માટે બનેતો ઉપરના સર્વ ઉપાય સાથેજ કરશે તો જલદી આરામ થશે ૧. અથવા ધોળી ચણોઠીનાં પાન, કાળા ધંતૂરાનાં પાન. રેન (મુસલમાંન લોકો કબર ઉપર ફુલને ઠેકાણે મુકે છે તે) નાં પાન. એ ત્રણેને વાટી તેનો રસ કાઢી આંખમાં આંજે, નાકે સુંઘાડે, (તાળવે), ને તેના કુચા સાપના ડંખ ઉપર બાંધે તો સાપનું ઝેર ઉતરી જાય ૨. અથવા મોરનું ઈંડું લઇ તેનું ઉપરથી ગાબડું કાઢી તેમાં ધોળાં મરી થોડાં ભરી તે ગાબડું પાછું ઇંડા ઉપર બંધ કરી, જૂના લીમડાના ઝાડના થડને ઇંડું સમાય એટલું ગાબડું કાઢી અંદર ઇંડું ઘાલી ગાબડું પાછું દઇ દે, તે ૭ માસ સુધી રાખવા પછી ઇંડું કાઢી લેવું. પછી એ મરીને પાણીમાં ઘસી આંખમાં આંજે અને વખતે નાકમાં પણ સુંઘાડે તો સાપનું ઝેર નિશ્ચય જાય ૩. એક બુઢો પારસી મિત્ર.

સાપના કરડયા સારા થાય ૧૧. અથવા ધોળી સાટોડીના મૂળને પુષ્ય નક્ષત્રને દહાડે લાવવું પછી એને ચોખાના ધોવરામણમાં બારીક વાટી પીએ. તો સાપના કરડેલા સારા થાય ૧૨.

**વિંછીના ઝેરના ઉપાય**–નીપાળની દીવેલીને ઘસીને વિંછીના ડંખ ઉપર લગાવે, તો વિંછીનું ઝેર દૂર થાય ૧૩. અથવા નોસાર, હતારલ, એને પાણીમાં બારીક વાટી વિંછીના ડંખ પર લેપ કરે. તો વિંછીનું ઝેર દૂર થાય ૧૪. અથવા પલાસપાપડાને આકડાના દૂધમાં ઘસી વિંછીના ડંખે લગાવે, તો વિંછીનું ઝેર દૂર થઇ જાય ૧૫. અથવા સરસનાં બીઆંને બકરીના દૂધમાં ઘસી યા વાટી વિંછીના ડંખે લગાવે. તો વિંછીનું ઝેર જાય ૧૬.

**વિંછીના ઝેરને દુર થવાનો મંત્ર**-ॐ आदित्य रथवेगेन विष्णु बाहु बलेनच; सुपर्णे पक्षपातेन भूम्यां गच्छ महा विष १. ज्ञोपक्ष जोग पदाज्ञा श्री शिवोत्तम; प्रभूपदाज्ञा भूम्यां गच्छ महा विष २. આ મંત્રથી ૨૧ વાર ડંખના ઉપર ઊંજણી નાંખીએ. તો વિંછીનું ઝેર ઉતરી જાય ૧.

**કરેણાનું ઝેર દુર કરવાનો ઉપાય**-હળદરને દૂધમાં બારીક વાટી તેમાં શાકર મેળવી પીએ, તો કરેણાનું ઝેર ઉતરે ૧૭.

**ધંતૂરાના ઝેરને દુર કરવાનો ઉપાય**–તાંદળજાની બાજનું મળ અથવા ગળો, એને પીએ અથવા કપાસના પંચાંગને પીએ. તો ધંતૂરાનું ઝેર જાય ૧૮.

**આકડાનું ઝેર દુર થવાનો ઉપાય**-હળદર, તલ, દરો એને આકડાના દૂધમાં બારીક વાટી લેપ કરે. તો આકડાનું ઝેર જાય ૧૯.

**કૌચનું ઝેર દૂર થવાનો લેપ**--ઘીનું મર્દન કરે. તો કૌચનું ઝેર જાય ૨૦.

**ભિલામાના ઝેરને દૂર થવાનો ઉપાય**-સો (૧૦૦) વારના ધોએલા ઘીનું મર્દન કરે, તો ભિલામાનું ઝેર જાય ૨૧.

**માખીના ઝેરને દુર થવાનો લેપ**--કેસર. તગર, સુંઠ એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો માખીનું ઝેર જાય ૨૨.

**ભમરીઆ માખીના ઝેરને દુર થવાનો લેપ**–સુંઠ. કબૂતરની હગાર, બિજોરાનો રસ, હરતાલ, સિંધવખાર, એને બારીક વાટી ત્યાં લેપ કરે, તો ભમરિયા માખીનું ઝેર જાય ૨૩.

**ઉંદરના ઝેરને દુર થવાનો ઉપાય**--હુમાસ, મજીઠ, હળદર, સિંધવખાર એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો ઉંદરનું ઝેર જાય ૨૪.

**દેડકાનું ઝેર દુર થવાનો ઉપાય**--સરસના ઝાડના બીયાંને થોરના દૂધમાં બારીક વાટી લેપ કરે, તો દેડકાનું ઝેર જાય ૨૫.

**કાન શીયાળના ઝેરને દુર થવાનો લેપ**--દીપકના તેલનો લેપ કરે, તો કાનશિયાળનું ઝેર જાય ૨૬.

**સર્પનું ઝેર દૂર થવાનું અંજન**--નીપાળાની મીંજેને લીંબુના રસના પુટ ૭ દઇ તડકે સૂકવે, પછી એવી રીતે લાખના રસનો પુટ ૧ દીધા પછી એનું અંજન કરે, તો સાપના કરડેલા સારા થાય ૨૭.

*હડકાયું કુતરૂ, શિઆળ વગેરે કરડે તેના ઉપાય–એ જનાવર જે જગાએ કરડે તે જગાનું લોહી કઢાવી નાખીએ, અથવા તે જગાએ લોઢાની સળી વતી ડામ દઇએ. તો કૂતરાં શિઆળ વગેરેનું ઝેર દૂર થાય ૨૮. અથવા ધંતૂરાનો રસ તોલા ૪ ભાર. આકડાનું દૂધ તોલા ૪ ભાર, ઘી તોલા ૪ ભાર. એને બારીક વાટી લેપ કરે, તો હડકાયા કૂતરાનું ઝેર જાય ૨૯.

અથવા ધંતૂરાના ફળને બી સહિત લઈ તાંદળજાની ભાજીના મૂળમાં બારીક વાટી, અથવા ગળજીભી અને મધમાં વાટી ને પછી લેપ કરે, તો હડકાયા કૂતરાનું ઝેર જાય ૩૦. અથવા માંસ, આકડાનું દૂધ, તેલ, ગોળ, એ ચારેને બરાબર લઇને પછી ટંક ૧ રોજ દિન ૭ ખાય, તો એનું ઝેર જાય ૩૧. અથવા આ મંત્રની એકસો આઠ (૧૦૮) આહુતિ દઇ જેને કૂતરૂં કરડયું હોય તેને ચકલે, અથવા નદીને તીર સ્નાન કરાવી પોતે પવીત્ર થઇ આ મંત્રથી એકસો આઠ આહુતિ દીધા પછી ડાભથી એને ઊંજણી નાખે, તો એનું ઝેર ઉતરે.

મંત્ર લખીએ છીએ.

अलर्काधिपते यक्ष सारमेय गणाधिप,
अलर्क जुष्टमेतं मे निर्विषं कुरमाचिरात् स्वाहा. ઇતિ મંત્ર.

અથવા ગોળ, તેલ. આકડાનું દૂધ, એનો લેપ કરે, તો કૂતરૂ કરડયાનું ઝેર જાય ૩૨. અથવા કૂકડાની હઘારનો લેપ કરે, અથવા કુંવરના પાઠાનો ગર્ભ. સિંધવખાર, એના ઉપર દિન ૫ બાંધે, તો કૂતરાનું ઝેર જાય ૩૩. અથવા તાંદળજાની ભાજીનું મૂળ, તૂળશીનું મૂળ, વજ, એને ચોખાના ધોવરામણમાં વાટી દીન ૭ પીએ, તો કૂતરાનું ઝેર જાય ૩૪. અથવા તાંદળજાની ભાજીના મૂળનો રસ, અને ચોખા. ઘી મેળવી દિન ૭ પીએ, તો કૂતરાનું ઝેર જાય ૩૫. અથવા કડવી તુંમડીનું મૂળ ટંક ૪, સુંઠ ટંક ૪, મરી ટંક ૪, લીંમડાની લીંબોળીઓ ટંક ૪, સોધી નીપાળાની દીવેલી ટંક ૯, નસોતર ટંક ૭, એને બારીક વાટી ગોળમાં ટંક રાા ભારની ગોળીઓ કરી ગોળી ૧ ગરમ પાણીથી દિન ૭ તથા ૧૪ દિન લે, તો હડકાયા કૂતરાનું ઝેર જાય ૩૬. અથવા કડવી તુમડીનું મૂળ. હિંઘળો, સોધી નીપાળાની દીવેલી, મરી. ફુલાવેલો ટંકણખાર, આ સર્વ બરાબર લઇ એની રતી ૨ ભારની ગોળી તાંદળજાની ભાજીના રસમાં બાંધી ગોળી ૧ ગરમ પાણીથી દિન ૭ લે, તો કૂતરાનું ઝેર જાય. અને જ્યાં કૂતરાએ કરડયું હોય ત્યાં એ ગોળીને મૂત્રમાં ઘશી લગાવે. તો મૂત્રમાં થઇ જીવાત ગરી પડે ૩૭.

ઇતિ કૂતરા વગેરેના ઝેરના ઉપાય સંપૂર્ણ.

ઇતિ સ્થાવર જંગમ ઝેર માત્રની ઉત્પતિ. લક્ષણ. ઉપ.ચ. સંપૂર્ણ.

*ઘેલુ અથવા હડકાયુ કૂતરૂં એટલે સ્વાન, અથવા જંબુક એટલે શિઆળ, અથવા બિલાડાની જાતનાં પ્રાણી, માણસને કરડવાથી એક જાતનો રોગ પેદા થાય છે તેને હડકવા કહે છે. એના ઝેરથી માણસ મરી જાય છે પણ અકાળ મરે છે જેનું મૃત્યુ બગડી જાય છે, એ લોક પ્રસિદ્ધ છે, પરંતુ હિંદુ ધર્મમાં ઘણા મૂર્ખ લોક એવા ઝેરી જીવને મારવાનું પાપ ગણે છે. ઝેરી જીવથી મનુષ્યા દેહ સરખું અમુલ્ય દેવળ પડી જાય જેમાં આયુષ્ય પરાલબ્ધ કર્મ માત્ર છે. એવા વગર પૂછડાના, તથા વગર શિંગડાના મનુષ્યો કંઇ થોડા થશે નહીં. અને કરડેલો ભાગ રૂજાયા છતાં નાનો હોય અને હાથ યા પગ પર હોય તો કાપી નાંખવો, કારણ કે કુતરાનું ઝેર ઘણા દહાડા સુધી કરડેલા ભાગમાં જ રહે છે.

ઇતિ શ્રી મન્માહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે સ્થાવર, જંગમ એર માત્રના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ, ઉપાય નિરૂપણ નામ એકોનવિંશતિમસ્તરંગઃ—સંપૂર્ણ ૧૯.

તરંગ ૧૯ મુ સમાપ્ત.

# તરંગ ૨૦ મું.

## સ્ત્રીઓના રોગો વિષેનું

### પ્રદર રોગ.

[ સ્ત્રિયોના પ્રદરને આદિ લઈ સર્વ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય લખીએ છીએ. ]

**પ્રદર રોગની ઉત્પતિ**--વિરૂદ્ધ એટલે અઘટતા ભોજનથી, ઘણા દારૂના પીવાથી, ભોજનના ઉપર ભોજન કરવાથી– અજીર્ણથી-ગર્ભના પડવાથી-ઘણું મૈથુન કરવાથી- અસવારીના ચઢવાથી-માર્ગના ચાલવાથી--શોચથી--અતિ તીક્ષ્ણપણાથી-ભારના ઉપાડવાથી-ચોટના લાગવાથી-દહાડામાં સુવાથી-(એ કારણોથી) સ્ત્રિયોને વાયુ. પિત્ત. કફ. સન્નિપાત, એ સર્વ કોપને પ્રાપ્ત થઇ પ્રદરના રોગને પેદા કરે છે. એ પ્રદરનો રોગ સ્ત્રિયોને ૪ પ્રકારનો છે. વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪.

**પ્રદર રોગનાં સામાન્ય લક્ષણ**–સ્ત્રીની યોનિમાંથી નાના પ્રકારનું રૂધિર વિનાજ ઋતુ નિકળે. અને રૂધિર નિકળતાં હાડમાં કળતર થાય, તથા સર્વ શરીરમાં પીડા ચાલે તેને પ્રદર રોગ કહિયે ૧.

વાયુના પ્રદર રોગનાં લક્ષણ--જેની યોનિનું લોહી લૂખુ હોય, ને ફીસોટા સહિત હોય, અને પીડાની સાથે થોડું થોડું માંસના પાણી સરખું જાય (તેને વાયુનો પ્રદર રોગ કહિયે) ૧.

પિત્તના પ્રદર રોગનાં લક્ષણ–એની યોનિનું લોહી પીળું જાય, ગળીયલ ધોળાશ વાળુ. તથા લાલ, ગરમ, ઘણું જાય, અને શરીરમાં બળતરા થાય. આ પિત્તના પ્રદરનાં લક્ષણ છે ૨.

કફના પ્રદરનાં લક્ષણ–જેની યોનિનું રૂધિર ગૂંદર સરખું ચિકણું, પીળું, ગુલાબનાં પાણી સરખું જાય તેને કફનો કહિયે ૩.

સન્નિપાતના પ્રદર રોગનાં લક્ષણ--મધ અથવા ઘી સરખું, હરતાલ સરખું, માથાના ભેજા સરખું, મુરદા સરખી દુર્ગંધિ સહિત જેનું લોહી જાય. તેને ત્રિદોષનો પ્રદર રોગ કહિયે ૪.

**રૂધિરના ઘણા જવાના ઉપદ્રવ**–લોહી ઘણું જાય ત્યારે સ્ત્રી દુર્બળ થઇ જાય- શ્રમ, મૂર્છા, અને મદ હોય. તરસ ઘણી લાગે. બળતરા, પ્રલાપ હોય. શરીર પીળું હોય. તંદ્રા હોય. અને વાયુના બીજા પણ રોગો થાય ૫.

**પ્રદર રોગનાં અસાધ્ય લક્ષણ**–યોનિ માંહેથી નિરંતર રૂધિર ચાલ્યા કરે બંધ થાય ન

હીં. અને તરસ લાગે, દાહ તથા શરીરમાં તાવ હોય. શરીર દુર્બળ થાય તેને અસાધ્ય જાણીયે ૬.

**શુદ્ધ આર્તવ (અટકાવ)** નાં લક્ષણ–જે સ્ત્રીની યોનિનું રૂધિર મહીને મહીને સસલાના રૂધિર સમાન નિકળે. અને રૂધિરમાં દાહ નહીં હોય. અને લોહી નિકળતા પીડા નહીં હોય. અને પાંચ રાત્રિ સુધી નિકળે તે ઘણું નિકળે નહીં તેમજ થોડું પણ નિકળે નહીં તેને શુદ્ધ સ્ત્રી ધર્મ (અટકાવ) જાણિયે ૭. અને સ્ત્રી ધર્મ પણ ૧૬ દિવસ સુધી રહે છે.

## પ્રદર રોગના ઉપાય.

સંચર ખાર, જીરૂ, જેઠીમધ, કમળકાકડી, એનો ઉકાળો કરી મધ નાખી લે, તો વાયુના પ્રદર રોગ જાય ૧. અથવા જેઠીમધ ટંક ૨ા, શાકર ટંક ૨. એને બારીક વાટી ચોખાના ધોવરામણના પાણીમાં લે, તો પિત્તના પ્રદર રોગ જાય ૨. અથવા રસોત ટંક ૨ા, તાંદળજાની ભાજીનો રસ તોલા ૯ ભાર લઇ તેમાં મધ મેળવી દિન ૭ પીએ, તો સર્વ પ્રકાના પ્રદર રોગ જાય ૩. અથવા આસોપાલાની છાલનો ઉકાળો કરી તેમાં દૂધ નાખી પીએ, તો ઘણો પણ (વ્યાપેલો) પ્રદરનો રોગ જાય ૪. અથવા ડાભના મૂળને ચોખાના ધોવરામણના પાણીમાં વાટી દિન ૩ પીએ. તો પ્રદરનો રોગ જાય ૫. અથવા કઠુંબરની છાલના રસમાં મધ નાખી, અથવા શાકર નાખી તેમાં ચોખાના ધોવરામણનું પાણી નાખી પીએ. તો પ્રદરના રોગ જાય ૬. અથવા દારૂહળદર. રસોત. કરીઆતુ, અરડુસો. નાગરમોથો, રક્તચંદન, આકડાના ફૂલ, એનો કાઢો કરી તેમા મધ નાખી પીએ. તો લાલ અને ધોળા, પીળા, સર્વ પ્રકારના સ્ત્રીના પ્રદર રોગ જાય ૭. ઇતિ **दार्व्यादि क्वाथ.**

અથવા ઉમૈડાના ફળોને સુકવીને એને ઝીણાં વાટી તેમાં શાકર, મધ મેળવી તોલા ૪ ભારની ગોળી બાંધી એ ગોળીને દિન ૭ ખાય. તો *પ્રદરના રોગ જાય ૮.

## સોમ રોગ.

(સ્ત્રિયોને પ્રદર રોગનો ભેદ સોમ રોગ થાય છે તેનાં લક્ષણ.)

સોમ રોગનાં **લક્ષણ**–સ્ત્રિયોને ઘણા પ્રસંગથી શોચથી-ખેદથી ઝેરના સંયોગથી, અતિસારની ગાઢક સ્ત્રિયોને અથવા પુરૂષોને પણ સોમ રોગ થાય છે. વારંવાર મૂત્ર ઘણું ઉતરે એનું નામ સોમ રોગ કહિયે ૧.

સોમ રોગનાં **સામાન્ય** લક્ષણ--સુંદર સ્વરૂપ વાન એવી જે સ્ત્રિયો તેને યોનિના માર્ગમાં થઇ મૂત્ર વારંવાર ઘણું ઉતરે, અને એ સ્ત્રી દુબળી થઇ જાય, તથા તેને સુખ ઘડી એકનું પણ હોય નહીં. ઘણું મૂતરવાથી તેનું શરીર શિથળ થઇ જાય, અને મુખ તથા તાળવું સૂકાયા

* પ્રદરના રોગનું નામ પેર છે. જેને સાધારણ ગુજરાતિમાં લોહીવા પણ કહે છે, જે બે પ્રકારનો છે. એકતો રક્ત એટલે લાલ પ્રદર, અને બીજો સ્વેત એટલે ધોળો પ્રદર જેને સોમ-રોગ એવું કહે છે. પ્રદર રોગ સાધારણ તો સેહેજમાં જાય છે. પરંતુ અસાધ્ય રોગ કઠણ હોય છે. વાસ્તે વૈદ્યે દેશ, કાળ. અવસ્થા જોઇને ઓસડ કરવું. હરેક પુરૂષનું બતાવેલું ઓષડ ન કરવું-કારણ કે એ ગર્ભનું સ્થાન છે તે મર્મસ્થાન છે.

કરે, અને મૂર્છા થાય, ને બગાસાં ઘણાં આવે, ને પ્રલાપ થાય. તેની ચામડી લૂખી પડી જાય, અને ભોજનના વિષયમાં તૃપ્તિ થાય નહીં. એ લક્ષણો જેમાં હોય તેને સોમ રોગ કહિયે ૨.

## સોમ રોગના ઉપાય.

પાકા કેળાંને શાકર ચોપડી ખાય, તો સોમ રોગ જાય ૧. અથવા આંમળાના રસમાં મધ નાખી ખાય. તો સોમરોગ જાય ૨. અથવા અડદનો લોટ, જેઠીમધ, વિદારી કંદ, એને બારીક વાટી તેમાં તેની બરાબરની શાકર મેળવી તોલા ૪ ભાર. દૂધમાં રોજ દિન ૧૦ લે. તો સોમરોગ જાય ૩.

**ધોળા પ્રદરને જવાનો ઉપાય**-આમળાંના બીજ ટંક ૫ ને પાણીમાં પલાળી બારીક વાટી ગાળી તેમાં મધ શાકર મેળવી નિત્ય દિન ૧૪ પીએ, તો ધોળા પ્રદરનો રોગ જાય ૪.

**મૂત્રાતિસારનાં** લક્ષણ–સોમ રોગ ઘણા દિવસ રહે ત્યારે મૂત્રાતિસાર થાય. આ મૂત્રાતિસારમાં બળ જતું રહે અને મૂત્ર ઘણું ઉતરે ૫,

**મૂત્રાતિસારના ઉપાય**–તાડ વૃક્ષનું મૂળ, ખારેકો, જેઠીમધ, વિદારીકંદ, એને બારીક વાટી તેમાં મધ શાકર મેળવી તોલા ૪ ભાર રોજ ખાય, તો મૂત્રાતિસાર જાય ૬, અથવા કૂમાડીઆના મૂળને ચોખાના ધોવરામણના પાણીમાં પીએ, તો મૂત્રાતિસાર જાય. અથવા ધોળી મૂસળી, તાડ વૃક્ષનું મૂળ. ખારેકો, પાકુ કેળું, એને દૂધમાં પીએ, તો મૂત્રાતિસાર જાય ૮.

**પ્રદરના બીજા ઉપાય**–ઉંદરની લીંડીઓ ટંક ૨ તેમાં તેની બરાબર શાકર મેળવી દૂધમાં દિન ૩ પીએ, તો સ્ત્રીના લાલ, ધોળા, સર્વ તરેહના પ્રદર રોગ સારા થાય ૯, અથવા ધાવડીનાં ફૂલ, રક્ત બોળ, ઉંદરની લીંડીઓ, આ સર્વ બરાબર લઇ એને બારીક વાટી શાકર મેળવી ટંક ૨ા પાણીમાં લે. તો પ્રદરના રોગ જાય ૧૦,

ઇતિ પ્રદર રોગની ઉત્પતિ, લક્ષણ, ઉપાય, સંપૂર્ણ.

## સ્ત્રિયોના યોનિરોગ.

(સ્ત્રિયોની યોનિના રોગોની ઉત્પતિ, લક્ષણ. ઉપાય લખીએ છીએ)

**સ્ત્રિયોનીયોનિના રોગોની ઉત્પત્તિ**-સ્ત્રિયોને મિથ્યા અહાર. મિથ્યા વિહારે, કરીનેવાયુ, પિત્ત. કફ છે તે દૂષ્ટ થઇ સ્ત્રીની યોનિને વિષે વીસ પ્રકારના રોગોને ઉપજાવે છે તેનાં નામ લખીએ છીએ-ઊદાવર્ત્ત ૧, વંધ્યા [વાંઝણી] ૨, વિપ્લુતા ૩, પરિપ્લુતા ૪, વાતલા ૫, લોહિતક્ષયા ૬, દુઃપ્રજાવિની ૭, વામિની ૮, પુત્રઘ્ની ૯, પિત્તલા ૧૦, અત્યાનંદ ૧૧, કર્ણિની ૧૨, ચરણા ૧૩, અતિચરણા ૧૪, અનાચરણા ૧૫, અનાર્ત્તવા ૧૬, અસ્તની ૧૭, ખંડી ૧૮, અંડની ૧૯, વિવૃત્તા ૨૦, સૂચીવકત્રા ૨૧,

**સ્ત્રિયોની યોનિનાં લક્ષણ**--જે સ્ત્રી સ્ત્રીધર્મ થતાં વડા કષ્ટથી ફીણ સહિત લોહી છોડે તેને ઉદાવર્ત્ત યોનિ કહિયે ૧, અને જે સ્ત્રી સ્ત્રીધર્મ થાય નહીં તેને વંધ્યા અથવા વાંઝણી યોનિ કહિયે ૨. અને જેની યોનિમાં હમેશાં પીડા રહે તેને વિપ્લુતા યોનિ કહિયે ૩. અને જે સ્ત્રીને સ્ત્રિધર્મ કે મૈથુન થતામાં ઘણી પીડા થાય તેને પરિપ્લુતા યોનિ કહિયે ૪. અને જેની યોનિ કઠો

ર હોય, તથા યોનિમાં શૂળ ચાલે તેને વાતલા યોનિ કહિયે ૫. અને જેની યોનિમાં બળતરા રહે. અને લોહી નીકળ્યા કરે તેને લોહીતક્ષયા યોનિ કહિયે ૬. જેની યોની ટપકયા કરે અને કુપિત્ત રહે તેને દુ:પ્રજાવિની યોની કહિયે દુ:પ્રજાવિની એટલે એ યોનિમાં સંતાન દુ:ખથી થાય તે પ્રસ્રંસિની ૭ જે સ્ત્રીની યોનિમાંથી પવન સંયુક્ત લોહીની સાથે વીર્ય નિકળે તેને વામિની યોનિ કહિયે ૮. અને જે સ્ત્રીને ગર્ભ રહે અને પછી જતો રહે તેને પુત્રઘ્ની કહિયે ૯. અને જેની યોનિમાં બળતરા ઘણી રહે, ને પાકી જાય, તથા શરીરમાં તાવ રહે તેને પિત્તલા યોનિ કહિયે ૧૦. અને જેની યોનિ મૈથુનથી સંતોષને પ્રાપ્ત થાય નહીં, તેને અત્યાનંદા યોનિ કહિયે ૧૧. અને જેની યોનિ કર્ણફૂલને આકાર [જેમ કમળ ફુલની વચે દાણા થાય તેવી રીતે માંસના દાણા કે ગાંઠો] હોય, અને તેમાંથી કફ, લોહી નીસરે તેને કર્ણુની યોનિ કહીયે ૧૨. અને જે યોનિમાં વીર્ય નહી રહે તેને * અતિચરણા યોનિ કહીયે ૧૩+૧૪. અને જે સ્ત્રીના ઘણા નાના સ્તન હોય તેને અસ્તની યોનિ કહિયે ૧૫. અને જે સ્ત્રીની યોનિ ખંડીત હોય, અને મૈથુન કરતાં કંઇક નીચે લટકી આવે તેને ખંડીના યોનિ કહિયે ૧૬. અને જેની યોનિનો છીદ્ર સુક્ષ્મ હોય તેને અંડની યોનિ કહિયે ૧૭. અને જેનું (યોનિનું) મુખ મોટું હોય તેને મહા વિવૃતા યોનિ કહિયે ૧૮. અને જે (યોનિ નું મોં સોય સરખું હોય તેને સુચીવકત્રા યોનિ કહિયે ૧૯. વાતલા, પિત્તલા, શ્લેષમલા, વગેરેના દોષોના કોપના સર્વે લક્ષણ થાય તેને સન્નિપાતકા યોની કહેછે. ૨૦.

**યોનિકંદ રોગની ઉત્પતિ લક્ષણ**–દાહાડે શુવાથી-અતિ ક્રોધના કરવાથી–ખેદથી–અતિ મૈથુનના કરવાથી–યોનિના ઉપર કોઇ તરેહની ચોટ લાગવાથી–અથવા યોનિને નખ, દાંતના વાગવાથી–કુપિત થયા જે વાયુ પિત, કફ તે યોનિને વિષે યોનિકંદ નામે રોગને ઉપજાવે છે.

**યોનિકંદ રોગનું સ્વરૂપ**–યોનિની અંદર એક ગાંઠ પરૂ, લોહી સહિત બોરડીના ફળ સમાન ઉપર કહેલા કારણોથી ઉપજે છે તેને બદ કહે છે. અને યોનિકંદ નામે રોગ પણ કહે છે ૧. તે યોનિકંદ નામે રોગ ચાર પ્રકારનો છે--વાયુનો ૧. પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪.

**વાયુના યોનિકંદનાં લક્ષણ**–એ યોનિ માંહેલી ગાંઠ લુખી હોય અને તેનો વર્ણ સારો નહીં હોય અને યોનિના વર્ણ સમાન હોય. અને એ ગાંઠનું મુખ ફાટયું હોય તેને વાયુનો યોનિકંદ કહિયે ૧.

**પિત્તના યોનિકંદનાં લક્ષણ**--એ યોનિ માંહેલી ગાંઠ બળતરાની સાથે લાલ હોય, અને તેને તાવ થઇ આવે, એને પિત્તનો યોનિકંદ કહિયે. અને જે સ્ત્રીને યોનિકંદ રોગ હોય છે તે સ્ત્રી વાંઝણી હોય છે. એ સ્ત્રી સ્ત્રીધર્મ થાય નહીં ૨.

**કફના યોનિકંદનાં લક્ષણ**--કફ કોપેથી શીતળતા, ગળીના રંગે ગાંઠ, ખજવાળ સહિત ઇત્યાદિ કફ કોપના લક્ષણો હોય છે ૩.

**સન્નિપાતના યોનિકંદનાં લક્ષણ**–વાયુ, પિત્ત, કફ, ત્રણે દોષોના કોપેથી ગાંઠને ત્રણે દો

* મૈથુન વખતે જે સ્ત્રી પુરૂષની પેહેલાં ખલિત થાય તેને અતિચરણા કહે છે. અને પુરૂષની પછી ખલિત થાય તેને ચરણા કહેછે, એ બંને વીકારથી સ્ત્રીના ગર્ભસ્થાનમાં પુરૂષનું બીંદુ પ્રવેશ કરી શકતું નથી. આ તથા સન્નિપાતનો યોનિ રોગ મુળ પુસ્તકમાં નથી પણ ખુટતા ઉપર લખેલા છે. ની. પ. ર.

૧ કફ અને સન્નિપાતના યોનિ કંદનાં લક્ષણ મુળ પુસ્તકમાં ન હોવાથી ખુટતા શારંગધરમાંથી ઉપર ઉમેરેલાં છે.

ષોના સર્વ લક્ષણો સહિત વેદના થાય છે ૪.

## યોનિ રોગના ઉપાય.

**વાંઝણી સ્ત્રીના ઉપાય**—જે સ્ત્રીને અડકાવ આવે નહીં તે સ્ત્રી નિત્ય માંછલાનું માંસ ખાય, તો અડકાવ આવે ૧. અથવા કાંજી નિત્ય ખાય, અથવા તલ નિત્ય ખાય, અથવા અડદ નિત્ય ખાય. અથવા દહીં નિત્ય ખાય, તો તે સ્ત્રીને અડકાવ આવે ત્યારે તેનો વાંઝિયા પણાનો દોષ દૂર થાય ૨. અથવા સાટોડીનાં બીજ, કડવી તુમડીના બી, દાંતીના બી. પીપેરો, ગોળ, મીંઢળ, દારૂનું ફીણુ, જવખાર, થોરનું દૂધ. એ સર્વને એકઠાં કરી બારીક વાટી યોનિમાં એની દીવેટ કરી મૂકે, તો એ સ્ત્રીને અડકાવ તત્કાળ આવે અને તેનો વાંઝીઆ પણાનો દોષ તત્કાળ દૂર થાય ૩. અથવા માલકાંકણી. રાઈ, વિજયસાર, વજ, એને બારીક વાટી શીતળ પાણીમાં દિન ૫ પીએ, તો તે સ્ત્રીને અડકાવ આવે ને તેનો વાંઝીઆ પણાનો દોષ જાય ૪.

***વાંઝણી સ્ત્રીને પુત્ર થવાના ઉપાય**—ખરેંટી. ગંગેરણીની છાલ, મહુડાં, વડની કુંપરો, નાગકેશર, એ સર્વ બરાબર લઇ એને બારીક વાટી ગાયના દુધમાં ટંક ૫, મધ નાખી એ ચૂર્ણને રોજ દિન ૧૫ પીએ, તો વાંઝણી સ્ત્રીને નિશ્ચય પુત્ર થાય ૫.

**સ્ત્રીને અડકાવ ન આવતો હોય તે (લાવવા)ના ઉપાય**--કાળા તલ, સુંઠ, મરી, પીપેરો. ભારંગ, ગોળ, એ સર્વને ટંક ૧૧ ભાર ઓટાવી એનો કાઢો કરી દિન ૧૫ પીએ, તો તે સ્ત્રીને સ્ત્રીધર્મ નિશ્ચે થાય, અને તેને લોહીનો ગુલ્મ દૂર થઇ પુત્ર થાય ૬. §અથવા આસનના ઉકાળામાં ગાયનું દૂધ તથા ઘી મેળવી રુતુને સમય સ્ત્રી પ્રભાતેજ દિન ૫ પીએ, તો તે સ્ત્રીને ગર્ભ રહે ૭. અથવા ધોળી ૨ ભોરીંગણીનું મુળ પુષ્ય નક્ષત્રને દહાડે ઉપાડયું હોય તેને ટંક ૨॥ બારીક વાટી દૂધની સાથે ઋતુ સમય દિન ૩ પીએ, તો સ્ત્રી નિશ્ચય તે સ્ત્રી ગર્ભને ધારણ કરે ૮. અથાવા ૩ ટક સેલાનું મૂળ, ધાવડીનાં ફૂલ, વડની કુંપેરો, કમળકાકડી, એને બારીક વાટી ટંક ૨॥ ઋતુને સમય સ્ત્રી પીએ, તો તે નિશ્ચય ગર્ભને ધારણ કરે ૯. અથવા ૪ પાર્શ્વ પીપળો એટલે ધોળા પીપળાનું મૂળ અથવા એનાં બીજ, તથા સફેત ઉરૂ. તથા ૫ સરપંખો એ સર્વ બરાબર લઇ એને બારીક વાટી ટંક ૨॥ ઋતુને સમય સ્ત્રી દૂધની સાથે લે, તો તે સ્ત્રીને ગર્ભ રહે અને તેને નિશ્ચય પુત્ર થાય ૧૦, અથવા જે સ્ત્રી ગર્ભવંતી હોય તે સ્ત્રી ૬ ખાખરાના એકેક પાનને ગાયના દૂધની સાથે પીએ. તો નિશ્ચયજ તેને પરાક્ર

---

* **ગર્ભ ધારણનો અનુભવી ઉપાય**—૧ ભાગ જાયફળ, ૧ લવીંગ ૧ કપૂર. ૧ કેસર, ૧ હીંગળો, ૫ રૂદ્રવંતી, એ ઓષડાનો દૂધમાં ખલ કરી ગોળીઓ ચણા જેવડી બાંધવી. તે ચોથે દિવસે ખાઇ ઉપર દૂધ પીવું અને ફક્ત દૂધ ભાત પથ્ય. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું, અને દર રોજ સંભોગ કરવો. એવું ત્રણ ઋતુ સુધી કર્યા છતાં વાંઝણી હોય તે પણ પુત્રવંતી થશે.

§ આસન નામે ઔષધિ છે તેને સંસ્કૃતમાં અશ્વગંધા કહે છે. અને નાગોરી આસન. આસગંધ પણ કહે છે. ૨ ધોળી ભોરીંગણી જેને લક્ષ્મણા કહે છે. અને સફેત કટયાલી તથા ભૂરી રીંગણી પણ કહે છે. ૩ કટસેલો જેને ઊંટકંટો કહે છે તે લોક પ્રસિદ્ધ છે ધાવડીનાં ફૂલ પણ પ્રસિદ્ધ છે. વડની જટાની કૂંપરો પણ પ્રસિદ્ધ છે. ૪ પાર્શ્વ પીપલાને પારસ પીપળો, તથા વિલાયતી ભીંડી કહે છે. ૫ સરપંખો એટલે ધોળો ધમાસો લોક પ્રસિદ્ધ છે. ૬-ખાખરાનાં પાન એટલે શું? એને

મી પૂત્ર થાય ૧૧. અથવા ૭ વારાહી કંદ, તથા કોહું, તથા શિવલિંગી. એને બારીક વાટી ઋતુને સમય ટંક રાા દૂધની સાથે જે સ્ત્રી લે તેને નિશ્ચય પુત્ર થાય ૧૨. એ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં છે.

અથવા ૮બીજોરાનાં બીજને ગાયના દૂધમાં પકવે, તેમાં ગાયનું ઘી મેળવે અને એની બરાબર એમાં નાગકેસર મેળવી ઋતુને સમય ટંક ૫. શાકરની સાથે દિન ૭ સ્ત્રી ખાય. તો તે સ્ત્રી *ગર્ભને ધારણ કરે ૧૩. અથવા એરંડાની એરંડી. અને બીજોરાનાં બીજ એ બંને ને ઘીમાં વાટી દૂધની સાથે ઋતુને સમે સ્ત્રી દિન ૩ પીએ. તો સ્ત્રી ગર્ભને ધારણ કરે ૧૪. અથવા પીપેરો, સુંઠ, મરી. નાગકેશર. એને બારીક વાટી ઋતુને સમય સ્ત્રી ઘીની સાથે દિન ૩ પીએ, તો તે સ્ત્રી ગર્ભને ધારણ કરે ૧૫, આ સર્વ સંગ્રહમાં લખ્યા છે.

---

છીલાનાં પાન. તથા પલાસનાં પાન કહે છે. ૭-વારાહી કંદને શૂકર કંદ તથા ડુકર કંદ કહે છે. ૮-બિજોરાનાં બીયાંને માતુલિંગનાં બીજ તથા તુરંજબીજ કહે છે. એ મોટા લીંબુની જાતમાં છે.

***છોકરૂં થવાના ઉપાય**—કોઇ એક મહા પુરૂષે લોકોના ઉપકારને સારૂ એવો ઉપાય કહેલો છે કે છોકરૂં નથી થતું તે બાબત સાત કારણો છે તે નિચે પ્રમાણે.

૧ ફૂલ ફરે છે તેથી તેમાં બિંદુ પડતુ નથી એટલે ગર્ભ રહેતો નથી.
૨ ફૂલમાં વાયુ હોય છે. ત ગર્ભ ઠરવા દેતો નથી.
૩ ફુલ ઉપર માંસ વધે છે. તેથી બિંદુ પેસતો નથી.
૪ ફૂલ ઉપર જીવ પડે છે, તે બિંદુ ખાઇ જાય છે.
૫ ફૂલ ઉપર જાળું ચઢે તેથી બિંદુનું લોહી થાય છે.
૬ ફૂલ ઉપર થંડક હોય. તો બિંદુનું પાણી થાય છે.
૭ પૈસા ચિકાસની પીડા વડે બિંદુ નહીસો થાય છે.

**ઉપરના નુકસાનો મટવાના ઇલાજો**—ઋતુ વખતે સંગ કરવા પછી સ્ત્રીના શરીરમાં કેવી ભાવના થાય છે તે સ્ત્રીને પૂછવી તથા તે ઉપરથી કયું નુકશાન છે તે જોવું.

૧ સ્ત્રીના સર્વે સાંધા દૂખતા હોય તો ફૂલ ફરેલું છે એમ જાણવું.
૨ શરીર ફરતું હોય. તો ફુલમાં વાયુ છે એમ જાણવું.
૩ ગળું દૂખતું હોય તો ફુલમાં માંસ ચઢેલું છે. એમ જાણવું.
૪ પીંડીઓ દખતી હોય, તો ફુલ ઉપર જીવ પડેલા છે એમ જાણવું.
૫ સાંથળો દુખતી હોય તો ફુલ ઉપર જાળું છે એમ જાણવું.
૬ છાતી દુખતી હોય તો ફુલમાં થંડક છે એમ જાણવું.
૭ કાંઇજ દુખતું ન હોય તો પૈસા ચિકાસની પીડા જાણવી.

**એવા દર એક નુકસાન ઉપર ઉપાય**

૧ ફુલ ફરેલું હોય તો-કપાશીયાનો મગજ કૂકડાના પિત્તમાં ઘૂંટી તેમાં રૂ પલાળવું તે યોનિમાં રાખ્યા પછી પુરૂષે સંગ કરવો. એ પ્રમાણે ત્રણ ઋતુ સુધી ત્રણ ત્રણ દિવસ કરવું એટલે પુત્ર થશે.

૨ ફુલમાં વાયુ હોય તો-દ્રીપ દરાખ તોલા ૨ તલના તેલમાં ઘૂંટી તેમાં રૂ પલાળી યોનિમાં રાખવુ પછી ઉપરની પેઠે કરવું.

૩ જીવડા હોય તો સાબુનાં પાણીમાં સાજીખાર, હરડે અને બેહેડુ કુટી લુગડે ચાળી નાખવું અને ઝીણો છેક ખલ કરી તેમાં લૂગડું પલાળવું તે દૂચો યોનિમાં રાખવા આપવો. પછી સંગ કરવો.

૪ ફૂલ ઉપર માંસ વધેલો હોયતો- જીરૂ અને હાથીના પાછલા પગના નખ ખાંડી ઘીમાં તળવા અને તેમાં રૂ પલાળી યોનિમાં મુકવું પછી ઉપરની પેઠે કરવું.

૫ ફૂલ ઉપર જાળું બંધાયુ હોય તો—ગોળ, ખાખડી, અને આદુ એ ત્રણે સરખે ભાગે લઇ કુટવાં અને કપડાંમ લગાડો તે કપડું યોનિમાં મૂકવું. અથવા ધાવડીનાં ફૂલ તેલમાં ઘુંટી તે

**ગર્ભ નહીં રહેવાની ઔષધિ**-પીપરો. વાવડીંગ. ટંકણખાર, એ બરાબર લઇ એને બારીક વાટી ઋતુને સમય સ્ત્રિ દિન ૫ પાણીથી લે, તો સ્ત્રીને કદી પણ ગર્ભ રહે નહીં ૧૬. અથવા જૂનો ગોળ તોલા ૫ ભાર લઇ એને ઉકાળી ઋતુને સમય સ્ત્રી નિત્ય દિન ૧૫ પીએ, તો સ્ત્રી કદી પણ ગર્ભને ધારણ કરે નહીં ૧૭. અથવા લીંબોળીના તેલના પોળવાંને સ્ત્રી ઋતુને સમય યોનિમાં દિન ૫ ધારણ કરે, તો તે સ્ત્રીને કદી પણ ગર્ભ રહે નહીં ૧૮. એ ભાવપ્રકાશમાં લખ્યા છે.

**સ્ત્રીની યોનિના રોગોના ક્રમથી ઉપાય લખીએ છીએ**-તગર, ભોરીંગણી, કોષ્ટ, સિંધવખાર દેવદારૂ, એનો કાઢો કરી એ કાઢામાં તેલ પકવ્યા પછી એ તેલના પોળવાં યોનિમાં રાખે, તો સ્ત્રીની વિષ્ણુતા યોનિના રોગ જાય ૧૯. **વાયુના** યોનિના રોગોને દૂર કરવાને વાસ્તે પાઢલના પાંદડાંને અથવા એની છાલને સીજવી એથી યોનિને પસીનો લવરાવે ને ધોયા કરે. તો વાયુની યોનિના રોગો જાય ૨૦. અથવા **પિત્તની** યોનિના રોગોને દૂર કરવાને વાસ્તે તલના તેલમાં લિંબોળીઓને પકવી એ તેલથી યોનિને સેકે. તો પિત્તની યોનિના રોગો જાય ૨૧. અથવા પિત્તને હરનારાં ઓષડોના ઘૃતથી યોનિને સેકે, તો પિત્તની યોનિના રોગ જાય ૨૨. અથવા આંમળાના રસમાં શાકર નાખી સ્ત્રી દિન ૧૦ પીએ. તો સ્ત્રીની યોનિની દાહ જાય ૨૩. અથવા હાડીઆ કપાસણના મૂળના રસને ચોખાના ધોવરામણની સાથે સ્ત્રી પીએ. તો સ્ત્રીની યોનિમાંથી પરૂ પડતુ હોય તે દૂર થાય ૨૪. અથવા લીમડાનાં પાન. ગરમાળાનાં પાન વજ. અરડુસાનાં પાન, પડોળનાં પાન, એને ઉકાળી એથી યોનિને ધૂએ. તો દુર્ગંધિ જાય ૨૫. અથવા પીપર. મરી, અડદ, વરીઆરી, કોષ્ટ. સિંધવખાર, એને ઓટાવી એથી યોનિને ધૂએ, તો યોનિના કફના સઘળા રોગ જાય ૨૬.

**યોનિસંકોચનની ઔષધિ**-મગનાંફૂલ, ખેરસાર. હરડે. જાયફળ, માયફળ, સોપારી, એને બારીક વાટી ઝીણું લુગડાથી ચાળી સ્ત્રી યોનિમાં રાખે, તો સ્ત્રીની યોનિ (સંકોચન) કીર્ણ થાય ૨૭ અથવા કૌચના મૂળના ઉકાળાથી યોનિને ધૂએ. તો સ્ત્રીની યોનિ ગાઢી થાય ૨૮. અથવા

માં ૩ પલાળી તે યોનિમાં મૂકવું. પછી સંગ કરવો.

૬ ફૂલ ઉપર થંડક હોય, તો--કોષ્ટ કોલીજન. શાહાજીરૂ, જાયફળ. ધાવડીનાં ફુલ એ ઓસડોને બારીક વાટી લગડે ચાળી તલના તેલમાં તળવાં તેમાં રૂ પલાળી યોનિમાં મૂકવું.

૭ પૈસા ચિકાશની પીડા હોય. તો કંકુ. કેસર, અને કસ્તુરી. પાણીમાં ઘુંટી તે વડે નિચે લખ્યો છે તે મંત્ર કાગળ ઉપર લખી ચામડાના માદળીઆમાં નાંખી લોબાંનનો ધુપ આપી સ્ત્રીના ડાબા હાથે બાંધવુ.

**મંત્ર**—अल्ला हेमया जालम वलक लक दिन बलकी वेरी याली याहा याली सद्दहीया बद्दी इशी अश्वेहे रहीमान आ रहीमानाआअसदे आफरातिया या बी चीत्रा आरबी लालही लाही आ करीमा आदि रहीमान घी रहीमान.

સ્ત્રી રજસ્વલા થાય એટલે પોટલી કરી યોનિમાં મકવા આપવી ત્રણ દિવસ ત્રણ પોટલીઓ આપવી. ચોથે દિવસે પોટલી ન મૂકતાં સાંજ સુધી લાંઘણ કરી રાત્રે દૂધ ભાત ખાવો. સંગ થયા પછી પુરૂષે સ્ત્રીના પેડુ ઊપર તાઢું પાણી છાંટવું, તેને તાઢ વાગવા જેવું થાય એટલે સમજવું કે ગર્ભ રહ્યો. એ પ્રમાણે રૂતુનો વખત છે ત્યાં સુધી કરવું. પોટલી પણ રહેવા દેવી, અને સંગ પણ ત્યાં સુધી કરવો, અને પાણી છાંટતા જવું; જે દિવસે તાઢ વાગે તે દિવસે કામ થયું એમ સમજવું. એક વારમાં નહીં થયુ તો ત્રણ ચાર વાર સુધી ઉપર લખેલી રીત ચલાવવી એટલે ઇશ્વર કૃપા કરશે. પોટલી સૌરાસ્ટ્રીની કરવી.

ભાંગને બારીક વાટી એની પોટલી કરી સ્ત્રી યોનિમાં રાખે, તો યોનિ મહા સંકોચન થાય ૨૯ અથવા મોચરસને બારીક વાટી એની પોટલી કરી સ્ત્રી યોનિમાં રાખે, તો સ્ત્રીની યોનિ સંકોચને પ્રાપ્તિ થાય ૩૦. અથવા આંમળાનું મૂળ, કાંટાશેરીઓ, બાવળનું મૂળ. બોરડીનું મૂળ, અરડુસાનું મૂળ, માયફળ, આ સર્વને ઉકાળી એ પાણીથી યોનિને ધૂએ તો યોનિ સંકોચ થાય ૩૧. અથવા દહીંથી યોનિને ધૂએ, તો યોનિ સંકોચ થાય ૩૨. અથવા ધોળી ફટકડીને ફુલાવી, ધાવડીનાં ફૂલ, માયફળ, મેળવી બારીક વાટી પોટલી કરી યોનિમાં ધરે, તો યોનિ સંકોચ થાય ૩૩. ઇતિ **भग संकोचन.**

**યોનિના સર્વ રોગોને દુર કરવાનું ફલધૃત**–મજીઠ, જેઠીમધ, કોષ્ટ, ત્રિફળા, શાકર, ખરેંટી, મેદ, આસન, અજમોદ, અને હળદર એટલે હળદર અને દારૂ હળદર, ધઉલો, કડુ, કમળનું મૂળ, દરાખ, રકતચંદન, ચંદન, એ સર્વ એક એક તોલા ભાર લેવાં; અને ગાયનું ઘી શેર ૧ લેવું, સતાવરીનો રસ શેર ૪ લેવો. પછી એને મધુરી આંચથી પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને ઘી માત્ર બાકી આવી રહે ત્યારે એ ઘીને પુરૂષ અથવા સ્ત્રી નિત્ય તોલા ૪ અથવા ૫ ભાર પીએ, તો પુરૂષ જે નપુસક પણ હોય તે મહા કામી વડો પરાક્રમી પુત્રોને ઉપજાવનારો, આ ફલ ઘૃતના પ્રભાવથી થાય, અને સ્ત્રી જે આ ઘૃતને ખાય, તો તે સ્ત્રીની યોનિના સર્વ રોગો જાય, અને તેને એ ઘૃતના પ્રભાવથી પુત્ર થાય તે દીર્ઘાયુબલવાન બુદ્ધિવાન થાય ૩૪.

**યોનિકંદ રોગના ઉપાય**–ગેરૂ, વાવડીંગ, હળદર, કાયફળ, એ સર્વને બારીક વાટી ત્રિફળાના ઉકાળામાં મધ મેળવી એ ચૂર્ણને સ્ત્રી યોનિમાં રાખે, તો સ્ત્રીનો યોનિ કંદ રોગ જાય ૩૫.

**ગર્ભિણી સ્ત્રીના રોગોના ઉપાય**–જે સ્ત્રીના ગર્ભ ગરતા હોય તેને ખેંણીના ઝાડનું મૂળ, અતિવિખની કળી, નાગરમોથો, મોચરસ, ઇંદ્રજવ, એનો કાઢો કરી આપે, તો તે સ્ત્રીનો ગર્ભ ગરતો બંધ થાય ૩૬.

**ગાર્ભિણી સ્ત્રીના તાવના ઉપાય**–જેઠીમધ, રક્તચંદન, ખસ, ગૌરીસર, કમળનું મૂળ, એનો ઉકાળો કરી શાકર, મધ નાખી પીએ, તો ગર્ભિણી સ્ત્રીનો તાવ જાય ૩૭.

**ગર્ભિણી સ્ત્રીની–સંગ્રહણીના ઉપાય**–સેકેલા ચોખાના લોટને આંબાની અને જાંબુડાની છાલના ઉકાળાથી લે. તો ગાર્ભિણી સ્ત્રીની સંગ્રહણી જાય ૩૮. અથવા ખેંણીના ઝાડની છાલ, અરલુની છાલ, રક્તચંદન, ખરેંટી, ધાણા, કુડાની છાલ, નાગરમોથો, જવાસો, પિત્તપાપડો, અતિવિખની કળી, એનો ઉકાળો કરી ગર્ભિણી સ્ત્રી લે, તો અતિસાર તથા સંગ્રહણી, તાવને દૂર કરે ૩૯.

---

## ગર્ભશ્રાવ. (ગર્ભનું પડવું ગર્ભપાત)

(સ્ત્રીના ગર્ભના પડવાની તથા ગર્ભશ્રાવની ઉત્પતિ, લક્ષણ, ઉપાય)

**સ્ત્રીના ગર્ભ પડવાની તથા ગર્ભશ્રાવની ઉત્પત્તિ લક્ષણ**–ઘણા મૈથુનના કરવાથી-માર્ગના ચાલવાથી-સ્વારીના ચઢવાથી-પેટની પીડાના ચાલવાથી-તાવના આવવાથી-અપવાસના કરવાથી-ચોટના લાગવાથી- અજીર્ણમાં ભોજન કરવાથી-દોડવાથી-વમનના કરવાથી-જૂલાબના લેવા

થી-તીખી,કડવી, ગરમ, લુખી. વસ્તુના ખાવાથી, વિષમ આસનના બેસવાથી-ભયના હોવાથી પેટમાં શૂળના ચાલવાથી-એટલી વસ્તુઓથી સ્ત્રીને પેટમાં શૂળ ચાલીને ગર્ભનું પડવું તથા ગર્ભનો શ્રાવ થાય છે ૪૦.

**ગર્ભને પડવાનું તથા ગર્ભ શ્રાવનું પૂર્વ રૂપ લખીએ છીએ**–સ્ત્રીને ગર્ભ રહ્યા પછી ચાર મહીનાની અંદર જો ગર્ભ પડે તો તેને ગર્ભ શ્રાવ કહિયે, અને ચાર મહીનાની ઉપરાંત પાંચ, ૭ મહીનામાં ગર્ભ પડે તેને ગર્ભપાત કહિયે. આ જગાએ દ્રષ્ટાંત છે કે-જેમ ઝાડને લાગેલાં ફળ કોઇની ચોટ લાગવાથી ગરી પડે તેમજ કાચો ગર્ભ કંઇ તરેહની ચોટ લાગવાથી ગરી પડે ૪૧.

**ગર્ભ ઝરતો હોય તેને સ્થંભાવાનો ઉપાય**–કમળનું મૂળ, કમળની નાલ, કમળનાં ફૂલ, જેઠીમધ, એને દૂધની સાથે ઉકાળી પીએ. તો ગર્ભ ઝરતો બંધ થાય. અને એજ ગર્ભિણી સ્ત્રીની દાહ, મૂર્ચ્છા, તરસ, ઉલટી, અરૂચિ. એને દૂર કરે ૪૨.

**ગર્ભ પાતના ઉપદ્રવ**–સ્ત્રીને ગર્ભ પડે ત્યારે દાહ હોય-શૂળ ચાલે- પાંસળામાં તથા પીઠમાં પીડા હોય-અડકાવ છુટી જાય તથા મૂત્ર ઉતરે નહીં ૪૩. અને ગર્ભ ઓર સ્થાનમાં જાય તેને પણ એજ ઉપદ્રવ થાય ૪૪.

**ગર્ભ પડતો હોય તેને થંભવાના ઉપાય**–ડાભનું મૂળ, કાંસનું મુળ. એરંડાનું મુળ. ગોખરૂનું મુળ, એમાં ગાયનું દૂધ ઉકાળી ગર્ભિણી સ્ત્રી પીએ, તો તેને હ્રદય આદિનું શૂળ જાય ૪૫. અથવા ગોખરૂ, જેઠીમધ, ભોરીંગણી, મદનબાણનાં ફૂલ, એને ગાયના દૂધમાં ઓટાવી સ્ત્રી પીએ, તો ગર્ભ પડતો બંધ થાય, અને સ્ત્રીના શરીરની સર્વ પ્રકારની વેદના જાય ૪૬. અથવા કુંભારના ચાકની માટી, ગેરૂ, ચંબેલી, મજીઠ. ધાવડીનાં ફુલ, રસોત. રાળ, એનું ચુર્ણ કરી ટંક ૫ મધથી સ્ત્રી લે, તો સ્ત્રીના પ્રદર વગેરે સર્વ રોગ જાય ૪૭. અથવા ભૃંગી જનાવરના ઘરની માટી, મજીઠ, લાજાલૂ, કીસોરાં, કમળનું મૂળ, એને ગાયના દૂધમાં ઉકાળી સ્ત્રી પીએ, તો ગર્ભ પડતો બંધ થાય ૪૮.

**ગર્ભિણી સ્ત્રીને આફરો થાય** તેના ઉપાય–ડાભનું મુળ, દરોનું મૂળ, વજ, રસોત, હીંગ સંચરખાર. એમાં દૂધ ઓટાવ્યા પછી પીએ, તો સ્ત્રીનો આફરો જાય ૪૯.

**ગર્ભિણી સ્ત્રીને મુત્ર ઉતરે નહીં તેનો ઉપાય**–ડાભનું મૂળ. દરોનું મૂળ, કાંસનું મૂળ, એને દૂધમાં ઓટાવી એ દૂધને સ્ત્રી પીએ. તો મૂત્ર ઉતરે ૫૦.

**મહીને ને મહીને આ ઔષધિ આપે. તો સ્ત્રીના ગર્ભ ગરે નહીં તે લખીએ છીએ**–જેઠીમધ, સાલવૃક્ષ એટલે સાગનાં બીજ, ક્ષીરકાકોલી, દેવદારૂ, લૂણીની ભાજી, કાળા તલ, રાળ, પીપેરો, સતાવરી. કમળનું મૂળ, જવાસો. ગૌરીસર, *રાસ્ણા, બંને રીંગણી, સિંઘોડાં, કીસોરાં, દરાખ. શાકર, એને ઉકાળી મહીને ને મહીને દિન ૭ પીએ, તો સ્ત્રીના ગર્ભ પડે નહીં ને કોઇ ઉપદ્રવ થાય નહીં ૫૧. આ સઘળા ઉપાય સાત મહીના સુધી કરવા ૫૨.

**આઠમા મહીનાના ઉપાય**–કોઠીનું મળ, ભોરીંગણીનું મૂળ. બીલીનું મુળ, પડોળનું મુળ,

* રસ્ણા નામે ઔષધિ છે જે ગર્ભને પુષ્ટી કારક છે જેને લોકોમાં રાયસેણ કહે છે. શાકરની સાથે રાસ્નાને ઉકાળી પીએ, તો ગર્ભને પોષણ કરે છે. અને વરધારો તથા બધાયરો. તથા વદ્ધદારૂ, એ ત્રણે નામની ઔષધિ એકજ છે. એને શાકરની સાથે સેવે, તો ગર્ભને પુષ્ટ કરે છે.

સેરડીનું મૂળ. એને દુધમાં ઓટાવી પીએ. તો ગર્ભ પુષ્ટ રહે ૫૩.

**નવમા મહીના ના ઉપાય**–જેઠીમધ, જવાસો, ક્ષીરકાકોલી, ઊરીસર, (ઉપલસરી) એને તોલા એક એક ભાર લઈ પછી એને દૂધમાં ઓટાવી એ દૂધને પીએ. તો ગર્ભ પુષ્ટ રહે ૫૪.

**દશામા મહીનાના ઉપાય**–સુંઠ. ક્ષીરકાકોલી, એને દૂધમાં ઓટાવી એ દૂધને પીએ. તો. અથવા સુંઠ, જેઠીમધ. દેવદારૂ. ક્ષીરકાકોલી, કમળકાકડી, મજીઠ, એને પાણીમાં ઉકાળી, પાણી સમેત દૂધમાં ઉકાળ્યા પછી જ્યારે પાણી સર્વ બળી જાય ને દૂધ માત્ર આવી રહે ત્યારે આ દૂધને પીએ, તો સ્ત્રીના ગર્ભ પુષ્ટ થઇ નિરોગ રહે અને એ સ્ત્રીને કંઇ તરેહના ઉપદ્રવ ઉઠે નહીં ૫૫.

**વાયુએ કરીને ગર્ભ સૂકાઈ જાય તેના ઉપાય**–જે સ્ત્રીનો ગર્ભ વાયુએ કરીને સૂકાઇ જાય એટલે છોડ બાઝી જાય તે સ્ત્રીનું પેટ પરિપૂર્ણ હોય નહીં, ખાલી રહે ત્યારે શાણી સ્ત્રી છે તે પુષ્ટાઈવાળાં દૂધ, માંસ. રસ, અને પુષ્ટ વસ્તુ ખાય, અને દૂધ પીએ ત્યારે વાયુ દૂર થઇ ગર્ભ પરિપુર્ણ થાય ૫૬.

**ગર્ભના બાળકને થવાના મહીના લખીએ છ એ**–સ્ત્રી છે તે નવમે મહીને અથવા દશમે મહીને સંતાનને ઉપજાવે છે. અને કોઇ સ્ત્રી અગીઆરમે અથવા બારમે મહીને સંતાનને ઉપજાવે છે. અને એ મહીના ઉપરાંત જે ગર્ભ રહે તે ગર્ભ વિકારનો જાણજો. એમ થાય ત્યારે એ ગર્ભને ઉદરના રોગોમાં ગણી તેના ઉપાય કરીએ ૫૭.

**સ્ત્રીને સુખ પુર્વક પ્રસવ થવાના ઉપાય**–સાપની કાંચળી, મૂર્વા. એ બંનેની યોનિમાં ધૂણી દે, તો સ્ત્રી સુખથી સંતાન જણે ૫૮. અથવા કલિહારીનાં મૂળને સ્ત્રી હાથે પગે બાંધે તો સ્ત્રીને તત્કાળ પ્રસૂતિ થાય ૫૯. અથવા હાડીઆ કરસગુના મૂળ અને પાદલનાં મૂળને સ્ત્રી હાથે પગે બાંધે, તો સ્ત્રીને તત્કાળ પ્રસૂતિ થાય ૬૦. અથવા પોઇના મુળના ઉકાળામાં તલનું તેલ નાખી સ્ત્રી ગર્ભને લેપ કરે. તો સ્ત્રીને સુખથી તત્કાળ પ્રસૂતિ થાય ૬૧. અથવા પીપેરો. વજ, એને પાણીમાં વાટી યોનિએ લેપ કરે, તો સ્ત્રીને સુખથી તત્કાળ પ્રસુતિ થાય ૬૨. અથવા એરંડીના તેલ (દીવેલ) નો સ્ત્રીની દુટીએ લેપ કરે, તો તત્કાળ પ્રસૂતિ થાય ૬૩. અથવા બિજોરાનું મૂળ, મહુડાં, એ બંને ને ઘીમાં વાટી સ્ત્રી પીએ. તો સ્ત્રીને તત્કાળ પ્રસૂતિ થાય ૬૪. અથવા શેરડીના મૂળને સ્ત્રી કમરે બાંધે, તો તત્કાળ પ્રસૂતિ થાય ૬૫. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

અથવા હંઘેડીના મુળને, કગલહરીના મુળને કમરે બાંધે, તો તત્કાળ પ્રશૂતિ થાય ૬૬. એ યોગચિંતામણીમાં લખ્યો છે.

**સૂખથી તત્કાળ પ્રસવ કરવાનો મંત્ર, જંત્ર લખીએ છીએ**

| | | |
|---|---|---|
| ૧૬ | ૬ | ૮ |
| ૨ | ૧૦ | ૧૮ |
| ૧૨ | ૧૪ | ૪ |

**मुक्ताः पासा विमुक्ताश्च मुक्ताः सूर्येण रश्मयः; मुक्ताः सर्व भयाद्गर्भ एहिमां चिरमा चिर स्वाहा.** આ મંત્રથી પાણીને ૭ વાર મંત્રી સ્ત્રીને પાય. તો તત્કાળ પ્રસુતિ થાય ૬૭. અથવાં આ જંત્રને સ્ત્રી દેખે તો તત્કાળ પ્રસૂતિ થાય ૬૮.

(મૂઢ ગર્ભની ઉત્પતિ લક્ષણ ઉપાય લખીએ છીએ)

**મૂઢગર્ભની ઉત્પતિ**-જે સ્ત્રીના શરીરમાં વાયુ કુપિત્ત હોય તો તે સ્ત્રીની યોનિમાં તથા પેટમાં, કૂખમાં શૂળને કરે તથા મૂતર ઉતરવા દે નહીં, અને એ દૂષ્ટ પવન ગર્ભને યોનિમાં ચાર પ્રકારે કરીને વાંકો કરી દે તે લખીએ છીએ.

**ગર્ભમાં દુષ્ટ પવને કરીને બાળક ચાર પ્રકારે કરી અથવા આઠ પ્રકારે કરી રહે છે તે પ્રકાર લખીએ છીએ**-કીલક ૧, પ્રતિખુર ૨, પરિઘ ૩. બીજ ૪. ઉર્ધ્વ ૫. બાહુ ૬. ચરણ ૭, પાંસળીઓના ભેદથી આઠ પ્રકારથી બાળક ગર્ભમાં રહે છે.

**કીલનાં લક્ષણ**-સ્ત્રીની યોનિને મોઢે ખીલ સરખા લાગી જાય તેને ખીલ યા કીલ કહિયે ૧. અને સ્ત્રીની યોનિને મોઢે હાથ, પગ, આડા આવી જાય તેને પ્રતિખુર કહિયે ૨ સ્ત્રીની યોનિને મોઢે આગસી લાગી જાય તેને  રિઘ કહિયે ૩. સ્ત્રીની યોનિના મોઢામાં માથું આવીને અટકે તેને બીજક મૂઢ ગર્ભ કહિયે ૪. સ્ત્રીની યોનિના મોઢામાં પેટ આવી અટકે ૫. સ્ત્રીની યોનિના મોઢામાં પસવાડું આવીને અટકે ૬. અને સ્ત્રીની યોનિના મોઢાનું મુખ તિચું હોય ૭. સ્ત્રીની યોનિના મોઢામાં પસવાડું, પાઠ આવી અટકે ૮. એવા મૂઢ ગર્ભ આઠ પ્રકારથી થાય છે.

**મુઢ ગર્ભનાં અસાધ્ય લક્ષણ**-જે ગર્ભવંતી સ્ત્રીનું માથું ઉભું સીધું રહે નહીં, લટકી જાય; અને જે સ્ત્રીની લાજ જતી રહે તથા અંગ શીતળ થઈ જાય, તથા શરીર ની નસો ગળીના રંગે થઇ જાય તે સ્ત્રીનું બાળક મુઉં જાણજો. અને એ સ્ત્રી પણ મરી જાય ૧.

**જે સ્ત્રીના ગર્ભમાં બાળક મરી ગયું હોય**-તે સ્ત્રીનો ગર્ભ ફરકે નહીં, અને તેનું મોં કાળું, પીળાશ તથા નસોવાળું થઇ જાય અને તેના નાકના તથા મોંના સ્વાસમાં મુઆ જેવી દૂર્ગંધિ આવે. અને પેટમાં શૂળ ચાલે. એ લક્ષણ જેમાં હોય તેને જાણિયે કે એના પેટમાં બાળક મુઉં છે ૨.

**જેના પેટમાં બાળક મર્યુ હોય તેનાં કારણ**-જે સ્ત્રીનો કોઇ ભાઇ, માતા. પિતા, પુત્ર, ભર્થાર, આદિ કોઇ પ્યારું મર્યું હોય. અથવા તેનાં દ્રવ્યાદિક કાંઇ તરેહથી જતાં રહે. અથવા તેના પેટમાં કોઇ તરેહની ચોટ લાગી જાય ત્યારે તે સ્ત્રીને દુ:ખ ઉપજે ત્યારે તે દુખના પ્રભાવથી તેનો ગર્ભ ઘણો દુખી થાય ને તેની કુખમાં અનેક રોગ પેદા થાય ત્યારે તેના પેટનું બાળક પેટમાં મરી જાય ૩.

**ગર્ભણી સ્ત્રીનાં આસાધ્ય લક્ષણ**-જે સ્ત્રીની યોનિનું મોંઢું મરેલા બાળકથી ઢંકાઈ જાય અને કૂખમાં શૂળ ચાલે, તે ગર્ભને મકલક સંજ્ઞા કહિયે, અને ઊપર કહેલા ઉપદ્રવ તે પણ થાય ૪.

---

## મુઢ ગર્ભના ઉપાય.

જે સ્ત્રીને ગર્ભ સમય ભગની પાસે બાળક પૂરી તરેહ આવી ગયું હોય તેને વાસ્તે અત્યંત ચતુર. જેણે ઘણા બાળક સારી પેઠે જણાવ્યાં હોય એવી દાઇયણને બોલાવીએ તે હાથે ઘી લગાવી એ હાથ ચતુરાઈથી ભગમાં ઘાલી બાળકને સીધું કરી જીવતુંજ તત્કાળ ભગ

માંથી બહાર કાઢે છે * ૫.

**ગર્ભમાં બાળક મરી ગયું હોય તેના ઉપાય**—જે અત્યંત ચતુર દાઇ પણ હોય તે ચતુરાઇથી ભગમાં તીખું નાનું નસ્તર ઘાલી તે મુઆ બાળકનું અંગે અંગ કાપી ચતુરાઇથી ભગની બહાર સર્વ અંગ કાઢે, તે એ મુઆ બાળકને એવી તરેહ ભગમાંથી કાઢે નહીં તો એ ગર્ભવંતી સ્ત્રી તેની સાથે મરી જાય, એ વાસ્તે તત્કાળ મરેલા ગર્ભને એ રીતે કાઢે. અને મરેલા બાળકને ગર્ભમાંથી કાઢયા પછી ભગને ચતુરાઇથી ગરમ પાણીથી ધૂએ અને તેજ સમય ખમના ગરમ ઘીથી અથવા તેલથી ભગને ચોપડે તો ભગ કોમળ રહે, ને એ ભગને શૂળાદિક કોઇ ઊપદ્રવ થાય નહીં. પછી કડવી તૂંમડીના પાંદડાં, અને પહાણી લોદર એ બંને બરાબર લઇ બારીક વાટી એનો ભગમાં લેપ કરે, તો ભગ જેમનો તેમ પોતાને ઠેકાણે બેસી જાય. અથવા પલાસપાપડો. પાકા ઉમરડાનાં ફળ એને બરાબર લીધા પછી એને તલના તેલમાં બારીક વાટી ભગમાં લેપ કરે. તો તે ભગ ગાઢો થઇ જાય. અને એવી તરેહ દિન ૨૧ કરે તો ભગમાં કોઇ રોગ થાય નહીં ૬.

**એના બીજા ઉપાય લખીએ છીએ**—સાપની કાંચળી. કોષ્ટ. સરસવ, એ ત્રણેને બારીક વાટી કડવા તેલથી ભગને એની ધૂણી દે, તો ભગના રોગ જાય ૭. અથવા કલિહારીના મૂળને ઉકાળી તે પાણીથી હાથ, પગને ધૂએ. તો ભગમાંથી મુઆ બાળકનો દોષ દૂર થાય ૮.

**મકલ્લક રોગની ઉત્પતિ લક્ષણ**—જે સ્ત્રીને સંતાન થયું હોય ને એ સ્ત્રી લૂખી અને વાયલ વસ્તુ ખાય તે સ્ત્રીને તીખી વસ્તુ પીપળી મૂળ વગેરે મળે નહીં. અને એ ખાય નહીં. તેને વાયુ છે તે નાભિની નીચે અથવા બંને પસવાડામાં અથવા પેઢુમાં લોહીને રોકી વાયુની ગાંઠ કરે છે અથવા એ વાયુ છે તે નાભિ તથા પેઢુમાં પેટ તથા પકવા શયમાં શૂળને પ્રગટ કરે છે. અથવા એ વાયુ છે તે પેઢુમાં આફરાને કરે છે. અને મૂત્રને ઉતરવા દે નહીં એને વૈદ્ય છે તે મકલ્લક રોગ કહે છે ૧.

## મકલ્લક રોગના ઉપાય.

જવખારને ગરમ પાણીમાં વાટી જો સ્ત્રી લે, તો મકલ્લક રોગ જાય ૨. અથવા પીપેરો. પીપળી મૂળ મરી, સુંઠ. ગજપીપેરો, ચિત્રક, ચવક. નગોડ ઇલાયચી, અજમોદ, શરસવ શેકેલી હીંગ, પાઢ. ઇંદ્રજવ ભારંગ. જીરૂ બકાયણ, મુવા, અતિવિખની કળી, કડુ, વાવડીંગ, આ **પિપ્પલ્યાદિ ગણ છે.** એને બરાબર લઇ બારીક વાટી ટંક ૨ાા ગરમ પાણીથી લે અથવા એનો ઉકાળો કરી એમાં થોડો સિંધવખાર. નાખી લે, તો સ્ત્રીના કફના તથા વાયુના સર્વ રોગો જાય, અને સ્ત્રીના ગોળા, શૂળ. ઉદરના રોગ. તાવને દૂર કરે ને ભૂખ લગાડે અને આમને દૂર કરે, અને એ મકલ્લક રોગને નિશ્ચયજ દૂર કરે ૩. અથવા સુંઠ. મરી, પીપેરો. તજ. તમાલપત્ર. નાગકેસર, ઇલાયચી. ધાણા. એ સર્વને ઝીણાં વાટી ટંક ૨ાા જૂના ગોળની સાથે લે, તો મકલ્લક રોગ જાય ૪. અને જે સ્ત્રીને પ્રસુતિ થઈ હોય તે સ્ત્રીને યુક્તિથી અહાર. વિહાર, કરાવે. અને એ આટલી વસ્તુ કરે નહી-ખેદ. મૈથુન, ક્રોધ. ઠંડામાં રહેવું. આ વસ્તુ કરવી નહીં,

* ગર્ભનું કારણ અનેક તરેહથી છે. અને ગર્ભમાં બાળક ૧ તથા ૨ તથા ત્રણ ૩ પર્યંત થાય છે, પરંતુ બે તો ઘણી જગાએ થાય છે અને ત્રણ તો કોઇકજ જગાએ થાય છે, કારણ કે ગર્ભસ્થાનમાં જગા કમતી હોવાથી ત્રણ સુધી થાય છે. અને વિદ્વાન લોકના વિચાર પ્રમાણે તો પુરૂષના વીર્યમાં તો ચોથા બાળક પર્યંત હોય પરંતુ ગર્ભસ્થાનમાં જગા છે નહીં.

મિથ્યા અહાર કરે. તો તેને સુતિકા એટલે સુવા રોગ થાય.

## સુવા રોગ.

**સુવા રોગની ઉત્પત્તિ**-મિથ્યા અહારે કરીને-ઘણા ક્લેસે કરીનેવિષમ આસને- કરીને-અ જીર્ણમાં ભોજને કરીને-અને જાપા એટલે સુવાવડમાં જે રોગ થાય છે તે સઘળા એ ભયંકર છે ૧.

**સુવા રોગનાં લક્ષણ** અંગમાં પીડા થાય. તાવ આવે. ઉદરસ થાય, તરસ ઘણી લાગે. શરીર ભારે થાય તથા શરીરમાં સોજો તથા પેટમાં શુળ હોય. અતિસાર, આફરો હોય. શરીરનું બળ જતું રહે. તંદ્રા અને અરૂચિ હોય. અને એને આદિ લઇ વાયુ, કફના ઘણા રો ગો થ.ય. અને બળ, માંસ, અગ્નિ જતિ રહે. આ સર્વ રોગોને સુવાવડના રોગો કહિયે ૨.

## સુવા રોગના ઉપાય.

જે વસ્તુ વાયુને દૂર કરે તે સર્વ ઔષધિ સુવા રોગને દૂર કરે ૨. અથવા દશ મુળનો ઊકા ળો સુવા રોગને દૂર કરે ૩. અથવા ગળો, સુંઠ, સરગવો. પીપેરો, પીપળી મૂળ, ચવક, ચિ ત્રક. નેત્રવાળો. એનો ઊકાળો મધ નાખી આપે, તો સુવા રોગ દૂર થાય ૪. અથવા દેવદારૂ, વજ, કોષ્ટ, પીપેરો. સુંઠ, કરીઆતુ, કાયફળ, નાગરમોથ, હરડેનીછાલ, પીપેરો, ધમાસો, ગોખરૂ, જવાસો, ભોરીંગણી, ગળો. કાળી જીરી, આ સર્વ બરાબર લઇ એનો ઉકાળો કરી અ ને હીંગ, સિંધવખારનો પ્રતિવાસ દઇ આ ઉકાળો આપે. તો સુવા(વડનો) રોગ. શુળ, ખાં શી, સ્વાસ, તાવ, મૂર્છા, મસ્તક પીડા, તંદ્રા, અતિસાર, પ્રલાપ, તરસ, ઓકારી, એ સઘળા એ રોગોને આ દૂર કરે છે ૫. ઇતિ **देवदार्व्यादि क्वाथ.**

**પંચજીરક પાક લખીએ છીએ**–સાહ જીરૂ,સફેત જીરૂ, વરીઆરી, અજમો. અજમોદ, ધાણા, મેથી, સુંઠ. પીપેરો. પીપળી મૂળ, ચિત્રક,* એંણીના ઝાડના મૂળની છાલ. બોરના કળીઆની મીજ. કોષ્ટ. કપીલો, આ સઘળાં ઓસડો તોલા ચાર ચાર ભાર લઇ એને બારીક વાટી લુગડે ચાળી પછી ગાયના ૧ શેર ઘીમાં કરમોડયા પછી એ ચુર્ણને શેર ૪ ગાયના દુધના માવામાં ધીર્યા કરમોડી ચૂર્ણને પકવી તેનો ખરો માવો કરવો. પછી એ માવાને તોલા ૪૦૦ ભાર ખાંડની ચાસણીમાં નાખ્યા પછી (હલાવી એક જીવ કરી) તોલા ૪ ભારની લાડુડીઓ કરવી. પછી એને રોજ સુવાવડી સ્ત્રી ખાય, તો સુવા રોગ, તાવ, ક્ષય, સ્વાસ, ખાંશી, પાંડુ રોગ ક્ષીણતા, વાયુના રોગને આ **पंच जीरापाक** દૂર કરેછે ૬.

**સૌભાગ્ય સુંઠી પાક**--સતવા (રૂમટા વગરની) સુંઠ સેર ૦ા, એને બારીક વાટી લુગડે ચા ળીને શેર ૦ા ગાયના ઘીમાં કરમોડયા પછી ગાયના શેર ૫ દુધના માવામાં પકવી એને મધુ રી આંચથી ખરો માવો કરવો. પછી શેર ૫ ખાંડની ચાસણી કરી એ ચાસણીમાં જે ઓસ ડો બારીક વાટી લુગડે ચાળી નાંખવાનાં તે ઓસડો લખીએ છીએ–ધાણા ટંક ૧, વરીઆ રી ટંક ૫, વાવડીંગ તોલા ૪ ભાર સુંઠ તોલા ૪. કાળાં મરી તોલા ૪, પીપેરો તોલા ૪ ના

* એંણીના ઝાડને છીણી અથવા છાંણીઆ કહેછે, જે નદી કીનારે થાય છે. એ ઝાડ આ સરે ત્રણ ચાર હાથ સુધીનું ઊંચું થાય છે. અને જેનું લાકડું સખત ને મુળમાં ગાંઠ સરખું થાય છે. એના લાકડાની ગાંગઠી નિશાળોમાંના છોકરા કલમો કરી પાટી ઉપર ધૂળ નાખી લખેછે. એ ઔષધિ દેશ પ્રસિદ્ધ છે.

ગંકસર તોલા ૪. નાગરમોથો તોલા ૪ ભાર, આ સઘળાં ઓસડો ઝીણાં વાટી એ ચાસ ણીમાં નાખીં; લોહસાર ટંક ૫. અભ્રખ ટંક ૫ એમાં નાખે અને મેવો યથારૂચિ નાખ્યા પછી તોલા ૪ ભારની ગોળીઓ બાંધ્યા પછી એ ગોળીને સ્ત્રી ખાય. તો તેની તરસ, ઓકારી, તા વ દાહ, સ્વાસ, ખાંસી, પાન્ડુરોગ, મદાગ્નિ, એને આ દૂર કરે ૭. ઇતિ सौभाग्य सुंठी पाक

## સ્તન રોગ.

સ્તન રોગનાં લક્ષણ–સઘળા શરીરમાં ફેલાતા જે વાયુ, પિત્ત, કફ, દોષથી એ દુષ્ટ થએ સ્ત્રીના સ્તનમાં જઇ પ્રાપ્ત થાય છે. તે સ્ત્રીના સ્તન દુધ સંયુક્ત થાય અથવા દુધ વિનાના થ ઇ તે સ્તનોને વિષે એ દુષ્ટ દોષ છે તે ગાંઠ વગેરે લોહીના રોગોને પેદા કરે છે ૧.

## સ્તન રોગના ઊપાય.

સ્ત્રીના સ્તનના ઉપર વૈદ્ય સોજો દેખે તો વિદ્રધિના ઉપાય જે પાછળ લખ્યા છે તે ઉપાય કરે, તો સ્ત્રીના સ્તનના રોગો જાય ૧. અને સ્ત્રીના સ્તન ઉપર કાચીજ ગાંઠ હોય, તો ગાં ઠને પિત્તને દૂર કરનારાં શીતળ ઓસડો લગાવે, તો સ્તનનો રોગ જાય ૨. અથવા જળો લ ગાવી સ્તનની ગાંઠનું લોહી કઢાવે તો સ્તનના સર્વે રોગો જાય ૩.

**સ્તનની પીડાના ઊપાય**–ગરડુવાના મૂળને પાણીમાં વાટી તેનો લેપ કરે, તો સ્તનની પી ડા જાય ૪. અથવા હળદર, ધંતૂરાનું મૂળ, એને પાણીમાં બારીક વાટી લેપ કરે, તો સ્તન ની પીડા દૂર થાય ૫. અથવા વાંઝણી કંકોડીના મુળને બારીક વાટી પાણીમાં લેપ કરે, તો સ્તનની પીડા જાય ૬. અથવા લોઢાને ગરમ કરી પાણીમાં ઓલવી એ ગરમ પાણી સ્ત્રી પીએ, તો સ્ત્રીના સ્તનના રોગ જાય ૭. એ સર્વે ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

***રંડાસ્ત્રીના ગર્ભ નિવારણ તથા ગર્ભ પાતન, જેને વાસ્તે શ્રીધર તથા ત્રિભોવનની અરજ**–વિશેષ કરીને ગ્રંથની મર્યાદ મુજબ રંડા સ્ત્રીયોના ગર્ભ નિવારણ તથા ગર્ભપાતના ઉપાય આ ગ્રંથમાં શ્રી દરબારે એટલે આ ગ્રંથના રચનાર જેપુરના મહારાજા સવાઇ પ્ર તાપ સિંહજીએ તો સંક્ષેપે કરીને ફરમાવ્યા છે, પણ હમણાનો શમય જોતાં માણસોનાં મ ન પ્રાશ્રીત કર્માદિકમાં ઘણાં પ્રવર્ત થતાં દેખાય છે વાસ્તે આ ગ્રંથમાં એ ઊપાય જ્યારે પાપી માણસોને મળે ત્યારે માણસ જરૂર ઉગાગ કરે. પછી જેમાં અકાજ હોય અથવા સુકાજ હો

---

* **શ્રીધર તથા ત્રિભોવનની પ્રાતજ્ઞા**–મેં આ ગ્રંથમાં ગર્ભ પાતની ઔષધિનો ત્યાગ કી ધો છે જેમાં ઘણા દુષ્ટ લોક મારી નિંદા કરે છે કે શ્રીધરે અમૃત સાગર ગ્રંથમાં કમતી લ ખ્યું છે- પરંતુ સત્ય પ્રતિજ્ઞા છે કે એક અક્ષર પણ કમતી કીધો નથી. કોઇ પણ દુષ્ટ ત થા નિંદક તથા કૃતઘ્નીના કહ્યાથી વિના તપાસ કરી તથા નિશ્ચય કર્યા વિના અમારા નામ ના છપાએલા ગ્રંથને કમતી કહેશે નહીં એવી અમારી ખાતરી છે. કદાચિત દુષ્ટના કહ્યાથી સાંભળીને નિશ્ચય વિના કહેશે તેને બ્રહ્મહત્યા લાગશે. શ્રીધર.

અમોએ પણ તમામ બાબતોનું ભાષાંતર કર્યું છે- કોઇ પણ વિષય કે વાક્ય બાકી રાખ્યા નથી માટે અમોને પણ જો કોઇ જૂઠો દોષ મુકશે તો તેને પણ બ્રહ્મહત્યા લાગશે. ત્રીભોવન– ગીરધર ભાષાંતર કરતા.

ય, પણ મેં તો એ ચાર અથવા પાંચ ઔષધિનું પ્રકરણ છોડી દીધું છે. કારણ હમારી બુદ્ધિ પ્રમાણે એ ઉદ્યોગ દુરસ્ત ધ્યાનમાં આવ્યો નહીં, જેથી સર્વ વિદ્વાન પુરૂષોને અમારી વિનંતિ છે. ઘણો પ્રમાણિક ગ્રંથ બહુધા પુરૂષોના હાથમાં પ્રવર્ત થાય, એવા ગ્રંથમાં એ ઉદ્યોગ હોય. તો તેને વ્યાજબી કોઇ પણ કહેશે નહીં. કારણ એકતો સાધારણ સમય. બીજું કોઇ કોઇ માણસોનાં મન પાપી, ત્રીજું ગ્રંથમાં ઓસડોનો ઉદ્યોગ, ત્યારે એવા કર્મનો વિસ્તાર ઘણો વધે એ વાસ્તે મેં ચાર પાંચ ઔષધિ છોડી દીધી છે. જે વાસ્તે વિદ્વાન મારા ઉપર ક્ષમા કરશે. શ્રીધર.

ઉપર પ્રમાણે અમોએ જે મુળ મારવાડી ભાષાના ગ્રંથનું ભષાંતર કર્યું છે. તે ગ્રંથનો છાપવનાર મુંબઇનો રહેનાર શ્રીધર નામે કુશળ વૈદ્ય લખે છે. પણ અમારો વિચાર એવો છે કે એ ગર્ભપાતના ઉપાયો આ ગ્રંથમાં દાખલજ રહેવા દેવા જોઈએ. કારણ કે કેટલીક વખત કેટલીક ગર્ભવંતી સ્ત્રીયોને કાંઇ કારણથી ઘણું શૂળ, તાણ, વગેરે વિકાર થઇ મરણના અંત ઉપર આવે છે પણ પેટમાં કેટલાક માસનો ગર્ભ હોવાના કારણથી ઉપાયો થતા નથી. એવી વખતે ગર્ભ પાડવાના ઉપાયનો ખપ પડે છે. માટે તે વખતે ગર્ભ પાડવાના ઉપાયે કરી ગર્ભ પાત કરી ઉપાયો કરે. તો કેટલીક સ્ત્રીયો ઉગરે છે. એવા કેટલાક દાખલા અમારી નજરે જોએલા છે. આ અમૃત સાગર ગ્રંથનું હિંદી ભાષામાં, અયોધાના રાજાની ફરમાશથી મીo મુનસી નવલકીશોરે ભાષાન્તર કરી છપાયેલો અમારા જોવામાં આવેછે તેમાં મુનસી નવલ કીશોરે જે શ્રીધરે પડતા મુકેલા ગર્ભ પાતના ઉપાય, તે દાખલ કર્યા છે, જે નવલકીશોર મહા વિદ્વાન છે માટે તેણે વિચાર કરી દાખલ રાખ્યા હશે. તો પણ અમારા ધ્યાનમાં પણ મીo શ્રીધરના વિચાર વ્યાજબી લાગે છે તેમ છતાં જો વિદ્વાનો તરફથી અમને ફરમાસ થશે તો ત્રીજી આવૃત્તિમાં ગર્ભ પાતના ઉપાયો અમો ઘણી ખુશીથી દાખલ કરીશુ ત્રીભોવન ગીરધર ભાષાંતર કરતા.

ઇતિ સ્ત્રિયોના સર્વ રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય સંપૂર્ણમ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપ સિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે સ્ત્રિયોના પ્રદરને આદિ લઇ સર્વ રોગોના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ, ઉપાય નિરૂપણ નામ વિંશતિમ સ્તરંગ; સંપૂર્ણમ. ૨૦.

**તરંગ ૨૦ મુ સમાપ્ત.**

---

# તરંગ ૨૧ મું.

## બાળકના રોગ.

(બાળકના રોગોની ઉત્પતિ, લક્ષણ, ઉપાય લખીએ છીએ)

**બાળકોના રોગોની ઉત્પતિ**–પ્રથમ બાળકોના નવ ગ્રહ જુદાજ છે. એ નવ ગ્રહોથી ભિન્ન છે, તે અપવિત્ર બાળકોને એ નવ ગ્રહ પીડા કરે છે, તે એ કારણથી એ નવ ગ્રહોથી બા

ળકની રક્ષા કરવી જોઇએ.

**બાળકના નવ ગ્રહોનાં નામ**–સ્કન્દ ગ્રહ ૧, સ્કંદાપસ્માર ૨, શકુની ૩, રેવતી ૪, પૂતના ૫, ગન્ધપૂતના ૬, શીતપૂતના ૭, મુખમંડિકા ૮, નૈગમેષ ૯.

**નવ ગ્રહોની ઉત્પતિ**–એ નવ ગ્રહ સ્વામિ કાર્તિકની રક્ષાને અર્થે શ્રી મહાદેવજીએ ઉત્પન્ન કીધા છે. તે એ નવ ગ્રહોનું સ્વરૂપ મહા સુંદર સ્ત્રી જેવું છે, અને તેમાં કંઇએકનું સ્વરૂપ સુંદર પુરૂષના જેવું છે અથવા સ્વામિ કાર્ત્તકજીનો સ્નેહી વિસાખ નામે હતો, અગ્નિ સમાન જેના શરીરની કાંતિ. એ સર્વને શ્રી મહદેવજીએ પેદા કીધા. પછી એ સર્વ મળી સ્વામિ કાર્તિકજીની સાથે રહેવા લાગ્યા. પછી સ્વામિ કાર્તિકજીને એ સર્વે મળી વિનંતિ કરી કે મહારાજ અમે ભૂખ્યા છીએ, માટે ખાવાને વાસ્તે કોઇ આજીવિકા બતલાવો. ત્યારે સ્વામિ કાર્તિકજીએ મહાદેવજીને કહ્યુ ત્યારેશ્રી મહાદેવજીએ આજ્ઞા આપી કે જે આ જગતને વિષે પશુ,પંખીને આદિ લઇ તિર્યગ યોનિ, તથા મનુષ્ય રહે છે, અને દેવતા પણ રહે છે. એ દેવતા માણસોને પીડીત કરે છે, તથા કાળાંતરે કરી દેવતા પશુ પક્ષીને પણ પીડા ઉનાળામાં ગરમીએ કરીને, અને ચોમાસામાં શીત પવને કરીને, અને શિયાળામાં સીતે કરી કરે છે. અને મનુષ્ય છે તે નમસ્કાર, જપ, હોમાદિક કરીને ભલે પ્રકાર દેવતાઓને પ્રસન્ન કરી ભોજનના ભોગ આપે છે. અને એવી તરેહ જે મનુષ્ય નહિ કરે છે તેના બાળકને પીડા કરો, અને તેને ખાઓ ૧.

**બાલ ગ્રહ ૯ છે તે બાળકોને લેવાનાં કારણ**–જે મનુષ્યોના કુળમાં દેવતા, પિતાઇ, ઇશ્વર, બ્રાહ્મણ, અતીથ, ગુરૂ, અતિથિની પૂજાદિક નહીં કરે અને એને ભોજનાદિક કંઈ આપે નહીં તથા કાંસાના ફુટેલા વાસણમાં જે ખાય છે તેના બાળકોને તમે ખાઓ. આવું મહાદેવજી એ ગ્રહોને કહ્યું ત્યારે તેની આજીવિકા થઈ ૧.

**બાલગ્રહ જે બાલકોને વળગે તેનાં લક્ષણ**–જે બાલકોને આ બાલ ગ્રહ વળગે તે બાળક ક્ષણ એકમાં તો ઉદ્વેગને પ્રાપ્ત થાય અને ક્ષણ એકમાં ડરવા લાગી જાય; અને ક્ષણ એકમાં રડે, અને ક્ષણ એકમાં પોતાની ધાયને નખોથી તથા દાંતોથી કાપવા લાગી જાય. અને ઊંચું આકાશની તરફ જોયા કરે, અને પોતાના દાંતોને ચાવ્યા કરે, તથા કરાંઝ્યા કરે, બગાસાં ખાયા કરે, અને ભવાં ચઢાવ્યા કરે, અને હોઠ કરડયા કરે, અને મોઢે ફીસોટા આવે, અને ઓકારી કરે, અને અતિસાર યુક્ત પણ હોય, અને તેનું શરીર ક્ષીણ પડી જાય, અને રાત્રિમાં જાગે, અને શરીરે સોજા આવી જાય, અને કંઠનો સ્વર ઘોઘરો થાય, અને તેના શરીરમાં માછલીના જેવી દુર્ગંધિ હોય, અને જેનું શરીર દુર્બળ થાય, અને ગુદામાંથી લોહી જાય, અને સઘળા શરીરની સંજ્ઞા જતી રહે. એ લક્ષણ જે બાળકમાં હોય તેને બાળગ્રહ લાગ્યા જાણિયે. આ બાળ ગ્રહનાં સામાન્ય લક્ષણ છે ૧.

**બાળ ગ્રહ જેને લાગ્યો હોય તેનં વિશેષ લક્ષણ**–જેનું અંગ શિથળ થઈ જાય તથા શરીરમાં લોહીની દુર્ગંધિ આવે, તથા સ્તનોનું દૂધ ધાવે નહીં, તથા મોં વાંકુ થઇ જાય, તથા અર્ધ અંગ રહી જાય અને આંખોમાં આંસૂ રહે, રડે થોડું, હાથની મુઠી બંધાઇ રહે. એ લક્ષણ જેને હોય ત્યારે જાણિયે કે એને સ્કંધ ગ્રહ વળગ્યો છે ૧.

**વિશાખ ગ્રહ જેને વળગ્યો હોય તેનાં લક્ષણ**–જેની સંજ્ઞા જતી રહે અને ફરી સંજ્ઞા આવી જાય. અને કદી હાથ પગને નમાવા લાગી જાય, અને વગર સંજ્ઞાએ મળ, મૂત્ર ક

રી દે. અને બગાસાં ઘણાં આવે. મોઢે ફીસોટા આવે ત્યારે જાણિયે કે એને વિશાખ ગ્રહ લાગ્યો છે ૨.

**શકુની ગ્રહ જેને વળગ્યો હોય તેનાં લક્ષણ**–અંગ શિથળ રહે, ભયથી ઝબક્યો રહ્યા કરે, અને તેના શરીરમાં માછલી સરખી દુર્ગંધિ આવે. તથા શરીરમાં વ્રણ ઘણા પડી જાય, અને દાહ હોય એ લક્ષણ હોય ત્યારે જાણિએ કે એને શકુની ગ્રહ વળગ્યો છે ૩.

**રેવતી ગ્રહ જેને વળગ્યો હોય તેનાં લક્ષણ**–જેનું મોં લાલ અને લીલુ હોય, અને પીળી જેની દેહ હોય, અને પીડાની સાથે હાથ, પગ જેના કાળા હોય. એવાં બાળક હોય ત્યારે જાણિયે કે એને રેવતી ગ્રહનો દોષ છે ૪.

**પૂતના ગ્રહ જેને વળગ્યો હોય તેનાં લક્ષણ**–જેનું શરીર શિથળ હોય, રાત રહાડો સૂએ નહીં, અને તેનો ઝાડો પાતળો પડી જાય, અને તેના શરીરમાં કાગળ સરખી દુર્ગંધિ આવે, અને ઓકારી થાય, તરસ ઘણી લાગે, એ લક્ષણ હોય ત્યારે જાણિયે કે એને પૂતના ગ્રહ વળગ્યો છે ૫.

**જેને ગંધ પુતના ગ્રહ વળગ્યો હોય તેનાં લક્ષણ**–એ બાળક સ્તનનું દૂધ ધાવે નહીં–અતિસાર હોય-ખાંશી-હિચકી-ઓકારી તાવ એ હોય-અને શરીરનો વર્ણ જતો રહે-અને શરીરમાં રૂધિર સરખી દુર્ગંધિ આવે, ત્યારે જાણિયે કે એને ગંધ પૂતનાનો દોષ છે ૬.

**શિત પૂતનાના દોષનાં લક્ષણ**–બાળક રોયાજ કરે તથા કાંપ્યાજ કરે, અને તેના (પેટમાં) આંતરડાં બોલે. શરીર સિથિળ થઇ જાય અને અતિસાર ઘણો હોય, જેને એ લક્ષણ હોય ત્યારે જાણ એકે એને શિત પૂતનાનો દોષ છે ૭.

**નૈગમેય ગ્રહના દોષનાં લક્ષણ**–જેના મોંમાં ફીસોટા ઘણા આવે. અને કાંપે બહુ, ઊંચેજ દેખે, અને પોકારે ઘણું, તથા શરીરમાં દુર્ગંધિ આવે, સંજ્ઞા જતી રહે ત્યારે જાણજો કે એને નૈગમેય ગ્રહનો દોષ છે ૮. અને એજ લક્ષણ ડાકિણીના દોષનાં જાણિ લેજો ૯.

---

## સામાન્ય ગ્રહોના દોષોના ઉપાય.

બોડીઓ કલાર, ખસ, એનો ઉકાળો કરી એ કાઢાથી બાળકને સ્નાન કરાવે. અથવા હળદર. સુખડ, કોષ્ટ. એને બારીક વાટી શરીરે લેપ કરે, તો બાળકના સામાન્ય ગ્રહોનો દોષ દૂર થાય ૧. અથવા સાપની કાંચળી, લસણ, સરસવ. લીમડાનાં પાન. બિલ્લાડાની હઘાર, બકરાના વાળ, ઘેટાનું શીંગડું, વજ, મધ, એ સર્વે બારીક વાટી એની બાળકને ધુણી દે, તો બાળકના ગ્રહોના સઘળા દોષ જાય ૨. અથવા ઉતાર વગેરે સર્વે ઉપાય કરે, તો બાળકના ગ્રહોના દોષ જાય ૩.

**સ્કંદ ગ્રહને આદિ લઈ બાળકના ગ્રહોના વિશેષ ઉપાય**–વાયુને દૂર કરનારાં વૃક્ષનાં પાલાનો ઉકાળો કરી એથી બાળકને સ્નાન કરાવે, તો બાળકના ગ્રહોના દોષ દૂર થાય ૪. અથવા સરસવ, સાપની કાંચળી, વજ, કાગલહરી. એને ફરી એમાં ઊંટના તથા બકરાના વાળ મે

* બાળકોના રોગ અનેક તરેહના છે. પરંતુ શીતળા, સસણું જન ડબા ખાસા યા પરાઝ કહે છે. રતવા જેને બાદલાનો રોગ કહે છે. શીતળા જેને શીળી માતા કહે છે. બીજા પણ પેટમાં જંતુ વિકાર ચૂર્ણા સરખાં પડે છે તે. પરંતુ બાળકોનું પાળણ પોષણ ઘણું કઠણ છે. બાળકોના ગ્રહ દોષે કરી ઉપાય કરવા જોઇએ.

બાવે. અને ઘી મેળવી એની બાળકને ધૂણી દે, તો બાળકના ગ્રહોના દોષ દૂર થાય ૫.

**સ્કંદા પસ્મારના દોષના ઉપાય**–બીલીનું મૂળ, સરસનું મૂળ, સફેત ફ્રો. સફેત સરસવ, પાઠ, મરવો, સફેત રાઇ, આવચીઆવચી. કાયફળ, કસુંબી. વાવડીંગ, નગોડ, ઉમેડો, ખરેંટી, ચિર પોટણી એટલે પીલુડી, બકાયણ એટલે બકામ લીમડી, કાળી તુળસી, ભારંગ. એનો ઉકાળો કરી એ ઉકાળાના પાણીથી બાળકને સ્નાન કરાવે, તો સ્કંદાપસ્માર બાળકના ગ્રહનો દોષ જાય ૬. અથવા ગાય, બકરી, ઘેટુ. ભેંસ. ઘોડો. ગધેડો, ઊંટ, એ સર્વના મૂત્રમાં તેલને મધુરી આંચે પકવતાં જ્યારે એ મૂત્ર સર્વ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે (ઉતારી) એ તેલનું બાળકને મર્દન કરે, તો સ્કંદાપસ્માર બાળકના ગ્રહના દોસ જાય ૭ અથવા ગાયનું મૂત્ર, બકરીનું મૂત્ર, માથાના વાળ, હાથીના નખ બળદના રૂવાં, એમાં ઘી મેળવી એની ધૂણી દે, તો બાળકના સ્કંદાપસ્માર ગ્રહનો દોષ જાય ૮. અથવા જવાસો. મનસિલ, કસ્તૂરી. કૈચનું મૂળ. એની બાળકને ધૂણી દે, તો અથવા બાળકને બાંધે. તો બાળકના સ્કંદાપસ્માર ગ્રહના દોષ જાય ૯. અથવા બાળકને ચકલામાં સ્નાન કરાવે, તો સ્કંદાપસ્માર અને વિશાખનો દોષ જાય ૧૦.

**શકુની ગ્રહના દોષ દૂર થવાના ઉપાય**–નેતરનું મૂળ, આમ્બાનું મૂળ, કોઠીનું મૂળ. એના ઉકાળાના પાણીથી બાળકને સ્નાન કરાવે, તો શકુની ગ્રહનો દોષ જાય ૧. અથવા ખેંણીનું મૂળ, મહુડાં, ખસ, ગૌરીસર, કમળનું મૂળ, પદ્માંસ. લોદર, ધઉલો, મજીઠ, ગેરૂ. એને પાણીમાં બારીક વાટી એનું બાળકને મર્દન કરે, તો શકુની ગ્રહનો દોષ જાય ૨ અથવા સ્કંદાપસ્માર ગ્રહના ઉપાય જે ઉપર કહ્યા છે, તે પણ શકુની ગ્રહના દોષને દૂર કરે છે ૩. અથવા સતાવરી, અથવા ઇંદ્રવરણાનું મૂળ. અથવા નાગદવણી, અથવા ભોરીંગણી, અથવા સહદેઈ. એનું પૂજન કરી બાળકના ગળામાં બાંધે, તો શકુની ગ્રહનો દોષ દૂર થાય ૪. અથવા તલ, ભાત. ફૂલની માળા, હરતાલ, મનસિલ, એનું વિધિ પૂર્વક શકુની ગ્રહને બળીદાન આપે, અને બાળકને ઔષધિના પાણીથી સ્નાન કરાવે, તો શકુની ગ્રહનો દોષ દૂર થાય ૫.

**રેવતી ગ્રહના ઉપાય**–આસન. મેંડાશીંગ, ઉપલસરી, સાટોડીનું મૂળ. સેવતીનાં ફૂલ. ભોંયકોહળું એનો ઉકાળો કરી એના પાણીથી બાળકને સ્નાન કરાવે. તો બાળકને રેવતી ગ્રહનો દોષ જાય ૬. અથવા બાળકની દેહમાં તેલનું મર્દન કરે, તો અથવા કોષ્ટ, રાળ. ગુગળ, ખસ, હળદર, એની બાળકને ધૂણી દે, તો રેવતી ગ્રહનો દોષ દૂર થાય ૭. અથવા સુગંધિવાન ધોળાં ફૂલ, ચોખાની ધાણી, દૂધ, ભાત. દહીં, એને બાળકના ઉપર નાખી સ્નાન કરાવે, અને એનું જ ગૌશાળામાં બળીદાન આપે. તો બાળકને રેવતી ગ્રહનો દોષ દૂર થાય ૮.

**પૂતના ગ્રહના ઉપાય**–લીમડાની છાલ, વિષ્ણુ ક્રાંતત્તાવળીની છાલ એનો ઉકાળો કરી એ પાણીથી બાળકને નવરાવે, તો પૂતના ગ્રહનો દોષ દૂર થાય ૯ અથવા નવિન વિદારી કંદ, ધોળી દરાખ, હરતાલ, મનસિલ, કોષ્ટ, રાળ, એનો ઉકાળો કરી એ ઉકાળાનાં રસમાં તેલ અથવા ઘી પકવ્યા પછી એ તેલ અથવા ઘીનું બાળકને મર્દન કરે, તો પૂતના ગ્રહનો દોષ દૂર થાય ૧૦.

**ગંધ પૂતના ગ્રહના ઉપાય**–લીમડાનાં પાંદડાં. પટોળનાં પાંદડાં. ભોરીંગણીનાં પાન, ગળોનાં પાન. અરડૂસાનાં પાન, એનો ઉકાળો કરી એ પાણીથી બાળકને સ્નાન કરાવે, તો ગંધ પુતનાનો દોષ દુર થાય ૧૧. અથવા પીપેરો, પીપળી મૂળ બંને રીંગણી, એનો ઉકાળો કરી

એ ઉકાળામાં ગાયનું ઘી પકવ્યા પછી એ ઘીનું મર્દન કરે, તો બાળકનો ગંધપૂતનાનો દોષ દૂર થાય ૧૨. અથવા કેસર, અગર, કપૂર, કસ્તૂરી, ચંદન, એને બારીક વાટી બાળકની આંખોના ઉપર લેપ કરે, તો ગંધ પૂતનાનો દોષ દૂર થાય ૧૩. અથવા કુકડાની હગાર, બાળકના વાળ, લસણનાં છોડાં, ઘી, એને બાળકના ઉપર ઉતારી ચકલે મૂકે, તો ગંધપૂતનાનો દોષ દૂર થાય ૧૪.

**શીત પુતનાના ઉપાય**–ગાયનું મૂત્ર, બકરીનું મૂત્ર, નાગરમોથો, દેવદારૂ, ચંદનને આદિ લઇ સર્વ સુગંધિ લઇ એમાં તેલ પકવી એ તેલનું બાળકને મર્દન કરે, તો શીતપૂતનાના ગ્રહનો દોષ દૂર થાય ૧૫. અથવા કડુ, લીમડાની છાલ, ખેરસાર, ખાખરાની છાલ, કાહુ વૃક્ષની છાલ, એનો ઉકાળો કરી એમાં ઘી પકવ્યા પછી એ ઘી બાળકને ખવરાવે અથવા લેપ કરે, તો શીતપૂતનાનો દોષ દુર થાય ૧૬. અથવા લીમડાનાં પાનની બાળકને ધૂણી દે, અથવા બાળકને ચણોઠીની માળા પેહેરાવે. તો શીતપૂતનાનો દોષ દૂર થાય ૧૭. અથવા નદીની તેડે મગ, ભાત શીતપૂતનાને સમર્પણ કરે, તો શીતપૂતનાનો દોષ દૂર થાય ૧૮.

**મુખમંડિકા ગ્રહના ઉપાય**–કોઠી, બીલી, અરણી, અરડુસો, ધોળો એરંડો, કોષ્ટ, એનો ઉકાળો કરી એ ઉકાળાના પાણીથી બાળકને સ્નાન કરાવે, તો મુખમંડિકાના દોષ જાય ૧૯. અથવા ભાંગરાનો રસ, વજ એમાં તેલ પકવ્યા પછી એ તેલનું બાળકને મર્દન કરે, તો મુખમંડિકાનાં દોષ દૂર થાય ૨૦. અથવા રાળ, કોષ્ટ, એનો ઉકાળો કરી એના રસમાં ઘી પકવ્યા પછી બાળકને મર્દન કરે, તો મુખમંડિકાના દોષ દૂર થાય ૨૧. અથવા ગાયના સ્થાનમાં બળીદાન કરે. અને ત્યાં આ મંત્રથી સ્નાન કરાવે. તો મુખમંડિકાના દોષ દૂર થાય ૨૨.

**સ્નાન કરાવાના પાણીનો મંત્ર**–**अलंकृता कामवती शुभगा काम रूपिणी ॥ गोष्टमध्या लयरता पातुस्त्वां मुखमांडिका ॥** ૨૩.

**નૈગમેય ગ્રહના ઉપાય**–બીલીના મૂળની છાલ, અરણીનું મૂળ, કાચકીનું મૂળ, એનો ઉકાળો કરી એ પાણીથી બાળકને સ્નાન કરાવે, તો નૈગમેય ગ્રહના દોષ જાય ૨૪. અથવા ધઉંસો, જવાસો, વરીયારી, ચિલક વૃક્ષની છાલ એને લૌકિકમાં ગુડહલનું ઝાડ કહે છે, એનો કાઢો કરી એ કાઢાના રસમાં તેલ પકવવું, પછી એ તેલ પાકતાંજ એમાં ગાયનું મૂત્ર, દહીં, અને કાંજી નાખ્યા પછી ફરી એ તેલને પકવતાં જ્યારે એ સર્વ બળી જાય ને તેલ માત્ર બાકી આવી રહે ત્યારે (ઉતારી) એ તેલનું બાળકને મર્દન કરે, તો નૈગમેય ગ્રહના દોષ જાય ૨૫. અથવા તલ, ભાત, ફુલની માળા, લાડુ એને આદિ લઇ મીઠાઇ, એને બાળકના ઉપર ૭ સાત વાર ઉતારી ઉતારી ઝાડના થડ પાસે મૂકે, તો નૈગમેય ગ્રહનો દોષ દૂર થાય ૨૬.

**ઉતારનો મંત્ર**–**आजाननश्च लाक्षीतृ कामरुपी महायशा ॥ वालंपाल यतो देव नैगमैयोशिरक्षतु ॥** ૨૭. એ સર્વ ઉપાય ભાવપ્રકાશમાં લખ્યા છે.

**રાવણનો બનાવેલો બાળ તંત્ર નામે ગ્રંથ છે તેના મંત્રથી બાળકોને ડાકણીને આદિ લઈ સારા થવાનાં** લક્ષણ **ઉત્પત્તિ** લખીએ **છીએ**–બાળકોને જન્મ થયા પછી પેહેલેદહાડે, પેહેલે માસે, પેહેલા વર્ષમાં મંદા નામે માતૃકાને આદિ લઇ રાવણની ૧૨ બાર બેહેનો છે તે બાળકને પીડા કરે છે તેનાં **આ** લક્ષણ **છે**–બાળકને તાવ આવે– રડે ઘણું અથવા બોલે નહીં તેને સારૂ થવાને વાસ્તે બળીદાન

કહિયે છીએ–નદીની બંને તેડની માટી લઇ તેનું કોસ સ્થાનકમાં પુતળું કરી તે ની કરે ભાત, સત ધોળાં ફુલ સાત ધજા સાત દીવા સાત નાની માલપુડીઓ, સાત પાન, ગંધ ધુપ, માંસ, દારૂ એ સર્વ બાળક ઉપર ઉતારી પૂર્વ દિશાની તરફ ચકલામાં મધ્યાન ને સમય બળીદાન આપે, અને પીપળાનાં પાંદડાં મસ્તક ઉપર મૂકી બાળકને સ્નાન કરાવે, તો મંદા નામે માતૃકાનો દોષ દૂર થાય ૧. એવા પ્રકારે ચાર દિન કરવું, અને બાળકને સર સવ. ઘેટાનું શિંગડું, લીમડાનાં પાંદડાં. શિવનિર્માલ્ય, એની ધુણી દે. તો બાળક સારૂં થાય ૨.

ઉતાર મુકવાનો મંત્ર–ॐ नमो भगवते रावणाय हन हन मुंच मुंच स्वाहा. ૩૦

**બાળકના જન્મથી બીજે દહાડે, બીજે મહીને બીજે વર્ષ શુભદા નામે માતૃકા રાવ** ણની બેન **બાળકોને દોષ કરે છે તેનાં લક્ષણ**–પ્રથમ તાવ આવે–આંખો મિચે નહીં–શરીર કંપ્યા કરે-બોલે નહીં–ઊંઘ આવે નહીં–બુમો પાડયા કરે-તેને સારા થવાને વાસ્તે બળીદાન એટલે ઉતાર (મુકવાનો) લખીએ છીએ, જેથી બાળકને સુખ થાય–સવાશેરનો ભાત, દહીં, માંછલીનું માંસ. દારૂ, તલનો ભૂકો, એ સર્વ શંકોરામાં મૂકી પશ્ચિમ દિશાની તરફ ચકલામાં ત્રણ દિવસ સંધ્યા સમય બાળકના ઉપર ઉતારી ઉતાર મૂકે, પછી શાંતિનાં પાણી થી બાળકને સ્નાન કરાવે, પછી શિવનિર્માલ્ય, ખસ, બિલાડાનાં રૂવાં, ઘી, દરો, એની બાળ કને ધુણી દે.

**ઉતારનો મંત્ર–ॐ रावणाय हन हन मुंच मुंच हुं फट स्वाहा.** ચોથે દહાડે બ્રાહ્મ ણ ભોજન યથા શક્તિ (પ્રમાણે) કરાવે, તો શુભદા નામે માતૃકાના દોષ જાય ૩૧.

**ત્રીજે દહાડે, ત્રીજે માસે, ત્રીજે વર્ષ** પૂતના **નામે રાવણની બેહેન બાળકને દોષ કરે છે તેનાં લક્ષણ**–પ્રથમ બાળકને તાવ કરે, શરરી કાંપે, બોલે નહીં, મૂઠીઓ ઉઘાડે નહીં, રૂદન કરે, આકાશની તરફ જોયા કરે. તે બાળકના સુખને વાસ્તે **ઉતાર** (મુકવાનો) લખી એ છીએ–નદીના બંને કીનારાની માટી લઇ તેનું પુતળું બનાવી એ પુતળાને સંકોરામાં મે લી તેની મધ્યે (નાગરવેલનાં) પાન, રક્તચંદન, લાલ ફૂલ, સાત લાલ ધજા, સાત દીવા, સા ત દાબડીઓ, માંસ, દારૂ, ભાત મેલી દક્ષિણ દિશામાં ત્રીજે પોહોરે ચકલામાં બળિદાન આ પે. પછી શિવનિર્માલ્ય, ગુગળ, સરસવ, લીમડાનાં પાન, ઘેટાનું શિંગડું, એની ધૂણી દિન ૩ દેવી.

**ઉતારનો મંત્ર–ॐ नमो रावणाय नमः हन हन मुंच मुंच त्रासय त्रासय स्वाहा.** ચોથે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે. તો બાળકને આરામ થાય ૩૨.

**ચોથે દહાડે, ચોથે માસ, ચોથે વર્ષ મુખમંડિકા નામે રાવણની બેનના દોષ કરવા** નાં **લક્ષણ**–પ્રથમ તાવ આવે. ખાંધો નમે નહીં, આંખો ફાટી રહે. એ બાળક બોલે નહીં, રોયા કરે, સૂએ ઘણું, હાથની મુઠીઓ બંધ રહે. તેના સુખને વાસ્તે **ઉતાર** (મુકવાનો) લખી એ છીએ–નદીના બંને કીનારાની માટી લઇ તેનું પુતળું બનાવે. તેની આગળ કમળનાં

---

*બાળકના જન્માદિ સોળ વર્ષ પર્યંત સાધન કહ્યાં છે. તે જે શાસ્ત્રાદિકોથી સમજીને ઉપા ય, (સાધન) રાખે છે તેનાં બાળક આરોગ્ય કાંતિવાન, તેજયુક્ત, આળસ રહિત હોય છે. અને ભાગ્યવાન હોય છે તેની સંતતી શ્રેષ્ટ હોય છે. વાસ્તે કુળ વૃદ્ધિકારક ઉત્તમ સંસ્કાર ઔષધિ નો પ્રકાર*ખરો સત્ય છે.

ફુલ મેલે. ગંધ, (નાગરવેલનાં) પાન, ધોળાં ફુલ, ૪ દીવા, તેર ૧૩ માલપુડીઓ, માંછલીનું માંસ. દારૂ, છાશ, આ સર્વ સકોરામાં મેલ્યા પછી ઊત્તર દિશામાં ત્રીજે પોહોર ચકલામાં મૂકે, તો બાળકને સુખ થાય.

ઉતાર (મુકવાનો) મંત્ર–ॐ नमो रावणाय हन २ मथ २ स्वाहा. ચોથે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે. તો બાળક સારાં થાય ૩૩.

**પાંચમે દહાડે, પાંચમે માસ, પાંચમે વર્ષે પુતના નામે માતૃકા રાવણની બેનના દોષનાં લક્ષણ**–પ્રથમ તાવ હોય, શરીર કાંપે, અને બોલે નહીં. હાથની મુઠીઓ ઉઘાડે નહીં.

**તેને સારૂં થવાનો ઉતાર**–કુંભારના ચાકની માટી લઇ તેનું પુતળું બનાવી તેની આગળ ગંધ, (નાગરવેલનાં) પાન, ભાત. ધોળાં ફુલ. પાંચ (૫) ધજા, પાંચ[૫] દીવા, પાંચ (૫) વડાં. [એનો] ઇસાન દિશામાં ઉતાર મુકવો. પછી શાંતિના પાણીથી સ્નાન કરાવે, પછી શિવનિર્માલ્ય, સાપની કાંચળી, ઘી, લીમડાનાં પાન, એની ધુણી દે, તો બાળક સારૂં થાય.

ઉતારનો મંત્ર–ॐ नमो रावणाय नमः चूर्णय २ स्वाहा. ચોથે દિન બ્રાહ્મણને ભોજન કરાવે તો બાળક સારાં થાય ૩૪.

**છઠે દહાડે, છઠે મહીને. છઠે વર્ષે શકુની નામે માતૃકા રાવણની બેનના દોષનાં લક્ષણ**–પ્રથમ તાવ હોય. શરીર કાંપે, રાત દહાડો ચેન પડે નહીં. ઊંચું જૂએ. તેના સુખને વાસ્તે ઉતાર–ઘઊંના લોટનું પુતળું કરે. (પછી તેની આગળ) ધોળાં ફુલ, લાલ ફુલ. પીળાં ફુલ. માંસ, દારૂ. દિવા ૧૦, ધજા ૧૦, વડાં ૧૦, દૂધ, જાંબુડાં, એનો ઉતાર, અગ્નિ ખુણમાં મધ્યાન સમે મૂક્યા પછી શીતળ પાણીથી સ્નાન કરાવે, પછીં શિવનિર્માલ્ય, લસણ, ગૂગળ, સરસવ, સાપની કાંચળી, લીમડાનાં પાન. ઘી. એની ધુણી દે.

ઉતારનો મંત્ર–ॐ नमो रावणाय चूर्णय २ हन २ स्वाहा. ૩૫. ત્રીજે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે, તો બાળક સારાં થાય

**સાતમે દિન, સાતમે મહીને, સાતમે વર્ષે શુષ્ક રેવતી નામે માતૃકા રાવણની બેન બાળકને નડે તેના દોષનાં લક્ષણ**–પ્રથમમ તાવ હોય, ગાત્ર કાંપે-મુઠીઓ બંધ રહે, રડે ઘણું તેના સુખને વાસ્તે **ઉતાર** લખીએ છીએ–નદીની તેડની માટીનું પુતળું કરી તેની આગળ લાલ ફુલ. (નાગરવેલનાં) પાન, લાલ ચોખાની ખીચડી. ૧૦ દીવા, માંસ, દારૂ, ૧૩ ધજા પશ્ચિમ દિશાએ ગામની બહાર ત્રીજે પહોર ઊતાર મૂકવો. પછી સ્નાન કરાવે. પછી * શિવનિર્માલ્ય. મેંઢાનું શિમડુ. સરસવ ખસ. ઘી, એની ધુણી દે.

ઉતારનો મંત્ર–ॐ नमो रावणाय ततेजसे हन २ मुच २ स्वाहा. ચોથે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે, તો બાળક સારાં થાય ૩૬.

**આઠમે દિન આઠમે મહીને, આઠમે વર્ષે નાના નામે માતૃકા રાવણની બેન (બાળકને નડે) તેના દોષનાં લક્ષણ**–પ્રથમ તાવ આવે, શરીરમાં દૂર્ગંધિ આવે–અહાર લે (ખાય) નહીં– શરીર કાંપે તેના સુખને વાસ્તે **ઉતાર** લખીએ છીએ–લાલ ફુલ. પીળી ધજા, રક્તચંદન, ખીર, માંસ, દારૂ, એનો ઉતાર પ્રભાત સમય આ મંત્રથી મૂકવો–ॐ नमो

---

* શિવને અરપણ કરેલું એવું.–કોઇના ઉપભોગમાં આવે નહીં એવું- ઉપભોગ કીધે પાપમાં પડાય એવું.

**रावणाय त्रैलोक्य विद्रावणाय चतुर्दश मोक्षणाय ज्वर हन २ ॐ फट स्वाहा. ३७.**

નવમે દિન, નવમે મહીને નવમે વર્ષ સૂતિકા નામે માતૃકા રાવણની બેનના દોષનાં લક્ષણ–તાવ આવી શરીરમાં પીડા થાય-ઓકારી હોય તેના સુખને વાસ્તે **ઉતાર** (મુકવાનો) લખીએ છીએ--નદીની બંને તેડની માટીનું પુતળું કરી ધોળાં લુગડાં પેહેરાવી, ધોળાં ફુલ, ગંધ (નાગર વેલનાં પાન. ૧૩ દીવા. ૧૩ ધજા, (એનો) ઉત્તર દિશામાં ગામની બહાર ઉતાર મુકે. પછી શાંતિના પાણીથી બાળકને સ્નાન કરાવી ગૂગળ, લીમડાનાં પાન, ગાયનું શિંગડુ. સરસવ. ઘી. એની ધુણી દે.

**ઉતાર (મુકવા)નો મંત્ર–ॐ नमो रावणाय हन २ स्वाहा.** ચોથે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે તો બાળક સારૂં થાય ૩૮.

દશમે દિન, **દશમે માસ, દશમે વર્ષ**, ક્રિયા નામે **માતૃકા રાવણની બેન (બાળકને નડે)** તેના દોષનાં * લક્ષણ–તાવ આવે. શરીર કાંપે, રોવે, મળ મૂત્ર કરી દે. તેનો ઊતાર-નદીની બંને તેડની માટીનું પુતળું કરે, પછી ગંધ, તાંબુલ, લાલ ફુલ, રક્તચંદન, ધજા ૫.દીવા ૫. માલપુડીઓ, માંસ, દારૂ, (એનો) ઊતાર વાવ્ય ખુણામાં મુકે- પછી કાગડાની હઘાર, ગાયનું શિંગડું, બિલાડાના રૂવાં, લીમડાનાં પાન, ઘી, એની ધુણી દે.

**ઉતારનો મંત્ર–ॐ नमो रावणाय चूर्णित हस्ताय मुंच २ स्वाहा.** ચોથે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે, તો બાળક સારૂં થાય ૩૯.

**અગીઆરમે દહાડે. અગીઆરમે માસ, અગીઆરમે વર્ષ પિપીલિકા નામે માતૃકા રાવણની બેન. તેના દોષનાં** લક્ષણ–તાવ હોય- અહાર લે નહીં.

**તેના સુખને વાસ્તે બલિદાન**–ઘઊંના આટાનું પુતળું કરી તે પુતળાના મુખમાં દૂધની ધાર કરવી. પછી રક્તચંદન, પીળાં ફુલ, ગંધ, તાંબૂલ, દીવા ૭, વડાં ૮, માળા, માલપુઆ, માંસ, દારૂ, (એનો) પૂર્વ દિશામાં ઉતાર મુકવો. પછી શાંતિના પાણીથી સ્નાન કરાવે.પછી શિવનિર્માલ્ય. ગૂગળ, ગાયનું શિંગડુ. સાપની કાંચળી, ઘી, એની-ધુણી દે.

**ઉતારનો મંત્ર–ॐ नमो रावणाय मंच २, हन २ स्वाहा.** ચોથે દહાડે બ્રાહ્મણને ભોજન કરાવે, તો બાળક સારૂં થાય ૪૦.

**બારમે દિન, બારમે માસ, બારમે વર્ષ કામુકા નામે માતૃકા રાવણની બેન** (બાળકને નડે) તેનાં દોષનાં લક્ષણ–તાવ આવે-હસે-હાથથી દૂર કરે-બૂમો ઘણી પાડે-સ્વાસ ઘણો લે.

**તેના ઉતારની વિધિ**–માવાનું પુતળું કર્યા પછી ગંધ, તાંબૂલ, ધોળાં ફૂલ, ધજા, માલપુવા, એનો ઉતાર મૂકે. પછી શાંતિના પાણીથી સ્નાન કરાવે, પછી શિવનિર્માલ્ય, ગૂગળ, સરસવ, ઘી, એની ધુણી દે.

**ઉતારનો મંત્ર--ॐ नमो रावणाय मुंच २, हन २ स्वाहा.** ચોથે દહાડે બ્રાહ્મણને ભો

ઊતાર એટલે રોગી અથવા બાળક રોગી હોય છે જો ઉપર મંત્રાદિ યોગ અથવા ઉપાય,તે ઉપર કહેલી જે સામગ્રી તે સમેત તૈયાર કરી રોગી ઉપર ઉતારે છે તેને ઉતાર કહે છે. તે ઉતાર અનેક જાતનો અનેક તરેહથી કરે છે. એ ઉતારની રીત હિંદુસ્થાનમાં પ્રાચિનથી છે. કારણ કે જુના ગ્રંથમાંથી એ રીત મળી આવે છે. પરંતુ વર્તમાન કાળ એટલે હાલના ચાલતા વખતમાં તો ઘણા લોક દાક્તરાદિક ઉતારમાં અશ્રધા કરે છે વાસ્તે લૌકિક પરંપરાની રીત કરવી યોગ્ય છે, નહીં કરે તેના ઉપર બદનામી આવે છે.

જન કરાવે, તો બાળક સારૂં થાય ૪૧. આ રાવણનો બનાવેલો કુમારતંત્ર ચક્રદત્તમાં લખ્યો છે.

---

## બાળક રોગ.

(બાળકના રોગની ફરી ઉત્પતિ. લક્ષણ. ઉપાય લખીએ છીએ.)

**બાળકને વાયુના રોગોની ઉત્પતિ લક્ષણ**—ધાયના ભારે ગરિષ્ટ ભોજન કરવાથી, તથા તેના વિષમ વાયુ પિત્તના આહારોથી બાળકના શરીરમાં દોષ કોપને પ્રાપ્ત થાય છે. અને એમજ કુપથ્યના ભોજનથી ધાયના સ્તનમાં પ્રાપ્તિ થઇ દુધને રસ્તે બાળકને વાયુના રોગને કરે છે. (તે એમ કે ધાયનાં વાયડાં દુષ્ટ ભોજનથી વાયુ દુષ્ટ થઇ એ વાયુ દૂધમાં પ્રાપ્તિ થાય, ત્યારે એ દૂધ પીએ ત્યારે બાળકને વાયુના રોગો થાય છે ત્યારે એ બાળક ક્ષીણ થઇ જાય-મુખ સફેત થઇ જાય-શરીર કૃશ થઇ જાય, તથા તેને મળ મૂત્ર કઠિણતાથી ઉતરે એને આદિ લઇ વાયુના બીજા પણ રોગ થાય છે. એમજ બાળક પિત્તથી દુષ્ટ પણા વાળી ધાયને ધાવે તો બાળકને પિત્તના રોગ પેદા થાય છે તે બાળકને પસીનો આવે ઝાડો પાતળો જાય-શરીર પીળું પડી જાય-તરસ ઘણી લાગે શરીર ગરમ રહે-એને આદિ લઇ પિત્તના રોગ થાય છે. અને તેને લાળ ઘણી પડે ઊંઘ ઘણી આવે-શીત બહુ રહે શરીર શુન થઈ જાય. આંખો, મોં, સર્વ શરીર ભારે રહે, અને તાવને આદિ લઇ જે રોગ મોટાં આદમીને થાય છે એજ બાળકને થાય છે. અને જે તાલુક કંટકને આદિ લઇ રોગ બાળકને થાય છે તે મોટા આદમીને કોઇ પણ થાય નહીં.

**તાલુક કંટકનાં લક્ષણ**—તાળવાના માંસમાં બાળકને કફ કોપ કરે ત્યારે તેના તાળવામાં કાંટા પડી જાય ને તેનું તાળવું બેશી જાય અને તાળવાના બેસવાથી દુધ ધવાય નહીં. ઝાડો પાતળો જાય- તરસ ઘણી લાગે-આંખો દુખે-કંઠમાં, મોંમાં પીડા થાય—માથું ઉપડે નહીં-ઓકારી કરે ૧.

**મહાપદ્મ રોગનાં લક્ષણ**—બાળકને મસ્તકમાં તથા ગુદામાં રોગ પેદા થાય, તથા રતવા (વાયુ પેદા થાય ને પદ્મના રંગ સરખો જેનો રંગ હોય, તે એ ત્રણે દોષોના કોપથી થાય છે. પ્રથમ એ રોગ લમણાંમાં થાયછે, પછી લમણેથી હૈયામાં આવે છે. પછી હૈયેથી ગુદામાં આવે; એમજ પેડુંથી ગુદામાં જાય અને ગુદાથી ફરી હૈયામાં જાય, અને હૈયેથી માથામાં જાય ૨ "(એવી રીતે એ રોગ સઘળા શરીરમાં ફરે છે ".

**કુંકૂણક રોગનાં લક્ષણ**—કુંકણક રોગ દુષ્ટ દુધના ધાવવાથી બાળકનેજ થાય છે. તેમાં આંખો દુઃખે,આંખોમાં ચેળ આવી આંસુ વારંવાર ઘણાં પડે, અને એ બાળક લલાટ, નેત્ર, નાક, એને ઘસ્યાજ કરે-અને તડકા તરફ જોવાય નહીં. આંખો ઉઘડે નહીં એને કુંકૂણક રોગ કહિયે ૩.

**તુંડિ ગુદા પાક રોગનાં લક્ષણ**—બાળકની ગુદા પાકી જાય અને તેની દૂંટીમાં પીડા થાય તેને તુંડિ ગુદા પાક રોગ કહિયે ૪.

**અહિપુતના રોગનાં લક્ષણ**—બાળકની ગુદા મળ મુત્રથી ખરડી રહ્યા કરે. અને ગુદાને ધોએ અથવા કપડાથી લસે વાયુ લાગે ત્યારે ચેળ આવે ને ગુદા લાલ રહે, અને એ બાળક ગુદાને ખંજોરે ત્યારે તેને ફોલ્લા થઇ તેની ગુદામાંથી પાણી સરખું ઝરા કરે. અને તેની ગુદામાં

ભયંકર વ્રણ થઇ જાય તેને અહિપુતના રોગ કહિયે ૫.

**અજગલ્લીકા રોગનાં લક્ષણ**–જેના શરીરમાં ચિકણી લાલ એકજ વર્ણની મગ પ્રમાણે ઘણી શી ફોલ્લિયો થઈજાય ને તેમાં પીડા નહીં હોય. એ કફ વાયુથી ઊપજે છે તેને અજગલ્લિકા રોગ કહિયે ૬.

**પારિગર્ભિક રોગનાં લક્ષણ**–જે બાળક ગર્ભિણી સ્ત્રીને ધાવે તો તેને ખાંશી આવે–અગ્નિ મંદ થઇ જાય, શરીરમાં દાહ તથા તંદ્રા થાય. ને ક્ષીણ પડી જાય. અરૂચિ થાય. ફેર આવે. અને તેનું પેટ વધી જાય તેને પારિગર્ભિક રોગ કહિયે (પાલુડો લાગે તે) ૭.

**બાળકોના દાંતના રોગ લખીએ છીએ**–બાળકોને દાંત આવતી વખત તાવ આવે, પેટ છૂટી જાય, ખાંશી આવે, ઓકારી થાય, મસ્તક તથા આંખો દૂ:ખે, લાલાઇ થાય. એ લક્ષણ દાંતના રોગના જાણિયે ૮.

---

## બાળકોના રોગના ઊપાય.

જે મોટા આદમીઓને રોગ થાય છે તેજ બાળકોને થાય તો જે ઉપાયો મોટા આદમીઓને કરે તેજ બાળકોને કરવા. અને બાળકને એક વર્ષ સુધી એક રતી પ્રમાણ ઔસડ આપવું. અને બીજા વર્ષથી માસો ૧ આપવું. આ મર્યાદા છે. અને બાળકને જ્યાં હાથ લગાડતાં રડે તો ત્યાં રોગ જાણજો. અને તેના ઉપાય કરવા ૧.

**બાળકના તાવના વિશેષ ઉપાય**–નાગરમોથો, હરડેની છાલ, લીમડાની છાલ, પડોળ, એનો કાઢો કરી તેમાં મધ નાખી બાળકને પાય, તો બાળકના સર્વ પ્રકારના તાવ જાય ૨. ઇતિ સર્વ તાવના ઉપર **भद्र मुस्तादि क्वाथ.**

**બાળકના જ્વરાતિસારના ઉપાય**–નાગરમોથો, પીપેરો, અતિવિખની કળી, કાકડશીંગુ, એનું ચૂર્ણ કરી મધમાં બાળકને ચટાડે તો બાળકનો જ્વરાતિસાર જાય અને ખાંશી, ઓકારીને દૂર કરે ૧૦. ઇતિ **चातुर्भद्रादि.**

*__બાળકના અતિસારના ઊપાય__–બીલાનો ગર્ભ ધાવડીનાં ફુલ, નેત્રવાળો, લોદર, ગજપીપર, એના કાઢામાં મધ નાખી આપે, તો બાળકનો અતિસાર જાય ૧૧.

**બાળકના ભયંકર અતિસારના ફરી ઉપાય**–મજીઠ, ધાવડીનાં ફુલ, લોદર, ગૌરીસર, એનો ઉકાળો કરી તેમાં મધ નાખી આપે, તો બાળકનો ભયંકર પણ અતિસાર જાય ૧૨. ઇતિ **समंगादि क्वाथ.**

**બાળકના આમાતિસારના ઉપાય**–વાવડીંગ, અજમોદ, પીપેરો, એને બારીક વાટી ચોખાના ધોવરામણના પાણીમાં આપે, તો આમાતિસાર જાય ૧૩. ઇતિ **वावडिंगादि क्वाथ.**

**બાળકના રક્તાતિસારના ઉપાય**–મોચરસ, મજીઠ ધાવડીનાં ફુલ, કમળનાં ફુલ, એને બારીક વાટી સાટી ચોખાના ઓસામણની સાથે આપે, તો બાળકનો રક્તાતિસાર જાય ૧૪.

---

*બાળકનો રકત અતિસાર દુઘટ હોય છે, જેને આરામ કરવાને વાસ્તે અનેક ઔષધિ છે, પરંતુ અતિસારમાં બાળકને ખાંશી થાય ત્યારે ભય યુક્ત વ્યાધિ જાણજો. વાસ્તે અતિવિખની કળી જેને અતિસ કહેછે, અને મોચરસ જેને સોપારીનાં ફુલ કહેછે, ધાવડીનાં ફુલ, નાગરમોથો ઇત્યાદિ ઓષડો શ્રેષ્ટ છે.

**બાળકોના સર્વ પ્રકારના અતિસારનો ઉપાય**–સુંઠ, અતિવિખની કળી, નાગરમોથો, નેત્રવાળો, ઇંદ્રજવ. એનો કવાથ આપે, તો બાળકના સર્વ પ્રકારના અતિસાર જાય ૧૫.

**બાળકોના મરડાનો ઉપાય**–ચોખાની ધાણી, જેઠીમધ, મહુડાં. એને બારીક વાટી મધ અને શાકરમાં ચટાડે, તો બાળકનો મરડો જાય ૧૬.

**બાળકોની સંગ્રહણીનો ઉપાય**–હળદર, ચવક દેવદાર, ભોરીંગણી. ગજ પીપેરો, પૃષ્ટ પર્ણી વરીઆરો એને બારીક વાટી મધ ઘીની સાથે ચટાડે, તો સંગ્રહણી તથા પાંડુરોગના જવરાતિસારને દૂર કરી ભૂખ લગાડે છે. ઇતિ **रजन्यादि चूर्णम्.** ૧૭.

**બાળકની ખાંશીનો ઉપાય**–નાગરમોથો. અતિવિખની કળી, અરડુસો. પીપેરો, કાકડશીંગી. એને બારીક વાટી મધની સાથે ચટાડે, તો બાળકને પાંચ પ્રકારની ખાંશી, સ્વાસ જાય ઇતિ **मस्तादि** ૧૮.

ખાંશીના વળી ઉપાય–ભોરીંગણીનાં ફુલના કેસર [વાળા]ને મધથી ચટાડે, તો બાળકની ખાંશી જાય ૧૯.

ખાંશી સ્વાસના ઉપાય—કાળીદરાખ, અરડુસો, હરડેની છાલ. પીપેરો એને બારીક વાટી મધ તથા ઘીની સાથે ચટાડે, તો સ્વાસ તથા ખાંશી જાય ૨૦. ઇતિ **द्राक्षादि.**

**બાળકની હિચકીનો ઉપાય**—કડુને બારીક વાટી મધથી ચટાડે, તો બાળકની હિચકી તથા ઓકારી જાય ૨૧.

**બાળકની ઓકારીના ઉપાય**—કેરીની ગોટલી, તથા ચોખાની ધાણી, સિંધવખાર, એને બારીક વાટી મધથી ચટાડે, તો બાળકની ઓકારી જાય ૨૨.

**બાળક ધાવે કે તરત દુધ ઓકે તેનો ઉપાય**–ભોરીંગણીના જીંડવાનો રસ, પીપેર, પીપળી મુળ, ચવક, ચિત્રક, સુઠ, એને બારીક વાટી મધ, ઘીથી ચટાડે, તો બાળક દુધ ઓકે નહીં ૨૩.

**બાળકના પેટમાં આફરો થાય ને શુળ ચાલે તેનો ઉપાય**–સિંધવખાર, સુંઠ, ઇલાયચી, શેકી હીંગ. ભારંગ, એને બારીક વાટી ગરમ પાણીમાં લે, તો બાળકનો આફરો અને શુળ જાય ૨૪.

**બાળકનું મુત્ર બંધ થઈ ગયું હોય તેનો ઉપાય**–પીપેર, મરી, છોટી ઇલાયચી સિંધવખાર. એને બારીક વાટી મધ તથા શાકરથી ચટાડે, તો મુત્ર રોકાઈ ગયું હોય તે સારી પેઠે ઉતરે ૨૫.

**બાળકને લાળ ઘણી પડે તેનો ઉપાય**–જૌરીસર. તલ, લોદર, એનો કાઢો કરી તેમાં મધ નાખી બાળકને પાય, તો બાળકના મોઢાની લાળ પડતી બંધ થાય ૨૬.

**બાળકના મોમાં ફોલ્લા હોય તેનો ઉપાય**-પીપળાની છાલ અને તેનાં પાંદડાં એને બારીક વાટી મધમાં મેળવી ચટાડે, તો બાળકના મૂખના ફોલ્લા સારા થાય ૨૭.

**બાળકની દુંટીએ સોજો હોય તેનો ઉપાય**–પીળી માટીને દેવતામાં લાલ કરી દુધથી લગાવે, તો અથવા શેકે, તો બાળકની દુટીનો સોજો જાય ૨૮.

**બાળકની દુંટી પાકી ગઇ હોય તેના ઉપાય**—હળદર, લોદર, ધઉલો. એને મધમાં બારીક વાટી દુટીએ લેપ કરે, તો દુટીનું પાકવું સારૂં થાય ૨૯.

**બાળકની ગુદા પાકી ગઇ હોય તેના ઉપાય**--રસોતને પાણીમાં બારીક વાટી બાળકની ગુદા એ લેપ કરે, તો ગુદા પાકની બંધ થાય ૩૦. અથવા શંખ. જેઠીમધ, રસોત, એ ત્રણેને બારીક વાટી લગાવે તો બાળકની ગુદા પાકતી બંધ થાય ૩૧.

**બાળકને દાંત દોહ્યલા આવે તેના ઉપાય**--ધાવડીનાં ફૂલ. પીપેર. એને આંમળાના રસમાં બાળકના દાંતના પારાએ લગાવે, તો દાંત સારી પેઠે આવે ૩૨. અને લાક્ષાદિ તેલથી બાળકના જવરાદિક સર્વ રોગ જાય ૩૩.

ઇતિ શ્રી બાળકના સર્વ રોગોની ઉત્પતિ, લક્ષણ ઉપાય સંપૂર્ણ. એ સર્વ ભાવપ્રકામાં લખ્યા છે.

ઇતિ શ્રી મન્માહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે બાળકના સર્વ રોગોના ભેદ સંયુક્ત ઉત્પતિ, લક્ષણ, ઉપાય નિરૂપણ નામ એકવિંશતિમ સ્તરંગઃ ૨૧. સંપૂર્ણ

**તરંગ ૨૧ મુ સમાપ્ત.**

# તરંગ ૨૨ મું.

## વાજીકરણ.

[વાજીકરણ એટલે નપુંસકપણાની ઉત્પતિ. લક્ષણ. લખીએ છીએ]

**વાજીકરણાધિકાર લખીએ છીએ**- વાજીકરણ એટલે જે પુરૂષ દેખીતા મોટા પુષ્ટ જણાય પણ તે નપુંસક હોય. સ્ત્રીના કામના હોય નહીં તેના ભેદ એકે- આ નપુંસક પુરૂષ ૭ પ્રકારના હોય છે તેની **ઉત્પત્તિ લક્ષણ લખીએ છીએ**-(જે પુરૂષને સ્ત્રીની સાથે રમવાની ઇચ્છા તો હોય પણ સંગ થાય નહીં,આ કારણથી લિંગ ઉઠે નહીં તેને નપુંસક કહિયે, તે કારણ **લખીએ છીએ**- કડવી વસ્તુ, ખટાશ. ગરમ વસ્તુ, ખાર. એના ઘણા ખાવાથી વિર્યનો નાશ થઇ નપુંસક થાય; અથવા શોકથી તથા ક્રોધ આદિના કરવાથી વિર્યનો નાશ થઇ નપુંસક થાય. અથલા પુત્ર. સ્ત્રી ધન આદિના નાસથી નપુંસક થાય; અથવા રોગોના આવવાથી નપુંસક થાય અથવા અતિ મૈથુનના કરવાથી વિર્યનો નાશ થાય. અથવા હાથની લિંગમાં કંઇ તરેહની ચોટ લાગવાથી લિંગની નસ મારી જાય તેથી તથા ઘણા બ્રહ્મચર્યે રેહેવાથી નપુંસક થાય; એને આદિ લઈ બીજા પણ કારણ છે. એ કારણોથી કોઇ તરેહ લિંગની નસ ટૂટે તે અસાધ્ય જાણજો.

### નપુંસક પણાના ઉપાય.

મધુરી વસ્તુને આદિ લઇ નાના પ્રકારના મનોહર અતિ સ્વાદ યુક્ત એવાં જે ભોજન તનાથી નપુંસકપણું જાય ૧. અથવા મહા સુંદર જેનું સર્વાંગ એવા સ્ત્રીના સ્પર્શ કરવાથી નપુંસકપણું જાય ૨. અથવા મહા સુંદર જે સ્ત્રી, જેનીવાણી કાનને મનોહર લાગે તેણે કરી નપુંસકપણું જાય ૩. અથવા પાનની બીડી, સુંદર આસવનું પીવું, ઉપવનમાં રહેવું પુષ્પાદની

ઓષધિ દૂધ શાકરના સંયોગની, મૃગાંક, ચંદ્રોદયને આદિ લઇ સાતે ધાતુ દહીં. શિખરણી (શીખંડ), અડદ એ સર્વે વસ્તુ નપુંસક પણાને દૂર કરે છે ૪. અથવા આમરસ (પાક' કેરીનો રસ) આદિના ભોજન; બરાસ કપૂર, કસ્તૂરીના સંયોગની પાનની બીડીને આદિ લઇ બીજી પણ વસ્તુથી નપુંસકપણું જાય ૫.

ગોક્ષુરાદિ ચૂર્ણ લખીએ છીએ–ગોખરૂ. તાલીમખાનું, આસન સતાવરી, ધોળી મૂસળી. કૌચનાં બીજ. જેઠીમધ, ખરેંટીનાં બીજ. ગંગેરણીની છાલ. આ સર્વે બરાબર લઇ એને બારીક વાટી એમાં શાકર અનુમાન માફક મેળવી ઉકાળી દૂધની સાથે ટંક ૫ રાતે રોજ લે અને પથ્યથી રહે તો નપુંસક પણું જાય ૬.

સોપારી પાક લખીએ છીએ- દક્ષિણી સોપારી ાા અચ્છેર લઇ તેને પાણીમાં દિન ૨ પલાળવી પછી તેની બારીક ચૂરી કરી શૂકવી લે, પછી એનું ચૂર્ણ કરી લૂગડે ગાળી એની બરાબર ઘીથી કરમોડી આઠ ઘણા દૂધમાં તેનો ખરો માવો કરે, પછી આઠ ઘણી શાકરની ચાસણી કરી તેમાં એ સોપારીનો માવો નાખે. અને જે ઓસડો એમાં નાખવાં તે લખીએ છીએ- ઇલાઇચી. ખરેંટી ગંગેરણીની છાલ પીપેરો, જાયફળ. લવીંગ, જાવંત્રી, તમાલપત્ર, સુંઠ, સતાવરી, મૂસળી, કાૈચનાં બીજ, ભોંય કોહળુ, ગોખરૂ, દરાખ શાલમમિશ્રી, સિંઘોડાં, જીરૂ, છડછડીલો, વંશલોચન. આસન, કેસર, કસ્તૂરી. કચુંરો, ચંદન. બરાસકપૂર, અગર, આ સર્વ ઓસડો તોલા ચાર ચાર ભાર લે, (તેમ નહીં તો પછી વૈદ્ય પોતાની બુદ્ધિ માફક લે. અને મૃગાંક. ચંદ્રોદય વગ, લોહ ભસ્મ, અભ્રક સુગંધિ પદાર્થો મેવો પોતાની બુદ્ધિ માફક એમાં નાખે. પછી તોલા ૪ પ્રમાણે એના લાડવા કરી લાડુ ૧ રોજ ખાય ને પથ્યથી રહે, તો નિશ્ચયજ નપુંસક પણું જાય ઇતિ रतिवल्लभ पूंगिपाक ૭.

કેરી (આમ્ર) પાક લખીએ છીએ-* પાકી મીઠી કેરીઓનો રસ શેર ૧૬ સોળ લઇ તેમાં શાકર શેર ૪ નાખે. અને એમાં ઘી શેર ૧ નાંખે, પછી એને માટીના વાસણમાં પકવી ગાઢો કરી એને ચાસણી સરખો કરે. અને ચાંદીનું વાસણ મળે. તો તેમાં કરે. અને એમાં આ ઓસડો નાંખવાં–સુંઠ તોલા ૩૨ ભાર, મરી તોલા ૩૨ ભાર. પીપેરો તોલા ૮ ભાર, ધાણા તોલા ૮ ભાર, જીરૂં તોલા ૪ ભાર ચિત્રક તોલા ૪ ભાર, તમાલપત્ર તોલા ૪ ભાર, દાલચની તોલા ૪ ભાર. નાગકેસર તોલા ૪ ભાર. કેસર તોલા ૪ ભાર. ઇલાયચી તોલા ૪ ભાર. લવીંગ તોલા ૪ ભાર, જાયફળ તોલા ૪ ભાર કસ્તૂરી માસા ૪. બરાસકપૂર ટંક ૧, મધ શેર ૧, (એ સર્વ ઓસડો લઇ ખાંડી એ રસની ચાસણીમાં નાખી) પછી એ સર્વનો એક જીવ કરી રીઢા વાસણમાં ભરી રાખે, પછી એમાંથી તોલા ૪ ભાર રોજ ખાય. તો નપુંસક પણું દૂર થાય ને સ્ત્રીથી સંગ ઘણો કરાવે. અને સંગ્રણી. ક્ષય, સ્વાસનાં રોગ, અરૂચિ, અમ્લપિત્ત, રક્તપિત્ત, પાંડુરોગ, આ આમ્રપાક એટલા રોગોને દૂર કરે છે. ઇતિ आम्रपाक ૮.

હાથ રસ (મૂઠીઆં મારે તે) આદિ કંઈ તરેહથી નપુંસક થઇ ગયા હોય તેના ઉ

* આમ્રપાક–કેરીઓ મીઠા રસદાર ઊંચી શાખોની જેમાં ગોટલી નાની હોય ને જેમાં રૂમટાં હોય નહીં, કલમની કેરી તથા પાપરી કેરી. તથા આફુશની કેરી એવી જાતમાં હોય છે. વિકાશ જાદે, લજ્જીતવાન તાજી જેમાં ઉપર લખેલી ઓષધિ ક્રિયા યુક્ત કરે. તો ગુણ ઘણો થાય છે. પરંતુ ક્રિયા સિદ્ધ ઔષધિ છે.

કામ-દેશી ગોખરૂનું ચૂર્ણ ટંક ૫. મધ ટંક ૫ મેળવી બકરીના દૂધની સાથે ૨ બે મહીના લે, તો નપુંસકપણું જાય ૯.

**ચંદનાદિ તેલ લખીએ છીએ**--રક્તચંદન, પતંગ, અગર, દેવદારૂ, ચીઢ, પદ્માસ કપૂર, કસ્તૂરી, કેસર, જાયફળ જાવંત્રી લવિંગ, ઇલાચી. વડી ઇલાચી, કંકોળ, તજ, દાલચીની, તમાપત્ર, નાગકેસર, નેત્રવાળો, ખસ, છડછડીલો દારૂહળદર, મૂર્વા કચૂરો, સિલાજીત, નાગરમોથો, નગોડ, ધઉલો, લોબાન, ગુગળ, લાખ, નખલો. રાળ ધાવડીનાં ફૂલ, કસુંબીનાં ફૂલ, પીપળી મૂળ, મજીઠ. તગર, મીણ. આ સઘળાં ઓસડો ચાર ચાર માસા લઇ એનો મધુરી આંચથી કાઢો કરતાં બાકી એનો ચોથો હિસ્સો રાખવો. પછી એમાં મીઠું તેલ શેર ૧ નાંખી ફરી મધુરી આંચથી પકવવું, જ્યારે ઉકાળાનો રસ બળી જાય ને તેલ માત્ર આવી રહે, ત્યારે ગાળીને વાસણમાં ભરી રાખવું, પછી એનું શરીરે મર્દન કરે, તો બૂઢો આદમી પણ તરૂણ થાય. અને શરીરના સર્વ રોગો જાય. ઇતિ चंदनादि तैलं १०.

**વાનરી ગુટિકા લખીએ છીએ**-કાચનાં બીજ શેર ૧ લઇ એને ગાયના એક શેર દૂધમાં આસ્તે આસ્તે પકવે, પછી એનાં છોતરાં કાઢી નાખે પછી એનું બારીક ચૂર્ણ કરી દૂધમાં કસણી નાનાં નાનાં એના વડાં કરી ગાયના ઘીમાં તળવાં. પછી એથી બમણી શાકરની ચાસણી કરી એ વડાંને ગલેફ દેવો. પછી એ વડાંને મધમાં નાખે, પછી એમાંથી રોજ ટંક દશ મહીના ૨ બે ખાય. તો નપુંસકપણું જઈ સ્ત્રી સંગમાં તેનું વીર્ય મોડું ખલિત થાય. ઇતિ वानरी गुटिका ११.

**નપુંસક પણાને દૂર કરવાના ઉપાય**-અકલકરો, સુંઠ, લવિંગ. કેસર, પીપર, જાયફળ, જાવંત્રી, સફેત ચંદન, એ સઘળાં ઓસડો તોલા તોલા ભાર લેવાં, અને અફીણ તોલા ૪ ભાર લીધા પછી એ સર્વને મધમાં બારીક વાટી અડદ પ્રમાણ ગોળીઓ કરી ગોળી ૧ રાત્રે રોજ ખાઇ ઉપરથી દૂધ પીએ, તો વિર્ય મોડું પડે, અને નપુંસક પણું જાય, એ સર્વ ઉપાય ભાવ પ્રકાશમાં લખ્યા છે ૧૨.

અથવા તલને કૂકડાના ઇંડાના પાણીમાં ૧૧ અગીઆર વાર પલાળે, પછી એ તલને ટંક ૫ રોજ ખાઇ ઉપર દૂધ પીએ, તો નપુંસક પણું જાય. અને ઘણી સ્ત્રિયોથી સંભોગ કરે ૧૩. અથવા વિદારીકંદનું ચૂર્ણ કરી એ ચૂર્ણને લીલા વિદારી કંદના રસના પુટ ૨૧ દઇ સૂકાવતા જાય. પછી એ વિદારી કંદમાં શાકર, મધ. અને ઘી મેળવી નિત્ય ટંક ૨ ખાય અથવા માસા ૪ લે, અને એના ઉપર ગળ્યું દૂધ પીએ, તો બૂઢા માણસ પણ જવાન થાય. એ વૃંદમાં લખ્યા છે ૧૪.

અથવા આમળાંનું ચુર્ણ કરીને પછી એ ચૂર્ણને લીલા આમળાંના રસના પુટ ૨૧ દઇ સૂકવી લે,પછી એ ચુર્ણને શાકર, મધ, ઘીની સાથે નિત્ય ટંક ૨ ખાય, તો નપુંસક પણું જાય. ને બૂઢા પણ જવાન થાય. એ ચક્રદત્તમાં છે ૧૫.

**મદન મંજરી ગુટિકા લખીએ છીએ**-સુંઠ, મરી, પીપેરો, એ ત્રણેના ચાર ભાગ કરે; પારાનો ૧ ભાગ. અને લવંગના બે ભાગ કરે; એ સર્વની બરાબર સતાવરી; અને તજ, તમાલપત્ર, નાગકેસર, ઇલાયચી, જાયફળ, મરી, પીપેરો, સુંઠ, લવંગ, જાવંત્રી, એ સર્વના ૨ ભાગ. પછી એ સર્વને બારીક જાવાટીકર, મધ, ઘીમાં ગોળી ટંક ૫ ને અનુમાન બાંધે,

પછી ગોળી ૧ રોજ ખાય ને ઉપરથી દૂધ પીએ. તો બૂઢા માણસ પણ જવાન થાય. ઇતિ **मदनमंजरो गुटिका** ૧૬.એ જોગતરંગિણીમાં છે.

અથવા અફીણ, પારો, આ બરાબર લે પછી એ બંનેને ધંતૂરાના બીજના તેલમાં દિન ૩ ખલ કરે, પછી એમાં શાકર અને ભાંગ, બરાબર મેળવી રતી ૧ લઇ ઉપરથી દૂધ પીએ, તો વીર્ય પડે નહીં. અને નપુસકપણું જાય. એ સારસંગ્રહમાં લખ્યો છે ૧૭.

અથવા જાયફળ. અકલકરો લવિંગ સુંઠ કેસર, પીંપેરો, કસ્તૂરી, બરાસકપૂર, અભ્રક, એ સર્વની બરાબર અફીણ લે પછી એ સર્વને બારીક વાટી મગ પ્રમાણ ગોળીઓ કર્યા પછી ગોળી ૧ તથા ૨ ખાય, તો વિર્ય પડે નહીં ૧૮.

**લિંગ લેપની લિંગાર્જ્જન ગુટિકા લખીએ છીએ**-ચિણિયુ કપૂર, ટંકણખાર, પારો, આ સર્વ બરાબર લે. પછી એને અગથિયાના રસમાં તથા મધમાં દિન ૧ ખલ કરે પછી એને લિંગ ઊપર લેપ કરી પહોર ૧ સુધી રાખીને પછી લિંગને ધોઇ નાખવો. પછી સ્ત્રીની સાથે સંગ કરે, તો વીર્ય મોડું પડે ૧૯.

**લિંગ લેપની પટી લખીએ છીએ**-ધોળા કરેણના મૂળની છાલ. અકલકરો, અજમોદ, કાળા ધંતૂરાનાં બીજ, જાયફળ. એ સર્વને પાણીથી બારીક વાટી મરી પ્રમાણ ગોળીઓ બાંધી ગોળી ૧ માણસના મૂત્રમાં ઘસિ લિંગે લેપ કરે. તો નપુંસકપણું જઇ વીર્ય મોડું પડે ૨૦. અથવા ભૂંડ એટલે ડુક્કરનું ઘી,મધ,એ બંનેને ખલમાં ઘસિ ૧ મહીના સુધી લિંગને લેપ કરે, તો લિંગની સઘળી કસર મટે ૨૧. અથવા ધોળા કરેણના મૂળની છાલને દૂધમાં જમાવી ઘી કાઢવું, પછી એ ઘીમાં મોહોરો, જાયફળ. અફીણ, નીપાળો. અનુમાન માફક મેળવી લિંગને દિન ૭ લેપ કરી ઉપર પાન બાંધી બ્રહ્મચર્ય રહે, તોનપુંસકપણું જાય ૨૨. ઇતિ વાજીકરણાધિકાર નપુનસક પણાને દૂર કરવાની વિધિ સંપુર્ણ.

ઇતિ શ્રી મન્માહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃત સાગર નામ ગ્રંથે નપુંસકપણાને દુર કરવાનાં લક્ષણ ભેદ સંયુક્ત ઉપાય નિરૂપણં નામ દ્વાવિંશતિમ સ્તરંગઃ ૨૨. સંપુર્ણમ.

**તરંગ ૨૨ મુ સમાપ્ત.**

# તરંગ ૨૩ મું.

## (રસાયણ)

## શરીરની પુષ્ટાઇના ઊપાય.

બૂઢા પણાને દૂર કરવાની સાતે ધાતુ. સાતે ઉપ ધાતુ, અને ચદ્રોદયને આદિ લઇ રસની ક્રિયા તથાતેને ખાવાની વિધિ લખીએ છીએ-સોનું ૧, રૂપુ ૨, તાંબુ ૩, પીતળ ૪, સીસુ ૫ રાંગ (કલાઇ) ૬,લોઢું ૭.

મૃગાંકની વિધિ લખીએ છીએ--સોનાના પાતળા વરક કરાવી ગરમ કરી તેલ. તથા કાંજી, તથા છાશમાં, ત્રિફળામાં, ગાયના મૂત્રમાં, કુલત્થના ઉકાળામાં જૂદાં જૂદાં ત્રણ ત્રણ વાર ઓલવી કાઢવા. પછી સોનાથી બમણો પારો લઇ, ને સોનાના વરકને ખટાશની સાથે ખલ કરે. પછી એનો ગોળો કર્યા પછી એ બન્નેની બરાબર સોધેલો આમલસાર ગંધક એ ગોળાની નીચે ઉપર દઇ સરવાના સપુટમાં મૂકી સરવાને કપડમટ્ટી દઇ * ગજપુટમાં ફુંકી દે. એવી રીતે એને પુટ ૩ દેતા તે ચોખો મૃગાંક થાય ૧ અથવા

સોનાના ચોખા વરક લઈ તેનો સોળમો ભાગ એમાં શાસુ નાખી એ બંને ને ખટાશમાં ખલ કરવો, પછી એની નીચે ઉપર સોધ્યો ગંધક એની બરાબર લઇ સરવામાં મૂકી તે સરવાને કપડ મટ્ટી કરી ગજપુટમાં ફૂંકી દે એવી રીતે પુટ ૭ દે, તો મૃગાંક ચોખો બને ૨.

સોનાના વરક મંગાવા એની બરાબર એમાં ખટાશથી ખલમાં પારો ચઢાવે. છી એને કક્ષાના રસનો પુટ ૧ દે; પછી એને અગ્નિ છાલના રસના પુટ ૩ દે, પછી એને કરિહારી જડીના રસનો પુટ ૧ દે પછી એમાં સોનાના વરકથી ચોથો ભાગ મોતી નાખીને ફરી ખલ કરવો પછી એમાં સર્વની બરાબર સોધ્યો ગંધક નાખી દિન ૨ ખલ કરવો. પછી એનો ગોળો કરી સરવા સપુટમાં મૂકી કપડ મટ્ટી કરી ગજપુટ iાં ફૂકી દે, પછી એને સ્વાંગ શીતળ થએ કાઢે તો મૃગાંક ચોખો બને ૩.

* મૃગાંકને ખાવાની વિધિ--રતી ૧ મૃગાંક લઈ તેમાં મધ ટંક ૨॥ મેળવી તેમાં પીપેર ૧ મેળવી ખાય તો ખાંસી સ્વસ, ક્ષય અરૂચિને આદિ લઇ સર્વ રોગોને દૂર કરે. મહીના બે ખાય, તો શરીરને પુષ્ટ કરે પથ્યથી રહે. ખટાશ આદિ ખાય નહીં ૪. ઇતિ મૃગાંકની વિધિ.

---

* મૃગાંક નામે શ્રેષ્ટ ઔષધિ છે પરંતુ ઘણા ઠગ લોક કાચો મૃગાંક બનાવે છે તે લખીએ છીએ.--આમલસાર ગંધક, નૌસાર, પારો, કલાઇ, એ સવ સમ ભાગ લઇ પહોર ૪ સુધી ખલ કરી કાચની શીશાને કપડ મટ્ટી કરી તેમાં ભરી આંચ ઉપર મૂકી શીતળ થએ કાઢે તો સોનાના રંગ સરખો થાય છે તને મૃગાંકના નામથી વેચાને ઠગે છે. વાસ્તે તેવા ઠગારાના બનાવગના મૃગાંકની સાવચેતી રાખવી

---

## ધાતુ, ઉપધાતુ રસ ઉપરસ, વગેરેના ભસ્મો કરવાને પુટો આપવાનાતેનો પ્રકાર લખીએ છીએ.

" પુટ, તથા યંત્રની ગિનતી તથા વર્ણન આ પુસ્તકમાં કર્યું નથી તેથી કેટલા એક માણસોને તેની સમજ પડે નહીં તેથી કોઇ વિદ્વાન વૈદ્યની સલાહ તથા તેવાજ પુસ્તકની મદદ શિવાય સર્વ કામ અટકી પડે એવી દહેસતથી "વૈદ્યસાર" નામે પુસ્તકમાંથી એ બીના અત્રે દાખલ કરવાનું દુરસ્ત ધાર્યું એ છીએ.

**મહા પુટ**- એટલે બબે હાથ ચારે ખુણે સરખો તથા એટલોજ ઊંડો. એવો ખાડો ખોદી અડાયાં છાંણાથી તે અર્ધો ખાડો ભરી તે ઉપર કપડ મટ્ટી કરેલો સરવો અથવા કુલડી મૂકી ઉપર બીજાં છાણાં નાખી પુટ આપવો તે **મહા પુટ.**

* **ગજપુટ તથા મહીશ પુટ**—એટલે દોઢ દોઢ હાથ ચારે ખુણે, તથા તેટલોજ ઊંડો ખાડો ખોદી ઉપર કહ્યા પ્રમાણે પુટ આપવો.

**વરાહા પુટ**- એટલે એક એક હાથ પ્રમાણે ખાડો કરી તેમાં પુટ આપવો.

**કુકકુટ પુટ**—એટલે એક વેંત ચારે ખુણે સરખો તથા તેટલોજ ઊંડાઈમાં ખાડો કરી તેમાં પુટ આપવા તે. **કપોત પુટ**- એટલે વેંત ભરના ખાડામાં ૭ અથવા ૮ આઠ છાણાં મૂકી પુટ

**રૂપરસની વિધિ લખીએ છીએ**–ચાંદીના વરક ત્રણ ભાગ લે, અને હરતાલનાં પત્રાં ૧ ભાગ લે, પછી એ બંનેને ખટાશમાં ખલ કરે પછી એનો ગોળો કરી સરવાના સંપુટમાં મૂકી ગજપુટમાં ફુંકી દે; એવી તરેહ પુટ ૧૪ દે તો **રૂપ રસ** અત્યંત ચોખ્ખો બને. પછી એ ને રતી ૧ નિત્ય ખાય. તો ઘણો ગુણ કરે ૧=૫ અથવા

ચાંદીના પત્રાંની નીચે ઉપર રૂપમુખી બરાબર કરી દઇ (મુકી) સરવાના સંપુટમાં મેલી ગજપુટમાં ફુંકી દે. તો **રૂપ રસ** ચોખો થાય. પછી એને રોજ રતી ૧ મહીના એક સુધી ખાય. તો * ઘણો ગુણ કરે. ૨=૬. ઇતિ **રૂપરસની વિધિ**

**તાંબેશ્વરની વિધિ**–ચોખાં તાંબાના જાડાં પત્રાં કરાવી તેને તેલમાં. છાશમાં, ત્રિફળાના રસમાં સાત સાત વાર સોધી લેવાં. પછી એ પત્રાંની બરાબર રૂપમખી બારીક વાટી તેની નીચે ઉપર દઇ સરવામાં સંપુટ કરી ગજપુટમાં ફુંકી દે. તો તાંબેશ્વર ચોખો બને ૧. પછી એને રતી ૧ નિત્ય મહીના ૧ સુધી ખાય. તો સ્વાસ ખાંસીને આદિ લઇ સઘળા રોગો જાય, અને ઘણો ગુણ કરે. ઇતિ **તાંબેશ્વરની વિધિ.**

---

**રૂપરસ એટલે ચાંદીનું ભસ્મ**–પિત્ત, વાયુ. ગળો, કફ ઝેર. અને પરમીઓ એનો નાશ કરતો, અને સુખ તથા કાંતિ વધારનાર; અને શ્વાસ, પ્લીહા. યકૃત, વલી. પલિત, પાંડુરોગ, સોજો ઉદરસ ક્ષીણતા, અને ક્ષતક્ષય. એનો નાશ કરતો; અને દીર્ઘાયુષ, તથા પુષ્ટી એને આ આપનાર, એવું છે. તથા નેત્રરોગ કુખ સંબંધી રોગ, દાહ, મદાત્યય, ક્ષય. અપસ્માર એટ લે ફેપરૂ, શુળ, જ્વર. એનો નાશ કરે છે. અને આરોગ્યતા આપે છે.

**રૂપાના ભસ્મના અનુપાન**--રૂપાનું ભસ્મ, અભ્રખ, તામ્ર, આ સર્વની બરાબર ત્રિકટુ એટ લે સુઠ મરી ને પીપર, એના ચુર્ણમાં સવારમાં ખાય તો, ક્ષય પાંડુ રોગ, ઉદર રોગ હરસ સ્વાસ, ઉદરસ. તિમિર રોગ,પિત્ત રોગ એનો નાશ કરે છે અને શાકરમાં લે તો, દાહનો ના શ કરે છે. ત્રિફળા બરાબર લેતો વાયુ, પિત્ત, અને ત્રિ સુગંધીથી લેતો પ્રમેહા દિકનો નાશ કરે છે.

**અશુદ્ધ રૂપાની ભસ્મનો ગુણ**--અશુદ્ધ રૂપુ-સંતાપ–મલબદ્ધતા, શુક્ર નાશક, અશક્તતા,વીર્ય, બળ, પાંડુરોગ. કંડુ એટલે ખસ. ગલગ્રહ, ને ઉત્પન્ન કરે છે.

**શુદ્ધ રીતે કરેલું તાંબાનુ ભસ્મ**--કોઢ. પ્લીહા, જ્વર કફ, વાયુ, સ્વાસ, ઉદરસ. શૂળ, ઉદર, કૃમિ, ઉલટી. પાંડુરોગ. મોહ,અતિસાર. ગુદાવ્યાધી. ગુલ્મ. ક્ષય, ભ્રમ, મસ્તક વ્યાધિ, પ્રમેહ, અગ્નિ દીપક, સોજો, વ્રણ, આફરો, રક્તવાત. પરીણામ. શૂળ,એનો અનુપાન સો : આપવા- થી નાશ કરે છે. અશુદ્ધ તામ્ર-કોઇ એવું કહે છેકે તે ઝેર છે, પણ તે ઝેર નથી. પરંતુ તામ્ર ઝેર છે-કેમકે-ઝેરમાં એક અવગુણ છે, પણ તામ્રમાં આઠ અવગુણ છે તે એવા કે ભ્રમ, મૂર્છા, વિદાહ, સ્વેદ, કલેદ, ઉલટી. અરૂચિ. અને સંતાપ. એ ઝેર જેવાં મારનારા છે. અને કૃમિ,ઉ દર, આધ્માન. કોઢ. રેચ, આયુષ્યનાશ, શુક્રનાશ પ્રમેહ, અને નાના પ્રકારના રોગોને કરે છે.

---

આપવો તે.

[illegible]**પાંનું પુટ**–એટલે જમીન ઉપર છાણાંનો ગોર અર્ધો પાથરી તે ઉપર સરવો વગેરે મૂકી તેની ઉપર બીજો ગોર નાખી દાબવું અને અગ્નિ લગાડવો તે.

જે પુટને ખાડાનું તથા છાણાંનું પ્રમાણ નથી ત્યાં નરમ કીંવા કઠણ જેવી જણસ હોય તે પ્ર માણે ૧૦૦ અથવા ૬૦ કીંવા ૩૦ અડાયા છાણામાં પુટ આપવા.

કુંભપુટ-એટલે માટીની ગાગેર લઇ તેને ટચલી આંગળીના પ્રમાણે ૪૦-૫૦ છીદ્રો પાડી તે માં [illegible] કોયલા ભરી તે ઉપર કપડમટ્ટી કરેલો સરવો અથવા કુલડી મૂકી તે ઉપર બીજા કો યલ. નાંખી સળગાવવા અને તે ગાગર ચુલા ઉપર અથવા ઇંટ ઉપર મૂકવી. તે માંહેલો અગ્નિ ત્રીજે દીવસે થંડો થયા પછી માંહેલુ ઓસડ કાઢી લેવું તેને કુંભપુટ કહે છે.

**નાગેશ્વરની વિધિ**-સીસાને ગાળી ગાળી તેલમાં, છાશમાં, ગાયના મૂત્રમાં, કાંજીમાં. ત્રિફળાના પાણીમાં, આકડાના દૂધમાં સાત સાત વાર બૂઝાવી કાઢવું, પછી કરછીમાં નાંખી ચૂલા ઉપર ચઢાવી નિચે અગ્નિ બાળવો. પછી શીશાના ઉપર પીપળાના છોડાનું ચુર્ણ તથા આમલીનાં છોડાનું ચુર્ણ શીસાથી ચોથાઇ લઇ તે સીસાના ઉપર થોડું થોડું નાંખતા જવું અને લોઢાની કરછીના તરીઆથી તેને દીન ૧ નીરંતર રગડતા જવું. પછી તેને જંભીરીથી કસ ની ગજ પુટમાં ફૂંકી દે, પછી એવી તરેહ જંભીરીના રસના પુટ ગજપુટ ૧૦ દેવા, પછી નાગરવેલનાં પાનના રસના પુટ ૧૦ દેવા. પછી શીસાની બરાબર મનસિલ લઇ તેનો કાંજીમાં ખલ કર્યા પછી ટીકડીઓ બાંધી સરવામાં મેલી ગજપુટમાં ફુંકી દે, પછી સ્વાંગ શાતળ થયે કાઢે. એવી તરેહ ૬૦ પુટ દે તો ચોખો **નાગેશ્વર** થાય, ગુણ ઘણો કરે, સર્વ રોગોને દૂર કરે. ખાવાની માત્રા રતી ૧ તથા ૧ાા-૨ રતી ૧

**બીજી વિધિ**-શીશાને સોધી કરછીમાં ઘાલી નીચે અગ્નિ બાળી કેવડાના ઘૂંટાથી દિન ૧ નિરંતર રગડતા ગયે એ ભસ્મ લાલ થાય; તેની માત્રા ૧ રતી રોજ દિન ૨૧ ખાય, તો* ગુણ ઘણો કરે ૨. ઇતિ **નાગેશ્વરની વિધિ.**

* નાગેશ્વર ગુણ-શિસાનું ભસ્મ ક્ષય, વાયુ, ગુલ્મ, પાંડુરોગ, ભ્રમ, કૃમિ, કફ શૂળ, પ્રમેહ, ઉદરસ, સંગ્રહણી ગુદાનો રોગ. અગ્નિમંદ એનો નાશ કરે છે અને કામ વધારે છે તથા ૧૦૦ હાથીનું બળ કરે છે, સરવે વ્યાધિ નાશ કરે છે. અને પાણી વિકાર, આગતાત, કોઢ ૮૪ પ્રકારની વાત વ્યાધિ. એનો નાશ કરેછે અને અશુદ્ધ હોયતો-કોઢ ગુલ્મ, અરુચિ, પાંડુરોગ ક્ષય, કફ, લોહી વિકાર, મૂત્રકૃચ્છ. જ્વર પથરી, શૂળ. ભગંદર, પ્રમેહ, કમળો, એ સર્વ રોગોને પેદા કરે છે. માટે એને સારી પેઠે શુદ્ધ રીતે મારવું.

## હવે યંત્રો કેટલાં, તથા કેવાં તે કહુછું.



**ડમરૂ યંત્ર**-હેઠળનું હાંલ્લુ નાનું અને ઉપરનું બેવડું મોટું, એવાં બે હાંલ્લાં લાવી તેની અંદર તથા બહારથી ખડી અથવા ગોપીચંદનનો સારો લેપ કરી સૂકાવા દેવાં. પછી નાના હાંલ્લામાં કહ્યા પ્રમાણે બનાવેલો હીંગળો નાખી તે ઉપર મોટું હાંલ્લુ ઊંધુ વાળવું. અને બેઉના મોઢાના સાંધાને ચૂનો ૧, તથા સાગોર એકઠાં કરી મજબૂત થાય એવું લગાડવું તેને ડમરૂ યંત્ર કહે છે. તે યંત્ર ચૂલા ઉપર મૂકી હેઠે અગ્નિ આપવો તથા ઉપરના હાંલ્લાના થડ ઉપર પલાળેલા લુગડાની ઘેડ કરી નાખી તે ઉપર પાણી વારંવાર નાખતા જવું, સુકાવા દેવું નહીં એટલે હીંઘળા માંહેલો પારો નીકળી ઉપરના મોટા હાંલ્લાના તળીઆ નીચે જઈ લાગે છે, તે વાળા કુંચી વડે કાઢી લેવો. એ પ્રમાણે નાનું ... કરી કપૂરના ફૂલ કાઢવાં. પણ હેઠે ઘીમાં પલાળેલે કાકડો લગાડી મૂકવો એટણે ફૂલ સારં નિકળે છે.



**ઉર્ધ્વનળીકા યંત્ર**-એક તપેલું લાવી તેમાં જણસ નાખી તેના મોં ઉપર ડબા જેવું ઢાંકણું કે જેના વચ્ચે અંગુઠા જેટલું છીદ્ર પાડેલું હોય તે ઢાંકણું મજબુત બેસાડી તેના છીદ્રમાં નળી બેસાડી તે તપેલું ચુલા ઉપર મુકી નીચે તાપ કરવો અને તે નળીના મોઢા નીચે એક વાસણ મુકવું, એટલે તે નળીની વાટે તે વાસણમાં અરક પડેછે. તે અર્ક ઉપર તેલ આવે છે તેને અત્તર એવું કહે છે.

**વંગેશ્વરની વિધિ**–કલાઇને ગાળી ગાળી તેલમાં, છાશમાં, ગાયના મૂત્રમાં, કાંજીમાં, ત્રિફળાના પાણીમાં, સાત સાત વાર ઓલવે,. અને આકડાના દૂધમાં સાત વાર બોળી ઠાર્યા પછી કરછીમાં મૂકી ચુલા ઉપર ચઢાવી, કલાઇથી ચોથો ભાગ પીપળાના છોડાં, અને ચોથો ભાગ આમલીનાં છોતરાં, એને બારીક વાટી કલાઇના ઉપર નાખતા જાય અને કરછીના તળીઆથી પોહોર બે સુધી રગડતાં જાય ત્યારે એ કલાઈ ભસ્મ થાય. પછી કલાઇની બરાબર હરતાલ લઇ ખટાશથી ખલ કરી ગજપુટમાં મૂકી દે. એવી રીતે પુટ ૧૦ દે ત્યારે **વંગેશ્વર** સિદ્ધ થાય, ગુણ ઘણો કરે, માત્રા રતી ૧ થી ૧॥ ની ૧. અથવા કલાઇ પાશેર ૦। લઇ તેની બરાબર પારો લઇ એનો એક જીવ કરી પત્રાં કરવાં. પછી એક મોટું છાણું લઇ તેમાં કટશેલાનો (કાંટા શેરીઆનો) ભૂકો શેર ૧ પાથરી તે ઉપર કલાઇના કકડા મુકવા ફરી ઉપર કટસેલાનો ચુરો મેલી આસપાસ છાણા ગોઠવી વિના પવનની જગામાં મૂકી દે (એટલે) એ કલાઇના ફૂલાં થઇ જાય, આ ઘણો*ગુણ કરે. ર ઇતિ **વંગેશ્વરની વિધિ.**

**સારની વિધિ**–ગજવેલના લોહાનો ભૂકો કરાવી તેને તેલમાં, છાશમાં, ગાયના મૂત્રમાં, કાંજીમાં. સાત સાત વાર ઓલવ્યા પછી ખાખરા ના રસમાં ખલ કરી ગજપુટમાં મૂકી દે, પછી કુંવરના પાઠાના પુટ ૩ દે.પછી આકડાના દૂધના પુટ સાત દે.

---

**વંગેશ્વર એટલે વંગ ભસ્મ અથવા કલાઈની ખાખનો ગુણ**–ઉદરસ, શ્વાસ, ગુલ્મ, પીનસ, ઉરઃ ક્ષત, અને પ્રમેહ એ રોગો ઉપર વિશેષ કરીને વંગ ભસ્મ આપવું. અને સંપૂર્ણ વાયુ, ભ્રમ કફ, પાંડુ રોગ, શૂળ, યકૃત, ઉલટી, પ્રદર, કૃમિ. અગ્નિમંદ મજ્જરા નાશક, નીરોગતા કારક. ધાતુને થંભાવનાર છે. વંગ ભસ્મ ખાનારા પુરૂષની સ્વપ્નમા મધે પણ શુક્ર ક્ષય થનાર નથી. **વંગ ભસ્મ અનુપાન**–વંગભસ્મ મુખની દુર્ગંધી પર કપૂરની સાથેપુષ્ટિ કારક થવા માટે જાયફળમાં, પ્રમેહ પર તુળશીના રસમાં. પાંડુ રોગ પર ઘીમાં, ગુલ્મ રોગને ટંકણખારમાં, રક્ત પિત્ત તથા ઉર્ધ્વ સ્વાસને હળદરમાં, બળ વૃદ્ધિને મધમાં, પિત્તને સાકરમાં, બંધેજને નાગરવેલના પાનમાં, અગ્નિ મંદને પીપરમાં. દુર્ગંધને ચંપાના ફુલના રસમાં દાહને લીમડાના રસમાં, વીર્ય સ્થંભક થવાને કસ્તુરીમાં, ચર્મપક્ષ્મ એટલે આંખની પાપણોના રોગ નપુંસક પણું નાશ થવાને હઘેડી એટલે હઘાડાના મુળમાં ઇત્યાદી કહેલા અનુપાનોથી તે તે રોગો ઉપર આપવું. અને લવંગ, સમુદ્ર ફળ, અને વંગ એ પદાર્થ નાગરવેલના પાનના રસમાં લીંગને ચોપડવાથી લિંગ મોટો થાય છે. અને ગોરૂચંદન તથા લવંગમાં તીલક કરવાથી વસી કરણ થાય છે. એરંડાનું મુળ ઘસી તેમાં વંગ મસ્તકે લગાવાથી મસ્તક રોગ નાશ પામે છે. **અશુદ્ધ વંગ ભસ્મ દોશ** વંગ ભસ્મ–કોઢ. ગુલ્મ મોટા વ્યાધિ. પાંડુ રોગ. પ્રમેહ અપચી. વાતરક્ત, હૃદ્રોગ. શુળ, હર્શ ઉદરસ, શ્વાસ. એ રોગોને ઉત્પન્ન કરે છે. અને બળનો નાશ કરે છે.

---



**વાલુકા યંત્ર**–ગોળ અગ્નિની શીશી લાવી તે ઉપર કપડમટ્ટી સાત વખત કરવી પછી પહોળા મોંનું માટીનું હાંલ્લું લઈ તેના તળીયા ટે દાભણ વડે છીદ્ર પાડવું અને જે રસાયણ કરવાનું હોય તેની કાજળી તે આગીઆ શીશીમાં નાખી તે શીશી હાંલ્લામાં છીદ્ર ઉપર બરાબર ઊભી મુકી તેના થડમાં પાણીથી મેળવેલી મટોડી અથવા ઘઉંના આટ વડે તે હાલે નહીં એવી રીતે બેસાડવી. પછી શીશી ઢાંકરતાં મીઠા પાણી માંહેલી રેતી શીશીના ગળા સુધી ભરવી. અને હાંલ્લુ ચૂલા ઉપર મુકી જેવો અગ્નિ કહેલો છે તેવો યંત્રની નીચે આપવો.

પછી થોરના દૂધના પુટ સાત દે, ત્રિફળાના રસના પુટ સાત દે. દોડીના પાનના રસના પુટ સાત દે. એવી તરેહ પુટ દઈ દઇ ભસ્મ કરી પથ્થર ઉપર વાટવું તે જ્યા સુધી એ પાણી ઉપર તરે ત્યાં સુધી ભસ્મ કરે, તો ગુણુ ઘણો કરે. ૧. અથવા

ગજવેલના લોઢાનો ભૂકો કરી તેને લિંબુના રસના તથા નવસારના પૂટ ૨૧ દઈ ગજપુટમાં ફૂંકતો જાય ને વાટતો જાય તો સાર ચોખો થાય અને ગુણુ ઘણો કરે. માત્રા, ૨તી એક રોજ ખાય તો સર્વ રોગને દૂર કરે. ઇતિ ક્ષારની વિધિ.

## સાત ધાતુ ઉપધાતુ ને મારવાની વિધિ લખીએ છીએ.

સોના મકખી તથા રૂપા મકખી ૧, મનસિલ ૨, અભ્રખ ૩, હરતાલ ૪. પારો ૫. ખાપરીયું ૬. સુરમો ૭.

**સોના મકખીનું શોધન**–સોના મકખી ત્રણ ભાગ, સિંધવખાર ૧ ભાગ. લઇ એ બંનેને લોઢાની કરછીમાં ઘાલી બીજોરાના રસમાં તથા જંમીરીના રસમાં જ્યાં સુધી લોઢાનું પાત્ર લાલ થઈ જાય ત્યાં સુધી પકવે તો સોના મકખી સુદ્ધ થાય ૧.

**સોના મકખીનું મારણ**–સોના મકખીને કુલત્થના ઉકાળામાં વાટી સરવાના સંપૂટમાં મુકી ગજપુટમાં ફુંકી દે. અથવા તેલમાં વાટી ગજપૂટમાં ફુંકી દે અથવા છાશમાં વાટી ગજપૂટ આપે, અથવા બકરીના દુધમાં વાટી ગજપુટ આપે તો સોના મકખી મરે. એ

---

**લોહ ભસ્મ ગુણ**–લોહ ભસ્મ જંતુ વિકાર, પાંડુ રોગ. વાયુ, ક્ષિણતા, પિત્ત. વ્યાધિ, સ્થુલતા, મુળ વ્યાધિ. સંગ્રહણી, કફ સોજો, પ્રમેહ, આળો. પ્લીહા વિષ, આમવાત. પ્રમેહ, કોઢ; વલિપલિત. રક્તવાત. જરા. મરણ. વર્લી, કમળો. ક્ષય. પીળું શરીર, એનો નાશ કરે છે અને બળ કારક, સ્ત્રી પ્રસંગને ફાયદા કારક;

**લોહ ભસ્માનુ પાન**–શૂળને હીંગ અને ઘીમાં, જીર્ણ જ્વરને મધ પીપરમાં વાયુને લસણ તથા ઘીમાં, શ્વાસને સુંઠ મરી પીપર મધ એની બરાબર. થંડા પર મરી અને નાગરવેલના પાન બરાબર. પ્રમેહને ત્રિફળાને શાકર બરાબર, ત્રિદોષને આદાનો રસ અને મધ બરાબર. વાતજ્વરને ઘીમાં. પિત્તજ્વરને મધમાં. કફ પિત્તને આમળાના રસમાં, ૮૪ પ્રકારના વાયુને નગોડના રસમાં, વાયુને સુંઠમાં પિત્તને શાકરમાં. કફને પીપરમાં, સંધિ રોગને તજ, એલચી. તમાલપત્ર બરાબર; પ્રમેહને ત્રીફળામાં. વગેરે રોગોને અનુપાન સાથે આપવાથી ઘણો ગુણ કરે છે. કોહોળું, તલનું તેલ અડદ. રાઇ. દારૂ, ખટાશ. માંસ. વગણ. કારેલાં, કસરત, તીખાસ, એ પદાર્થ ખાવા નહીં.

---



**ભુધર યંત્ર**–સવા હાથ ચારે ખુણે સરખો ખાડો કરી તેની વચે એક વેંતની ચારે ખુણે સરખી એવી નાની ખાડી કરી તેમાં ઓસડો નાખેલો સરવો મુકી બે અથવા ત્રણ આંગળ માટી ઉપર નાખી દાટે અને તે ઉપર કહેલા પ્રમાણે છાણાં નાખી અગ્નિઆપવો.

ની માત્રા રતી ૧ ખાય તો † ગુણ કરે ૨.

**અભ્રખનાં સોધન તથા મારણ વિધિ**-કાળા અભરખને લઈ અગ્નિમાં તપાવી દૂધમાં ઓલવે, અથવા તાંદળજાની ભાજીના રસમાં ઓલવે, અથવા ખટાશમાં ઓલવે ત્યારે અભરખ શુદ્ધ થાય પછી અભરખનાં જુદાં જુદાં પત્રાં કરી એને કુટી બારીક કરી સૂકવી દે. પછી એને કામળામાં ઘાલી તેમાં ડાંગર મેળવી અભરખને ડાંગર સમેત મસળી મસળીને ઝીણા કામળામાંથી પાણીએ કરીને જુદા વાસણમાં બહાર કાઢે ત્યારે એ "ધાન્યા ભ્રક" થાય. પછી એ અભરખને આકડાના દૂધમાં ખલ કરી તેની ટીકડીઓ બાંધે પછી સૂકવી આકડાનાં પાનમાં લપેટીને કપડમટ્ટી દઈ સરવા વગર ગજપૂટમાં મૂકી દે. એવી રીતે સાત પુટ દે, અને એજ પ્રમાણે થોરના દૂધના પુટ ૭ સાત દે. એજ પ્રકારે કુંવરના પાઠાના પુટ ૭ દે એવી તરેહ તાંદળજાની ભાજીના રસના પુટ ૭ દે; નાગરમોથોના કાઢાના કાંજીના, ચિત્રકના ઉકાળાના, જંબોરીના, ત્રિફળાના, ગાયના મુત્રના એ સર્વેના પુટ સાત સાત એવી રીતે દેવા. પછી વડની જટાના ઉકાળાના તથા મજીઠના ઉકાળાના પુટ સાત સાત દે તો અભરખ અત્યંત ચોખો બને. અને એ બરાબર નિત્ય ૧ રતી, બે મહીના સુધી ખાય, તો પ્રમેહને આદિ લઇ સર્વ રોગો જાય અને શરીરને બહુ પુષ્ટ કરે, અને નપુસકપણું દુર થાય. ઇતિ अभ्रक विधि १.

**અભરખનો બીજો વિધિ**-ધોળા અભરખની બરાબર ગોળ લઇ તે ગોળને પાણીમાં જાડો ઘોળે. પછી અભરખના પત્રાંને જાડો જાડો લેપ કરે અને સુરોખાર અભરખથી અર્ધો લ

† સોના મક્ખી, ગુણ-પ્રમેહ હરશ, ક્ષય. કોઢ. કફ, પિત્ત, લિંગ વર્તી, કંઠ રોગ, પાંડુ રોગ, વિષ. ઉદર. મુળ વ્યાધી, સોજો, વિશ. કંડુ. અને ત્રિદોશ એનો નાશ કરે છે અને ત્રિફળા. ચિત્રક. મરી ઘી, એ અનુપાનોથી આપવી.

* અભરખ ભસ્મ-કામ અને બળ કરે છે. અને વિષ વાયુ, સ્વાસ. ભગંદર, આંધ્ય, પ્રમેહ, ભ્રમ પિત્ત, કફ. ઉદરસ. ક્ષય. એ રોગોપર અનુપાન યોજી આપવું

અભ્રખ ભસ્મ-શુદ્ધ એ વાલ પીપર, અને મધમાં આપવાથી પ્રમેહ, સ્વાસ. વિષ, કોઢ. વાયુ પિત્ત. કફ. ઉદરસની ક્ષીણતા, ક્ષતક્ષય, સંગ્રહણી. પાંડુરોગ. ભ્રમ મંદાગ્નિ. અને ગુલમ એનો નાશ કરે છે. એ યથાયોગ્ય અનુપાનથી લેવાથી મૃત્યુને પણ જીતે છે.

અભ્રખ ભસ્મ-પ્રમેહને મધ પીપરમાં ક્ષયને સોનાના વરકમાં, ધાતુ વૃદ્ધિને સોના રૂપામાં; ફીંગા લવંગ, મધમાં. પિત્તના રોગને ગાયના દુધમાં અને શાકરમાં. આ અભ્રખ ભસ્મ યથાયોગ્ય અનુપાનથી પથ્ય સહીત સેવન કરવાથી વલી, પલીત, એનો નાશ કરે છે. અને સો વરસ સુધી પહોંચે છે.



હોલ્લા-યંત્ર-ઉકાળા વગેરેની જણસો કહેલી મોટા હાંલ્લામાં નાખી, અને જે ઓસડો સોધવાના હોય તેની પોટલી કરી હાંલ્લા ઉપર સળી મુકી તેને પોટલી બાંધી હાંલ્લામાં જણસો તથા જણસોમાં જરા ડુબે એવી લટકતી મુકવી અને અગ્નિ લગાડવો એટલે પોટલી માંહેલાં ઓસડો પકવ થઇ શુદ્ધ થાય છે.

ઇ એ પતરાંની ઉપર ભભરાવતો જાય અને અબરખના થર કરતો જાય. પછી એ અબરખના થરને છાણામાં ફુંકી દે એટલે એ અબરખ, ખીલી જઇ નિશ્ચય થાય. એ પણ ગુણ કરે છે. માત્રા રતી ૧ ની ઇતિ अभ्रख विधि २.

હરતાલનું સોધન મારણ—પીળી હરતાલનાં પત્રાં કરી તેની પોટલી બાંધી કરી હાંલ્લામાં કાંજી ભરી દોલાયંત્રમાં એક પહોર સુધી પકવવી. પછી કાંજીનુંપાણી હાંલ્લામાં ભરી દોલાયંત્રમાં પહોર ૧ પકવવી. પછી કળી ચુનાના પાણીમાં પોટલી કરી દોલાયંત્રથી પહોર ૪ પકવવી. એવી તરેહ હરતાલને પકવે, તો હરતાલ શુદ્ધ થાય.

* હરતાલનું મારણ—એ (ઉપરની) સોધી હરતાલને ખલમાં બારીક વાટી દુધેલીના રસમાં દિન ૨ ખલ કરે. પછી ખરેંટીના રસમાં દિન ૨ ખલ કરે, પછી એનો ગોળો કરી છાંયામાં સૂકવે, પછી ખાખરાની રાખને હાંલ્લામાં દાબી દાબીને ભરી તેની વચ્ચે એ હરતાલના ગોળાને મુકયા પછી હાંલ્લાને ચુલા પર ચઢાવી નિચે ૩ દિવસ સુધી નિરંતર ક્રમથી મંદ મધ્ય અને ગાઢો અગ્નિ બાળે. અને તેનો ધૂમાડો નિકળવા દે નહીં. અને ધુમાડો નિકળે તો તે ધુમાડાને ખાખરાની રાખથી દાબતા જવું. પછી સ્વાંગ શીતળ થાય ત્યારે એ હરતાલને હાંલ્લામાંથી કાઢે ત્યારે એ હરતાલ સિદ્ધ થઇ સફેત થાય. ખાવાની માત્રા. ૧ રતી ખાય તો સર્વ રોગ માત્રને એ દૂર કરે છે, અને ભૂખ ઘણી કરે છે. ઇતિ हरताल मारण विधि १.

અથવા પ્રથમ હરતાલને એવી ( ૩૧૮ માં પૃષ્ટ પ્રમાણે) વિધિથી શોધી લીધા પછી એ હરતાલને કુંવરના પાઠાના રસમાં દિન ૩ ખલ કરે, પછી એની ટીકડીઓ કરી છાંયામાં સુકવવી, પછી ખાખરાની રાખને હાંલ્લામાં દાબી દાબીને ભરી તેની વચ્ચે પેલી હરતાલની ટીકડીઓ મૂકીને પછી ચૂલા પર ચઢાવે. પછી તેની નીચે પહોર ૪ અગ્નિ બાળવો. પછી સ્વાંગ શીતળ થએ કાઢે. અને એ પુરી તોલ ઉતરે. નિર્ધૂમ હોય તેને પાનમાં રતી ૧ ખાય તો એ કોઢને દૂર કરેછે. ખાવામાં મઠ, ચણાનો રોટલો અલૂણો ખાય તો કોઢ જાય. ઇતિ हरताल मारण विधि २.

ચંદ્રોદય રસની વિધિ—સોનાના ચોખા વરક તોલા ૪ ભાર. અને સોધ્યો પારો તોલા ૩૨ ભાર લે. અથવા હીંગળામાંથી કાઢેલો પારો તોલા ૩૨ ભાર, શોધ્યો આમલસાર ગંધક

---

* હરતાલ અને બીજી પણ સર્વ પ્રકારની ધાતુ તથા રસાયણ તથા ભસ્મ અને મોટા મોટા રસાદિક છે તે ક્રિયા સિદ્ધ છે. તે કોઇ વિદ્વાન વૈદ્ય કને શીખીને કરવી યોગ્ય છે. અને આ ગ્રંથમાં ક્રિયા લખી છે તે ખરી છે. પરંતુ હસ્ત ક્રિયામાં પરંપરા વૈદ્યક વાળો કુશળ હોય છે વાસ્તે કંઈ તપાસ કરીને રસ ક્રિયા કરશે એવી આસા રાખીએ છીએ.

*હરતાલ ભસ્મ અર્ધી ચણોઠીભાર, ૬ વાલ શાકરમાં ખાયતો, ૮૪ પ્રકારના વાયુ, કફ, પિત્ત, કોઢ, પ્રમેહ. હરસ દમ, ખાંશી,ક્ષય, એનો નાશ કરે છે એ કાળું કીંવા અશુદ્ધ ભસ્મ સારૂ નહીં. અને અંગનો સંકોચ, સણકા, વિષ. ખસ, રક્તવાત, વ્રણ,મૃત્યુ, જરા એનો નાશ કરે છે એ સારૂ સોધ્યું હોય તો, વિર્ય, કાંતિ, અને આયુષ્ય, એની વૃદ્ધિ કરે છે. હરતાલ ભસ્મ અનું પાન યોજી એક રતી આપવું. ગળોના ઉકાળામાં લે તો, ઉપદ્રવ યુક્ત વાતરક્ત. અને ૧૮ પ્રકારના કોઢનો નાશ કરે છે, હરતાલ ભસ્મ વચ્છનાગ અને જીરામાં, અપસ્મારપર, આંબા હળદરમાં લોહિ વિકાર પર. સમુદ્રફળમાં જળોદર પર. દેવદાલીના રસમાં ભગંદર પર અને ફિર ગોપદંશ, વિસર્પ, મંડળ. કડુ, ખરજવુ, ફોલ્લા. અને વાતરક્ત સંબંધી વિકાર એનો નાશ કરે છે. પથ્ય. ખારૂ, ખાટુ, તાપ, તડકો એ છોડવું. સીંધવખાર તજાય નહીં તો ખાવો. મીષ્ઠાન ખાવું

તોલા ૬૪ ભાર લીધા પછી એ ત્રણેને ખલમાં નાખી નાંદણવણિ એટલે નરમા કપાસના ફૂલ ના રસમાં દિન ૩ ખલ કરવો, પછી કુંવરના પાઠાના રસમાં દિન ૩ ખલ કર્યા પછી એને સુકવી કાચની આતસી શીશીને કપડ માટી દઇ, ને પછી એને સુકવી એ શીશીમાં પેલાં સત્રળાં ઓસડો સોનાના વરક સમેત ભર્યા પછી શીશીનું મોં બંધ કરી દઈ વાલુકા યંત્રમાં મૂકી ચૂલા પર ચઢાવી નીચે અગ્નિ બાળે (એવો કે) પ્રથમ મંદ. પછી મધ્ય અને પછી ગાઢો અગ્નિ બાળવો, એવી તરેહ પહોર ૩૨ ની આંચ દેવી પછી સ્વાંગ શીતળ થએ એ વાલુકા યંત્ર માંથી શીશીને કાઢવી, પછી શીશીમાંથી ચંદ્રોદયને કાઢી ડાબડીમાં ભરી રાખે, એનો રંગ હીંગળા સરખો લાલ હોય પછી એમાંથી માત્રા રતી ૧ લઇને એમાં જાયફળ, બરાસકપૂર સમુદ્ર શોષ. લવિંગ. કસ્તૂરી. એ સર્વ માસા ૪ મેળવી નિત્ય ખાય તો ગુણ ઘણો કરે. ઉપરથી ઉકાળેલું શાકરના સંયોગનું રૂચિ માફક રાતમાં દૂધ પીએ. અને માંસ વગેરે પુષ્ટાઇની વસ્તુ ખાય, અને ખટાશ ખાય નહીં. તો ઘણી સ્ત્રિયોથી સંભોગ કરે, તથા નપુંસકપણાને આ ચંદ્રોદય દૂર કરે અને વીર્યને બંધેજ કરે છે. ઇતિ चंद्रोदय रस बनावानी तथा खावानी विधि સંપૂર્ણ.

**રસ સિંદુરની વિધિ**—એને હરગૌરી રસ પણ કહેછે પ્રથમ પારાને સોધીને ખલમાં નાખી હળદર. તથા ઇંટ, તથા ઘરનો ધુમાસ, અને લીંબુનો રસ, એથી દિન ૩ ખલ કરે ત્યારે એની સાતે કાંચળી દૂર થાય. પછી ત્રિફળા, કાંજી, ચિત્રક, કુંવરનું પાઠું. સુંઠ. મરી.પીપેરા, એમાં દિન ૩ ખલ કરવા પછી લસણના રસમાં દિન ૩ ખલ કરે. પછી જંભીરીના રસમાં દિન ૩ ખલ કરવા પછી હાંલ્લામાં મુકી (ઉપર) બીજા હાંલ્લાનું મોં જોડે, પછી મોંને બંધ



**ગર્ભ યંત્ર**—અરક કાઢવાનો છે તો એકવાસણ માં ઇંટ મુકી તે ઉપર વાડકી મૂકવી. અને વાસણમાં ફરતી જ ણસો નાખી તે વાસણના મોં ઉપર બીજી પાણીના ઘડી આળ જેવી પાતળી વાડકી મૂકવી, અને માટી લગાડી સાંધો બંધ કરવો. અને તે વાડકીમાં પાણી નાખી યંત્રની નીચે ધીમો તાપ કરવો. પછી ઉપરની વાડકી માંહેલું પાણી ઉનું થયું એટલે તે વારંવાર કાઢી બીજું પાણી નાખતા જવું. એ પ્રમાણે કરવાથી ઉપરની વાડકીના તળીયાટે બાફ જામી યંત્ર માંહેલી વાડકીમાં અરક અથવા તેલ પડછે.



**પાતાલ યંત્ર**—એક હાથ પહોળો તથા ઊંડો એવો ખાડો કરી તેમાં એક વાસણ મુંકવું, અને બીજા હાંલ્લામાં જોઇએ તે ઓસડ નાખી તેના મોં ઉપર છીદ્ર પાડેલો સરવો મૂકવો. તે હાંલ્લુ સરવા સુદ્ધાં ખાડા માંહેલા વાસણ ઉપર ઊંધું મૂકી ચૂના તથા લોટ વડે તેના સાંધા બંધ કરી મજબુત કરી બંધ કરવું પછી ઉપરના હાંલ્લાના થડ સુધી માટી ભરવી. પછી હાંલ્લા ઉપર અગ્નિ કરવો. એટલે અંદરના ઓસડનું તેલ નીકળી સરવાના છીદ્રની વાટે નિચેના વાસણમાં પડશે.

કરી ચુલા પર ચઢાવે. અને ઉપલા હાંલ્લાના તળીઆ ઉપર ભીનું લુગડું રાખી નીચે અગ્નિ બાળે ત્યારે એ પારો ઉપરના હાંલ્લાને તળીએ જઈ ચોટે ત્યારે પારાને કાઢી લે. અથવા હીંગ ળ માં પારો વિધિથી કાઢી લીધા પછી એ પારાને વાંઝણી કંકોડીના રસમાં ખલ કરે, પછી હાંલ્લામાં વાંઝણી કંકોડીનો રસ નાખી એ રસમાં આ વસ્તુઓ ફરી નાખે–સરપંખાનું મુળ અને સૂરણનો રસ, તથા ભાંગરાનો રસ શામ્ભરલુણ સિંધવખાર, અને કાંજી, એ સર્વ વસ્તુ ઓ બરાબર હાંલ્લામાં નાખ્યા પછી એમાં દોલાયંત્ર કરી. કપડામાં પારો બાંધી ૪ પહોર પકવી લે ત્યારે એ પારો શુદ્ધ થાય ઇતિ पारा शुद्ध करवानी विधि.

અથવા હજાર ૧૦૦૦ લીંબુના રસમાં સુંઠ, મરી, પીપેરો, રાઈ, શામરૂલુણ, ચિત્રક હીંગ એ સર્વ ઓસડો નાખી દિન ૨૧ સુધી આ રસમાં પારાને ખલ કરે ત્યારે એ પારો શુદ્ધ થાય. ઇતિ पारा शुद्धि १. પછી એ સોધેલો પારો તોલા ૨૦ ભાર લે, અને સોધેલો આમળાસાર ગંધક તોલા ૨૦ ભાર લે, અને નૌસાર ટંક ૨. ફટકડી ટંક ૨ લે, પછી એ સર્વને દિન ૩ ખલ કરવા પછી આતસી શીશીને કપડ મટ્ટી ૭ દઈ એ શીશીમાં ઓસડો ભર્યા પછી શીસીનું મોં બંધ કરીને વાલુકા યંત્રમાં શીશીને મેલી, પછી તેને ભઠ્ઠી ઉપર ચઢાવી નીચે ક્રમથી મંદ, મધ્ય, અને અત્યંત અગ્નિ બાળે, એવી તરેહ ૩૨ પોહોરની અંગ્નિ દીધા પછી સ્વાંગ શીતળ થએ વાલુકા યંત્રમાંથી શીશીને કાઢે, પછી શીશીમાંથી એ રસ સિંદૂરને કાઢી રતી ૧ નિત્ય પાનના સાથે ખાય અને પથ્યથી રહે તો સઘળા રોગોને જૂદા જૂદા અનુપાનથી આ દૂર કરેછે. અને ભુખ લગાડે છે, તથા શરીરને પુષ્ટ કરેછે. ઇતિ हरगौरी रस सिंदूरनी क्रिया

અથવા હીંગળામાંથી કાઢેલો પારો અથવા એજ [ઉપરનો શોધેલો પારો અને આમળા સાર ગંધક એ બંનેને બરાબર લઈ એને વડની જટાના રસમાં દિન ૧ ખલ કરવો. પછી આતશી શીશીને કપડ મટ્ટી દઈ તેમાં એ ભરે. પછી એ શીશીને ઇંટનો દાટો દઈ વાલુકા યંત્રમાં શીશીને મુકે. પછી વાલુકા યંત્રને ભઠ્ઠી ઉપર ચઢાવી ક્રમથી ૨૧ પહોર મંદ, મધ્ય, અને તીક્ષ્ણ અગ્નિની આંચ દે. પછી સ્વાંગ શીતળ થએ પર યંત્રમાંથી કાઢયા પછી એ શીશીમાં થી કાઢે. એનો રંગ હીંગળા સરખો હોય. માત્રા, ૧ રતી પાનમાં ખાય તો ગુણ ઘણો કરે. સર્વ રોગોને દૂર કરે. ઇતિ रससिंदूरनी क्रिया.

**પારો મારવાની વિધિ**–પારાને ખલમાં નાખી ઉમેડાના દૂધમાં પહોર ૧ ખલ કરે, પછી એની ગોળી બાંધી ને પછી ઉમેડાના દૂધમાં ચોખી હીંગ ઘસિ એ હીંગની બે કુલડીઓ બનાવે. પછી એ પારાની ગોળીને કુલડીમાં મેલી બીજી કુલડી ઉપર ઊંધી વાળીને મોં જોડી દઈ કુલડીને બંધ કરી દે, પછી સૂકવી શેર ૧ છાણાની ભરસારપાં પકવે ત્યારે એ પારો ધોળો ખી

તેજો યંત્ર.-લંબક.–એક તપેલું ઉભા ગળાનું લઈ તેમાં અર્ધા સુધી જળ નાખી તે માં કહેલા પ્રમાણે પાણી નાખી તેના મોં ઉપર બે નળી ઓનું લંબક મુકી પછી તેના સાંધાએ લોટ તથા ચૂનો મેળવી લગાડવો. પછી ચુલા ઉપર મુકી હેઠે ધીમો તાપ લગાડવો. ઉપરના લંબકમાં પાણી ઉનું થાય એ ટલે ઉપરની નળીથી તે પાણી કાઢી બાજુ ટાઢું પાણી નાખતા જવું હેઠલી હેઠે મોટા મોંનો શીશો મુકી તેમાં અરક પડે તે લેવો. આ યંત્રને લંબક એવું



કહે છે. અને કોઇ નળીકા યંત્ર એવું પણ કહે છે.

લી જાય ત્યારે એની ભસ્મ થાય. એ ભસ્મ સર્વ રોગ માત્રને દૂર કરે છે. ઇતિ पारो मारवानो क्रिया.

અથવા હથેડીના બીજને બારીક વાટી એની કુલડીઓ ૨ બનાવે, પછી ઉમેડાના દૂધમાં પારાને ખલ કરવા પછી પારાની ગોળી બાંધી એ ગોળી કુલડીમાં મુકે. એ પારાની ગોળીની નીચે ઉપર દડધલનાં ફુલ. વાવડીંગ, ખેર, એનું ચૂરણ કરી મૂકી એ કુલડીનો ગોળો કરવો. પછી એ ગોળાને ધમણથી કોયલામાં ધમાવવો. પછી એને કપડમટ્ટી દઇ ગજપુટમાં ફૂંકી દે ત્યારે એની ભસ્મ થઇ પુરી તોલ ઉતરે. એ ભસ્મ સર્વ રોગોને* દૂર કરે. ઇતિ पारा भस्मनी क्रिया.

**વસંતમાલતી રસની ક્રિયા**–સોનાના વરક માસો ૧, મોતી માસા ૨, હીંગળો માસા ૩, મરી માસા ૪. સૂરત ખાપરૂ (જસત) માસા ૮; ખાપરીઆને ગાયના મૂત્રમાં પહોર ૧૬ દોલાયંત્રથી પકવે. પછી એ સર્વને ખલમાં નાખી માખણથી ખલ કરે તે જેટલું માખણ શોષે તેટલું મેળવવું, પછી લીંબુના રસમાં પેલું માખણ સોપાઇ જાય ત્યાં સુધી ખલ કરી એની ચિકાશ દૂર કરવી. એ પ્રમાણે ચઢાય તેટલો કરે. પછી એની ગોળી કરી એને રતી ૧ પીપર (નંગ) ૨ તથા મધના સંયોગથી નિત્ય ખાય. તો વિષમજ્વરને આદિ લઇ સર્વ રોગોને દૂર કરે, §અને એને પુષ્ટાઇના સંયોગથી ખાય તો શરીરને પુષ્ટ કરે. ઇતિ ‖वसंतमालती रस.

**હીંગળો મારવાનો વિધિ**–ચોખા હીંગળાનો તોલા ૮ ભારનો ગાંગડો લઇ એને કરછીમાં

* **પારદ ભસ્માનુપાન**–એક ચણોઠીથી ૪ ચણોઠી ભાર સુધી, મરીનો ભુકો તથા ઘી એમાં અથવા પીપર અને મધમાં, અથવા ઘી અને મધમાં આપવાથી સર્વ રોગ દુર થાય છે ૧. પિત્તને ધોએલી શાકર તથા ગાયના દુધમાં ૨, વાયુને પીપરમાં ૩. કફ વિકારને આદાના રસમાં ૪. જ્વર ઉપર દોડીંગા લીંબુના રસમાં ૫. રક્તવિકારને મધમાં ૬. રક્ત અતિસારને તાંદળજાના રસમાં ૭. અતિસારને દહીંમાં ૮, પથ્ય ગાયના દુધમાં અરધું પાણી નાખી ઉકાળતાં પાણી બળવા પછી થંડુ કરી તેમાં શાકર આથવા ખાંડ નાખી નીત્ય પીવું. સળેકમ અને દુષ્ટ કફને મરીનો ભુકો, ઘી, ગોળમાં આપવું. પથ્ય ચોકાવું તથા ઉનું અન્ન તથા દહીં ખાવું ૯. કામ ઉત્પન્ન થયાને તથા બંધેજને અડદનો લોટ, ભોંય આમળાનું ચુર્ણ, જેઠીમધનું ચુર્ણ એ ત્રણે સાકર તથા દુધમાં અથવા ઘી તથા મધમા આપવાં [illegible]. પિત્ત. ભ્રમ, તરીઆ તાવને મોથ, ગળો, રતાંજળી, ધાણા, વાળો એનો ઉકાળો કરી [illegible], શાકરમાં માત્રા લઇ ઉપર ઉકાળો પીવો ૧૧. સ્વાસ, કાસ, કફ, રક્તપિત્તને [illegible] સો, હરડેના ઉકાળામાં ૧૨. મેહો વૃદ્ધિને વાસી પાણામાં મધ નાખીને પીવું અથવા [illegible]ના ઓસામણમાં આપવું ૧૩. સર્વ રોગો ઉપર સાટી આદી વગેરેના ઉકાળામાં ૧૪. રતુ પ્રાપ્ત થવાને, શુળ. રક્ત ગુલ્મને કાળા તલના ઉકાળામાં ભારંગ મૂળ, લીંકડુ, હીંગનું ચુરણ તેમાં ગોળ નાખી આપવું ૧૫. સર્વ રોગને તે રોગ ઉપર કહેલા અનુપાન યોજી આપવું ૧૬. **પથ્ય**-સિંધવ, ધાણા. જીરૂ, આદુ, તાંદળજો. વેંગણ, પડોળ. ધાણી, ઘઊં, ચોખા જુના, ગાયનું ઘી, દુધ ગાયનું, દહીં. કુવાનું પાણી. **અપથ્ય**-જંગલી વેંગણ, બીલીનાં ફળ. કોહોળું. કારેલા. અડદ. મસુર, વાલ, કળથી, સરસ, મીઠુ, તલ. અતુપમાસ, ખાટું અનાજ. કેળનાં પાન ઉપર જમવું, કાંસાનું વાસણ, ગોળ, વિકાર કરે એવા પદાર્થો, તીખું, ઊનું. કાકડી, બોરાં, કાલીંગડાં, કરમદાં, કેરાં, સ્નાન, ઉદવરતન, નીસીધ પદાર્થો. વૈ. સા.

§ **અને ક્ષય, કાસ, સ્વાસ, સરદી, ગુદામય વાયુ, ગુલ્મ,** ધાતુગતજ્વર, રક્તવિકાર, ભારે વાઈનો રોગ, સુતીકા રોગ, એ પણ દુર થાય છે. પથ્ય દુધ ભાત.

‖ વસંત માલતી રસ છે તે નવ પ્રકાર તથા ચાર પ્રકારનો છે જેમાં રાજવસંત, વસંત

મેલી એ ગાંગડાના ઉપર લીંબુનો રસ શેર ૦ા અથવા બસેર સોષાવવો. પછી હીંઘળાના ઉપર પ્યાજનો રસ સેર ૫ શોષાવવો, પછી એ ગાંગડાને કાઢી ફરી કરછીમાં મેલી એ ગાંગડાની નીચે ઉપર શેર ૦ા ની પ્યાજની લુગદી દઇ પકવે. પછી એ ગાંગડાને જુદો કાઢી લે પછી શેર ૦ા કચોલાં, શેર ૦ા રાઇ, માલકાંકણી શેર ૧, પ્યાજ શેર ૧, ઘી શેર ૧, મધ શેર ૧, એ સર્વેને બારીક વાટી એક લોંદો કરી કઢાઇમાં મૂકી લોંદાની વચ્ચે પેલા હીંઘળાના ગાંગડાને મૂકી તેની નીચે પહોર ૮ અગ્નિ બાળે ત્યારે એ હીંઘળો સિદ્ધ થઇ તોલમાં પૂરો ઉતરે રંગ લાલ હોય. ખાવાની માત્રા, અર્ધી રતીની અથવા ૧ રતી પાનમાં ખાય. પથ્યથી રહે તો સર્વ રોગોને એ દૂર કરે, ભુખ ઘણી લગાડે,અને નપુસક પણાને દુર કરે છે. ઇતિ **हिंघळो मारवानी विधि** સંપુર્ણમ. ઇતિ પુષ્ટાઇની સાતે ધાતુ, સાત ઉપધાતુને મારવાની વિધિ અને ચંદ્રોદયને આદિ લઈ રસોને ખાવાની વિધિ શંપૂર્ણ.

ઇતિ શ્રી મન્માહારાજા ધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિતે અમૃત સાગર નામ ગ્રંથે પુષ્ટાઇના સર્વ ઉપાય નિરૂપણં નામ ત્રયોવિંશતિમસ્તરંગઃ ૨૩. સંપૂર્ણ.

**તરંગ ૨૩ મુ સમાપ્ત.**

---

# તરંગ ૨૪ મું.

## આસવ (અરક) કરવાની રીત.

**દશમુલાસવની વિધિ**–શાલિપર્ણી, પૃષ્ટિપર્ણી, બંને રીંગણી, ગોખરૂ, બીલી, અરણી, અરલૂ, કુંભેર, પાઢલ, એ સર્વનાં મૂળ તોલા ૨૦-૨૦ ભાર; ચિત્રક તોલા ૧૦૦ ભાર, પુષ્કર મૂળ તોલા ૧૦૦ ભાર, લોદર તોલા ૮૦ ભાર, ગળો તોલા ૮૦ ભાર, આમળાં તોલા ૬૪ ભાર, ધમાસો તોલા ૪૮ભાર, ખેરસાર તોલા ૪૮ ભાર, વિજયસાર તોલા ૪૮ ભાર, હરડેની છાલ તોલા ૪૮ ભાર, ઉપલેટ તોલા ૩૮૪ ભાર, મજીઠ તોલા ૮ ભાર. દેવદારૂ તોલા ૮ ભાર, વાવડીંગ તોલા ૮ ભાર, જેઠીમધ તોલા ૮ ભાર, ભારંગ તોલા ૮ ભાર, કોઠું તોલા ૮ ભાર, બેહેડાની છાલ તોલા ૮ ભાર, સાટોડીનું મૂળ તોલા ૮ ભાર, પદ્‌માંસ તોલા ૮ ભાર, નાગકેસર તોલા ૮ ભાર, નાગરમોથો તોલા ૮ ભાર, ચવક તોલા ૮ ભાર, છડછડીલો તોલા ૮ ભાર, ધઉલો તોલા ૮ ભાર, ઉપલસરી તોલા ૮ ભાર, કાળીજીરી તોલા ૮ ભાર, નસોતર તોલા ૮ ભાર, નગોડ તોલા ૮ ભાર, રાસ્ણા તોલા ૮ ભાર, પીપેરો તોલા ૮ ભાર. સોપારી તોલા ૪ ભાર, કચુરો તોલા ૪ ભાર, હળદર તોલા ૮ ભાર,વરીઆરી તોલા ૮ ભાર, ઇંદ્રજવ તોલા ૮ ભાર, કાકડસીંગી તોલા ૮ ભાર.

માલતી, ક્ષુદ્રવસંત,અને વસંત છે. કસ્તુરી. અંબર સહિત રાજવસંત હોય છે; કસ્તુરી અંબર વગર વસંતમાલતી થાય છે. જેમાં કસ્તુરી,અંબર, સોનું નહીં તે ક્ષુદ્રવસંત હોય છે. જેમાં કસ્તુરી. અંબર, સોનું, મોતી નહીં તે વસંત.

જીવક તોલા ૮ ભાર, રિષભ તોલા ૮ ભાર, મેદ તોલા ૮ ભાર, મહામેદ તોલા ૮ ભાર, કાકોલી તોલા ૮ ભાર, ક્ષીરકાકોલી તોલા ૮ ભાર, રિદ્ધિ તોલા ૮ ભાર, વૃદ્ધિ તોલા ૮ ભાર, કાળી દરાખ તોલા ૨૪૦ ભાર, મધ તોલા ૧૨૮ ભાર, ધાવડીનાં ફૂલ શેર ૫, બોરડી શેર ૫, બોરડીની છાલ શેર ૫, એ સઘળાંને આઠ ગણા પાણીમાં ઉકાળતાં તેનો ચોથો હિસ્સો રાખે, અથવા એ સર્વને જો ખાંડીને મોટા માંટલામાં ઘાલી એના અનુમાન માફક પાણી નાખે. અને એ પાણીમાં ચોખો ગોળ પાકો મણ ૧ (એમણ) મેળવે, અને એ માંટલાનું મોઢું બંધ કરી ખાતર એટલે ઉકરડાની નીચે જમીનમાં ૨૧ દિવસ સુધી દાટી દેવું. પછી જ્યારે એનો જાવો ઉઠે ત્યારે એ જાવાને બીજા માટલામાં ભરી દારૂ કાઢવાના યંત્રથી એને કલાલ કને બીજા વાસણમાં એ આસવને કઢાવી લે. અને એ યંત્રના મોં પર આ (નીચે પ્રમાણે) સુગંધનાં ઓસડોની પોટલી કરી નાખવી-ખસ, ચંદનનો ચુરો, જાયફળ, લવિંગ, દાલચીની, ઇલાયચી, તમાલપત્ર, કેસર, પીપર, એ સઘળાં ઓસડો તોલા આઠ આઠ ભાર લેવાં; અને કસ્તૂરી માસા ૪, એને વાટી તે યંત્રના મૂખપર પોટલી કરી મેલવી. એવી તરેહ આ આસવ બનાવી લીધા પછી તેને પુરાણો કરી તોલા ૮ ભાર અનુમાન માફક જે મહાત્મયના પ્રકરણમાં એને પીવાની વિધિ લખી છે તે માફક પીએ, તો ક્ષય રોગ, ઓકારી, પાંડુરોગ, સંગ્રહણી, અરૂચિ, શુળ, ખાંશી, સ્વાસ, ભગંદર, વાયુના સર્વે રોગો, કોઢ, હરસ, પ્રમેહ, મંદાગ્નિ, ઉદરના સર્વે રોગ, પથરી, મૂત્રકૃચ્છ, એ સઘળા રોગોને આ દૂર કરે છે. અને ભૂખને વધારે છે, તથા નપુસકપણાને દૂર કરે છે, તથા શરીરને પુષ્ટ કરે છે, તથા શરીરમાં વીર્યને અત્યંત વધારે છે ઇતિ **दशमूलासवनी विधि.** સંપૂર્ણ. અને એવીજ રીતે સઘળા આસવ દરાખ, અંજીરને આદિ લઇ બનાવી લેવા.

---

## પાક કરવાની રીત.

**મુસળી પાક બનાવાની વિધિ**–ધોળી મૂશળી પાશેર લે. કૌંચનાં બી ટંક રા. ભોંય કોહળુ ટંક રા, ગોખરૂ ટંક રા, શતાવરી ટંક રા, કાંસકીનાં બીજ ટંક ૧, ગંગેરણીની છાલ તોલા ૪ ભાર, તજ તોલા ૪ ભાર, સુંઠ તોલા ૪ ભાર, એને બારીક વાટી એની બરાબરના ઘીમાં એને કરમોડી ૧૦ શેર દૂધમાં પકવી તેનો ખરો એટલે આકરો માવો કરે. પછી ૭ શેર ખાંડની લાડવા સરખી ચાસણી કરી એ ચાસણીમાં પેલો માવો નાખે, અને બીજાં આ ઓસડો પણ ચાસણીમાં નાખવાં-મરી ટંક રા. પીપેરો ટંક રા. સુંઠ તોલા ૮ ભાર, દાલચીની તોલા ૪ ભાર. તમાલપત્ર ટંક રા, ઇલાયચી તોલા ૪ ભાર. નાગકેસર તોલા ૮ ભાર, કસ્તૂરી માસા ૪, લવીંગ તોલા ૪ ભાર, જાયફળ તોલા ૪ ભાર, જાવંત્રી તોલા ૪ ભાર, વંશલોચન તોલા ૪ ભાર, એ ઓસડોને જૂદાં જૂદાં ખાંડી એ ચાસણીમાં નાંખે; અને લોહભસ્મ, વંગ, અબરખ, મૃગાંક, અને હરગૌરીરસ, એ પણ અનુમાન માફક ચાસણીમાં નાખે; ચારોળી, પસ્ત એ પણ અનુમાન માફક એ ચાસણીમાં નાખ્યા પછી એનો એક જીવ કરી તોલા ૪ ભારની લાડુડીઓ વાળી લાડુડી એક સવારમાં તથા એક સંધ્યા કાળે રોજ ખાય. તો શરીરને પુષ્ટ કરે અને પ્રમેહાદિક સર્વ રોગોને એ દૂર કરે છે. ઇતિ **मुसळी पाकनी विधि संपूर्ण.** અને એવીજ રીતે સઘળા પાક કરી લેવા. ૧.

## શિલાજીતને શોધવાની વિધિ

*સિલાજીત જે પર્વતનો મદ તેને લે અથવા જેમાંથી એ નીકળ્યો હોય તે પથ્થરના કકડાને લે, પછી તે સિલાજીતને ગાયના દૂધમાં ભિજાવે, અથવા ત્રિફળાના ઉકાળામાં ભિજાવે, અથવા ભાંગરાના રસમાં ભિજાવે. ૧ દિવસ પછી તે વાસણમાં કસણી ખુબ મસળે, પછી એને લુગડે ગાળીને તડકામાં મેલી સુકવી લે ત્યારે એ શુદ્ધ થાય ૧.

**અથવા**--શિલાજીતના કાંકરાને લઇ તેને વાટી ગરમ પાણીમાં ૨ પહોર રાખે. પછી તેને મસળી બીજા માટીના વાસણમાં લુગડાથી ગાળી લે, પછી તે વાસણને તડકામાં મેલી ઉપરનું પાણી બીજા વાસણમાં નિતારી લે, એવી તરેહ વારંવાર ૨ મહિના સુધી કરતજાય ત્યારે એ શિલાજીત શુદ્ધ થાય, અગ્નિમાં નિધુંમ હોય, અને અગ્નિમાં મૂકવાથી લિંગોપામ ખડો થઇ જાય. એ શોધ્યા શિલાજીત પ્રમેહને આદિ લઇ ઘણા રોગોને દૂર કરે છે, અને શરીરને પુષ્ટ કરે છે. ઇતિ शिलाजित* शोधन विधि.

## ખાર બનાવાની વિધિ.

(જવખારને આદિ લઇ સઘળા ખાર કરવાની વિધિ લખીએ.)

**જવખાર બનાવાની વિધિ**-લીલા પાકા જવને કાપીતેને સુકવી લેવા, પછી બાળી તેની રાખ કરી તે રાખને વાસણમાં ૨ દિવસ શુધી પલાળી દેવી, પછી ઝોળીએ લુગડું બાંધી તે લુગડામાં એ રાખ સમેત પાણી નાખી દે. જ્યાં સુધી તેમાંથી ખારૂ પાણી નીકળે ત્યાં સુધી બીજું પાણી નાંખતાં જવું. પછી તે પાણીને કઢાઇમાં નાખી એ પાણી બાળી દઇએ ત્યારે એ કઢાઇમાં તે પાણીનો મીઠા સમાન ખાર જામિ જાય. એવી તરેહ સઘળા ખાર કરી લેવા. ઇતિ जवखारने आदि लइ सर्व खारने बनावानी विधि.

**ચણાનોખાર બનાવાની વિધિ**-મહા મહીનામાં ચણાનું ખેતર હોય છે તે ઠેકાણે ચણા ઉપર ઝીણું લુગડું ત્રણ ચાર ઘડી રાત રહે ત્યારે ચતૂર આદમી ફેરવી લાવે (એવી રીતે) એજ લૂગડું રોજ દિન ૧૫ સુધી ફેરવે અને નિત્ય તે લૂગડાને ટાટ સરખું જાડું થઇ જાય ત્યાં સુધી સૂકવતાં જવું. પછી એ લુગડાને પાણીમાં ભીંજવી દઇ કઢાઇમાં બીજા લુગડાથી એ પાણી ગાળી લે પછી કઢાઇમાં એ નીતરૂ પાણી નાખી ચાસણી સમાન જાડું કરી બીજા વાસણમાં ભરી રાખે, તો એ ચોખો ચણખાર થાય. અને એ ઘણો ખાટો હોય. ઇતિ चणखार बनावानी विधि. સંપૂર્ણ.

---

* ગ્રીષ્મ રૂતુના વિશે પર્વતો ઉપર મોટી મોટી શિળાઓ હોય છે. તે તડકાથી તપે છે તેથી તેઓ પરહો છુટી તે થકે રસ ઝરી જામે છે તેને શીલાજીત કહે છે.

* ગ્રીષ્મ રૂતુમા જે પર્વતમાં કોઇ પણ ઠેકાણે પાષાણનો મદ ચુએ છે તે ચુતા પથ્થરનો કકડો લઇ તેના ફોડાને ઝીણા ચીણા પ્રમાણે તુકડા કરવા તે ઉપર કહ્યા છે. ગ્રંથમાં એજ ક્રિયાએ કરી શિલાજીત પ્રગટ કરવી પણ તે અસલ શિલાજીત મળે નહીં તો તેમ કરી કરવી યોગ્ય છે.

## સ્નેહ વિધિ. (પીચકારીની વિધિ)

સ્નેહ ચાર પ્રકારના છે. ઘૃત ૧. તેલ ૨, વશા એટલે શુદ્ધ માસનું ઘી ૩, મજ્જા એટલે મીંગી તે હાડકાંમાંથી નિકળે ૪. એ ચારે સ્નેહ પુષ્ટ કર્તા છે.

## સ્વેદ વિધ.

સેક ચાર પ્રકારના. તાપ ૧, ઉષ્ણ ૨, ઉપનાહ ૩, દ્રવસ્વેદ ૪, તાપ અને ઊષ્ણ સેક કફના રોગને દૂર કરે છે. વાલૂરેત (નદીની રેત, ખાર, લૂગડું, ગરમ હાથ, ઢાંકણી, સગડી, એટલાથી સેક કરે પસીનો આવે તેને તાપ સ્વેદ કહિયે ૧. લોઢાની ગાંઠ, ઈંટ, આદિના તપાવાથી પસીનો આવે તેને ઉષ્ણ સ્વેદ કહિયે ૨. તાપ અને ઉષ્ણ એ બંનેના મળવાથી જે પશીનો આવે તેને ઉપનાહ સ્વેદ કહિયે ૩. અને શરીરને લૂગડાથી ઢાંકીને શરીરના ઉપર ગરમ ખટાશનું પાણી સીંચે અથવા વાયુને દૂર કરનારાં ઓસડોનાં ગરમ ગરમ પાણી શરીરના ઉપર નાંખે પશીનો ઘણો આવે તેને द्रव स्वेद કહિયે ૪. એ ચારે સ્વેદ વાયુના રોગોને દૂર કરે છે.

**મહાસાલ્વાણ સ્વેદ**–કુલત્થ, અડદ, ઘઉં, અલશી, તલ, સરસવ, વરીઆરી, દેવદારૂ, નગોડ, જીરૂં, એરંડી, એરંડાનું મૂળ, રાષ્ણા, સરગવાનું મૂળ, એ સર્વને ખાર સમેત કાંજીથી અથવા કોઇ ખટાશથી બારીક વાટી તેને ગરમ કરી શરીરે જ્યાં વા આવ્યો હોય ત્યાં સેકે, તો વાયુના સઘળા રોગ જાય. ઇતિ महासाल्वाण स्वेद. ઇતિ સેક વિધિ.

## ઉલટીની વિધ.

શરદ, વસંત, વર્ષા એ ઋતુઓમાં મનુષ્ય માત્રને ઉલટી અને જુલાબ લેવો યોગ્ય છે. જેના શરીરમાં કફના રોગ હોય, હૈયાને આદિ લઇ દૂખતાં હોય, અને વિષના દોષ હોય, મંદાગ્નિનો તથા શ્લીપદનો તથા કોઢનો રોગ હોય. વિસર્પ, પ્રમેહ, અજીર્ણ, ભ્રમ, ખાંશી, સ્વાસ, પીનસ, મૃગી, ઉન્માદ, રક્તાતિસાર, નાક, તાળવુ, હોઠ, કાન એ પાકી ગયાં હોય; બે જીભો થઇ ગઈ હોય, અતિસાર હોય, પિત્ત કફના રોગ હોય, મેદ વધી ગયો હોય, મસ્તકના રોગ હોય, પાંસળાં દૂખે, તત્કાળ તાવ આવે, અને અરૂચિ હોય, એ સઘળા રોગોમાં ઉલટી કરવી યોગ્ય છે. ઉલટીથી એ રોગ જાય ૧. અને આટલા રોગોમાં ઉલટી કરાવીએ નહીં--તિમિરના રોગમાં, ગોળાના રોગમાં, ઉદરના રોગમાં, દૂર્બળ તથા, બૂઢાને, ગર્ભિણી સ્ત્રીને, અને સ્થળને, ચોટ લાગી હોય તેને, મેદવાળાને, ભૂખ્યાને, ઉદાવર્ત્તિને, વાયુના રોગીને, એને ઉલટી કરાવવી નહીં.

**ઊલટીની વિધિ**–કાંજી કે ઘેંસ રાબડી પાતળી પેટ ભરી ખવરાવવી, અને કાંજીમાં દૂધ, છાશ, દહી એ નાખીને અત્યંત ઘણી કંઠ પર્યંત ખવરાવવી; પછી સિંધવખાર, મધ, વજ, આ ખવરાવી ઉપર ગરમ પાણી પીવડાવી ગળામાં આંગળી ઘાલી ઉલટી કરાવીએ ૧. અથ

વા કડુ અને તીખી વસ્તુ અથવા મીંઢળનું ચૂર્ણ ગરમ ગરમ પાણીથી લે, અથવા ફટકડી. તમાકૂ આદિ ગરમ પાણીથી લે. તો ઉલટી થાય. અથવા લીમડાને આદિ લઇ કડવી વસ્તુઓથી ઉલટી થાય. તો આ ઉપર કહેલા સર્વે રોગ જાય અને ઉલટી કર્યા પછી જીભે જીરા આદિ સારી વસ્તુઓ લગાવે, અથવા બીજોરા વગેરે સારી વસ્તુઓ લગાવે. અત્તર વગેરે સુગંધિની વસ્તુઓ સૂંઘવી; સારૂં સારૂં ભોજન કરવું. ઇતિ **વમન વિધિ.**

## વિરેક એટલે જુલાબની વિધિ.

પ્રથમ પુરૂષને વિધિ પૂર્વક ઉલટી કરાવીએ, પછી તેને શરીરના કફના રોગ જ્યાં સુધી પચિ જાય ત્યાં સુધી પાચન વસ્તુ આપવી. તેને સરદ અને વસંત ઋતુમાં નિશ્ચય જુલાબ આપવો અને જુલાબ લેવાથી નિશ્ચય રોગ જાય ત્યારે ગમે તે ઋતુમાં જુલાબ આપવો. અને

**આટલા રોગ વાળા મનુષ્યોને નિશ્ચય જુલાબ આપે ત્યારે એ રોગ જાય**—અજીર્ણ જ્વર હોય, જેના શરીરમાં મળનો સંગ્રહ હોય; વાતરક્ત વાળા, ભગંદર વાળા, હરસ વાળા, પાંડુ રોગી, ઉદર રોગી, ગોળાનો રોગી, હૃદ્રોગી, અરૂચિના રોગ વાળા, યોનિ રોગ વાળી, ગરમીના રોગી, પ્રમેહના રોગી, વ્રણના રોગી, ફોલ્લાના રોગી, વિશૂચિકાના રોગી, નેત્રના રોગી, કૃમિના રોગી, શૂળના રોગી, કોઢી, કાનના રોગી, નાસીકાના રોગી, માથાના રોગી, મૂખના રોગી, સોજાના રોગી, મૂત્ર ધાતના રોગી, આ રોગો વાળા મનુષ્ય જુલાબ લે, તો એ રોગ તત્કાળ જાય ૧. **અને આટલા રોગ વાળા મનુષ્ય જુલાબ લે નહીં**-બાળક, બુઢા, જેનું શરીર ઘણું ચિકણું હોય, શસ્ત્ર વાગવાથી ક્ષીણ પડી જાય, ભયભીત, ખેદ યુક્ત, તરસ્યા, સ્થૂળ પુરૂષ, ગાર્ભણી સ્ત્રી, તત્કાળ તાવ ચઢ્યો હોય તે, તત્કાળ જેને સંતતિ થઇ હોય એવી સ્ત્રી, મંદાગ્નિ વાળા, મેદના રોગ વાળા, લૂખાં જેનાં શરીર હોય, એટલા રોગ વાળા પુરૂષ જુલાબ લે નહીં. અને પિત્તની પ્રકૃતિ વાળાને કોમળ જુલાબ આપવો. અને કફની પ્રકૃતિ વાળાને મધ્યમ જુલાબ આપવો. અને વાયુની પ્રકૃતિ વાળાને કરડો જુલાબ આપે ત્યારે એ સર્વને સારૂ થાય.

**મૃદુ જુલાબ લખીએ છીએ**—દરાખ. દૂધ, હરડેને આદિ લઇ.

**મધ્યમ જુલાબ લખીએ છીએ**—નસોતર. કડુ. ગરમાંળાને આદિ લઇ.

**તીક્ષ્ણ એટલે કરડો જુલાબ લખીએ છીએ**—થોરનું દૂધ, ચોખ. દંતી. નીપાળો, અને ઇચ્છા ભેદીને આદિ લઇ.

**પુન: જુલાબ લેવાની વિધિ**—પ્રથમ પાંચ સાત દિન તો પુરૂષ મૂજસ (પાચન રૂપી ઉકાળો) લે- સોનામુખી ટંક ૨॥, જીરૂ ટંક ૧॥. વરીઆરી ટંક ૨॥. કાળી દરાખ ટંક ૨॥. ગુલાબનાં ફૂલ ટંક ૨॥. ખાંડ ટંક ૧૦, એ સર્વને પોણો (૦॥।) શેર પાણીમાં ઉકાળતાં (૦।) શેર પાણી રાખવું. પછી એ પાણીને ગાળી નિત્ય દિન ૪ પીએ, તો પેટનો મળ પચે અને થોડો થોડો નિકળ્યા કરે અને રોજ ચોખાની ખીચડી ઘી સમેત ખાવી અને પાંચમે દાહાડે સોનામુખી ટંક ૧૦, નસોતર ટંક ૧૦. ગુલકંદ ટંક ૧૦, જીરૂ ટંક ૨॥, વરીઆરી ટંક ૫, ખાંડ ટંક ૧૦, એને ઉકાળી રોજ બે ચાર દાહાડા સુધી લે, અને ઘી સમેત ખીચડી ખાય, તો જુલાબ સારો

લાગે ને એથી સઘળા રોગો જાય. ખાટું ખારૂં ખાવું નહીં. જુલાબમાં દસ્ત (ઝાડા) ૩૦ આવે. તો ઉત્તમ જુલાબ જાણીએ; અને દસ્ત ૨૦ આવે તો મધ્યમ જુલાબ જાણીએ અને દસ્ત ૧૦ આવે તો હીણ જુલાબ જાણજો ૧.

**છ રૂતુના જુદા જુદા જુલાબ.**

**વસંત રૂતુનો જુલાબ**–વસંત ઋતુમાં તો સોનામુખી, નસોતર, ગુલાબનાં ફુલ, વરીઆરી, જીરૂ, ખાંડ ચાની, એનો જુલાબ લેવો ૧.

**ગ્રીષ્મ રૂતુ**–માં નસોતર, શાકર, એ બન્નેને બરાબર લઇ તેનો જુલાબ લે તો રોગ જઇ શરીર શુદ્ધ થાય ૨.

**વર્ષા કાળનો જુલાબ લખીએ છીએ**–નસોતર, પીપેર, દરાખ, સુંઠ, મધ, એના જુલાબ લે, તો રોગ જાય ૩.

**શરદ રૂતુનો જુલાબ લખીએ છીએ**–નસોતર, ધમાસો, નાગરમોથો દરાખ, નેત્રવાળો, જેઠીમધ, સૂખડ, સોનામુખી, શાકર, એનો જુલાબ લે તો રોગ જાય ૪.

**હિમ રૂતુનો જુલાબ લખીએ છીએ**–નસોતર, ચિત્રક, પાઢ, ચોખ, સોનામુખી વજ,એનો જુલાબ ગરમ પાણીથી લે, તો રોગ જાય ૫.

**શિશિર રૂતુનો જુલાબ લખીએ છીએ**–નસોતર, પીપેર, સુંઠ સિંધવખાર, મધ, સોનામુખી, એનો જુલાબ લે, તો રોગ જાય ૬.

---

## ભયાદિ મોદક લખીએ છીએ.

હરડેની છાલ, મરી, સુંઠ, વાવડીંગ, આંમળાં, પીપેર, પીપળી મૂળ, તજ, તમાલપત્ર, નાગરમોથો, આ સર્વ બરાબર લઇ એનાથી ત્રણ ઘણી દાંતી લે, અને એ સર્વથી આઠ ઘણું નસોતર લે, અને એ સર્વથી છ ઘણી શાકર લઈને એ સર્વને બારીક વાટી મધમાં ટંક ૨ા પ્રમાણની ગોળી બાંધ્યા પછી ગોળી ૧ એક પ્રભાતેજ શીતળ પાણીથી લે, તો જુલાબ ચોખો ઉતરે. અને જ્યાં સુધી ઘણું ગરમ પાણી પીએ નહીં ત્યાં સુધી જુલાબ લાગ્યા કરે, તો મનુષ્યના આ સઘળા રોગો જાય વિષમજ્વર, મંદાગ્નિ, પાંડુરોગ, ખાંશી, ભગંદર, પ્રમેહ, રાજ્યક્ષ્મા, નેત્રરોગ, હરસ, કોઢ, કંઠમાળા, ઉદરના રોગ, વાયુના રોગ, આફરો, મૂત્રકૃચ્છ, પથરી, જાંઘ, કેડની પીડા આ સઘળા રોગોને એ અભયાદિ મોદક દૂર કરે છે અને જુવાન કરે છે. ઇતિ * अभयादि मोदक १.

**જુલાબ લેનારા આટલી વસ્તુઓ કરે તે લખીએ છીએ**–જુલાબ લાગ્યા પછી સીતળ પાણીએ આંખો ધોવી, અત્તર સુંઘવું, પાન ખાવાં, પવનના સ્થાનમાં રહે નહીં, શીતળ પાણીથી નહાય નહીં, ગરમ પાણી વારંવાર પીએ જ્યાં સુધી પૂરો જુલાબ લાગે (ત્યાં સુધી , અને વચમાં એવું નહીં કરે, તો નાભિ તથા કુખમાં શુળ ચાલે પછી ઝાડો ઉતરે નહીં, તથા પવ

---

* અભયા મોદક નામે ઔષધિ છે તે શ્રેષ્ટ છે. એને વાસ્તે ઓસડો તાજાં લેવાં; બગડેલાં, સડેલાં, ઘણા દહાડાના લેવાં નહીં, અને અભયા નામ હરડેનું છે, તે મોટી હરડેની છાલ લેવી. અહીં છાલ કહી છે તે હરડેની ગોટલી કાઢી નાંખી જાડી છાલ રહે તે લેવી. અને ઘણી સાવચેતીથી ઔષધિ બનાવવી. આ ઔષધિ તપાસ કરીને આપવાની છે.

ન સરે નહીં, પિત્ત આદિ રોગ થઈ જાય, શરીર ભારે રહે, દાહ અરૂચિ તથા આફરો થાય ફે ર આવે, એોકારી થાય તો પછી તેને પાચના દિક આપી શુદ્ધ કરે, તો એ સર્વ રોગ જાય; અ ને ભૂખ લાગે, શરીર હલકું રહે ૧. અને જુલાબ ઘણો લાગે તો મૂર્છા થાય, ગુદા બહાર નિક ળી આવે-અને શૂળ આલે, અને અતિસારને આદિ લઇ બીજા પણ રોગો થાય ત્યારે તેને શી તળ પાણીથી સ્નાન કરાવવું. અને ભાત. શાકર, મધ, શિખરણી. દહીં. એ સર્વ ખવરાવવું. અને બકરીનું દૂધ શાકર નાખી પાવું. અને સાઠી ચોખા. મસૂર, એ ખવરાવે, તો જુલાબ ઘણો થંભે.

સારો જુલાબ લાગે તેનાં લક્ષણ લખીએ છીએ–મન પ્રસન્ન રહે-વાયુ સરે-સર્વ ઇંદ્રીઓ માં બળ થઇ જાય-બુદ્ધિ નિર્મળ થઈ જાય-ભૂખ સારી પેઠે લાગે-સર્વ શરીરમાં બળ હોય ૧. ઇતિ **विरेचन** એટલે **जूलाबनी विधि संपूर्ण.**

## ૭ રૂતુમાં હરડે ખાવાની વિધિ.

ગ્રીષ્મ રૂતુમાં એક હરડેની છાલનું ચુર્ણ કરી તેમાં બરાબરનો ગોળ મેળવી નિત્ય દિન ૬૦ સુધી ખાય તો રોગ થાય નહીં. અને વર્ષા ઋતુમાં બે હરડેનું ચુર્ણ કરી સિંધવખારની સાથેખા ય તો રોગ થાય નહીં. અને શરદ રૂતુમાં સાકર ની સાથે ત્રણ હરડેનું ચૂર્ણ ખાય તો રોગ થાય નહીં. અને હિમ ઋતુમાં ચાર હરડેનું ચૂર્ણ સુંઠની સાથે ખાય તો રોગ થાય નહીં. અને શિશિ રઋતુમાં ૫ હરડેનું ચુર્ણ પીપરની સાથે ખાય તો રોગ થાય નહીં. અને વસંત ઋતુમાં ૬ હર ડેનું ચૂર્ણ મધની સાથે ખાય તો રોગ થાય નહીં. ઇતિ ૬ **रूतुमां हरडे खावानी विधि.**

---

## વસ્તિ કર્મની વિધિ લખીએ છીએ.

વસ્તિ કર્મ એટલે પિચકારીની વિધિ. તે જે રોગીનાં મળ મુત્ર વાયુના આજારે કરી રોકા ઇ ગયાં હોય તેને પિચકારી ઇંદ્રીમાં. ગુદામાં લગાવે. એ પિચકારી જસતની નળી ઘાલી બક રાના આંડની બને છે. અથવા સોનાને આદિ લઇ ધાતુઓની નળી ગાયના પૂછડાને આકારે બને છે તે. ઓસડનું પાણી ભરી ઇંદ્રીમાં અથવા ગુદામાં વસ્તિ કર્મ કરે તો વાયુના સર્વ રોગો જાય. તે આ વસ્તિ કર્મ બે પ્રકારનાં છે અનુવાસન નામે ૧, નિરૂહ નામે ૨–તેલ, ઘી, આદિ ની જેને પિચકારી લગાવે તેને અનુવાસન વસ્તિ કર્મ કહિયે. અને નિરૂહ વસ્તિનો ભેદ એક ઉત્તર વસ્તિ છે ૧-અને અનુવાસનનો ભેદ માત્રા વસ્તિ છે ૨-એનું તોલ ૮ તોલા ભાર પાણીનું છે. આટલા રોગ વાળાને અનુવાસન વસ્તિ લગાવે નહીં-ભષ્મક રોગ વાળાને, કેવળ વાયુના રે ગ, ભયયુક્તને. મૂર્છા. અરૂચી, ખાંશી, સ્વાસ, ક્ષય. એ રોગ વાળાને તથા ભયભીતને અનુવા સન વસ્તિ મારવી નહીં. અને આ રોગ વાળાને અનુવાસન વસ્તિ કરવિ-એક વર્ષથી લઇ ૭ વર્ષ સુધીનાને ૭ આંગળની પિચકારીની વસ્તિ લગાવવી. અને બાર વર્ષ વાળાને આઠ આંગ ળની તથા બાર વર્ષ ઉપરાંત વાળાને બાર આંગળની પિચકારી લગાવવી. પછી તો બુદ્ધિના અ નુમાનથી લગાવવી. એ પિચકારીને ઘી લગાવી મારવી. અને વસ્તિ કર્મથી શરીરમાં બળ વધે, રોગ જાય, અને શીતકાળમાં તથા વસંત ઋતુમાં દહાડામાં સ્નેહની વસ્તિ લગાવવી. અને ગ્રી ષ્મ ઋતુ, વર્ષા ઋતુ અને શરદ ઋતુમાં, રાત્રે અનુંવાસન વસ્તિ કર્મ કરવું, અને ઘણું ચિકણું ભોજન કરાવે નહીં, પણ હલકું ભોજન કરાવવું. અને સ્નેહમાં વરીઆરીનું પાણી સિંધવખા

ર નાખી ગુદામાં વસ્તિ લગાવવી. (એમકે) ગરમ પાણી * પાઇ ભોજન કરાવી, તથા ફેરવી, તથા મળ મૂત્રાદિક કરાવી ડાબા પસવાડા તરફ સૂવાડી, ડાબી જાંઘ પસારી, બીજી જાંઘ ઊંચી કરી ગુદામાં સ્નેહની પિચકારી દઇ (ઘાલી) ડાબા હાથથી પકડીને જમણા હાથથી દાબે ત્યારે ગુદામાં પિચકારીનું પાણી અને સ્નેહ જઇ પડે અને પિચકારી લગાવે તો. એ લગાવનારો પુરૂષ તથા લેનારો પુરૂષ આટલી વસ્તુ કરે નહીં બગાસાં, ખાંસી, છીંક એ લે નહીં. ૩૦ તાળીઓ વગાડે ત્યાં સુધી અથવા મોંઢેથી ૧૦૦ સુધીની ગણતરી કરે ત્યાં સુધી વસ્તિ કર્મ કરે, પછી સર્વ શરીરને પસારી સીધો સુએ; પછી બંને પગનાં આંગળાં તથા અ ગુઠાને ચતુર આદમી કન ખેંચાવે પછી સજ્જાની ઉપર છતો સુઇ ઊંઘ લે, એવી તરેહ કરે તો એ વસ્તિ વાયુના સઘળા રોગોને દૂર કરે, અને ગુદામાં લીધો જે વસ્તિ તે મળ સમેત ગુદામાંથી સર્વ મળને તથા સઘળા વાયુના રોગોને દૂર કરે છે. અને અનુવાસન વસ્તિ કર્મ આ વિધિથી છ સાત, આઠ, નવ વાર એકેક દિનના આંતરાથી કરવાથી સર્વ વાયુના રોગોને દૂર કરે છે-અનુવાસન વસ્તિ કર્મ કર્યા પછી નિરૂહ વસ્તિ કરવી. અને જો મલાશયમાં અથવા પક્વાશયમાં અનુવાસન વસ્તિ ચલાવાથી તેજ જગાએ તેનું સ્નેહ યુક્ત પાણી વગેરે રહી જઇ ગુદામાંથી પેડુને મસળવાથી પણ નિસરે નહીં તો નિરૂહ વસ્તિ ફરી કરવી. તે ઓસડોની બત્તી કરી ગુદામાં ચલાવે, તો વાયુ સરે અને તેનો મળ નિકળી જાય ને શરીર શુદ્ધ થાય, અથવા જુલાબ આપી કાઢે.

**અનુવાસન વસ્તિ લગાવાનું તેલ**—ગળો, એરંડાનું મૂળ, કાચકીનું મૂળ, ભારંગ, અરડુસો, રોહિષ, સતાવરી, સરગવો, કાગલહરી, એને તોલા ચાર ચાર ભાર લે, અને જવ, અડદ, અલસી. બોરડીનું મૂળ કુલત્થ, એ શેર શેર લેવું, એ સર્વે ઓસડોને ૬૪ શેર પાણીમાં ઉકાળી એનો ચોથો ભાગ રાખી તેમાં મીઠું તેલ શેર ૪ પકવી લેવું (તે એમકે) એ રસ સર્વે બળી જાય ને તેલ માત્ર આવી રહે ત્યારે એ તેલને ગાળી તોલા ૪ ભાર તેલની પિચકારી ગુદામાં લગાવે, તો વાયુના સર્વ રોગો દુર થાય. ઇતિ अनुवासन तैलं. ઇતિ અનુવાસન વસ્તિ વિધિ.

**નિરૂહ વસ્તિ કરવાની વિધિ**—નિરૂહ વસ્તિ તો ઘણા પ્રકારના છે, અને તેનાં ઘણાએ કારણ છે. અને નિરૂહ વસ્તિનું આ સ્થાપન પણ નામ છે. અને નિરૂહ વસ્તિનું તોલા ૨ા ભાર લગાવાનું પ્રમાણ છે. આટલા રોગ વાળાને નિરૂહ વસ્તિ લગાવવી—જેનું શરીર ચિકણું ઘણું રહે, તથા હૈયામાં ચોટ લાગી હોય, શરીર ક્ષીણ હોય, * આફરાનો રોગ હોય, એકારોનો રોગ હોય, હિચકી, હરસ, સ્વાસ, ખાંશી. ગુદાનો સોજો, અતિસાર. વિશૂચિકા, ઉદાવર્ત્ત, વાતરક્ત, વિષમ જ્વર. મૂર્છા. તરસ. ઊદરરોગ, આફરો, મૂત્રકૃચ્છ, પથરી, ચરણ (પગ) રોગ, મંદાગ્નિ, શૂળનો રોગ, અમ્લપિત્ત, હૃદયના રોગ, આ સઘળા રોગોમાંનો જેને કોઈ રોગ થાય તેને નિરૂહ વસ્તિ દેવા છતાં આ-સર્વે રોગોને દૂર કરે છે. અને નિરૂહ વસ્તિના દેવાની વિધિ અનુવાસન વસ્તિ

---

* ભોજન કરતાં ગરમ પાણી પીવામાં વાપરવું

* આફરો એટલે પેટનું ફુલવુ, તે અનેક પ્રકારથી થાય છે. પરંતુ વસ્તિ કર્મને વાસ્તે સાધારણ આફરાનો રોગ નહીં છે. સાધારણ આફરો તો હિંગાષ્ટક ચુર્ણને આદિ લઇ ઔષધિથી આરામ થાય છે. અને મોટા કારણોથી થતા પેટના આફરાના રોગ ઉપર વસ્તિ કર્મ કરવું તે તપાસ કરીને કરવું કેમકે એ કામ જરા ભારે છે.

ની વિધિમાં લખી દીધી છે. અને આ નિરૂહ વસ્તિ પણ બે ચાર વાર એક એક દિવસના અંતરથી પાછળ લખી છે તેજ વિધિથી દેવી; અને કેવળ વાયુના વિકાર હોય તો કરેડી, કડવી સ્નેહ સંયુક્ત દેવી, અને પિત્તના વિકાર હોય તો દૂધ સંયુક્ત બે વસ્તિ દેવી. અને કફના વિકાર હોય. તો કરેડી, કડવી અને મૂત્રને આદિ લઈ નિરૂહ વસ્તિ દેવી. અને સુકુમારને, બાળકને, બુઢાને મૃદુ વસ્તિ દેવી.

**ઉત્કલેશન વસ્તિ વિધિ**–દીવેલીઓ, મહુડાની છાલ, પીપેર. સિંધવખાર, વજ, બેંણીના ઝાડવાની છાલ, એને ઉકાળી એની વસ્તિ આપવી. ઇતિ ઉત્કલેશન વસ્તિ.

**દોષ હર વસ્તિની વિધિ લખીએ છીએ**–વરીઆરી. જેઠીમધ, બીલી, ઇંદ્રજવ, એને કાંજી તથા ગાયના મૂત્રમાં વાટી આપે, તો સર્વ દોષ જાય. ઇતિ **दोष हर वास्ति.**

**લેખન વસ્તિ લખીએ છીએ**–ત્રિફળાનો ઉકાળો, ગાયનું મુત્ર, મધ, જવખાર એની (વસ્તિ) આપીએ તો દોષ જાય. ઇતિ **लेखन वास्ति.**

**શોધન વસ્તિ લખીએ છીએ**–હરડે, ગરમાળાને આદિ લઇ એનો જુલાબ અથવા એની પિચકારી મારે તેને **शोधन वास्ति कहिये.**

**શમન વસ્તિ**–ધઉસો. જેઠીમધ. નાગરમોથો, રસોત, એને દૂધમાં વાટી એની પિચકારી મારે તેને **शमन वास्ते कहिये.**

**બૃંહણ વસ્તિ લખીએ છીએ**–પુષ્ટાઇના ઓખડો આદિનો ઉકાળો કરી તેમાં * મીઠી વસ્તુ મેળવી તથા ઘી, માંસ. આદિ. એની પિચકારી મારે તેને **बृहण वास्ति** કહિયે.

**પિચ્છિલ વસ્તિ લખીએ છીએ**–બોરડીનાં પાન, શતાવરી લ્હેસુવા મોચરસ, એને દૂધમાં પકવી તેમાં મધ નાખી પિચકારી મારે તેને **पिच्छिल वास्ति** કહિયે.

**નિરૂહ વસ્તિના તોલનું પ્રમાણ લખીએ છીએ**–પ્રથમ તો કિંચિત સિંધવખાર નાખે, પછી તેમાં શેર ૦॥ અર્ધો મધ નાખે, અને શેર ૦॥ અધો ઘી નાખી એ ત્રણેને ખુબ મથી એની પિચકારી પાંચ સાત વાર એકેક દહાડાના આંતરાથી ચતુરાઇથી મારવી. આ નિરૂહ વસ્તિના તોલનું પ્રમાણ છે. ઇતિ **निरूह मात्रा विधि.**

**મધુ તેલ વસ્તિની વિધિ લખીએ છીએ**–એરંડાના મૂળનો ઉકાળો કરી તેમાં મધ અને મીઠું તેલ તોલા ૪ ભાર નાખે. અને વરીઆરી તોલા ૨ ભાર. સિંધવખાર તોલા ૧ ભાર. એને વાટયા પછી એને મથિ ને એની પિચકારી લગાવે, તો મેદ, ગોળો, કૃમિ. ફીયો. મળના રોગ, ઉદાવર્ત. એ સર્વ રોગોને આ વસ્તિ દૂર કરે છે. અને શરીરમાં બળને વધારે છે. ઇતિ **मधु तैलनी वास्ति.**

**સ્થાપન વસ્તિ**–મધ. ઘી દૂધ. તેલ. એ બબે તોલા ભાર લઇ તેમાં બેંણીની છાલનો રસ તથા સિંધવખાર તોલા ૧ ભાર નાખી એ સર્વનો એક જીવ કરી પિચકારી મારે તેને **स्थापन वास्ति** કહિયે.

**સિદ્ધ વસ્તિ લખીએ છીએ**–પીપેર. પીપળી મૂળ, ચવક, ચિત્રક, સુંઠ, એનો ઉકાળો કરી તેમાં તેલ, મધ, સિંધવખાર. જેઠીમધ; એને ઉકાળી એ પણ મેળવી એની પીચકારી લગાવે તેને **सिद्ध वास्ति** કહિયે.

---

* ગળી

ફૂળ વસ્તિ લખીએ છીએ-ગુદામાં તથા આહાર ધી લગાવી પોતાના અંગુઠા પ્રમાણે જાડી ડંડીકી ૧૨ આંગળની અર્ધી ગુદામાં ચલાવે, ને તેની ચતુરાઇથી પિચકારી મારે તેને फलवस्ति कहिये. અને નિરૂહ વસ્તિનો ભેદ ઉત્તર વસ્તિ છે. અને વસ્તિ કર્મ કરાવનારો ગરમ પાણીમાં સ્નાન કરે, તથા દહાડે સૂએ, તથા અજીર્ણ અને કંઇ પણ કુપથ્ય કરે નહીં. ઇતિ અનુવાસન અને નિરૂહ વસ્તિને આદી લઇ સર્વ વસ્તિની વીધિ સંપુર્ણ.

## ધૂમ પાન.

(હુક્કાને આદિ લઇ ધુમ પાનની વિધિ લખીએ છીએ.)

ધૂમપાન ૭ પ્રકારનાં છે. શમન ૧, બૃંહણ ૨. રેચન ૩. કાસહર્તા ૪. વમનકર્ત્તા ૫, વ્રણ ધૂપન ૬, તીક્ષ્ણ ઓસડોના ધૂમપાનને શોધન કહિયે ૭. આટલા રોગીઓને ધૂમપાન કરાવે નહીં.-ખેદ સંયુક્તને, ભયભીતને, દુખીને. દાંતના રોગીને, રાત્રે જાગ્યો હોય તેને, તરસ્યાને. દાહ વાળાને. તાળવાના રોગીને, ઉદરના રોગીને, મસ્તકના રોગીને, ઓકારીના રોગીને, આફરાના રોગીને. ઘાના રોગીને. પ્રમેહના રોગીને. પાંડુ રોગીને, ગર્ભિણી સ્ત્રીને. ક્ષીણ પુરૂષને. બાળકને બુઢાને. એ સર્વ પુરૂષોને ધુમપાન કરાવે નહીં. અને ધુમપાન છે તે વાયુ અને કફના સર્વ રોગોને દૂર કરે છે. અને સર્વ ઇંદ્રિયોને તથા મનને પ્રસન્ન કરે છે. કેશ તથા દાંતને પુષ્ટ કરે છે અને ઇલાયચી આદિનો ધુમાડો લે તેને શમન ધુમ કહિયે ૧. અને રાળ આદિનો ધુમાડો લે તેને બૃંહણ ધુમ કહિયે ૨. અને તીખાં ઓસડોના ધુમાડાને રેચન કહિયે ૩. મરી આદિના ધુમાડાને કાશઘ્ન કહિયે ૪. ખાલના ધુમાડાને વમન કર્તા કહિયે ૫. લીમડો, વજ આદિનો ધુમાડો વ્રણાદિકને દઇએ તેને વ્રણ ધુપન કહિયે ૬.

અપરાજીત ધુપ લખીએ છીએ-મોરનાં પીછાં. લીમડાનાં પાન, ભોરીંગણીનાં ડોડવાં, મરી, હીંગ. છડછડીલો. કપાસ, બકરાના વાળ, સાપની કાંચળી. બિલાડાની વિષ્ટા, હાથીદાંત, એને વાટી ધી મેળવી ધુણી દે. તો ભૂત પિશાચ, રાક્ષસ, પ્રેત, ડાકણીને આદિ લઇ સર્વ દોષ દૂર થાય. અને તાવને દૂર કરે. ઇતિ अपराजित धूप १.

માહેશ્વર ધુપ લખીએ છીએ-હીંગ, દેવદારૂ. બીલીનાં પાન, ગાયનું ધી, કુતરાનું હાડકુ, કડુ, સરસવ, લીમડાનાં પાન, માથાના વાળ, સાપની કાંચળી. બિલાડાની વિષ્ટા, ગાયનું શિંગડુ. મીંઢળ, બંને રીંગણી, કપાસ, તુષ, બકરાના રૂવાં. ચંદન, મોરનું પીછુ. બકરાનું મૂત્ર એને વાટી આદમીને ધુણી દે, તો ભુત પિશાચ, રાક્ષસ. ડાકણ. પ્રેત, ચૂડેલ, એને આદિ લઇ સર્વે દોષ દૂર થાય, અને સર્વ પ્રકારના તાવ આ ધુપથી દૂર થાય ૨. ઇતિ माहेश्वर धूप ઇતિ હુક્કાને આદિ લઇ સર્વે ધુમની વિધિ સંપૂર્ણ.

## લોહિ

લોહી કઢાવાની વિધિ લખીએ છીએ-મનુષ્યના શરીરમાં વૈદ્ય છે તે લોહીના વિકારને ભલે પ્રકાર (સારી પેઠે જોઇ તેનું રૂધિર શેર ૧, તથા અચ્છેર ૦ાા, તથા પાશેર ૦ા, તથા ૦)॥ નવટાંક કાઢવું. અને શરદ ઋતુમાં તો વગર વિકારેજ થોડું લોહી કઢાવે, તો મનુષ્યને લોહી

નો વિકાર થાય નહીં ૧.

**શુદ્ધ લોહીનું સ્વરૂપ**–લોહીનો મીઠો રસ (ગળ્યો સ્વાદ), લાલ વર્ણ હોય-શીતળ તથા ગરમ એ બન્ને હોય નહીં. અને ભારે ચિકણું તથા દુર્ગંધિ વાળુ હોય- અને આ લોહી દુષ્ટ થએ ગરમીના સર્વ વિકારોને કરે છે. અને શરીરમાં લોહી દુષ્ટ થાય ત્યારે પીડા થાય-શરીર પાકી જાય દાહ હોય અને શરીરમાં ચકતાં પડી જાય-ખાજ (ખસ) થાય ફોલ્લિયો અને સોજાને આદિ લઇ સર્વ વિકાર થાય-અને શરીરમાં લોહી વધિ જાય તો આંખો લાલ રહે, નેન સો ભારે રહે તથા શરીર ભારે રહે-ઊંઘ ઘણી આવે-મેદ વધે-શરીરમાં દાહ હોય અને શરીરમાં લોહી ક્ષીણ પડી જાય તો ખટાશ તથા મીઠાશની મંચ્છા રહે-મૂર્છા આવે-શરીર લુખુ રહે શરીરની નસો શિથિલ થઇ જાય ૨.

**વાયુથી દુષ્ટ થયું જે લોહી તેનાં લક્ષણ**–અરૂણ રંગ હોય, ફીણ આવે-કઠોર હોય-અને જેની ઉતાવળી સૂક્ષ્મ ધાર ચાલતી હોય-સોંય સરખા શરીરમાં સણકા ચાલે ને લાલ હોય. એ સર્વ લક્ષણ હોય ત્યારે જાણિયે કે લોહી વાયુથી દુષ્ટ થયું છે ૩.

**પિત્તથી દુષ્ટ થયું જે લોહી તેનાં લક્ષણ**–લોહી પીળું, લીલું, વાદળી, કાળું હોય-જેમાં દુર્ગંધિ ઘણી આવે-ચાલે નહીં-ગરમ હોય-માંખો અને કીડીઓ ખાય નહીં-જે લોહીમાં એ લક્ષણ હોય તેને પિત્તથી દુષ્ટ થયું જાણિયે ૪.

**કફથી દુષ્ટ થયું જે લોહી તેનાં લક્ષણ**–લોહી શીતળ અને ઘણું ચિકણું, ભારે હોય-ગેરૂના રંગ સમાન હોય-માંસની ગાંઠીઓ સરખું હોય-ધીરે ચાલે-આ લક્ષણ જે લોહીમાં હોય તેને કફથી દુષ્ટ થયું જાણિયે ૫.

**સન્નિપાતથી દુષ્ટ થયું જે લોહી તેનાં લક્ષણ**–જેમાં એ (ઉપર કહેલાં ત્રણે પ્રકારનાં) સર્વ લક્ષણ મળે અને કાંજી સરખો રંગ હોય તે લોહીને સન્નિપાતથી દુષ્ટ થયુ જાણિયે ૬.

**ઝેરે કરીને દુષ્ટ થયું જે લોહી તેનાં લક્ષણ**-જેનું લોહી કાળું હોય અને નાકમાં ઘણું ચાલે દુર્ગંધ ઘણી આવે-કાંજી સરખો રંગ હોય-તેથી કોઢ થઇ આવે-ગોકળગાય કે જેને પરમેશ્વરની ગાય કહે છે તે સમાન જેનો રંગ હોય-અને શરીરમાં સોજો તથા દાહ હોય-શરીર પાકી જાય-એ લક્ષણ જેમાં હોય તેને ઝેરે કરીને દુષ્ટ થયું જાણજો ૭.

**આટલા (કયા) રોગોમાં લોહી કઢાવવું યોગ્ય છે તે લખીએ છીએ**–સોજો તથા શરીરમાં દાહ હોય–અંગ ફોલ્લા ફોલ્લિયોથી પાકી જાય–શરીરનો વર્ણ લાલ થઇ જાય- વાતરક્તનો રોગ તથા વ્યાધિ વગેરે રોગ હોય-સ્તનનો રોગ હોય-શરીર ભારે રહે- આંખો લાલજ રહે-તંદ્રા આવે-નાસિકા મુખના રોગ હોય-ફિયો, ગોળો, વિસર્પ વિદ્રધિ રોગ હોય છાલા આદિનો રોગ હોય-મસ્તક પીડા હોય-ઉપદંશ એટલે ગરમીનો રોગ-રકતપિત્ત–આ, સર્વ રોગોમાં લોહી કઢાવવું યોગ્ય છે–આ સઘળા રોગોમાં શિંગડી અથવા જળો લગાવે અથવા તૂમડી લગાવે અથવા ફસ ખોલાવે ત્યારે મનુષ્યના રોગ જાય ૮.

---

સીંગડી નામ શ્રંગનું છે. જે સીંગડીથી ફૂંકના જોરથી લોહી કઢાવવું. અથવા વારંવાર લોહી કઢાવવું. અથવા જળોથી લોહી કઢાવે તો ઠીક છે- અને ફસ ખોલાવે તથા અસ્ત્રાથી છુંદી લોહી કઢાવે. પરંતુ શરીરનું યથાર્થ જ્ઞાન જોઇને રક્તસ્રાવ કરાવવું. લોહી કઢાવતાં મૂર્છા આવે. તો મોઢા ઉપર પાણીનો છંટકાવ કરીએ તો હોંસીઆરી આવે. પરંતુ નસ જોઇને ઉપાય કરવો યોગ્ય છે.

**કયા રોગ વાળા મનુષ્યને ફસે કરીને લોહી કઢાવવું યોગ્ય નહીં તે લખીએ છીએ**= ક્ષીણ પુરૂષને, તથા વિષય ઘણો કર્યો હોય તેને. નપુંસકને, ભયભીતને, ગર્ભિણી સ્ત્રીને, પ્રસુતા સ્ત્રીને, પાંડુરોગીને, જુલ્લાબને આદિ લઇ પંચકર્મ જેણે નહીં કર્યાં હોય તેને હરસ વાળાને, સર્વાંગ સોજા વાળાને, ઉદર રોગાને, ખાંશી, સ્વાસ, ઓકારી, અતિસાર, આ રોગ વાળાને- અને પસીના યુક્ત જેનું શરીર હોય તેને-૧૬ વર્ષ પેહેલાંની અવસ્થા વાળા મનુષ્યને તથા ૭૦ વર્ષ ઉપરાંતની અવસ્થા વાળાને આટલા રોગ વાળા મનુષ્યને ફસ ખોલાવવી યોગ્ય નહીં ૯. અને એ રોગોમાં લોહી કઢાવવાથી રોગ જાય તો જળો લગાવીને લોહી કઢાવવું અને ઝેરે કરીને દુષ્ટ થયું જે લોહી તેની ફસ ખોલાવવી યોગ્ય છે, અથવા અસ્ત્રો મારી લોહી કઢાવવું યોગ્ય છે. અને વાયુ.પિત, કફે કરીને દુષ્ટ થયું જે લોહી તેને સીંગડી, જળો, તૂમડાએ કરી કઢાવવું યોગ્ય છે. જળો તો એક હાથનું લોહી શોષે; સીંગડી, તૂમડી ૧૨ આંગળનું લોહી સોષે: અસ્ત્રો એક અંગુઠા પ્રમાણનું શોષે, ફસ શરીરના સર્વાંગનું શોષે. અને **શીત ઋતુમાં આટલા** રોગોમાં લોહી કઢાવે નહીં તે લખીએ છીએ-ભૂખ્યાને, મૂર્છા વાળાને, ઊંઘ, ભ્રાંતી, મદ, મળ મુત્રનો જેને વેગ હોય તે પુરૂષોનું લોહી કઢાવે નહીં ૧૦-અને જળો આદિકે કરી જેનું લોહી નહીં નીકળ્યું હોય તેના વ્રણના મોઢાને કોષ્ટ, સુંઠ, મરી, પીપેરો, સિંધવખાર. એથી મસળે તો લોહી સારી પેઠે નીકળે-અને લોહી સારા સમયમાં કઢાવે કે ઘણી શીત, ઘણો તાપ નહીં હોય. ભોજન હલકું કરાવી લોહી કઢાવે.

**લોહી ઘણું નીકળે તેના આ વસ્તુઓથી ઉપાય કરે તો થંભે** તે લખીએ છીએ-લોદર, રાળ, રસોત, જવ, ઘઉંનો લોટ, ધાવડીની છાલ. ગેરૂ. સાપની કાંચળી રેશમી લુગડાની રાખ, શીમળાની ખાલ, અને હરકોઈ વ્રણને મોઢે લગાવે તો લોહી થંભે. અને બીજા પણ વ્રણના શીતળ ઉપાયો કરવા-અથવા ફસ ખોલવાની નસ (નાડી) ના ઉપર ડામ દે, અથવા એ નસને ખાર લગાવે, અથવા એ નસને તુરી વસ્તુઓનો લેપ કરે. અને ડાબા આંડ ઉપર સોજો હોય, તો જમણા હાથના અંગુઠા તરેલી નસને દગ્ધ કરે. અને જમણા આંડ ઉપર સોજો હોય તો ડાબા હાથના અંગુઠા તરેલી નસને દગ્ધ કરે. અથવા ડાબા આંડે સોજો હોય તો જમણા હાથની ફસ ખોલાવે ને જમણા આંડે સોજો હોય, તો ડાબા હાથની ફસ ખોલાવે તો એ સોજો જાય ૧૧. અને વિશૂચિકા થઇ જાય તો પસવાડામાં દાગ દે તો વિશૂચિકા જાય.

**ફસ ખોલાવાથી ઘણું લોહી નિસરે તો** કેટલા રોગ થાય તે લખીએ છીએ-આંધળો થઈ જાય- અર્ધું અંગ રહી જાય-તરસનો રોગ થાય-અંધારા આવે-માથાનું દરદ થાય;સ્વાસ, ખાંશી થાય-હિંચકી આવે-દાહ તથા પાંડુરોગ થાય-અને લોહી ઘણુંજ છુટે તો મનુષ્ય મરી જાય, (કારણ કે) આ શરીરમાં લોહીએ કરીને જીવન છે (માટે જો ) શરીરનું લોહી જતું રહે તો મરણ થાય, તેથી શરીરના લોહીને તત્કાળ બંધ કરવાનો ઘણો જાપતો કરવો. ને લોહી છુટે સોજો હોય, તો જરા ગરમ ઘી કરી તેને શેકે તો તેની પીડા તથા સોજો દૂર થાય. અને લોહી ઘણુ નીકળે, તો તે માણસને હરણના માંસનો અથવા બકરાના માંસનો શેરવો યોગ્ય છે, અથવા તેમાં દુધ પીવું યોગ્ય છે, અથવા સાઠી ચોખાની ખીર ખાવા યોગ્ય છે, તે જ્યાં સુધી પીડા શાંત થાય. શરીર હલકું થઇ જાય અને મન પ્રસન્ન થઇ જાય ત્યાં સુધી એ ખાય.

લોહી છોડાવાના કુપથ્ય-મૈથુન, ક્રોધ, ઠંડા પાણીએ નહાવું બહારનો ઘણો પવન. એકાસન બેસવું. દહાડે ઉંઘ ખાર વગેરે ખાટી વસ્તુ. કડવી વસ્તુ, શોચ બાદી. અજીર્ણમાં ભોજન, એ સર્વ વસ્તુઓ લોહી છોડાવનારા કરે નહીં. અને જ્યાં સુધી શરીરમાં બળ આવે ત્યાં સુધી કુપથ્ય કરે નહીં. ઇતિ શ્રી ફસ વગેરેથી લોહી છોડાવાની વિધિ સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપ સિંહજી વિર ચિતે અમૃતસાગર નામ ગ્રંથે સર્વે આસવોને બનાવાની વિધિ ૧. સર્વ પાક બનાવાની વિધિ ૨, શિલાજીત શોધન ૩, જવખારને આદિ લઇ ખારોની વિધિ ૪, ચ‌ંદ્રખારને શોધવાની વિધિ ૫. સ્નેહ વિધિ ૬, સ્વેદ વિધિ ૭. વમન વિધિ ૮, જુલાબની વિધિ ૯. હરડે ખાવાની વિધિ ૧૦, વસ્તિ કર્મ ૧૧, હુક્કાને આદિ લઇ ધુમપાનની વિધિ ૧૨, લોહી છોડાવાની વિધિ ૧૩, નિરૂપણ નામ ચતુર્વિંસતિમ સ્તરંગઃ ૨૪. સંપૂર્ણ.

**તરંગ ૨૪ મુ સમાપ્ત.**

# તરંગ ૨૫ મું.

## ઋતુઓ

ઋતુઓનુ વર્ણન લખીએ છીએ-હિમઋતુ ૧, શિશિર ઋતુ ૨. વસંતઋતુ ૩. ગ્રીષ્મઋતુ ૪. વર્ષાઋતુ ૫, શરદઋતુ ૬. એ છ ૠતુ બબે મહીનાની છે. માગસર, પોષ તે હિમ ૠતુ ૧; માહા, ફાગણ શિશેર ૠતુ ૨; ચૈત્ર, વૈશાખ વસંત ૠતુ ૩; જેઠ, અષાડ ગ્રીષ્મૠતુ ૪; શ્રાવણ, ભાદરવો વર્ષ ૠતુ ૫; આસો, કાર્તક શરદ ૠતુ ૬.

**અન્ય મત લખીએ છીએ**-મેષ અને વૃષભની સંક્રાંતિ એ બંને ગ્રીષ્મ ૠતુ છે ૧; અને મિથુન. કર્કની સંક્રાંતિને પ્રાવૃટ્ ૠતુ કહીએ, આ ૠતુમાં વાદળોથી અમ્બર છાયા રહે, ગરમીની સાથે થોડો વરસાદ પણ વરસે. આ ૠતુ વર્ષા ૠતુનો ભેદ છે ૨. સિંહ અને કન્યાની સંક્રાંતિને વર્ષા ૠતુ કહિયે ૩; તોળા અને વૃશ્ચિકની સંક્રાંતિને શરદ ૠતુ કહિયે ૪; ધન અને મકર સંક્રાંતિને હિમંતૠતુ કહિયે ૫. કુંભ અને મીનની સંક્રાતિને વસંત ૠતુ કહિયે ૬.

**આ છ ૠતુને વિષે વાયુ, પિત્ત, કફનો સંચય, પ્રકોપ, અને શાંતિ લખીએ છીએ**-ગ્રીષ્મ ૠતુમાં વાયુનો સંચય, વર્ષા ૠતુમાં વાયુનો કોપ. શરદ ૠતુમાં વાયુની શાંતિ ૧. વર્ષાૠતુમાં પિત્તનો સંચય. શરદ ૠતુમાં પિત્તનો કોપ, હિમૠતુમા પિત્તની શાંતિ ૨ શિશિર ૠતુમાં કફનો સંચય, વસંત ૠતુમાં કફનો કોપ, ગ્રીષ્મૠતુમાં કફની શાંતિ ૩ એ સમયમાં વાયુ. પિત્ત. કફોનો સંચય. પ્રકોપ, અને શાંતિ અહાર વિહારથી થાય છે, અને એ વિના સમય પોતેજ શાંતિ થઇ જાય છે.

**અથવા વાયુનો કોપ કરવાના અહાર વિહાર લખીએ છીએ**=આ વિના સમય છ

લકી, લુખી વસ્તૂ થોડી વસ્તૂ અને અતિ શિતળ વસ્તુ, અતિ ખેદથી. સંધ્યા સમયના મૈથુનથી; શોચ ભય, ચિંતાથી; તથા રાત્રિએ જાગવાથી, ચોટના લાગવાથી. પાણીમાં તરવાથી અન્નના અજીર્ણ થવાથી, ધાતુના ક્ષીણ પણાથી. અને એને આદિ લઇ બીજા પણ કારણોથી વાયુનો કોપ થાય છે ત્યારે વાયુના કોપને દૂર કરવાના ઉપાય કરે. તો વાયુની શાંતિ થાય ૧.

પિત્તને કોપ કરનારા આહાર વિહાર લખીએ છીએ-કડવી, ખાટી, ગરમ. તીખી. એ [illegible] વસ્તુ [illegible] તથા ક્રોધ કરવાથી, તડકાને આદિ લઇ ગરમ વસ્તુથી, મધ્યાહ્ન [illegible] રમના રોકવાથી, અન્નના અજીર્ણ થવાથી, આ કારણોથી અર્વિં [illegible] પિત્ત [illegible] કોપને પ્રાપ્તિ થાય છે. અને તે પિત્તને દૂર કરવાના ઉપાયોથી પિત્તની શાંતિ થાય છે ૨

કફને કોપ કરનારા આહાર વિહાર લખીએ છીએ—મીઠો એટલે ગળી. ચીકણી વસ્તૂઓના ખાવાથી; શીતળ ભોજનના કરવાથી. દહાડે સુવાથી. અગ્નિના મંદ થવાથી. પ્રભાતને સમય ભોજન કરવા પછી ખેદથી એને આદિ લઇ બીજા પણ કારણોથી કફ કોપને પ્રાપ્તિ થાય છે. અને એ કફના કોપને દુર કરવાના ઉપાયોથી કફની શાંતિ થાય છે ૩.

હિમરૂતુને સેવવા આહાર વિહાર લખીએ છીએ-ભેંસ અને ગાયનું તાજુ ઘી, મીઠો ગોળ મીઠું દહીં. ખાર, તેલનું મર્દન તલ, ઘઉં. અડદ. શાકરને આદિ લઈ સીઠી વસ્તુઓ; સુંઠ સયુક્ત હરડે; ૩, અગ્નિ નિર્વાતસ્થાન, નવાં લુગડાં, નવી સ્ત્રીને આદિ લઇ સારી* વસ્તુ. ઇતિ हिम ऋतुना आहार विहारादिक.१.

શિશિર રૂતુના આહાર વિહારાદિક લખીએ છીએ-પીંપેરો સંયુક્ત હરડે. મરી, આદુ, તાજુ ઘી, સિંધવખાર, વડાં. ગોળ દહીં, અને હિમરૂતુમાં જે કહ્યા છે તે સર્વ. ઇતિ शिशिर ऋतुनी विधि २.

વસંત રૂતુના આહાર વિહાર લખીએ છીએ-વસંત રૂતુમાં કોપને પ્રાપ્તિ થયો જે કફ તે રોગોને ઉત્પન્ન કરે ત્યારે જઠરાગ્નિનો નાશ કરે, તે વાસ્તે મધ સંયુક્ત હરડે ખાય તો કફ દૂર થાય ને શરીરમાં બળ આવે. અને વસંત રૂતુમાં ભ્રમણ (ફરવું) પથ્ય છે, તથા ચિત્રકનું ખાવું પથ્ય છે તથા કફહારી વસ્તુઓ સારી છે ૩. ઇતિ वसंत ऋतुनी विधि.

ગ્રીષ્મ રૂતુના આહાર વિહાર લખીએ છીએ ગ્રીષ્મ રૈતુમાં સૂર્ય સર્વ પ્રાણી માત્રનું બળ હરી લે છે એ વાસ્તે વૃક્ષાદિકની સઘન છાયાનો સેવા યોગ્ય છે. ગોળ સંયુક્ત હરડે. શીતળ પાણીને આદિ લઇ વસ્તુઓ, મધુર તથા હલકા ભોજન, દરાખ, ચિકણા પદાર્થ, શીખંડ,સાતુ. શાકરનું સરબત શીતળ પાણીમાં તરવું, ખસખાના, ફુવારા, ચાદર આદિકના છોડાવવાં, કપૂર ચંદનાદિકનો લેપ. દહાડામાં સુવું વીરણવાળાનો પંખો, ખીરનું ભોજન, એને આદિ લઇ બીજી પણ સારી વસ્તુ. એ સર્વ આ રૂતુમાં પથ્ય છે. અને આ રૂતુમાં આટલુ કુપથ્ય

---

* સારી વસ્તુઓ એવું નામ કહ્યું છે તે અનેક પ્રકારની છે લોકને ગમતાં, પરલોકને ગમતી પ્રકૃતિને ગમતી એવી ઘણી વસ્તુઓ છે પરંતુ આ ઠેકાણે સારી વસ્તુ એ શબ્દમાં રૂતુને ગમતી લેવી જેમ હિમ રૂતુમાં સદ્ય પાણી. રૂનાં લુગડાં ગર્મ, ઇત્યાદિક છે. પરંતુ આ ગ્રંથ રાજ માન્ય છે. માટે તે એ ઉપચાર રાજા, સાહુકાર, શ્રીમંત એઓને વાસ્તે છે.

છે -કડવી, તીખી વસ્તુ, ખારી. ખાટી. દાહને કરનારી વસ્તુ ખેદ, દારૂ, તડકો, એટલાં કુપથ્ય છે. ઇતિ ग्रीष्म ऋतुनी વિધિ ૪.

વર્ષા ૠતુના આહાર વિહાર લખીએ છીએ-સિંધવખાર સંયુક્ત હરડે, ચિકણી વસ્તુ એ. ખારૂં ખટાશ, સાઠીચોખા, જવ, શાલમમિશ્રી, સુંઠ, મરી, પીપેર. પીપળી મૂળ, ચિત્રક, સિંધવખાર. આ સંયુક્ત દહીંનો મઠો, ગરમ પાણી, કૂવાનું પાણી, ધોળાં લૂગડાં, ભ્રમણ, હલકાં ભોજન, જુલ્લાબ એ આ ૠતુમાં પથ્ય છે

આ ૠતુમાં કુપથ્ય- દહાડે સુવુ ખેદ. તડકામાં રહેવુ. તળાવનું પાણી, દહીં. વનનું ધ્યાન, મૈથુન, એ કુપથ્ય છે. ઇતિ वर्षा ऋतुनी વિધિ ૫.

શરદ ૠતુના આહાર વિહાર લખીએ છીએ-વર્ષા ૠતુમાં ઉપજ્યું જે પિત્ત તે સરદ ૠતુમાં કોપને પ્રાપ્તિ થાય તેને દૂર કરવાને વાસ્તે સાકર સંયુક્ત હરડેનું સેવન. અને શાકર ને આદિ લઈ મીઠી વસ્તુ. સાઠી ચોખા, મગ, સરોવરનું પાણી, ઉકાળેલું દૂધ. શરદ ૠતુ માં એ પથ્ય છે. અને આ કુપથ્ય.-તિખી વસ્તુ, ખાર, ખટાશ, આસવ, તડકો. દૂધ, દહાડે સુવું, પૂર્વનો પવન, શરદ ૠતુમાં આટલી વસ્તુ કુપથ્ય છે. ૠતુ ઉતરતાંમાં સાત દિવસ સુધી ૠતુની વિધિ કરે, અને આઠમાં દિનથી આગલી ૠતુની વિધિ કરે ૬. ઇતિ છ એ ૠતુઓના આહાર વિહારની વિધિ સંપૂર્ણ.

## દિનચર્યા એટલે દિનમાં જે આહાર વિહાર કરે તેની વિધિ લખીએ છીએ

(પ્રથમ) મનુષ્ય છે તે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે ઉઠીને પોતાના ઇષ્ટ દેવનું તથા દેવતાનું ધ્યાન કરે. પછી એ સમય વિચાર કરવો કે આજના દિવસમાં આ કાર્ય કરવું, ને આ કાર્ય નહીં કરવું તેનો વિચાર કરી લીધા પછી પથારીથી ઉઠી મળ મૂત્રનો ત્યાગ કરે, ને એનો વેગ રોકે નહીં; ઉત્તર દિશાની તરફ મુખ કરી મળ મુત્ર દિનમાં કરે, અને રાત્રે દક્ષિણ દિશા ભણી મોઢું રાખી મળ મૂત્ર કરે ને મળ મુત્ર કરતી સમય બોલે નહીં. અને મળ મુત્ર કરવા પછી સીધાં ઝાડ ઐાલસિરી આદિનું પોતાના હાથની કનિષ્ઠિકા આંગળી સરખું પાતળું ને સીધું ૧૨ આગળનું દાતણ કરે. પછી તેની ચીરીઓ કરી જીભને શોધે, પછી શીતળ પાણીથી ૧૨ કોગળા કરે પછી શીતળજ પાણીથી મોં ધુએ તો મુખના સઘળા રોગ જાય. અને દાંતને સિંધવખાર આદિ તેમાં જરા સુંઠ, સેકેલું જીરૂં મેળવી બારીક વાટી એવું નિત્ય મર્દન કરે તો દાંતોમાં રોગ થાય નહીં. પછી શરીરે નારાયણાદિક તેલનું મર્દન કરે, પછી તેની ચિકાશ દૂર કરવાને વાસ્તે ચણાનો આટો અને કઠોર વગેરેનું મર્દન કરે. પછી શરીરમાં બળ રાખી જરા શરીરના બળ માફક કુસ્તી કરે, પછી શ્રમ દૂર કરી સ્નાન કરે, તે કમર નીચે તો ગરમ પાણીથી અને કમર ઉપર કંઇ એક કોકરવરણા ખમતા ગરમ પાણી થી સ્નાન કરે તો રોગ થાય નહીં.

નાહવાના ગુણ--સ્નાન છે તે શોચ શરીરનો મળ. ગરમીના રોગ, હૈયાનો તાપ. લોહીનો કોપ, શરીરની દુર્ગંધિ, એને દુર કરે છે; કાંતિ અને તેજને વધારે છે; પાપ અને મનની ગ્લાનિ (ન

બગાઇ) ને દૂર કરે છે. ભૂખ, રૂચિ અને બુદ્ધિ. ધર્મ, સુખ, દ્રવ્ય, આ સર્વને વધારે છે. શરીરના વીર્યને આનંદ આપે છે. શરીરની કૃશતા અને માર્ગના ખેદને દૂર કરે છે, એ સ્નાનમાં ગુણ છે. **અને આટલા રોગવાળા મનુષ્ય સ્નાન કરે નહીં.**-ઊંઘમાંથી ઉઠીને, તથા ઊંઘ આવતી હોય તે પણ સ્નાન કરે નહીં. તાવ વાળા, ખેદવાળા, હિચકીના રોગ વાળા, ભોજન કરવા પછી, ક્ષીણ પુરૂષ. કફ તથા વાયુના રોગ વાળા, ઉલટીના રોગ વાળા, એ રોગે વાળા સ્નાન કરે નહીં. સ્નાન કરવા પછી સંધ્યા વંદન, દેવતા, ગાય. બ્રાહ્મણ, આચાર્ય. ગુરૂ. વડા. અતિથિ આદિનું પૂજન કરે; પછી શક્તિ માપ્રક દાન આપે, પછી મધ્યાનને સમે બલિવૈશ્વ દેવાદિકે કરી કોઈ અતિથિને પોતાની શક્તિ માફક ભોજન કરાવવા પછી પોતે કુટુંબ સહિત ભોજન કરે પ્રથમ મધુર અને ચિકણું પોતાને હિતકારી, ભાત, મગ, ઘઉં આદિની રોટલી, ઘી સંયુકત ચોખી તરકારીની સાથે ખાય. ને ધીમે ધીમે ભોજન કરે. ભોજનમાં ઉતાવળ કરે નહીં. અને ભોજનના અંતમાં સાકરના સંયોગનું દૂધ પીવું. ભોજનના અંતમાં દહીં ખાય નહી. ને ભોજન ઘણું થોડું ખાય નહીં તેમ ઘણું પણ ખાય નહીં પોતાની રૂચિમાપ્રક ભોજન કરે. અને ભોજન કરતાં માતા, પિતા. મિત્ર. વૈદ્ય, રસોઇ કર્તા. મોર, ચકોર, કુકડો, કૂતરૂં, વાંદરૂં, એને પાસે બેસાડી લે, એની દૃષ્ટિ સારી છે. અને અગસ્ત ૧, કુંભકર્ણ ૨, સનૈશ્વર ૩, વડવાનલ ૪, ભીમસેન ૫, આ પાંચેનું સ્મરણ કરે તો ભોજન સારી પેઠે પચિ જાય. અને ભોજન કરવા પછી સુગંધિત ફુલની માળા, અત્તર, સારાં વસ્ત્ર, એને ધારણ કરે. અને પછી વીરણ વાળાના પંખા આદિથી પવન કરાવે; અને શીતળ છાયામાં રહે. ભોજન કર્યા ઉપરાંત ૨ ઘડી પછી શીતળ અને મીઠું પાણી થોડું થોડું પીએ; ઘણું પીએ નહીં, ઘણું પીએ તો રોગ થાય. અને ભોજનના આદિમાં પાણી પીએ તો અગ્નિની મંદતા થાય, ભોજનના અંતમાં પીએ તો ઝેર જેવો ગુણ કરે, અજીર્ણમાં પીએ, તો અજીર્ણ પચિ જાય. અન્ન પચ્યા પછી પાણી પીએ તો શરીરમાં બળ થાય. અને રાત્રિના *અંતમાં પાણી પીએ તો સર્વ રોગ જાય. અને ભોજન કરી બેસી રહે તો શરીરમાં ભારે પણું થઇ જાય અને ભોજન કરી છતો સૂએ તો બળ આવે. ભોજન કરી ડાબે પાસે સૂએ તો આયુર્બલ વધે. અને ભોજન કરી દોડે તો તેની સાથે મૃત્યુ દોડે છે. ભોજન કરવા પછી ઘડી બે (જાગતા) ડાબે પાસે સુએ નીંદ લે નહિ. અથવા ભોજન કરવા પછી ૧૦૦, ડગલાં ચાલે અથવા ભોજનના અંતમાં ગાયની છાશ રૂચિ માપ્રક પીએ તો ગુણકારી છે. અને ભોજનના અંતે સિખરણી, મઠો વગેરે રૂચિકારી પણ વસ્તૂ ખાય.

શિખરણીની વિધિ લખીએ છીએ-ચોખું રાતે જમાવેલું ભેંસનું અથવા ગાયનું દહી લઇ તેને વસ્ત્રમાં મથિ ગાળી લે, પછી એ દહીમાં શાકરનું બુરૂ, તથા મરી. ઇલાયચી, બરાસ કપૂરને આદિ લઈ અનુમાન માફક મેળવી આ શિખરણીને પીએ, તો શુક્ર અને બળને વધારે તથા રૂચી કરે, અને વાયુ, પિત્તના રોગોને દૂર કરે. ઇતિ **सिखरणी करवानी विधि.**

* રાત્રિનો અંત લખ્યો છે તે આ ઠેકાણે પ્રભાતનો વખત લેવો નહીં. કારણ કે ઘણા મનુષ્ય પ્રભાતે પાણી પીએ છે તે વ્યાજબી છે નહીં. તેમાં વાયુના રોગીને તો પ્રભાતનું પાણી પીવું ફાયદો કરતું નથી. અને રાત્રિનો અંત છે તે પાછલી પહોર રાતનો જે વખત છે તે, યાર ઘડી રાત રહે તે પહેલાં, જે સમામાં પાણી પીધા છતાં ઘણો ગુણ કરે છે.

ભેંસના દહીને ગાળી તેમાં સુંઠ, મરી, પીપેરા, રાઇ, મીઠું એને બારીક વાટી મેળવી અનુમાન માફક ખાય તો કફ વાયુને દૂર કરે, અને એ બળને કરે છે. અને શીત કાળને વિષે દહી ખાય. ઇતિ मठो करवानि विधि.

**સંધ્યાને સમય આટવી વસ્તુ કરે નહીં**--ભોજન ૧, મૈથુન ૨, નિંદ્રા ૩, વિદ્યાભ્યાશ ૪. સંધ્યાને સમય ભોજન કરે તો રોગ થાય ૧. સંધ્યામાં મૈથુન કરે તો ભયંકર સંતાન થાય ૨. સંધ્યામાં ઉંઘ આવે તો દરિદ્રી થાય ૩. સંધ્યામાં વિદ્યાભ્યાશ કરવાથી આર્વુરબળનો ક્ષય થાય ૪.

## રાત્રિ ચર્યા અર્થાંત રાતમાં જે આહાર વિહાર કરે તે લખીએ છીએ.

રાત્રિમાં ચંદ્રમાની ચાંદનીમાં સુવાથી કામ દેવની વૃદ્ધિ થાય, અને એ ચાંદની શરીરની દાહને દુર કરે છે. અને અંધારી રાત આનંદાદિકને દુર કરે છે. રાતના પેહેલા પોહોરમાં ભોજનાદિક કરે. પછી શયન કરે, સુંદર સ્થાનમાં સુંદર જોબનવંનતી સ્ત્રીથી શક્તિ માફક સંભોગ કરે, અને શક્તિ ઉપરાંત સુંદર સ્ત્રિયોથી પણ સંભોગ કરે નહીં. સંભોગના આદિમાં ભેંસનું અથવા ગાયનું દુધ ઉકાળેલું શાકરના સંયોગનું પીએ, અને સંભોગના અંતમાં પણ એજ દુધ રૂચિ માફક પીએ તો તે પુરૂષને ઘૈડપણનો રોગ, કદી પણ આવે નહીં, વૃદ્ધ સ્ત્રીથી સંભોગ કરે નહીં.

### જે છ વસ્તુ પ્રાણને તત્કાળ હરે છે તે લખીએ છીએ.

સડેલું માંસ ૧, વૃદ્ધ સ્ત્રી ૨, સૂર્યના તડકામાં સુવું ૩, તત્કાળનું જમાયું દહી ૪, પ્રભાત સમય મૈથુન ૫, પ્રભાત સમય નિંદ્રા ૬. એ છ વસ્તૂ તત્કાળ પ્રાણને હરે છે.

**જે છ વસ્તુ મનુષ્યને** તત્કાળ આનંદ આપે છે તે લખીએ છીએ–તત્કાળનું માસ ૧, નવીન અન્ન ૨, બાળા સ્ત્રી ૩, ખીરનું ભોજન ૪, નવીન એટલે તાજું ઘી ૫, ઊના પાણીથી નાહાવું ૬. એ છ વસ્તુઓ પ્રાણને તત્કાળ આનંદિત કરેછે.

## સ્ત્રી વિષય વિશે.

**છરૂતુમાં જે વિધિથી સ્ત્રીથી સંભોગ કરે તે લખીએ છીએ**–હિમ રૂતુમાં ૧, તથા શિશિર રૂતુમાં ૨, તો પોતાનાં શરીરની શકિત માફક વારંવાર સ્ત્રીથી સંભોગ કરે તોપણ રોગ થાય નહીં, ને શરીરમાં આનંદજ રહે ૨ અને વસંત ઋતુમાં ત્રીજે ૩, તથા શરદ રૂતુમાં ૪, ત્રીજે ચોથે દહાડે સ્ત્રી સેવન શક્તિ માફક કરે તો રોગ થાય નહીં. અને વર્ષા રૂતુમાં ૫, પાંચમે તથા ગ્રીષ્મ રૂતુમાં ૬, છઠે યા પક્ષ એટલે પંદરમે દિન શક્તિ માફક સ્ત્રિથી સંભોગ કરે તો રોગ થાય નહીં. શીત રૂતુમાં તો રાત્રિમાં સંભોગ કરવો. ગ્રીષ્મ રૂતુમાં દિનમાં સંભોગ કરીએ. વર્ષા રૂતુમાં પણ દિનમાં તથા રાતમાં જ્યારે મેઘ ગાજે તથા વરસે તે સમય સ્ત્રીથી સંભોગ કરે તો રોગ થા-

ય નહીં. શરદ ૠતુમાં કામદેવ જાગે ત્યારે કરે તો રોગ થાય નહીં.

**આટલી સ્ત્રિયોથી સંભોગ કરિયે નહીં**—રજસ્વલા સ્ત્રીથી ૧, રોગ વાળી સ્ત્રીથી ૨, વૃદ્ધ સ્ત્રીથી ૩, જે સ્ત્રીને કામદેવ જાગે નહીં તે સ્ત્રીથી ૪, મલીન રહે તે સ્ત્રીથી ૫, સાત મહીના ઉપરાંતની ગર્ભિણી સ્ત્રીથી ૬, અને જે સ્ત્રીની યોનિમાં ગરમીનો રોગ હોય તે ૭. એટલી સ્ત્રિયોથી સંભોગ કરીએ નહીં.

**ઓર (બીજી) તરેહ પણ મૈથુન વર્જીત લખીએ** છીએ— ભયયુક્ત પુરૂષ ૧, અધીર પુરૂષ ૨, ભૂખ્યો ૩, રોગી ૪, તરસ્યો ૫, બાળક ૬, બુઢો ૭, મળ મૂત્ર આદિનો જેને વેગ લાગી રહ્યો હોય તે ૮. આટલા પુરૂષ મૈથુન કરે નહીં

**અતિ મૈથુનથી જે રોગ થાય તે લખીએ છીએ**—શૂળ ચાલે ૧, ખાંસી આવે ૨, વિષમ જ્વર થાય ૩, ક્ષીણ પડી જાય ૪, ક્ષય રોગ થાય ૫, અને વાયુના પક્ષઘાતાદિક રોગ થાય ૬.

**મૈથુન કરવા ઉપરાંત કરીએ તે લખીએ છીએ**—સ્નાન કરે, શાકરના સંયોગનું ગરમ કરયું દૂધ પીએ, માંસાદિક મીઠો રસ ખાય. આસવ પીએ, ખસના વિજણાને આદિ લઈથી પવન કરાવે. શયન કરે, રાતે ઘણું જાગે નહીં, દહાડે ઘણું સૂએ નહીં, અને રાત્રિના અંતમાં પાંચ ઘડી પાછલી રાત રહે ત્યારે આઠ અંજલિ પ્રમાણ મીઠું શીતળ પાણી પીએ, પછી ચાર ઘડી પાછલી રાત રહે ત્યારે ઉઠે. આ વિધિથી સદા કરે તો તે પુરૂષને કદી પણ રોગ થાય નહીં, ને સદા આરોગ્ય રહે. ઈતિ रात्रि चर्यानी विधि સંપૂર્ણ. આ સર્વ વિધિ ભાવ પ્રકાશ અને શાર્ગંધરમાં લખી છે તે જોઈ લેજો.

---

# માણસના શરીરની અવસ્થા.

શરીર એટલે મનુષ્યોના શરીરમાં જે કંઈ વાયુ, પિત્ત, કફ, સર્વ ધાતુ, ઉપ ધાતુ અને શરીરની ઉત્પતિ તથા નાશ એને આદિ લઈ સર્વ સ્વરૂપ યથાર્થ અતિ સંક્ષેપથી અમારી (ગ્રંથ કરતાની) બુદ્ધિ માફક લખીએ છીએ.

**આ મનુષ્યના શરીરમાં આટલી વસ્તુ છે**—કળા ૭, આશય ૭, ધાતુ ૭, ઉપધાતુ ૭, સાતે ધાતુઓનો મળ ૭, ચામડી ૭, દોષ ૩, દેહમાં માંસ, હાડકાં, અને મેદ, આ સર્વને બાંધવાની નસો ૯૦૦ નસો છે; અને બસેં દશ ૨૧૦ એમાં હાડકાં છે, ને કંઇ એક આચાર્યોના મતથી ૨૦૦ હાડકાં છે; એકસો સાત ૧૦૭ મર્મસ્થાન છે, સાતસેં ૭૦૦ નસો છે, રસને વહેવા વાળી ધમની નાડી ૨૪ છે. માંસના લોચા ૫૦૦ છે, સ્ત્રીઓને માંસના લોચા ૫૨૦ છે. સર્વેથી વડી નાડીઓ શરીરમાં વ્યાપતી ૧૬ છે તેને કંડરા કહે છે. આ મનુષ્યોના શરીરમાં ૧૦ છિદ્ર (દ્વાર) છે. સ્ત્રીના દેહમાં ૧૩ છિદ્ર છે. આ મનુષ્યના શરીરમાં જે છે તે નામ માત્રથી લખ્યાં છે. અને હું એનું યથાર્થ સ્વરૂપ માણસના દેહમાં શાસ્ત્રને અનુસાર મારી બુદ્ધિ માફક જે કંઇ છે તે લખું છું.

**કળાનું સ્વરૂપ લખીએ છીએ**—ધાતુ અને આશય એની વચ્ચે જે પડદો છે જેમાં બાળક રહે છે તેને કળા કહિયે-તે આ કળા ૭ પ્રકારની છે. માંસ, લોહી, મેદ એ ત્રણેની વચ્ચે એકેકો પડદો છે ૩, એની અને હ્રિયાની વચમાં એક પડદો છે ૪ આંતરડાની વચ્ચે એક પ-

ડદો છે ૫, એક પડદો પેટની અગ્નિને ધારણ કરી રહ્યો છે ૬, એક પડદો વીર્યને ધારણ ક રી રહ્યો છે ૭. એને સાત કળા કહે છે.

**સાત આશય લખીએ છીએ**–આશય એટલે સ્થાન હૃદયમાં કફનું ઘર ૧, હૃદયની નીચે આમનુ સ્થાન ૨, દૂંટીના ઉપર ડાબી બાજુએ અગ્નિનું સ્થાન ૩, અગ્નિના ઉપર તલ છે. દૂંટીની નીચે પવનનું સ્થાન ૪, પવનના સ્થાનની નીચે પેડુમાં મળનું સ્થાન ૫, પેડુંને લ ગતું જરા નીચે મુત્રનું સ્થાન તેને વસ્તિ કહિયે ૬, હૃદયની જરા ઉપર જીવનું તથા લોહીનું સ્થાન ૭. એ સઘળાં સ્ત્રી અને પુરૂષને આશય છે-પણ સ્ત્રીને આશય ૩ ત્રણ અધિક છે- એક તો ગર્ભસ્થાન ૧, બે દૂધનાં સ્થાન સ્તન ૩.

**સાત ધાતુ લખીએ છીએ**–રસ ૧, લોહી ૨, માંસ ૩, મેદ ૪, હાડકાં ૫, મીંજી ૬, શુક્ર ૭, એ સાતે ધાતુઓ પિત્તના તેજે કરી, પોતપોતામાં પચી જઇ મહીના એકમાં વિ ર્યને પેદા કરે છે. ચોથે ચોથે દહાડે એકેક ધાતુ પેદા થાય છે. જે અન્ન પાણી (આપણે) ખાઇએ છીએ તે પિત્તના તેજથી પાકી પ્રથમ રસ પેદા થાય, પછી એ પિત્તના તેજથી પાકી રસનું લોહી થઇ જાય છે, એવીજ તરેહ સાતે ધાતુ જાણી લેજો.

**સાત ઉપધાતુ લખીએ છીએ**--જીભનો મેલ. આંખોનો મેલ. ગાલનો મેલ, એ ત્રણે ર સ ધાતુની ઉપધાતુ છે ૧; રંજક નામે પિત્ત લોહીની ઉપધાતુ છે ૨. કાનના મેલને માં સની ઉપધાતુ જાણિયે ૩. જીભ. દાંત, કાખ, ઇન્દ્રીને આદિ લઇ, એમાં જે મેલ તે મેદની ઉપધાતુ જાણિયે ૪. વિષે ૨૦ નખોને હાડકાંની ઉપધાતૂ જાણિયે ૫. આંખમાં ચી પડાં આવે તેને મીંજીની ઉપધાતૂ જાણિયે ૬. મોં ઉપર ચીકાશ તથા ખીલ એ શુક્રની ઉ પધાતુ છે ૭ અને સ્ત્રીને બીજી બે ધાતૂ છે. એક તો સ્તનોમાં દૂધ ૧, અને એક સ્ત્રી ધર્મ ૨, એ બંને સમયમાં હોય અને સમયમાંજ જતાં રહે– અને બીજાં પણ સાતે ધાતુથી પેદા થાય છે તે લખીએ છીએ- સૂક્ષ્મ માંસથી પેદા થયું જે ઘી તેને વસા કહિયે ૩, પસીનો ૪, દાંત ૫, કેશ ૬, ચામડી ૭. એ સર્વે શરીરમાં રહે છે, તે ચીકણાં અને શી તળ છે, અને શરીરમાં બળ તથા પુષ્ટતાને કરનારાં છે. એ પણ સાતે ધાતુથી પેદા થાયછે.

**સાતે ચામડી લખીએ છીએ**- ઉપરની ચામડી અવભાસિની નામે ચિકણી છે, અને તે વિભૂતિનું સ્થાન છે ૧; બીજી લાલ ચામડી જેમાં તલ પેદા થાય છે ૨. ત્રીજી ચા મડી ધોળી છે. તેમાં ચર્મદલ નામે રોગ પેદા થાય છે ૩. ચોથી ચામડી તાંબાના રં ગ સરખી છે. તેમાં ધોળો કોઢ પેદા થાય છે ૪, પાંચમી ચામડી વેદિની નામે, તેમાં સર્વે કોઢ પેદા થાય છે ૫. છઠી ચામડી રોહિણી નામે તેમાં ગડ ગુમડાં, કંઠમાળાદિક પેદા થાય છે ૬. સાતમી ચામડી સ્થુળ નામે. તેમાં વિદ્રધિ, રહે છે ૭. એ સાતે ચા મડી બે જવને પ્રમાણ મોટી છે.

**ત્રણે દોષોનું સ્વરૂપ લખીએ છીએ**–* વાયુ ૧, પિત્ત ૨, કફ ૩. એને દોષ પણ કહિયે. અને એને મળ પણ કહિયે, તે ત્રણે એક એક પાંચ પ્રકારના છે, એ પાંચે જુદા

* વાયુ, પિત્ત, કફ એ ત્રિદોષ છે, અને ત્રિદોષ કહે છે. પરંતુ પિત્તઃ કફ એ પાંગળા છે, એમાં ચાલવાની શક્તિનું મૂખ્ય કારણ વાયુ છે. માત્ર સાત ધાતુમાં સર્વ શરીરમાં દોષો ની પ્રવર્તિ વાયુ કરે છે. વાસ્તે વિદ્વાન વૈદ્ય છે તે વાયુનો પ્રકોપ તપાસે તો રોગાદિકોને જીતે, આ અમારી સૂચના યાદ રાખવી.

જૂદા સ્થાનમાં રહે છે, એ ત્રણેમાં વાયુ બળવાન છે, તે એ વાયુ શરીરમાં સર્વ વસ્તુના વિભાગ કરી સઘળા શરીરમાં નસોને રસ્તે સર્વત્ર પહોંચાડી દે છે. પિત્ત અને કફ પાંગળા છે. આ વાયુજ આ શરીરમાં બળવાન થઈ સર્વ રસાદીકને સર્વ દેહમાં પહોંચાડે છે. એ વાયુ રજોગુણમય શૂક્ષ્મ, શીતળ, સુકો, હલકો અને ચંચળ છે. એ વાયુ મળના આશયમાં ૧, કોઠામાં ૨, અગ્નિના સ્થાનમાં ૩, હૃદયમાં ૪, કંઠમાં ૫ એમાં રહે છે. એ (કંઠ એનું પાંચેમાં મુખ્ય સ્થાન છે, અને આ સર્વ શરીરમાં રહે છે. ગુદામાં તો એનું અપાન નામ છે ૧, દૂંટીમાં એનું સમાન નામ છે ૨, હૃદયમાં એનું પ્રાણ નામ છે ૩. કંઠમાં એનું ઉદાન નામ છે ૪. જે સઘળા શરરીમાં રહે છે તેનું નામ વ્યાન છે ૫. ઇતિ **वायुनुं स्वरुप १.**

**પિત્તનું** સ્વરૂપ--પિત્ત ગરમ, પાતળું, પીળું સતોગુણમય કડવું, તીખું છે. અને એ દગ્ધ થયે ખાટું થઇ જાય છે. એ પાંચ સ્થાનમાં રહે છે. અગ્ન્યાશયમાં તલ પ્રમાણ એ અગ્નિ સ્વરૂપ થઇ રહે છે ૧. ચામડીમાં એ કાંતિને કરનારૂં છે ૨. આંખેમાં એ રહીને સર્વને જોનારૂં છે ૩, યકૃતમાં એ રહીને સર્વ વસ્તૂને પચાવી દે છે અને ખાધેલા રસનું લોહી કરી દે છે ૪. અને હૃદયમાં રહેતૂ જે પિત્ત ને બુદ્ધયાદિકને કરે છે ૫ --પાચક ૧, ભ્રાજક ૨, રંજક ૩, આલોચક ૪, સાધક ૫, એ પિત્તનાં નામ છે ૨.

કફનું સ્વરૂપ--કફ ચિકણો, ભારે, સફેત ચળકતો, શીતળ, તમો ગુણમય મીઠો છે. (પણ) એ દગ્ધ થયે ખારો થાય છે. કફ આમાશય ૧ મસ્તક ૨. કંઠ ૩, હૃદય ૪, સંધિ ૫, એપાંચ મુખ્ય સ્થાન છે તેમાં રહે છે. અને દેહમાં રહેવા છતાં દેહની સ્થિરતાને તથા સર્વ અંગના કોમળ પણાને કરે છે. ક્લેદન ૧. સ્નેહન ૨. રસન ૩, અવલંબન ૪, શ્લેસક ૫, આએના નામ છે ૩.

**સ્નાયુ અર્થાંત નસોનું સ્વરૂપ**--મનુષ્યના દેહને વિષે માંસ, હાડકાં, મેદ, એને બાંધવાને વિષે સ્નાયુ એટલે નસો કહી છે.

*** હાડકાંનુ સ્વરૂપ--દેહના વિષે એ આધાર છે. દેહ એ વિના ઉભી રહે નહીં. અને દેહનેવિષે સાર એજ છે.**

**મર્મસ્થાનનુ સ્વરૂપ**--જીવને મારવા વાળાં †મર્મસ્થાનજ છે.

**નસોનુ સ્વરૂપ--સાંધે સાંધા એથી બાંધ્યા છે; અને વાયુ, પિત્ત, કફ, તથા સાતે ધાતુઓને પણ એજ નસો વેહે છે.**

**ધમની નાડીનું સ્વરૂપ**--ધમની નાડી રસ તથા પવનને વેહે છે.

**માંસના ¶ લોચાનું સ્વરૂપ**--માંસના લોચા શરીરમાં બળને કરે છે. અને શરીરને ધારણ કરી રહ્યા છે.

---

* હાડકું એ મુખ્ય ચીજોનું બનેલું છે ચિકાશ વાળી વસ્તુઓ અને ખાર. પણ જો હાડકાને સુરા ખારના નબળા તે જાપમાં ભીજવી રાખ્યું હોય, તો થોડા વખતમાં ખારનો ભાગ તે જાપથી ખવાઇ જાય છે ને મરડવાથી વળી જાય છે તોપણ તેની અસલ આકૃતિમાં તફાવત પડતો નથી.

† જેવાં કે ફેફસુ, દીલ અથવા અંતઃકરણ, ભેજુ, કાળજુ, ઇત્યાદિ. જેના ઉપર જીવનો મોટો આધાર રહેલો છે.

¶ માંસ અને માંસના લોચા જેથી શરીરની આકૃતિ બને છે, જેથી માણસની ખુબસુરતી માલમ પડે છે, અને જેથી કેટલેક દરજે શરીરની ઢીલચાલ થાય છે.

કંડરાનું સ્વરૂપ-સર્વથી વડી નસોને કંડરા કહિયે -તે સોળ ૧૬ છે. એ સઘળા અંગોને પસારી દે છે અને સંકોચ કરી લે છે.

રસ રંધ્રાનુ સ્વરૂપ-નાકમાં બે. આંખોનાં બે, કાનના બે છિદ્ર છે; લિંગ, ગુદા, અને મુખને એક એક છિદ્ર છે,દશમુ મસ્તકમાં, એ પુરૂષોને રંધ્ર છે. અને સ્ત્રિયોને ત્રણ અધિક છે. બે સ્તનોમાં, એક ગર્ભાશયનું. અને બીજા આ શરીરમાં રોમ રોમમાં શુક્ષ્મ અનંત છીદ્ર છે. દૂંટીની પાસે ડાબી બાજુએ ફેફ્સુ છે, અને પ્લીહ એટલે ફ્રિયો (બરોળ) છે. અને નાભિની પાસે જમણી બાજુએ યકૃત (કલેજુ) છે. ઉદાન વાયુનો જે આધાર તેને ફેફ્સુ કહિયે. અને લોહીને વહેનારી જે નસો તેનું મૂળ પ્લીહ એટલે ફ્રિયો (બરોળ) છે. અને રંજક નામે જે પિત્ત તેનું જે સ્થાન તેને વિષે જે રક્તનું સ્થાન તેને યકૃત (કલેજુ) કહિયે. દૂંટીના ડાબા ભાગને વિષે આમાશયના ઉપર જે એ તલ છે તે પાણીને વહેનારી જે નસો તેનું મૂળ છે, અને એ તલ તેને ઢાંકી દે છે. અને કુખમાં જે બે ગોળા તેને વૃક્ક (બુકકા) કહિયે. જે એ બન્ને જઠરનો જે મેદ તેને પુષ્ટ કરે છે. અને વૃષણ એટલે જે આંડ તે વીર્યને લઇ ચાલનારી જે નસો તેનો આધાર છે, તથા એ પુરૂષાતનને લઇ ચાલનાર છે, અને લિંગ ગર્ભને આપનારો છે;વીર્ય અને મૂત્રનું એ ઘર છે. અને હ્દય-મન. ચિત, બુદ્ધિ, અહંકાર. એનું સ્થાન છે; અને એજ એટલે સર્વ ધાતુનાં તેજનું ઘર છે તે, તથા દૂટી છે તે સર્વ જે ધમનીને આદિ લઇ નસો તેનું સ્થાન છે. અને સર્વ શરીરમાં સર્વ નસો ફેલાઇ રહી છે. * દૂંટીથી તથા ત્યાંના વાયુના તથા સર્વ ધાતુઓના સંયોગથી નાભિનો જે વાયુ છે તે સર્વ શરીરને પુષ્ટ કરે છે. અને નાભિનો જે પવન છે તે હ્દયના કમળમાં જઇ તેનો સ્પર્શ કરી કંઠની બહાર જઇ, કંઇ વિષ્ણુંપદનું જે અમૃત તેને પીવાને નાસિકાને દ્વારા જાય છે, પછી એ નાસિકા દ્વારાનો પવન આકાશના અમૃતને પીને ફરી મુખ. નાસિકા આદિને દ્વાર વેગે કરીને પેટમાં આવી પ્રાપ્તિ થાય છે. પછી એ પવન સંપૂર્ણ દેહને તથા જીવને તથા જઠરાગ્નિને પુષ્ટ કરે છે.-શરીરના તથા હ્દયના પ્રાણ પવનનો જે સંયોગ તેને આયુર્બળ કહિયે. અને કોઇ સમય આ બંનેનો સંયોગ દૂર થાય તેને મરણ કહિયે-આ પ્રથવીને વિષે કોઇ પ્રાણી અમર છે નહીં, આ કારણ મૃત્યુ છે તે નિવારી (ટાળી) નહીં જાય. વૈદ્ય છે તે રોગને દૂર કરે. મનુષ્યને રોગ સાધ્ય છે ને એ મનુષ્ય પથ્યાદિક નહીં કરે, તો તે મનુષ્યને સાધ્ય રોગજ જાપ્ય થઇ જાય; અને એ મનુષ્ય કુપથ્ય કર્યા કરે તો જાપ્ય રોગજ અસાધ્ય થઇ જાય છે; અને એ અસાધ્ય રોગ કુપથ્યના કરનારા મનુષ્યને નિશ્ચય મારી નાખે છે. એ કારણ થકી ચતુર મનુષ્ય છે તે રોગોથી શરીરની રક્ષા કરે. કર્મ વિપાકના જાણનારાને ધર્મ, અર્થ, કામ. મોક્ષ આ ચારેનું સાધન કહ્યું છે તે મનુષ્યનું શરીરજ છે. (માટે) જે પુરૂષ આ મનુષ્યના શરીરને મારે તે સર્વેને મારે છે;અને જેણે આ મનુષ્યા દેહની રક્ષા કરી તેણે સર્વની રક્ષા કરી. સાતે ધાતુ તથા સાતે ધાતુઓના મળ, તથા વાયુ, પિત્ત, કફ. એ સઘળાંએ બરાબર શરીરમાં રહેવાથી શરીરને પુષ્ટ કરે છે. અને એ સર્વ ઘટે વધે તથા કુપિત થએ શરીરનો નાશ કરે છે. ઇતિ सात कळा आदिकनो विचार संपूर्ण.

---

*ધોરી અને બલુ નસ જેથી શરીરના ભાગમાં લોહી પોંહોચતુ થાય છે. અને ફરે છે.

# સૃષ્ટિને ઉપજાવાનુ કથન લખીએ છીએ.

આ સંપૂર્ણ બ્રહ્માંડનું કારણ ઇચ્છા રહિત સચ્ચિદાનંદ સ્વરૂપ એવો જે બ્રહ્મ પરમાત્મા તેની પ્રકૃતિ એટલે માયા છે, તે આ પરમાત્માની માયા નિત્ય છે. જેમ સુર્યની પ્રચ્છિત છાયા એટલે પ્રકાશ. તે આ પરમાત્માની માયા છે તો જડ પરંતુ ચૈતન્ય જે પરમાત્મા તેના સંજોગથી આ અનિત્ય સંસારને બાજીગરના ખ્યાલની માફક એ* માયા કરતી હવી. અને આ સંસારની માયા જે પ્રકૃતિ તે પ્રથમ બુદ્ધિને ઉપજાવતી હવી. બુદ્ધિ કેવી છે? ઇચ્છામય. મહાતત્વ જેવું સ્વરૂપ. પછી મહાતત્વથી અહંકાર ઉપજતો હવો. પછી એ અહંકાર રજોગુણ, સતોગુણ, તમોગુણમય ત્રણ પ્રકારના થયા પછી સત્વગુણ, રજોગુણથી મળી દશ ઇંદ્રીઓને પેદા કરે છે. અને મન પણ આ બંનેજથી પેદા થાય છે.

**દશ ઇંદ્રીઓનુ સ્વરૂપ લખીએ છીએ**–કાંન ૧, ચામડી ૨. આંખો ૩. જીભ ૪, નાસિકા ૫, એતો પાંચ જ્ઞાંન ઇંદ્રી; અને વાક (મુખ) ૬. હાથ ૭, પગ ૮, લિંગ ૯. ગુદા ૧૦. એ પાંચ કર્મ ઇંદ્રી છે. તમોગુણ છે તે ઘણા સત્વગુણથી મળી અહંકારથી પંચ તન્માત્રાને ઉત્પન્ન કરે છે,

**પાંચ તન્માત્રાનું સ્વરૂપ**–શબ્દ ૧, સ્પર્શ ૨, રૂપ ૩. રસ ૪, ગંધ ૫, એને તન્માત્રા કહિયે, પછી પાંચ તન્માત્રાથી પાંચ મહા ભુત ઉત્પન્ન થાય છે,શબ્દ તન્માત્રાથી તો આકાશ ૧, સ્પર્શ તન્માત્રાથી વાયુ ૨, રૂપ તન્માત્રાથી અગ્નિ ૩. રસ તન્માત્રાથી પાણી ૪, ગંધ તન્માત્રાથી પ્રથ્વી પેદી થઇ ૫.

**જ્ઞાનેંદ્રિયોના વિષય**–કાનનો વિષય (કામ, ફરજ) શબ્દ ૧. ચામડીનો વિષય સ્પર્શ ૨, આંખનો વિષય રૂપ ૩, જીભનો વિષય સ્વાદ ૪, નાસિકાનો વિષય સુગંધ દુર્ગંધનું ગ્રહણ કરવું ૫.

**કર્મેંદ્રિયોના વિષય**–વાણીનો વિષય બોલવું ૧, હાથનો વિષય ગ્રહણ કરવું ૨, પગનો વિષય ચાલવું ૩, લિંગનો વિષય મૈથુન ૪, ગુદાનો વિષય ઝાડાનો સારી પેઠે ત્યાગ ૫.

**પ્રકૃતિનાં નામ લખીએ છીએ**–પ્રધાન ૧, પ્રકૃતિ ૨, શક્તિ ૩, નિત્યા ૪, વિકૃતિ ૫, શક્તિ છે તે શિવમાં મળતી રહે છે,

**ચોવીશ તત્વ લખીએ છીએ**–મહાતત્વ નામ મહા ૧, અંહકાર ૧, પાંચતન્માત્રા ૫, પ્રકૃતિ ૧, દશ ઇંદ્રી ૧૦, મન ૧, પાંચ મહાભૂત ૫, એ ૨૪ વિકાર છે, એ સર્વ મળે ત્યારે ૨૪ તત્વ થાય. પછી ચોવીશ તત્વનું અથવા પાંચ તત્વનું આ શરીર રૂપી ઘર બને ત્યારે એ ઘરમાં જીવાત્મા શુભ અશુભ કર્મોને આધીન મન રૂપી દુતને વસ થઈ શરીર રૂપી ઘરમાં આવીને વસે. પછી જીવ સંયુક્ત આ શરીરને બુદ્ધિવાન દેહી કહે છે. તે આ દેહી પાપ. પુન્ય, સુખ, દુખાદિકોથી વ્યાપ્ત થવા છતાં તથા એજ જીવાત્મા મનથી બંધાયા છતાં પોતા

---

* માયા અને બ્રમ એવું સૃષ્ટિ વ્યાપારક દૃષ્ટાંત છે.-આંધળો અને પાંગળો એ બંનેએ મળી મનસુબો કર્યો કે.- હે આંધળા તારી ખાંધ ઉપર મને પાંગળાને ચઢાવી લે તો મારી આંખથી જોઇને તારા પગથી ચાલે તો આપણું હાલવું ચાલવું વ્યાપાર સિદ્ધ થાય. એવીજ રીતે માયા તો આંધળી, ને બ્રહ્મચૈતન્ય પાંગળો, બંને એ મળી સૃષ્ટિ રચી છે.

ના કરેલાં જે કર્મ બંધનથી એ બંધાયો છે, અને કામ ૧, ક્રોધ ૨, લોભ ૩, મોહ ૪, અહંકાર ૫, દશ ઇંદ્રી ૧૦, બુદ્ધિ ૧, એ સર્વે અજ્ઞાન થએ જીવાત્માના બંધનનો અર્થ છે, અને જીવાત્માને આત્મજ્ઞાન થાય તો એની મુક્તિ થાય,- અને જેમાં દુખ ઉપજે તેને વ્યાધિ કહિએ, જેમાં સુખ ઉપજે તેને આરોગ્ય કહિયે. ઇતિ सृष्टिनी उत्पति कथन संपूर्ण,

---

# આહાર તથા પરિપાક તથા ગર્ભની ઊત્પત્તિ તથા બાળકના પોષાણાદિકનાં લક્ષણ લખીએ છીએ

(આપણે જે ભોજનાદિક કરીએ છીએ તે હૈયાના પ્રાણ પવનથી પ્રેરિત પ્રથમ આમાશયમાં જઇ પ્રાપ્તિ થાય છે. ત્યારે એજ છ રસનો આહાર મધુરપણાને તથા ફીણ ભાવને પ્રાપ્તિ થાય, ત્યારે પછી એજ આહાર પાચક પિત્તના પ્રભાવથી કંઇ એક પાકા અમ્લપણાને પ્રપ્તિ થાય છે. પછી એજ આહાર નાભિના સમાન પવનથી પ્રેરિત છઠી ગ્રહણી કળામાં પ્રાપ્તિ થાય છે, ત્યારે એ આહાર કોઠાના અગ્નિથી ગ્રહણી કળામાં પચિ કડવો થઈ જાય છે. પછી એજ આહાર કોઠાની અગ્નિથી પચિ તેનો ખાસો રસ થઇ જાય છે. પણ એ ભલે પ્રકાર પાકે નહીં ને કાચો રહે તો તેજ આહારનો આમ થઇ જાય છે, અને કોઠાની અગ્નિ બળવાન હોય તો એ આહારનો રસ મધુર થઇ જાય છે, ત્યારે એજ પાછો મધુર થઇ ચિકાશ પણાને પ્રાપ્તિ થાય છે. પછી એજ રસ ભલે પ્રકાર પાકો થઇ આ શરીરની સંપુર્ણ ધાતુઓને પૃષ્ટ કરે છે, ત્યાં એ રસ અમૃતની ઉપમાને પ્રાપ્તિ થાય છે. અને એ આહારનો રસ મંદાગ્નિથી દગ્ધ થાય તો પેટમાં કડવો રસ થઇ જાય, અથવા ખાટો રસ થઇ જાય, અથવા એજ રસ ઝેરના સ્વભાવને પ્રાપ્તિ થાય, અથવા એજ રસ રોગોના સમૂહને શરીરમાં કરી દે તથા શરીરમાં સોજાને કરી દે. અને એજ આહારનો રસ આ શરીરમાં સાર એટલે બળ છે, અને સાર હીણ હોય તો એ મળદ્રવ એટલે મળ પાતળો થઇ જાય છે તે સારો નહીં. અને પીધેલા પાણીના સાર સારને નસોને દ્વાર વાયુ શરીરમાં પહોંચાડી દે છે, અને એના નિ:સારને પેડુંમાં પ્રાપ્તી કરી તેનું મુત્ર કરી દે છે, તે આ મૂત્ર (થઇ) લિંગ રસ્તે બહાર નિકળે છે. અને તે અહારનો કીટ જે મળ તે પકવાશયમાં રહે છે. તે ગુદાના પવનના બળે કરી એ મળ ગુદાદ્વારે બહાર નિસરે છે અને તે અહારનો જે રસ તે નાભિના સમાન પવનથી પ્રેરિત મનુષ્યના હૈયામાં જઇ પ્રાપ્તિ થાય છે, અને પછી એ રસ પિત્તે કરી પચે તો લાલ રંગ થાય, પછી એ રસ લોહી થઇ જાય છે. તે એ લોહી સર્વ શરીરમાં રહે છે. અને એ લોહી જીવનો ઉત્તમ આધાર છે; અને એ લોહી ચિકણું અને ભારે છે, તથા બળવાન મીઠું છે. અને એ દગ્ધ થએ પિત્તની માફક થાએ છે. એક એક ધાતૂ સવાચાર ચાર દિનમાં પેદા થાય છે. પુરૂષને મહિના એકમાં ભોજન કરેલો આહાર વિર્ય થઇ જાય છે. અને સ્ત્રિયોને ભોજન કરેલો આહાર મહિના એકમાં સ્ત્રીધર્મ દ્વારે રજ થઇ જાય છે. પછી સ્ત્રી અને પુરૂષ બંને મળી મૈથુન કરે ત્યારે સ્ત્રીના ભગનું શુદ્ધ લોહી અને પુરૂષનું શુદ્ધ વિર્ય એ બંને તે વખત મળે ત્યારે સ્ત્રીના ગર્ભસ્થાનમાં ગર્ભ થઇ જાય છે, પછી એ ભગને

દ્વારા નવમે મહીને બહાર નિકળે ત્યારે તેને બાળક કહિયે; અને એ વખત સ્ત્રીનું રજ અધિક હોય તો કન્યા થાય, અને એ સમય પુરૂષનું વિર્ય અધિક હોય તો પુત્ર થાય; અને તે વખત સ્ત્રી અને પુરૂષ એ બંનેનું રજ તથા વિર્ય બરાબર હોય તો નપૂસક પેદા થાય; પછી પરમેશ્વરની જેવી ઇચ્છા હોય તેજ થાય, આ લખેલો નિયમ છે તે થાય અને નહીં પણ થાય.

## બાળકને ઔષધિ આપવાની માત્રા લખીએ છીએ.

એક મહીનાનું બાળક હોય તો દૂધ મધ, શાકર, ઘીની સાથે રતી ૧, ઓસડ આપીએ, પછી જેમ જેમ બાળક વધે તેમ તેમ એક એક માસમાં એકેક રતી ઓસડ એક વર્ષ સુધી વધારતાં જવું, પછી ૧ એકેક માસો ઓસડ દર વર્ષે વધારતાં ૧૬ વર્ષનાને ૧૬ માસા સુધી આપતાં જવું. પછી ઓસડની માત્રા ૭૦ વર્ષ સુધી એટલીજ રાખીએ પછી બાળકની માફક ઓસડની માત્રા ઘટાડી દઈએ. આ તોલની વિધિ કલ્ક, ચૂર્ણ વગેરેની છે; અને કાઢાનું તોલ એથી ચોગણું જાણી લેજો. અને બાળક હોય ત્યારે બાળકને કાજળ, લેપન, સ્નાન કરાયા કરીએ. અને મહીને ને મહીને બાળકને ઓકારી કરાવી દેવી અને હરડે ઘસી તેનો ધાવ નિત્ય આપવો (પાવો). અને અન્નનો ગ્રાસ પાંચમે વર્ષે આપવો અને જુલાબ ૧૬ સોળ વરસની ઉપરાંત આપવો-અને મૈથુન ૨૦ વર્ષની ઉપરાંત કરાવીએ-આ વિધિથી માણસ ચાલે તો તેને કદી રોગ થાય નહીં, તથા તેને વૃદ્ધાવસ્થા વ્યાપે નહીં.

**મનુષ્યના શરીરની ગતિ લખીએ છીએ**–દશ વર્ષ સુધી તો બાળપણ રહે છે. વીશ ૨૦ વર્ષ પર્યંત તેને વધવાપણું રહે છે. તીસ વર્ષ પર્યંત શરીરનું મોટાપણું રહે છે. ૪૦ વર્ષ પર્યંત મનુષ્યને બુદ્ધિનું આગમ રહે છે, ૫૦ પચાશ વર્ષ પર્યંત મનુષ્યના શરીરમાં ચામડીનું ગાઢાપણું રહે છે. ૬૦ વર્ષ પર્યંત આંખની જોતો સારી પેઠે પ્રકાશિત રહે છે. ૭૦ વર્ષ પર્યંત મનુષ્યના શરીરમાં વિર્યનું અધિકપણું રહે છે. ૮૦ વર્ષ પર્યંત મનુષ્યના શરીરમાં પરાક્રમ અધિક રહે છે. ૯૦ વર્ષ પર્યંત સારી પેઠે જ્ઞાન રહે છે. ૧૦૦ વર્ષ પર્યંત બોલવું હાથ પગમાં બળ, મળ મૂત્રના ત્યાગની સંજ્ઞા રહે છે એકસો દશ વર્ષ પર્યંત મનુષ્યના શરીરમાં સ્મરણ માત્રનું જ્ઞાન રહે છે, ૧૨૦ વર્ષ પર્યંત શરીરમાં પ્રાણ માત્ર રહે છે. આ મનુષ્યનું શરીર નિરોગ રહે તો તથા દશ દશ વર્ષ પછી ઉપર લખવા પ્રમાણે લક્ષણ ઘટતાં જાય તો તો તે મનુષ્યનાં આયુર્બળનું પ્રમાણ ૧૨૦ વર્ષનું છે. ઇતિ आहारनो परिपाक, गर्भनी उत्पति अने बाळकना पोषणादिकनी विधि संपूर्णम्

## પ્રકૃતિયો.

**વાયુની પ્રકૃતિનાં લક્ષણ લખીએ છીએ**–નાના વાળ હોય-તથા શરીર કૃશ અને લુખુ હોય–વાચાળ અને ચંચળ મન હોય, આકાશમાં રહેનારાં સ્વપ્ના આવે. એ લક્ષણ હોય તો વાયુની પ્રકૃતિ જાણિયે ૧.

**પિત્તની પ્રકૃતિનાં લક્ષણ**–જુવાન અવસ્થામાં સફેત વાળ આવે-બુદ્ધિવાન હોય-અને પ

સોનો ઘણો આવે-ક્રોધી હોય-સ્વપ્નામાં તેજ દેખે-એ લક્ષણ હોય તો પિત્તની પ્રકૃતિ જાણિયે ૨.

**કફની પ્રકૃતિનાં લક્ષણ**—જેની ગંભિર બુદ્ધિ હોય-સ્થુળ અંગ હોય-ચિકણા કેશ હોય-બળવાન હોય-સ્વપ્નામાં જળાશય દેખે. એ લક્ષણ જેમાં હોય તેને કફની પ્રકૃતિ કહીયે ૩.

**મેદનાં લક્ષણ**—કફ અને તમોગુણ અધિક હોય ત્યારે મૂર્છા થાય ૧-અને વાયુ. પિત્ત. રજોગુણ એ અધિક હોય ત્યારે ચકરી અને ભ્રાંતિ થાય ૨-કફ અને તમોગુણ અધિક હોય ત્યારે ભરી આવે ભ્રાંતિ થાય ૩.કફ, વાયુ અને તમોગુણ અધિક હોય ત્યારે તંદ્રા થાય ૪-અને બળ જતું રહે ત્યારે ગ્લાનિ (નબળાઇ) આવે-દુઃખ તથા અજીર્ણ અને ખેદ એથી પણ ગ્લાનિ થાય ૫-અને બળ થાકી ઉત્સાહ નહીં હોય તેને આળસ કહિયે ૬.એને આદિ લઇ બુદ્ધિવાન પુરૂષ બીજું પણ જાણિ લે ૭. ઇતિ शरीरनुं संक्षेप निरूपण સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્માહા રાજાધિરાજ મહારાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપ સિંહજી વિરચિતે અમૃતસાગર નામ ગ્રંથે ઋતુ વર્ણન એટલે ઋતુચર્યા ૧, દિનચર્યા ૨, રાત્રિચર્યા ૩, શારીરક ૪, સર્વ અંગ સંયુક્ત વર્ણન નામ પંચવિશતિમ સ્તરંગઃ સંપૂર્ણ. ૨૫ समाप्तोयं ग्रंथ.

शुभं भूयात्.

चन्द्र पक्ष निधि भूमिसंमिते,
हायने शरादि मासि कार्तिके ॥
वैद्यमान ससुखाय शोभनो,
यंत्रितो यममृतस्य सागरः ॥

**સંવત ૧૯૪૪ શુભં ભુયાત.**

---

# તરંગ ૨૫ મુ સમાપ્ત.




---

* આ ગ્રંથમાં ૨૫ તરંગ છે. માટે આ ગ્રંથનું નામ સાગર પાડયું છે. અમૃત તથા પ્રતાપ સાગરની તરંગ એટલે લેહેર છે. અને તે તરંગો (લેહેરો) સમુદ્રમાં થાય છે વાસ્તે અમૃત સાગરમાં તરંગ એટલે અધ્યાય છે. આ સંપૂર્ણ ગ્રંથ છે. આંમાં કોઇ પણ ભુલ ચુક હોયતો તેને માટે ભાવસાર ત્રીભોવનદાસ ગીરધરદાસ ખંભાતીને વિદ્વાન લોક ક્ષમા કરશો. સંપૂર્ણ.

## નીચે લખેલું દવાઓનું લીષ્ટ હમારા એક પારસી મિત્રે જુજ ભેટ લઇ આપવું કબુલ કીધાથી, તથા તેમાંની ઘણીએક દવાઓનો સંબંધ આ પુસ્તકને છે જે વાંચવાથી વન્સ્પતિ અને દવાઓનું જલદી ઓળખાણ થશે.

કપુરી મધુરીનો છોડ થાય છે તે શીસાને સાફ કરે છે.

કુંવારને કોરફોર તથા કુમાર પત્તા, તથા ઘી કુમાર પણ કહે છે.

કનખડીનો છોડ થાય છે એને મરાઠીમાં દાવડીની વેલ કહે છે, એનો ઉલટો વેલો ચાલે છે. ને એ વરશાદના દહાડામાં થાય છે. એનાં પાન નાગરવેલ જેવાં ને ફળ કનખડી જેવાં થાય છે. એનો રસ જાડો ને ચીકણો હોય છે.

કંદુરીનો વેલો થાય છે. એને મરાઠીમાં ટોંડલી તથા કચરી તથા ચીભડી અને ગુજરાતીમાં ઘીલોડી પણ કહે છે. એ મીઠી ને કડવી બે જાત છે. મીઠી ને ફળ લીલાં ને કડવીને લાલ થાય છે.

કાંસકીના છોડને કંગઇ કહે છે. એ ચાર જાતની છે.

કમોની બે જાત છે. એને કંબોઇ પણ કહે છે, એને લાલ તથા કાળાં ફળ આવે છે.

કાડંવેલ એ થોરની જાત છે, એનો વેલો ચાલે છે તે બે કે ત્રણ ધારી થાય છે.

કલારને કકરૂડા તથ જંગલી તમાકુ તથા ગંગા જમની પણ કહે છે.

કૌચને કચકોરી તથા કઊચી પણ કહે છે,

કાચકાંને કચવા અને એના ઝાડને કાચકી કહે છે.

કાંગ કડવી ને ગાવકારી કહે છે, એમાં કડવી તથા મીઠી બે જાત છે, તેમાં કડવી રસાયણમાં ને મીઠી દવામાં કામ આવે છે.

કેચવને અલસીઆં તથા ગંડુલ કહે છે, જે પ્રાણી ચોમાસામાં થાય છે.

કેવડો જંગલી ખારી જમીનમાં થાય છે.

કેરાં જેનું અથાણું થાય જેને મરાઠીમાં નેપટી તથા કરી પણ કહે છે.

કેતકી તે ઘાહેલ પાનને કહે છે.

કેમોમાએલ ફ્લોવ તે મોટી સેવતીનાં ફુલને કહે છે.

ખાખરાના ઝાડને પલાસ, ને એનાં ફુલને કેસુડીનાં ફુલ, શીંગોને પલાસ પાપડો કહે છે.

ખગ્સાણી તે ડોડીના થોરને કહે છે. એનું ઝાડ થાય છે.

ગુંજને ચણોઠી તથા ગુમચી કહે છે. એ લાલ અને સફેત એવી બે જાતની થાય છે.

ગોલની ઝીણાં પાનની ભાજીને લુણીની ભાજી તથા (ચીલની ભાજી) પણ કહે છે.

વડગુંદાને ગુંદની તથા ભોકરા પણ કહે છે. એના ફળનો રસ ચીકણો હોય છે.

ગુલરના ઝાડને ઉમેંડો કહે છે. એને અંજીર જેવાં ફળ આવે છે.

ગોખરૂને સરાતા કહે છે. એનો છોડ થાય છે.

ગુલરમોરના ઝાડને સંકેસુર કહે છે.

ગોભી બુટ્ટીને ગીલજી કહે છે. અને ગરજીબી પણ કહે છે.

નાઈની ભાજીને મછરની ભાજી પણ કહે છે. તે કડવીને મીઠી એ જાતની છે. તેમાં મીઠી ઘણું કરી નદી કીનારે થાય છે.

નાકછીંકણીનું ઝાડ અને છોડ બંને થાય છે. પણ ઝાડને નાક છીંકણી ને છોડને ભુતીઓ નાક છીંકણી કહે છે એને પાન મેથીની ભાજી જેવાં ને ફુલ ઝીણાં ૪ પાંખડીનાં થાય છે,

નગોડને નિરગુંડી તથા સંભાલું તથા નિરગુંડી પણ કહે છે.

નાગધામણના છોડમાં હરતાલ પકવે છે એને નાગ ચંપા તથા નાગ દોવડી પણ કહે છે. એ તુવરના ખેતરમાં થાય છે. ને એમાંથી દૂધ નીકળે છે.

ચુનાંરનું ઝાડ થાય છે.

ચીરચીરાને ઝીંઝોટા તથા હઘાડો તથા હંઘેડી તથા, આંધી ઝાડો કહેછે.

ચાકુશનાં બીજ લાલાશપર આવે છે,

ઝેરી કાંદાને સાફ કાંદો કહે છે.

જંગલી ધંતુરાને સત્યા નાશી તથા વિલાયતી ધંતુરો તથા નાગધંતુરો તથા કાંટાશેરીઓ તથા ઉંટકંટો કહે છે એને પીળાં ફુલ ને બીજ કાળાં બારીકને પાન ઉપર કાંટા કાંટા થાયછે.

ઝેરી કચોલાને કચલા બીજ કહેછે.

જંગલી કેળને અકલબેર તથા મરાઠીમાં કરવલી કહેછે.

જળજાંબુનો છોડ નદી કીનારે થાય છે. એનાં પાન લંબાઇમાં અર્ધો આંગળ ને સ્વાદમાં કડવાં થાય છે. એને કચરીને લોંદો હાથપર મુકે તો ફોલા ઉઠે છે.

ટીલવણને હુલહુલનો છોડ, હાડીઆ કરસણ તથા કુકર ભાંગરો, તથા તનમની કહે છે. એને પાંચ પાનનો જુમખો થાય છે ને ફુલ પીળાં થાય છે.

તરોટાનાં બીજને પવાડીઆનાં બીજ તથા કુમાડીઆનાં બીજ કહે છે. એના છોડને હરમાલ કહે છે, એનાં પાન મેથીની ભાજી જેવાં તથા બીજ પણ તેવાં ને કાળાં થાય છે.

થોર કાંટા વાળાને નાગફેણ તથા ફાફડાનો તથા હાથથોર, નીવડુંગ કહે છે.

થોર નાગફેણીનો વીલાયતી તેના કાંટા ખરી જાય છે, ને તેનું ઝાડ થાય છે. થોર ત્રણ ધારો તથા ચોધારો તથા પાંચ ધારો પણ થાય છે.

દુધેલીને દુધી કહે છે, ને ત્રણ જાતની છે. તેમાં એકતો જમીન ઉપર છોડ થાય છે. તેની ડાંડી લાલ ને લુણીની ભાજી સરખાં પાન ઝીણાં, ને તેને ઊંડા ને ઘેરાં લાલ ફુલ આવે છે; ને એની ડાંડીમાંથી દૂધ નિકળે છે તેને સમાત દુધેલી કહે છે. બીજીનો પણ છોડ થાય છે, તેની ડાંડીને ગાંઠે ગાંઠે બે પાન ને સફેત ફુલ ઝીણાં થાય છે, ને એની ડાંડીમાંથી ચેપ નિકળે છે એને મમાર દુધેલી કહે છે. ત્રીજી મેંઢા દુધેલી તેના વેલા ચાલે છે, એને હરંડોરી તથા વીઠલા દુધેલી પણ કહે છે, તેના વેલાના છેડા ઉપર મેંઢાના શીંગડાના સરખી જોડ શીંગ આવે છે.

દરચાની ભાજીનો છોડ થાય છે તે સોમલના ઝેર ઉપર કામ આવે છે.

દમનાના ઝાડને દાપરા કહે છે.

ધંતૂરાનાં ઝાડ કાળી ને સફેત ડાંડીના થાય છે. તેને ડોડવાં થાય છે.

ઘોરગુંજ તે અજગંડના ઝાડને કહે છે. તેનાં પાન ગડગુમડા, ઓચંબા કાખબિલાઈ પર બાં ધેતો બેશી જાય છે.

પીપલના ઝાડને પીપળો કહે છે તેની બે જાત છે. તેમાં એક પીપલનાં પાત્રાં લાંબી પુંછડી વાળા થાય છે, ને બીજો પારસ પીપળો તેનાં પાત્રાંને પુછડી ટુંકી ને તેને ફૂલ થાય છે. એને અકરબીંડી પણ કહે છે.

પીપરીના ઝાડને પાપર કહે છે. એનાં પાન જાંબુડાનાં પાન જેવાં થાય છે.

પોઇફુલી ઊંધા ફુલીના જેવી થાય છે પણ તેને ફુલ આસમાની રંગનાં થાય છે, ને ઉંધાફુ લીને ફુલ લાલ રંગનાં થાય છે એટલોજ ફરક છે એનો છોડ થાય છે.

પોઈયુટ્ટા તે કમળના ઝાડને કહે છે. તે તળાવમાં થાય છે એનાં બીજને કમળકાકડી કહે છે, ને એની જડનો કાંદો થાય છે.

ફરીદી બુટ્ટાને વાસનની વેલ કહે છે. તેથી પાણી જામી જાય છે, તે પાણી ધાતુ પુષ્ટાઈ ઉ પર કામ આવે છે.

ફાંગલો—એ વરસાદના દહાડામાં થાય છે. એનાં પાંદડાં ચેવલી પાન સરખાં મોટાં ને કોરે કાં ગરા ને પાછળ રૂવાં હોય છે. તેને પાંગરો પણ કહે છે,

બીસ ખાપરાનો છોડ બે જાતનો છે તેમાં એક સફેત ને બીજો લાલ ફુલનો છે.

બંદાવલ, એ બુટી પોલાદની ખાખ કરે છે.

બીરબડંડી તે ઉટકંટાના મૂળને કહે છે.

બોરસલીને રાનસુખડી તથા બકોલી પણ કહે છે.

બામની બે જાત છે, પીળી ને કાળી. એનાં છાટલાં જમીન ઉપર પથરાય છે.

બીલીનું ઝાડ થાય છે, તેનાં નાનાં ફળ ને બીલી ને મોટાં ને બીલાં કહે છે.

ભોરીંગણીની ત્રણ જાત પીળા, સફેત, ને આસમાની ફુલની થાય છે. એનો વેલો નહીં તેમ જ છોડ પણ નહીં એ બેમાં મધ્યમ થાય છે.

ભાંગરાને માકો કહે છે. તે સફેત ને કાળો બે જાતનો થાય છે.

ભોંયપાતરીનો નાનો છોડ થાય છે. એનાં પાલાં રોગદાર છે.

મસ્તકી તે સરૂના ઝાડનો ગુંદર છે.

માથની ભાજીને ચોળાઇની ભાજી તથા તાંદળજાની ભાજી કહે છે. તે બેજાતની છે, તેમાં એ કને કાંટા થાય છે ને એકને નથી થતા.

માહારાનાં ફુલ જેને હારશીંગા તથા પરચીટક પણ કહે છે. મોગરાનાં ફૂલ જેવાં સફેતને લા લ ફુલ થાય છે. એને દક્ષિણીઅણ ચોટલામાં પેહેરે છે

મહલોઠીને જેઠીમધ કહે છે.

આકડાના ઝાડને રૂઇનું ઝાડ તથા આક પણ કહે છે. તેની સફેતને લાલ ફુલ બે જાત થાય છે.

અજગનદ તે ઘોરંગુજનાં ઝાડને કહે છે તેનાં પાન ગડગુમડા ઉપર દુધમાં ઘસી લેપ કરે તો બેશી જાય છે. ને તેની ગાંઠ તુષ્ટાઇ ઉપર કામ આવે છે.

અંકોલા તે ફળમાં જાંબુ જેવા કળીયા હોય છે તે હધારા ઉપર કામ આવે છે.

આગીઆ બુટ્ટીની બે જાત છે, તેમાં એકનો છોડ ને બીજો વેલો થાય છે, તેનાં પાંન તાંદર

જાની ભાજી જેવાં થાય છે, ને તેનો રસ ચીકણો હોય છે. પાનનો લોંદો કરી હાથ ઉપર મુકે તો લાહે બળે છે.

અંમર વેલને આકાશ વેલ તથા અંતર વેલ કહે છે. તે બે જાતની પીળીને કાળી થાય છે.

રતન જોત તે મુગલાઇ એરંડીના ઝાડને કહે છે.

રાયણ તે રાન સુખડીના ઝાડને કહે છે.

લાજાલુને સરમાઉ તથા રીસામણી મનામણી કહે છે; એનાં પાનને આંગળી લાગે તો સર માઇ જાય છે

લીમડા ત્રણ જાતના છે કડવો, બકામ તે નર એને ૫ળ થાય છે, ત્રીજો કડવો લીમડો તે ને જલલીમ પણ કહે છે એને કઢીમાં નાખીને ખાય છે.

વાસનની વેલને ફરીદી કહે છે તેની બે જાત છે, એક સાદી તેથી પાણી બંધાઇને જામી રહે છે, ને બીજી થડકાપી. તેથી પાણી બંધાઇને ઘરજે છે,

વડની વડવાઇને વડની જટા, તથા પારમ પણ કહે છે.

વડની બે જાત છે. તેમાં એક મોટું ઝાડ થાય છે તેને વડવાઇ ફુટે છે. ને બીજો કોલો વડ છે. તેને વડવાઇ થતી નથી

સુવાની ભાજીને સેપુની ભાજી પણ કહે છે,

સામરના ઝાડને કાંટા સામરી તથા શીમળો કહે છે તેમાથી રૂ નીકળે છે.

સરસુના છોડને સરસવ કહે છે- તે રાઇથી મોટા દાણા ને તેનું તેલ કાઢે છે તેને સરશીયું કહેછે.

સરફુકાને સરપંખો તથા ઉદરકાની કહે છે.

સરસના ઝાડને લાંબી શીંગો થાય છે તે દવાના કામમાં આવે છે.

સમંદર સોખનો વેલો ચાલે છે. તેનાં પાન છતી તરફ લીલાંને ને ઊંધી તરફ સફેત રૂવાં દાર છે. તે વાળાના ઉપર તથા ગડગુમડા ઉપર બાંધે છે.

હરણીને હરણખુરી કહે છે, તેનું મુળ ગાંઠો ગાંઠો વાળું હોય છે.

હરમલના ઝાડને ઇસપન તથા તરોટા પણ કહે છે. એનાં બીજ મેથી જેવાં ને લાંબી શીંગો થાય છે- લંબ ગોળ પાનનો કુમાડીઓ.

હીરાદખણને ગમકી કહે છે.

ઇંદરજોત તે ઇંદરજવના ઝાડને કહે છે.

ઉતરણની વેલ ત્રણ જાતની થાય છે. સફેત પીળા ને લાલ ફુલની,

રૂદ્રવંતી તે જંગલી ચણાના છોડને કહે છે.

ભસુદીના ઝાડને ગોટાબુટી કહે છે.

ઇફ્નીને હીંગણબેત કહે છે.

ચોર વિલાયતી થાય છે તેને પાંદડાં ઘણાં આવે છે. એ બાગના કયારાઓની આજુ બાજુ એ રોપે છે.

શેકટાના ઝાડને શેવગો તથા સરગવો કહે છે. એમાં બે જાત છે, એક કડવો ને બીજો મીઠો કડવાની લુગદી હાથ ઉપર મુકે તો ફોલ્લા ઉઠે છે.

હીંઘોરી તે હઘામણ ઉપર કામ આવે છે. એનાં પાંદડાં ઝીણા ને છોડ થાય છે.

ભાંદર વેલને ભાદરકંદ પણ કહે છે.
માલ કાકણીને વજ્રદંતી કહે છે- એનો વેલો ચાલે છે.
આસેતરીનાં પાનને કંચનનાં પાન તથા બીડીનાં પાન કહે છે, એને દશરાને દહાડે સોનાનાં પાંદડાં કહે છે.

તા૦ ૩૧મી અકટોબર સને ૧૮૮૭ } બેરામજી તે નવરોજજી પેસ્તનજી સુરતીના.

# અમૃત સાગર

## ઓષધિ શબ્દાર્થ કોસ.

### અ

**અવલેહ**–આચો. ચાટણ.

**અતિવિખની કળી**–અતિવિષ-એના મુળ ને વખમો કહે છે.

**અમલવેદ**–એ એક જાતનું લીંબુ થાય છે.

**અષ્ટમુત્ર**–આઠ પ્રકારનાં મૂત્ર.

**અંબાડા**–એનું ઝાડ થાય છે તેને ફળ કપાસના દોડવાં જેવાં થાય છે તેમાં ખટાશ ઘણી હોય છે.

**અરડુસો**–એનું મોટું લાંબુ ઉંચુ ઝાડ થાય છે. તેની છાલ દવામાં વપરાય છે.

**અરણી**–ઐરણ. અગ્નિમંથ. એનાં ઝાડ ગુજરાતમાં ખેતરની વાડોમાં ઘણાં થાય છે. એનાં ફુલ સફેત, ને શેગાની સોટીઓ પોલી હોય છે.

**અરલુ**–ટેંટુ. લોદર. દિંડા અલાંબુ. આલુ. અરડુસો.

**અકલકરો**–અકલકરો. આકકરા. એનું લાકડુ હોય છે તે મોંમાં નાખવાથી મોં રવરવે છે.

**અજમો**–અજવાયણ ઓવાં અજમો એનાં ઝીણાં બીજ થાય છે તે પ્રસીદ્ધ દવા છે.

**અફીણ**–અફુ અફીમ.કડવી.અમલ.કાળીઉ.

**અફીઝીલ**–સફેત ચીલાવલ.

**અસાળીઓ**–એનાં બીજ લાલ રંગનાં વાયુ નાશક હોય છે. તે ગુજરાતમાં મશહુર છે.

**અગથીઓ**–અગસ્તા અગથીઓ એનાં ફુલ તથા શીંગોનું શાક થાય છે.

**અડદ**–[વડાં] અડદના પાપડ થાય છે. એ ધાન્ય સરવ દેશમાં પ્રસીદ્ધ છે.

**અળસી**–એના દાણા લાલ રંગના ચપટા થાય છે.

**અડાયાં છાણાં**–જંગલી છાણાં.જંગલમાં ઢોર ચરતાં છાણ હગે તે ત્યાં પડી રહેવાથી સુકાઇ જઇ પડી રહે તે.

**અર્જુન વૃક્ષ**–અર્જુન સાદડા. કાહ વૃક્ષ,સારઢોળ.

**અબરખ**–અભ્રક એનાં પત્રાં પારદર્શક હોય છે. તે સફેત. કાળો, પીળો વગેરે જાતનો થાય છે.

**અંકોટ**–અંકોલ વૃક્ષ. આંકોલનાંઝાડ ખેતરની વાડમાં ગુજરાતમાં ઘણાં થાય છે.

**અત્તારની અંજરૂત ઔષધિ**- ગુંદ. મુંબાઇનાં ગાંધીની દુકાનમાં મળે છે.

**અમચુર** કેરીનાં અદકાચાં ફળની છાલ.ખાખટી.કેરીના મરવાની સુકવણી

**અઘો પુષ્પી**–ઉંધા હેલી. વાદળી રંગનાં ફુલ થાય છે.

**અરડુમી** અડુલસી.વાસા. એના છોડ થાય છે. અને એનાં પાન કે રસ ઘણું કરી દવામાં વપરાય છે.

**અરીઠા**–રીઠા. અરિષ્ટ એનું પાણી કે ફીણ પીવાથી ઉલટી થાય છે.

**અંબર**–એક જાતની માછલીની સુકાઇ ગએલી હધાર છે. એ સુગંધિમાં ઘણી સરી છે.

### આ

**આસીંદરો**–આસેત્તીનું ઝાડ થાય છે. એના પાનની બાડી પીવાની થાય છે. એ ઝાડ ને કંચનનું ઝાડ પણ દક્ષણી લોક કહે છે.

**આકડો**–રૂઇ. આક. મદાર. એનો છોડ થાય

છે તે પ્રસીદ્ધ દવા છે.
**આસન**–અશ્વગંધા. આસગંધ. આસકંધ. એ વાયુ નાસક દવા છે.
**આમળાં**–આવળકાઠી.ધાત્રી. આંમળાં પ્રસીદ્ધ ઔષધ છે.
**આલુ બુખારા**–આલુ બુખાર-આરૂક આ એક જાતનું ફળ થાય છે.
**આદુ**–આલે. આદ્રક. એનાં છાટલાં જમીનમાં થાય છે.
**આંધાહેલી નીલા ફુલની જડી**-શીરદોડી. પહાર કુદુંબી. કુદુબીની શીરવલ્લી અર્કપુષ્પી. અંધાહુલી.
**આમલી (ફળ)**–ચીંચ. ચિંચા. એના કાતરા થાય છે તેને ગુજરાતમાં દાળ શાક વગેરે ખોરાકની ચીજોમાં સવાદને સારૂ ઉપયોગમાં લે છે. એના ઝાડને પણ આમલી કહે છે
**આંબો (પાન)**–આંબ એનું ઝાડ થાયછે. એનાં ફળને કેરી કહેછે.
**આવચી બાવચી**–એનાં બીજ બારીક કાળા સુગંધિત હોય છે.
**આંબા હળદર**–આંબે હળદ.દાર્પ એ પ્રસિદ્ધ દવા છે. એની ખુશબો કેરી સરખી હોયછે તેથી તેને આંબા હળદર કહેછે.

ઇ

**ઇલાયચી**–એલચી. એળકી. વેલડોડે
**ઇંદ્રજવ**–કુડાના ઝાડના બીને ઇંદ્રજવ કહેછે
**ઈંદ્રવરણું**–ઈંદ્રાયણુ. કડુ ઇંદ્રાંયણુ ટીકા જુઓ પાને ૧૬૫
**ઈક્ષુ**–શેરડીનાં સાંઠા

ઉ

**ઉમૈડાની છાલ**–ફુલ.ફળ-ઊંબર. ગુલરનું ઝાડ થાય છે.
**ઉદરપર્ણી**– } રાનીમગ. અડદપર્ણી એને અ
**ઉદયપર્ણી**– } ડદનાં પાન જેવાં પાન થાયછે.
**ઉદક**–પાણી. જળ
**ઉટકંટા**–ઉલકટારા. ઉલકંટક, કાંટાશેરીઓ એનો છોડ થાયછે
**ઉપલસરી**--ઉપરસુળી. કાવળી. ગોવેલી. કાળીવેલ. તુતુણી. ગૌરીસર.
**ઉપલેટ**–કોષ્ટ-ઉપલેટ. કુષ્ટ. એ સુગંધી પદાર્થ છે
**ઉત્પલ**--કમળ
**ઉન્હાળી**–સરપંખો

એ

**એખરો**–તાલીમખાના. કોકીલાક્ષ એના છોડના બી દવામાં વપરાયછે.
**એળીઓ**–એળીયા. એલય
**એરંડાનુંમૂળ**–દીવેલાનું મૂળ
**એરંડીઉં-તેલ**–એરંડાના બીજનું તેલ. દીવેલ. એરંડીઉં
**એકાંગીમૂરા**–મોરમાસી. એ સુગંધીત પદાર્થ છે

ક

**કમળ**–પોયણું.
**કડવું જીરૂ**–કાળીજીરી
**કલાર**–ગોરખમુંડી. ઓડીઓ અને ફાફડીઓ એવા બે જાતના કલાર થાય છે તેને ફુલ બોરીઆં જેવાં લાલ પતંગી રંગનાં થાય છે.
**કચુરો**–પટકચોરા. કચુર. નરકચોરા. સડક ચોલાં.
**કરીઆતુ**-કિરાઇત. ચિરાઇત. ચીરાતા. ભુનીંબ.
**કડુ**--કડુકી. કુટકી. કડુકીકાળી. તીકતા.
**કડવું તુરીઉં**–તુરીઆનું શાક થાય છે તે મીઠું ને કડવાનું શાક થતું નથી તે ચાખવાથી માલમ પડે છે.
**કલહારી (છાલ, મુળ,** } –કળલાવી. શીં
**કાગલહરી**............ } ગડીઓ વચ્છના } ગ. કાવળી.
**કમળ કાકડી**-કમળનું બીજ. કમળાક્ષ
**કરેણાનાપાન**–એના ફુલ માળીને ત્યાં મળે છે. એના મુળ ઝેરી છે પણ દવાના કામમાં આવેછે. એનો છોડ બાગમાં હોયછે.
**કડવીતુમડીનું મૂળ**–તુમડાં ઘણી જાતનાં થાયછે. પણ તે સર્વ કડવાં હોયછે. મીઠુ તુમડુ થાયછે તેનું શાક થાય છે.
**કડવું તેલ**–સરસીઉં તેલ. સરસવનું તેલ જે અથાણામાં નાંખવામાં આવેછે તે.
**કરમાળી અજમો**=એ બજારમાં ગાંધીને ત્યાં મળે છે.
**ક(કા)ચલુણ**–બંગડીખાર
**કલોંજી**–કાંદાનાં બી અથાણામાં નખાયછે.
**કસ્તુરી**–કસ્તુરી. મૃગમદ
**કપૂર**–કાપુર. કર્પુર.બરાસ કપુર પણ કહેછે.

**કપાસનુંમુળ**--કપાસ કે જેનું રૂ થાયછે તેના ઝાડનું મૂળ. કપાસના ડોડવામાંથી રૂ કાઢી લેવા પછી જે રહેછે તેને કાલાં કહેછે.
**કટશેલો**–કોહરાંટો. કટુસરા. કાંટાશેરીઓ.
**કપાસીઆ**–કપાસમાંથી રૂ કાઢી લીધા પછી જે બીજ રહે છે તેને કપાસીઆ કહે છે.
**કચોલાં**--ઝેરી કચોલાં. કુચલાં. કાજરા.
**કદમનીછાલ**–કદમના ઝાડની છાલ
**કપાસીઆની મીંજ**--કપાસીઆની અંદરના ગર્ભને મીંજ કહે છે.
**કઠુમ્બર**–કોઠુ
**કતીરો**–કુલણીઓ ગુંદર
**કમલીની**–કુમોદની
**કથીલ**–કલાઇનો ચુરો. કલાઈ
કળલાવી--વચ્છનાગનાં ઝાડ
**કૃશ્નાની છાલ**–ટીકા જુઓ પાને ૧૭૪
**કમળની પાંખડી**–કમળનાં ફુલની પાંખડી
**કરંજ** }
**કણજ** } કરંજાનું ઝાડ. મીઠા કણુજનું ઝાડ
**કલાઈ**–કલાઇ ધાતુ- વંગ- રાંગ
**કાંજી**-ટીકા જુઓ પાને ૪૨
**કાયફળ**–કાયફળ-એ એક ઝાડની છાલ છે પણ ફળ નથી
**કાકડા સીંગી**–જંગલી હરડાનાં ફુલ
**કાચકીનું મુળ**-સાગર ગોટીના ઝાડનું મૂળ
**કરંજીકા મુળ**–ટીકા જુઓ પાને ૧૮૬
કારેલાં-એ ફળ કડવાં પણ તેનું શાક થાયછે
**કાળી જીરી**-કાળો જીરો કડવી જીરી કૃષ્ણજીરક
**કાકોલી**-કોડી
**કાંસનું મુળ**-કાહનું મૂળ- કસાડનું મુળ એ એક જાતની સરકઠનું જડીઉ થાય છે
**કાગડાની હગાર**-કાગ પક્ષીની વીષ્ટા;
**કાકુવૃક્ષ-છાલ**–અરજુન વૃક્ષ-સાર ઢોળ વૃક્ષનાં છાલ
**કાકડ**- એનું ઝાડ મોટુ છતાં પાન લીમડાના જેવાં હોય છે. અને કાકડ આમળા જેવાં દેખાય છે
**કાચકીનું મુળ**–કાચકીના ઝાડનું મૂળ. સાગર ગોટીનું મૂળ
**કાથો**–કાથ. ખદીરા. કાથાનાં લાકડાં ઉકાળી ઉકાળાનું પાણી બાળવાથી કાથો રહે છે.
**કાકડી**–ચીકણુ- ટરકાકડી. વાળુ કાકડી. લાંબીકાકડી. એ આરીઆની જાત છે
**કાકડાસિંગી**-મેષ શૃંગી. એક જાતના ઝાડની ડાળી ઉપર જીવડાને લીધે ટેકરા જેવું થાય છે તે
**કાળી ઉપલસરી**-કાળો કાંટાશેરીઓ
**કુડો**–કડો. ટીકા જુઓ પાને ૪૦
**કુલત્થ**-કુલથી. કુળિથ. હુલગે. હુલવાલ.
**કુઠ**--કોઠુ
**કુંવરનું પાઠું**-કોર ફડ- ઘીકુમારી. કુંવાર
**કુષ્માંડ**-કોહોળું. ભુરૂ કોહોળું. સફેત કોહોળું
**કુતરાનો પીત્તો**-કુતરાનું કલેજું
**કુમાડીઓ**–પવાડ. ટાંકળા- તરાટે. સ્નેવાડ. ચકૃમર્દ
**કુકડીનું ઇંડુ**-મરઘીનું ઈંડું
કુકર ભાંગરો–હાડીઆ કરહણ. ટીકા જુઓ પાને ૧૬૦
કુંદર–રૂમી મસ્તકી- એ ગુંદર જેવી હોયછે
**કેરીની ગોટલી**–કેરીમાંથી ગોટલો નીકળે છે તેને ભાંગવાથી ગોટલી નીકળે છે તે.
**કેરાં**–કેયડાના કાંટા થાય છે તેને ફળ આવે છે તે કેરાં. એનું અથાણું થાય છે.
**કેસર**–એના વાળા કસુંબીનાં જેવા થાય છે
**કેવડાનો અર્ક**–કેવડાનું ઝાડ થાય છે તેની ડાળીઓમાં કેટલીક મુદતે એક દોડો આવે છે તેને કેવડો કહે છે. તેનો અરક કાઢવો અગર કાઢેલો મેળવવો.
**કેરી**–આંબાના ઝાડના ફળને કેરી કે આંબ કહે છે.
**કેળનોરસ**–કદળીનો રસ- કેળના થડનો રસ કાઢવો તે કામમાં લેવો.કેળ ઘણી જાતની થાય છે
**કેસુડાનુંચૂર્ણ**-ખાખરાના ઝાડના ફુલનો ભૂકો
**કેતકીનું મુળ**–કેવડાનું મૂળ
**કેવડાનું મુળ**–કેતકીનું મૂળ
**કોરાંટો**–સિપડુ-કંટસરૈયા. કાંટાસેરીઓ
**કોષ્ટ**–ઉપલેટ
**કોલીજન**-પાનની જડ- કોળીજન- કુલીજન
**કોઠુ**–કોઠીના ઝાડનું ફળ. કવથ. કૈથફળ
**કોયલનાં બીજ**–કૌચનાં બી. કુહિલીનાં બી.
**કોલીજન**–એના છોડ આંબા હળદર સરખા થાય છે- એ ગોવામાં ઘણા થાય છે. મુંબાઇમાં એના કડકા અથાણામાં નાખે છે. પાનની જડને પણ કોલીજન કહે છે.

**કોડી**-એ શંખની માફક દરીઆના જીવડાનું ઘર છે. કોડીઓને સર્વે જણ ઓળખે છે.
**કોકમ**-આમચુર- આમસોલા.
**કૌચનાં બીજ**-કૈચીનાં બી. કવાંચ બી. કુહિલીના બી. કોયલ સબ્દ જુઓ.
**કંપીલો**-કંપિલો એક જાતના ઝાડ ઉપર ગાંઠો બાઝે છે તેને કંપીલો કહે છે
**કંકોળ**-કાપુર ચિની. શિતળ ચિની. ચીનીકબાલા. કબાબચિની. હિ.
**કંટકવૃક્ષ**-હેરા મણીનું ઝાડ

## ખ

**ખરેંટી**-ચીકણા. કાંસકી વૃક્ષ. બલા વૃક્ષ.
**ખસ**-વીરણના વાળા. સુગંધ વાળો.
**ખસખાનુ**--વીરણ વાળાની ટટીઓ વાળી જગા
**ખબુતરની હઘાર**-ખબુતર નામે પક્ષીની વીષ્ટા. પારેવની હઘાર.
**ખલ**--ખોળ
**ખાખરો**-પલાશ- કેસુડાના ફુલનું ઝાડ. એના ફળને પીત પાપડો કહે છે
**ખાપરીયું**-કલ ખાપરી- ખરપર- જસતનાં ફુલ
**ખારેક**-સુકી ખજુર. છવારા.
**ખાપરીનો ભાજી**-એ સરદ જમીનમાં થાય છે એ પથર કોડીના જેવી દેખાય છે
**ખાલ ધુમ**-સ્નાયુ, ચામડુ, ખરી, શીંગડુ, હાડકાં વગેરેની મેળવણીની ધુણી.
**ખાર**-ટીકા જુઓ પાને ૧૩૭
**ખીલ**-ધાણી. સાતુ. ચોખાની ધાણીનો લોટ.
**ખીપ**-ખીપડા-પ્રસારણી.
**ખેરસાર**-ખેરસાર. ખદીર સાર. એ ખેરના લાકડામાંથી નીકળે છે.
**ખેંણીનું મુળ**--છીણીનું મૂળ- ટીકા જુઓ પાને ૨૯૫
**ખુરાસાણી અજમો**-એનાં બી ઝીણાં ચપટાં, ભુરા, કેફી, સ્વાદ વગરનાં હોયછે.

## ગ

**ગજ પીપર**-ગજ પીપલી. એ પીપરથી જુદીજ છે. ચવકની છાલને ગજ પીપર કહે છે
**ગળો**-ગુળવેલ. ગરૂડવેલ .કો. ગીલોઇ. ગળો ટીકા જુઓ પાને ૧૬૯
**ગરમાળો**-કિરવાલા. કણજુવા. ગિરિમનો હર. બાહવા. આમલતાસ. હિ
**ગળોનું સત્વ**-ગળોના નાના તુકડા કરી પાણીમાં પલાળી મુકવા પછી વલોવવા એવી રીતે સારી પેઠે કરવા પછી એ પાણી નીતરવા દેવું. એટલે નીચે સત્વ જામશે તે પાણી કાઢી નાખી લઇ લેવું
**ગુલબાના પાન**-રામ રક્ષાનાં પાન. કો. ગુલબાનાં પાન.
**ગરડચાનું મુળ**-ઇદ્રવરણાનું મૂળ
**ગરણી**-ઝેયણી. ગોકર્ણી. એના વેલા ચાલે છે તેને શીંગો આવે છે તેમાં બીજ થાય છે તે બીજ જુલાબ લેવાના કામમાં આવે છે.
**ગાજર**-ગજુ. ગૃંજન. ગાજર
**ગાંજો**-ગાંજો અને ભાંગ એકજ ઝાડમાંથી નીપજે છે. એની કળીઓને ગાંજો અને પાંદડાંને ભાંગ કહે છે.
**ગીધની હઘાર**-ગરધલ નામે પક્ષીની વીષ્ટા
**ગુડહલનાં ફુલ**-ચીત્રકનાં ફુલ. ગલતોરાનાં ફુલ.
**ગુલકંદ**-ગુલાબના લીલા ફુલ લાવી તેની પાંખડીઓ જુદી પાડવા પછી તેટલીજ શાકર લઇ એક રીઢા વાસણમાં શકર પાથરી ઉપર ગુલાબના ફુલની પાંખડીનો થર કરવો. તે ઉપર શાકરનો થર કરવો. તે ઉપર પાંખડીનો થર કરવો. એક માસ તડકામાં એવી રીતે કરી રાખી મુકવાથી ગુલકંદ થાય છે. પણ વાસણનું મોં સખત બંધ કરવું.
**ગુલ્હી બોલીના મુળની છાલ**-કાસી અથવા વડ બોરડીના મૂળની છાલ
**ગુંદર**-ગુંદ. ગોંદ. ઝાડમાંથી રસ ઝરી જામે છે તેને ગુંદર કહે છે. દવામાં ઘણું કરી બાવળનો ગુંદર કામમાં આવે છે
**ગુગળ**-ગુગુળ- ભેંસા ગુગળ. એ એક ઝાડનો ગુંદર છે
**ગોમુત્ર**- ગાયનું મૂત્ર.
**ગોખરૂ**-સરાંટે. ગોક્ષુર. એનો છોડ થાય છે તેની ડાળીમાં ગોખરૂ થાય છે.
**ગોરૂ ચંદન**-ગોરોચન. એની મસ્ત બળદ તથા ગાયના પીતા શયમાં કાંકરી પેદા થાય છે.

**ગોપાલ કાકડી**
**ગોરખ કાકડી** } ચીભડુ. આરીઉં. જેની
**ગોખાલકાકડી** પાકી ફુટે થાય છે
**ગોળ જુનો**–ત્રણ વરનો જુનો ગોળ. ત્રણ વરસ ઉપરાંતનો ગોળ.
**ગોભી**–ગળજીભી. ગું. ગાજબાન ફા. ગોજી બ્હક. ભોપાથરીની ભાજી.
**ગોકળ ગાય**–ઇંદ્ર ગોપ. બિર્બુટી કીડો.
**ગૌરીસર**–ઉપળ સરી. હંશરાજ નામે જડી ઉપલસરી શબ્દ જુઓ.
**ગંગેરણી**- છાલ-નાગબલા. ગુડસકરી
**ગંધક**-એ જગત પ્રસિદ્ધ દવા છે. આમલસાર ગંધક ઘણું કરી દવામાં વપરાયછે
**ગંગા પારની તમાકુ**-સારી ઉંચી જાતની તમાકુ
**ગંધક સુદ્ધ**–ટીકા જુઓ પાને ૩૯

## ઘ

**ઘઊલો**-ફુલ પ્રીંગુ. એ સુગંધી પદાર્થ છે
**ઘીઆ પાકાનો રસ**-દુધીનો રસ. નઈઆનો-રસ

## ચ

**ચવક**-કાળા મરીના મૂળને ચવક કહેછે. ચવકની છાલને ગજ પીપર કહે છે.
**ચણખાર**-ચણાનો ખાર. ચણાની ખાટી.શીઆળામાં એના કુમળા છોડ ઉપર સવારમાં ઝાકળનું પાણી પાંદડાં ઉપર હોય છે. તે ઉપર આસ્તેથી બારીક કપડુ પાથરવું, એટલે કપડુ પાણી ચુસી લેશે તેને બાટલીમાં નીચોવી નીચેવીને ભરી રાખવું, તે ચણખાર
**ચણોઠી**–ગુજ. એના વેલા ચાલે છે. એના બી તે ચણોઠી. તે લાલ. કાળી. ધોળી, એવી ત્રણ ચાર જાતની થાય છે-
**ચાંદવેલ** -પ્રા. રાજ બલા. દે. મુસા નીત વેલી. હિ. ભરૂચી ભાજી. ચીલની ભાજી
**ચાતુર જાત**-તજ, તમાલ પત્ર. નાગકેસર, એલચી, આ ચાર ચીજને ચાતુર જાત કહે છે.
**ચિત્રક**-ચીતરો. ચીતળ. એનો છોડ થાયછે.
**ચિકણાં. પ્રા.**-કાંસકી ગુ. ચિકલણ કડી, તૂપ કડી, લેચા. કોં. બલા સં. ખરેંટી.
**ચિરપોટણી**–ચિરપોટા. કાકમાચી.
**ચીલ(ની ભાજી)**-ગુ. ચંદન વથવાર. પ્રા. બડા બથવા હિ. લગુ ચાકવત. રક્તચાકવત. દે, બથવા
**ચીની કબાલા.**ગુ॰-શીતળ ચીની. હિં. ચણુ કબાબ. કબાબા.
**ચીમડ**–કાકમાચી. વનકુલીત્થ. ચીમડનાં ચપટાં બારીક, કાળાં બીજ હોય છે;
**ચુકો.પ્રા.** -થોર ચુકા. આંબ વતી. દે. એની ભાજી સુરતમાં ઘણી પ્રસિદ્ધ છે
**ચુનો**–કળી ચુનો એ સાત પ્રકારનો છે. પણ પથરાનો કળી ચુનો ઘણું કરી એસડમાં વપરાય છે
**ચોખાની ધાણી**–ડાંગરની ધાણી
**ચોખ**-ઉપલોટ- કુષ્ટ કોષ્ટ-
**ચોપા ચિની પ્રા.**- રવન, રાવનફા- આ-ચોપચિની- આ દવા ચીન તરફથી આવે છે.
**ચંદન**-સુખડ- ચંદન. એનું મોટું ઝાડ થાય છે તેના લાકડાના વચલા પાકા ભાગને ચંદન કહે છે- તે સુગંધીદાર છે.
**ચંપાનું મૂળ**-ચંપાના ઝાડનું મુળ-
**ચંબેલીનાં પાન**-જાયનાં પાન-
**ચંદનનું તેલ**-એ ઉમદા સુગંધી પદાર્થ છે-પરમીઆ ઉપર બહુજ ગુણકારી છે-

## છ

**છડ**-છડ છડીલો- જટામાસી- દગડ ફુલ- એ સુગંધી પ્રસિદ્ધ છે
**છડછડીલો**-દગડ ફુલ, પત્થર ફુલ- છડ
**છુતરા**-અફીણનાં ડોડવાં-

## જ

**જવાસો**-ધમાસો
**જળભાંગરો**-ભાંગરો- પાકો- એનો નાનો છોડ જળાશયની જગામાં થાય છે.
**જમાલગોટા.** હિં- નીપાળો ગુ- જેપાળ કોં. દંતીબીજ-
**જળો**-તળાવમાં એક જાતનાં પ્રાણી થાયછે તે માણસોને રોગીલી જગાએ લોહી ચુસી લેવા લગાવે છે .
**જવખાર**-યવખાર- યવક્ષાર-
**જવનો સાતુ**-શેકેલા જવનો લોટ.
**જટામાસી**-છડ છડીલો- દગડ ફુલ
**જાયફળ**-જાયફળ- જાતિફળ જોંઝ્બુવા- ફા-
**જાંબુડાના કળીઆ**-જાંબુડાના ઝાડના ફળના કળીઆ

**જાંબુડો**-જાંબુડાનું ઝાડ- ફરેંદ વૃક્ષ- હિ- જાંબુળ- પ્રા-

**જાવંત્રી**-જાયપત્રી- પત્રી- કોં- જાયફળને વળગેલી છાલને જાવંત્રી કહે છે-

**જાયનાં ફુલ**-ચંબેલીનાં ફુલ

**જાલ**-પીલુંડી- ભોંય પીલુડી- જેના ફળને પીલુંડાં કહે છે- એનો છોડ થાય છે-

**જીરૂ**-જીરૂં- જીરે પ્રા. જીરા.હિ. એ પાંચ પ્રકારનું હોય છે- એક સાધરણ જીરૂ; ૨ સાજીરૂ- ૩ ઓથમી જીરૂ જેને ઈસબ ગોલકે ઉટીંઉ જીરૂ કહે છે. ૪ કાળી જીરી. ૫ શંખ જીરૂ-

**જેઠી મધ**-જયેષ્ટી મધ- મલોઠી- યષ્ટી મધ જેઠી મધનાં મૂળ તથા પાન ઓસડમાં વપરાય છે- તેનું સત્વ નીકળે છે તેને જેઠી મધનો શીરો કહે છે-

**જંભીરી**-એ એક જાતનું મોટુ લીંબુ હોય છે જેને જમીરા લીંબુ કહે છે.

### ઝ

**ઝાડની જડ**-ખેંણીના ઝાડનું મુળ

**ઝેર કચોલાં**-ઝેર કોચલાં- કુચલાં. વિષતિંદુક- એનાં ઝાડને ફળ થાય છે- તેની અંદરના બીજને ઝેર કચોલાં કહે છે-

### ટ

**ટીંડસ** ટીંડોરા એનું શાક થાય છે- દિ ઢશીંપ્રા ઘેંડશી:

**ટેંડુ**-લોધ્ર. કોં-લોધ દે. સોન પાડર- હિ-

**ટંકણખાર**-ટંકણ ખારનાં પાટીઆં. ગુ- સ્વાગી- કો: ટંકણ ખાર- પ્રા.

### ડ

**ડાંસરા**-તંતડીક બીજ. આમલીની છાલ

**ડાભનું મુળ**-ડાભ પ્રસિદ્ધ છે જે પવીત્ર કામમાં વપરાય છે

**ડુકર કંદ**-શુકર કંદ- રતાળુ કંદ

### ત

**તલનો ખાર**-ટીકા જુઓ પાને ૧૪૮

**તમાલ પત્ર**-તજના ઝાડના પાનને તમાલ પત્ર કહે છે તે ગાંધીની દુકાને મળે છે

**તજ**-દાલ ચીની- એની છાલ હોય છે

**તલ**-તીલ જેનું તેલ દરરોજના કામમાં વપરાય છે.

**તવાખીર**-તવખીર. પાંચ પ્રકારથી જવ, ઘઉં, ચોખા, તાલ વૃક્ષ, વન ગાયનું દૂધ, એનું થાય છે તે.

**તાલીશ પત્ર**-તાલીશ પત્ર. આ પાંદડાં તમાલ પત્ર કરતાં મોટાં હોય છે

**તામ્ર ભસ્મ**-તાંબાની ખાખ. મારેલું તાંબુ ટીકા જુઓ પાને ૨૦૭

**તાલીમખાનું**-એખરો. કોકીલાક્ષ. એનો છોડ થાય છે તેના બીજ ઘણું કરી ઓસડમાં વપરાય છે. કોળીસ્તાનાં બીજ. વીખર બીજ.

**તાંબુલ**-નાગરવેલનાં પાન

**તાંદળજો**-તાંદળજા તંદુલ. ચોળાઇ. એની ભાજી થાય છે તેનું શાક લોકો કરે છે.

**ત્રાયમાણ**-ત્રાયંતી. ત્રાયંતીકા. તીંદુ. (તેંદુ) હિં-ટેંભરૂ. દે. ટીમરૂ. ગુ. કાક ટેંભુરણી. કાંટે ટેંભુરણી કોં.

**ત્રીફળા**-હરડાં, બેહેડાંને આંમળા સરખે ભાગે લઈ ખાંડી રાખવાથી ત્રીફળા થાયછે

**ત્રીકટુ**-સુંઠ. મરી. પીપર. સરખે ભાગે લઇ વાટવાથી ત્રીકટુ થાય છે.

**તુલસી**-સ્વેત, કૃષ્ણ. વૈજયંતી. રાન તુળશી. કાપુર માલી. તુળશી. વૃંદા.

**તુરીઉં**-એનું શાક થાય છે. દોડકી. પ્રા. શીરાળી. કાં. તોરી. તુરયા. હિં.

**તુષ**-સુંઠ. બેહેડા.

**તુંબરૂ**-ઈંદ્રવરણું. તસતુંબો.

**તેજપાત**-માળવામાં પ્રસીદ્ધ છે.

**તેજબળ**-તેજવતી. તેજવલ્કલ. તીપાની. તેજોવતી. ટીકા જુઓ પાન ૧૯૬

**તેતરોપક્ષી**-એ પક્ષીને ફકીર લોક પાંજરામાં પાળે છે. તે મલ હર છે.

**તેવરસીનાં બીજ**-કાકડી, તાંસળી, ચીકણનાં બીજ.

### થ

**થોર**-નિવડુંગ-ચોરીઓ જેની ઘણી જાત થાય છે. પણ દવામાં કાંટા વાળો થોર તથા તેનું દુધ કામમાં આવે છે.

### દ

**દશમુળ** / **દશમુળી** } દશમુળ-મુઝારી ગરજીભી કે જેને બોભી કહે છે તેના પાન જેવાં પાનની જડી બુટી થાય છે. તેને મુળ સમેત ખોદતાં દશ કરતાં વધારે મૂળ નીકળે છે. એ ગુજરાતમાં ખેતરોના શેડા ને પડતર જમીનમાં ઘણી થા

ય છે.
દરો-ધ્રરો. એ એક જાતની ઘાસ છે. તે જ
મીન ઉપર છાટલાની માફક પથરાય છે
દહીં-દધી. દુધમાં છાશ નાખી રાખી મુક
વાથી બીજે દીવસે ઠરી દહીં જામે છે.
દડઘલ-કુંભો. દ્રોણ પુષ્પી. ઉત્તરણી.ટીકા જુ
ઓ પાને ૫૫
દગડફુલ-પથરફુલ. હિં.
દક્ષણી સોપારી-ચીકણી ને બાફેલી સોપારી
દાંતી- } નીપાળો-દાંતાળી. તીરાફળ ફા.જે
દાત્યુણી } પાળ. જમાલગોટાનાં બીજ.
દારૂહળ:ર-એનું લાકડું હોય છે.
દાલચીની--તજ
દાડમનાં છોડાં-દાડમના ફળનાં છોડાં
દારૂ કાઢવાનો મસાલો.-દારૂ કાઢવાનો જાવો
દાડમ-અનાર. હિં. દાળિંબ. દે.
દારૂ-સુરા. મદીરા. મદ્ય
દ્રાક્ષ-સુકી કાળી દરાખ, એ ઘણી જાતની
થાય છે પણ કાળી દરાખ ઓસડમાં કા
મ આવે છે.
દીવેલી-એરંડાનું બી. એરંડી
દીવેલ--એરંડાના બીનું તેલ. એરંડીઉ
દુરાલભા-ધમાસો-ધમાસા
દુધી-દુધેલી.ગુ. નાગાર્જુની. ખીચ દુલા. દુ
ધની. દુધુસી. દુગ્ધફેસી. સં.
દોડીનાં બીજ-હરણ દોડીનાં બીજ પ્રસી
દ્ધ છે.

ધ

ધમાસો-ધમાસો. દુરાલભા. જવાસો
ધાણા-ધણે.પ્રા.ધનિઆ. હિં.કિથિં બીર્યા. કો.
ધાવડીનું ઝાડ-ફુલ- ધવાઇનાં ઝાડનાં ફુલ.
ધાઇટીના ઝાડનાં ફુલ.
ધામણ વૃક્ષ-ધામણનું ઝાડ
ધંતુરો-ધંતુરો. ધોત્રા ધંતુરો એ બે જાતનો
થાય છે સફેત અને કાળા ફુલનો.

ન

નવસાર-નવસાગર. નૌસાદર. નૌસાર
નસોતર-નિશોતર. તેડ. નિશોથ. હિં.
નગોડ-નીરગુંડી-સંભાલુ. સમાલુ. એનું ઝા
ડ થાય છે.
નખલા-(નખ -કસ્તુરીઆ મૃગના નખ. અ
થવા જેમાં અંબર થાય છે તેની ખરી
છે એવું કહે છે.
નરસલનું મૂળ-પોલી સરકટનું મૂળ.
નરકચુર-સટકચોરા. કચુર. કચોરા. સડ ક
ચોલાં.
નાગરમોથ-ચીડાની મોથ. ચીઢા નામે ઘા
સની ગાંઠો. ભદ્રમોથ. રાજમોથ. નાગર
મોથો પણ કહે છે.
નાગકેસર-કબાબ ચિની કબાબ.
નાકછીંકણી-ભુતાકેસી જે જરા મસળીને
સુંઘવાથી ઘણી છીંકો આવે છે.
નાગદવણી-નાગદોણ
નાદણવણીનાં ફુલ નરમા જાતના કપાસ
ના ફુલ. લાલ કપાસનાં ફુલ.
નાગરવેલ-પાનવેલ. તાંબુલવેલ.
નિર્ગુંડી-પાન-નગોડના પાન-સંભાલુનાપાન
નિલનું મૂળ--ગળીના છોડનું મૂળ
નિર્મળી-નિવળી ચિલ્હાર જળસોધની કંટક
વૃક્ષના ફળનાં બીજ.
નીપાળો-જે પાળ. જમાલગોટા. નેપાળો.
નીરસસ્તો ઔષધિ-રગસોસી- પથરચટી.
નેત્રવાળો-કાળો વાળો.સુગંધ વાળો. વીરણ
વાળો.
નૌસાર--વજ્રસાર. નવસાર
નોળવાની હુધાર-નોળ. નોળીઆની વિ
ષ્ટા. જે જાનવર સાપનો કટો વેરી છે.

પ

પદમાસ--પદમકાષ્ટ. પદમાસનું લાકડું
પડોળ--પંડોળાં. જે લાંબા લાકડી સરખાં
થાય છે. જે વડોદરામાં ઘણા મળે છે.
એનું શાક થાય છે.
પલાશ પાપડો-ખાખરાનું બી. ખાખરાની
શીંગ.
પરવાળાં-એ દરીઆમાં એક જાતના જીવ
ડાના ઘર છે તે લાલ રંગના હોય છે.
પસર રીંગણી-ભોરીંગણી. ભોટીંગડી.
પ્રષ્ટપર્ણી-પીઠવણ. ભાલ. ડાવલા. નવરી.
પાઠ-પહાડ મૂળ. પહાડી. કાળીપાઠ.
પાન-નાગરવેલના પાન. તાંબુલ.
પાઢલ વૃક્ષ-પહાડનું ઝાડ. પહાડ વૃક્ષ.
પાપડીઓ ખારો-સંચોરો. ખારો.
પારેવા--જંગલી ખબુતર
પીપર--પીપળી-પીપેરો. એ નાની તથા મો
ટી બે જાતની થાય છે.
પિત્તપાપડો-થરમરે. પલાશ પાપડો-

ધાસીઓ પીત્તપાપડો ખડસબીઓ
પ્રિંગુ ફુલ-ધઉલો
પીસોળા—દારૂડી. કાંટાશેરીઓ હળદીઆ ફુલનો-
પુનર્નવા-સાટોડી- લાલ સાટોડી. વીષખાપરો.

## ફ

ફાલસા-એ સુરત અને અમદાવાદમાં ઘણા મળે છે-
ફટકડી-ફિટકડી-તુરટી-
ફુલપ્રીયંગુ—ધઉલો

## બ

બરાસ કપુર-બરાસ-ભીમશેનીકપુર. ટીકા જુઓ પાને ૧૫૧
બકાયણ—બકામ લીમડી. બકાણીનિંબ.
બાવચી—આવચી બાવચી. બાવચાં એનો છોડ તુળસીના જેવો થાય છે.
બાજરી—બાજરી. સજગુરા
બાવળ—બાબુલ. બાભુળ. એનું ઝાડ મોટું થાય છે
બ્રાંબ-બ્રામ. બ્રાંબી. જલબ્રાહ્મી. સર્પાક્ષી.
બાકુફળી—બાફળી. બહુફળી. બાઉફળી.
બીજોરાની ભીતરનું જીરૂ—બીજોરાની અંદરની ખાટી કળીઓ. બીજોરાનું કેસર.
બીલાનો મગજ—બીલીના ફળનો મગજ
બીજાબોળ—રક્તબોળ
બીજોરાનું કેસર-બીજોરાના ફળમાંની ખાટી કળીઓ
બીજોરૂ—માહાલુગું. ટીકા જુઓ પાને ૧૮૪
બીલીનાં પાન-બીલીના ઝાડનાં પાન
બેહેડુ બેહેળા. બેહેડા. બેહેર.
બ્રાહ્મી—ભરમી. વીધ્યા બ્રાહ્મી
બોરની મીંજ—બોરડીના ફળના કળીઆનો મગજ
બોળ-રક્તબોળ- બોલ. જે ગુગળ સરખો એક જાતની ઝાડનો ગુંદર છે
બોલસિરીની છાલ—કુંદના વૃક્ષની છાલ. મોલસરી.
બંને ચંદન-ચંદન અને રક્તચંદન
બંને હળદર-હળદર અને આંબાહળદર
બંને જીરૂ-જીરૂ અને સાજીરૂ
બંનેરીંગણી-રીંગણી અને ભોરીંગણી

## ભ

ભારંગ-ટીકા જુઓ પાને ૧૯ મે
ભાંગ-ગ્નાનવલ્લી. માયા. વિજયા. ગાંજાના પાન
ભાંગરો-માકો. ભૃંગરાજ- જળભાંગરો.
ભીલામા સુદ્ધ-ટીકા જુઓ પાને ૩૯
ભીમસેનો કપુર-ટીકા જુઓ પાને ૧૫૧
ભીલામા-ભીલાવા હિં. બિબે. કાળા. કો. ટીકા જુઓ પાને ૨૦૫
ભોરીંગણી-ભોટીંગડી- પસર. રીંગણી.

## મ

મહાબલા—મોટી ચિકણા- મોટી કાંસકીનું ઝાડ.
મરીચ કંકોળ-ચિની કબાલા, કબાબ ચિની
મહુડાં—મહુડાના ઝાડનાં ફુલ. ટીકા જુઓ પાને ૧૭૭
મરી—કાળાં અને ધોળાં એવાં બે જાતના મરી થાય છે. મિરચી.
મજીઠ—ટીકા જુઓ પાને ૧૭૭
મઠર-એ તુવેરના દાણા સરખા દાણાનું ધાન્ય છે. મસુર
મંડુર—લોહકાટ ભસ્મ-જુના લોઢાના કાટની ખાખ
મગનો સાતુ-શેકેલા મગનો લોટ
મસુરનો સાતુ-શેકેલા મસુરનો લોટ
મરડા શીંગ—મુરૂડ શેંગ. કેવળીની શીંગો
મસ્કતી આમલી—અરબસ્તાનમાં થાયછે. ને એ દેશના મસ્કત શેહેરમાંથી આ દેશમાં આવે છે. તેથી એને એવું નામ કહે છે એ દેશમાં એને તમ્બાર કહે છે.
મસ્તકી ગુંદર—રૂમી મસ્તકી. મસ્તકી.
મધ—મદ- શેહેત. મધ.
મરઘો પક્ષી—કુકડો- મરઘો
મહો—દહીંમાં. સુંઠ, મરી, પીપર, રાઇ, મીઠું. અનુમાન માફક નાખી તૈયાર કરે તે.
મદન બાણનાં ફુલ—રામ બાણનાં ફુલ.
માનકંદ—માઆના ઝાડનું મુળ
માક્ષીક-સોના મુખીનો ગાંગડો
માલકાંકણી—કાગોણી- કરડ કાંગિણામીલ કાંકણી.
માસપર્ણી—રાની અડદ

